Ācārya Hemacandra's

# KĀVYĀNUŚĀSANAM

## (With Critical Introduction and Gujarati Translation)

**L. D. Series : 123**

General Editor
**Jitendra B. Shah**

Edited by :
**Dr. T. S. Nandi**



**L. D. INSTITUTE OF INDOLOGY**
**AHMEDABAD - 380 009**

Ācārya Hemacandra's

# KĀVYĀNUŚĀSANAṀ

(With Critical Introduction and Gujarāti Translation)

L. D. Series : 123

General Editor
Jitendra B. Shah

Edited by :
Dr. T. S. Nandi



L. D. INSTITUTE OF INDOLOGY
AHMEDABAD - 380 009

L. D. Series : 123

•

**Kāvyānuśāsanaṁ**

•

Editor
**Dr. T. S. Nandi**

•

Published by
**Dr. Jitendra B. Shah**
**Director**
**L.D.Institute of Indology**
**Ahmedabad**

•

**First Edition :** June, 2000

•

**ISBN 81 - 85857 - 05-9**

•

**Price :** Rs. 480/-

•

Typesetting
**Swaminarayan Mudran Mandir**
**Dharnidhar Printing Press**

•

Printer
**Navprabhat Printing Press,**
Gheekanta Road, Ahmedabad
Tel. 5508631
5509083

आचार्य हेमचन्द्र विरचित

# काव्यानुशासनम्

गुर्जर भाषायां भूमिका-अनुवाद-सहितम्

ला. द. ग्रंथश्रेणी १२३

प्रधान संपादक
जितेन्द्र बी. शाह

संपादक
डो. तपस्वी नान्दी



लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामन्दिर
अहमदाबाद - ३८० ००९

# પ્રકાશકીય

આચાર્યશ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત "કાવ્યાનુશાસન" ગુજરાતી અનુવાદ સહિત પ્રકાશિત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. બે વર્ષ પૂર્વે અમદાવાદના વિદ્વાન મિત્રો સાથે પાટણમાં આયોજિત હેમચંદ્રાચાર્ય સમારોહમાં ભાગ લેવા જઈ રહ્યો હતો ત્યારે પ્રાધ્યાપક ડૉ. તપસ્વી નાન્દી પણ સાથે હતા. તેમની સાથે ચર્ચા કરતાં જાણવા મળ્યું કે તેમણે કાવ્યાનુશાસનનો વિસ્તૃત ગુજરાતી અનુવાદ તૈયાર કર્યો છે. મેં તેમને લા.દ.ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર દ્વારા તે પ્રકાશિત કરવા પ્રસ્તાવ મૂક્યો. તેમણે મારી વાત સહર્ષ સ્વીકારી લીધી અને ટૂંક સમયમાં જ કાવ્યશાસ્ત્રની પરંપરાની વિસ્તારપૂર્વકની ચર્ચા કરતી પ્રસ્તાવના લખી ગ્રંથ તૈયાર કરી પ્રકાશન માટે અમને આપ્યો તેથી અમને આનંદ થયો. આ માટે અમે તેમના ખૂબ જ આભારી છીએ. મૂળ ગ્રંથ કલિકાલસર્વજ્ઞ, કુમારપાલભૂપાલપ્રતિબોધક, ગુજરાતગૌરવ શ્રી હેમચંદ્રાચાર્યે ટીકા સહિત રચ્યો છે. તેમાં વર્તમાનમાં લુપ્ત એવાં અનેક કાવ્યશાસ્ત્રોનાં, સાહિત્ય-ગ્રંથોનાં ઉદ્ધરણો પ્રાપ્ત થાય છે. તેથી આ ગ્રંથ વિશેષ મૂલ્યવાન બની રહે છે. તેમ જ કાવ્યશાસ્ત્રના અધ્યયન માટે પણ સૂત્રાત્મક શૈલીમાં રચાયેલ આ ગ્રંથ સરળ અને સુબોધ હોવાથી વિભિન્ન યુનિવર્સિટીમાં ભણાવવામાં આવે છે. તેના પ્રમાણભૂત અને વિદ્વત્તાપૂર્ણ અનુવાદની ઊણપ વર્તાતી હતી તે આ પ્રકાશનથી પૂર્ણ થાય છે. પુનઃ આ ગ્રંથનું પ્રકાશન કરવાની સમ્મતિ આપવા બદલ પ્રાધ્યાપક ડૉ. તપસ્વી નાન્દીનો આભાર માનીએ છીએ. અમને આશા છે કે કાવ્યશાસ્ત્રના જિજ્ઞાસુઓને આ ગ્રંથ ઉપયોગી થશે.

જુલાઈ - ૨૦૦૦ જિતેન્દ્ર શાહ

## ડૉ. તપસ્વી એસ. નાન્દી, M.A. Ph. D.

જન્મ :- ૨૨ સપ્ટે. ૧૯૩૩

**વિશેષ યોગ્યતા :**

(૧) શ્રીમતી નાથીબા સુવર્ણપદક ૧૯૫૩, ગુજ. યુનિ.
(૨) ડૉ.નાયક સંશોધન સુવર્ણપદક ૧૯૭૩, ગુજ. યુનિ.
(૩) ભારતના રાષ્ટ્રપતિ દ્વારા સમ્માન, ઑગસ્ટ ૧૯૯૦.
(૪) એમેરિટસ પ્રોફેસર, યુ.જી.સી., દિલ્હી, ફેબ્રુ. ૧૯૯૫

**શૈક્ષણિક અનુભવ :-**

જૂન ૧૯૫૫ થી જૂન ૧૯૬૪, અધ્યાપક, સંસ્કૃત વિભાગ, શ્રી હ. કા. આર્ટ્સ કોલેજ, અમદાવાદ; જૂન ૧૯૬૪ થી ઓક્ટો ૧૯૯૬-સંસ્કૃત વિભાગ, ભાષા સાહિત્ય ભવન, ગુજ. યુનિ., અમદાવાદ; નિવૃત્ત સંસ્કૃત વિભાગાધ્યક્ષ અને પ્રોફેસર, ભાષા સાહિત્ય ભવન, ગુજ. યુનિ., અમદાવાદ; ('૮૪ ફેબ્રુ. થી '૮૫ ડિસે., અધ્યક્ષ લા.દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર)

**સંશોધનનું ક્ષેત્ર :-**

સંસ્કૃત સાહિત્યશાસ્ત્ર અને સંસ્કૃત સાહિત્ય;

**સંશોધન લેખો :-**

કુલ ૭૫ થી વધુ સંશોધન લેખો ; ભારતના પ્રસિદ્ધ સંશોધન સામયિકોમાં પ્રકાશિત;

**ગ્રંથો :-**

(i) The Origin and Development of the theory of Rasa and Dhvani in Sanskrit Poetics - (Doctoral Thesis) - Pub. - Guj. Uni.1973.
(ii) 'ધ્વન્યાલોક - લોચન' - સટિપ્પણ અનુવાદ અને ભૂમિકા; પ્રકાશન - ગુજ. યુનિ. અમદાવાદ ૧૯૭૩.
(iii) સંસ્કૃત નાટકોનો પરિચય; પ્રકાશન- યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજ. રાજ્ય, અમદાવાદ આવૃત્તિ ત્રીજી, ૧૯૯૬.
(iv) ભારતીય સાહિત્યશાસ્ત્રની વિચાર પરંપરાઓ; પ્રકાશન - યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડ, આવૃત્તિ ત્રીજી, ઇ.સ. ૨૦૦૦.

(v) Mammaṭa's Kāvyaprakāśa, with sāra-Dīpikā of Guṇaratnagaṇi, ullāsas I-VI Vol. I, Guj. Uni.1976; critical edition,

(vi) Mammaṭa's Kāvyaprakāśa, with Sāra-Dīpikā of Guṇaratnagaṇi, ullāsas VII-X, vol.-II Guj. Uni.1984; critical edition;

(vii) ભારતીય નાટ્યશાસ્ત્રની વિચારપરંપરાઓ, યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડ; ૧૯૮૫.

(viii) Jinasamudra's Commentary on the Raghuvaṃśa of Kālidāsa; critical edn., pub. Guj Sāhitya Akādami; 1989

(ix) ભરતનું નાટ્યશાસ્ત્ર, અધ્યાય ૬- અભિનવભારતી સહિત; હર્ષવતી ટીકા સાથે , ગુજ. યુનિ. ૧૯૭૯

(x) ભરતનું નાટ્યશાસ્ત્ર, અધ્યાય ૧,૨ અને ૬ અભિનવભારતી સહિત; 'ચિન્મયી' વ્યાખ્યા સાથે; પ્રકાશન - સરસ્વતી સંશોધન પ્રકાશન સિરીઝ, વૉ. ૧, અમદાવાદ;૧૯૯૪

(xi) ભરતનું નાટ્યશાસ્ત્ર, અધ્યાય ૬ અભિનવભારતી સાથે તથા અધ્યાય ૧૬,૧૮,૧૯, પ્રકાશન - સરસ્વતી સંશોધન પ્રકાશન સિરીઝ, વૉ. ૨, અમદાવાદ;૧૯૯૪

(xii) Nātyaśāstra of Bharata vol. II, G.O.S. Oriental Institute, critical edition, revised in view of MS. - N; jointly with Dr. V. M. Kulkarni - (in press)

(xiii) 'મૃચ્છકટિક' સંપાદન - સ્રગ્ધરા નાન્દી, પુનઃ સંપાદન; ડૉ. તપસ્વી નાન્દી, સરસ્વતી સંશોધન પ્રકાશન સીરીઝ, અમદાવાદ; ૧૯૯૭

(xiv) Jayanta's "Kāvyaprakāśa Dīpikā" Critical Edn, in view of a fresh MS. from Hemcandra - Jñāna - Bhandāra, Patan (N. Guj.) - work in progress

(xv) "Ālaṃkārikas from Gujarat" - work in progress to be published by the L.D.Institute of Indology, Ahmedabad;

(xvi) "Kālidāsa and Sanskrit Criticism"- work in progress;

(xvii) Vyaktiviveka of Mahimabhaṭṭa, Trans.- Intro. in Gujarati - work in progress.

(xviii) હૈમ-વાઙ્મય-વિમર્શ, સંપાદન : ડૉ. તપસ્વી નાન્દી અને ડૉ. રાજેન્દ્ર નાણાવટી પ્રકાશન : સંસ્કૃત સાહિત્ય અકાદમી, '૮૭

આ ઉપરાંત ડૉ. તપસ્વી નાન્દીએ સ્થાનિક, રાજ્યસ્તરની, રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય સેમિનારો અને કોન્ફરન્સીસમાં ભાગ લીધો છે તથા વિભાગીય અધ્યક્ષ તથા અધ્યક્ષ તરીકે સેવા આપી છે.

તેમના માર્ગદર્શન નીચે ૧૪ વિદ્યાર્થીઓએ Ph.D. ડિગ્રી પ્રાપ્ત કરી છે તથા બીજા તેટલા જ વિદ્યાર્થીઓએ M.Phil.ની ડિગ્રી પ્રાપ્ત કરી છે.

# अनुक्रमणिका

# સમર્પણ...

**પ્રસ્તુત ગ્રંથ અમે,**

"सदा हृदि वहेम श्रीहेमसूरेः सरस्वतीम् ।
सुवत्या शब्दरत्नानि ताम्रपर्णी जिता यया ॥"

"(રત્નો જન્માવતી) તામ્રપર્ણી જેનાથી જિતાઈ છે એવી શ્રી હેમસૂરિની શબ્દરત્નો જન્માવતી સરસ્વતીને અમે સદા હૃદયમાં ધારણ કરીએ છીએ"—**આવા 'कलिकालसर्वज्ञ' આચાર્ય શ્રી હેમચંદ્રને** સમર્પિત કરીએ છીએ. વાસ્તવમાં જે એમનું છે એ જ એમને સમર્પિત કર્યું છે, કેમકે, અમે તો "**अकिञ्चन**" છીએ !

અને

બર્બરકજિષ્ણુ, ત્રિભુવનગંડ, **સિદ્ધરાજ જયસિંહદેવ, પુરાણ-પાટણનરેશને** આ ગ્રંથ સમર્પિત કરીએ છીએ કેમકે, શૂરવીરતા પોષવા સાથે તેમણે **'સિદ્ધ-હેમ-શબ્દાનુશાસન'** નામે મહાન ગ્રંથને હાથી ઉપર આરૂઢ કરી સબહુમાન નગરયાત્રા કરાવી અને વિદ્વાનો તથા વિદ્વત્તાની પણ કદર કરી...

અને

**મારા વહાલા વતન પાટણને,** જેની ધૂળથી મારાં માતા-પિતા, દાદા-દાદી, નાના-નાની, ફોઈ-ફૂવા, મામાઓ-મામીઓ, કાકા-કાકી, મારાં બેન, મારા મામા-કાકા-ને ઘેર જન્મેલાં ભાઈ-બહેનો, મારાં પત્નીના વડીલો, આત્મીયજનોનો પિંડ બંધાયો; જેની ધૂળમાં હું બાળપણમાં ખેલ્યો, જ્યાં મારા નાગરબંધુઓ વસે છે...

અને

**વ્હાલા પાટણવાસીઓને**—પાટણમાં રહીને તમામ જ્ઞાતિ, ધર્મ, લિંગ તથા સંસ્કાર શોભાવતા સહુને સપ્રેમ, સાદર સમર્પિત.

**ગુણાનુરાગી**
**તપસ્વી નાન્દીનાં**
વંદન

## 'अपि च'...

કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચન્દ્રના કાવ્યાનુશાસનનો પરિચય કેળવવાનું આજથી ૪૬ વર્ષ પહેલાં (ઈ. સ. ૧૯૫૩-૫૫) શરૂ થયું. M.A.ની તૈયારીમાં આ ગ્રંથ અલંકારશાસ્ત્રના એક પેપરમાં નિયત થયેલા ત્રણ ગ્રંથમાંનો એક હતો. બીજા બેમાં એક '**सलोचनः ध्वन्यालोकः**' હતો અને બીજો ગ્રંથ તે ઉપમા અલંકારથી શરૂ કરી ઉત્તરાલંકારની ચર્ચામાં જ્યાં ગ્રંથ અધૂરો રહી જાય છે ત્યાં સુધીનો અંશ (એટલે લગભગ ૫૦૦ મુદ્રિત પાનાં), તે રસગંગાધરના દ્વિતીય આનનનો. કાવ્યાનુશાસનના પહેલા પાઠ પૂ. રસિકભાઈ પરીખ સાહેબનાં ચરણોમાં શીખવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. આ ગ્રંથ '**सविवेकः**' ભણવાનો હતો. પૂ. પરીખ સાહેબ દ્વારા સંપાદિત (પ્રથમ આવૃત્તિ; તે વખતે ડૉ. કુલકર્ણીના સહસંપાદનવાળી દ્વિતીય આવૃત્તિ આવવાની બાકી હતી) ગ્રંથના પહેલા વૉલ્યુમમાં ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ અને આચાર્યશ્રીના જીવન કવન વગેરેનો સંપૂર્ણ પરિચય અપાયો હતો, અને દ્વિતીય વૉલ્યુમમાં સમીક્ષિત આવૃત્તિ અને સાથે મારા અલંકારશાસ્ત્રના બીજા મહાગુરુ પ્રો. આઠવળે સાહેબ દ્વારા લખાયેલી થોડી અંગ્રેજી નોંધ-આટલી સામગ્રી ઉપલબ્ધ હતી. પૂ. રસિકભાઈ, જેમનાં ચરણોમાં પાછળથી મને Ph.D. ડિગ્રી માટે શોધપ્રબંધ તૈયાર કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું, તેમનાં વ્યાખ્યાનોનો લાભ મળ્યો અને આચાર્યશ્રીના પરિચયની શુભ શરૂઆત થઈ. તે પછી વચ્ચે અધ્યાપન દરમ્યાન કાવ્યાનુશાસન અધ્યાય - ૧ અને ૬- બી. એ.ની પરીક્ષા માટે નિયત થયા તે ભણાવવાનો લાભ, વળી, M. Phil. માં કાવ્યાનુશાસન નિયત થવાથી તે ભણાવવાનો લાભ પણ મળ્યો. આ રીતે પરિચય સઘન થતો ચાલ્યો. ડૉ. સુશીલકુમાર ડે અને ડૉ. કાણેસાહેબના આચાર્યશ્રી માટેના અભિપ્રાયોમાંથી બહાર આવીને, પૂ. રસિકભાઈના સંસ્કાર કેળવીને આચાર્યશ્રી વિશેના મૂલ્યાંકનમાં તટસ્થ અને સમ્યક્ દૃષ્ટિ કેળવવા માંડી. દરમ્યાનમાં મારા મિત્ર પ્રા. ડૉ. અમૃતભાઈ ઉપાધ્યાયને, Ph.D. માટે, આચાર્યશ્રીના કાવ્યાનુશાસનનો-આચાર્યશ્રી એક આલંકારિક તરીકે-નો વિષય નિયત થયો તેમાં માર્ગદર્શન આપવામાં પરમાત્માએ મને નિયત કર્યો એ ઇષ્ટદેવની અસીમ કૃપા જ હું સમજું છું. હું અને અમૃતભાઈ, હવે તો પૂ. રસિકભાઈ, તથા પૂ. આઠવળે સાહેબનાં દર્શન વિધિવશાત્ અશક્ય બન્યાં હોવાથી, અને પૂ. કુલકર્ણીસાહેબ, મારા ત્રીજા અલંકાર-ગુરુ છેક મુંબઈમાં વસે તેથી નિત્યસાન્નિધ્ય દુર્લભ હોવાથી, અમે બન્ને ભેગા મળી કાવ્યાનુશાસનના અગાધ જ્ઞાન-સાગરમાં સાથે તરવા અને ઊંડી ડૂબકી મારવા પ્રયત્નશીલ થયા અને તેનું સુપરિણામ તે ડૉ. ઉપાધ્યાયનો આચાર્યશ્રી અંગેનો મહાનિબંધ, જે તેમણે અંગ્રેજી અને ગુજરાતીમાં પ્રકાશિત કર્યો છે. વળી વચ્ચે વચ્ચે સેમિનારોમાં નિમિત્ત મળતાં મને આ જ વિષયમાં લગભગ સાત આઠ સંશોધનપત્રો રજૂ કરવાની પણ તક મળી. 'કાવ્યાનુશાસન' તો હજીયે મારે માટે એક અગાધ એવો જ્ઞાનસાગર જ રહ્યો છે પણ તેને માટેનું ખેંચાણ ઉત્તરોત્તર વધતું ચાલ્યું. એ જ્ઞાનસાગરના તળિયે અને સામે પાર તરીને જવાનું કાર્ય તો મારા 'ગુરુ-શિષ્ય-ત્રયી' સિવાય કોઈનામાં પણ હોઈ શકે એ વાત સ્વીકારવા હું આજેય તૈયાર નથી; પણ કંઈક મારા ગુરુજનોની પ્રેરણાથી, તો વિશેષ પૂજ્ય આચાર્યશ્રી માટેની પૂજ્ય બુદ્ધિથી, તો એથી ય વિશેષ આપશ્રી એ જ પુરાણનગરીની રજકણોને શ્વાસમાં લેતા હતા જેની રજકણોએ મારા વડીલો-પૂર્વજોના પિંડને સાકાર કર્યા હતા, તે પાટણપુરી પુરાણ મારું વતન હોવાથી, વતનને, વતનમાં વસતા મારા નાગરભાઈઓને, વતનમાં

વસતા મારા તમામ પટણી ભાઈ-બહેનો, જ્ઞાતિ, ધર્મ કે લિંગના ભેદ વગર, સહુનો આદર કરવા આચાર્યશ્રીના કાવ્યાનુશાસનનો ગુજરાતી અનુવાદ અને પૂર્વપીઠિકા લખવાનું યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના અધ્યાપક તરીકે એક 'રિસર્ચ-પ્રોજેક્ટ' તરીકે સ્વીકાર્યું હતું. બીજા પ્રોજેક્ટ એક યા બીજે નિમિત્તે આગળ વધી ગયા, ગ્રંથો યુનિવર્સિટીએ છાપી પણ દીધા, અને આ ગ્રંથનું કાર્ય વિલંબમાં પડ્યું, ધીમે ચાલ્યું, પણ ચાલતું રહ્યું.

છેવટે એક વાર ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણના સંસ્કૃત વિભાગે આચાર્યશ્રી અંગે એક ખાસ સેમિનાર યોજયો. તે વખતે આ ગ્રંથ પૂરો થવામાં હતો. સ્વાભાવિક રીતે તેનો સંદર્ભ આવ્યો ત્યારે આ ગ્રંથ જેનો છે તેમને, પૂ. આચાર્યશ્રીને, તેમના પ્રશંસક પાટણ નરેશ સિદ્ધરાજ જયસિંહદેવને, પાટણને અને પાટણવાસીઓને સમર્પિત કરવાની ભાવના જાગી અને તેવું ઈશ્વરપ્રેરિત હોય તેમ બોલાઈ ગયું. ત્યારે ત્યાં ડૉ. જિતેન્દ્રભાઈ શાહ અધ્યક્ષ, લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર અમદાવાદ, અને હાલ ત્યાં જ માનાર્હ સેવા આપતા પાટણ કૉલેજના ભૂતપૂર્વ આચાર્યશ્રી પ્રો. કાનજીભાઈ પટેલ સાહેબ પણ ઉપસ્થિત હતા. તેઓ બન્ને આ સંદર્ભમાં મારા ઘરે પધાર્યા અને કાર્ય પૂર્ણ કરવા પ્રોત્સાહિત કર્યો અને L. D. Institute દ્વારા તે પ્રકાશિત થશે તેવી આશા આપી. મારા ત્રણે ગુરુજનો, અને ઇષ્ટની કૃપાથી આજે આ કાર્ય સંપન્ન થયું છે. વચ્ચે પૂ. જંબૂવિજયજી મહારાજસાહેબના પણ આ અંગે આશીર્વાદ પ્રાપ્ત થયા હતા. 'સહૃદયમનઃપ્રીતયે' આ પ્રવૃત્તિ આદરી હતી અને તેમાં કેવી ક્ષમતા મેં દાખવી છે તે માટે પણ વિદ્વાન્ સહૃદયો જ પ્રમાણ બનશે એવી શ્રદ્ધા સાથે આપ સહુની સેવામાં સદા પરાયણ રહેતા,

**આપના ગુણાનુરાગી**
**તપસ્વી નાન્દીનાં**
વંદન

અને વળી,

આ કાર્યમાં પ્રેરણા અને શક્તિ પૂરાં પાડવા માટે મારાં સ્વજનો, સૌ. હર્ષા, દીકરી સૌ. ચિન્મયી, વહાલા જમાઈશ્રી ડૉ. મયૂરભાઈ તથા મારા બે દોહિત્રો ચિ. પાર્થ અને ચિ. મિતનો આભાર કેમ કરીને ભુલાય ? સાથે પૂ. રાજયોગીજી શ્રી નરેન્દ્રજીના આશીર્વાદ પ્રાપ્ત થયા છે તેનો પણ ઉલ્લેખ સાભાર કરી લઈશ. ગ્રંથ પૂરો થવામાં હતો ત્યારે એક વહેલી સવારે સ્વપ્નમાં જૈન ગુરુમહારાજોના એક આખા સમૂહે દર્શન આપી આશીર્વાદ આપ્યા હતા. એ દિવ્ય સ્વપ્નને દિવ્યકૃપાના અવતરણ રૂપે આપણે સમજીશું.

લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરે આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કર્યો, તેમાં મૂળ ગ્રંથ છાપવા મુંબઈના મહાવીર જૈન વિદ્યાલયે કૃપા કરી સંમતિ આપી, એ માટે એ સહુનો, શ્રી જિતેન્દ્રભાઈ તથા શ્રી કાપડિયાસાહેબ તથા શ્રી કાનજીભાઈ પટેલ સાહેબનો તથા સહુ ગુણીજનોનો આભાર.

૨૯-૭-'૯૯ ગુરુવાર.
(ચિ. પાર્થનો Happy Birth day) **તપસ્વી નાન્દી**
૪, પ્રોફેસર્સ કોલોની, નવરંગપુરા, અમદાવાદ-૯.

# ભૂમિકા

આલંકારિક તરીકે આચાર્ય હેમચન્દ્રની સિદ્ધિ-મર્યાદાનું મૂલ્યાંકન એમના 'કાવ્યાનુશાસન'ના સંદર્ભમાં વિચારવાનું રહે છે. આપણે 'કાવ્યાનુશાસન'નો જે પાઠ અહીં સ્વીકાર્યો છે અને જેના સંદર્ભમાં ચર્ચા હાથ ધરી છે તે મૂળ શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈની પ્રો. રસિકલાલ પરીખ અને પ્રો. ડૉ. વી. એમ. કુલકર્ણી દ્વારા સંપાદિત દ્વિતીય આવૃત્તિ, ૧૯૬૪ને અનુસરે છે. આ સંસ્થાએ પ્રસ્તુત ગ્રંથમાં તે મૂળ પાઠ છાપવાની અનુમતિ આપી તે માટે હૃદયપૂર્વકનો આભાર માનું છું. એ અંગેની કાર્યવાહી અમદાવાદની લા૦ દ૦ પ્રાચ્યવિદ્યામંદિર સંસ્થાએ પાર પાડી તે માટે તે સંસ્થાને પણ ધન્યવાદ.

'કાવ્યાનુશાસન' આઠ અધ્યાયોમાં વિભક્ત છે અને સૂત્ર-વૃત્તિ શૈલીમાં લખાયેલો ગ્રંથ છે. પ્રથમ અધ્યાયમાં-૨૫, દ્વિતીય અધ્યાયમાં-૫૯, ત્રીજા અધ્યાયમાં-૧૦, ચતુર્થમાં અને પંચમમાં બન્નેમાં-૯, છઠ્ઠામાં-૩૧, સાતમામાં-૫૨ અને આઠમામાં-૧૩ સૂત્રો મળીને કુલ ૨૦૮ સૂત્રો છે. આ વ્યાપમાં સંસ્કૃત સાહિત્યશાસ્ત્રના બધા જ મુદ્દાઓનો વિમર્શ કરાયો છે.

મંગલ શ્લોકમાં આચાર્યશ્રી નોંધે છે કે —

"प्रणम्य परमात्मानं निजं काव्यानुशासनम् ।
आचार्यहेमचन्द्रेण विद्वत्प्रीत्यै प्रतन्यते ॥"

પરમાત્માને પ્રણામ કરીને આચાર્ય હેમચન્દ્ર પોતાનું 'કાવ્યાનુશાસન' વિદ્વાનોની પ્રીતિ માટે પ્રસારિત કરે છે.

આચાર્યશ્રીનો કોઈપણ ગ્રંથની રચના પાછળનો હેતુ જે તે વિષયની પૂર્ણ અને શ્રદ્ધેય માહિતી આપવાનો હતો. પ્રસ્તુત કાવ્યશાસ્ત્રીય ગ્રંથમાં પણ તેમણે તે હેતુ પાર પાડ્યો છે અને તે માટે તેમણે ત્રિસ્તરીય નિરૂપણશૈલી અજમાવી છે.

તેમણે કાવ્યાનુશાસનના જે તે મુદ્દાઓને સમજાવતાં સૂત્રો રચી અને મંગલ શ્લોકમાં જે

શબ્દ - 'प्रतन्यते'નો પ્રયોગ કર્યો છે તે પ્રમાણે, તેમણે સૂત્રબદ્ધ વિચારોનો વિસ્તાર પોતાની સ્વોપજ્ઞવૃત્તિ -"अलङ्कारचूडामणि"માં સાધ્યો છે. આ બન્ને અર્થાત્ સૂત્રો અને વૃત્તિના સંદર્ભમાં પણ તેમને જે વધુ વિસ્તાર કરવા જેવા મુદ્દાઓ જણાયા, તેનું નિરૂપણ તેમણે 'विवेक' નામની ટીકામાં કર્યું. તે અંગે આચાર્ય નોંધે છે કે,

"विवरितुं क्वचिद् दृब्धं नवं संदर्भितुं क्वचित् ।
काव्यानुशासनस्यायं विवेकः प्रवितन्यते ॥"

સ્પષ્ટ છે કે, આ "વિવેક"ની રચના સાહિત્યશાસ્ત્રના ઊંડા મર્મીઓ, વિવેકીઓને સંતાષવા તેમણે કરી હતી.

પોતાના ગ્રંથોની રચનામાં ઉપર નોંધ્યું તેમ વિષયની પૂર્ણ રજૂઆત અને સ્પષ્ટ રજૂઆતના ઉદ્દેશ ઉપરાંત, શ્રદ્ધેયતાનું સંપાદન એ પણ આચાર્યનો હેતુ રહેલો છે. આને કારણે તેમણે પૂર્વાચાર્યોના મત યથાવત્ - એના એ જ શબ્દમાં - જે તે પૂર્વગ્રંથમાંથી ટાંક્યા છે. આને કારણે એમના ગ્રંથોનું - પ્રસ્તુત સંદર્ભમાં કાવ્યાનુશાસનનું - મૂલ્ય ખૂબ વધી જાય છે. આચાર્યશ્રીએ ભામહાદિ આલંકારિકોથી માંડીને એમના નજીકના પુરોગામીઓ જેવા કે મમ્મટ, ભોજ, મહિમ ભટ્ટ, ધનંજય / ધનિક, કુન્તક, અભિનવગુપ્ત અને આનંદવર્ધનના મૂળ ગ્રંથોમાંથી પ્રમાણિક રીતે અંશો ઉદ્ધૃત કર્યા છે. આનું એક સુપરિણામ એ આવ્યું છે કે, રસસૂત્ર ઉપરની અભિનવભારતી ટીકાના સંપાદનમાં નોલી વગેરે પશ્ચિમી વિદ્વાનોએ પણ આચાર્યશ્રીના પાઠને શ્રદ્ધેય ગણી તેનો સ્વીકાર કરી સમીક્ષિત આવૃત્તિઓ આપવાનો પ્રયાસ કર્યો છે. એ જ રીતે ભરતના નાટ્યશાસ્ત્ર અધ્યાય ૭ની અનુપલબ્ધ અભિનવભારતીનો અંશ મારા ગુરુ પ્રો. ડૉ. કુલકર્ણીએ 'વિવેક'ની મદદથી સંપાદિત કરવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. પૂ. રસિકભાઈ તથા પૂ. કુલકર્ણી સાહેબે એ પ્રયત્ન આગળ વધાર્યો હોત તો મહિમાના વ્યક્તિવિવેકની સમીક્ષાત્મક આવૃત્તિ તૈયાર કરવામાં ખૂબ મદદ મળી શકત - અને આ વાત અમે પ્રત્યક્ષ રીતે પ્રો. ડૉ. રેવાપ્રસાદ દ્વિવેદી(વારાણસી)ને પણ કરી હતી કે, મહિમભટ્ટનાં જે અનેક ઉદ્ધરણો નિર્દેશપૂર્વક અને નિર્દેશ વગર પણ (ખાસ કરીને દોષવિચારની ચર્ચામાં આવું બન્યું છે તે આપણે જોઈશું.) આચાર્યશ્રી આપે છે તેની મદદથી મહિમાના વ્યક્તિવિવેકની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવામાં પણ ખૂબ મદદ મળી શકે તેમ છે. એ સિવાય સાહિત્યનાં જે અનેક ઉદાહરણો ખાસ કરીને કાલિદાસની કૃતિઓમાંથી આચાર્ય આપે છે, તેમની મદદથી કાલિદાસ પાઠ-સમીક્ષામાં પણ ઉપકાર થઈ શકે તેમ છે એ પણ આપણે આગળ જોઈશું. પંડિત બેચરદાસજીએ આ શ્રદ્ધેયતાની વિગતને સિદ્ધહેમશબ્દાનુશાસનના સંદર્ભમાં પણ ઉપસાવી આપી છે.

તો, આપણે ઉપર જોયું તેમ આ અષ્ટાધ્યાયી કાવ્યાનુશાસનમાં કુલ ૨૦૮ સૂત્રોમાં સાહિત્યશાસ્ત્રના લગભગ બધા જ મુદ્દાઓની છણાવટ કર્યા પછી આચાર્યે તેની વિસ્તૃત ચર્ચા

'અલંકારચૂડામણિ'માં કરી. આ નામાભિધાન ફક્ત અધ્યાયોની પુષ્પિકાઓમાં જ વાંચવા મળે છે એટલે, પૂ. રસિકભાઈ અનુમાન કરે છે કે, કદાચ આ સ્વોપજ્ઞટીકાનું નામાભિધાન ગ્રંથકારે પાછળથી કર્યું હશે.

આ સાથે 'વિવેક' એ એમની 'બૃહતી' ટીકા ગણી શકાય. આચાર્ય એને જ્યારે 'काव्यानुशासनस्यायं विवेकः' એમ કહે છે, ત્યારે એ સ્પષ્ટ થાય છે કે, આચાર્યશ્રી મૂળ સૂત્રો અને અલંકારચૂડામણિને ભેગાં મળીને 'કાવ્યાનુશાસન' કહેતા જણાય છે. વૃત્તિ એટલે કે 'અલંકારચૂડામણિ'માં કાવ્યાનુશાસન 'प्रतन्यते' વિસ્તારાય છે, જ્યારે 'વિવેક'માં તે 'प्रवितन्यते' - 'વિશેષ રીતે વિસ્તારાય' છે. વિવેકના મંગલમાં આ જ વાત ફરી કહેવાઈ છે કે જે કાંઈ પહેલાં લખાયેલું, આરંભાયેલું છે તેનું વિવરણ કરવા 'विवरितुं क्वचिद् दृब्धं' અને 'ક્યાંક નવું ઉમેરવા' – 'नवं संदर्भितुं क्वचित्' આ'વિવેક'ની રચના થઈ છે. આ રીતે એ તો બહુ સ્પષ્ટ છે કે, અલંકારશાસ્ત્રમાં એમના સમય સુધી પ્રવર્તેલી સઘળી વિચારપરંપરાઓની વિશદ રજૂઆત અને તેમાંના કેટલાક અંશોનો વિસ્તાર / સંકોચ તથા પરિમાર્જન આચાર્યશ્રીને અભિપ્રેત છે. આથી કાવ્યાનુશાસન આનંદવર્ધનની તથા ભગવાન આદિ-શંકરાચાર્યજીની પ્રસન્ન લખાણશૈલીમાં રચાયેલો, માહિતીપ્રદ મૂળ ગ્રંથ બની રહે છે, અને 'વિવેક' એ અભિનવગુપ્ત, કુન્તક, મહિમભટ્ટ કે એવા મૂર્ધન્ય આલંકારિકોના વિચારોનું દોહન / વિમર્શ કરતો અત્યંત પાંડિત્યપૂર્ણ અંશ બની રહે છે, જેને આપણે ઉત્તરવર્તી અપ્પય્યદીક્ષિતજી તથા પંડિત જગન્નાથના ગ્રંથો સાથે મૂકી શકીએ.

અલંકારચૂડામણિમાં ઉદાહરણ તરીકે ૭૪૦ શ્લોકરત્નો ઉદ્ધૃત કરાયાં છે તથા અન્ય ગ્રંથો તથા ગ્રંથકારોના ૬૭ સંદર્ભો પ્રાપ્ત થાય છે, જ્યારે વિવેકમાં ૬૨૪ ઉદાહરણ-શ્લોકો તથા અન્ય ૨૦૧ શાસ્ત્રીય સંદર્ભો મળીને કુલ સંખ્યા ૧૬૩૨ની થાય છે. અલંકારચૂડામણિ અને વિવેકમાં ૫૦ ગ્રંથકારોનો નામોલ્લેખ છે અને ૮૧ ગ્રંથોનો નામોલ્લેખ પ્રાપ્ત થાય છે. પ્રો. પરીખ અને પ્રો. કુલકર્ણીએ નામોલ્લેખ ન હોય તેવાં ઉદાહરણો વગેરે સ્થળોએ કર્તા / કૃતિના સગડ મેળવવા સ્તુત્ય પ્રયાસ કર્યા છે, છતાં હજી એમણે બાકી રાખેલા સંદર્ભોના સગડ પણ, ખાસ કરીને ભોજના સરસ્વતીકંઠાભરણ, મહિમાના વ્યક્તિવિવેક આદિમાંથી મેળવી શકાય તેમ છે જેને માટે અહીં આપણે પ્રયત્ન મોકૂફ રાખીશું. જોકે, જ્યાં ધ્યાનમાં આવ્યું ત્યાં અમે અનુવાદમાં જે તે શ્લોકની નીચે કૌંસમાં આવા સંદર્ભો ઉમેરવાનો પ્રયાસ કર્યો છે. છતાં, આ વિગત જુદો પ્રયત્ન માગી લે છે એ નિર્વિવાદ છે.

વાસ્તવમાં આચાર્યશ્રીનો આ ત્રિસ્તરીય ગ્રંથ અનેક ગ્રંથોના સ્વારસ્ય / ઉદ્ધરણના આકર-રત્નાકર-જેવો છે અને અનેક નદીઓનાં જળ સંઘરવા છતાં જેમ મહાસાગરનું નિજી વ્યક્તિત્વ છે તેવું આચાર્યશ્રીના આ આકરગ્રંથ વિશે કહી શકાય. અહીં તહીં વિચારોના વિમર્શ, વિસ્તાર / સંકોચ, પરિવર્તન / સંશોધનમાં જ તેમની પ્રતિભાનાં આપણને દર્શન થાય છે. એકલા

કાવ્યાનુશાસનને જ નજર સામે રાખીએ તો પણ આંજી નાખે તેવી તેમની વિદ્વત્તા અને નિરભિમાનિતા, વ્યાપ અને ઊંડાણ પ્રત્યક્ષ થાય છે તો એમના દાર્શનિક, વ્યાકરણવિષયક, કોશ તથા સાહિત્યસૃજનના પરિપાકરૂપ ગ્રંથોની તો વાત જ શી કરવી ? કોઈ કારણ વગર આ સમર્થ યોગીને 'कलिकालसर्वज्ञ' નથી કહ્યા, એ સ્વયંસ્પષ્ટ છે. તેમની પ્રતિભાનાં દર્શન જે તે શાસ્ત્રના તજ્જ્ઞને પદે પદે થાય છે. આચાર્ય અભિનવગુપ્તપાદ પોતાની ભરતના નાટ્યશાસ્ત્ર ઉપરની 'અભિનવભારતી' અથવા 'નાટ્યવેદવિવૃત્તિ' ટીકામાં જણાવે છે તેમ શાસ્ત્રમાં મૌલિક વિચારણા તો પૂર્વપ્રાપ્ત સઘળા જ્ઞાનને નવા પરિપ્રેક્ષ્યમાં ગોઠવી આપવામાં રહેલી છે.

'पूर्वप्रतिष्ठापितयोजनासु मूलप्रतिष्ठाफलमामनन्ति ॥'

(પૃ. ૨૭૨, નાટ્યશાસ્ત્ર વૉ.૧. આ.૪ થી '૯૨ O. I વડોદરા)

પૂર્વપ્રતિષ્ઠાપિત વિચારધારાઓની નવી યોજના, નૂતન પરામર્શ, પુનર્મૂલ્યાંકન, સંશોધનમાં જ મૂલપ્રતિષ્ઠા કહેતાં મૌલિકતા રહેલી છે. જે મૂલ્ય બાદરાયણનાં બ્રહ્મસૂત્રો ઉપરનાં આદિ શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નિમ્બાર્કાચાર્ય કે મધ્વાચાર્યનાં ભાષ્યનું છે, અથવા જે મૂલ્ય આ જ આચાર્યોનાં ગીતાભાષ્યોનું કે શ્રી અરવિન્દ કે બાળગંગાધર ટિળકના ગીતાભાષ્યનું છે, એવું જ ઉદાત્ત મૂલ્ય આચાર્યશ્રીના કાવ્યાનુશાસનનું છે. જેની તુલના સૌથી નજીકના ગ્રંથ તરીકે વાગ્દેવતાવતાર આચાર્ય મમ્મટના 'કાવ્યપ્રકાશ' સાથે, અથવા વિષયનિરૂપણની દૃષ્ટિએ આચાર્ય હેમચન્દ્રના અનુગામી અઢાર-ભાષા-ભુજંગી-ભુજંગ એવા વિશ્વનાથના **સાહિત્યદર્પણ** સાથે જ થઈ શકે તેમ છે. આપણે હવે આઠે અધ્યાયોમાં નિરૂપાયેલ વિષયોની યત્કિંચિત્ સમીક્ષા કરવા પ્રયત્ન કરીશું. એક વાત સદા ધ્યાનમાં રહેવી જોઈએ કે આપણે જે કંઈ કરીશું તે ઘૂઘવતા મહાસાગરમાંથી માત્ર એક અંજલિ ભરવા જેવું જ ગણાશે.

**અધ્યાય ૧**- કાવ્યાનુશાસનના પ્રથમ અધ્યાયમાં નીચેના વિષયોની ચર્ચા પ્રાપ્ત થાય છે, જેમકે, સાહિત્ય કહેતાં કાવ્યનું પ્રયોજન (સૂત્ર ૧/૩), કાવ્યનું કારણ (સૂત્ર ૧/૪), પ્રતિભાનું સ્વરૂપ (સૂત્ર ૧/૫, ૬), વ્યુત્પત્તિ અને અભ્યાસ (સૂત્ર ૧/૭,૮), કવિ શિક્ષા (સૂત્ર ૧/૯, ૧૦), કાવ્યનું લક્ષણ (સૂત્ર ૧/૧૧), અલંકારવિચાર (સૂત્ર ૧/૧૩), અલંકારોનું રસના સંદર્ભમાં માહાત્મ્ય (સૂત્ર ૧/૧૪), શબ્દાર્થ સંબંધવિચાર (સૂત્ર ૧/૧૫-૨૫), અને રસવિચાર (સૂત્ર ૧/૨૬), રસ વ્યંગ્યાર્થના એક પ્રકાર તરીકે વિચારાયો છે. જ્યારે અભિધા, ગૌણી, લક્ષણા તથા વ્યંજના અને બાકીના વ્યંગ્યાર્થો તેની આગળનાં સૂત્રોમાં આવરી લેવાયા છે. આની વિગતે ચર્ચા આ પ્રમાણે આગળ વધે છે :-

**કાવ્યપ્રયોજન** : આચાર્ય જણાવે છે કે, સાહિત્ય / કાવ્ય "આનંદ માટે, યશ માટે અને કાન્તાની માફક ( પ્રિય પત્ની, પ્રેયસી ) ઉપદેશ" માટે રચાય છે.

લોકોત્તર એવું કવિકર્મ તે કાવ્ય છે. સ્પષ્ટ છે કે, મમ્મટાચાર્યે અર્થકૃતે, વ્યવહારવિદે અને શિવેતરક્ષતયે એ ત્રણ પ્રયોજનો ગણાવ્યાં હતાં તે આચાર્યશ્રીએ સ્વીકાર્યાં નથી અને તે અંગે તેઓ જણાવે છે કે, ધન તો બીજી રીતે પણ પ્રાપ્ત થાય છે, અને કાવ્યમાંથી ન પણ મળે ! વ્યવહાર-કૌશલ શાસ્ત્રોમાંથી અને અનર્થનું નિવારણ બીજા તરીકાઓથી પણ થાય છે તેથી આ ત્રણને ગણાવ્યાં નથી. સ્પષ્ટ છે કે કાવ્યનાં આનંદ, યશ અને પ્રીતિપૂર્વકનો ઉપદેશ—એ મુખ્ય પ્રયોજનો છે. આની આચાર્યે થોડા વિસ્તારથી **વિવેક**માં પણ ચર્ચા કરી છે.

**કાવ્યહેતુ** - (કાવ્યાનુશાસન૧/૪) હેમચન્દ્ર કાવ્યહેતુ રૂપે કેવળ 'પ્રતિભા'ને જ ઉલ્લેખે છે. પ્રતિભા એટલે નવનવીન ઉન્મેષોવાળી પ્રજ્ઞા. કાવ્યનું આ પ્રધાન કારણ છે. મમ્મટે પ્રતિભા-વ્યુત્પત્તિ-અભ્યાસ ત્રણેને એકબીજામાં ઓતપ્રોત રીતે એક કારણરૂપે ગણાવ્યાં હતાં તે આચાર્ય નામંજૂર રાખે છે. એમને મન વ્યુત્પત્તિ અને અભ્યાસ 'પ્રતિભા'ના જ સંસ્કારકો છે. 'પ્રતિભા' માત્રને જ જગન્નાથે પણ કાવ્યના હેતુરૂપે સ્વીકારી છે. આ પ્રતિભા આવરણના ક્ષયથી, તથા ઉપશમથી 'સહજા' છે, જ્યારે મંત્ર, દેવતાની કૃપા વગેરેના બળથી પ્રાપ્ત થતી પ્રતિભાને તેઓ 'ઔપાધિકી' કહે છે. આ ઔપાધિકી પણ આવરણક્ષય અને ઉપશમથી પ્રગટે છે. જેમ સૂર્યને વિશે, તેમ પ્રકાશસ્વભાવના આત્માને વિશે, અનુક્રમે વાદળોની માફક જ્ઞાનના આવરણ વગેરેથી દોષ આવે છે. તે દોષ આવિર્ભાવ પામેલો હોય તેનો ક્ષય, અને અનુદિત હોય તેના ઉપશમથી આત્માના પ્રકાશનો જે આવિર્ભાવ તે જ સહજા પ્રતિભા. વ્યુત્પત્તિ એટલે લોક, લોકવૃત્ત, શાસ્ત્રો, મહાકવિઓના પ્રબંધો વગેરેમાં નિપુણતા. 'વિવેક'માં આની ઝીણામાં ઝીણી વિગતોનાં ઉદાહરણો અપાયાં છે. કાવ્યવિદ્ એટલે કે કાવ્યના સૃજન અને આલોચનમાં કુશળ એવા કવિઓ તથા સહૃદય(વિવેચકો)ના શિક્ષણથી અર્થાત્ તેમના નિરીક્ષણ નીચે કાવ્યકરણ વિશેની પુનઃ પુનઃ પ્રવૃત્તિ તે અભ્યાસ. અભિનવગુપ્તે લોચનના મંગલ શ્લોકમાં સરસ્વતીના આ—એક જ સિક્કાની બે બાજુ જેવા—'કવિ / સહૃદય' નામે તત્ત્વને વંદના કરી છે, તેનો પ્રભાવ, અને મમ્મટની નોંધનો પ્રભાવ પણ અહીં વાંચી શકાય છે. વળી આવરણક્ષયની વિગત કદાચ પંડિતરાજ જગન્નાથને 'ભગ્નાવરણા ચિત્'ની પ્રેરણા આપે છે.

**કવિશિક્ષા** :- કાવ્યાનુશાસનમાં (સૂત્ર ૧/૯-૧૦) **કવિશિક્ષાનો** મર્મ સ્ફુટ કરાયો છે. તેનો વિશેષ વિસ્તાર આચાર્યે 'વિવેક'માં સાધ્યો છે. 'કવિશિક્ષા'ના સંદર્ભમાં રાજશેખરે કાવ્યમીમાંસામાં કાવ્યહરણ (plagiarism)(અધ્યાય ૧૧ થી ૧૩, કાવ્યમીમાંસા) અને કવિસમય(poetic conventions)(અધ્યાય ૧૪-૧૬, કાવ્યમીમાંસા)ની ચર્ચા વિસ્તારથી કરી છે. કાવ્યમીમાંસાના સંપાદક (આવૃત્તિ G.O.S. ત્રીજી, '૩૪ વડોદરા ) જણાવે છે કે, "એ નોંધવું રસપ્રદ છે કે, રાજશેખરની પહેલાં કોઈપણ ગ્રંથકારે આ વિષયને આટલી વિસ્તૃત રીતે ચર્ચ્યો નથી, જેવું અહીં જણાય છે. કેવળ વામન અને આનંદવર્ધન આ વિષયને સ્પર્શે છે અને કવિઓને આ ગર્હ્ય પ્રવૃત્તિ (=કાવ્યહરણ, કાવ્યચૌર્ય) સામે ચીમકી આપે છે. તેથી, રાજશેખરના મૂળ સ્રોતને શોધવો મુશ્કેલ

છે. અનુગામીઓમાં ક્ષેમેન્દ્ર કવિકણ્ઠાભરણમાં જુદી માહિતી સાથે આ વિષયની ચર્ચા કરે છે, જ્યારે હેમચન્દ્ર આ ત્રણે પ્રકરણોને કાવ્યાનુશાસનની ટીકા(=વિવેક)માં સમાવે છે." (પૃ.૨૦૯, કા.મી., આવૃત્તિ એ જ).

આપણે રાજશેખર અને આચાર્ય હેમચન્દ્રના પ્રયત્નોની તુલનાત્મક સમીક્ષા અહીં વિચારીશું. આચાર્યે નોંધ્યું હતું (કા.શા૧/૯) કે, કાવ્યવિદોના શિક્ષણ / શિક્ષાથી, કાવ્ય વિશે પુનઃ પુનઃ પ્રવૃત્તિ કરવી તે થયો 'અભ્યાસ'. આથી 'શિક્ષા' અથવા 'શિક્ષણ' એ શું વિગત છે તેની ચર્ચા કરતાં આચાર્ય કાવ્યાનુશાસન ૧/૧૦માં જણાવે છે કે, सतोऽप्यनिबन्धः असतो निबन्धः એ થયો નિયમ'; छायाद्युपजीवनादयश्च शिक्षा :- એટલે 'શિક્ષા'. અર્થાત્ (કુદરતમાં) હોવા છતાં વસ્તુનું નિરૂપણ ન કરવું, ન હોવા છતાં કરવું, અમુક જ સ્થળ, સમયે અચૂક વિગતનું નિયંત્રણ કરવું, છાયા અને ઉપજીવન વગેરે અંગે માહિતી તે થયું શિક્ષણ. 'છાયા' એટલે એક કવિની કૃતિનું બીજા કવિની કૃતિ સાથે સામ્ય જે બિંબ-પ્રતિબિંબ જેવું, ચિત્રમાં દોરેલી આકૃતિ જેવું - આલેખ્યપ્રખ્ય, બે સરખી આકૃતિવાળા મનુષ્યો જેવું તુલ્યદેહિતુલ્ય; કે પારકા નગરમાં કરાતા પ્રવેશ જેવું - પરપુરપ્રવેશપ્રતિમ, હોઈ શકે. આ અનુગામી કવિએ પુરોગામી કવિ ઉપર રાખેલા આધારરૂપ० 'उपजीवन' - છે. પારકાની કવિતાની છાયા કહેતાં શોભાનો આશ્રય લઈને પોતાની રચના કરવી તે. 'આદિ' શબ્દ સૂત્રમાં પ્રયોજાયો છે તે દ્વારા પદ, પાદ (શ્લોકનું ચરણ) વગેરે સંબંધી બીજા કાવ્ય વિશેનું 'ઉપજીવન' જાણવું. વળી, 'આદિ' દ્વારા સમસ્યાપૂરણ વગેરે રૂપ પ્રવૃત્તિ (drills) પણ 'શિક્ષા'નો ભાગ બને છે. આપણે નોંધીશું કે, આચાર્યે આ એક જ મુદ્દા-कविशिक्षा માં 'કાવ્યહરણ' અને 'કવિસમય' એ બન્ને મુદ્દાઓનો સમાવેશ કર્યો છે.

એક વિગત સ્પષ્ટ છે કે, આ સમગ્ર ચર્ચામાં હેમચન્દ્ર રાજશેખર ઉપર મોટો આધાર રાખે છે, તથા અંશતઃ ક્ષેમેન્દ્રનો પણ ઉપયોગ કરે છે. આચાર્ય જે તે વિગતની વિસ્તૃત ચર્ચા 'વિવેક'માં કરે છે પણ રાજશેખર સાથેની તુલનામાં આચાર્યની વ્યવસ્થા થોડી ઊણી ઊતરે છે. આ ચર્ચા થોડી વિસ્તારથી કરીશું, જેમ કે, (પૃ. ૩૮, આ. એ જ) વિવેકમાં તેઓ નોંધે છે -छायाया इति । अर्थादर्थस्य तदुपजीवनं क्वचित्प्रतिबिम्बतुल्यतया । यथा - ते पान्तु० (૭-૩૩-શ્લોક વિવેક) यथा च - जयन्ति नीलकण्ठस्य० (શ્લોક ૩૪ વિવેક ) यदाह - अर्थः स एव० (શ્લોક का. मी. अ. १२) રાજશેખરમાં 'यदाह'-ને સ્થાને 'यथा' છે. એ સિવાયનું અક્ષરશઃ એકરૂપ છે. પણ મૂળ મુદ્દો એ છે કે, જેમ રાજશેખરમાં શબ્દહરણની સહુ પ્રથમ શાસ્ત્રશુદ્ધ ચર્ચા આવે છે એને બદલે હેમચન્દ્ર અર્થહરણથી આરંભ કરે છે. ત્યાં પણ સહુ પ્રથમ લક્ષણ બાંધ્યા વગર તેઓ પહેલાં ઉદાહરણો આપીને છેલ્લે લક્ષણ આપે છે. રાજશેખરે કાવ્યહરણના ચારે મુખ્ય પ્રકારોના જે અવાન્તર ભેદો આપ્યા છે તે સૂક્ષ્મતા પણ હેમચન્દ્ર જાળવતા નથી.

પ્રતિબિંબકલ્પની સંક્ષેપમાં ચર્ચા કર્યા પછી હેમચન્દ્ર (પૃ.૧૪, આ. એ જ) વિવેકમાં નોંધે

છે, -क्वचिदालेख्यप्ररव्यतया । तत्रैवार्थे यथा - जयन्ति धवलव्यालाः. વગેરે (શ્લોક ૩૫ વિવેક). પછી તેઓ નોંધે છે यदाह - कियतापि यत्र॰ વગેરે पृ. १५, वि. का. मी. अध्याय १२) . રાજશેખર (પૃ. ૬૩ કા.મી., G.O.S. આ.૩૪)कियताऽपि વગેરે तत्रैवार्थे. વગેરેની આગળ વાંચે છે. વળી, હેમચન્દ્ર રાજશેખરની માફક નથી આલેખ્યપ્રખ્યનું લક્ષણ બાંધતા, કે નથી તેની વ્યાખ્યા કરતા. આથી હેમચન્દ્રની નોંધ, જેમ કે, 'क्वचिदालेख्यप्रख्यतया॰' વગેરે જાણે હવામાં લટકતી હોય તેવી લાગે છે. રાજશેખર અહીં આખો શ્લોક વાંચે છે જે વધારે તર્કશુદ્ધ છે.

એ જ રીતે, હેમચન્દ્ર 'तुल्यदेहितुल्य'નું ઉદાહરણ આપે છે, પણ તે પહેલાં તેનું લક્ષણ બાંધતા નથી. રાજશેખર (પૃ. ૬૩/ પંક્તિ ૨૦) તો, "विषयस्य यत्र भेदे"॰ વગેરે દ્વારા પહેલાં લક્ષણ બાંધીને પછી यथा अवीनादौ॰ વગેરે ઉદાહરણ ટાંકે છે. હેમચન્દ્ર નથી વિષયનો પરિચય કરાવતા કે નથી સમજૂતી આપતા, પણ ફક્ત જણાવે છે કે, क्वचित्तुल्यदेहितुल्यतया यथा अवीनादौ॰ વગેરે (પૃ. ૧૫ **વિવેક**).

આ પછી હેમચન્દ્ર (પૃ.૧૫) અને રાજશેખર (પૃ.૬૪) એમ બન્નેમાં अत्रार्थे प्रतिगृहमुपलानामेक॰ વગેરે વંચાય છે. રાજશેખરમાં मुहुरुपकरणत्वादर्धि(र्जि) ताः વગેરે વંચાય છે. અહીં સંપાદકો (र्जि) સૂચવે છે. હેમચન્દ્ર 'दर्धिताः' વાંચે છે, અને પા.ટી.માં (પૃ. ૧૫) 'दर्पिताः' નોંધ છે, જે વધારે સારો પાઠ છે. આ તો એક વાત થઈ, અન્યત્ર ઘણે સ્થળે ઉપલબ્ધ આવૃત્તિઓ કરતાં જે તે ગ્રંથના વધારે શ્રદ્ધેય અને પ્રમાણિક પાઠ હેમચન્દ્રમાં જળવાયા છે જે તેમની વિશિષ્ટ સિદ્ધિ છે !

રાજશેખર परपुरप्रवेशप्रतिम પ્રકારને मूल्यैक्यं यत्र॰ (પૃ ૬૪) વગેરે શ્લોક દ્વારા સમજાવે છે અને તેની પહેલાં प्रतिगृह॰ વગેરે વાંચે છે. હેમચન્દ્ર આ બધું કાઢી નાખે છે અને (પૃ.૧૫ વિવેક) ફક્ત क्वचित् परपुरप्रवेशप्रमितया । यथा यस्याराति॰ વગેરે જ વાંચે છે. આ શ્લોક રાજશેખર (પૃ. ૬૪, એ જ) પણ વાંચે છે. કાવ્યાનુશાસનના સંપાદકો (પ્રો. પરીખ / પ્રો.કુલકર્ણી) उत्सृष्ट ને સ્થાને उन्मृष्ट એવો પાઠફેર પા.ટી.(પૃ.૧૫, વિવેક)માં સૂચવે છે. કાવ્યમીમાંસાના સંપાદકો આ બતાવતા નથી. કાવ્યાનુશાસનના સંપાદકો પાસે વધારે પાઠભેદો છે એ સ્પષ્ટ છે. આ રીતે કાવ્યમીમાંસાના સમીક્ષિત સંપાદનમાં પણ હેમચન્દ્રની ઉપયોગિતા પુરવાર થાય છે.

રાજશેખર (પૃ.૬૪) અને હેમચન્દ્ર (પૃ. ૧૫) બન્નેમાં अत्रार्थे, आच्छिद्य प्रियतः વગેરે એકસરખું વંચાય છે. તે પછી હેમચન્દ્ર (પૃ.૧૬) मूलैक्यं यत्र॰ વગેરે વાંચે છે જે, 'પરપુરપ્રવેશપ્રતિમ' પ્રકારનું લક્ષણ છે. પણ તે ખરેખર यस्याराति॰ વગેરેની આગળ વંચાવું જોઈએ. આમ હેમચન્દ્રમાં આ નોંધ अ - યથાસ્થાને ગોઠવાઈ છે. વળી, કાવ્યમીમાંસાના સંપાદકો मूलैक्यं એવો પાઠભેદ પા.ટી.માં (પૃ. ૬૪) વાંચે છે જે કાવ્યાનુશાસનના સંપાદકો વાંચતા નથી.

તે પછી હેમચન્દ્ર(પૃ.૧૬)માં यथोत्तरं चामीषां चतुर्णामपि प्राधान्यम् એવું નોંધે છે, જે રાજશેખરમાં નથી. રાજશેખરમાં तदेतच्चतुष्टयनिबन्धनाश्च कवीनां द्वात्रिंशद्धरणोपायाः । अमीषां चार्थानामन्वर्था अयस्कान्तवच्चत्वारः कवयः पञ्चमश्च दृष्टचरार्थदर्शी । तदाहुः भ्रामकश्चुम्बकः..... વગેરે કાવ્યમીમાંસાના અધ્યાય ૧૨ની શરૂઆતમાં તથા પૃ. ૬૪ ઉપર જે વિગતે નોંધ વાંચવા મળે છે, તે હેમચન્દ્ર કોઈ વજૂદ વગર જ કાઢી નાખે છે. આનાથી હેમચન્દ્રની રજૂઆત અવ્યવસ્થિત હોવાની છાપ પડે છે. કાવ્યાનુશાસનમાં બહુ ટૂંકી નોંધ છે, જોકે **વિવેક**માં વિસ્તાર સધાતો રહે છે. **વિવેક**(પૃ.૧૬)માં यथोत्तरं चामीषां વગેરે પછી હેમચન્દ્ર કોઈપણ વ્યવસ્થિત પદ્ધતિ વગર સીધા 'पदोपजीवनं यथा' વગેરે વાંચે છે. હેમચન્દ્રમાં (પૃ.૧૬)' पदोपजीवनं यथा दूराकृष्टशिलीमुख० ' વગેરે વાંચવા મળે છે. વળી કાવ્યાનુશાસનમાં પા.ટી.માં 'प्रिया देवता' એવો પાઠફેર નોંધાયો છે. રાજશેખરમાં (અધ્યાય ૧૧, પૃ.૫૬) 'શબ્દકરણ'ની સુંદર પૂર્વ સમજૂતી (પંક્તિ ૧ થી ૫) અપાઈ છે, જે હેમચન્દ્રમાં નથી. રાજશેખરમાં दूराकृष्ट વગેરે પછી यथा च - मा गाः पान्थ० વગેરે વાંચવા મળે છે, જે હેમચન્દ્ર પણ વાંચે છે (**વિવેક** પૃ.૧૬). પણ **વિવેક**માં 'त्यक्त्वा' ને સ્થાને 'मुक्त्वा' વંચાય છે જ્યારે રાજશેખરમાં આ પાઠ પા.ટી.(પૃ.૫૬)માં અપાયો છે.

રાજશેખર શબ્દહરણના પાંચ પ્રકારો આપે છે, જેમ કે, पदतः, पादतः, अर्धतः वृत्ततः અને प्रबन्धतः. હેમચન્દ્ર આ નથી આપતા પણ તેઓ पादोपजीवनं यथा - गन्तव्यं यदि० વગેરે અને यथा च हंहो स्निग्धसखे० વગેરે ઉદાહરણો આપે છે. આ બન્ને રાજશેખરમાં વંચાતાં નથી. ક્ષેમેન્દ્ર કવિકંઠાભરણ, દ્વિતીય સંધિમાં શ્લોક ૮ અને ૯ ક્રમે આ પદ્યો વાંચે છે.

તે પછી **વિવેક**(પૃ.૧૭)માં આચાર્ય पादद्वयोपजीवनं यथा, तत्तावदेव० વગેરે વાંચે છે, જે રાજશેખરમાં (પૃ.૫૯) વાંચવા મળે છે પણ સાથે નોંધ છે કે, "एवं व्यस्तार्ध प्रयोगेऽपि," तत्तावदेव० આ પદ્યના તૃતીય ચરણમાં રાજશેખરમાં सकलधामनिधौ છે, જ્યારે હેમચન્દ્ર(પૃ.૧૭)માં तुहिनधामनिधौ વંચાય છે અને પાઠભેદ નોંધાયો નથી. રાજશેખરમાં 'अभ्युद्गते' માટે 'अभ्युद्यते' એવો પાઠફેર પા.ટી.માં છે, જેની નોંધ હેમચન્દ્રમાં નથી. તે પછીનું પદ્ય यथा च तत्तावदेव० વગેરે બન્ને સ્થળે વાંચવા મળે છે, પણ હેમચન્દ્ર(પૃ.૧૭)માં 'गौरतरा'ને માટે "गौरितरा" એવો પાઠફેર પા.ટી.માં અપાયો છે.

એ પછી રાજશેખરે આપેલી વિગતો હેમચન્દ્ર છોડી દે છે અને સીધા કૂદકો મારીને पादत्रयोपजीवनं यथा, अरण्ये निर्जने० (પૃ.૧૭) તથા, 'यथा चोत्तरार्धे, तन्वङ्गी यदि लभ्येत०' ઉપર પહોંચી જાય છે. રાજશેખર (પૃ.૫૯) આ પદ્ય આગળ નોંધ આપે છે, જેમ કે, पाद एवान्यथात्वरणं न स्वीकरणं पादोनहरणं वा । यथा - વગેરે આમ રાજશેખર અહીં કાવ્યહરણ જોતા નથી. હેમચન્દ્ર (પૃ. ૧૭) આ પછી - पादचतुष्टयोपजीवने तु, परिपूर्णं चौर्यमेवेति न तन्निदर्श्यते એવી નોંધ કરે છે, જે રાજશેખરમાં નથી.

**વિવેક** પૃ.૧૭ ઉપર હેમચન્દ્ર આગળ વાંચે છે કે, आदिग्रहणात् पदैकदेशोपजीवनम् । यथा - नाश्चर्यं यदनार्यासा० વગેરે અને यथा च, कोपान्मानिनि० વગેરે રાજશેખરમાં આ શ્લોકો शिलष्टपदैकदेशेन हरणं નીચે (પૃ. ૫૬) અપાયા છે. **રાજશેખર પોતાની રજૂઆતમાં તર્કબદ્ધ સુસંગતતા દર્શાવે છે. જ્યારે હેમચન્દ્ર આખી વાત ગોટાળાભરી કરીને, આપે છે તથા ચોક્કસ નિરૂપણક્રમ સાચવીને આપતા નથી કેમ કે**; તેઓ અમુક વિગત અમુક સંદર્ભમાંથી ઉઠાવીને જુદા જ સંદર્ભમાં ઘુસાડી દે છે. તેઓ કાવ્યહરણના પ્રકારોનો આરંભ અને અન્ત કોઈ તર્કયુક્ત ક્રમ સાચવ્યા વગર જ કરે છે.

હેમચન્દ્ર (પૃ. ૧૮ **વિવેક**) "उक्त्युपजीवनं यथा ऊरुद्वयं सरसकदली०" વગેરે વાંચે છે, જેને રાજશેખર (પૃ. ૬૧) तद्वदुक्तिहरणं इत्याचार्याः એ નોંધ નીચે વાંચે છે. તે પછી હેમચન્દ્ર અને રાજશેખર બન્નેમાં यथा च ऊरुद्वयं कदलकन्दलयोः० વગેરે વંચાય છે. રાજશેખરમાં 'कदलि'० અને 'सदंशं' માટે પા.ટી.માં અનુક્રમે 'कदल' અને 'सवंशं' પાઠભેદો વાંચવા મળે છે જે હેમચન્દ્રમાં નથી દર્શાવાયા.

આ પછી હેમચન્દ્ર રાજશેખરની નોંધ ટાંકે છે, જેમકે, (પૃ. ૧૮, વિવેક) "उक्तयो ह्यर्थान्तरसंक्रान्ताः न प्रत्यभिज्ञायन्ते स्वदन्ते च પણ तद० ....... हरणं स्युः इति यायावरीयः । नास्त्यचौरः कविजनः०" વગેરે નોંધ છોડી દે છે. રાજશેખર અધ્યાય ૧૨ ને અંતે કવિઓનું વર્ગીકરણ (પૃ. ૬૨) આપે છે જે હેમચન્દ્ર આપતા નથી.

આ પછી, હેમચન્દ્ર (**વિવેક**, પૃ.૧૮) નોંધે છે કે, नन्विदमुपदेश्यमेव न भवति – यदित्थं कथयन्ति पुंसः कालातिपातेन० વગેરે વગેરે પછી,'इत्याशङ्क्य – यथौचित्यमिति – अयमप्रसिद्धः प्रसिद्धिमानहं० વગેરે ..... इति अवन्तिसुन्दरी ।' એવું આચાર્ય વાંચે છે. પણ આ રજૂઆતમાં કોઈ તાર્કિક ક્રમ સચવાયો નથી.

રાજશેખર પાદહરણના બધા પ્રકારો સમજાવીને (પૃ. ૫૬, ૫૭) જણાવે છે, 'एवमन्योन्यसमन्वये (પાઠભેદ सम्बन्धनात्)ऽन्येऽपि भेदाः ।' પછી નોંધે છે "नन्विदमुपदेश्यं ....... अवन्तिसुन्दरी" ।

**આપણે કદાચ એમ વિચારી શકીએ કે હેમચન્દ્રના વિવેકમાં કાવ્યહરણના ભિન્નભિન્ન પ્રકારોનાં ઉદાહરણોને યોગ્ય ક્રમમાં રાજશેખર પ્રમાણે ગોઠવીને વિવેકના આ અંશનું પુનઃ સંપાદન કરી શકાય.**

અવન્તિસુન્દરીના મત પ્રમાણે હેમચન્દ્ર 'उत्सन्ननिबन्धमूलमिदं' વાંચે છે, જ્યારે રાજશેખરમાં उच्छ(त्स)न्ना० વંચાય છે. હેમચન્દ્રમાં સાચો પાઠ જળવાયો છે. પણ હેમચન્દ્રમાં 'कोपनिबन्धनमूलमिदं' (का. मी. पृ. ५७) ને સ્થાને 'म्लेच्छितकोपनिबद्धमिदं' વંચાય છે.

રાજશેખરમાં પા.ટી.માં દર્શાવેલ 'चाभिरमेत' હેમચન્દ્ર મૂળમાં વાંચે છે જ્યારે રાજશેખર 'वाभिरमेत' વાંચે છે. હેમચન્દ્ર પૃ. ૧૮ પર ત્રણ શ્લોકો ટાંકે છે, જેમ કે,'नास्त्यचौरः'૦ વગેરે. જે રાજશેખર પ્રકરણ ૧૨ને અન્તે (પૃ. ૬૧, ૬૨) **સાચા સ્થાને વાંચે છે**. હેમચન્દ્ર, संवर्धकोऽपरः વાંચે છે, જ્યારે રાજશેખર 'संवर्गकोऽपरः' વાંચે છે. આ પાઠ હેમચન્દ્રમાં (પૃ. ૧૮ વિવેક) પાદટીપમાં વંચાય છે.

હેમચન્દ્ર (વિવેક, પૃ. ૧૮,૧૯)'समस्यापूरणाद्या इति' - તથા 'पादसमस्या यथा'.... વગેરે વાંચે છે. રાજશેખરમાં 'भिन्नार्थानां तु पादानामेकेन पादेनान्वयनं कवित्वमेव, यथा - किमिह किमपि दृष्टं०' વગેરે (પૃ. ૬૦) વંચાય છે. હેમચન્દ્રની નોંધ, જેમ કે,' मृगात्सिहः पलायते [लङ्कायां रावणो हतः]' વગેરે રાજશેખરમાં નથી જણાતી. રાજશેખરના 'किमिह किमपित ल'ને સ્થાને હેમચન્દ્રમાં 'किमपि किमिह०' વંચાય છે.

પૃ. ૨૦, **વિવેક**માં હેમચન્દ્રમાં 'आद्यग्रहणात् वाक्यार्थशून्यवृत्ताभ्यासो यथा'.... અને પછી કવિકંઠાભરણમાંથી લીધેલાં ઉદાહરણો વાંચવા મળે છે. અહીં હેમચન્દ્ર ક્ષેમેન્દ્રને અનુસરે છે. અન્તે હેમચન્દ્ર નોંધે છે. (પૃ. ૨૦, **વિવેક**) एवं महावाक्यार्थचर्वणपरकृत (પાઠભેદ ०परक्षत) काव्यपाठाद्याः शिक्षा अभ्यूह्याः । પછી તેઓ નોંધે છે કે, 'किं च स्वास्थ्यं.... मातरोऽष्टौ कवित्वस्य' જે રાજશેખરમાં (પૃ. ૪૯) વાંચવા મળે છે જ્યારે તેઓ 'कविचर्या'ની ચર્ચા કરે છે. **હેમચન્દ્રમાં આ શ્લોક अ-यथास्थानस्थित જણાય છે.**

પૃ. ૨૧, **વિવેક**માં હેમચન્દ્ર **કવિસમય** અંગે ચર્ચા કરતાં सतोऽपि सामान्यस्यानिबन्धो यथा વગેરે નોંધે છે. **અહીં પણ હેમચન્દ્ર દ્વારા રાજશેખરની રજૂઆતની વ્યવસ્થા સચવાતી નથી.**

આ ચર્ચા આપણે વિસ્તારથી એટલા માટે કરી કે, હેમચન્દ્રે 'कविशिक्षा'નો મુદ્દો 'काव्यज्ञशिक्षया अभ्यासः'ના સંદર્ભમાં યોગ્ય રીતે ગૂંથ્યો છે પણ તેમની રજૂઆત મૂળ રાજશેખરની સરખામણીમાં સુવ્યવસ્થિત જણાતી નથી. આપણે વિવેકના આ અંશને જરૂરી સ્થાનફેર કરી ફરી સંપાદિત કરવાનું સાહસ વિચારી શકીએ.

કાવ્યહેતુની ચર્ચા કર્યા પછી આચાર્યશ્રી **કાવ્યના સ્વરૂપની** ચર્ચા હાથ ધરે છે. સૂત્ર ૧/૧૧માં તેઓ **કાવ્યનું લક્ષણ** ટાંકે છે.

**કાવ્ય લક્ષણ** - હેમચન્દ્ર પ્રમાણે કાવ્ય એવા 'શબ્દ અને અર્થ' છે જે 'अदोषौ' દોષ વગરના, 'सगुणौ' ગુણવાળા, અને 'सालङ्कारौ' અલંકારવાળા च- પણ હોય છે. હેમચન્દ્રનો અભિગમ સ્પષ્ટ છે કે, કાવ્ય સાલંકાર જ હોય, પણ ક્યારેક અલંકાર વગરના શબ્દાર્થોનું કાવ્યત્વ બની શકે એ શક્યતાને બતાવવા જ લક્ષણમાં 'च' શબ્દ સામેલ કરાયો છે. વિવેકમાં (પૃ. ૩૩)

હેમચન્દ્ર જણાવે છે કે 'निरलङ्कारयोपि' દ્વારા એવું પણ સૂચવાય છે કે, કાવ્યમાં ગુણો અવશ્યંભાવી છે, કેમ કે 'अनलङ्कृतमपि गुणवद् वचः स्वदते' (વિવેક, પૃ. ૩૨) અને 'अलङ्कृतमपि निर्गुणं न स्वदते'। આપણે આચાર્યના કાવ્યલક્ષણની વિશેષ પરીક્ષા કરીએ ત્યારે જે નિર્વિવાદ સિદ્ધ જણાય છે એ વાતની નોંધ લઈશું કે, હેમચન્દ્રના કાવ્યલક્ષણ ઉપર મમ્મટનો પ્રભાવ તો છે જ, પણ સાથે ગુણોને કાવ્યના નિત્યધર્મો અને અલંકારોને કાવ્યના અનિત્યધર્મો માનતા વામનનો પણ પ્રભાવ સ્પષ્ટ છે અને મમ્મટના 'अनलङ्कृती पुनः क्वापि'ને સ્થાને અલંકારોની ઉપસ્થિતિને વિશેષ ભારપૂર્વક અપનાવતા 'सालङ्कारौ च'' એવા પ્રયોગ પાછળ કુન્તકના 'सालङ्कारस्य काव्यता न पुनः काव्यस्य अलङ्कारयोगः'નો પણ ભાર ચોખ્ખો વાંચી શકાય છે, હેમચન્દ્રે 'શબ્દાર્થ'ને કાવ્ય કહીને ભામહ, વામન, રુદ્રટ, આનંદવર્ધન, અભિનવગુપ્ત, કુન્તક તથા મહિમાની પરંપરા આવકારી છે જેનો પ્રભાવ અનુગામી વાગ્ભટાદિ તથા જયદેવ, વિદ્યાધર, વિદ્યાનાથ વગેરે ઉપર પણ પડ્યો છે.

**ગુણ-દોષનું સામાન્ય લક્ષણ** : કાવ્યના લક્ષણમાં 'ગુણ' 'દોષ' એવી પરિભાષાઓ પ્રયોજિત થઈ છે એટલે આચાર્ય હેમચન્દ્ર તેમનું સામાન્ય લક્ષણ બાંધવાનું તર્કશુદ્ધ વલણ અપનાવે છે. એ રીતે કાવ્યાનુશાસન ૧/૧૨માં 'ગુણ' અને 'દોષ'નું સામાન્ય લક્ષણ વાંચવા મળે છે તે પ્રમાણે, "રસના ઉત્કર્ષ અને અપકર્ષના હેતુ તે થયા (અનુક્રમે) 'ગુણ' અને 'દોષ'. અહીં વળી પાછો 'રસ' એવો પારિભાષિક શબ્દ પ્રયોજાય છે તેનો ખ્યાલ રાખીને આચાર્યશ્રી અલંકારચૂડામણિમાં પહેલી જ નોંધ એ ઉમેરે છે કે, 'રસ'-એ આગળ ઉપર જેનું સ્વરૂપ કહેવાનાર છે તે (વિગત)".

આચાર્ય હેમચન્દ્ર ૧/૧૨ સૂત્રમાં જ એ વાત પણ પહેલેથી જ સ્પષ્ટ કરી દે છે કે, 'ગુણ' અને 'દોષ'નો સીધો સંબંધ 'રસ' જોડે જ છે, પણ 'ભક્તિ' કહેતાં 'ઉપચાર'થી - metaphorically speaking—અથવા in a secondary sense—અમુખ્ય અર્થમાં ગુણ / દોષને શબ્દ / અર્થના ધર્મો ગણી શકાય. આ વાત ખૂબ જ મહત્ત્વની છે. મમ્મટાચાર્યે આનંદવર્ધનને અનુસરીને ગુણોને 'आत्मनः रसस्य धर्माः' કહ્યા હતા, તથા દોષને 'मुख्यार्थ हतिः' રૂપે ગણાવીને પછી 'मुख्य' એટલે 'રસ' એવું કહ્યું પણ સ્પષ્ટ રીતે ગુણદોષનો સીધો સંબંધ 'રસ' સાથે જોડી આપ્યો ન હતો. ટૂંકમાં જે સંદિગ્ધ હતું તે હેમચન્દ્રાચાર્યે ચોખ્ખા શબ્દોમાં મૂકી આપ્યું; અલબત્ત 'ગુણ'ના સ્વરૂપ વિશે— તે શબ્દાર્થના જ ધર્મ છે, અથવા તેમજ ગણવા જોઈએ કે કેમ એની— અવઢવ તો આનંદવર્ધનથી માંડીને છેક સુધી ચાલુ રહી છે. ગુણોની સમજૂતી ધનંજય / ધનિક, મમ્મટ વગેરેમાં ચિત્તના વિસ્તાર, વિકાસ, વિક્ષોભ વગેરે ધર્મો સાથે જોડીને આપવાના પ્રયાસમાં એક નિષ્પન્ન એ પણ નીકળ્યું કે આ રીતે, અર્થાત્ ચેતોધર્મ, ચિત્તાવસ્થા રૂપે તો ગુણ રસાનુભૂતિના પરિણામરૂપે આવિર્ભાવ પામે છે તો તેમને શબ્દાર્થ સાથે કેમ કરીને ગોઠવવા ? જ્યારે મમ્મટમાં જે તે ગુણના વૈયક્તિક લક્ષણમાં તેને જે તે ચિત્તસ્થિતિના કારણરૂપ બતાવાય છે અને એ રીતે તો તે રસધર્મને સ્થાને શબ્દાર્થધર્મ જ ગણી શકાય તેવું તાર્કિક તારણ પણ નીકળે છે. જો કે, અમુક જ પ્રકારની

વર્ણરચનાનો સંબંધ જે તે ગુણ જોડે આકસ્મિક છે એવું આનંદવર્ધન તથા મમ્મટનું સૂચન વળી તેમને શબ્દાર્થના ધર્મો રૂપે કેવળ ઉપચારથી જ જોડવા તરફ ઝૂકે છે. આમ આ મુદ્દાઓ વિશે પ્રવાહી પરિસ્થિતિ તો રહી જ છે. જો કે, જગન્નાથે તો અનેક રૂઢિઓના ભંગમાં નેતૃત્વ લીધું છે તેમ અહીં પણ 'ગુણ'ને શબ્દાર્થ ધર્મ જ માનવાનું સૂચવ્યું છે.

આચાર્ય હેમચન્દ્ર સૂત્ર ૧/૧૨ ઉપર નોંધે છે તેમ ગુણો તે રસના ઉત્કર્ષ હેતુઓ છે અને દોષો તે રસના અપકર્ષ હેતુઓ છે. તેઓ સ્પષ્ટ જણાવે છે કે ગુણ અને દોષ બન્ને રસના જ ધર્મો છે - ते च रसस्यैव धर्माः; પણ ઉપચારથી (metaphorically) તેમને તેના ઉપકારક એવા શબ્દ અને અર્થના ધર્મો કહેવાય છે. અહીં વિવેકમાં (પૃ. ૩૪) આચાર્ય મમ્મટના ઉલ્લાસ ૮ના શબ્દોનો પડઘો પાડતાં નોંધે છે કે ઉપચારથી વગેરે (દ્વારા એમ સમજવાનું કે) 'आकार एवास्य शूरः' "આનો દેખાવ જ શૂરવીરનો / મર્દનો છે." એમાં શૌર્ય(રૂપી આત્માના ધર્મ)ને ઉપચારથી તેના અભિવ્યંજક એવા શરીર વિશે વ્યવહૃત કરાય છે તે રીતે શબ્દ અને અર્થના માધુર્ય વગેરે (ગુણો) છે, એવો અર્થ થયો.

મૂળ અલંકારચૂડામણિમાં ચર્ચા આગળ ચલાવતાં આચાર્ય નોંધે છે કે, ગુણ તથા દોષનું રસાશ્રયત્વ અન્વય-વ્યતિરેકથી સિદ્ધ થાય છે. જેમકે, જ્યાં દોષ છે ત્યાં જ ગુણ છે, અને દોષ અમુક ખાસ રસની બાબતમાં જણાય છે, નહિ કે શબ્દ અને અર્થ વિશે. જો (દોષો) શબ્દાર્થના હોત તો બીભત્સ વગેરે (રસોના) સંદર્ભમાં 'કષ્ટત્વ' વગેરે દોષો ગુણરૂપ ન જણાત અને હાસ્ય વગેરે(રસોના સંદર્ભ)માં અશ્લીલત્વાદિ (દોષ ગુણ રૂપ ન જણાત) અને આ દોષો અનિત્ય છે, કેમ કે, જે અંગી રસ વિશે તે તે દોષો દેખાય છે, તે બધા તે અંગી રસના અભાવમાં દોષરૂપ નથી જણાતા, માત્ર જે તે અંગી રસ હોતાં જ તે દોષરૂપ છે. આ રીતે અન્વય અને વ્યતિરેક પ્રમાણોથી આચાર્ય સિદ્ધ કરે છે કે ગુણ અને દોષનો રસ જ સાચો આશ્રય છે. આચાર્ય અહીં આટલી જ ચર્ચા કરે છે કેમ કે, દોષની વિશેષ ચર્ચા તૃતીય અધ્યાયમાં પૂરા વિસ્તારથી અને ગુણની વિશેષ ચર્ચા ચતુર્થ અધ્યાયમાં વિસ્તારથી તેમણે આવરી લીધી છે. આપણે પણ જે તે સંદર્ભમાં જે તે વિચારની વિસ્તૃત ચર્ચા કરીશું.

**અલંકાર : સામાન્ય લક્ષણ** - આચાર્યશ્રી ૧/૧૩માં આ જ રીતે અલંકારોનું સામાન્ય લક્ષણ બાંધતાં જણાવે છે કે, (૧/૧૩) "અંગને આધારે રહેલા તે થયા અલંકારો".

આચાર્ય એ વાત બહુ ચોખ્ખી રીતે સમજે છે અને સમજાવે છે કે, રસ એ અંગી / આત્મા છે અને "શબ્દાર્થૌ"—શબ્દ અને અર્થ—તે કાવ્યના 'અંગ' / શરીર છે. તે અંગ કહેતાં શબ્દ / અર્થ ઉપર આશ્રિત—તેમને આધારે રહેતા ધર્મો તે થયા અલંકારો. આમ અલંકારો શબ્દગત અને અર્થગત એમ દ્વિભાજિત છે તે આપોઆપ સિદ્ધ થાય છે અને પાંચમા અધ્યાયમાં ૨૯ અર્થાલંકારોની વિશેષ ચર્ચા તેમણે કરી છે. આચાર્યશ્રી જણાવે છે કે, રસ હોતાં અલંકારો ક્યારેક તેને ઉપકારક

એટલે કે રસોત્કર્ષક બને છે, ક્યારેક અનુપકારક પણ થતા જોવા મળે છે. રસનો કાવ્યમાં અભાવ હોય તો તો આ શબ્દ-અર્થ-ગત અલંકાર માત્ર વાચ્ય (= અર્થ) અને વાચક(શબ્દ)ની સુંદરતામાત્રમાં પરિણમે છે.

આનંદવર્ધને પોતાના વ્યાપક એવા વ્યંજના-ધ્વનિ-રસ સિદ્ધાંતમાં બધી જ પ્રાપ્ત કાવ્યશાસ્ત્રીય પરંપરાનો આદર કરીને તેમની પુનર્યોજના કરી હતી. એ રીતે તેમણે 'અલંકાર' તત્ત્વને પણ, જો તે અંગી એવા રસ વિશે અનુકૂળ હોય—રસપરક હોય, અને રસનિરૂપણના કવિના ઉદ્યમની સાથે સાથે સ્વાભાવિક રીતે વણાઈને કાવ્યમાં સાકાર થતું હોય તો તેને તેમણે ગુણ વગેરેની માફક જ કાવ્યના 'અંતરંગ ધર્મ' રૂપ ગણ્યું હતું. 'न तेषां बहिरङ्गत्वं रसाभिव्यक्तौ' આ આનંદવર્ધનના પ્રસિદ્ધ શબ્દો છે. આ જ વિચારધારાની સૂક્ષ્મતાનો પ્રતિઘોષ કરતાં કુન્તકે 'सालङ्कारस्य काव्यता, न पुनः काव्यस्य अलङ्कारयोगः' એવો અભિપ્રાય ઉચ્ચાર્યો હતો. અર્થાત્ કાવ્યની સાથે જ અલંકાર, કર્ણના કવચકુંડળની માફક, સહજ રીતે અવતરે છે. બાળક જન્મે પછી કંદોરો વગેરે પહેરાવીએ એ રીતે કાવ્યનું નિર્માણ થાય પછી, કવિ અલંકારો ચડાવતો નથી. વાસ્તવમાં કાવ્ય 'અખંડબુદ્ધિસમાસ્વાદ્ય' વિગત છે. "ઝાંઝર અલકમલકથી" આવે છે અને વહાલો તેને પગમાં પહેરાવે છે. અર્થાત્ કાવ્ય અલંકારાદિથી મઢેલું જ રૂમઝૂમ કરતું ઉપરથી અવતરિત થાય છે. ભોજ પણ આ જ વાત સ્વભાવોક્તિ, વક્રોક્તિ અને રસોક્તિમાં વાઙ્મયને ત્રિભાજિત કરતાં આપણા ધ્યાન ઉપર લાવે છે. આ સઘળી વિચારધારાઓનો મર્મ હેમચન્દ્રાચાર્યે બરાબર ગ્રહણ કર્યો છે તેથી આનંદવર્ધન પ્રમાણે તેમણે પણ અલંકાર ક્યારે "सम्यक्प्रयुक्त" બને, ક્યારે રસનિરૂપણ સાથે સ્વાભાવિક રીતે વણાઈને આવે, એની ચર્ચા ૧/૧૪માં આવરી લીધી છે..

આચાર્યશ્રી સૂત્ર ૧/૧૪માં જણાવે છે કે, અલંકારો ત્યારે રસોપકારક થાય છે, જ્યારે તેમનો વિનિયોગ રસપરક રીતે, યોગ્ય સમયે તેમનું ગ્રહણ અથવા ત્યાગ કરવામાં આવે ત્યારે, તેમનો જરૂરતથી, અર્થાત્ રસચર્વણાની જરૂરતથી વધારે 'अति-निर्वाह' ન કરવામાં આવે, અને કદાચ છે ને અતિનિર્વાહ કરાય, વધારે લાંબો ખેંચાય, તો પણ રસને વિશે અંગરૂપ જણાય એ રીતે નિરૂપાય ત્યારે અલંકારો રસોપકારક બને છે. આ રીતે થતું અલંકારનિરૂપણ રસોપકારક બને છે, રસને બાધક નહિ, અથવા તટસ્થ રૂપે પણ નહિ.

'અંગને આશ્રિત' એવું જે કહ્યું હતું તેને વિશે વિવેકમાં હેમચન્દ્ર નોંધે છે કે (પૃ.૩૪,૩૫) એનો અર્થ એ છે કે, જે અંગી એવા રસમાં અસ્તિત્વ ધરાવે છે તે થયા ગુણો. આ જ ગુણ અને અલંકાર વચ્ચેનો ભેદ / વિવેક છે. આથી, શૌર્યાદિ-જેવા તે ગુણો, અને કેયૂરાદિ જેવા તે અલંકારો એવો વિવેક કહીને (મમ્મટાચાર્યે) આ બન્ને વચ્ચે સંયોગ અને સમવાય દ્વારા ભેદ છે એમ કહ્યું છે. અર્થાત્ શૌર્ય વગેરે ધર્મો, જે આત્માના ધર્મો છે, તેના જેવા ગુણો રસ રૂપી આત્મા સાથે સમવાય સંબંધ ધરાવે છે જ્યારે કેયૂર વગેરે જેવા અલંકારો તે સંયોગ સંબંધ ધરાવે છે. આથી,

મમ્મટાચાર્યને અનુસરીને હેમચન્દ્ર પણ ઉદ્ભટના ભામહવિવરણના એ વિધાનને તિરસ્કારે છે જેમાં ઉદ્ભટે ગુણ અને અલંકાર બન્નેની સમવાય સંબંધથી સ્થિતિ સ્વીકારીને સમવાય / સંયોગ એવા સંબંધભેદને નકાર્યો હતો.

હેમચન્દ્ર (પૃ. ૩૫) વિવેકમાં જણાવે છે કે કાવ્યનું સૃજન કરનારાઓ સંદર્ભોમાં એટલે કે જે તે રચનાઓમાં અલંકારો ગોઠવે છે અને દૂર કરે છે, નહિ કે ગુણો. વળી, અલંકારોના દૂર કરવા કે મૂકવાથી વાક્યમાં અનુક્રમે દોષ કે પરિપોષ થતો નથી. આ વાત તેઓ ઉદાહરણોથી શબ્દગત તથા અર્થગત અલંકારની બાબતમાં સમજાવે છે. તેઓ જણાવે છે કે, ગુણોને તો દૂર કરવા કે જમા કરવાનું સંભવતું નથી, (કેમ કે તે સ્વાભાવિક છે). આથી વામને જે વિવેક તારવ્યો હતો કે, કાવ્ય શોભાના કારક ધર્મો તે ગુણો અને કાવ્યશોભાને વધારનારા 'अतिशयहेतवः' તે અલંકારો—આ વાત પણ ટકતી નથી. વામનની વાત વ્યભિચારી હેતુવાળી જણાય છે. કેમ કે, **'गतोऽस्तमर्को'** વગેરે ઉદાહરણમાં પ્રસાદ, શ્લેષાદિ ગુણો હોવા છતાં કાવ્યવ્યવહાર પ્રવર્તિત થતો નથી, અને 'अपि काचिच्छुता०' વગેરે ઉદાહરણમાં કેવળ ઉત્પ્રેક્ષા અલંકારથી જ અને નહિ કે, ત્રણ કે ચાર ગુણોની હાજરીથી કાવ્યવ્યવહાર પ્રવર્તિત થાય છે. આમ, વામને ગુણાલંકારવિવેક તારવ્યો છે તેને આચાર્યશ્રી રદબાતલ ગણે છે.

મૂળ સૂત્ર ૧/૧૪ના સંદર્ભમાં આચાર્યશ્રી શાકુન્તલ(૧/૨૦)માંથી ઉદાહરણ ટાંકીને જણાવે છે કે, 'चलापाङ्गां दृष्टिं०' વગેરે શ્લોકમાં ભ્રમર-સ્વભાવોક્તિ રસપરક રીતે પ્રયોજિત અલંકાર છે, તેથી તે રસોપકારી છે. અલંકારનો બાધક રીતે પ્રયોગ થયો હોય તેના ઉદાહરણમાં તેઓ રત્નાવલી ૧/૧૬ ટાંકે છે અને જણાવે છે કે અહીં રસને સ્થાને 'पीडया इव'માંનો ઉત્પ્રેક્ષા અલંકાર અંગી બની ગયો છે અને એનો અનુગ્રાહક શ્લેષ અલંકાર કરુણને ઉચિત એવા વિભાવો તથા અનુભાવો સાથે જોડતાં બાધક રૂપે જણાય છે, નહિ કે પ્રકૃતરસ વિશે ઉપકારક. 'चलापाङ्गां०' વગેરેની વિશેષ ચર્ચા તેમણે વિવેકમાં કરી છે. આચાર્ય હેમચન્દ્ર નોંધે છે કે, **'लीलावधूतपद्मा०'** વગેરે (રત્નાવલી ૨/૮) ઉદાહરણમાં અલંકારનો પ્રયોગ તટસ્થ રીતે—નહિ ઉપકારક કે નહિ બાધક—થયેલો જણાય છે. ચિત્રમાં દોરેલી સાગરિકાને જોઈને જેના મનમાં અભિલાષ જાગ્યો છે તેવા વત્સરાજની આ ઉક્તિ જાણે કે તટસ્થ વક્તાની—પ્રેમથી ભીંજાયેલા મનવાળાની નહિ—હોય તે રીતે કવિએ રચી છે. આથી શ્લેષથી અનુગૃહીત ઉપમાલંકારના પ્રાધાન્યથી પ્રસ્તુત રસ ગૌણ બનાવાય છે કેમ કે, કવિની તેને મુખ્ય સ્વરૂપે ઘડવાની ઈચ્છા જ નથી.

. આ પછી યોગ્ય અવસરે ગ્રહણનું ઉદાહરણ પણ રત્નાવલી ૨/૪ '-उद्दामोत्कलिकां०' વગેરે તેઓ ટાંકે છે, જેમાં ઉપમા અને તેનો અનુગ્રાહક શ્લેષ આગળ થનારા ઈર્ષ્યાવિપ્રલંભ રસની ચર્વણા વિશે આભિમુખ્ય કરાવતો જણાય છે અને રસોપકારી છે. અનવસરે-કસમયે-અલંકારનું ગ્રહણ "वाताहारतया०" વગેરે ઉદાહરણથી તેઓ સમજાવે છે. એ જ રીતે આરંભમાં ગ્રહણ અને લાંબું

ખેંચ્યા વગર સમયસરના પરિત્યાગનું ઉદાહરણ આનંદવર્ધનમાંથી આચાર્ય ટાંકે છે, જેમ કે 'रक्तस्त्वं नव०' (હનુમન્નાટક ૫-૪) વગેરે એવું જ્યાં નથી, અર્થાત્ સમયસર અલંકાર છોડી દેવાતો નથી ત્યાં રસભંગ થાય છે, જેમ સમયસર પાટો ન બદલતી રેલગાડી અકસ્માત કરી બેસે તેમ, અને તેનું ઉદાહરણ છે '-आज्ञा शक्र०' વગેરે (બાલરામાયણ ૧-૩૬, પૃ. ૩૯). અલંકારનો અત્યંત નિર્વાહ ન કરવાથી રસપુષ્ટિ થાય છે એનું ઉદાહરણ આનંદવર્ધન પ્રમાણે તેઓ અમરુશતક (શ્લોક ૯) कोपात् कोमल० વગેરે દ્વારા આપે છે. આચાર્ય તેના ટિપ્પણમાં આનંદવર્ધનના જ શબ્દો ટાંકે છે 'अत्र रूपकमारब्धमनिर्व्यूढं च-' જો કે 'रसोपकाराय' એ શબ્દ ઉમેરે છે. આ રીતે, બધી જ પરિસ્થિતિઓનાં સુંદર ઉદાહરણો ટાંકી અલંકારોના સમુચિત વિનિયોગ અંગેની સૂત્ર ૧-૧૪ની વિગતની આચાર્યે પુષ્ટિ કરી છે.

**શબ્દાર્થ સ્વરૂપ**—આ રીતે દોષ, ગુણ તથા "અલંકાર"નો સામાન્ય ખ્યાલ આપ્યા પછી "અદોષ, ગુણવાળા, અલંકારવાળા પણ શબ્દાર્થો તે કાવ્ય" એ લક્ષણમાંના "शब्दार्थौ" પદમાં આવેલા "શબ્દ" અને "અર્થ"નું સ્વરૂપ સમજાવતાં હેમચન્દ્ર જણાવે છે કે, "મુખ્ય, ગૌણ, લક્ષ્ય અને વ્યંગ્ય અર્થોને ભેદે કરીને મુખ્ય, ગૌણ, લક્ષક અને વ્યંજક એવા શબ્દો (પ્રાપ્ત થાય છે). (સૂત્ર ૧/૧૫)

મુખ્યાર્થ જેનો વિષય છે તે થયો મુખ્ય શબ્દ, ગૌણાર્થ જેનો વિષય છે તે ગૌણ શબ્દ, લક્ષ્યાર્થ જેનો વિષય છે તે લક્ષક શબ્દ અને વ્યંગ્યાર્થ જેનો વિષય છે તે વ્યંજક શબ્દ એવું સમજાવીને સમગ્ર ચર્ચા આનંદવર્ધન / અભિનવગુપ્ત / મમ્મટ વગેરે ધ્વનિવાદી આચાર્યોને અનુસરીને હેમચન્દ્ર આપે છે. આ સઘળી શબ્દાર્થસંબંધ વિચારણા સૂત્ર ૧૫ થી ૨૨ સુધીમાં તેઓ કરે છે. સૂત્ર ૧/૨૨માં વ્યંગ્યનું સ્વરૂપ શબ્દશક્તિમૂલ તથા અર્થશક્તિમૂલ, એવી સમજ આપી સૂત્ર ૧/૨૩માં નાનાર્થ શબ્દમાં સંસર્ગ વગેરેથી મુખ્યવ્યાપાર તથા મુખ્યાર્થબાધ વગેરેથી અર્થનિયંત્રણ થતાં મુખ્ય શબ્દ જ્યારે વસ્તુ કે અલંકારની વ્યંજના કરે અથવા અમુખ્ય શબ્દ વસ્તુની વ્યંજના કરે ત્યારે શબ્દશક્તિમૂલ વ્યંગ્ય પ્રાપ્ત થાય છે તેવું તેઓ નોંધીને સૂત્ર ૧-૨૪માં અર્થશક્તિમૂલ વ્યંગ્યની સમજૂતી આપે છે. આ સઘળું લગભગ પૂર્વપ્રાપ્ત ધ્વનિવાદી પરંપરાનુસાર છે, જો કે, ગૌણાર્થ અને ગૌણીવૃત્તિનો બિનજરૂરી સ્વીકાર આચાર્યે કર્યો છે તે કઠે છે. આ સઘળી ચર્ચા પર્યાપ્ત અને સ્પષ્ટ ઉદાહરણો સાથે રસાળ શૈલીમાં હેમચન્દ્ર કરે છે.

**ગૌણી / લક્ષણા** :- ગૌણી (સૂત્ર ૧/૧૭) અને લક્ષણા(સૂત્ર ૧/૧૮)ની ચર્ચા થોડી વધુ ધ્યાનાર્હ છે. મૂળે "ગૌણ" વૃત્તિનો મીમાંસાશાસ્ત્રમાં નિર્દેશ છે. આનંદવર્ધન તેને સ્વતંત્રવૃત્તિરૂપે વજન આપતા નથી. મમ્મટે "ગૌણી લક્ષણા" જે ગુણ ઉપર આધારિત છે, જેમાં સાદશ્યાદિ સંબંધો અભિપ્રેત છે, તેને લક્ષણાના પ્રકારરૂપે નિર્દેશી છે અને આથી "ગૌણી"વૃત્તિને સ્વતંત્ર રીતે સ્વીકારવાનો પ્રશ્ન જ કાવ્યપ્રકાશમાં ઊભો થતો નથી. હેમચન્દ્રાચાર્યે, ફક્ત એમને જ ખ્યાલમાં હોય

તેવાં કારણોથી "ગૌણી" વૃત્તિનો લક્ષણાથી સ્વતંત્રવૃત્તિરૂપે સ્વીકાર કર્યો છે. વાસ્તવમાં ગૌણી હો કે લક્ષણા, બન્નેમાં કોઈ ને કોઈ સંબંધથી મુખ્યાર્થનો બાધ અને અમુખ્યાર્થનું ગ્રહણ જ અભિપ્રેત છે એટલે "ગૌણી"ને લક્ષણાના જ પેટાભેદ તરીકે સ્વીકારવી એ જ યોગ્ય છે. ગૌણીને લક્ષણામાં અંતર્ભાવિત કરવાની પૂરી ક્ષમતા હોવા છતાં તેને સ્વતંત્ર વૃત્તિ તરીકે સ્વીકારવામાં, સિવાય કે ગૌરવદોષ, કોઈ વાત સિદ્ધ થતી નથી. અસ્તુ. હેમચન્દ્રે "ગૌણી"નો જે ખ્યાલ બાંધ્યો છે તે નીચે પ્રમાણે છે. વાસ્તવમાં આ ગૌણીનાં ઉદાહરણો "ગૌણીલક્ષણા" અને "લક્ષણલક્ષણા"માં સમાઈ જાય છે એ નિર્વિવાદ છે.

સૂત્ર ૧-૧૭માં તેઓ જણાવે છે કે, "મુખ્યાર્થનો બાધ થતાં નિમિત્ત હોતાં, (= 'તદ્યોગ' હોતાં) અને પ્રયોજન હોતાં ભેદ અથવા અભેદ દ્વારા આરોપિત અર્થ તે છે ગૌણ અર્થ".

અહીં "= તદ્યોગ" માટે આચાર્યે "નિમિત્ત" શબ્દ પ્રયોજ્યો છે એ સ્પષ્ટ છે. તેઓ નોંધે છે કે "गौर्वाहीकः" અને "गौरेवाऽयम्" વગેરેમાં, મુખ્યાર્થનો અર્થાત્ 'ગૌ' એટલે "સાસ્ના" કહેતાં ગળાની ગોદડી વગેરેથી યુક્ત પ્રાણીવિશેષ, એવા "ગૌ" શબ્દના મુખ્યાર્થનો પ્રત્યક્ષ વગેરે પ્રમાણથી બાધ થતાં = એટલે કે "વાહીક" કહેતાં માલ ઉપાડનારો મજૂર તો આપણને ચોખ્ખી નજરે માણસ જ દેખાય છે, તેથી તેને જ્યારે કોઈ "સાવ, બળદિયો છે !" એવું કહે ત્યારે પ્રત્યક્ષપ્રમાણથી તેનું બળદિયાપણું બાધિત થયું કહેવાય - ત્યારે સાદૃશ્યના સંબંધથી, એટલે કે બળદમાં અને આ મજૂરમાં કામ કરવાની એક સરખી ધીમાશ, પોતાની સૂઝનો અભાવ વગેરે સરખા ધર્મો હોવાને કારણે જે "સાદૃશ્ય" સંબંધ બંધાયો તેને કારણે, મજૂરને "બળદ" કહ્યો. હવે તેવું કહેવા પાછળ પ્રયોજન—ગો વ્યક્તિ અને વાહીક વ્યક્તિ વચ્ચેનું સાદૃશ્ય સૂચવવું, તેની પ્રતીતિ કરાવવી—એ રૂપે રહેલું છે. આ માટે આરોપ્ય વિગત—વાહીક, અને આરોપ્યમાણ વિગત ગો-વ્યક્તિ એ બન્નેનો સ્પષ્ટ રૂપે જુદા જુદા શબ્દોથી નિર્દેશ કરવો તે થયો "भेदेन आरोपः" તેમાં આરોપનો વિષય વાહીક-વ્યક્તિ અને આરોપ્યમાણ વિષયી ગો-વ્યક્તિ બન્નેનો સ્પષ્ટ નિર્દેશ છે. ક્યારેક "गौरेवाऽयम्"—"આ તો બળદ છે બળદ !" એવા વિધાનમાં ગો-વ્યક્તિ કે જે આરોપ્યમાણ વિષયી છે તેનો નિર્દેશ તો છે, પણ "વાહીક" વ્યક્તિનો નિર્દેશ નથી. જો કે, "આ" એવો મોઘમ નિર્દેશ તો છે અને તેને સુધારવા આપણે, "સાવ બળદિયો છે બળદિયો !" એવું વિધાન પણ બનાવી શકીએ. તો આ પ્રકારનો નિર્દેશ તે અ-ભેદ થી કરેલો નિર્દેશ ગણાય. હવે આવા નિર્દેશ પાછળનું પ્રયોજન એટલું જ કે આ મજૂરમાં ગો-વ્યક્તિ જેવી જડતા, બુદ્ધિમાંદ્યતા વગેરે ધર્મો એકસરખી રીતે હાજર છે.

અહીં વિષય ઉપર વિષયીનો એટલે કે વિષયીના અર્થનો આરોપ થાય છે જે વાસ્તવમાં તેવો નથી, કેમ કે પ્રત્યક્ષપ્રમાણથી આપણે વાહીક / મજૂર / વ્યક્તિને શિંગડા, સાસ્ના વગેરે વાળો બળદિયો તો કેમ કરીને કહી શકીએ ? તેથી જે તેવો નથી - 'अतथाभूतः' તેને તેવો 'तथाभूतः'

દર્શાવવા અર્થાત્ તેવો / બળદ જેવો છે, એ રીતે નિર્ણય / અધ્યવસાય તારવવા આ આરોપ થાય છે. તે અતથાભૂત અર્થ તથાભૂત રૂપે ઉપરના સંદર્ભમાં અધ્યવસિત કહેતાં નિશ્ચિત કરાય તે થયો "ગૌણ" અર્થ. અહીં આ અર્થ વાહીક-આરોપનો વિષય-ના ગુણધર્મોથી આવી પડેલો છે માટે તેને "ગૌણ" કહ્યો છે. તેવો "ગૌણ" અર્થ આપનાર શબ્દ પણ "ગૌણ" કહેવાય તેવું આચાર્ય સમજાવે છે. ગૌણનો અર્થ ઉપચરિત—metaphorical—સમજવાનો છે.

અહીં સાદૃશ્યરૂપે નિમિત્ત કહેતાં તદ્યોગથી "ભેદ" દ્વારા આરોપિતનું ઉદાહરણ તે गौर्वाहीकः; જે રૂપક અલંકારનું બીજ છે એમ આચાર્ય નોંધે છે. આ ઉદાહરણ પોતે રૂપકાલંકાર નથી કેમ કે, કોઈપણ ઉદાહરણને "અલંકાર"નું નામ તો ત્યારે જ મળે જ્યારે તે 'हृद्य' કહેતાં રમણીય હોય. તેથી આ ઉદાહરણ "રૂપક" છે, પણ રૂપકાલંકાર નથી. ઉપમા અલંકાર(સૂત્ર ૬-૧)ને સમજાવતાં આચાર્ય આ વાત નોંધે છે કે 'हृद्य' એટલે, "સહૃદયના હૃદયને આહ્લાદ આપે તેવું." આ "હૃદ્ય" વિશેષણ કેવળ ઉપમાની બાબતમાં નહિ, પણ દરેક અલંકારને લાગુ પાડવાનું છે— 'हृद्यग्रहणं च प्रत्यलङ्कारमुपतिष्ठते०' જગન્નાથે અહીંથી પણ પ્રેરણા મેળવી હોય તે શક્ય છે, જ્યારે તેમણે કાવ્યના લક્ષણમાં "રમણીય" વિશેષણ જોડ્યું !

અભેદનું ઉદાહરણ 'गौरेवायम्' છે, જેમાં વિષયનો નિર્દેશ નથી હોતો, અર્થાત્ તેનું વિષયી દ્વારા સંપૂર્ણ "નિગરણ" કહેતાં "અધ્યવસાન" થાય છે. આવા પ્રયોગને આચાર્ય "અતિશયોક્તિ" (પ્રથમ પ્રકાર) અલંકારનું બીજ માને છે, જેમાં વિષયનું પૂર્ણ નિગરણ અભિપ્રેત છે.

'गौर्वाहीकः'માં કઈ રીતે ગૌણી સાકાર થાય છે તેના ત્રણ મતો હેમચન્દ્ર મમ્મટને અનુસરીને આપે છે.

"સાદૃશ્ય" સિવાયના અન્ય સંબંધો જેવા કે, કાર્યકારણભાવ, તાદર્થ્ય, સ્વસ્વામિભાવ, અવયવાવયવિભાવ, માનમેયભાવ, સંયોગ, તાત્કર્મ્ય વગેરે સંબંધોથી પણ ભેદ / અભેદ દ્વારા કેવી રીતે ગૌણાર્થ આવે છે તેનાં ઉદાહરણો આચાર્ય આપે છે.

**સૂત્ર ૧-૧૮માં લક્ષ્યાર્થ(લક્ષક શબ્દ, અને લક્ષણા)ની ચર્ચા** હેમચન્દ્ર કરે છે. તેઓ જણાવે છે કે, મુખ્યાર્થ સાથે સંબદ્ધ, તત્ત્વથી કહેતાં અભેદથી લક્ષિત થતો અર્થ તે થયો લક્ષ્યાર્થ. અભિપ્રેત છે કે આવો અર્થ આપનાર શબ્દ તે 'લક્ષક' અને આવો અર્થ પ્રતીત કરાવનાર શબ્દવૃત્તિ તે "લક્ષણા". "ગૌણ" અર્થ અને "લક્ષ્ય" અર્થ વચ્ચેનો **એકમાત્ર** તફાવત તેઓ નોંધે છે તે એ છે કે, ગૌણ પ્રયોગમાં "ભેદથી અને અભેદથી" એમ આરોપ / અધ્યવસાય જણાય છે, જ્યારે "લક્ષ્ય" અર્થમાં માત્ર "तत्त्वेन" કહેતાં અધ્યવસાય / અભેદથી જ અમુખ્યાર્થ આવે છે. વાસ્તવમાં હેમચન્દ્રે ગૌણ / ગૌણીવૃત્તિને કેવળ સાદૃશ્યસંબંધ સુધી સીમિત માની હોત તો કદાચ તેમનું વિભાજન વધારે

શાસ્ત્રીય જણાત. પણ સાદશ્યેતરસંબંધમૂલક પ્રયોગો જેવા કે, 'आयुर्घृतम् / आयुरेवेदम्' વગેરેને પણ તેમણે "ગૌણ" / ગૌણીમાં અલગ ગણાવ્યા તેમાં સાહસમાત્ર જ છે. "ભેદ અને અભેદથી" અને "કેવળ અભેદથી" એ મુદ્દાને જ ગૌણ / લક્ષ્ય અર્થ, તથા ગૌણી / લક્ષણાવૃત્તિ વચ્ચેનો વ્યાવર્તક ધર્મ તેમણે માન્યો.* વાસ્તવમાં મમ્મટમાં સાદશ્યમૂલક અને સાદશ્યેતરમૂલક સંબંધને પાયાનો ગણી ગૌણી લક્ષણા અને લક્ષણલક્ષણા તેવા ભેદ ઉપસાવાયા છે તથા બન્નેમાં ભેદ / અભેદમૂલક ઉદાહરણો સમાવાયાં છે એ વ્યવસ્થા વધુ શાસ્ત્રીય અને તેથી વધુ પ્રતીતિકર જણાય છે. આચાર્ય પોતે જ જણાવે છે કે ભેદ / અભેદ બન્ને દ્વારા તે થયો ગૌણ અને કેવળ તત્ત્વથી એટલે કે અભેદથી તે થયો લક્ષ્ય અર્થ. આ સિવાય તો લક્ષ્યાર્થનું બાકીનું બધું ગૌણાર્થ જેવું જ છે ! - 'शेषं तु गौणलक्षणमनुवर्तत एव'। આચાર્ય કહે છે કે, 'गङ्गायां घोषः' અને 'कुन्ताः प्रविशन्ति' વગેરે ઉદાહરણોમાં ગંગા નેસનું અધિકરણ કહેતાં સ્થાન બને તે વાત, અને કુન્ત કહેતાં ભાલાઓ પ્રવેશવાની ક્રિયા કરે એ વાત અસંભવિત હોવાથી મુખ્યાર્થનો બાધ થાય છે. સામીપ્ય અને સાહચર્યને અહીં આચાર્ય નિમિત્તરૂપ ગણાવે છે. "गङ्गायां"ને સ્થાને 'गङ्गातट' અને 'कुन्ताः'ને સ્થાને 'कुन्तवन्तः' એવા પ્રયોગ કરવાથી જે અભિપ્રેત પ્રયોજનરૂપ અર્થ, અનુક્રમે નેસનું શૈત્ય અને પાવનત્વ, અને ભાલાધારીઓનું રૌદ્રત્વ સમજાત નહિ માટે 'गङ्गायां' અને 'कुन्ताः' એવા પ્રયોગો થયા છે એવું હેમચન્દ્ર સમજાવે છે. પણ આપણે નોંધ્યું તેમ પ્રાચીનો—મમ્મટાદિ—ની લક્ષણાવ્યવસ્થા વધુ શાસ્ત્રીય છે અને આથી જ અનુગામી આલંકારિકોએ ગૌણ શબ્દ, ગૌણાર્થ અને ગૌણીવૃત્તિનો સ્વતંત્ર વિગત તરીકે સ્વીકાર કર્યો નથી. આનંદવર્ધનમાં 'गौणी' વૃત્તિનો સ્પષ્ટ સ્વતંત્ર નિર્દેશ નથી છતાં ગૌણવ્યાપાર અર્થાત્ અ-મુખ્ય વ્યાપારના નિર્દેશો પર્યાપ્ત છે. ત્યાં ગૌણ વ્યાપાર અને લક્ષણા બન્ને એકરૂપ જણાય છે. 'ગૌણી'નો લક્ષણાના પ્રકાર તરીકેનો અંતર્ભાવ મમ્મટમાં જોવા મળે છે પણ કદાચ આનંદવર્ધનને પણ એ અભિપ્રેત હોઈ શકે, કેમ કે, આનંદવર્ધન ધ્વન્યાલોક ૩/૩૩ના આલોકમાં વ્યંજનાને અભિધા તથા લક્ષણાથી પૃથગ્ભૂત સિદ્ધ કરે છે પણ ગૌણીથી વ્યંજનાનું પાર્થક્ય તેઓ ચર્ચતા નથી. આમ 'ગૌણી' સ્વતંત્રવૃત્તિ તરીકે તેમને પણ અભિપ્રેત નહિ હોય એવું આપણે વિચારી શકીએ. જે હો તે, આચાર્ય હેમચન્દ્રની ગૌણી અંગેની ચર્ચા સંતોષકારક નથી તે ચોખ્ખી વાત છે.

એક મહત્ત્વની વાત આચાર્ય એ કરે છે કે રૂઢિમૂલા લક્ષણા,—કુશલ, દ્વિરેફ, વગેરે ઉદાહરણોમાં રહેલી—નો સ્વતંત્ર પેટાભેદ તરીકે સ્વીકાર કરવાની જરૂર નથી કેમ કે, તે તો "અભિધા"માં જ અંતર્ભાવિત કરી શકાય. અનુગામી વિશ્વનાથે પણ મમ્મટના "કુશલ" ઉદાહરણની સમીક્ષા કરી તેનો અસ્વીકાર કર્યો હતો અને તેને અભિધામાં અંતર્ભાવિત કર્યું હતું જો

---

★ 'गङ्गायां घोषः' એ લક્ષણામાં, અને એવાં બીજાં લક્ષણાનાં ઉદાહરણમાં, 'गङ्गा' પ્રવાહ અને 'ગઙ્ગાતટ' વચ્ચે **અભેદ** છે. જ્યારે 'ગૌણી'માં ભેદ અને અભેદ બન્ને શક્ય છે એમ તાત્પર્ય થયું.

કે, તેમણે રૂઢિમૂલા, લક્ષણાનો તિરસ્કાર નથી કર્યો કેમ કે, "**श्वेतो धावति**" અર્થાત્ "ધોળિયો દોડે છે" (=ધોળો રંગ નહિ પણ ધોળો કૂતરો કે ઘોડો દોડે છે એમ અર્થ લેવાનો) વગેરે ઉદાહરણમાં રૂઢિમૂલા લક્ષણાને અવકાશ છે તેવું વિશ્વનાથ સ્વીકારે છે. આપણી ગુજરાતી ભાષામાં આપણે "બગાસું ખાધું", "માર ખાધો", "માર પડ્યો" "આળસ ખાધી" વગેરે પ્રયોગો કરીએ છીએ એ પણ રૂઢિમૂલા લક્ષણાના જ જાણવાના કેમ કે, અહીં કશું ખવાતું કે પડતું નથી, તેથી મુખ્યાર્થબાધ તો છે જ છે.

**વ્યંગ્ય**—સૂત્ર ૧/૧૯માં હેમચન્દ્ર વ્યંગ્ય અર્થ, (વ્યંજક શબ્દ અને વ્યંજનાવૃત્તિનો સંદર્ભ) વિચારતાં નોંધે છે કે, **"મુખ્યથી ભિન્ન, પ્રતીયમાન થતો (અર્થ) તે "વ્યંગ્ય" છે, (જે) "ધ્વનિ" છે.** અલંકારચૂડામણિમાં તેઓ જણાવે છે કે મુખ્ય, ગૌણ અને લક્ષ્યથી ભિન્ન, પ્રતીતિનો વિષય બનતો અર્થ તે "વ્યંગ્ય".

આ અંશ થોડી ચર્ચા માગી લે છે. અહીં પણ આપણને હેમચન્દ્રની શાસ્ત્રીય નિર્દેશની ઊણપ સાલે છે. સૂત્રમાં જ્યારે તેમણે "मुख्याद् व्यतिरिक्तः" કહ્યું ત્યારે જ તરત તેમને સમજાઈ ગયું હતું જ કે મુખ્યથી જુદો તો "ગૌણ" અને "લક્ષ્ય" પણ છે જ, તેથી વ્યંગ્યના લક્ષણમાં "मुख्याद् व्यतिरिक्तः" એવી શબ્દપસંદગી પર્યાપ્ત નથી. આથી જ વૃત્તિમાં તેઓ મુખ્ય, ગૌણ અને લક્ષ્યથી ભિન્ન" એવો શબ્દપ્રયોગ કરી સૂત્રની ભૂલ સુધારે છે. પણ આપણે નોંધીશું કે એમણે સૂત્રમાં જ જો "मुख्यादिव्यतिरिक्तः" એવો પ્રયોગ કર્યો હોત તો તે વધુ સમીચીન જણાત.

વળી, તેમણે મૂળ "प्रतीतिविषयः" એવો પ્રયોગ કર્યો છે, તે પણ અમારી દૃષ્ટિએ અપૂરતો છે. આચાર્યે 'व्यञ्जनया प्रतीतिविषयो यः भवति' એવી સ્પષ્ટતા કરવી જરૂરી હતી કેમ કે, પ્રતીયમાન થતા અર્થની પ્રતીતિ મહિમાએ કાવ્યાનુમિતિથી, તો કુન્તકે વિચિત્ર અભિધાથી, તો મુકુલે લક્ષણાથી, તો ધનંજય / ધનિકે તાત્પર્યથી માની છે. આથી "વ્યંજના દ્વારા પ્રતીત થતો" એવો ચોખ્ખો આનંદવર્ધન - અભિનવગુપ્ત—મમ્મટાચાર્યનો મત જે તેમને સ્વીકાર્ય છે તેનો સ્પષ્ટ નિર્દેશ થવો જરૂરી હતો.

વળી, 'व्यङ्ग्यः ध्वनिः' એવો પ્રયોગ પણ અશાસ્ત્રીય છે કેમ કે, પ્રધાનરૂપે વ્યંગ્ય થતો અર્થ જ "ધ્વનિ" નામ પામે છે. અન્યથા તે "ગુણીભૂતવ્યંગ્ય" પણ બની શકે છે. આથી અહીં પણ શાસ્ત્રીય પરિભાષાની ચોકસાઈ સચવાઈ નથી.

હેમચન્દ્રાચાર્ય વૃત્તિમાં આગળ નોંધે છે કે આ વ્યંગ્ય તે "ध्वन्यते द्योत्यते इति ध्वनिरिति पूर्वाचार्यैः संज्ञितः"- અર્થાત્ ધ્વનિત થાય, દ્યોતિત કરાય છે તેથી "ધ્વનિ" એમ પૂર્વાચાર્યો (આનંદવર્ધન આદિ) વડે સંજ્ઞિત કરાયો છે. આપણે ઉપર જોયું તેમ પ્રધાનરૂપે, અર્થાત્ કાવ્યચમત્કારના મુખ્ય કારણરૂપે વ્યંજનાનો વિષય બનીને પ્રતીયમાન થતો પ્રધાનવ્યંગ્યાર્થ એ જ

ધ્વનિ એવો શાસ્ત્રીય અભિગમ છે. આ વાત આચાર્યે પૂરેપૂરી સ્પષ્ટતાથી મૂકી આપી નથી.

તો, વ્યંજનાગ્રાહ્ય પ્રધાનવ્યંગ્યાર્થ તે ધ્વનિ તેવું આચાર્યને અભિપ્રેત તો છે જ. તેને આગળ ચલાવતાં તેઓ નોંધે છે કે આ (પ્રધાન) વ્યંગ્યાર્થ જેને "ધ્વનિ" કહેવાય છે, તે (સ્વરૂપતઃ) વસ્તુરૂપ, અલંકારરૂપ અને રસાદિરૂપ એમ ત્રણ રીતે વિભક્ત થાય છે.

આ પછી વસ્તુરૂપ ધ્વનિ મુખ્યાદિ અર્થથી અત્યંત જુદો છે તે વિગત તેઓ આનંદવર્ધન, મમ્મટ વગેરેને અનુસરીને બરાબર સમજાવે છે અને કેટલાંક વધારાનાં ઉદાહરણો ટાંકી નવા વિકલ્પો પણ સ્ફુટ કરે છે.

આ અંશના વિવેકમાં આચાર્ય હેમચન્દ્ર મમ્મટના કાવ્યપ્રકાશના પાંચમા ઉલ્લાસમાં વ્યંજનાવૃત્તિના સ્વતંત્રવૃત્તિ તરીકેના વિશેષ સ્થાપનમાં જે મીમાંસક, નૈયાયિક આદિના પૂર્વપક્ષોની વિચારણા કરાઈ હતી, તેનો સંક્ષેપ ખૂબ સ્પષ્ટ રીતે નિરૂપે છે. તેમાં દીર્ઘદીર્ઘતર અભિધાવાદીઓ, તાત્પર્યવાદીઓ, અભિહિતાન્વયવાદીઓ, અન્વિતાભિધાનવાદીઓ, લક્ષણાવાદીઓ વગેરે બધા જ પૂર્વપક્ષોનું ખંડન આવી જાય છે, જે સ્તુત્ય છે. કાવ્યપ્રકાશમાં જે સર્વાઙ્ગશાસ્ત્રીય નિરૂપણ છે, જે અનુગામી વિશ્વનાથ, વિદ્યાધર વગેરેએ સ્વીકાર્યું છે, તેને સુસ્પષ્ટ રીતે હેમચન્દ્રે વિવેકમાં ઉતાર્યું છે.

એક પાયાની વાત અહીં નોંધવાની છે કે, પ્રતીયમાનાર્થ / ધ્વનિ-ની સિદ્ધિ માટે પરંપરાથી આનંદવર્ધનથી માંડીને મમ્મટ, હેમચન્દ્ર અને વિદ્યાધર, વિશ્વનાથ વગેરે સહુ પ્રધાન આલંકારિકોએ હાલની "સપ્તશતી" જે અત્યારે અનુપલબ્ધ છે, તેમાંથી ઉત્તમ પ્રાકૃત ગાથાઓ ઉદાહરણરૂપે પસંદ કરી છે. ભોજ વગેરેની માલવપરંપરામાં તથા તેનાથી આગળ કુંતક કે મહિમાએ પણ પ્રાકૃત ગાથાઓ વિશે જ પક્ષપાત બતાવ્યો છે. નામ લીધા વગર કહીશ કે ગુજરાતના એક પ્રસિદ્ધ કવિ-વિદ્વાને કાલિદાસ કે ભવભૂતિમાંથી, કે અન્ય મહાકાવ્યોમાંથી કે બાણ વગેરેમાંથી ઉદાહરણો લેવાને સ્થાને આ સ્થૂળ શૃંગારવાળાં (તેમને મતે અનૈતિક સંબંધોની વાત કરતાં) પ્રાકૃત કાવ્યો આનંદવર્ધન અને પછી તેમના અનુયાયી મમ્મટ વગેરેએ પસંદ કર્યાં તેનું તેમને આશ્ચર્ય થયું હતું અને આ "કંઈક અંગે નીચી કોટિના ટેસ્ટ" માટે તેમણે મોં બગાડ્યું હતું તે મને યાદ છે. પછી તો તેમના "यथालिखितपाठकाः" એવા પંડિતંમન્યમાન અનુયાયીઓની ફોજ પણ આવું બોલતી થઈ ગઈ !

વાસ્તવમાં પ્રાકૃત ગાથાઓને પસંદ કરવા પાછળનો આ મૂર્ધન્ય આલંકારિકોનો—આનંદવર્ધનનો—અને આચાર્ય હેમચન્દ્રનો આશય એ જ હોઈ શકે કે, સંસ્કૃતેતર લોકસાહિત્યને પણ વિવેચનમાં આદરપૂર્વકનું સ્થાન પ્રાપ્ત થાય. સાહિત્યમાં શ્લીલ-અશ્લીલની ચર્ચા તો ચાલતી રહે છે. વાસ્તવમાં 'સુંદર'નું દર્શન શ્લીલ-અશ્લીલની પાર્થિવ ભૂમિકાથી પર છે. કલા આ રીતે સ્થૂળ જીવન-પ્રવાહો અને માન્યતાઓથી ઊંચી, ભિન્ન છે. એમ ન હોય, તો કોણાર્ક કે, ખજૂરાહો કે, મોઢેરાના સૂર્યમંદિરના સ્થાપત્યને આપણે ક્યારેય કલાકૃતિ રૂપે સ્વીકારી શકીએ નહિ. અશ્લીલ,

અનૈતિક એ જ સુંદરતા એવું નથી, પણ સૌંદર્ય, આત્માની અભિવ્યક્તિ,आत्मनः कला- એ આપણા નિમ્નસ્તરીય નૈતિક - અનૈતિક, શ્લીલ-અશ્લીલ વગેરેના વિચારો, ક્ષુદ્ર સાંસારિક દષ્ટિકોણ, તુચ્છ સંસારીઓના, 'કલા'ને ન જાણનારા કૃતક કલાવિદોના વિચારોથી પર છે, ભિન્ન છે, ઊર્ધ્વગામી ચેતનાનો વિષય છે. નહિ તો મહાન કલાકારોના ન્યૂડ પેઇન્ટિંગ, ન્યૂડ ફોટોગ્રાફ્સ, તથા ખલિલ જિબ્રાન કે અરવિંદ આશ્રમના શ્રી માતાજી આદિ ગૂઢવાદીઓનાં ચિત્રો માત્ર જુગુપ્સાપ્રેરક જ ગણાવા લાગશે. અસ્તુ.

વસ્તુધ્વનિનાં ઉદાહરણો આપ્યા પછી અલંકારધ્વનિ અને રસાદિના ભેદો મુખ્યાદિથી જુદા જાણવા એવી આચાર્યશ્રી નોંધ કરીને, તે વ્યંગ્યાર્થ જેનો વિષય છે, તે થયો વ્યંજક શબ્દ; એવી નોંધ કરે છે - **तद्विषयो व्यञ्जकः शब्दः ।**

મુખ્યા વગેરે, અર્થાત્ મુખ્યા, ગૌણી, લક્ષણા અને વ્યંજના તે મુખ્ય, ગૌણ, લક્ષક અને વ્યંજક શબ્દોની વૃત્તિઓ, વ્યાપારો, શક્તિઓ છે તેવું આચાર્ય સૂત્ર ૧-૨૦માં પ્રતિપાદિત કરી વૃત્તિમાં વિસ્તારથી સમજાવે છે, સાથે તાત્પર્યાર્થ અને તાત્પર્યશક્તિ પદવિષયક ન હોતાં વાક્યવિષયક છે તેથી તેનો અહીં વિમર્શ નથી કરાયો તેવું પણ નોંધે છે.

સૂત્ર ૧-૨૧માં અર્થની વ્યંજકતા તેઓ સમજાવે છે. ઉપર આપણે સૂત્ર ૧-૨૨માં જોયું તેમ વ્યંગ્ય શબ્દ શક્તિમૂલક તથા અર્થશક્તિમૂલક છે તથા સૂત્ર ૧-૨૩ પ્રમાણે, અને ૧-૨૪ પ્રમાણે આચાર્ય તેના ભેદોપભેદો આનંદવર્ધનાદિ તથા મમ્મટાદિ પ્રમાણે નિરૂપે છે તેની નોંધમાત્ર લઈશું.

સૂત્ર ૧-૨૫ ''रसादिश्च''માં તથા તે પરની વૃત્તિમાં રસાદિધ્વનિ - અલક્ષ્યક્રમવ્યંગ્યધ્વનિ-ની બધી જ છટાઓ, રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવશાન્તિ, ભાવોદય, ભાવસ્થિતિ, ભાવસંધિ, ભાવશબલતા વગેરેની વિસ્તૃત ચર્ચા આચાર્ય આવરી લે છે. આ સાથે પ્રથમ અધ્યાયની કાવ્યાનુશાસનની અલંકારચૂડામણિ વૃત્તિ પૂર્ણ થઈ એવી નોંધ પુષ્પિકામાં વાંચવા મળે છે.

**બીજો અધ્યાય** - બીજા અધ્યાયમાં આચાર્ય હેમચન્દ્ર રસ, સ્થાયિભાવ, વ્યભિચારિભાવ, સાત્ત્વિક ભાવો, રસાભાસ, ભાવાભાસ વગેરેની ચર્ચા કરીને આચાર્યશ્રી વ્યંગ્યના પ્રાધાન્ય - અપ્રાધાન્યના સંદર્ભમાં ઉત્તમ, મધ્યમ તથા મધ્યમના પેટાભેદો - એમ કાવ્યનું વિવેચનલક્ષી વર્ગીકરણ આપે છે. વ્યંગ્યવગરનું તે અવ્યંગ્ય; તે 'અવર'-કાવ્યનો છેલ્લે નિર્દેશ તેઓ આપે છે. આ અધ્યાય ઉપરના વિવેકમાં આચાર્ય અભિનવભારતીમાંથી અત્યંત ઉપયોગી રસનિષ્પત્તિ વિશેની ચર્ચા સામેલ કરે છે એ તેમની અપૂર્વ સિદ્ધિ છે. વાસ્તવમાં વિવેકના આ અંશના સંદર્ભમાં આધુનિક વિદ્વાનોએ અભિનવભારતીના અશુદ્ધ પાઠ દૂર કરી, મૂલ પાઠનિર્ધારણ કર્યું છે, તથા અભિનવભારતીના લુપ્તાંશની પણ પુનઃપ્રતિષ્ઠા વિવેકની મદદથી ડૉ. કુલકર્ણી વગેરે વિદ્વાનોએ કરી છે તે **બધામાં આલંકારિક ચકવર્તી તરીકે આચાર્ય હેમચન્દ્રનો મહિમા પ્રસ્થાપિત થાય છે.**

**રસલક્ષણ** : આચાર્ય હેમચન્દ્ર (સળંગ સૂત્ર નં. ૨૯=) અધ્યાય ૨/૧માં રસનું લક્ષણ સરળ અને ચોક્કસ રીતે મૂકી આપે છે અને તેના ઉપરની અલંકારચૂડામણિવૃત્તિમાં જરૂરી ચર્ચા કરે છે.

સૂત્ર ૨/૧(સળંગ સૂત્ર નં-૨૯)માં આચાર્ય હેમચન્દ્ર રસનું લક્ષણ મમ્મટ પ્રમાણે બાંધતાં જણાવે છે કે, "વિભાવો, અનુભાવો (તથા) વ્યભિચારીઓ વડે અભિવ્યક્ત થતો સ્થાયી ભાવ તે (થયો) રસ." આપણે જાણીએ છીએ કે, ભરતમુનિએ માત્ર "**विभावानुभावव्यभिचारिसंयोगाद रसनिष्पत्तिः**" એવું સૂત્ર આપ્યું હતું જે આચાર્ય વિવેકમાં ટાંકે છે. પણ આ સૂત્રમાં અમુક અંશે સંદિગ્ધતા અથવા બીજા શબ્દોમાં કહીએ તો કદાચ વ્યાપકતા હતી જેને કારણે લોલ્લટ, શ્રી શંકુક, તથા ભટ્ટનાયક અને અભિનવગુપ્ત વગેરે આચાર્યોએ સૂત્રને પોતપોતાની રીતે સમજાવ્યું - આચાર્ય હેમચન્દ્ર રસનું લક્ષણ મૂળ ભરતના રસસૂત્રની આનંદવર્ધન, અભિનવગુપ્ત-મમ્મટની "અભિવ્યક્તિ" પરંપરા પ્રમાણે સ્પષ્ટ રીતે માંડી આપે છે અને પોતાની શ્રદ્ધા આ કાશ્મીરી આનંદવર્ધન-અભિનવગુપ્ત-મમ્મટની વ્યંજના-ધ્વનિવાદી વિચારસરણિ વિશે જાહેર કરે છે. વિવેકના અંશની વાત આપણે પાછળથી કરીશું. પહેલાં બીજા અધ્યાયના સૂત્ર-વૃત્તિ-અંશમાં આચાર્યે કરેલી રસવિષયક ચર્ચા આપણે તપાસીશું.

રસનું લક્ષણ બાંધતાં આચાર્ય જણાવે છે કે, વિભાવાદિ વડે અભિવ્યક્ત થતો સ્થાયી તે રસ. આ સ્પષ્ટતા જરૂરી હતી. વિભાવાદિનો સ્થાયી સાથેનો વ્યંગ્યવ્યંજકભાવસંબંધ જ આચાર્યશ્રીને ગ્રાહ્ય છે એવું અહીં ફલિત થાય છે. આથી પોતે આનંદવર્ધન તથા અભિનવગુપ્ત અને મમ્મટની **स्थायिविलक्षणो रसः** અર્થાત્ લૌકિક સ્થાયીથી ભિન્ન, અભિવ્યક્ત સ્થાયી, કેવળ કલાનો વિષય બનતો, સુખ-દુઃખાત્મક લૌકિક સ્વભાવથી ભિન્ન, કેવળ આનંદસ્વરૂપ, અભિવ્યક્ત સ્થાયી તેજ અલૌકિક રસ; જે કાવ્ય નાટ્યાદિ કલામાત્રૈકગોચર છે, અર્થાત્, લોકાતિશાયી, અલૌકિક સ્વભાવનો છે, તે જ 'રસ'; એ પરંપરાનો હેમચન્દ્ર આદરપૂર્વક સ્વીકાર કરે છે. **આમ જયસિંહદેવના ગુજરાતમાં આચાર્ય હેમચન્દ્ર, ભોજની માલવ પરંપરાની આગેકૂચને થંભાવીને, કાશ્મીરી પરંપરાનું પ્રવર્તન કરે છે, જે છેક દૂર દક્ષિણ સુધી પ્રવર્તે છે.**

અલંકારચૂડામણિમાં તેઓ નોંધે છે કે, વાચિક વગેરે અભિનયોથી સહિત, સ્થાયી અને વ્યભિચારી એવી ચિત્તવૃત્તિઓ વિભાવિત થાય છે, એટલે કે વિશિષ્ટ સ્વરૂપે જણાય છે, (=અલૌકિક રૂપે આવિર્ભાવ પામે છે, નહિ કે લૌકિક સુખદુઃખાત્મક સ્વભાવવાળા ભાવો તરીકે) જેમનાથી, તે થયા વિભાવો; જે કાવ્ય-નાટ્યમાં લલના વગેરે આલંબનવિભાવરૂપે અને ઉદ્યાન વગેરે ઉદ્દીપકરૂપે પ્રસિદ્ધ છે, તે વિભાવો વડે સ્થાયિભાવ કે વ્યભિચારિભાવ નામે ચિત્તવૃત્તિવિશેષ જે સામાજિક અનુભવે છે, તે રસ છે. તે અનુભાવો વડે અનુભાવિત કરાય છે. અર્થાત્ સાક્ષાત્ કરાય છે. આ અનુભાવો તે કટાક્ષ, ભુજાપેક્ષાદિ અર્થાત્ હાથ વગેરે અંગોનું હલનચલન વગેર આ અનુભાવોથી સામાજિકોને સ્થાયી કે વ્યભિચારી અનુભાવિત કરાવાય છે. વિવિધ રીતે અર્થાત્,

આભિમુખ્યથી એટલે સ્થાયીને કેન્દ્રમાં રાખીને, કેવળ સ્થાયી તરફ જ અભિમુખ થઈને સંચરણ કરતા, સંચરણશીલ, ધૃતિ, સ્મૃતિ વગેરે વ્યભિચારીઓ વડે, (પુષ્ટ કરાતો), સ્થાયી તે રસ છે. લોકમાં સ્થાયી વગેરેનું અનુમાન કરાવનારાં તત્ત્વો કારણ, કાર્ય અને સહકારિરૂપે ઓળખાય છે, તે (કલામાં) વૈયક્તિક રૂપે નહિ પણ સાધારણરૂપે - સાધારણ્યથી-ગૃહીત થાય છે (તેથી વિભાવાદિ નામે ઓળખાય છે,) તેમનાથી - તે.વિભાવ, અનુભાવ અને વ્યભિચારીઓથી- અભિવ્યક્ત થતો સ્થાયિભાવ તે રસ છે. આ વિભાવાદિ, "મારા જ, પારકાના જ, મારા નહિ (જ), પારકાના નહિ (જ), એવા (વૈયક્તિક) સંબંધવિશેષનો જેમને અંગે સ્વીકાર કે પરિહાર કરવાના નિયમનો અનિશ્ચય થવાથી, જે સર્વસાધારણરૂપે (કલામાં) પ્રતીત થાય છે, તેવા વિભાવાદિ વડે, સામાજિકોની વાસનારૂપે રહેલો રતિ વગેરે સ્થાયી, અમુક નિયત પ્રમાતામાં રહેલો હોવા છતાં, આ વિભાવાદિરૂપ સાધારણસ્વરૂપના ઉપાયથી, દરેક સહૃદયોનો મનમેળ-હૃદયસંવાદ જેમાં સધાય છે તેવા સાધારણ્યનો વિષય બનતો હોવાથી નિર્વૈયક્તિક રૂપે આવિર્ભાવ પામતો, સાધારણ્યનો વિષય બનતો, ચર્વ્યમાણતા અર્થાત્ આસ્વાદ્યમાનતા એ જ જેનો પ્રાણ છે તેવો, જેનું અસ્તિત્વ અર્થાત્ જેનો આસ્વાદ, ચર્વણા, કેવળ વિભાવાદિ જણાય તેટલી જ પળોસુધી ટકે છે, એટલે કે જે વિભાવાદિજીવિતાવધિ છે, તેવો અલૌકિક સ્થાયી એ જ, અલૌકિક ચમત્કારકારી હોવાથી, એટલે પરબ્રહ્માસ્વાદ જેવા આસ્વાદવાળો, એટલે પરબ્રહ્માસ્વાદસહોદર, નિમીલિત નયનોવાળા કવિ-સહૃદયોથી, રસ્યમાન થતો, આસ્વાદાતો, સ્વ-સંવેદનસિદ્ધ 'રસ' છે. અર્થાત્ રસ જેવું કોઈ બીજું લૌકિક સંવેદન નથી જેની સાથે તુલના ગોઠવીને તે સમજાવી શકાય. આથી તે પોતે પોતાના જ વિશિષ્ટ સંવેદનથી સિદ્ધ છે. અર્થાત્ તે સ્વસંવેદન-સિદ્ધ છે.

આના અનુસંધાનમાં આચાર્ય વિવેકટીકામાં (પૃ. ૮૯-૧૦૪) વિસ્તારથી અભિનવભારતીમાં વાંચવા મળતી રસનિષ્પત્તિની પ્રક્રિયા અંગેની સમગ્ર ચર્ચા પ્રમાણિકપણે ઉદ્ધૃત કરે છે તેની વિસ્તૃત ચર્ચા આપણે અહીં કરતા નથી. **જિજ્ઞાસુઓએ અમારા "ભારતીય સાહિત્યશાસ્ત્રની વિચાર પરંપરાઓ"(આ. ત્રીજી,'૯૯, પ્રકાશન યુનિ. ગ્રં. નિ. બોર્ડ)માંથી તથા "ભરતનું નાટ્યશાસ્ત્ર અધ્યાય ૧, ૨, ૩ અને ૬ અભિનવભારતી સહિત", "તથા ભરતનું નાટ્યશાસ્ત્ર, અધ્યાય-૬ અભિનવભારતી સહિત, તથા અધ્યાય ૧૬, ૧૮ અને ૧૯" વગેરે ગ્રંથોની ભૂમિકા તથા ટિપ્પણમાંથી જોવા વિનંતિ છે.** અતિવિસ્તારના ભયે આ ગ્રંથો તરફ અંગુલિનિર્દેશ કરી આપણે પુનઃ આચાર્ય હેમચન્દ્રે મૂલમાત્રમાં જે ચર્ચા કરી છે તેના નિર્દેશ તરફ વળીશું.

**રસ સ્વભાવ :- રસ અંગેની જ્ઞાનમીમાંસા :-** અભિનવગુપ્ત અને મમ્મટે રસની અલૌકિકતા સિદ્ધ કરી છે. તે કેવળ કલામાત્રગોચર થતો લોકાતીત આનંદરૂપ છે એવું તે આચાર્યોએ પ્રતિપાદિત કર્યું છે. લૌકિકપ્રમાણોનો તે અવિષય છે તે વાત તેમને અનુસરીને આચાર્ય હેમચન્દ્ર સમજાવે છે. આમ રસપ્રતીતિ એ કેવા પ્રકારની પ્રતીતિ, કેવા પ્રકારનું જ્ઞાન, બોધ છે એની

જ્ઞાનમીમાંસા તેઓ અહીં હાથ ધરે છે.

સાધારણ સ્વરૂપના વિભાવાદિથી અભિવ્યંજિત થતો સ્થાયિભાવ તે રસ એમ જણાવ્યા પછી હેમચન્દ્ર જણાવે છે કે, રસને कार्य અર્થાત્ લૌકિક કાર્ય સ્વરૂપનો ન કહી શકાય. કેમ કે, જાગતિક સંદર્ભમાં તો કારણ, જેમ કે કુંભાર વગેરેના અભાવમાં જેમ કે, કુંભાર ઘડાનો બનાવનાર હોવા છતાં કુંભારનું અવસાન થાય તો પણ, કાર્ય કહેતાં ઘડો વગેરે તો ચાલુ રહે છે. અર્થાત્ કારણની ગેરહાજરીમાં પણ અસ્તિત્વમાં ચાલુ રહેવું એ લૌકિક 'કાર્ય'નો સ્વભાવ છે. એ અર્થમાં રસ 'કાર્ય' રૂપ નથી કેમ કે, ઉપર જણાવ્યું તેમ વિભાવાદિનો 'શો' ચાલે ત્યાં સુધી જ રસ-ચર્વણા ચાલે છે. પડદો પડે,, અર્થાત્ વિભાવાદિનું પ્રદર્શન પૂરું થાય એટલે રસાભિવ્યક્તિ પણ પૂરી થઈ જાય છે. રસ જો લૌકિક 'કાર્ય'રૂપ હોત તો વિભાવાદિ પૂરાં થયા પછી પણ તેનું અનુભવનો વિષય બનવાનું ચાલુ રહેત. તેવું તો થતું નથી. માટે રસને લૌકિક 'કાર્ય' રૂપ કહી શકાય નહિ.

હવે, વ્યવહાર-જગતમાં કાર્યરૂપ અને જ્ઞાપ્યરૂપ એમ બે જ કોટિઓ હોય છે. જે કારણોની મદદથી નવેનવું આકારિત થાય છે, અસ્તિત્વમાં આવે છે તેને "કાર્ય" કહેવાય. તે કારણોની અનુપસ્થિતિમાં પણ ચાલુ રહે છે. કારણોની પહેલાં તેનું અસ્તિત્વ, પૂર્વસ્થિતિ હોતી નથી. જ્યારે 'જ્ઞાપ્ય' વિગત એને કહેવાય જે કારણો -જ્ઞાપકો-ની હાજરી પહેલાં પણ ઉપસ્થિત હોય, જેની સ્થિતિ આ જ્ઞાપક કારણો ઉપર આધારિત નથી. જેમ કે, અંધારા ઓરડામાં રાત્રે દીવો કરી પ્રકાશ પાથરીએ ત્યારે ઓરડામાં રાખેલી બધી વસ્તુઓ, ટેબલ, ખુરશી, પુસ્તકો, પલંગ વગેરે જણાય છે. અંધારામાં જે નહોતી દેખાતી તે વસ્તુઓ અજવાળું કરવાથી, દીવો કરવાથી જણાય છે, 'જ્ઞાપ્ય' બને છે, પ્રગટે છે, અભિવ્યક્ત થાય છે. દાર્શનિકોને આ પ્રકારની 'અભિવ્યક્તિ' અભિપ્રેત છે. 'રસ' આ રીતે 'અભિવ્યક્ત' થાય છે, અર્થાત્ રસનિષ્પત્તિ એ આવી (દાર્શનિક) અભિવ્યક્તિ છે, અર્થાત્ રસ એ જાગતિક સંદર્ભનો 'જ્ઞાપ્ય' પદાર્થ છે એવું પણ કહી શકાય તેમ નથી કેમ કે, અંધારા ઓરડામાં પહેલેથી, ઉપસ્થિત વસ્તુઓની માફક **રસ એ પૂર્વસિદ્ધ વિગત નથી જેની આવી 'જ્ઞપ્તિ' થઈ શકે !**

ત્યારે પ્રશ્ન એ થાય છે કે, વિભાવાદિ જો 'કારક' પણ નથી અને 'જ્ઞાપક' પણ નથી તો આવું કારક કે જ્ઞાપક પણ ન હોય તેવું જગતમાં બીજે ક્યાંય જોવા મળે છે ખરું ? એવા પ્રશ્નનો જવાબ એ છે કે, આવું કારક પણ ન હોય અને જ્ઞાપક પણ ન હોય તેવું કહેવાતું 'કારણ', અથવા 'કાર્ય' પણ ન હોય અને 'જ્ઞાપ્ય' પણ ન હોય તેવું કહેવાતું 'કાર્ય' તત્ત્વ જગત્માં, બ્રહ્માના સર્જનમાં, ક્યાંય જોવા નથી મળતું. એ જ આ આખીય વિભાવાદિ સામગ્રી અને તેના વડે 'અભિવ્યક્ત' થતા રસપદાર્થની **અ-લૌકિકતા** સ્થાપિત કરે છે.

અહીં એક કડી છૂટી જાય છે. મહિમભટ્ટ એમ જણાવે છે કે, સંસારમાં હૃદયના ભાવો,

પારકાના મનમાં શું ચાલે છે, પારકાના ચિત્તમાં ઘોળાતા વિચારો, તુક્કાઓ, સ્કીમો વગેરે બધું આપણે માટે અનુમિતિનો વિષય છે. અર્થાત્ પરચિત્તવૃત્તિનો બોધ અનુમિતિ વ્યાપારથી થાય છે. આ અનુમાનની પ્રક્રિયા જાગતિક, વ્યવહારની ભૂમિકાએ, સાચી કે ખોટી પુરવાર થઈ શકે. જેમ કે, આપણું અમુક અનુમાન સાચું પણ હોય અને ખોટું પણ હોય. પણ એ વાત સો ટકા સાચી કે પરચિત્તવૃત્તિનો બોધ અનુમિતિક્રિયાનો જ વિષય છે. મહિમા એમ જણાવે છે કે કાવ્ય-નાટ્ય વગેરે કલાઓમાં પણ જે ભાવ પીરસાય છે તે પણ અનુમિતિનો જ વિષય છે. અલબત્ત કાવ્યમાં પ્રવર્તતી અનુમિતિને તે સાચી કે ખોટી છે તેવી પરીક્ષાનો વિષય બનાવવાની વૃત્તિને મહિમા ઉપહસનીય માને છે. તેથી તેમને મતે આ વિભાવાદિ વડે રસ કાવ્યાનુમિતિનો વિષય બની 'અનુમેય' કહેવાય છે. આ કાવ્યાનુમિતિ તર્કાનુમિતિથી વિલક્ષણ સ્વભાવની છે તેથી તેને તર્કાનુમિતિનાં સાચ-જૂઠનાં કાટલાંથી તોળવાની નથી. આમ જે 'કાર્ય'રૂપ નથી, 'જ્ઞાપ્ય' રૂપ પણ નથી તે રસ મહિમાની દૃષ્ટિએ 'અનુમેય' છે - કાવ્યાનુમિતિગ્રાહ્ય છે. આમ અભિનવગુપ્ત, મમ્મટ, હેમચન્દ્ર વગેરે જ્યારે "કાર્ય કે જ્ઞાપ્યથી ભિન્ન કંઈ ભાળ્યું ?" એવો પ્રશ્ન કરે તેનો મહિમા તરત જવાબ આપે છે કે, "હા, તે "अनुमेय" છે !" કહેવાની ભાગ્યે જ જરૂર છે કે, મહિમા પોતાની રીતે સાચા જ છે અને જે અનુમિતિ-ખંડન આનંદવર્ધન, અભિનવગુપ્ત, મમ્મટ કે હેમચન્દ્ર અને સમગ્ર કાશ્મીરી પરંપરામાં આવે છે તે મહિમાની 'કાવ્યાનુમિતિ' જે નથી, તેને તે રૂપ - તર્કાનુમિતિરૂપ - માનીને કરવામાં આવ્યું છે, માટે અગ્રાહ્ય છે એ નિર્વિવાદ છે. સાથે ભટ્ટનાયકથી માંડીને મહિમા વગેરેએ 'અભિવ્યક્તિ'નું જે ખંડન કર્યું છે તે પણ આનંદવર્ધન વગેરેએ પ્રતિષ્ઠિત કરેલી કલામાં થતી વિશિષ્ટ અભિવ્યક્તિને દાર્શનિક અભિવ્યક્તિ- જેમાં પૂર્વસ્થિત પદાર્થની અભિવ્યક્તિ-સ્વરૂપાવિર્ભાવ થતો મનાયો છે - તેની સાથે એકરૂપ માનીને કરેલું ખંડન છે. **જેમ મહિમાની કાવ્યાનુમિતિ તર્કાનુમિતિ નથી, તેમ આનંદવર્ધન વગેરેની 'અભિવ્યક્તિ' પણ દાર્શનિકોની અભિવ્યક્તિ નથી.** વાસ્તવમાં **બન્ને એટલે કે મહિમાની કાવ્યાનુમિતિ અને આનંદવર્ધનની રસાભિવ્યક્તિ, અને આપણે ઉમેરીશું કે ધનંજય/ધનિકનો તાત્પર્યબોધ પણ "इदं तृतीयम्" છે, અર્થાત્ કંઈક જુદું જ, "अलौकिक" તત્ત્વ, દાર્શનિકોનાં પ્રમાણો દ્વારા ગ્રહણથી પર એવું તત્ત્વ છે, એ નિર્વિવાદ છે.**

હેમચન્દ્ર રસસ્વભાવની મીમાંસા આગળ ચલાવતાં જણાવે છે કે, વિભાવાદિ બધા જ ભેગા મળીને, અર્થાત્ જે તે સંદર્ભમાં, જે તે ભાવવિશેષ વિશેની, વિભાવ, અનુભાવ અને વ્યભિચારીઓની **આખીય સામગ્રી,** ભેગી મળીને સ્થાયીની વ્યંજક બને છે. કેવળ અમુક જ વિભાવ અમુક જ સ્થાયીની વ્યંજના કરે, કે અમુક જ અનુભાવ અમુક જ સ્થાયી સાથે ગોઠવાય, કે અમુક જ વ્યભિચારી અમુક જ સ્થાયી જોડે છૂટી છૂટી રીતે, સંકળાયેલો છે તેવું નથી. જેમ કે, વાઘને જોઈને પરાક્રમીને શિકાર કરવાનું શૂર ચડે અને સામાન્ય સંસારીને ભય લાગે ! આંસુ હરખનાં અને શોકનાં એમ બન્નેનાં હોઈ શકે. ચિન્તા / ચિન્તન વગેરે વ્યભિચારીઓ કરુણરસની માફક શૃંગાર, વીર, ભયાનક વગેરે જોડે પણ ગોઠવાઈ શકે. પણ વાઘરૂપી વિભાવ, થથરાટ, કંપ વગેરે

અનુભાવ, ચિન્તા વગેરે વ્યભિચારી ભેગાં, એક સામગ્રીરૂપે આવે ત્યારે ભયરૂપી સ્થાયિભાવવાળા ભયાનક રસની જ વ્યંજના કરે.

જો કે કવિઓ નિરંકુશ હોય છે તેથી પોતાની રચનાઓમાં જે તે રસની જમાવટ કરતી વખતે કેટલીક વાર કેવળ જે તે રસના વિભાવમાત્ર, કેટલીક વાર જે તે રસના અનુભાવમાત્ર, કે કેટલીક વાર જે તે રસના વ્યભિચારીઓ જ નિરૂપે, અથવા ગમે તે બે ઘટકો જ નિરૂપે એવું બને છે. ત્યારે બાકીનાનું સહૃદયે 'આક્ષેપ'થી ગ્રહણ કરી લેવાનું રહે છે. અર્થાત્ ખૂટતી કડી સહૃદયે જાતે ઉમેરી લેવાની રહે છે. એટલે મૂળ વાત—"વિભાવ, અનુભાવ અને વ્યભિચારીના સંયોગથી રસની નિષ્પત્તિ"—માં કોઈ વાંધો આવતો નથી.

**રસની સંખ્યા**- એ પછી આચાર્ય હેમચન્દ્રે તેમને સ્વીકાર્ય નવ રસો - શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, અદ્ભુત અને શાન્ત-ની વ્યક્તિગત રીતે ચર્ચા કરી (સૂત્ર ૨/૨) છે. આ નવને જ પરસ્પર જોડે અસંકીર્ણ, એકલા પોતપોતાના શુદ્ધ સ્વરૂપવાળા રસ તરીકે આચાર્ય સ્વીકારે છે. કેટલાકે સૂચવેલા સ્નેહરસ, લૌલ્યરસ કે ભક્તિરસ વગેરેનો આ રસોમાં જ અંતર્ભાવ થાય છે તેવું તેઓ જણાવે છે.

સૂત્ર ૨/૩માં શૃંગાર, સૂત્ર ૨/૪માં સંભોગશૃંગાર, ૨/૫માં વિપ્રલંભ-શૃંગાર, ૨/૬માં વિપ્રલંભના એક પ્રકાર અભિલાષ-વિપ્રલંભના બે પેટાભેદો, ૨/૭માં માનવિપ્રલંભ, અને ૨/૮માં પ્રવાસવિપ્રલંભ એમ શૃંગારની ચર્ચા નાટ્યશાસ્ત્રાનુસારી સર્વસ્વીકૃત રીતે આચાર્ય કરે છે.

૨/૯માં હાસ્યનું સ્વરૂપ, ૨/૧૦, ૨/૧૧માં હાસ્યના પ્રકારો જણાવીને ૨/૧૨માં કરુણ, ૨/૧૩માં રૌદ્ર, ૨/૧૪માં વીર, ૨/૧૫માં ભયાનક, ૨/૧૬માં બીભત્સ, ૨/૧૭માં અદ્ભુત અને ૨/૧૮માં શાન્તના સ્વરૂપનું આચાર્ય નિરૂપણ કરે છે. સૂત્રમાં 'શમ'ને શાન્તના સ્થાયી તરીકે હેમચન્દ્ર ગણાવે છે અને વૃત્તિમાં 'શમ'ને આનંદવર્ધનની પરિભાષામાં 'તૃષ્ણાક્ષય' રૂપે ઓળખાવે છે. આના ઉપરની વિવેકટીકામાં શાન્તવિષયક અભિનવભારતીનો અંશ હેમચન્દ્રે ઉદ્ધૃત કર્યો છે. તે જે તે અંશની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવામાં ખૂબ ઉપયોગી છે. આની વિસ્તૃત ચર્ચા પણ અમારા ઉપરિનિર્દિષ્ટ ગ્રંથોમાંથી તજ્જ્ઞોએ તારવવી. શાન્તનો બીજા રસમાં અર્થાત્-બીભત્સ કે ધર્મવીરમાં અંતર્ભાવ શક્ય નથી તેવું આચાર્ય જણાવે છે.

**સ્થાયિભાવ** - (સળંગ સૂત્ર નં.૪૪) સૂત્ર ૨/૧૯માં રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય અને શમ એટલા નવ સ્થાયિભાવો આચાર્ય ગણાવે છે. સ્થાયી તથા વ્યભિચારીને 'ભાવ' એટલા માટે કહેવાય છે કેમ કે, આચાર્યશ્રી ૨/૧૯ ઉપરની વૃત્તિમાં જણાવે છે કે, ચિત્તવૃત્તિઓ પોતે અલૌકિક એવા વાચિકાદિ અભિનયની પ્રક્રિયામાં આરૂઢ થઈને, પોતાની જાત કે જે લૌકિક દશામાં અનાસ્વાદ્ય છે તે - ને આસ્વાદ્ય બનાવે છે, અર્થાત્ **भावयन्ति** ભાવિત

કરે છે, આસ્વાદ્ય બનાવે છે તેથી 'ભાવ' કહેવાય છે. અથવા, भावयन्ति એટલે 'व्याप्नुवन्ति' વ્યાપી વળે છે સામાજિકોનાં મનને, તે થયા ભાવો; સ્થાયિભાવો અને વ્યભિચારિભાવો. તેમાં ઉપર ગણાવ્યા તેટલા (નવ જ) સ્થાયી છે. આચાર્ય અહીં અભિનવભારતીનો અંશ પોતાની મૂળ વૃત્તિમાં ઉદ્ધૃત કરીને પ્રાણીમાત્ર, જીવમાત્ર કેવી રીતે નવ મૂળ વૃત્તિઓ - basic emotions થી યુક્ત હોય છે તેનું નિરૂપણ કરે છે. સ્થાયી ભાવો કાયમી રીતે રહેલા છે. વ્યક્તિમાં રિરંસા કેમ છે ? કે ડર કેમ છે ? એવો પ્રશ્ન પુછાતો નથી, જ્યારે આજે તમે કેમ ઉદાસ જણાઓ છો ? અર્થાત્ કેમ 'ગ્લાનિ' છે ? વગેરે પ્રશ્નો પુછાય છે, જે સૂચવે છે કે, ચિન્તા, ગ્લાનિ, શંકા વગેરે ભાવો - કે જેમના માટે કારણ પૂછવામાં આવે છે - હેતુપ્રશ્ન થાય છે - તે અસ્થાયી કહેતાં વ્યભિચારી છે, માટે તે વ્યભિચારિભાવો કહેવાય છે.

એક મજાની વાત આચાર્યશ્રીએ કરી છે કે, જે નવ સ્થાયી ભાવો ગણાવ્યા, તે બધા જે તે રસના સંદર્ભમાં સ્થાયી તરીકે નિરૂપિત તો થઈ જ ગયા છે છતાં અમે તેમનો પુનર્નિર્દેશ એટલા માટે કર્યો છે કેમ કે, ક્યારેક તેઓ વ્યભિચારી જેવા પણ જણાય છે. (અનુકૂળ) વિભાવોના બાહુલ્યમાં, (જે તે રસના સંદર્ભમાં જે તે ભાવનું) સ્થાયિત્વ સમજવું, અને અલ્પવિભાવો હોતાં તેમનું વ્યભિચારિત્વ જાણવું. જેમ કે, રાવણ વગેરેની બાબતમાં અન્યોન્ય અનુરાગનો અભાવ હોતાં રાવણની સીતા વિશેની રતિ સ્થાયિભાવ નથી પણ વ્યભિચારિભાવ ગણાય છે. એ જ રીતે ગુરુ, પ્રિયજન, પરિજન, વગેરેના સંદર્ભમાં યથાક્રમે, તથા વીર કે શૃંગારમાં રોષ એ વ્યભિચારી જ જાણવો. 'શમ'ની બાબતમાં એક ખાસ વાત તેઓ નોંધે છે કે, તે ક્યારેક અપ્રધાન જરૂર હોય છે, પણ તે ક્યારેય વ્યભિચારીના રૂપનો ગણાતો નથી, કેમ કે તે મૂળ પ્રકૃતિરૂપ ભાવ છે; તેથી તે સ્થાયિતમ છે. અભિનવગુપ્તે શાન્તરસને બધા રસોનો भित्तिस्थानीय માન્યો છે, અને "सर्वरसानां शान्तप्रायः आस्वादः એવો નિર્ણય તારવ્યો છે તેના સંપૂર્ણ સ્વીકારનું આ પરિણામ અહીં આચાર્યશ્રી બતાવે છે.

**વ્યભિચારિભાવો** - (સૂત્ર ૪૫) (સૂત્ર ૨/૨૦) આચાર્ય શ્રી ભરત, મમ્મટાદિએ ગણાવ્યા પ્રમાણે તેત્રીસ વ્યભિચારી ભાવો ગણાવે છે. त्रयस्त्रिंशत् એવા સંખ્યા નિર્દેશથી વધારાના વ્યભિચારીભાવો જે કેટલાક આલંકારિકોએ ગણાવ્યા છે તેનો અસ્વીકાર હેમચન્દ્ર સૂચવે છે.

તેઓ "વ્યભિચારીભાવ" એ પરિભાષા એમના ભરત, અભિનવગુપ્ત વગેરે પૂર્વાચાર્યો સાથે સુસંગત રીતે સમજાવતાં જણાવે છે કે, "विविधं आभिमुख्येन स्थायिधर्मोपजीवनेन स्वधर्मार्पणेन चरन्तीति व्यभिचारिणः" અર્થાત્ વિવિધ રીતે, સ્થાયી વિશે અભિમુખ બનીને, એટલે કે સ્થાયીના ધર્મને અવલંબીને, પોતાનો ધર્મ (સ્થાયીને) અર્પિત કરીને જે ગોઠવાય છે, તે થયા વ્યભિચારીઓ. તેત્રીસ એ સંખ્યાનો નિર્દેશ સંખ્યાનિર્ધારણ માટે જ છે. એટલે કે આટલા જ — ૩૩નો જ અહીં

અંતર્ભાવ જાણવો. તે સિવાયના (કોઈકે ગણાવેલા જેવા કે) દંભનો અવહિત્થમાં, ઉદ્વેગનો નિર્વેદમાં, ક્ષુધા, તૃષ્ણા વગેરેનો ગ્લાનિમાં અંતર્ભાવ જાણવો. આવું બીજું પણ વિચારી લેવું. આટલા જ સહચારી (=વ્યભિચારી) ભાવો વિશે, આટલી જ અવસ્થાઓમાં, કે જે પ્રયોગોમાં દર્શાવાય છે, તેમાં સ્થાયી ચર્વણાને યોગ્ય બને છે.

સળંગ સૂત્ર ૪૬ થી (=સૂત્ર ૨/૨૧ થી ૨/૫૨) સૂત્ર ૭૮ સુધી આ વ્યભિચારી ભાવોના વિભાવ, અનુભાવ વગેરે આચાર્ય ભરતને અનુસરીને સોદાહરણ દર્શાવે છે.

**સાત્ત્વિક ભાવ** :- (સળંગસૂત્ર ૭૯=) સૂત્ર ૨/૫૪માં આચાર્યશ્રી આઠ **સાત્ત્વિક ભાવો** ગણાવે છે જેમ કે, સ્તમ્ભ, સ્વેદ, રોમાંચ, સ્વરભેદ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ અને પ્રલય.

હેમચન્દ્રે સાત્ત્વિક ભાવોનું જે નિરૂપણ કર્યું છે, તે અંગે અમારા ગુરુ ડૉ. શ્રી. કુલકર્ણી સાહેબે "Outline of Abhinava Gupta's aesthetics" નામના ગ્રંથમાં વિશદ ચર્ચા કરી છે. આપણે હેમચન્દ્રના નિરૂપણને થોડા વિસ્તારથી તપાસીશું. હેમચન્દ્રે વિવેકમાં પણ આ ચર્ચા કરી છે.

અલંકારચૂડામણિમાં હેમચન્દ્ર નોંધે છે કે, सीदति अस्मिन्मन इति व्युत्पत्तेः सत्त्वगुणोत्कर्षात् साधुत्वाच्च प्राणात्मकं वस्तु सत्त्वं तत्र भवाः सात्त्विकाः । અર્થાત્, "આમાં મન ડૂબે છે (બેસે છે, ગોઠવાય છે) એ વ્યુત્પત્તિથી, સત્ત્વગુણના ઉત્કર્ષથી તથા, સાધુત્વને કારણે પ્રાણરૂપ વસ્તુ તે સત્ત્વ, તેમાં જે જન્મે છે તે થયા "સાત્ત્વિક". આ સાત્ત્વિક ભાવો જેનું બાહ્ય જડ રૂપ જોવા મળે છે, જેમ કે, અશ્રુ વગેરે, તે બાહ્ય રૂપથી ખરેખર જુદા છે અને ખરેખર તો પ્રાણમય ભૂમિકા ઉપર ફેલાતા રત્યાદિ-સંવેદન-વૃત્તિવાળા છે. રત્યાદિગત વિભાવ કે જે અતિચર્વણાનો વિષય બને છે, તેનાથી આ ભાવો આવિર્ભાવ પામે છે અને અનુભાવો દ્વારા તે ગમ્યમાન-અનુમિત થાય છે.

આ રીતે પૃથ્વીનો ભાગ-પાર્થિવતા જેમાં પ્રધાન છે એવા પ્રાણતત્ત્વમાં સંક્રાન્ત થતો ચિત્તવૃત્તિનો સમૂહ તે થયો "સ્તંભ", કહેતાં ચેતનાનું સ્તંભિત થવું—જલતત્ત્વના પ્રાધાન્યમાં બાષ્પ કહેતાં "અશ્રુ" સાત્ત્વિક ભાવ પ્રાપ્ત થાય છે. તેજસ-તત્ત્વના પ્રાધાન્યમાં, પ્રાણતત્ત્વની નિકટતા હોવાથી તીવ્ર અને અતીવ્ર એમ બે રીતે પ્રાણ પ્રવર્તિત થાય છે તેથી બે પ્રકારના આવિર્ભાવ આવે, તે છે 'સ્વેદ' અને 'વૈવર્ણ્ય'. તેને હેતુ બનાવીને તે તે પ્રકારનો વ્યવહાર થાય છે. "આકાશના" પ્રવર્તિત થવાથી અચેતનતા તે પ્રલય; વાયુતત્ત્વના સ્વાતંત્ર્યમાં પ્રાણનો મંદ, મધ્ય તથા ઉત્કૃષ્ટ આવેશ થવાથી ત્રણ સાત્ત્વિક ભાવો જેવા કે, રોમાંચ, વેપથુ અને સ્વરભેદ પ્રાપ્ત થાય છે. આવું ભરતને જાણનારા માને છે એમ આચાર્ય નોંધે છે.

બાહ્ય શરીરધર્મરૂપ સ્તંભ વગેરે સાત્ત્વિકો તે અનુભાવો છે. આ બાહ્ય સાત્ત્વિકો વાસ્તવમાં

આંતરિક સાત્ત્વિકોને સૂચવે છે જે પરમાર્થતઃ રતિ, નિર્વેદ વગેરેનું સૂચન કરે છે. આ રીતે નવ સ્થાયી, ૩૩ વ્યભિચારી એ આઠ સાત્ત્વિકો મળી ૫૦ ભાવો થયા.

આચાર્યે ઉપર સાત્ત્વિકો વિશે જણાવ્યું હતું કે, તે "प्राणभूमिप्रसृतरत्यादिसंवेदनवृत्तयः" છે. તેને વિવેકમાં (પૃ.૧૪૪) સમજાવતાં આચાર્ય જણાવે છે કે, ભાવ આવો છે કે, રત્યાદિ ચિત્તવૃત્તિવિશેષો પહેલાં સંવિત્ રૂપે સમુલ્લસિત થાય છે, પ્રકટે છે; પછી તે રત્યાદિ સંવિદો આભ્યંતર પ્રાણતત્ત્વને પોતાના સ્વરૂપના અધ્યાસથી કલુષિત કરે છે. આ વિગત અસંવેદ્ય નથી, અર્થાત્ આની આંતર સંવેદના નથી અનુભવાતી તેવું નથી. જેમ કે, ક્રોધનો આવેશ આવે છે ત્યારે ક્રોધ જાણે પહેલાં અંદર સળગતો હોય તેમ પ્રગટે છે, પછી "સ્વેદ" જણાય છે.

અભિનવગુપ્તે સાત્ત્વિક ભાવોના આ સ્થૂળ / સૂક્ષ્મ,અર્થાત્ બાહ્ય / આંતરિક સ્વભાવની વાત કરી છે. તેઓ નોંધે છે કે સાત્ત્વિક ભાવો અનુભાવનો સ્વભાવ (=બાહ્ય ચિહ્નો) અને વ્યભિચારીઓનું લક્ષણ (= આંતરિકતા) બન્નેનું અનુસરણ કરે છે. હેમચન્દ્ર એ જ વાત કરે છે.

ડૉ. કુલકર્ણી, (ઉપર નિર્દેશેલા ગ્રંથમાં) (પૃ. ૪૧) નોંધે છે કે, A careful look at Bharata's treatment of Karuna, Vīra, and adbhuta would show that Bharata gives some of the sāttvika bhāvas as anubhāvas and some others as vyabhicārins. This treatment implies that according to Bharata they partake of both the characters—they are both vyabhicāribhāvas and anubhāvas.

સ્પષ્ટ છે કે કલાકાર 'સાત્ત્વિક' ભાવો મનના જબરા પ્રયત્નથી રજૂ કરી શકે છે. તેનું મન "સત્ત્વસ્થ" બને, એકાગ્ર બને ત્યારે જ સફળતા મળે. આ મનની એકાગ્રતા એ 'સત્ત્વ'. આથી સાત્ત્વિક ભાવો આંતરિક અને બાહ્ય બન્ને ધર્મોવાળા કહેવાયા છે. ડૉ. કુલકર્ણી (પૃ. ૪૪, એ જ) નોંધે છે કે, (અનુવાદ અમારો છે) :

અંતિમ સ્થિતિ આ પ્રમાણે છે. બાહ્ય સાત્ત્વિક ભાવો જેવા કે સ્તંભ, વગેરે તે શારીરિક ધર્મો છે અને તે 'અનુભાવોની માફક પ્રવર્તે છે તથા જે તે જોડે સંબદ્ધ આંતરિક સાત્ત્વિક ભાવોને તેઓ સૂચવે છે. અને વાસ્તવમાં તો તેઓ (છેવટ જતાં) રતિ, નિર્વેદ વગેરે ભાવોને—ચિત્તવૃત્તિઓને જ સૂચવે છે." ડૉ. કુલકર્ણી નોંધે છે (પૃ. ૪૫) કે કુમારસ્વામીને મતે કેવળ હેમચન્દ્ર જ આ (સાત્ત્વિકોના દ્વિસ્વભાવ) વિશે, મૌલિક રીતે વિચારે છે. **પણ આપણે જાણીએ છીએ કે અભિનવગુપ્તે પણ આ વાત કરી હતી અને ભરતમાં પણ આ વલણ ઊપસે છે. તેથી કાં તો કુમારસ્વામી પાસે અભિનવભારતીનો એ અંશ નહિ હોય, અથવા તેમણે કેવળ અર્થવાદ કર્યો હોય, અથવા તેઓ ખરેખર 'अ-ज्ञ' હોય તેવું પણ બને !**

**રસાભાસ / ભાવાભાસ** :- (જ્યારે રત્યાદિ ભાવોની પ્રવૃત્તિ) ઇન્દ્રિય વગરની વસ્તુઓ (જેમ કે વૃક્ષ, વેલ વગેરે) તથા પશુ પક્ષી વગેરેમાં આરોપિત કરાય ત્યારે અનુક્રમે રસાભાસ કે ભાવાભાસ પ્રાપ્ત થાય છે. **(સૂત્ર નં ૮૦/સૂત્ર નં.૨/૫૫)**. નદી, પહાડ, વૃક્ષ, વેલી, હરણાં, પક્ષીઓ વગેરેમાં માનવભાવોના આરોપણથી આવા 'આભાસ' પ્રાપ્ત થાય છે, એવું આચાર્ય ઉદાહરણોથી સમજાવે છે. (સળંગ સૂત્ર ૮૧, સૂત્ર ૨/૫૬) અનુચિત પ્રવૃત્તિના સંદર્ભમાં પણ, જેમ કે અન્યોન્ય અનુરાગના અભાવમાં (રાવણની સીતા વિષયક રતિમાં) રસને બદલે રસાભાસ પ્રાપ્ત થાય છે.

## કાવ્યના પ્રકાર ઉત્તમ વગેરે (સૂત્ર૮૨ / સૂત્ર ૨.૫૭)

આચાર્ય હેમચન્દ્ર મમ્મટને અનુસરીને વ્યંગ્યના પ્રાધાન્યમાં ઉત્તમ (ધ્વનિ) કાવ્ય, વ્યંગ્યનું પ્રાધાન્ય વાચ્યને મુકાબલે, ન હોય કે સંદિગ્ધ અથવા એકસરખું હોય તો ત્રણ પ્રકારનું મધ્યમ કાવ્ય અને વ્યઙ્ગ્યાર્થના અભાવવાળું એટલે કે કેવળ શબ્દાર્થની જ સુંદરતાવાળું તે અવર (સૂત્ર ૨/૫૯) કાવ્ય એમ. વિવેચનલક્ષી વર્ગીકરણ આપે છે. ચિત્ર અથવા અવરકાવ્ય વિશે તેઓ નોંધે છે કે, આમ તો કાવ્યમાત્રમાં અંતે જતાં વિભાવાદિરૂપે (વિગતો રસ સાથે જોડાઈને) રસમાં પર્યવસાન પામે છે, છતાં સ્ફુટ રસની અપ્રાપ્તિ જ્યાં જણાય તેવે સ્થળે તેને 'અવ્યઙ્ગ્ય' કાવ્ય કહેવાયું છે.

**દોષવિચાર**—આ પછી **તૃતીય અધ્યાયમાં** આચાર્ય **દોષવિચાર** વિસ્તારથી આરંભે છે. તેઓ નોંધે છે કે 'રસનો અપકર્ષ કરે તે દોષ' એવું સામાન્ય લક્ષણ આગળ 'દોષ વગરના શબ્દ / અર્થ તે કાવ્ય' એવું કહ્યું હતું ત્યારે જણાવ્યું હતું. હવે દોષનું વિશેષ લક્ષણ કહેવાય છે. ત્રીજા અધ્યાયમાં કુલ દસ સૂત્રોમાં દોષવિચાર હાથ ધરાયો છે, જેમાં પૂર્વાચાર્યોમાંથી અસંખ્ય ઉદ્ધરણો મૂળમાં અને વિવેકમાં જોવા મળે છે. આ સ્થળે વિવેકમાં રાજશેખરમાંથી ઘણાં ઉદ્ધરણો જોવા મળે છે. પ્રો. રસિકલાલ પરીખ નોંધે છે કે, આચાર્યે અહીં રાજશેખરનો નામોલ્લેખ એટલા માટે કર્યો નથી કેમ કે, રાજશેખરે પણ સંભવતઃ પુરાણોના ભુવનકોશો વગેરેમાંથી વિચારો ઉછીના લીધા છે. પ્રો. પરીખની આ નોંધ સાથે આપણે સંમત થતા નથી, કારણ કે, તો આપણે એમ કહી શકીએ કે હેમચન્દ્રે મૂળ પુરાણ સંદર્ભોનો નામોલ્લેખ કરવો જોઈતો હતો. **અને વળી, દોષવિચારમાં અસંખ્ય સ્થળે — આપણે આગળ થોડી સૂક્ષ્મ ચર્ચા કરીશું તે દરમ્યાન જોઈશું કે — આચાર્યે મહિમભટ્ટનાં વચનો અસંખ્ય સ્થળે શબ્દશઃ ઉદ્ધૃત કર્યાં છે. અને ભાગ્યે જ ક્યાંક મહિમાનો નામોલ્લેખ જોવા મળે છે. ખરી રીતે તો આ નામોલ્લેખ ન કરવા પાછળ કાવ્યહરણ — Plagiarizm – તફડંચીનો આશય હશે કે નહિ હોય તેવી કલ્પના કરી તેમાં આક્ષેપ (જેમ કે** S.K. De **કરે છે) કે બચાવ (જેમ પ્રો. પરીખ કરે છે) કરવાની આપણી આધુનિક મનોવૃત્તિ તંદુરસ્ત માનસની પરિચાયક નથી. વાસ્તવમાં આચાર્યશ્રી તો એક નિર્મમ યોગી હતા અને આપણા ગુજરાતના, અથવા તે વખતના**

**સમગ્ર ભારતના કાવ્યવિદ્યા જિજ્ઞાસુઓ ઉપર ઉપકારની ભાવનાથી – અથવા કહો કે, આ મધ્યમબુદ્ધિઓ માટે પ્રેમ અને કરુણાથી બધા જ મૂળ શ્રદ્ધેય ગ્રંથોનું દોહન, ચયન કરીને, સઘળા વિચારપ્રવાહોને સુવ્યવસ્થિત કરી તેનું યથાયોગ્ય પુનર્મૂલ્યાંકન કરી શાસ્ત્રશુદ્ધ સ્વરૂપનો સરળ શૈલીમાં પરિચય આપવાનો જ તેમનો અભિગમ રહ્યો છે. તેમાં ક્યાંક આદરાતિશયથી, ક્યાંક તેવું જરૂરી જણાય ત્યારે મૂળ ગ્રંથકારનું નામ તેમણે નિર્દેશ્યું જ છે. વાસ્તવમાં કાવ્યવિદ્યાના જે આરૂઢ યોગીઓ હતા, જેમને આ શાસ્ત્રના સઘળા ગ્રંથો હસ્તામલકવત્ હતા તેમને તે કયો વિચાર ક્યાંથી લેવાયો તે સમજાવવાનું રહેતું જ નથી, અને આથી આચાર્યે ચારે દિશાઓમાંથી આવતા બધા જ વિચારપ્રવાહોને આવકારવા પોતાના મનોમંદિરનાં દ્વાર ખુલ્લાં જ રાખ્યાં છે એમ માનવું અને વિચારવું એ જ યુક્તિયુક્ત છે.** હા, એટલું કહી શકાય, અને તે આપણે જે તે દોષવિશેષની વિસ્તૃત ચર્ચા દરમ્યાન જોઈશું કે, આચાર્યશ્રીની આખી રજૂઆતમાં કોઈ એક જ ચોક્કસ તર્ક કે વ્યવસ્થા કામ કરતાં હોય તેવું અમે પામી શક્યા નથી, એ એટલા માટે કે, દા. ત. દોષવિચારમાં અને આવું બીજા મુદ્દાઓની ચર્ચામાં પણ જોવા મળે છે કે મૂળ ગ્રંથકારમાંથી આચાર્યશ્રી ફકરાના ફકરા દોહનરૂપે પોતાની ચર્ચામાં સમાવિષ્ટ કરે છે ત્યારે ઘણો અંશ 'વિવેક' ટીકામાં તેઓ આપે છે. પણ તેમાં વચ્ચે કેટલીક પંક્તિઓ મૂળ કાવ્યાનુશાસનની અલંકારચૂડામણિ ટીકાના અંશમાં પણ લઈ જવાય છે, અને ફરીથી પાછો અચાનક બાકીનો અંશ વિવેકમાં ચાલુ થઈ જાય છે. કોઈ વાર મૂળ ગ્રંથકારે અમુક પંક્તિ અમુક સ્થળે લખી હોય તેને આચાર્યશ્રી ક્યાંક બીજે ગોઠવી દે છે. ખૂબ ઝીણવટથી વિચાર્યા છતાં આવી રજૂઆત પાછળનો આચાર્યશ્રીનો કોઈ ચોક્કસ તર્ક કે વ્યવસ્થા (Scheme) અમે તારવી શક્યા નથી. શું એવું વિચારી શકાય કે કોઈ લહિયાએ મૂળ આદર્શ autographની નકલ કરતાં ક્યાંક ગોથું ખાઈને પંક્તિઓ આમ તેમ વાંચી / લખી દીધી હોય ? તો તેની પુનઃ સમીક્ષા કરવી જરૂરી ખરી ? જે હોય તે. હાલને તબક્કે આ વિચાર આપણે કોઈ મોટા અધિકારી વિદ્વાનને સોંપીશું જે આ બાબતમાં વધુ પ્રકાશ પાડી શકે. આ નોંધ ડૉ. સુશીલકુમાર દેની ટીકા કે પૂ. રસિકભાઈનો બચાવ બન્ને બિનજરૂરી જણાતાં અમે કરી. પણ હકીકતમાં કેવળ દોષ પ્રકરણમાં જ નહીં, આપણે આગળ કવિશિક્ષાની ચર્ચામાં પણ જોયું હતું તેમ, આચાર્યશ્રીની વ્યવસ્થા સમજમાં ન આવે તે વાત ઘણે સ્થળે પ્રત્યક્ષ થાય છે. **આથી જ, સરવાળે એમ કહેવું હિતાવહ છે કે, જેમ કાવ્ય અખંડબુદ્ધિસમાસ્વાદ્ય છે, તેમ આચાર્ય હેમચન્દ્રનો આ ત્રિસ્તરીયગ્રંથ પણ અખંડબુદ્ધિસમાસ્વાદ્ય લેખવો જોઈએ. અસ્તુ.**

**રસદોષ** :- (સળંગ સૂત્ર ૮૫-૮૭, સૂત્ર ૧-૩ અધ્યાય ૩) આચાર્ય હેમચન્દ્ર આ રસદોષોની ચર્ચા, વિવેકનો અંશ ઉમેરતાં ૪૦ છાપેલાં પૃષ્ઠોમાં (આ. એ જ) ખૂબ જ વિસ્તારથી કરે છે. તેઓ ઉદ્ભટ અને રુદ્રટમાંથી સંદર્ભો ટાંકે છે. એટલું જ નહીં, પણ આનંદવર્ધન, અભિનવગુપ્ત (= લોચન) અને મમ્મટના કાવ્યપ્રકાશ ઉપર ઘણો આધાર રાખે છે. તેમના ઉપર કાવ્યમીમાંસાકાર રાજશેખરનો પણ ઘેરો પ્રભાવ વર્તાય છે. આ બધાનો વિનિયોગ કરતી વખતે

કોઈ ખાસ પદ્ધતિ અથવા વ્યવસ્થા આચાર્ય ઉપસાવતા હોય તેવું જણાતું નથી. ઘણી વાર એક જ ફકરામાં, અથવા કહો કે, એક જ પંક્તિમાં પણ ક્યારેક, જુદા જુદા આધારોનું મિશ્રણ તેઓ કરી નાખે છે. અથવા ક્યારેક એક જ મૂળ સ્રોતની માહિતી અને નોંધ જુદે જુદે સ્થળે જેમ કે, અમુક અંશ અલંકારચૂડામણિમાં તો બાકીનો અંશ 'વિવેક'માં પધરાવી દે છે. આ એમની કઈ વ્યવસ્થા છે તે લાખ પ્રયત્ને પણ પકડાતી નથી. વળી, વચ્ચે વચ્ચે ક્યારેક કોઈ ખાસ ચર્ચા દરમ્યાન આચાર્યશ્રી મુદ્દાને વધારાનાં ઉદાહરણોથી ખૂબ વિસ્તારે છે, અથવા મૂળનાં ઉદાહરણો ઉડાડી દઈને ચર્ચા સંક્ષિપ્ત કરી નાખે છે. જો કે, આ બધી વિગતોમાં તેમની શૈલીગત પ્રાસાદિકતા, અને વિચારોની સ્વચ્છતા, જે મહાન વિચારકોમાં પણ જવલ્લે જ દેખાય છે, તે એકસરખી રીતે સાચવતા રહે છે. અમુક વિચાર સ્પષ્ટ કરતાં તેઓ ઝીણામાં ઝીણી વિગત પણ નોંધવાનું ચૂકતા નથી. જે રીતે તેઓ પોતાના આધારગ્રંથોનો વિનિયોગ કરે છે અને પોતાને ગ્રાહ્ય પુરાવાઓ રજૂ કરે છે તથા પોતાની વિશિષ્ટ પ્રતિભાથી એક સુંદર કૃતિમાં ગૂંથે છે, તે એકદમ જ વિદ્વાનોમાં આદરપાત્ર બની જાય છે, અને કોઈ પણ ખૂણેથી પ્રશંસા પામે છે. **પરિણામ એ છે કે તેઓ આપણને નવાં પાત્રોમાં જૂની સુરા અર્પિત કરે છે. આ કે તે અંશ આપણે અહીં ક્યાંક જોયો છે એવી છાપ સ્મૃતિપટ ઉપર જરૂર ઊપસે છે, પણ આ બધું એવી કુશળતાથી એકત્ર કરાયું છે કે જાણે નવી જ સુરાવલી સંભળાતી હોય તેવો અનુભવ થાય છે.**

આપણે આ વિષયની ચર્ચામાં નીચે મુજબ આગળ વધીશું :

સહુ પ્રથમ આ ત્રણે સૂત્રો જે રસદોષનો વિચાર કરે છે તેનો કોરો સારાંશ ગ્રહણ કરીશું, જેથી હેમચન્દ્રે જે મુદ્દાની છણાવટ વિચારી છે તેનો ક્યાસ આવી જશે. તે પછી આપણે અલંકારચૂડામણિ અને વિવેકમાં સંગૃહીત વિગતોનો વિશેષ વિચાર કરીશું. **એ વાત અહીં ફરી સ્પષ્ટ કરી લઈએ કે, ડૉ. કુલકર્ણી અને પ્રો. પરીખે આ કે તે મુદ્દાના સંદર્ભમાં આચાર્યના વિચારોને ઘાટ આપનાર મૂલસ્રોત ઓળખાવવા સ્તુત્ય પ્રયત્નો જરૂર કર્યા છે, છતાં ઘણાં સ્થળોએ તેમના પ્રયત્ન અપૂરતા જણાયા છે જેથી કાવ્યાનુશાસનમાં ઘણા અંશોના મૂળ સ્રોતને ઓળખી બતાવવાનું કાર્ય બાકી રહે છે. આપણે એ દિશામાં સમગ્ર દોષ વિચારમાં બનતો પ્રયત્ન કરીશું, ખાસ તો મહિમા તરફનું તેમનું ઋણ વિશેષ છે તે પણ ધ્યાનમાં આવશે.** આ વિગત પદ, પદાર્થ વગેરેને લગતા દોષોના સંદર્ભમાં વધારે ચોખ્ખી રીતે ઊપસે છે. રસદોષની બાબતમાં આપણે ઉપર તેમના મૂળ આધારો નોંધ્યા છે તેના સંદર્ભમાં ચોકસાઈ કરી હેમચન્દ્રના પ્રદાનની આપણે પહેલાં નોંધ કરીશું. તે પછી પદગત, પદાર્થગત વગેરે દોષવિચાર ચકાસીશું.

કાવ્યાનુશાસન ૩/૧ (સળંગ સૂત્ર,૮૫) જણાવે છે કે, રસ વગેરે અંગે સ્વશબ્દ દ્વારા કથન સામાન્ય રીતે દોષરૂપ છે, ક્યારેક સંચારી ભાવના સ્વશબ્દકથનમાં દોષ નથી આવતો. 'રસાદિ'

દ્વારા રસ, સ્થાયી અને વ્યભિચારીનો સમાવેશ અભિપ્રેત છે. સામાન્ય રીતે આ ત્રણે વિગતોની સ્વશબ્દોક્તિ દોષ લાવનારી છે. ક્યારેક જ સંચારી કહેતાં વ્યભિચારી ભાવની સ્વશબ્દોક્તિ = નામ લઈને કરેલો ઉલ્લેખ, દોષપાત્ર નથી થતો.

સૂત્ર ૩/૨ (સળંગ સૂત્ર ૮૬) જણાવે છે કે, વિભાવાદિનું પ્રાતિકૂલ્ય, એટલે કે સંદર્ભને પ્રતિકૂળ વિભાવાદિનું નિરૂપણ દોષ જન્માવે છે; ક્યારે ? તો કહે છે, આવું નિરૂપણ બાધિત થતું હોય એ રીતે ન કરવામાં આવે તો (अबाध्यत्वे). વળી, આવા પ્રતિકૂળ વિભાવાદિનું નિરૂપણ અંગભૂત બને એ રીતે ન કરાય, અર્થાત્ પોતે અંગી અથવા પ્રધાન બની જાય તો પણ રસદોષ આવે. અને વળી, વિરોધી રસના વિભાવાદિ જો એક જ આશ્રયમાં નિરૂપિત કરાય, તો પણ દોષ આણે છે. હવે ક્યારેક આ વિરોધી રસના વિભાવાદિ એવા હોઈ શકે કે જે એક જ આશ્રયમાં તો રહી શકે, પણ એક સાથે, એક જ ક્ષણે કે સમયે તેવા વિભાવાદિ એક જ આશ્રયમાં ન રહી શકે, અર્થાત્ આવા વિભાવાદિને પાસે પાસે, એક સાથે એકીસમયે અર્થાત્ અંતર વગર, (નૈરન્તર્યે) નિરૂપિત કરવાથી રસદોષ આવે છે. અલબત્ત, એનો પરિહાર પાછળથી આચાર્ય સમજાવે છે.

બીજા આઠ દોષો સમજાવતાં સૂત્ર ૩/૩ (સળંગ સૂત્ર ૮૭) સૂચવે છે કે, રસદોષ ત્યારે પણ સંભવે છે, જ્યારે વિભાવ કે અનુભાવની બાબતમાં કવિનું નિરૂપણ એવું હોય જેથી સહૃદયને તેના ગ્રહણમાં ક્લેશ અર્થાત્ વધારે પડતો શ્રમ કરવો પડે. આ થઈ 'विभावानुभावक्लेशव्यक्ति'.

"પુનઃ પુનઃ દીપ્તિ" એટલે જે રસને એની પોતાની વિભાવાદિ સામગ્રીથી કાવ્યમાં પરિપુષ્ટ કર્યો હોય, એના એ જ રસને વારંવાર એની એ રીતે પરિપુષ્ટ કર્યા કરવો, અર્થાત્ એના એ જ રસ / ભાવની વારંવાર જમાવટ કર્યા કરવી તે આ પ્રકારનો દોષ જન્માવે છે. ઉદાહરણ કુમારસંભવના રતિપ્રલાપો.

'અકાંડ -પ્રથન' એટલે જ્યાં જે રસનો સંદર્ભ ન હોય, જ્યાં પાત્રની પ્રકૃતિ પણ જે તે ભાવ વિશે અનુકૂળ ન હોય, ત્યાં તે રસને 'અકાંડે' અર્થાત્ અચાનક, વગર સંદર્ભે, પ્રકાશિત કરવો. અહીં સંદર્ભગત ઔચિત્ય નિર્ણાયક તત્ત્વ છે. મહાભારતના ભીષણ યુદ્ધમાં જ્યારે યુદ્ધભૂમિ ઉપર શૂરવીરોનાં માથાં કપાઈને રગડતાં હતાં તેવા માહોલમાં ધીરોદ્ધત પ્રકૃતિનો હોવા છતાં દુર્યોધન ભાનુમતી રાણી સાથે શૃંગાર ચેષ્ટા આરંભે એ વેણીસંહારની પરિસ્થિતિ આ દોષનું ઉદાહરણ છે.

એવી જ રીતે કસમયે—अकाण्डे—રસનો છેદ કરવો તે પણ રસદોષ છે જેમ કે, રત્નાવલીમાં ચોથા અંકમાં 'રત્નાવલીનું' નામ પણ ન લેવાતાં વિજયવર્માના વૃત્તાંતના શ્રવણ દરમ્યાન અથવા, વીરચરિતમાં બીજા અંકમાં રાઘવ / ભાર્ગવનો વીરરસ જામ્યો છે, ત્યારે "કંકણ

છોડાવવા જઉં છું'' એવું રામનું વચન કસમયે રસપ્રવાહ અટકાવી દોષ ઊભો કરે છે.

અપ્રધાન અંગભૂત વિગતનું અતિવિસ્તારથી વર્ણન પણ રસ દોષ લાવે છે જેમ કે, હયગ્રીવવધમાં હયગ્રીવનું વર્ણન. હેમચન્દ્ર અહીં ઘણાં ઉદાહરણો ટાંકે છે.

અંગી એવા પ્રધાનરસનું અનુસંધાન ન સચવાય તે પણ રસદોષ આણે છે. રત્નાવલી નાટિકામાં ચોથા અંકમાં બાભ્રવ્યના આગમનથી સાગરિકાનું વિસ્મરણ થવાથી તેના સંદર્ભના રસ / ભાવમાં અનુસંધાન ન જળવાવાથી ભંગાણ પડે છે. હેમચન્દ્ર જણાવે છે કે, અનુસંધાન એ તો સહૃદયતાનું સર્વસ્વ છે.

અંગભૂત ન હોય તેવી વિગત—अनङ्ग—અર્થાત્ પ્રધાન રસને વિશે ઉપકારક ન હોય તેવી વિગતનું વર્ણન પણ રસદોષને નિમંત્રણ આપે છે. જેમ કે કર્પૂરમંજરીમાં નાયિકા પોતે વસંતવર્ણન કરે છે તેને અવગણીને બંદિએ કરેલા વર્ણનની રાજા પ્રશંસા કરે છે તે.

'પ્રકૃતિ-વ્યત્યય' અર્થાત્ સ્વભાવનું પરિવર્તન રસદોષ લાવે છે. પ્રકૃતિ એટલે સ્વભાવ માનુષ, દિવ્ય / માનુષ, પાતાલીય, મર્ત્ય / પાતાલીય, દિવ્ય / પાતાલીય, દિવ્ય / મર્ત્ય / પાતાલીય વગેરે સાત પ્રકારનો છે. જે પાત્રનો જે સ્વભાવ નિયત હોય તે બદલીને જુદા સ્વભાવને અનુરૂપ વિચાર-વાણી-વર્તન કવિ નિરૂપે તો રસદોષ થાય છે.

હેમચન્દ્ર નોંધે છે કે ધીરોદાત્ત, ધીરોદ્ધત્ત, ધીર-લલિત અને ધીરપ્રશાન્ત વ્યક્તિઓ જે ફરી ઉત્તમ / મધ્યમ / અધમ એમ પોતપોતાના વર્ગમાં ત્રિવિધ છે તેઓ સ્વભાવે કરીને અનુક્રમે વીર, રૌદ્ર, શૃંગાર અને શાંતપ્રધાન હોય છે. તેથી તેવાઓનું અન્યથાભાવવર્ણન રસદોષ લાવે છે.

વળી, રતિ, હાસ, શોક અને અદ્ભુતના ભાવો જેમ મનુષ્યપ્રકૃતિમાં જણાય છે તેવા દિવ્ય પાત્રોમાં પણ હોય છે. છતાં સંભોગ શૃંગારરૂપ રતિનું ઉત્તમદેવતાના સંદર્ભમાં નિરૂપણ કરવું— જેમ કે, કાલિદાસે કુમારસંભવમાં ઉમા-મહેશ્વરના મિલનશૃંગારને નિરૂપ્યો છે ત્યાં તે અનુચિત જ છે. આ વાત આનંદવર્ધન પ્રમાણે, વાસ્તવમાં ઉપરની બધી જ ચર્ચા આનંદવર્ધન પ્રમાણે જ— આચાર્યે કરી છે.

આવું જ દિવ્ય પ્રકૃતિના ક્રોધમાં પણ જાણવું. સ્વર્લોકગમન, પાતાલગમન, સમુદ્રલંઘન, વગેરે વિગતો વિશે ઉત્સાહ મનુષ્ય અને અન્ય પાત્રોમાં નિરૂપાય છે. પણ મનુષ્યપાત્રોમાં જે પાત્ર વિશે જે પ્રકારનું ઉત્સાહ-વર્ણન ઇતિહાસાદિમાં પ્રસિદ્ધ હોય ત્યાં તેનું એટલું જ વર્ણન કરવું. વધારે પડતું નિરૂપણ અસત્યરૂપ લાગે અને કલાનો જે મૂળ ઉદ્દેશ છે કે "નાયક પ્રમાણે (રામાદિ પ્રમાણે)

વર્તવું નહિ કે પ્રતિનાયક પ્રમાણે (રાવણાદિની જેમ)," એ માર્યો જશે. વિક્રમ રાજા મોં ખોલીને નાગને પેટમાં શાંતિ મળે માટે પ્રવેશવા દે એવી વિક્રમની વાર્તા પ્રસિદ્ધ છે તો તે વર્ણન ચાલે, પણ વિક્રમ હનુમાનજીની માફક એક કૂદકે સાગર પાર કરી ગયા એવું વર્ણન શ્રદ્ધા જન્માવે નહિ !

બધે જ પ્રકૃતિ=સ્વભાવનું અનુસરણ કરવું. દેશ, કાળ, વય, જાતિ વગેરે વિશે જે જે પ્રસિદ્ધ વેષ, વ્યવહાર વગેરે હોય તેને યોગ્ય રીતે કવિએ નિરૂપવાં, નહિ તો રસદોષ આવી જશે.

આ બધાંનાં સંખ્યાબંધ ઉદાહરણો હેમચન્દ્ર વિવેકમાં ટાંકે છે.

આ ઉપરાંત હેમચન્દ્ર પદગત, વાક્યગત, ઉભયગત અને અર્થગત દોષો પણ વિચારે છે. રસદોષોની ચર્ચામાં તેમણે મુખ્યત્વે ધ્વન્યાલોક તથા લોચનનો આધાર લીધો છે. કાવ્યપ્રકાશમાંથી પણ પ્રેરણા મેળવી છે.

પ્રથમ સૂત્રની ચર્ચા પર ધ્વન્યાલોક ૧/૪, ૩/૧૭-૧૯ વગેરે તથા તેના ઉપરના લોચનનો પ્રભાવ સ્પષ્ટ છે. આનંદવર્ધને પ્રબંધની રસવ્યંજકતાના સંદર્ભમાં આ ચર્ચા સમાવી છે. લોચનમાંથી કેટલીક પંક્તિઓ અને મૂળ ધ્વન્યાલોકની પંક્તિઓની ભેળસેળ આચાર્ય કરી લે છે. જેમ કે, ધ્વન્યા ૧-૪માં "वाच्यत्वं हि .... न च सर्वत्र एतेषां स्व-शब्दनिवेदितत्त्वम्" સ્વીકારીને વિવેક(પૃ.૧૦૫, એ જ)માં હેમચન્દ્ર થોડું ઉમેરીને વાંચે છે - યથા-यद्विश्रम्य. (पृ. १०४) इति । "अत्रानुभाव-विभाव-बोधनान्तरमेव तन्मयीभवन युक्त्या तद्विभावानुभावोचित-चित्तवृत्ति-वासनानुरञ्जित स्व-संविदानन्द-चर्वणा-गोचरोऽर्थात्माभिलाष-चिन्तौत्सुक्यनिद्रा-ग्लानि-आलस्य-श्रम-स्मृति-वितर्कादि-शब्दाभावेऽपि स्फुरत्येव !" લોચનમાં 'गोचरोऽर्थो रसात्मा' એવા શબ્દો છે જે વધારે સ્પષ્ટ રીતે અર્થ આપે છે. આશય એ છે કે, 'यद्विश्रम्य'. વગેરે ઉદાહરણમાં અભિલાષ, ચિન્તા, ઔત્સુક્ય વગેરેના નામોલ્લેખ વગર પણ વિભાવાનુભાવના ગ્રહણથી, તન્મયીભવનના બળથી રસ સૂચવાય છે.

ફરી પાછા હેમચન્દ્ર ધ્વન્યા. ૧/૪ નો દોર પકડી રસના સ્વશબ્દાભિધેયત્વની નિષ્ફળતા ચર્ચે છે. વળી લોચન તરફ વળે છે. આમ ધ્વન્યાલોક મૂળ અને લોચનના પાટા અવારનવાર આચાર્ય બદલ્યા કરે છે. રસાદિ સદા સર્વદા વ્યંગ્ય જ છે એ વાત આચાર્યને ગ્રાહ્ય છે તેથી (વિવેક પૃ. ૧૫૯, એજન) ઉદ્ભટનો વિચાર તેઓ તિરસ્કારે છે. "एतेन रसवद्दर्शितस्पष्टशृङ्गारादि-रसोदयम्" એવો પાઠ હેમચન્દ્ર વાંચે છે, જે **G.O.S.** આવૃત્તિ '૩૧, જેમાં તિલકની 'વિવૃત્તિ' છે, તે પ્રમાણે છે. બેનહટ્ટી આવૃત્તિ, '૨૫, પૂનામાં ઇન્દુરાજની લઘુવૃત્તિ છપાઈ છે પણ તેમાં "शृङ्गारादिरसोदयम्" એવો પાઠ છે તે અપ્રતીતિકર જણાય છે. આમ ફરી હેમચન્દ્ર ઉત્તમપાઠ

સૂચવનાર આચાર્ય તરીકેનું માન પામે છે.

આ પછી હેમચન્દ્ર III-2 ની ચર્ચા હાથમાં લે છે. તેમાં પણ તેઓ આનંદવર્ધન તથા મમ્મટની રાહબરી સ્વીકારે છે. આપણે આ સૂત્રના અનુસંધાનની ચર્ચાનો સંક્ષેપ ઉપર આપ્યો છે. 'प्रसादे वर्तस्व' વગેરે ઉદાહરણ કાવ્યપ્રકાશમાંથી છે, જ્યારે બાકીની સમગ્ર ચર્ચા ઉપર ધ્વન્યા. ૩/૨૦નો ભાર છે. વિભાવાદિના પ્રાતિકૂલ્યનું ઉદાહરણ ધ્વન્યા. પ્રમાણે છે. 'कालहरिणः' વગેરેની વિગત શૃંગારને અનુકૂળ થવાને બદલે નિર્વેદને સંકોરે તેવી છે. હેમચન્દ્ર જણાવે છે કે શૃંગાર / શાન્ત નિરૂપણની માફક શૃંગાર / બીભત્સ, શૃંગાર / ભયાનક, શાન્ત / રૌદ્ર વગેરે વિરોધી વિભાવાદિગ્રહણનાં ઉદાહરણ પણ આપી શકાય. 'निहु अरमणम्मि.' વગેરે ઉદાહરણ કાવ્યપ્રકાશમાંથી લેવાયું છે. 'अबाध्यत्वे'નું ઉદાહરણ 'क्वा कार्यं' વગેરે સમજાવ્યા પછીની નોંધ કાવ્યપ્રકાશમાંથી છે તથા ધ્વન્યા૦ ૩/૨૦ ને પણ અનુસરે છે. એના ઉપરના લોચનનો પણ એવો જ પ્રભાવ છે. આ રીતે પોતાના નિરૂપણમાં મૂલ સ્રોતના પાટા હેમચન્દ્ર ઇચ્છા પ્રમાણે અવારનવાર બદલતા રહે છે. વિવેક(પૃ.૧૭૨, પૃ. ૧૭૩ એજન)માં હેમચન્દ્ર તાપસવત્સરાજના વસ્તુનું વિસ્તારથી નિરૂપણ કરે છે તથા તેમાં મુખ્ય દોર કેવો કલાત્મક રીતે સચવાય છે તે સમજાવે છે.

હેમચન્દ્ર (પૃ. ૧૭૯, એજન) II નિર્ણય તારવે છે કે, 'एवं देश-काल-वयो-जात्यादीनां वेष-व्यवहारादि समुचितमेवोपनिबद्धव्यम्.' એ પછી 'વિવેક'માં (પૃ.૧૭૯-૧૯૯ એજન), લાંબી ચર્ચા ઉદાહરણોથી મંડિત રીતે કરવામાં આવે છે જે શબ્દશઃ કાવ્યમીમાંસા અધિકરણ ૧૭ તથા ૧૮ (પૃ. ૮૯-૧૧૦ **G.O.S.** આ.) પ્રમાણે છે. હેમચન્દ્ર અહીં ગૌણ મુદ્દાઓ અને ઉદાહરણોનો ક્રમ અત્રતત્ર બદલે છે પણ તે બદલેલી વ્યવસ્થાનું કોઈ તાર્કિક કારણ જણાતું નથી.

**પદ / વાક્ય દોષ** :- આ સાથે હવે આપણે આચાર્ય હેમચન્દ્રે કરેલા **પદ-વાક્ય-દોષ-વિચારની વિસ્તૃત** ચર્ચાનો ખ્યાલ મેળવીશું.

હેમચન્દ્ર બે પદદોષો (સૂત્ર૩/૪) (પૃ. ૧૯૯, એજન) (સૂત્ર ૫) ૧૩ વાક્યદોષો (પૃ. ૨૦૧-૨૨૬), (સૂત્ર ૬) આઠ ઉભયદોષો, (પૃ. ૨૨૬-૨૬૦) છેલ્લે (સૂત્ર ૭) ૧૩ પ્રકારના અર્થદોષો વિચારે છે. સૂત્ર ૮માં તેઓ જણાવે છે કે આ બધા દોષો 'અનુકરણ'માં દોષ નથી બનતા. તેવી રીતે વક્તા વગેરેના ઔચિત્યના મહિમાથી પણ દોષો અ-દોષરૂપ બને છે (સૂત્ર ૯), અને ક્યારેક આવા જ સંદર્ભમાં દોષો ગુણરૂપ (સૂત્ર ૧૦) બની જાય છે. **આ સૂત્રની ચર્ચા તેમણે જરા પણ કરી નથી પણ ભોજે જેને વિશેષગુણો કહ્યા છે તે જ આ છે અને ભોજના ગ્રંથોમાં આવતા વિષયનું આમ આચાર્ય સ્વીકરણ તો કરે છે, પણ વિસ્તૃત ચર્ચા ટાળે છે.**

આપણે હવે પદ-વાક્ય દોષોની વિસ્તૃત ચર્ચા કરીશું. આ સંદર્ભમાં આચાર્યશ્રી ઉપર

મુખ્યત્વે મહિમાના વ્યક્તિવિવેક અને મમ્મટના કાવ્યપ્રકાશનો સીધો પ્રભાવ છે.

આચાર્યશ્રી જણાવે છે કે દોષો લક્ષણાથી શબ્દાર્થના છે એમ જે કહ્યું છે તેમાં શબ્દ તે પદ અને વાક્યરૂપ હોવાથી સહુપ્રથમ બે પદદોષો વિચારાશે, જે છે નિરર્થક અને અસાધુત્વ (સળંગ, સૂત્ર ૮૮ તથા સૂત્ર ૩/૪).

'ચ' વગેરે નિપાતો કેવળ પૂરક તરીકે જ જ્યારે પ્રયોજાય ત્યારે **'નિરર્થક'** દોષપ્રાપ્ત થાય છે, જેમ કે, 'मुह्यन्मुहुर्मुहुरहं०' વગેરે (શ્લોક ૨૦૨). આચાર્યશ્રી નોંધે છે કે, પદનો એક ભાગ 'पदैकदेशने' ને પદ જ કહેવાય. તેવા પદૈકદેશમાં નિરર્થકત્વનું ઉદાહરણ છે 'आदावञ्जन' વગેરે (શ્લોક ૨૦૩ ); અહીં 'दृशाम्' એવું બહુવચન અનર્થક છે, કેમ કે, એક જ કુરંગેક્ષણા નાયિકાનું ગ્રહણ અહીં અભિપ્રેત છે.

આચાર્ય મમ્મટે નિરર્થક દોષને 'पादपूरणमात्रप्रयोजनं चादिपदम्' (પૃ. ૨૭૩, કા.પ્ર. **B.O.R.I** આવૃત્તિ, ઝળકીકરની ટીકા સાથે; પૂના, '૩૩; પાંચમી આ.) એ રીતે સમજાવ્યો છે. આનો હેમચન્દ્રાચાર્ય સ્વીકાર કરે છે. કા.પ્ર.માં 'उत्फुल्लकमलकेसर०' વગેરે ઉદાહરણ (પૃ. ૨૭૪, એજન) (શ્લોક. ૧૪૭) અપાયું છે. તેમાં 'હિ' પદ નિરર્થક રીતે પ્રયોજાયું છે. આ પછી મમ્મટ નોંધે છે (પૃ. ૨૯૬, એજન) કે, ચ્યુતસંસ્કાર, અસમર્થ અને નિરર્થકને બાદ કરતાં બાકીના દોષ વાક્યમાં પણ જણાય છે. અર્થાત્ શ્રુતિકટુ વગેરે ૧૩ વાક્યદોષો પણ બને છે જ્યારે તેમાંના કેટલાક પદાંશમાં પણ જણાય છે.

પદૈકદેશમાં નિરર્થકત્વનું જે ઉદાહરણ 'आदावञ्जन' વગેરે મમ્મટે આપ્યું છે (પૃ. ૩૨૧, શ્લોક, ૨૦૦, કા.પ્ર. એજન) તે હેમચન્દ્રે પણ સ્વીકાર્યું છે. મમ્મટની નોંધ 'अत्र दृशामिति बहुवचनं निरर्थकम् । कुरङ्गेक्षणाया एकस्या एवोपादानात्' (પૃ. ૩૨૧, કા. પ્ર. એજન) પણ હેમચન્દ્રે જેમની તેમ આપી છે. ફક્ત 'निरर्थकं'ને સ્થાને તેમણે 'अनर्थकम्' પદ પ્રયોજ્યું છે. હેમચન્દ્ર નોંધે છે કે, 'अलसवलितैः'(અમરુ. ૪, શ્લોક ૨૦૪)માં તેવું નથી. ત્યાં વ્યાપારભેદને કારણે 'ईक्षणैः' એવું બહુવચન છે, જે દોષરૂપ નથી. 'आदावञ्जन०' વગેરેમાં વ્યાપારોનું ગ્રહણ ન હોવાથી દોષ જણાય છે. વળી, અહીં 'दृक्' શબ્દ વ્યાપારના નહિ પણ 'નેત્ર'ના અર્થમાં છે. આ સઘળી ચર્ચા તેમણે કાવ્યપ્રકાશને અનુસરીને કરી છે. તફાવત એટલો જ છે કે, વાક્યદોષોની ચર્ચા શરૂ કરીને મમ્મટે આ ચર્ચાને વચ્ચે વણી લીધી છે જ્યારે આચાર્યે પદદોષના સંદર્ભમાં જ આ ચર્ચાને રાખીને સંદર્ભગત ઔચિત્ય બરાબર સાચવ્યું છે.

હેમચન્દ્ર આગળ નોંધે છે કે, કેટલાકને મતે યમક વગેરેમાં નિરર્થકત્વ દોષરૂપ નથી. જેમ કે, 'योषितामतितरां०' વગેરે તથા बभौ मुखेनाप्रतिमेन० (શિશુ. ૧૦/૯૦; કાવ્યાનુશાસન શ્લોક

૨૦૫); આ નોંધ રુદ્રટ, મહિમા કે મમ્મટમાં પ્રાપ્ત થતી નથી.

આ પછી આચાર્યશ્રી **'અસાધુત્વ'** દોષ વિચારે છે. શબ્દશાસ્ત્રનો વિરોધ એટલે 'અસાધુત્વ'. જેમકે 'उन्मज्जन्मकर०' વગેરે (કિરાત ૧૭/૬૩, કાવ્યાનુશાસન શ્લોક ૨૦૭). મમ્મટમાં આ દોષ 'ચ્યુતસંસ્કૃતિ' નામે વિચારાયો છે. મમ્મટ પ્રમાણે 'च्युतसंस्कृति व्याकरणलक्षणहीनम्' (કા. પ્ર. પૃ. ૨૬૮, એજન), છે. હેમચન્દ્ર તેને 'असाधुत्व' કહે છે તથા તેનું ઉદાહરણ 'उन्मजन्०' વગેરે સમજાવતાં જણાવે છે કે, આ પદ્યમાં 'आजघ्ने' પ્રયોગ 'અસાધુ' છે કેમ કે, √ हन् અહીં અકર્મક નથી, અને સ્વ-અંગ પણ અહીં કર્મ ન ગણી શકાય. તેથી આત્મનેપદની પ્રાપ્તિ થતી ન હોવાથી 'आजघ्ने' પ્રયોગ અસાધુ છે.

**વાક્યદોષ** :- હેમચન્દ્રની પદદોષોની ચર્ચા અહીં પૂરી થાય છે. આ પછી ૧૩ વાક્યદોષોની ચર્ચા આવે છે. (સળંગ સૂત્ર ૮૯, સૂત્ર ૩/૫). તેમાં **વિસંધિ, ન્યૂનપદત્વ, અધિકપદત્વ, ઉક્તપદત્વ, અસ્થાનસ્થપદ, પતત્પ્રકર્ષત્વ, સમાપ્તપુનરાત્તત્વ, અવિસર્ગત્વ, હતવૃત્તત્વ, સંકીર્ણત્વ, ગર્ભિતત્ત્વ, ભગ્નપ્રક્રમત્વ,** અને **અનન્વિતત્વ**નો સમાવેશ થાય છે. મમ્મટ તો, આપણે ઉપર નોંધ્યું તેમ, જણાવે છે કે પોતે જે ૧૬ પદદોષો ગણાવ્યા, તેમાંથી ચ્યુતસંસ્કાર, અસમર્થ અને નિરર્થકત્વને બાદ કરતાં બાકીના ૧૩ વાક્યમાં પણ સંભવે છે અને તેમાંના જ કેટલાક પદાંશમાં પણ જણાય છે (કા.પ્ર ૭/ ૫૨ ઉપર, પૃ. ૨૯૬ એજન). મમ્મટે જે તે દોષના ગુણત્વ કે અદોષત્વની ચર્ચા અન્તે એક સાથે કરી છે જ્યારે હેમચન્દ્ર જે તે દોષના સંદર્ભમાં જ આ ચર્ચા આવરી લે છે. આ નિરૂપણ વધુ સુસંગત, વધુ વ્યવસ્થિત અને વધુ વિસ્તૃત પણ છે.

**વિસંધિ દોષ** સ્પષ્ટ કરતાં હેમચન્દ્ર નોંધે છે કે, અહીં 'સંધિ'નો અર્થ 'સ્વરોનો સમાવાય'; અર્થાત્ ભેગા થવું તે. દ્રવ અને દ્રવ્યોના એક થવાની માફક અથવા કબાટની માફક, એટલે કે કબાટનાં બારણાં ભિડાય એ રીતે સ્વરો કે વ્યંજનોનું સાથે રહેવું તેને સંધિ કહે છે. આ સંધિ = ભેગા થવામાં વિશ્લેષ, અશ્લીલત્વ કે કષ્ટત્વથી જે વૈરૂપ્ય આવે તે થયું વિસંધિત્વ.

વિશ્લેષથી વૈરૂપ્ય, જેમ કે, 'कमले इव' વગેરે (શ્લોક ૨૦૮). અહીં તથા 'लोलालकानुविद्धानि आननानि' (શ્લો. ૨૦૯) વગેરેમાં. એક વાર પણ કવિ, "હું અહી સંધિ નહિ કરું", એમ સ્વેચ્છા પ્રયોજે તો તે દોષરૂપ છે. વામન (કા. સૂ. વૃ. ૫/૧/૨) જણાવે છે કે, 'संहितैकपदवत् पादेष्वर्धान्तवर्जम्.' આ કવિસમય છે, જે પાળવો જોઈએ તે પ્રમાણે શ્લોકાર્ધમાં કવિ સંધિ ન કરે તો તેની છૂટ પણ તે સિવાયનાં બીજાં ચરણોમાં એક પદની માફક સંધિ અનિવાર્ય છે તેમ આચાર્યશ્રી વામનને અનુવર્તીને કહે છે.

અશ્લીલત્વને કારણે આવતા વૈરૂપ્યને પણ આચાર્ય 'વિસંધિત્વ'માં જ સમાવે છે. મમ્મટ

ત્રણ રીતે થતા 'અશ્લીલ' દોષને જુદો તારવે છે. હેમચન્દ્ર તેને અહીં 'વિસંધિ'માં કેમ જોડી દે છે તેનું કારણ એ છે કે, જ્યાં સંધિ કરવાથી વ્રીડા, જુગુપ્સા કે અમંગલાર્થસ્મરણ થાય તેવે સ્થળે સંધિ ન કરવાથી 'વિસંધિ' દોષ આવતો નથી, એમ સમજાવવા જ આચાર્યે આવું નિરૂપણ કર્યું છે. જો કે, આપણે એમ કહી શકીએ કે આ ત્રિવિધ અશ્લીલતાદોષ કેવળ સંધિ/વિસંધિના સંદર્ભથી થોડો વધારે પણ છે. આચાર્યને મતે કષ્ટત્વની બાબતમાં પણ આવું જ વિચારવાનું છે કે, જો સંધિથી કષ્ટત્વ જન્મે તો વિસંધિ તે દોષ નથી. આવા સ-દોષ પ્રસંગો શુક, સ્ત્રી, બાલ તથા મૂર્ખલોકોના મુખસંસ્કારની સિદ્ધિ માટે તથા 'પ્રહાસ' કહેતાં મશ્કરીરૂપ ગોષ્ઠીમાં ચાલી શકે, એ વિગત એક ઉદાહરણ દ્વારા આચાર્ય સ્પષ્ટ કરે છે.

**'ન્યૂનપદત્વ'** સમજાવતાં આચાર્ય હેમચન્દ્ર નોંધે છે કે, અવશ્યવાચ્ય(પદ)ના અનભિધાનમાં ન્યૂનપદત્વ દોષ થાય છે, જેમ કે, 'तथाभूतां दृष्टवा०' વેણીસંહાર નાટકના આ ઉદાહરણમાં 'अस्माभिः' અને 'खिन्ने' એ બન્ને પદોની આગળ 'इत्थं' અને 'नोक्तां' એ બે પદો જરૂરી છે, જે ન હોતાં "ન્યૂનપદત્વ" દોષ થાય છે. હેમચન્દ્ર આ સમજૂતી મમ્મટને અનુસરીને આપે છે. મમ્મટે પોતાને મતે ન્યૂનપદત્વનો વાક્યમાત્રગતદોષ માનીને ઉલ્લેખ કર્યો છે અને આ સમજૂતી આપી છે.

હેમચન્દ્રે 'अवश्यवाच्यस्य अनभिधाने' એમ કહ્યું તેના અનુસંધાનમાં 'વિવેક'(પૃ. ૨૦૨,૩,૪ એજન)માં વિશેષ ચર્ચા છેડી છે. આમાં મહિમભટ્ટનો સીધો પ્રભાવ તેમણે ઝીલ્યો છે અને શબ્દશઃ મહિમાની દલીલો આપી પોતાની આ વિશેષનોંધ તેમણે સમૃદ્ધ કરી છે. તે આ પ્રમાણે છે :

અવશ્યવાચ્યના અનભિધાનમાં દોષ તો ખરો, પણ અભિધેય અર્થ અવિનાભાવથી અથવા ઔચિત્યથી વ્યંજિત થઈ જાય, પ્રતીયમાન થઈ જાય, તો તેવા અર્થના અનભિધાનમાં દોષ આવતો નથી, જેમ કે, 'कियन्मात्रं जलं.' (શ્લોક ૩૩૨, પૃ. ૨૦૨, વિવેક, એજન). જ્યાં બીજું કોઈ ક્રિયાપદ હોતું નથી, ત્યાં 'अस्ति भवन्ति व०' પ્રયોજાય છે એ ન્યાયે, ત્યાં अस्ति આવી જાય છે. વળી, જેમ કે, 'मा भवन्तमनलः'(શ્લોક ૩૩૩, પૃ. ૨૦૨, વિવેક, એજન) તથા 'मा धाक्षीन्मा भाक्षीत्०' (શ્લોક ૩૩૪, એજન) વગેરેમાં અનુક્રમે ક્રિયા અને કર્તૃપદ ઔચિત્યથી પ્રતીત થાય છે, તેથી ન્યૂનપદત્વ દોષ આવતો નથી.

આ પછી વિવેકમાં (પૃ. ૨૦૩, એજન) અનભિહિતવાચ્ય અંગે એક સૂક્ષ્મ વિસ્તૃત ચર્ચા આચાર્યશ્રી છેડે છે. તેનો આધાર વ્યક્તિવિવેકમાંની ચર્ચા છે. (પૃ. ૩૮૮, વ્યક્તિવિવેક, આ.રેવાપ્રસાદ દ્વિવેદી), જે મહિમાએ વાચ્યાવચનદોષના સંદર્ભમાં કરી છે. હેમચન્દ્રે તે અક્ષરશઃ ઉતારી છે. **આપણે ફરી એ વાત અધોરેખાંકિત કરીને નોંધીશું કે હેમચન્દ્ર અને વ્યક્તિવિવેકના સંદર્ભોની ઓળખ ડૉ. કુલકર્ણી તથા પ્રો. પરીખે કરાવી નથી. એ માટે એક જુદો પ્રયત્ન જરૂરી છે.** તો, આ ચર્ચા પણ હેમચદ્રે અક્ષરશઃ ઉતારી છે જે બતાવે છે કે, મૂળ આધારસામગ્રીમાંથી એક પણ

એવો મહત્ત્વનો મુદ્દો નથી જે આચાર્યશ્રીના ધ્યાન બહાર રહ્યો હોય. પોતાને જણાય તેવા ઔચિત્ય પ્રમાણે આવા મુદ્દા તેઓ ક્યાં તો અલંકારચૂડામણિમાં અથવા વિવેકમાં સમાવિષ્ટ કરી જ લે છે. આ ચર્ચા નીચે પ્રમાણે આગળ વધે છે.

કેટલાકને મતે અનભિહિતવાચ્યને અર્થાત્ ન્યૂનપદત્વને પૃથગ્ દોષ તરીકે લેવાની જરૂર નથી, કારણ કે, ધર્મિરૂપ કે ધર્મરૂપ વસ્તુની પ્રતિપત્તિ માટે કાં તો ફરી એનો એ જ શબ્દ, અથવા એનો પર્યાય કે સર્વનામ અવશ્ય રીતે પ્રયોજાય તે જરૂરી છે. છતાં, જો તે ન કહેવાય તો ત્યાં પણ ન્યૂનપદત્વદોષ આવી જશે. પણ એવું આપણે માનતા નથી, અર્થાત્ ત્યાં દોષ જોતા નથી, માટે આને સ્વતંત્ર દોષ ગણવાની જરૂર નથી.

આ વિગત 'द्वयं गतं संप्रति०' (કુમાર. ૫/૭૧)ના સંદર્ભમાં ચર્ચાય છે. આ ઉદાહરણમાં 'कपाली' શબ્દ ધર્મી અને ધર્મ બન્નેનો વાચક છે. તે અહીં કાં તો કેવળ ધર્મીનો બોધ કરાવી શકે, અથવા કપાલ(ખપ્પર)ના સંબંધથી ઉત્પન્ન થતી ગર્હિતા એટલે કે નિંદ્ય વિગતરૂપી ધર્મનો બોધ કરાવી શકે, અથવા બન્નેનો બોધ કરાવી શકે, એમ ત્રણ પક્ષો સંભવે છે.

તેમાં પ્રથમ પક્ષ સ્વીકારીએ તો, એટલે કે સંજ્ઞિમાત્રનો બોધ માનીએ તો (કપાલવત્વ ='ખપ્પરવાળા હોવું' - એ રૂપી) વિશેષનો બોધ કરાવવા બીજા 'કપાલી' શબ્દનો પ્રયોગ આવશ્યક બની જશે, કે જેથી નિંદ્યત્વ પ્રતીત થઈ શકે. બીજો પક્ષ સ્વીકારીએ તો એ(ધર્મમાત્ર)ના આશ્રયનો બોધ કરાવવા એ (કપાલી) પદ પોતે, અથવા તેનો પર્યાયવાચી શબ્દ અથવા સર્વનામ - એ ત્રણમાંથી કોઈ એક દ્વારા વિશેષ્યનું ઉપાદાન અવશ્ય કરવું પડશે જેથી વિવક્ષિત અર્થ સિદ્ધ થતાં, તેનું આર્થ હેતુત્વ સિદ્ધ થઈ શકે. હવે અહીં (ધર્મીવાચક શબ્દના) ઉપાદાન દ્વારા (બોધ માનીએ), જેમ કે, 'सततमनङ्गोऽनङ्गो वेति०' વગેરે (શ્લોક ૩૩૬, પૃ ૨૦૩, વિવેક એજન ) વગેરેમાં, અથવા પર્યાય દ્વારા બોધ માનીએ, જેમ કે, 'कुर्यां हरस्यापि' (કુમાર. ૩/૧૦)માં, અથવા સર્વનામ વડે તે માનીએ જેમ કે, 'दृशा दग्धं' વગેરેમાં, તેમાં પર્યાયવાળા ઉદાહરણમાં 'હર' એ પર્યાય શબ્દ વડે જે અર્થનું ઉપાદાન થયું તેનું 'પિનાકપાણિત્વ' એ ધૈર્યચ્યુતિની અશક્યતામાં આર્થ હેતુ છે )= તે 'પિનાકપાણિ' છે તેથી ફલિત થાય છે, કે તેમની ધૈર્યચ્યુતિ ન જ થાય). એમ ન માનીએ તો 'હર'નું ઉપાદાન (માત્ર) તો પુનરુક્તિ જ બની જાય. આવું જ 'एकः शङ्कामहिवररिपोः' વગેરે ઉદાહરણમાં પણ છે. હવે સર્વનામ વડે (વિશેષ્યનું ઉપાદાન સ્વીકારીએ) જેમ કે, 'दृशा दग्धं', તો ત્યાં "વામલોચનાત્વ"ને - કામને બાળવા કે જિવાડવા રૂપી વિભિન્ન કાર્યોમાંથી કોઈ એકને વિશે-હેતુતા બતાવવાવાળા, આર્થ હેતુ તરીકે લેવું પડશે. નહીં તો, "વામલોચનાત્વ" પુનરુક્ત થઈ જશે. આથી ત્રીજો પક્ષ તો સંભવતો જ નથી. એક જ શબ્દ, તેની પોતાની આવૃત્તિ (પુનઃકથન) વગર અનેક અર્થનું પ્રતિપાદન કરી શકતો નથી. હેતુ વગર (='अनिबन्धना') આ પ્રતીતિ કરાવી

શકાતી નથી. આ 'द्वयं गतं व.' ઉદાહરણમાં કોઈ પણ હેતુ બતાવાયો નથી. તેથી 'ન્યૂનપદત્વ' દોષ થાય છે.

આ પૂર્વપક્ષ મહિમભટ્ટનો છે. આચાર્યશ્રી વ્યંજનાવાદી છે તેથી તેનો વળતો જવાબ પોતે આપે છે. મમ્મટ વગેરેએ આવો પ્રત્યુત્તર આપ્યો નથી.

આચાર્ય હેમચન્દ્ર અહીં જવાબ આપતાં જણાવે છે કે, (वयं तु ब्रूमः વગેરે પૃ. ૨૦૪, એજન) (પંક્તિ ૧૮, વિવેક આ. કુલકર્ણી / પરીખ), શબ્દની કેવળ અભિધાવૃત્તિ જ અભિપ્રેત નથી, જેથી તે એક જ અર્થ(આપીને તે)માં ક્ષીણ થતી હોવાથી અર્થાંતરના બોધ માટે બીજો શબ્દ કે એના એ શબ્દની આવૃત્તિ(પુનઃગ્રહણ)નો પ્રયોગ વિચારવો પડે. પણ વાસ્તવમાં તો, કેવળ સહૃદયો વડે સંવેદ્ય એવી 'વ્યક્તિ' કહેતાં 'વ્યંજના' નામે બીજી વૃત્તિ છે જ. આમ બીજી વૃત્તિ(=વ્યંજના)ની કલ્પના કરવાથી એક જ શબ્દમાંથી વાચ્યની સાથે જ વ્યંગ્યની પ્રતીતિનું પ્રસારણ પણ થશે જેને નિવારી શકાશે નહિ. જેમ કે, પરમેશ્વરના વાચક હજારો શબ્દો સંભવતા હોવા છતાં, 'कपालिनः' એ પદમાંનો પરમેશ્વર વાચક 'कपाली' શબ્દ બીભત્સરસનો આલંબનવિભાવ સૂચવે છે, અને પરમેશ્વર જુગુપ્સાના આશ્રયરૂપ છે એવું ધ્વનિત કરે છે. વળી, 'संप्रति द्वयं च' એ પ્રયોગ પણ અત્યંત રમણીય છે કેમ કે, પહેલાં કેવળ તે એકલી (ચંદ્રની કળા) જ ખરાબ વ્યસનથી (કપાલીના સંપર્કરૂપી) દૂષિત થવાથી શોચનીય હતી; પણ હવે જાણે કે તેણે (પાર્વતીએ) પણ તેના તેવા પ્રકારના ખોટા નિશ્ચય(દુરધ્યવસાય)માં જાણે સહાય કરવાનું શરૂ કર્યું એમ અહીં ઉપહાસ કરાયો છે. 'પ્રાર્થના' શબ્દ પણ અત્યંત રમણીય છે, કારણ કે, કાકતાલીયન્યાયથી તેમનો(= કપાલીનો)સમાગમ કદાચ નિંદાપાત્ર ન થાય, પણ આ બાબતમાં 'પ્રાર્થના' (માગીને તેમની સાથે સંબંધ કરવો તે) તો અત્યંત કૌલીનકલંક(કુળવાનના ઘરનું મોટું કલંક)ની કારક છે. 'सा च त्वं च' એ પ્રયોગ (તમારા બન્ને વિશે) અનુભવાતા પરસ્પરની સ્પર્ધા કરવા લાવણ્યાતિશયના પ્રતિપાદનપરક રીતે થયો છે. 'कलावतः' અને 'कान्तिमती' એ બન્નેમાં 'मतुप्' પ્રત્યયથી બન્નેની પ્રશસ્યતા પ્રતીત થાય છે.

આ રીતે હેમચન્દ્ર વ્યંજનાના સ્વીકાર માટે સિદ્ધાંતપક્ષ રચે છે, જેમાં અલબત્ત આનંદવર્ધન / અભિનવગુપ્ત / મમ્મટના વિચારોનું દોહન જરૂર છે, પણ વ્યક્તિવિવેકકાર મહિમાને ઘણે સ્થળે સમ્માન્ય ગણી સ્વીકારવા છતાં જરૂર પડે તેમને પડકારવાનો સાહસિક અભિગમ પણ અપનાવે છે.

ન્યૂનપદત્વની ચર્ચા મૂળમાં (પૃ. ૨૦૩, એજન) આગળ ચલાવતાં આચાર્યશ્રી નોંધે છે કે 'त्वयि निबद्धरतेः' (વિક્રમો. ૪/૨૯, શ્લોક ૨૧૩, પૃ. ૨૦૩, એજન ) વગેરેમાં ખરેખર તો 'अपराधस्य लवमपि' એમ કહેવું જોઈએ, જે નથી કહેવાયું; તેથી આ દોષ આવે છે. મમ્મટે આ વાત આ જ રીતે નોંધી છે જે હેમચન્દ્રે યથાતથ સ્વીકારી છે. 'नवजलधरः सन्नद्धोऽयं.' (પૃ. ૨૦૩,

શ્લોક ૨૧૪ એજન) વગેરેમાં આચાર્યશ્રી નોંધે છે કે, ભ્રાંતિ દૂર થતાં જેમ નવજલધર, સુરધનુ, તથા ધારાસાર એ ત્રણેયનો 'इदम्' સર્વનામથી પરામર્શ કરાયો છે, તે રીતે 'વિદ્યુત'નો પણ એ સર્વનામથી પરામર્શ થવો જોઈતો હતો. તેમ નથી થયું માટે દોષ આવે છે. કા૦પ્ર૦માં મમ્મટે આ ઉદાહરણ જુદા સંદર્ભમાં ટાંક્યું છે. પ્રસજ્યપ્રતિષેધમાં 'नञ्'ના ઉચિત પ્રયોગનું તે ઉદાહરણ છે. (પૃ. ૨૯૧, કા૦પ્ર૦, એજન). મમ્મટે જે ઉદાહરણને અમુક સંદર્ભમાં ઉચિત પ્રયોગવાળું અને તેથી અનુકરણીય તરીકે ઉલ્લિખિત કર્યું છે, તેને આચાર્યશ્રી હેમચન્દ્ર અહીં જુદા દૃષ્ટિકોણથી ન્યૂનપદત્વદોષથી યુક્ત માને છે અને તેની સ્વતંત્ર આલોચના કરે છે. **આ રીતે પોતાના આધારભૂત ઉપજીવ્ય-આલંકારિક વાગ્દેવતાવતાર મમ્મટથી પણ જુદા પડવાનું વિચારસ્વાતંત્ર્ય આચાર્ય હેમચન્દ્ર ધરાવે છે, જે ખૂબ નોંધપાત્ર છે. વળી, દોષવિષયક સમગ્ર ચર્ચામાં તેમણે કાલિદાસ કે બાણ જેવા લબ્ધપ્રતિષ્ઠ કવીશ્વરોની પણ કેટલીક વાર શેહશરમ જાળવી નથી અને તટસ્થ આલોચના કરીને જ્યાં તેમને દોષ જણાયો ત્યાં આંગળી મૂકીને બતાવ્યો છે.**

આગળ ચાલતાં 'संहयचक्काअजुआ०' વગેરે (શ્લોક ૨૧૫, પૃ ૨૦૫, એજન) ઉપમાના ઉદાહરણમાં કમળ અને મૃણાલની પ્રતિકૃતિરૂપ મુખ અને બાહુનું કોઈપણ પદથી ઉપાદાન કરાયું ન હોવાથી ન્યૂનપદત્વ દોષ આવે છે.

આ ન્યૂનપદત્વ ક્યારેક ગુણરૂપ બને છે એ સમજાવતાં મમ્મટને અનુસરીને (કા. પ્ર. પૃ. ૪૨૬, એજન) આચાર્ય હેમચન્દ્ર 'गाढालिङ्गन०' વગેરે ઉદાહરણ આપે છે. અહીં દોષ કેમ નથી થતો એ વિગત બન્ને આચાર્યો સમજાવતા નથી પણ ઝળકીકર પોતાની ટીકામાં નોંધે છે તે પ્રમાણે અહીં "मा, मा" સાથે 'आयासय' અને 'माति' સાથે 'पीडय' નથી, તેથી ન્યૂનત્વ જણાય છે, છતાં તે દોષરૂપ નથી કેમ કે, તેમના અધ્યાહારથી પ્રતીતિ જલદી સ્ફુટ થાય છે. (પૃ. ૪૨૬, કા. પ્ર., એજન).

ન્યૂનપદત્વ નથી ક્યારેક દોષરૂપ કે નથી ગુણરૂપ, એ સમજાવવા હેમચન્દ્ર 'तिष्ठेत् कोपवशात्' (પૃ. ૨૦૫, એજન) વગેરે ઉદાહરણ ટાંકે છે. તેમને મતે અહીં 'पिहिता' પછી 'नैतत् यतः' શબ્દો હોવા જરૂરી છે પણ તે પ્રયોજાયા નથી તેથી ન્યૂનત્વ છે પણ તેમના પ્રયોગથી કોઈ વિશેષ બુદ્ધિ નિષ્પન્ન થતી નથી તેથી તે ગુણરૂપ પણ નથી. તથા પાછળથી થતી પ્રતિપત્તિ, પહેલાં થયેલી પ્રતિપત્તિને બાધિત કરે છે, તેથી ત્યાં દોષ પણ નથી. મમ્મટે આ જ શબ્દોમાં આવી જ સમજૂતી આપી છે તે આચાર્યે અહીં યથાતથ ઉદ્ધૃત કરી છે.

આ સાથે ન્યૂનપદત્વની ચર્ચા પૂરી થાય છે. **આચાર્યશ્રી લબ્ધપ્રતિષ્ઠ કવિઓ તથા આલંકારિકોની સાથે કેવો વિવેકપૂર્વકનો અભિગમ ધરાવે છે, તે અહીં સ્ફુટ થાય છે.**

હવે **'અધિકપદત્વ'**નો વિચાર કરીશું. હેમચન્દ્રે અધિકપદત્વનું લક્ષણ નથી આપ્યું, અને તેનું ઉદાહરણ જેમ કે, 'स्फटिकाकृतिनिर्मलः' વગેરે (શ્લોક ૨૧૭ એજન), પણ કા. પ્ર. (પૃ. ૩૯૦, એજન) પ્રમાણે છે, જેમાં 'आकृति' શબ્દ અધિક મનાયો છે. મમ્મટ અધિકપદત્વની ચર્ચા આટલે જ પૂરી કરે છે , જ્યારે હેમચન્દ્ર તેને વિસ્તારથી હાથ ધરે છે. આચાર્યશ્રી પ્રમાણે 'नाडीजङ्घो०' વગેરે(નાગાનન્દ ૪/૧૫, શ્લોક ૨૧૮,એજન)માં 'तत्' શબ્દ અધિક છે, જ્યારે 'दलत्कन्दल०' (શ્લોક ૨૧૯, એજન) વગેરે શ્લોકમાં 'भाग्-'માંના 'भजिः' અને 'युजः'માંના 'युजिः' વિશે આધિક્ય જણાય છે. એ જ રીતે પૂર્વમેઘ. શ્લોક ૧૧, - 'बिसकिसलयच्छेदपाथेयवन्तः' અને કુમાર. ૫/૧૬, એટલે કે, 'त्वगुत्तरासङ्गवतीमधीतिनीम्' વગેરેમાં મત્વર્થીયનું આધિક્ય છે. આ મત્વર્થીય પ્રત્યયનો અર્થ હેમચન્દ્ર પ્રમાણે બહુવ્રીહિ સમાસથી જ સિદ્ધ થઈ જાય છે. કહ્યું છે કે, 'कर्मधारयमत्वर्थीयाभ्यां बहुव्रीहिर्लघुत्वात्प्रक्रमस्य.' એ જ રીતે, 'वासो जाम्बवपल्लवानि०' (બાલરામાયણ ૩/૬૧), 'तदीयमातङ्गघटाविघट्टितैः' (શિશુ. ૧/૬૪), અને 'येनाकुम्भनिमग्न०' (શ્લોક ૨૨૪ ) વગેરે ઉદાહરણોમાં 'तद्धित' પ્રત્યયનું આધિક્ય પ્રયોજાયું છે. તે દોષરૂપ છે, કેમ કે તદ્ધિત પ્રત્યયનો અર્થ ષષ્ઠી સમાસના આશ્રયણથી જ સરી જાય છે.

પણ જ્યાં અર્થાન્તર વિશે તદ્ધિતની ઉત્પત્તિ છે, ત્યાં સમાસથી તેની (= અર્થાન્તરની) પ્રતીતિ થતી નથી; તેવે સ્થળે તદ્ધિતનું આધિક્ય હોતું નથી જેમ કે, 'अथ भूतानि०' (કિરાત ૧૫/૧, શ્લોક ૨૨૫, એજન)માં તદ્ધિત અપત્યાર્થમાં છે, 'इदम्'ના અર્થમાં નહિ. જ્યારે 'किं पुनरीदृशे दुर्जाते...'' (હર્ષચરિત, ૬, શ્લોક ૨૨૬) વગેરેમાં 'क्रिया' અને 'करण'નું તથા 'अहिणव० व.' ઉપમાના ઉદાહરણમાં 'भमरगणा' એ ઉપમાનભૂત પદનું આધિક્ય છે, જે દોષરૂપ છે, કેમ કે, તેમાં ઉપમેયભૂત નીલરત્ન વગેરેનો નિર્દેશ નથી. આ જ રીતે , રઘુ૦ ૯/૮૯ 'अलिभिरञ्जनबिन्दु' વગેરેમાં 'तिलक' અને 'प्रमदा'માંથી એકનો સમાસોક્તિ વડે આક્ષેપ થઈ જતાં, બીજા પદની ઉક્તિમાં અધિકપદત્વ છે. અથવા રૂપકના ઉદાહરણ 'शोकानलधूम०' વગેરે(હર્ષચરિત, ૬; શ્લોક ૨૨૯ એજન)માં શોકનું તો કોઈ પણ સામ્યને કારણે 'अनल' દ્વારા રૂપણ ભલે થતું પણ 'धूम' માટે કોઈ રૂપ્ય વિગત નથી તેથી તેનો ઉલ્લેખ અધિકપદત્વ આણે છે. આ જ પ્રમાણે 'निर्मोकमुक्तिमिव गगनोरगस्य०' (હર્ષચરિત, ૧-શ્લોક ૨૩૦) વગેરેમાં રૂપક દ્વારા જ સામ્યનું પ્રતિપાદન થઈ જતું હોવાથી 'इव' શબ્દનું અહીં આધિક્ય છે.

સમાસોક્તિના ઉદાહરણ, જેમ કે, 'स्पृशति तिग्मरुचौ'० (શ્લોક ૨૩૧ એજન, હરવિજય ૩/૩૭) વગેરેમાં જેમ 'तिग्मरुचि' અને 'ककुभ्'ની સદૃશ વિશેષણથી તથા વ્યક્તિવિશેષના પરિગ્રહથી નાયકરૂપે અભિવ્યક્તિ થાય છે, એ રીતે ગ્રીષ્મ અને દિવસશ્રીનું પણ પ્રતિનાયિકારૂપે ગ્રહણ થશે. તેથી 'दयितया' એ પદ અધિક છે.

અન્યોક્તિના ઉદાહરણ જેમ કે, 'आहुतेषु' વગેરે (શ્લોક. ૨૩૨, એજન) (ભલ્લટ. ૬૯)માં 'अचेतन प्रभु'નું અપ્રસ્તુત વિશિષ્ટ / સામાન્ય દ્વારા અભિવ્યંજન થઈ જાય છે તેથી 'प्रभुमिव'માં અધિકપદત્વ છે. એ જ રીતે, 'द्रविणमापदि०' વગેરે(શ્લોક ૨૩૩, 'भल्लट' ૪)માં 'ભવદર્થ'નો અન્યોક્તિ દ્વારા આક્ષેપ થઈ જાય છે તેથી, 'भवानिव' એ પદનું આધિક્ય છે.

**મમ્મટની સરખામણીમાં આચાર્યશ્રીએ અધિકપદત્વની ખૂબ વિસ્તારથી ચર્ચા કરી છે, તથા કાલિદાસ, બાણ, માઘ, ભારવિ વગેરેની પણ ઉચિત સમીક્ષા કરી છે.** આ અધિકપદત્વ ક્યારેક ગુણરૂપ બને છે એ પણ તેઓ ચર્ચે છે, જેમ કે, 'यद्वञ्चनाहितमतिः०' (શ્લોક ૨૩૪ એજન, સુભાષિતાવલિમાંથી) વગેરેમાં બીજું 'विदन्ति' પદ અન્યયોગવ્યવચ્છેદ કરનાર છે તેથી અહીં, અધિકપદત્વ ગુણરૂપ બની જાય છે. મમ્મટે આ જ વાત, આ જ ઉદાહરણના સંદર્ભમાં, આ જ શબ્દોમાં કહી છે (પૃ. ૪૨૮, કા. પ્ર. એજન).

**ઉક્તપદત્વ** માટે મમ્મટ 'કથિતપદત્વ' એવી પરિભાષા યોજે છે. મમ્મટે તેની સમજૂતી આપી નથી જ્યારે હેમચન્દ્ર 'उक्तपदत्वं द्विः प्रयोगः' એમ સમજાવીને મમ્મટે આપેલું ઉદાહરણ જ, જેમ કે, 'अधिकरतलतल्प०' વગેરે (શ્લોક ૨૩૫ એજન) દોહરાવે છે. તેમાં 'लीला' પદ પુનઃ કહેવાયું છે, તેથી ઉક્તપદત્વનો દોષ આવે છે. આ દોષ લાટાનુપ્રાસમાં ગુણરૂપ બની જાય છે, જેમ કે 'जयति क्षुण्ण'० (શ્લોક ૨૩૬, એજન) વગેરેમાં શબ્દશક્તિમૂલધ્વનિના ઉદાહરણ 'ताला जयन्ति गुणा'० (શ્લોક ૨૩૭, એજન)માં પણ એવું જ છે, એ જ રીતે, જેનું વિધાન થયું છે તેના અનુવાદ્યત્વમાં, અર્થાત્ તેને અનુવાદરૂપે રજૂ કરવામાં પણ તે ગુણરૂપ બને છે, આવું 'जितेन्द्रियत्वं विनयस्य कारणं०' વગેરે (શ્લોક ૨૩૮, એજન)માં પણ બને છે. મમ્મટે આ જ વાત, આ જ ઉદાહરણના સંદર્ભમાં કહી છે કે, કથિતપદત્વ લાટાનુપ્રાસ અર્થાન્તરસંક્રમિતવાચ્ય અને વિહતના અનુવાદ્યત્વમાં ક્યારેક ગુણ બને છે. હેમચન્દ્ર અહીં મમ્મટનો અભિપ્રાય સ્વીકારે છે.

હેમચન્દ્ર ઘણી વાર મમ્મટને શબ્દશઃ સ્વીકારે છે પણ મમ્મટે દોષોના ગુણત્વની ચર્ચા અંતે આપી છે જ્યારે આચાર્યશ્રીએ જે તે દોષના અનુસંધાનમાં જ આવી જે તે દોષના ગુણત્વની ચર્ચા આપી દીધી છે જે વિગત યોજનાની દૃષ્ટિએ વધુ યુક્તિયુક્ત જણાય છે.

**અસ્થાનપદત્વનું** લક્ષણ હેમચન્દ્ર આપતા નથી. ઉદાહરણ મમ્મટ પ્રમાણે, 'प्रियेण संग्रथ्य०' વગેરે (શ્લોક ૨૩૯ એજન) આપે છે. અહીં 'स्रजं काचिन्न जहौ' એમ કહેવું જોઈએ. કવિએ 'स्रजं न काचिद्विजहौ' કહ્યું છે. મમ્મટ નોંધે છે કે, 'काचिन्न विजहौ' કહેવું જોઈએ. કવિએ 'न' ખોટી જગ્યાએ પ્રયોજ્યો છે. આ પછી હેમચન્દ્ર આ દોષની ચર્ચામાં થોડો વધુ વિસ્તાર કરે છે, જે મમ્મટમાં નથી.

હેમચન્દ્ર પ્રમાણે 'द्वयं गतं संप्रति०' વગેરેમાં 'त्वं' શબ્દ પછી 'च' આવવો જરૂરી છે. પણ તેવું નથી માટે દોષ છે. 'शक्तिर्निस्त्रिंशजेयं०' વગેરે(શ્લોક ૨૪૧, એજન)માં 'प्रोच्चेवेत्थं'ને સ્થાને 'इत्थं प्रोच्येव' એવી રચના ન્યાય્ય છે. द्वयं गतं० વગેરે ઉદાહરણ માટે આચાર્યે 'વિવેક'માં થોડો વધુ વિમર્શ કર્યો છે. તેઓ જણાવે છે કે, 'च'કાર એ સમુચ્ચયનો દ્યોતક છે, અને જે સમુચ્ચીયમાન વિગત હોય તેની પછી તરત જ તેનો પ્રયોગ થવો જોઈએ,. મૂળ ગ્રંથમાં આગળ ચાલતાં હેમચન્દ્ર નોંધે છે કે, 'लग्नं रागावृताङ्ग्याः०'(શ્લોક ૨૪૨, એજન)માં 'श्रीनियोगात् इति'ને સ્થાને 'इति श्रीनियोगात्' હોવું જરૂરી છે. એ જ રીતે, રઘુ. ૧૬/૧૩ 'तीर्थे तदीये०' (શ્લોક ૨૪૩ એજન) વગેરેમાં જેનો પરામર્શ કરવાનો છે એ વિગત નિર્દેશ્યા વગર જ 'तद्' વડે તેનો પરામર્શ કરાયો છે તેમાં અસ્થાનસ્થપદત્વ દોષ આવે છે. મમ્મટે 'लग्नं रागावृताङ्ग्याः०' તથા 'शक्तिर्निस्त्रिंश०' વગેરે ઉદાહરણોને અનુક્રમે **ગર્ભિતત્વ** અને **અક્રમતા**નાં ઉદાહરણ તરીકે સમજાવ્યાં છે. હેમચન્દ્ર એ જ ઉદાહરણોમાં જુદો દોષ જુએ છે.

'तीर्थे तदीये.' વગેરે ઉદાહરણને મહિમા વ્યક્તિવિવેક(પૃ. ૩૨૩, એજન)માં ક્રમભેદના ઉદાહરણ તરીકે આપે છે. હેમચન્દ્રે આ વાત સીધે સીધી સ્વીકારી છે, જો કે તેઓ તેને 'અસ્થાનસ્થપદ' એવું નામ આપે છે. હેમચન્દ્રે વિવેકમાં (પૃ.૨૧૧, એજન), વ્યક્તિવિવેક ૨/૩૩-૩૬ એ ચાર કારિકાઓ ઉદ્ધૃત કરી છે. 'लग्नं रागावृताङ्ग्याः०' વગેરેમાં પોતે 'इति श्रीनियोगात्' હોવું જોઈએ એમ જણાવ્યું હતું તેના સંદર્ભમાં આચાર્યે આ કારિકાઓ અહીં રજૂ કરી છે તે પ્રમાણે 'इति' શબ્દનું પ્રયોજન, (કોઈ અન્ય વ્યક્તિએ કરેલા) કથનના અનુવાદ(= અનુકથન)ને જુદું પાડીને બતાવું હોય તે માટે પ્રયોજાય ત્યારે તેના પહેલા કથન(અનુવાદાત્મક ઉક્તિ)થી જુદું કોઈ પદ ન હોય. 'इति' ઉપાધિ છે. આથી તે પોતાની શક્તિ પોતાના નિકટના પૂર્વવર્તી ઉપર નાંખે છે. (એના દ્વારા કથનાંશથી અતિરિક્ત) બીજા પદનો અવચ્છેદ માન્ય નથી હોતો. 'इति'ની માફક એના જેવા અર્થના વાચક અન્ય 'एवम्' વગેરે અવ્યયોની સ્થિતિ પણ તેવી જ જાણવી, કેમ કે, 'च' આદિની માફક તે જેમની પાછળ આવે છે તેમના અર્થને જ અવચ્છિન્ન કરે છે. અન્યથા સામંજસ્ય બનતું નથી (કારિકા,૨/૩૩-૩૬; વ્યક્તિવિવેક પૃ. ૩૩૧, એજન).

**હેમચન્દ્ર કહે છે કે, આથી (મમ્મટની માફક) અક્રમત્વને પૃથગ્ (વાક્યગત) દોષ તરીકે ગણાવવો જોઈએ નહિ, કેમ કે, તેનો અસ્થાનપદત્વમાં જ અંતર્ભાવ થઈ જાય છે.**

આગળ મૂળમાં (પૃ. ૨૧૨, એજન) હેમચન્દ્ર નોંધે છે કે, 'कष्टा वेधव्यथा'(શ્લોક ૨૪૪)માં 'श्रवणानां' એ પદ પૂર્વાર્ધમાં મુકાવું જોઈએ, કેમ કે કાવ્યાલંકાર સૂત્રવૃત્તિ ૫/૧/૬ પ્રમાણે 'नार्धे किञ्चिदसमाप्तं वाक्यम्' એવો કવિસમય છે.

એ જ રીતે 'पत्तनिअंबण्णंसा०' (શ્લોક. ૨૪૫ એજન) વગેરેમાં જે ઉત્પેક્ષા છે તેમાં 'रोदनं'

અને 'बंधनभयं' એ બન્ને ઉત્પ્રેક્ષિત કરાયાં છે. તેમાં પ્રાધાન્યને કારણે રોદનના અભિધાયક પદ પછી જ ઉત્પ્રેક્ષાવાચક પદ પ્રયોજવું જોઈએ. તે અન્યત્ર પ્રયોજાયું છે તેથી 'અસ્થાનસ્થપદ' દોષ આવે છે. પ્રધાન વિગત ઉત્પ્રેક્ષિત ન થતાં તે સિવાયનું બીજું અર્થમાંથી આપોઆપ જ ઉત્પ્રેક્ષિત થઈ જાય છે, જેમ કે કહ્યું છે કે,

'एकत्रोत्प्रेक्षितत्वेन यत्रार्था बहवो मताः ।'
'तत्रेवादिः प्रयोक्तव्यः प्रधानादेव नान्यथा ॥' (પૃ. ૨૧૩, એજન)

હેમચન્દ્રે મમ્મટને મુકાબલે અસ્થાનસ્થપદત્વનો વિસ્તારથી વિમર્શ કર્યો છે પણ તેઓ અને મમ્મટ બન્ને મહિમાના નિરૂપણને નજરમાં રાખીને જ આગળ વધે છે. વાસ્તવમાં બહિરંગ દોષોના વિમર્શમાં તેમ કર્યા વગર છૂટકો જ નથી. **મમ્મટની દોષ વિચારણાની આચાર્ય સૂક્ષ્મ સમીક્ષા કરતા જ રહે છે**. આ વિગત ઉપર નોંધ્યું તેમ 'અક્રમત્વ'ને પૃથગ્દોષ ન ગણવો એ મુદ્દામાં સ્પષ્ટ થાય છે. **આવી જ રીતે, મમ્મટે ગણાવેલ અર્ધાન્તરૈકવાચકત્વ દોષને પણ આચાર્ય પૃથગ્ દોષ તરીકે સ્વીકારતા નથી.**

એ પછી, 'पतत्प्रकर्षत्त्व'ની ચર્ચા આચાર્ય કરે છે. તેનું કોઈ લક્ષણ આચાર્ય આપતા નથી, પણ મમ્મટે આપેલું ઉદાહરણ જ, જેમ કે, 'कः कः कुत्र०' (શ્લોક ૨૪૬, એજન) તેઓ ટાંકે છે. હેમચન્દ્ર સમજાવે છે કે, અહીં ક્રમે ક્રમે અનુપ્રાસ વધારે સઘન બનાવવો જોઈએ. મમ્મટે તો દોષની કે ઉદાહરણની કોઈ સમજૂતી આપી નથી. આ દોષ ક્યાંક ગુણ બને છે, તે મમ્મટ પ્રમાણે આચાર્ય સમજાવે છે અને મમ્મટનું જ 'प्रागप्राप्त०' (શ્લોક ૨૪૭, એજન) વગેરે ઉદાહરણ તેઓ ટાંકે છે. આચાર્યશ્રી સમજાવે છે કે, અહીં ક્રોધના અભાવમાં 'पतत्प्रकर्षकत्व' દોષ થતો નથી. મમ્મટે કોઈ સમજૂતી આપી નથી.

**સમાપ્તપુનરાત્તત્વ દોષની** સમજૂતી કે લક્ષણ હેમચન્દ્ર કે મમ્મટ આપતા નથી, ફક્ત ઉદાહરણ જ આપે છે. તેમાં અમુક વિગતમાં વિશેષણો અપાયાં પછી કોઈ બીજી નોંધ કવિ કરે અને વળી પાછાં થોડાં બીજાં વિશેષણો લાદે. આમ કરવાથી આ દોષ આવે છે. 'ज्योत्स्नां लिम्पति०' (શ્લોક ૨૪૮, એજન) વગેરે ઉદાહરણ ટાંકી આચાર્ય સમજાવે છે કે, અહીં 'चूडामणेः' એ સ્થળે વાક્ય સમાપ્ત થયા પછી 'तारत्त्वं०' વગેરે જે પૂંછડી જેવું છે (=થોડું વધારાનું છે) તેનું ફરી ગ્રહણ કરવામાં આવે છે, જે ચમત્કાર સર્જતું નથી. મમ્મટે તો પોતાનું ઉદાહરણ સમજાવ્યું નથી.

સમાપ્તપુનરાત્તત્વ ક્યારેક નથી ગુણરૂપ કે નથી દોષરૂપ, એ વાત મમ્મટ પ્રમાણે, 'प्रागप्राप्त०' વગેરે (શ્લોક. ૨૧૩) ઉદાહરણ ફરી ઉદ્ધૃત કરી હેમચન્દ્ર સમજાવે છે, પણ એક

વિશેષ સ્પષ્ટીકરણ ઉમેરતાં કહે છે કે, જ્યાં માત્ર વિશેષણ આપવા માટે જ નહિ, પણ વાક્યાર્થાન્તર - એટલે કે, બીજા વાક્યાર્થ માટે જ્યાં પુનર્ગ્રહણ થાય ત્યાં તે નથી દોષરૂપ કે, નથી ગુણરૂપ. **આચાર્યશ્રી મમ્મટે અધ્યાહૃત રાખેલ વિગતોનું સ્ફુટીકરણ કરે છે. તેથી સહૃદય વાચકોને તથા નવીનોને વધુ આનંદ અને લાભ મળે છે.** આનંદવર્ધનના વિચારોને જેમ અભિનવગુપ્ત લોચનમાં સ્ફુટ કરીને અનુરણિત કરે છે, એવું જ મૂલ્ય હેમચન્દ્રની આવી સમજૂતીઓનું લેખી શકાય.

મમ્મટના ઉપહતવિસર્ગત્વ અને **લુપ્તવિસર્ગત્વ એ બે દોષો હેમચન્દ્ર લુપ્તવિસર્ગત્વ દોષમાં આવરી લે છે.** ઉત્વને પ્રાપ્ત વિસર્ગ હોય તથા વિસર્ગનો 'ओ' થઈ જવાથી અને લુપ્ત વિસર્ગ પ્રાપ્ત થવાથી આ દોષ આવે છે, જેમ કે "धीरो विनीतो०" વગેરે(શ્લોક ૨૪૯, એજન)માં આ દોષ હેમચન્દ્ર મમ્મટ પ્રમાણે ચર્ચે છે.

**હતવૃત્તની** ચર્ચા પણ મુખ્યત્વે મમ્મટ પ્રમાણે જ કરતાં આચાર્યશ્રી નોંધે છે કે, આ દોષ ત્રણ પ્રકારે થાય છે—લક્ષણચ્યુત, યતિભ્રષ્ટ, અને લક્ષણનું અનુસરણ કરવામાં આવે તો પણ અશ્રવ્ય, જેમ કે, અપ્રાપ્તગુરુભાવાન્તલઘુ = જેમાં અંતનો લઘુસ્વર ગુરુ બનતો નથી, તથા રસને વિશે અનનુગુણ = અનુગુણ નહિ - તેવો વૃત્તપ્રયોગ આને 'हतवृत्त' કહે છે. 'अयि पश्यसि०' (શ્લોક ૨૫૦. એજન) વગેરેમાં વૈતાલીયવૃત્તમાં છ લઘુ અક્ષરોનું નૈરન્તર્ય નિષિદ્ધ છે તેથી તે **'લક્ષણચ્યુત'**નું ઉદાહરણ છે. 'एतासां राजति०' વગેરે(શ્લોક ૨૫૧)માં ચોથા અને છઠ્ઠા અક્ષર પછી 'યતિ' મુકાવો જોઈએ, પણ તેમ ન થવાથી યતિભ્રષ્ટદોષ છે. હેમચન્દ્ર જણાવે છે કે, આ અપવાદ પોતે છન્દોનુશાસનમાં નિરૂપિત કર્યો છે તેથી અહીં વિસ્તાર થતો નથી.

**અશ્રવ્યનું** ઉદાહરણ છે, 'अमृतममृतं०' (શ્લોક ૨૫૩ એજન) વગેરે તેમાં 'यदिहान्यत् स्वादु-ते अश्रव्य' છે. 'अन्यास्ता०' વગેરે (શ્લોક ૨૫૪) ઉદાહરણમાં 'वस्त्राणि च' ને સ્થાને 'वस्त्राण्यपि' પાઠ લેવામાં આવે તો લઘુ પણ ગુરુ થઈ જાય. પણ 'वस्त्राणि च'માં અન્તનો લઘુ ગુરુભાવ પામતો ન હોવાથી દોષરૂપ છે.

'हा नृप ! हा बुध !' વગેરે (શ્લોક ૨૫૫, એજન)માં જે વૃત્તનો ઉપયોગ થયો છે તે હાસ્યરસનો વ્યંજક હોવાથી પ્રસ્તુત એવા કરુણરસ, વિશે અનનુગુણ જણાય છે, તેથી 'હતવૃત્ત' દોષ અહીં સાકાર થાય છે. **મમ્મટની સરખામણીમાં આચાર્યશ્રીની ચર્ચા વધારે સ્પષ્ટ છે.**

**સંકીર્ણત્વ દોષ** ત્યારે જણાય જ્યારે એક અલગ વાક્યનાં પદો બીજા અલગ વાક્યનાં પદો સાથે ભેળસેળ પામે. મમ્મટ આવી જ સમજૂતી આપે છે. જો કે, તેમનું ઉદાહરણ જુદું છે. હેમચન્દ્ર પ્રમાણે, 'कायं खायइ०' વગેરે (શ્લોક ૨૫૬ એજન) ઉદાહરણમાં 'काकं क्षिपति, क्रूरं खादति,

कण्ठे नप्तारं गृह्णाति, श्वानं भेषयति' એમ કહેવું જોઈએ. તેને બદલે જુદાં જુદાં વાક્યોનાં પદો, જુદાં જુદાં વાક્યોમાં ઘૂસી ગયાં છે. મમ્મટ પ્રમાણે 'क्लिष्ट' દોષથી 'संकीर्णत्व'નો ભેદ તારવતાં આચાર્યશ્રી નોંધે છે કે, એક જ વાક્યમાં આવા ગોટાળા જણાય ત્યાં ક્લિષ્ટત્વ આવે છે, જ્યારે અહીં અનેક વાક્યોની વાત છે. સંકીર્ણત્વ પણ ક્યારેક ગુણરૂપ બને છે એ વાત મમ્મટે બતાવી નથી પણ હેમચન્દ્ર કહે છે કે, ક્યારેક ઉક્તિ / પ્રયુક્તિમાં તે ગુણ બને છે, જેમ કે 'बाले, नाथ ! विमुञ्च मानिनि रुषं०' વગેરે(શ્લોક ૨૫૭, એજન)માં.

**"ગર્ભિતત્વ"**ની સમજૂતી હેમચન્દ્ર મમ્મટને અનુસરીને જ આપે છે. જ્યારે વાક્યની વચ્ચે વાક્યાન્તરનો અનુપ્રવેશ થાય, ત્યારે ગર્ભિતત્વ દોષ થાય છે. 'परापकारनिरतैः०'(શ્લોક ૨૫૮)માં ત્રીજું ચરણ વાક્યાન્તરની વચ્ચે પ્રવેશેલું સ્વતંત્ર વાક્ય છે, જે દોષરૂપ છે. મમ્મટ પણ આ જ ઉદાહરણ ટાંકે છે. મમ્મટ અને હેમચન્દ્ર બન્ને નોંધે છે કે, ગર્ભિતત્વ ક્યારેક ગુણ બને છે, જો કે, બન્નેનાં ઉદાહરણો જુદાં છે.

**ભગ્નપ્રક્રમત્વની** ચર્ચા આચાર્યશ્રી ખૂબ વિસ્તારથી કરે છે, જેમાં 'વિવેક'ની નોંધનો પણ સમાવેશ થાય છે. મમ્મટે પણ આ દોષમાં થોડો વિસ્તાર કર્યો છે. આ બન્ને આચાર્યો ઉપર મહિમાનો પ્રભાવ સ્પષ્ટ છે. હેમચન્દ્ર પ્રમાણે પ્રસ્તુત વિગતનો ભંગ થવાથી 'ભગ્નપ્રક્રમત્વ' દોષ આવે છે. મમ્મટ પ્રમાણે, "જેમાં પ્રક્રમ એટલે કે પ્રસ્તાવનો ભંગ થાય છે", તે 'ભગ્નપ્રક્રમ' એમ સમજાવે છે. મહિમભટ્ટે (પૃ.૨૮૭-૩૨૦, વ્યક્તિવિવેક એજન) અતિવિસ્તારથી આ દોષ સમજાવ્યો છે. તેમાં પ્રકૃતિ-પ્રક્રમભેદ, સર્વનામ પ્રક્રમભેદ, પ્રત્યયપ્રક્રમભેદ, પર્યાયપ્રક્રમભેદ, વિભક્તિપ્રક્રમભેદ, ઉપસર્ગ પ્રક્રમભેદ, વચનપ્રક્રમભેદ, તિઙ્-પ્રક્રમભેદ, કાલપ્રક્રમભેદ, કારકશક્તિપ્રક્રમભેદ, શાબ્દપ્રક્રમભેદ, આર્થપ્રક્રમભેદ, તથા વસ્તુપ્રક્રમભેદ અને કર્તૃપ્રક્રમભેદનો સમાવેશ થાય છે. કર્તૃભેદની ગુણતા પણ સ્પષ્ટ કરવામાં આવી છે. મહિમા જણાવે છે કે, પ્રક્રમભેદ પણ શબ્દગત અનૌચિત્ય છે. આ પ્રક્રમભેદ યથાપ્રક્રમ એક રસ વિશે પ્રવૃત્ત થયેલી પ્રતિપત્તિની પ્રતીતિને જાણે કે ખાડામાં ધકેલવાનો ખેદ આપતો રસભંગમાં પરિણમે છે અને વળી બધે જ શબ્દાર્થ વ્યવહારમાં વિદ્વાનો વડે પણ લૌકિક ક્રમનું અનુસરણ થવું જોઈએ અને લોક તો 'રસાસ્વાદમાં પરિમ્લાનતા ન થાય' (એમ વિચારીને) પ્રક્રમ પ્રમાણે જ 'यथाप्रक्रमं एव' આ(લૌકિક ક્રમ)નો આદર કરે છે; અન્યથા નહિ. **આવી લાંબી સમજૂતી મમ્મટ કે હેમચન્દ્ર આપતા નથી પણ એમને પણ બરાબર આ જ અભિમત છે, એ નિર્વિવાદ છે.**

હેમચન્દ્ર પહેલું ઉદાહરણ આપે છે, 'एवमुक्तो मन्त्रिमुख्यैः०' (શ્લોક ૨૬૦, એજન) વગેરે. અહીં શરૂઆતમાં 'उक्तः' એવો પ્રયોગ, 'वच्'નો કર્યા પછી પાછળથી 'प्रत्यभाषत - प्रति + √भाष्'-નો પ્રયોગ થયો છે, જેથી ભગ્નપ્રક્રમત્વ આવે છે. અહીં 'प्रकृति' ગત ભગ્નપ્રક્રમત્વ છે,

એમ નોંધીને હેમચન્દ્ર જણાવે છે કે, 'प्रत्यवोचत' એવો પ્રયોગ યોગ્ય લેખાત. આ બધું મહિમા (પૃ.૨૯૦, વ્યક્તિવિવેક એજન) પ્રમાણે છે. વિવેકમાં હેમચન્દ્ર નોંધે છે કે, પ્રસ્તુતનો ભંગ આ રીતે થાય છે, જેમ કે, ક્રમને અનુસરીને ('प्रक्रमम्') એક રસને વિશે પ્રવર્તિત થયેલી પ્રતિપત્તિની પ્રતીતિને જાણે કે રુંધતો હોય તેવો (પ્રક્રમના ભંગનો પ્રયોગ) પરિસ્ખલન=ખાડામાં ગબડી પડવાનો ખેદ આપનાર બને છે, જે રસભંગમાં પર્યવસાન પામે છે. આ શબ્દો 'प्रक्रममेकरसप्रसृतां प्रतिपत्तृप्रतीतिं रुन्धान इव परिस्खलनखेददायी रसभङ्गाय पर्यवस्यतीत्यर्थः ।' (વિવેક, પૃ. ૨૧૬, એજન) સીધા મહિમભટ્ટમાંથી હેમચન્દ્રે લીધેલા છે. 'प्रत्यवोचत' એ વધુ ઠીક રહે એવું 'વિવેક'માં પણ આચાર્ય નોંધે છે અને આગળ જે ચર્ચા કહે છે તે પણ શબ્દશઃ વ્યક્તિવિવેક (પૃ. ૨૮૮, પૃ. ૨૯૦, એજન) પ્રમાણે જ છે. **ડૉ. કુલકર્ણી સાહેબે કે પ્રો.પરીખ સાહેબે આ મૂળ સ્રોતને નામ દઈને બતાવ્યો નથી.** આચાર્યશ્રી નોંધે છે કે, આ પ્રકારના 'प्रक्रम-अभेद' એટલે કે, 'प्रत्यवोचत' એવો પાઠ કરવાથી પ્રાપ્ત થતો 'प्रक्रम अभेद' એ એક પ્રકારનું શબ્દગત ઔચિત્ય જ છે, અને તે વિધ્યનુવાદભાવના જેવું જ મનાયું છે. જેમ કે, 'ताला जाअन्ति गुणा०' (શ્લોક, ૨૩૭ એજન, અહીં વિવેકમાં ફરી ઉલ્લિખિત, પૃ. ૨૧૬, એજન, વિવેક) વગેરેમાં, તથા 'एमेअ जणो०' વગેરેમાં. અહીં કેવળ ઉત્કર્ષ અને અપકર્ષની વિવક્ષાથી એક જ શબ્દનો બે વાર પ્રયોગ કરીને વિધ્યનુવાદભાવ બનાવાયો છે. (એ માટે અર્થભેદની કલ્પના કરી, જો કે વાસ્તવમાં અર્થ એક જ હતો.) આથી આને પણ 'प्रक्रम-अभेद,'(=પ્રક્રમ ન તૂટવા)નો પ્રકાર જ માનવો જોઈએ. કેવળ પર્યાયગત, પ્રક્રમભેદ આવી જાય છે, જે દૂર કરવા, 'शशिबिम्बं,'ને સ્થાને 'चन्दमिण (=चन्द्रमसं)' એમ પાઠ ફેરવવો જોઈએ. આમ કરવાથી બીજાઓ માને છે તેમ, એટલે કે વામન (કા.સૂ.વૃ. ૫/૧/૧) માને છે કે - 'नैकं पदं द्विः प्रयोज्यं प्रायेण' તેમ શબ્દપુનરુક્તિનો દોષ આવશે નહિ, કેમ કે, બન્નેનો વિષય ભિન્ન છે. શબ્દપુનરુક્તિ દોષનો વિષય તો 'ઉદ્દેશ્ય-પ્રતિનિર્દેશ્યભાવ'નો અભાવ છે. જ્યારે, આચાર્યશ્રી ઉમેરે છે કે, ઉદ્દેશ પ્રમાણે પ્રતિનિર્દેશ ન કરવો એ ભગ્નપ્રક્રમત્વનો વિષય છે. **આ બધા જ શબ્દો અક્ષરશઃ મહિમાના છે, છતાં આચાર્યશ્રીએ વ્યક્તિવિવેકમાં આપેલાં વધારાનાં ઉદાહરણો ટાળીને સંક્ષેપ સાધી 'વિવેક' પ્રગટાવ્યો છે.**

આ પછી મહિમા જેને સર્વનામ-પ્રક્રમભેદ કહે છે, એ પ્રકારનો, નામનિર્દેશ કર્યા વગર, હેમચન્દ્ર એ જ ઉદાહરણ, જેમ કે, 'ते हिमालयमामन्त्र्य०' (શ્લોક ૨૯૧, એજન) વગેરે આપીને સમજાવે છે કે અહીં, 'तद्विसृष्टाः' ને સ્થાને 'अनेन विसृष्टाः' એમ વાંચવું જોઈએ. મમ્મટે પણ આ ઉદાહરણ ટાંકીને આ જ રીતે સમજાવ્યું છે. મહિમભટ્ટ નોંધે છે કે (પૃ. ૨૯૨, વ્યક્તિવિવેક, એજન), ભગવાન શિવને 'इदम्' સર્વનામ વડે ('अस्मै' પદથી ) એક વાર ઉલ્લેખીને પછી 'तत्' વડે તેમનો પરામર્શ કરવો યોગ્ય નથી કેમ કે, 'इदम्' અને 'तत्' તે 'દેવદત્ત' અને 'યજ્ઞદત્ત' એમ બે શબ્દોની માફક ભિન્નાર્થક છે. આ નોંધ હેમચન્દ્ર કે મમ્મટ આપતા નથી.

એ પછી, મહિમાના વિભક્તિ-પ્રક્રમભંગનો (વ્યક્તિવિવેક, પૃ. ૨૯૭, એજન) નામોલ્લેખ કર્યા વગર જ એનું એ જ ઉદાહરણ, જેમ કે, 'धैर्येण विश्वास्यतया०'(શ્લોક ૨૬૨, એજન) વગેરે હેમચન્દ્ર ટાંકે છે. અહીં 'तीव्रेण विद्वेषिभुवागसा च' એમ પાઠ રાખવો જરૂરી છે, તથા 'विद्वत्सु वीर्यं तनये मघोनः' એવો પાઠ જરૂરી છે. મૂળ 'तीव्रात्' અને 'सुते'માં વિભક્તિપ્રક્રમદોષ આવે છે. એ જ રીતે, 'बभूव भस्मैव.' (શ્લોક ૨૬૩, એજન) વગેરેમાં પણ 'गजाजिनस्यैव दुकूलभावः-'ને સ્થાને 'गजेन्द्रचर्मैव दुकूलमस्य' એવો પાઠ રાખવાથી વિભક્તિપ્રક્રમભેદ ટાળી શકાશે. આ ઉદાહરણ પણ વ્યક્તિવિવેક (પૃ. ૨૯૮, એજન) પ્રમાણે જ છે.

**આચાર્ય હેમચન્દ્રે મહિમભટ્ટે આપેલા પેટા પ્રકારોના નામોલ્લેખ મહિમા પ્રમાણે નથી કર્યા એટલું જ નહિ, પણ જે ક્રમમાં વ્યક્તિવિવેકમાં પેટાભેદો ચર્ચાયા છે, તે ક્રમ પણ સાચવ્યો નથી. આનાથી કોઈ નવીનતા કે મૌલિકતા તેઓ સાધી શક્યા નથી જ, એ નિર્વિવાદ છે. અલબત્ત, મમ્મટને મુકાબલે મહિમાના વિશેષ અવલંબનને કારણે વિસ્તાર વધારે થયો છે.**

કાલ વિશેષ-પ્રક્રમભંગ(વ્યક્તિવિવેક, પૃ. ૩૦૧, એજન)નો નામોલ્લેખ કર્યા વગર જ મહિમાનું જ ઉદાહરણ 'सस्नुः पयः०'(શ્લોક ૨૬૪, એજન)વગેરે હેમચન્દ્ર ટાંકે છે. અહીં जक्षुर्बिसं धृतविकासिबिसप्रसूनाः ને સ્થાને विकचमस्य दधुः प्रसूनम् એમ વાંચવું વધુ યોગ્ય છે. મહિમા એમ વિચારે છે કે અહીં 'सस्नुः' દ્વારા (लिट्लकार) પરોક્ષ ભૂતકાળ શરૂ કર્યો છે ને 'नेजन' વગેરેમાં 'अनेनिजुः' વગેરેમાં અનદ્યતન ભૂતકાળ વાપરી બદલી નાખ્યો છે. તેથી કાલવિશેષ અંગેનો પ્રક્રમ ભંગ પણ આવે છે. પણ હેમચન્દ્ર વિવેકમાં (પૃ. ૨૧૭, એજન) આનો અસ્વીકાર કરતાં જણાવે છે કે, કાલવિશેષ કેવળ વિવક્ષામાત્રભાવી છે. જેથી અનવસ્થિત હોવાથી આ દોષ કલ્પવાની જરૂર નથી. આચાર્યને મતે તો આ ઉદાહરણ 'प्रसूनाः'માં વિભક્તિ-પ્રક્રમભેદનું છે, જે 'प्रसूनम्' વગેરે પાઠફેર કરવાથી દૂર થાય છે.

જો કે, મહિમભટ્ટ પોતે જ જણાવે છે (પૃ. ૩૦૨, એજન) કે, - 'અથવા, આ દોષ માનવો જોઈએ નહિ; કારણ કે, કાલમાં વિશેષતા ફક્ત (કવિ) વિવક્ષાથી જ આવે છે. આથી એવો કોઈ નિશ્ચિત નિયમ નથી હોતો. જેમ કે, કહ્યું છે કે, (પતંજલિ, મહાભાષ્ય) - 'પરોક્ષ વિગત ( જે પ્રત્યક્ષ નથી તેવી વિગત) લોકોમાં વિજ્ઞાત હોય, પ્રયોગ કરનાર તેને જોઈ શકતો હોય, તો તે (પ્રયોજનાર માટે) દર્શનયોગ્ય હોઈ પરોક્ષની વિવેક્ષા ન હોવાથી, 'लङ्' અનદ્યતનભૂતનો જ પ્રયોગ કરાય છે. જેમ કે, 'अजयत् जयन्तः भूतानि' આ સિવાય પરોક્ષતર અથવા દર્શનની અવિષયતા હોવાથી અથવા ન હોવાથી પણ અવિવક્ષા થાય છે, જેમ કે, 'अनुदरा कन्या इति'. અહીં 'अजयत्'માં પરોક્ષ જય પણ દર્શનયોગ્ય હોવાથી પરોક્ષરૂપે મનાયો નથી, તેથી 'लिट्' લકારનો પ્રયોગ નથી થયો; વિદ્યમાન વસ્તુની પણ અવિવક્ષા થાય છે તેનું ઉદાહરણ

'अनुदरा कन्या' છે; અહીં કોઈ દોષ નથી.

મહિમાએ પ્રત્યય-પ્રક્રમભંગનું ઉદાહરણ 'यशोऽधिगन्तुं०' વગેરે (વ્યક્તિવિવેક, પૃ. ૨૯૪, એજન) આપ્યું છે તે ટાંકીને (શ્લોક ૨૬૫, એજન) આચાર્યશ્રી જણાવે છે કે, અહીં 'सुखलिप्सया' ને સ્થાને 'सुखमीहितुं' એવો 'તુમુન્'નો પ્રયોગ જ ઇષ્ટ હતો. 'તૃતીયા'નો પ્રયોગ બરાબર નથી. મહિમાએ અહીં 'વા' શબ્દનો પ્રયોગ પણ દોષયુક્ત ગણ્યો છે, જે આચાર્ય નોંધતા નથી. મમ્મટે પણ 'यशोऽधिगन्तुं०' વ द्वन्द्व ઉદાહરણના સંદર્ભમાં ઉપર મુજબ નોંધ આપી છે કે, 'वा' શબ્દનો 'च' શબ્દની માફક સંદર્ભ વગર પ્રયોગ કરવો એ પણ દોષ છે. 'वा' અને 'च' એ પદાર્થોના સમુચ્ચયમાં પ્રયોજાય છે, જે પદાર્થો સમકક્ષ હોય. અહીં 'सुखमीहितुं वा' વ द्वन्द्वમાં પદાર્થો સમકક્ષ છે તેથી 'वा'નો પ્રયોગ નિર્દોષ છે. તેવી જ રીતે, 'रुदता कुत एव०' (શ્લોક ૩૪૩, વિવેક, પૃ. ૨૧૮ એજન) વગેરેમાં 'कुत एव तु सानुरोदनात्' એ પાઠ બરાબર છે. આ વિગત મહિમા (પૃ. ૨૯૩, એજન) આ જ રીતે સમજાવે છે જે આચાર્ય સ્વીકારે છે. તે પ્રમાણે અહીં એક પ્રત્યય ('रुदता'માં શતૃ પ્રત્યય) કર્તાનું વિશેષણ બનાવીને ક્રિયામાં અન્વિત થાય છે, જ્યારે બીજો પ્રત્યય ('अनुमृति'નો 'क्ति') સાક્ષાત્ અન્વિત થાય છે, તેથી પ્રત્યયપ્રક્રમભેદ થાય છે તેવું મહિમા માને છે. હેમચન્દ્ર આ વિગત 'વિવેક'માં સમાવે છે. આગળ મહિમા પ્રમાણે જ (વ્યક્તિવિવેક પૃ. ૨૦૫, એજન, અને 'વિવેક' પૃ. ૨૧૮, -૯ એજન) આચાર્યશ્રી નોંધે છે કે, આ પ્રત્યય-પ્રક્રમભેદદોષ' पृथ्वि ! 'स्थिरीभव०' (શ્લોક ૩૪૪, 'વિવેક'માં) વગેરે ઉદાહરણમાં નથી જણાતો કેમ કે, કવિએ અહીં પૃથ્વી વગેરે વિષયમાં આજ્ઞારૂપ પદાર્થ (प्रैषलक्षणोऽर्थः) શરૂ કર્યો. તેનો પ્રત્યય બદલવા છતાં નિર્વાહ થાય છે કેમ કે, આજ્ઞાર્થક પદોનું ઉપાદાન ઉદ્દેશ્ય-પ્રતિનિર્દેશ્ય-ભાવથી નથી કરાયું. આથી આવે સ્થળે પ્રત્યયપ્રક્રમભેદ દોષ જણાતો નથી.

'उदन्वच्छिन्ना भूः०' (શ્લોક ૨૬૬, એજન ) વગેરે ઉદાહરણમાં પર્યાયપ્રક્રમભેદ દોષ છે. - 'मिता भूः पत्यापां स च पतिरपां योजनशतम्' એવો પાઠ બરાબર છે એમ હેમચન્દ્ર મહિમાને અનુસરીને નોંધે છે (શ્લોક ૨૬૬ ઉપર વૃત્તિ, એજન, અને વ્યક્તિવિવેક પૃ. ૨૯૬ એજન). આગળ, 'વિવેક'માં આચાર્યશ્રી જણાવે છે કે, આ રીતે છિદિ ક્રિયા(પરિચ્છેદનક્રિયા)નો કર્તા સમુદ્રકથિત પ્રકારથી વિધેય છે, અને તેથી પ્રધાન છે. આથી સમાસની અનુપપત્તિનો દોષ પણ દૂર થઈ જાય છે. વળી, 'वरं कृतध्वस्त०' (શ્લોક ૩૪૫, 'વિવેક') અને 'रवमिव जलं०' (શ્લોક ૩૪૬, 'વિવેક') વગેરેમાં. પણ આમ જ જાણવું; અર્થાત્ પર્યાયપ્રક્રમદોષ જાણવો. વ્યક્તિવિવેક પૃ. ૨૯૭માં (એજન) આ જ શબ્દો વાંચવા મળે છે.

મહિમા ઉપસર્ગ-પ્રક્રમ-ભેદના ઉદાહરણ તરીકે , 'विपदोऽभिभवन्त्यविक्रमं'० વગેરે ઉદાહરણ ટાંકે છે. (વ્યક્તિવિવેક પૃ. ૨૯૯, એજન) અને 'तदुपेतं विजहाति चायतिः.' એવો પાઠ યુક્ત માને

છે. હેમચન્દ્ર નોંધે છે (શ્લોક ૨૬૭,એજન, વૃત્તિ) કે, અહીં ઉપસર્ગ અને **પર્યાયગત-પ્રક્રમભંગ-**દોષ છે. તેથી 'तदभिभवः कुरुते निरायतिं, लघुतां भजते निरयतिः, लघुताभाक् न पदं,' એ યુક્ત પાઠ છે. વિપદ્ અને આપદ્‌માં લાગેલ ઉપસર્ગ વિશે તથા 'अगरीयान्' એ પર્યાયને લીધે ભગ્નપ્રક્રમત્વ આવે છે. મમ્મટ પણ આ જ નોંધ મહિમાને અનુસરીને આપે છે. (કાવ્ય પ્રકાશ પૃ. ૩૭૨, એજન).

'उत्फुल्लकमल०' (શ્લોક ૨૬૮, એજન) વગેરેમાં એકવચનથી ભગવતીને સંબોધીને પ્રસાદના અનુસંધાનમાં તેને વિશે જે બહુત્વનો નિર્દેશ છે તે સ્થળે વચનગત-ભગ્ન-પ્રક્રમત્વ આવે છે (કાવ્યાનુશાસન શ્લોક ૨૬૮ ઉપર, વૃત્તિ).

'कृतवानसि विप्रियं न मे०' વગેરેમાં (શ્લોક ૨૬૯, એજન) કારકગત ભગ્નપ્રક્રમત્વ છે તે વ્યક્તિવિવેક પૃ. ૩૦૪, એજન પ્રમાણે. 'न च तेऽहं कृतवत्यसंमतम्' એવું જરૂરી છે, એમ હેમચન્દ્ર મહિમા પ્રમાણે નોંધે છે. 'चारुता वपुरभूषयदासां०' વગેરે (શ્લોક ૨૭૦, એજન) મહિમા (પૃ. ૩૦૫ એજન) પ્રમાણે 'तमपि वल्लभसङ्गतः' એવો પાઠ હેમચન્દ્ર સૂચવે છે. અહીં શૃંખલાક્રમથી કર્તાનો કર્મભાવ, પછી બીજો કર્તા વગેરે જે રીતે પ્રક્રાન્ત થયું છે, તેનો નિર્વાહ થયો નથી. આ ટિપ્પણ મહિમા પ્રમાણે છે. 'तव कुसुमशरत्वं' (શ્લોક ૨૭૧, એજન) વગેરેમાં ક્રમનો પ્રક્રમભંગ છે, તે હેમચન્દ્ર મહિમા પૃ. ૩૦૯, એજન પ્રમાણે કહે છે 'अकलिततप०' (શ્લોક ૨૭૨, એજન) વગેરેમાં 'पादोपसंग्रहणाय' પહેલાં કહેવું જોઈએ. વિવેકમાં (પૃ. ૨૨૦, એજન) આનો વિસ્તાર સધાયો છે. હેમચન્દ્ર નોંધે છે કે, આ શ્લોકના છેલ્લા ચરણમાં 'पादोपसंग्रहणाय' અન્તે આવે છે, તે પહેલાં વાંચવું જોઈએ. પછી પૂ. પ. ઉઠાવતાં પ્રશ્ન કરે છે કે, કર્તૃપ્રક્રમભેદ અહીં કેમ બતાવાયો નથી ? જવાબ એ છે કે, તે અહીં સંભવિત નથી. જે કોઈ પણ કર્તૃપ્રક્રમભેદ, કવિઓએ પ્રયોજેલો જોવા મળે છે, તે વાસ્તવમાં 'कर्तृव्यत्यास' નામનો ગુણ છે; દોષ નથી. **આ સમગ્ર ચર્ચા હેમચન્દ્ર મહિમા (વ્યક્તિવિવેક પૃ.૩૨૦, ૩૨૧, એજન) પ્રમાણે અક્ષરશઃ ઉદ્ધૃત કરે છે. પ્રો. કુલકર્ણી કે પ્રો. પરીખે આ સંવાદિતાઓ શોધીને ચોખ્ખી બતાવી નથી.** હેમચન્દ્ર મહિમભટ્ટને અનુસરીને જણાવે છે કે, તે બાબતમાં આપને (ઉપરના પૂ. પ વાળાને) ભ્રમ છે. વાસ્તવમાં આ બંને(કર્તૃપ્રક્રમભેદ / અને કર્તૃવ્યત્યાસ)નું સ્વરૂપ ભિન્ન છે. જ્યાં 'युष्मद्' અને 'अस्मद्'ના અર્થ પ્રકૃત હોય (પ્રસંગપ્રાપ્ત હોય), છતાં તેમને છોડીને તેમનું કર્તૃત્વ ચારુત્વના હેતુથી કોઈ બીજા ઉપર આરોપિત કરવામાં આવે, તો તે ગુણ બની જાય છે, દોષ નહિ. 'युष्मद्'ના સંદર્ભનું ઉદાહરણ છે. – 'यथाह सप्तमो वैकुण्ठावतारः०' વગેરે અહીં, 'જેવી તમારી ઇચ્છા' એવું યુષ્મદ્ અર્થનું કર્તૃત્વ પ્રસિદ્ધ છે, તેને સ્થાને ચારુત્વ આણવા તેનો અન્યત્ર આરોપ કરીને આમ કહેવાયું છે. આ ઉક્તિ દાશરથિ રામને ઉદ્દેશીને કોઈકની આગળ કોઈકે કહેલી છે.

તેવી જ રીતે, 'अस्मद्' અર્થનું ઉદાહરણ 'अयं जनः प्रष्टुमनाः०' વગેરે (શ્લોક ૩૪૮,

વિવેક, એજન) તથા 'नाभिवादनप्रसाद्यो रेणुकापुत्रः' (શ્લોક ૩૪૭, વિવેક, એજન) વગેરે છે. અહીં પણ 'अहं'ને સ્થાને 'अयं जनः' એમ કર્તૃત્વ અન્યત્ર આરોપિત કરીને કહેવાયું છે. તેવી જ રીતે 'प्रसाद्योऽस्मि'ને સ્થાને 'प्रसाद्यो रेणुकापुत्रः' એમ કહેવાયું છે. આ ભાર્ગવની પોતાને માટેની ઉક્તિ છે. 'કર્તૃત્વ અન્ય ઉપર આરોપિત કરીને' એમ જે કહ્યું છે તેમાં 'अन्य'નો અર્થ દ્વિવિધ છે; અર્થાત્ ચેતન અને અચેતનના ભેદે કરીને દ્વૈવિધ્ય છે. ચેતન વિશે અન્યત્ર આરોપનાં ઉદાહરણ ઉપર મુજબનાં છે. અચેતન વિશે આરોપનાં ઉદાહરણમાં 'चापाचार्यः' વગેરે લઈ શકાય. અહીં, "તેં રેણુકાના કંઠને બાધા કરી, તેથી તારી સાથે સ્પર્ધા કરતાં મને શરમ આવે છે" - એમ કહેવાને બદલે ચારુત્વ સિદ્ધ કરવા 'યુષ્મદ્' અને 'અસ્મદ્' અર્થનું કર્તૃત્વ 'પરશુ' અને 'ચંદ્રહાસ' (ખડ્ગ) વિશે આરોપિત કરીને આ રીતે કહેવાયું છે.

વળી, 'हे लङ्केश्वर !'૦ (શ્લોક ૩૪૯, વિવેક, પૃ. ૨૨૧ એજન) વગેરેમાં 'अहं न सहिष्ये,' એમ કહેવાને બદલે પહેલાંની માફક 'अस्मद्' અર્થનું કર્તૃત્વ અચેતન એવા બાણ ઉપર આરોપિત કરી કથન યોજાયું છે. **વિવેકની આ આખી ચર્ચા વ્યક્તિવિવેકમાંથી શબ્દશઃ લેવામાં આવી છે. આ બધી સંવાદિતાનો નિર્દેશ પ્રો. કુલકર્ણી તથા પ્રો. પરીખની આવૃત્તિમાં નથી.**

હવે મૂળ ગ્રંથમાં આગળ ચાલતાં વ્યતિરેક અલંકારમાં પ્રક્રમભંગનું ઉદાહરણ આપતાં આચાર્યશ્રી નોંધે છે કે, 'तरङ्गाय दृशोऽङ्गने०' વગેરે(શ્લોક ૨૭૩,એજન)માં ઇન્દીવર વગેરે ઉપમાનોની નિન્દાથી નયન વગેરે ઉપમેયોનો ઉત્કર્ષ કહેવાનો પ્રક્રમ છે; પણ 'भवतु च द्विचन्द्रं नभः' એ ઉક્તિથી કેવળ સાદૃશ્યમાત્રના અભિધાનને કારણે તે પ્રક્રમ છેક સુધી ખેંચાતો નથી, તેથી ભગ્નપ્રક્રમત્વ આવે છે. 'भवतु तद् विचन्द्रं नभः' એવો પાઠ યોગ્ય જણાય છે. મહિમા (પૃ. ૩૧૮ એજન) આને વસ્તુપ્રક્રમભેદના ઉદાહરણ તરીકે ટાંકે છે. મહિમાએ ચોથા ચરણની પાઠ સુધારણા આ પ્રમાણે સૂચવી છે : 'उदञ्चय मनाङ्मुखं भवतु लक्ष्यलक्ष्मा शशी०' એ પછી, 'तद्वक्त्रं यदि मुद्रिता०' (શ્લોક ૨૭૪, એજન) વગેરે શ્લોક હેમચન્દ્ર નોંધે છે. તેમાં ઉપમાન કરતાં ઉપમેયના અતિરેકરૂપી વસ્તુ કહેવાનું અભીષ્ટ છે. હવે અર્થાન્તરન્યાસ ચોથા ચરણમાં પ્રયોજાયો છે. 'વસ્તુસર્ગ'ની પુનરુક્તિ સાદૃશ્યમાં જ પરિણમે છે. તેથી ભગ્નપ્રક્રમત્વ આવી જાય છે. આ વિગત આચાર્યશ્રી મહિમભટ્ટ(પૃ. ૩૧૯, વ્યક્તિવિવેક એજન)ને અનુસરીને લખે છે. **મહિમાએ આના સમાધાન માટે 'पुनरुक्तवस्तुविमुखः' એવો પાઠફેર સૂચવ્યો છે જેનો ઉલ્લેખ આચાર્યે ગાળી નાખ્યો છે પણ તેથી કોઈ લાભ હાંસલ કરેલો જણાતો નથી.**

વક્તા વગરેના ઔચિત્યને ધ્યાનમાં લઈએ તો પ્રક્રમભેદ ક્યારેક દૂર થઈ જાય છે, આ વિગત પણ હેમચન્દ્ર વ્યક્તિવિવેક (પૃ. ૨૯૦, એજન) પ્રમાણે જ આપે છે. 'व्रजतः क्व तात०' (શ્લોક ૨૭૫, એજન) વગેરેમાં બાળકે 'व्रजति'નો જ પ્રયોગ કર્યો છે, નહિ કે, 'वजति'નો, કેમ

કે, પરિચયને કારણે અર્થ સ્ફુટ થવાનું 'व्रजति'થી જ સંભવે અને વક્તા બાળક હોવાથી રેફનો ઉચ્ચાર થયો નથી અને 'वजति' બોલાયું છે. ધૈર્ય તૂટવાની અને અસ્ફુટત્વની વાત પણ તેનાથી જ સિદ્ધ થાય છે. ફક્ત બાળક હોવાથી અશક્તિને કારણે રેફ ઉચ્ચારિત થયો નથી. આથી ભગ્નક્રમ થતો નથી.

આ પછી **અનન્વિતત્વ દોષની** આચાર્ય ચર્ચા કરે છે. તેનું લક્ષણ આપતાં તેઓ નોંધે છે કે, પદાર્થોનો પરસ્પર સંબંધ ન હોવો એ થયું અનન્વિતત્વ. મમ્મટે આને જ 'અભવન્મતસંબંધ' એ નામે વિચાર્યો છે. મહિમાએ કરેલી વાચ્યાવચન અને અવાચ્યવચનદોષની ચર્ચાનો કેટલોક અંશ આચાર્ય અહીં સમાવે છે. ઉદાહરણ ટાંકતાં આચાર્યશ્રી નોંધે છે કે, 'दृढतरनिबद्धमुष्टेः०' વગેરે (શ્લોક ૨૭૬, એજન) ઉદાહરણમાં જો 'आ'કાર સન્નિવેષ-લક્ષણ, એટલે કે, આકૃતિના અર્થમાં અભિપ્રેત હોય તો, તે તો પરસ્પરના પરિહારની સ્થિતિવાળા બે પદાર્થોની બાબતમાં સિદ્ધ જ છે. તેથી તેનો ઉલ્લેખ જરૂરી નથી. હવે જો 'आ' એ અક્ષર વિશેષરૂપે અભિપ્રેત હોય તો તે ખાસ શબ્દમાં રહેનારો હોવાથી અર્થ વિશે સંભવતો નથી. તેથી અહીં 'अनन्वितत्व' દોષ આવે છે.

આ જ રીતે, 'निर्घातोग्रैः०' (શ્લોક ૨૭૭,એજન) વગેરે ઉદાહરણમાં પણ આ દોષ આવે છે. મહિમા અહીં વાચ્યાવચન દોષ સમજાવે છે. તેમના શબ્દો, જેવાને તેવા, લઈને જ આચાર્ય અહીં 'અનન્વિતત્વ' બતાવે છે, તે આ પ્રમાણે - (વૃત્તિ, શ્લોક ૨૭૭ ઉપર, એજન) :- 'અહીં સિંહોનો 'રાજ' શબ્દ સાથે સંબંધ સંભવતો નથી કેમ કે, તેમનું તે શબ્દ વડે વાચ્યત્વ હોતું નથી; વળી તેની સાથે સંબંધનો પણ અભાવ છે. તેનો પર્યાય ('સિંહ' શબ્દના પર્યાય એવા) 'મૃગરાજ' શબ્દમાં તો સિંહનું વાચ્યત્વ છે એમ પ્રશ્ન કરવામાં આવે તો જવાબ એ છે કે, તેમ નથી; કારણ કે, તેના પ્રકાન્તત્વનો અભાવ છે. 'मृगाणां'ને સ્થળે 'मृगराजानां' એવા પદની ઉક્તિ થઈ નથી અને વળી, મૃગો (પ્રાણીઓ) વિશે સિંહનું રાજત્વ હોય છે, 'મૃગ' શબ્દ વિશે નહિ. તેથી 'વીર્યોદગ્રત્વ' રૂપી વિશેષણ અનુપન્ન બની જાય છે. તેની ઉત્પત્તિ અર્થનિષ્ઠ રૂપે જ થાય છે. આથી સિંહો, મૃગો, કે વીર્યોદગ્રત્વ આ ત્રણેમાંથી એકેનો 'રાજ' શબ્દ સાથે અન્વય બેસતો નથી. (તેથી 'રાજા' શબ્દ અહીં 'અવાચ્ય' = કહેવાને, પ્રયોજવાને અયોગ્ય છે.) આથી 'राजभाव' અથવા 'मृगेषु' એવો પાઠ જ બરાબર છે. મહિમા નોંધે છે કે, તે પાઠ ન રાખવાથી દોષ આવ્યો -'तदवचनं दोषः' (પૃ. ૪૩૩, વ્યક્તિવિવેક, એજન).

અથવા 'येषां तामिस्र०' (શ્લોક ૨૭૮ એજન) વગેરે ઉદાહરણોમાં કેમ કે, અઙ્ગાઙ્ગીરૂપ યત્ - તત્ અર્થવાળી વિગતોનો જ સંબંધ થઈ શકે, નહિ કે કેવળ યત્- અર્થવાળી અંગભૂત વિગતોનો (એકલી નો જ), તેવો નિયમ હોવાથી, અનેક 'यदर्थक' પદો વડે એક પણ અર્થ નિર્દિષ્ટ થતો નથી. આથી 'यैः' વગેરે પદમાં વિશેષ્યની પ્રતીતિ થતી નથી. 'क्षपाचारिभिः' એવો પાઠ રાખો

તો સંબંધ થઈ શકે. કાવ્યપ્રકાશમાં મમ્મટે આ જ ઉદાહરણ આપ્યું છે.

મમ્મટ નોંધે છે કે, ગુણો પરાર્થ હોવાથી તેમનો પરસ્પર સંબંધ થતો નથી. તેથી 'यत्' શબ્દ વડે નિર્દેશ્ય અર્થો પરસ્પર 'अ'- સમન્વય ધરાવે છે. આથી 'यैः' એ પદ વડે, વિશેષ્યની પ્રતીતિ થતી નથી. 'क्षपाचारिभिः' એ પાઠ રાખવાથી સમન્વય થાય છે.

ઉપર જે નોંધ આચાર્યે આપી હતી, જેમ કે, 'क्षपाचारिभिः इति तु पाठे युज्यते समन्वयः' તેના અનુસંધાનમાં 'વિવેક'(પૃ. ૨૨૪, એજન)માં આચાર્યશ્રીએ વિશેષ ચર્ચા છેડી છે, **જે મહિમાએ વાચ્યાવચન દોષના સંદર્ભમાં** (પૃ. ૪૩૦, વ્યક્તિવિવેક એજન) **આપી છે.** હેમચન્દ્ર અહીં અક્ષરશઃ વ્યક્તિવિવેકને અનુસરે છે. **કહેવાની ભાગ્યે જ જરૂર છે કે, ડૉ. કુલકર્ણી અને પ્રો. પરીખે આ મૂળ સ્રોતનો — આ એટલે આવા મહિમાને લગતા અનેક સંદર્ભોનો — ઉલ્લેખ કર્યો નથી.**

આચાર્યશ્રી મહિમા પ્રમાણે નોંધે છે કે, 'क्षपाचारिणां'ને સ્થાને 'क्षपाचारिभिः' એમ વાંચવામાં આવે તો ત્રણે 'यत्' શબ્દાર્થો સમશીર્ષક રીતે દોડીને અઙ્ગીભૂત એવા 'क्षपाचारिभिः' સાથે સંબંધ અનુભવશે, અથવા તો, જેમ કે, 'तेनावरोधप्रमदासखेव०' (શ્લોક ૩૫૦, વિવેક, એજન) વગેરેમાં 'अनुयाति' ક્રિયાની અપેક્ષાએ રાજા અને ઇન્દ્રનો કર્તૃ / કર્મત્વભાવ કહેવો કવિને અભિમત છે, પણ તેમનો આ સંબંધ સાક્ષાત્ કહ્યો નથી, કેમ કે, રાજાનો સંબંધ 'જલલીલા' સાથે કહેવાયો છે. આથી તેમનો કાં તો સાક્ષાત્ સંબંધ બતાવવો જોઈએ, અથવા એ માટે કોઈ બીજી ક્રિયાનું ઉપાદાન (= ગ્રહણ) કરવું જોઈએ, જેથી એમનો કર્તૃ-કર્મ-ભાવ બરાબર ઘટી શકે. પણ આ બે વિકલ્પમાંથી એક પણ કવિએ કહ્યો નથી. તેથી, 'અનન્વિતત્વ' દોષ આવે છે. (મહિમા અહીં આને 'વાચ્યાવચન' દોષ કહે છે). તેથી, અહીં આવો પાઠ વધારે સારો ગણાય, જેમ કે, 'आकाशगङ्गारतिरप्सरोभिर्वृतोऽनुयातो मघवा विलासैः'.

'वापीव विमलं०' વગેરે(શ્લોક. ૨૭૯ એજન)માં ઉપમામાં તથા 'सरांसीवामलं०' (શ્લોક ૨૮૦) વગેરે પણ ઉપમાનાં ઉદાહરણોમાં હેમચન્દ્ર પ્રમાણે, ઉપમાન અને ઉપમેયના સાધારણ ધર્મનું વાચક પદ, લિંગ અને વચનના અનુસંધાનમાં વિસદશ હોવાથી ઉપમેય / ઉપમાન સાથે સંબદ્ધ થતું નથી, તેથી અનન્વિતત્વ દોષ આવે છે. લિંગ અને વચન ફેરવીને ઉપમાન સાથે સંબંધ ગોઠવાય તો પણ 'અભ્યાસ' નામે વાક્યભેદ થઈ જશે. આમ, પ્રકૃત અર્થની પ્રતીતિ અવ્યવધાનથી નહિ થાય.

'અભ્યાસ' નામે વાક્યભેદ થશે એમ કહીને આચાર્યશ્રી ઉમેરે છે કે, આમ પ્રકૃત અર્થની પ્રતીતિ અવ્યવધાનથી થશે નહિ, અને વિપરિણામ રૂપી શાસ્ત્રીય ન્યાય કાવ્યમાં યુક્ત જણાતો

નથી. જ્યાં લિંગ અને વચનનું નાનાત્વ એટલે કે ભિન્નતા હોવા છતાં સાધારણ ધર્મનું અભિધાયિ પદ સ્વરૂપ ભેદ પામતું નથી ત્યાં આ દોષ આવતો નથી, જેમ કે, 'वाक्प्रपञ्चैकसारेण०' વગેરે (શ્લોક ૨૮૧, એજન)માં, અથવા, 'चन्द्रमिव मुखं.' વગેરે (શ્લોક ૨૮૨)માં, અથવા 'तद्वेषोऽसदृशो०' વગેરે(શ્લોક ૨૮૩)માં ; જ્યાં સાધારણ ધર્મવાચી શબ્દ ગમ્ય હોય ત્યાં પણ અનન્વિતત્વ દોષ થતો નથી, જેમ કે, 'चन्द्र इव मुखम्' વગેરેમાં.

કાલ, પુરુષ, વિધિ વગેરેના ભેદમાં પણ અસ્ખલિત પ્રતીતિ થતી નથી. તેથી ત્યાં પણ અનન્વિતતત્વ દોષનો વિષય જાણવો. જેમ કે 'अतिथिं नाम०' (શ્લોક ૨૮૪, એજન) વગેરેમાં અહીં 'चेतना प्रसादं आप्नोति' એમ છે; 'आप' એમ નથી; તેથી કાલભેદ છે. એવી જ રીતે, 'प्रत्यग्रमज्जन०' વગેરે (શ્લોક ૨૮૫, એજન)માં 'लता विभ्राजते' એમ છે, 'विभ्राजसे' એમ નથી, તેથી પુરુષભેદ છે. મમ્મટે આપેલા શબ્દો આચાર્યશ્રી યથાતથ સ્વીકારે છે. વળી, 'गङ्गेव प्रवहतु'માં 'प्रवहति' જરૂરી છે. આ રીતે ઉપમાનગત અર્થનો અસંભવ હોવાથી વિધ્યાદિભેદ જણાય છે. આ બધે સ્થળે અનન્વિતત્વ દોષ આવે છે. આ સાથે હેમચન્દ્રની પદ-વાક્ય-દોષ-વિચારણા પૂરી થાય છે.

**ઉભયદોષો**- (સળંગ સૂત્ર ૯૦, સૂત્ર ૩/૬)-

કાવ્યાનુશાસન ૩/૬માં આચાર્યે પદ અને વાક્ય એમ બન્નેના-ઉભય-દોષો વિચાર્યા છે. તેમાં અપ્રયુક્ત, અશ્લીલ, અસમર્થ, અનુચિતાર્થ, શ્રુતિકટુ, ક્લિષ્ટત્વ, અવિમૃષ્ટવિધેયાંશ, અને વિરુદ્ધબુદ્ધિકૃત્વ એમ આઠ દોષો ગણાવાયા છે.

**'અપ્રયુક્ત'** એટલે કવિઓ વડે અનાદૃત, અર્થાત્ કવિઓ જેનો આદર કરતા નથી તે. આચાર્યશ્રી પદગત અને વાક્યગત એમ બન્ને રીતે આ આઠેય દોષો સમજાવે છે અને જે તે દોષ ક્યાંક ગુણરૂપ જણાય છે તે પણ સ્પષ્ટ કરે છે. અપ્રયુક્ત દોષમાં તેમણે કેટલાંક એવાં ઉદાહરણો આપ્યાં છે જેમાં કેટલાક શબ્દપ્રયોગો માત્ર જે તે શાસ્ત્ર વિશે જ પ્રસિદ્ધ છે, સાહિત્યમાં નહિ. આથી તે અપ્રયુક્ત-પ્રયોગ બની જાય છે.

**'અશ્લીલ' દોષ** વ્રીડાકારક, જુગુપ્સાકારક અને અમંગલનો વ્યંજક જણાય એમ ત્રિવિધ રીતે સંભવે છે. આ વિગત મમ્મટે જણાવી છે. **'અસમર્થ'**, દોષ ત્યારે થાય જ્યારે પદ કે વાક્ય જે તે અર્થ વિશે અવાચક, કલ્પિતાર્થવાળું કે સંદિગ્ધ જણાય. આમ વિવક્ષિત અર્થને કહેવામાં અસમર્થતા તે થયો 'અસમર્થત્વ' દોષ. ક્યાંક તેનું ગુણત્વ પણ સંભવે છે એવું આચાર્ય સૂચવે છે.

**અનુચિતાર્થત્વનું** લક્ષણ આચાર્ય આપતા નથી છતાં પદ / વાક્યગત ઉદાહરણો આપી

આચાર્યે સારી ચર્ચા કરી છે.

**'શ્રુતિકટુ'** એ પુરુષવર્ણવાળી રચના. તે ક્યારેક નથી ગુણ કે નથી દોષ એવું પણ બની શકે, જ્યારે રચના 'નીરસ' હોય.

**અવિમૃષ્ટવિધેયાંશની** આચાર્યશ્રીએ મૂળમાં અને 'વિવેક'માં મહિમભટ્ટને અનુસરીને ખૂબ જ વિસ્તૃત ચર્ચા કરી છે. વિરુદ્ધબુદ્ધિકૃત્વનું લક્ષણ આપ્યા વગર જ સંક્ષિપ્ત ચર્ચા કરીને પદ-વાક્ય-ઉભયગત દોષોનો વિચાર પૂરો કર્યો છે તે પછી સૂત્ર ૩/૭(સળંગસૂત્ર ૯૧)માં તેમણે ૧૩ અર્થદોષો વિચાર્યા છે.

અવિમૃષ્ટવિધેયાંશદોષ ખૂબ મહત્ત્વનું સ્થાન ધરાવે છે અને મમ્મટ વગેરે આલંકારિકોએ પણ તેને ખૂબ વજન આપ્યું છે. હેમચન્દ્રાચાર્યના કાવ્યાનુશાસનમાં સમગ્ર ચર્ચા આ રીતે ગોઠવાઈ છે.

**અધ્યાય ૩ / સૂત્ર ૬માં અવિમૃષ્ટવિધેયાંશની ચર્ચા આવે છે.** આ ચર્ચાનો કેટલોક અંશ અલંકારચૂડામણિમાં તથા વધુ વિસ્તૃત અંશ 'વિવેક' ટીકામાં આચાર્યે સમાવિષ્ટ કર્યો છે. કાવ્યાનુશાસનની દ્વિતીય આવૃત્તિના સંપાદકોએ આચાર્ય હેમચન્દ્રે પોતાની ટીકામાં જ્યાં જ્યાં જે જે આધાર સામગ્રીનો વિનિયોગ કર્યો છે ત્યાં ત્યાં તે તે સામગ્રીને ઓળખી બતાવવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો જ છે. તે પ્રમાણે દોષચર્ચામાં પણ બન્યું છે, પણ હેમચન્દ્રની સમગ્ર દોષચર્ચા ઉપર વાક્યે-વાક્યે, અરે ! પદે-પદે મહિમભટ્ટના વ્યક્તિવિવેકનો જે અતિઘેરો પડછાયો છે એની સંપૂર્ણ નોંધ સંપાદકોએ લીધી નથી તે આપણે ઉપર ઘણે સ્થળે નોંધ્યું છે. પ્રસ્તુત સંદર્ભમાં તે પડછાયો ખૂબ ખૂબ ઘેરો જણાય છે તે આપણે જોઈશું. વાસ્તવમાં આચાર્ય મમ્મટથી માંડીને બધા જ અનુગામી આલંકારિકો દોષવિચારણામાં મહિમાના મહિમાથી અંજાયા વિના રહી શક્યા નથી અને અલંકારશાસ્ત્રમાં બહિરંગ-દોષની સંપૂર્ણ શાસ્ત્રીય ચર્ચા કરવાનું માન સહુ પ્રથમ મહિમભટ્ટને જ આપવું પડે તેમ છે.

પ્રસ્તુત સંદર્ભમાં હેમચન્દ્રની અવિમૃષ્ટવિધેયાંશની સમગ્ર ચર્ચા આવરી લઈને તેમના ઉપર મહિમભટ્ટનો જે ઋણભાર છે, તેનું સમીક્ષાત્મક અને તટસ્થ આકલન કરવા પ્રયત્ન કરીશું. મહિમભટ્ટ આ દોષને 'વિધેયાવિમર્શ'ને નામે ચર્ચે છે. આ ચર્ચા ઘણી ગહન છે અને તેને 'નઞ્' સમાસના અનુસંધાનમાં, યત્ - તત્ પદોના પ્રયોગ વિશે, અને સમાસ-અસમાસના સંદર્ભમાં મહિમાએ છેડી છે જેનો સંપૂર્ણ પ્રભાવ કાવ્યાનુશાસનમાં ઝિલાયો છે. **સહુ પ્રથમ એ વાત સ્પષ્ટ રીતે સમજવાની છે કે, આચાર્ય હેમચન્દ્રે જે તે સંદર્ભમાં જે જે ઉદાહરણો ટાંક્યાં છે, અને જે નોંધ તારવી છે, તે લગભગ ૯૯% શબ્દશઃ વ્યક્તિવિવેક ઉપર આધારિત છે.**

જે ક્રમ આચાર્ય હેમચન્દ્રે, જાળવ્યો છે, 'અલંકારચૂડામણિ' તથા 'વિવેક'નો, એ જ ક્રમે આપણે આપણા નિરૂપણમાં આગળ ચાલીશું. અર્થાત્ અલંકારચૂડામણિની ચર્ચા દરમ્યાન, જ્યાં જ્યાં વિવેકમાં વચ્ચે વચ્ચે પૂરક નોંધ હશે ત્યાં ત્યાં તેનો વિમર્શ તે ક્રમે આપણે કરીશું. આ બધાં સ્થળોએ જ્યાં મહિમાના શબ્દોનું અનુકરણ હશે તે આપણે સ્ફુટ કરીશું.

કાવ્યાનુશાસનમાં **ક્લિષ્ટત્વ** દોષની ચર્ચા પૂરી કરીને (પૃ. ૨૪૨, આવૃત્તિ એજન) આચાર્યશ્રી 'अविमृष्टविधेयांश' દોષનો વિચાર હાથ ધરે છે. તેઓ જણાવે છે કે, 'अविमृष्टः प्राधान्येन अनिर्दिष्टो विधेयांशो यत्र, तस्य भावोऽविमृष्टविधेयांशत्वम्' અર્થાત્ જ્યાં (= વિધાનમાં) વિધેયાંશ પ્રધાનરૂપે નિર્દેશાયો નથી, (તે વિગત) તેનો ભાવ, તે 'અવિમૃષ્ટવિધેયાંશત્વ' તે પદગત, જેમ કે, वपुर्विरुपाक्षं० (શ્લોક ૩૪૫, એજન) વગેરેમાં જણાય છે. અહીં, 'अलक्षितत्व' અનુવાદ્ય નથી પણ વિધેય છે, તેથી 'अलक्षिता जनिः' એવો પાઠ ઉચિત છે.અને વળી,'स्रस्तां नितम्बाद्०' (શ્લોક ૩૪૬, એજન) વગેરેમાં 'द्वितीयमौर्वी' વગેરે સ્થાને "मौर्वी द्वितीयां" એવો પાઠ જરૂરી છે, કારણ કે, અહીં દ્વિતીયત્વમાત્ર ઉત્પ્રેક્ષ્ય છે. આ ઉદાહરણ અને તેની નોંધ વ્યક્તિવિવેક પૃ. ૨૩૫ (આ.. એજન), ઉપર આધારિત છે. તેમાં મહિમા નોંધે છે કે, વિધ્યનુભાવનું ફળ પણ વિશેષણ વિશેષ્ય-ભાવ જેવું જ થાય છે. તેથી તેમાં પણ સમાસનો અભાવ જરૂરી છે. જેમ કે,'स्रस्तां०' વગેરેમાં. તેઓ નોંધે છે કે, 'अत्र मौर्वी द्वितीयामिति युक्तः पाठः' હેમચન્દ્રાચાર્ય એક વધારે ઉદાહરણ આપે છે, જેમ કે 'तं कृपामृदुरवेक्ष्य०' (શ્લોક ૩૪૭ એજન) વગેરે અહીં 'अमोघसायकं'ને સ્થાને 'अमोघमाशुगम्' એ પાઠ જરૂરી છે. તેવી જ રીતે, 'मध्येव्योमत्रिशङ्कोः' (શ્લોક ૩૪૮ ) વગેરેમાં પણ 'વ્યોમ' જ પ્રધાનરૂપે વિવક્ષિત છે, નહીં કે 'વ્યોમનું મધ્ય'; તેથી, 'मध्ये व्योम्नः' એ પાઠ જરૂરી છે. આ ઉદાહરણ પણ વ્યક્તિવિવેક (પૃ. ૨૫૭, એજન) પ્રમાણે છે. મહિમાએ નીચે મુજબ નોંધ આપી છે કે,

-'अत्र हि भगवतो विश्वामित्रस्य तपसः प्रभावप्रकर्षप्रतिपादनं प्रस्तुतम् । स च तस्य निरूपकरणस्य सतः शून्ये व्योम्नि स्वर्गसर्गसामर्थ्येनैव प्रतिपादितो भवति इति व्योमैव प्राधान्येन विवक्षितं, न तन्मध्यम् । तेनाविषय एवायं समासः कविना कृत इति मध्ये व्योम्न इति युक्तः पाठः । આચાર્ય હેમચન્દ્રે આ આખી નોંધ થોડા શબ્દફેર સાથે વિવેકમાં (પૃ. ૨૪૩, એજન) ઉતારી છે, તે આ પ્રમાણે છે; (अत्र विश्वामित्रस्य तपः प्रभावप्रकर्षः प्रस्तुतः । स च तस्य निरूपकरणस्य सतः शून्ये व्योमनि स्वर्गसर्गसामर्थ्येनैव प्रतिपादितो भवतीति व्योमैव प्राधान्येन विवक्षितं, न तन्मध्यम् ।)

હેમચન્દ્ર એક વધારે ઉદાહરણ ઉમેરે છે, જેમ કે 'वाच्यवैचित्र्य०' વગેરે (શ્લોક ૩૪૯, એજન) અહીં 'अनुक्तवान् પદને સ્થાને नोक्तवान्' એવી રચના આવશ્યક છે : 'अत्र नोक्तवानिति निषेधो विधेयः' (પૃ. ૨૪૩, એજન). આ શ્લોક પણ વ્યક્તિવિવેક, વિમર્શ ૨, પૃ. ૨૪૪ ઉપરથી લેવાયો છે. મહિમા તેને 'नञ्' સમાસના પ્રત્યુદાહરણ રૂપે ઉદ્ધૃત કરે છે. મહિમાનું ઉદાહરણ તો

છે : 'नवजलधरः सन्नद्धोऽयं०' વગેરે (શ્લોક ૨૧૪, કાવ્યાનુશાસન). હેમચન્દ્ર પણ એ જ નોંધ આપે છે કે, નિષેધનું સ્પષ્ટ વિધાન 'नवजलधरः०' વગેરેમાં જોવા મળે છે. વિવેક(પૃ. ૨૪૩, એજન)માં હેમચન્દ્ર નોંધે છે કે 'प्रसज्यविषयत्वादित्यर्थः०' મહિમાએ 'नञ्' સમાસની ચર્ચામાં પ્રસજ્યપ્રતિષેધ અને પર્યુદાસની વાત છેડી છે તેને દોહરાવતાં આચાર્યશ્રી ત્યાં વિવેકમાં નોંધે છે કે,

यदुक्तम् -

अप्राधान्यं विधेर्यत्र प्रतिषेधे प्रधानता ।
प्रसज्यप्रतिषेधोऽसौ क्रियया सह यत्र नञ् ॥

नञ्-समासस्त्वनुपपन्नः । तस्य हि पर्युदास एव विषयस्तत्रैव विशेषणत्वान्नञः स्याद्यन्तेनोत्तरपदेन सम्बन्धोपपत्तेः-यदाह ।

प्रधानत्वं विधेर्यत्र प्रतिषेधेऽप्रधानता ।
पर्युदासः स विज्ञेयो यत्रोत्तरपदेन नञ् ॥

આ બન્ને કારિકાઓને **કાવ્યાનુશાસનના સંપાદકોએ ઓળખી બતાવી નથી અને તેની આગળ ખાલી કૌંસ [ ] મૂક્યો છે. પણ આ બન્ને કારિકાઓ અને ટિપ્પણ વ્યક્તિવિવેકમાં અનુક્રમે પૃ. ૧૮૭, અને ૧૮૫ પ્રમાણે છે એવી નોંધ કરવી જોઈએ.**

હેમચન્દ્ર વ્યક્તિવિવેક પૃ. ૧૮૮ની નોંધમાં થોડો શબ્દફેર કરીને નોંધે છે કે, (વિવેક, પૃ. ૨૪૩ એજન) 'न च पर्युदासाश्रयणं युक्तं, अर्थस्यासङ्गतिप्रसङ्गात् । उक्तवत्प्रतिषेधो ह्यत्राभिमतः, नानुक्तवत्वविधिः ।' (વ્યક્તિવિવેક) 'नवजलधरः०' વગેરે ઉદાહરણ પહેલાં મહિમા નોંધે છે કે, 'नञ्' સમાસનો વિષય પર્યુદાસ છે, પ્રસજ્યપ્રતિષેધ નહિ; જેમ કે, 'अप्राधान्यं विधेः' વગેરે અર્થાત્ જ્યારે વિધિની અપ્રધાનતા હોય અને પ્રતિષેધની પ્રધાનતા હોય ત્યારે જ 'नञ्'નો ઉપયોગ થાય. ક્રિયાપદ સાથે તો તેના ઉપયોગને પ્રસજ્યપ્રતિષેધ જ કહેવાય છે. જેમ કે, 'नवजलधरः' વગેરેમાં. **વ્યક્તિવિવેક** નોંધે છે કે, -

'इह च पर्युदासाश्रयणमसङ्गतं, अर्थस्य अयुक्तत्वप्रसङ्गात् । संरब्धवत्प्रतिषेधो ह्यत्राभिमतः, नासंरम्भवद्विधिः, तत्रैव क्रियांशप्रतिषेधावगतौ नञः क्रियाभिसंबन्धोत्पतेः असौ । न चाऽसौ प्रतीयते, गुणीभूतसंरम्भनिषेधस्यार्थान्तरस्यैव संरब्धवत्सदृशस्य विधौ प्रतीतेः, न च तत्प्रतीतौ विविक्षितार्थसिद्धिः काचित् । तत्सिद्धिपक्षे च समासानुपपत्तिः, नञर्थस्य विधीयमानतया प्राधान्यादुत्तरपदार्थस्य चानूद्यमानतया तद्विपर्ययात् । समासे च सति अस्य विध्यनुवादभावस्य अस्तमप्रसङ्गात् ।' અહીં વાસ્તવમાં 'नवजलधरः०' વગેરે ઉદાહરણ તો ઉચિત છે, પણ આગળ આપેલું એક ઉદાહરણ જેમ કે, 'संरम्भः करिकीट०' વગેરેમાં 'असंरब्धवान्' એવો પ્રયોગ કવિએ ત્રીજા ચરણમાં કર્યો છે, જે ઉચિત નથી એવું

મહિમા માને છે. એ જ હવાલો આચાર્યે વિવેકમાં મૂળ શ્લોકની છણાવટ કર્યા વગર તેના તાત્પર્યનું ગ્રહણમાત્ર કરીને આપ્યો છે. આમ આચાર્ય હેમચન્દ્ર ફક્ત સારગ્રહણ કરે છે અને વિસ્તાર ત્યજે છે. એ જ વાત આગળ ચલાવતાં હેમચન્દ્ર વિવેકમાં (પૃ. ૨૪૩, એજન) નોંધે છે કે, तस्मादत्र नञो विधेयार्थनिष्ठतया प्राधान्यस्यानूद्यमानार्थपरतया तद्विपरीतवृत्तिना उक्तवच्छब्देन सह सदाचारनिरतस्येव पतितेन वृत्तिर्नेष्यत एवेति स्थितम् ।

यदाह–नञर्थस्य विधेयत्वे निषेधस्य विपर्यये ।
समासो नेष्यतेऽर्थस्य विपर्यासप्रसङ्गतः ॥ इति ।

આ નોંધ વ્યક્તિવિવેક પૃ. ૧૯૩ (એજન) પ્રમાણે શબ્દશઃ છે. તેનો અર્થ આ પ્રમાણે છે. - "આથી આ('असंरब्धवत्')માંના 'नञ्'નો 'संरब्धवत्' પદ સાથેનો સંબંધ વિદ્વાનો, જેમ સદાચારી પતિત સાથેનો સંબંધ ન સ્વીકારે, તેમ સ્વીકારતા નથી; કારણ કે, 'नञ्' વિધેય અર્થ-પરક હોવાથી પ્રધાન છે અને 'संरब्धवत्' એ પદ ઉદ્દેશ્યપરક હોવાથી 'अ'-પ્રધાન છે. જેમ કે, કહ્યું છે કે, - 'જ્યારે 'नञर्थ' (=નિષેધ) પ્રધાન હોય અને નિષેધ્ય અર્થ (=વિગત) અપ્રધાન હોય ત્યારે સમાસ સ્વીકારાતો નથી. તેનાથી વાક્યાર્થ ઊલટસૂલટ થઈ જાય છે."

'વિવેક'માં 'प्रधानत्वं विधेः' વગેરે કારિકા ઉદ્ધૃત કરાઈ છે તેના ઉપલક્ષમાં જ અલંકારચૂડામણિમાં આચાર્યશ્રી નોંધે છે કે, "અનુક્તવત્વના અનુવાદથી બીજું ક્યાંય કશું વિહિત થતું નથી. જેમ કે, 'जुगोपात्मानमत्रस्तः०' વગેરેમાં. અહીં અત્રસ્તતા વગેરેના અનુવાદથી પોતાના આત્માનું ગોપન વિહિત થયું છે. આ ઉદાહરણ મહિમાએ પણ (પૃ. ૧૮૫, એજન) આપ્યું છે

વાક્યગત 'અવિમૃષ્ટવિધેયાંશ' દોષનું ઉદાહરણ કાવ્યાનુશાસનમાં 'शय्या शाद्वलमासनं०' (શ્લોક ૩૫૧) વગેરે અપાયું છે. આચાર્ય નોંધે છે કે, અહીં 'शाद्वल' વગેરેના અનુવાદથી શય્યાદિ વિહિત થયાં છે. આ ઉદાહરણ વ્યક્તિવિવેકમાં (પૃ. ૪૩૧) અપાયું છે. આના ઉપર 'વિવેક'માં આચાર્ય વ્યક્તિવિવેકની કારિકા

"अनुवाद्यमनुक्त्वैव न विधेयमुदीरयेत् ।"
"नह्यलब्धास्पदं किञ्चित् कुत्रचित् प्रतितिष्ठति ॥"

(વ્યક્તિવિવેક ૨.૯૪) - (વિવેક પૃ. ૨૪૪, એજન) અને

'विधेयोद्देश्यभावोऽयं रूप्यरूपकतात्मनः ।'
न च तत्र विधेयोक्तिरुद्देश्यात् पूर्वमिष्यते ॥ (વ્યક્તિવિવેક ૨.૯૫)

ઉદ્ધૃત કરે છે અને 'વિવેક'માં થોડી વિશેષ ચર્ચા તેઓ પોતે ઉમેરે છે, જેમ કે, – (પ્રશ્ન) – 'शय्या शाद्वलं शुचिशिला आसनम्' આ રીતે વિપર્યયથી અહીં સંબંધ કરાશે, કારણ કે સંબંધ પુરુષાધીન છે. તેમ કરવાથી યથોક્ત દોષને અવકાશ નથી રહેતો " – એનો ઉત્તર આપતાં (પૃ. ૨૪૪, વિવેક, એજન) તેઓ નોંધે છે કે, હા, વાત તો સાચી, પણ બધી વિગતમાં પુરુષાધીનત્વ ચાલે નહિ. જ્યાં સ્વસૌંદર્યથી જ અન્યોન્યાપેક્ષ થતો હોય ત્યાં વિશેષણ વિશેષ્યભાવ જ જાણવો, નહિ કે, વિધ્યનુવાદભાવ. આ રીતે વિધ્યનુવાદ કરવા જોઈએ, જેમકે, 'त्वक् तरवी०' (શ્લોક ૩૫૨, એજન) વગેરેમાં, અથવા 'संरम्भः करिकीट०' વગેરે(શ્લોક ૩૫૩ એજન)માં. આ બન્ને ઉદાહરણો આચાર્યે વ્યક્તિવિવેકમાંથી લીધાં છે. વિવેકમાં (પૃ. ૨૪૪, એજન) તેઓ નોંધે છે કે, 'विध्यनुवादयोर्यथाश्रुतपदार्थसम्बन्धनिबन्धनोऽर्थप्रतीतिक्रमः इति पदार्थपौर्वापर्यनियमोऽवगतन्तव्यः इत्यर्थः। ततश्च यदनूद्यते तस्यादावुपादायनमुपपन्नम् । यस्तु विधीयते तस्य पश्चात् ।' આ વાતનું સમર્થન આચાર્યશ્રી મહાભાષ્યકારમાંથી ઉદ્ધરણ ટાંકીને કરે છે. પ્રમાણવાર્તિકનું ઉદ્ધરણ પણ તેના ટેકામાં જણાય છે. કાવ્યમાં પણ આ જ શૈલી છે, જેમ કે, 'इयं गेहे लक्ष्मीः०' (શ્લોક ૬૯૪, એજન) વગેરેમાં. આના દઢીકરણ માટે, 'त्वक् तरवी०' વગેરે તથા 'संरम्भः करिकीट०.' વગેરે ઉદાહરણો અપાયાં છે. વિવેકમાં હેમચન્દ્ર (પૃ. ૨૪૫, એજન) નોંધે છે કે, આ ઉદાહરણમાં હાથીઓનો 'कीट' શબ્દ વડે તિરસ્કાર અને વાદળાંનો 'शकल' વડે તિરસ્કાર અભિપ્રેત છે. 'सर्वस्य' પદથી 'કોઈપણ તુચ્છતર વ્યક્તિને વિશે' એમ અવહેલના રહેલી છે. 'मात्र' શબ્દથી વિશેષિત થવાથી 'जाति' અને 'लेश' દ્વારા 'હેવાક'ની (ઘેરી ઉત્સુકતાની) અલ્પતા સમજાય છે. આમ કવિએ સાવધાનીથી નિરૂપણ કર્યું છે. પણ, 'असंरब्धवान्' એ પદમાં અવિમૃષ્ટવિધેયત્વ દોષ પ્રમાદથી પ્રવેશ્યો છે. અલંકારચૂડામણિમાં આચાર્ય નોંધે છે કે, (શ્લોક ૩૫૩, ઉપર વૃત્તિ) 'અહીં 'योऽसौ' એમ બે પદો અનુવાદ્ય - વિધેયાર્થરૂપે (અનુક્રમે) વિવક્ષિત છે, (પણ) અનુવાદ્યમાત્રની પ્રતીતિ થતી હોવાથી 'यत्'નો પ્રયોગ અનુપપન્ન બની જાય છે. જેમ કે, 'यत्र यत्तयोरेकदेशनिर्देशेन...०' વગેરે અર્થાત્ જ્યાં 'यत्-तत्' માંથી કોઈપણ એક પદ દ્વારા વાક્યનો આરંભ થાય છે, ત્યાં તેનો અવમર્શ(= સંદર્ભ)થી જ ઉપસંહાર કરવો ઉચિત છે, કેમ કે, એ બંને પદો અનુવાદ્ય અને વિધેય પદાર્થો માટે પ્રયુક્ત થાય છે. બન્ને એકબીજાની આકાંક્ષા રાખે છે. આથી જ કહ્યું છે કે, 'यत्तदोर्नित्यसम्बन्धः०' વગેરે. અલંકારચૂડામણિમાં (વૃત્તિ, શ્લોક ૩૫૩, ઉપર) હેમચન્દ્ર મહિમાના આ બધા જ શબ્દો સાંગોપાંગ સ્વીકારે છે. તેઓ નોંધે છે કે, આ બે(પદો)નો જે ઉપક્રમ અને ઉપસંહાર છે, તે પણ 'શાબ્દ' અને 'આર્થ' એમ બે પ્રકારનો છે. બન્નેનું ગ્રહણ હોતાં તે શાબ્દ છે, જેમ કે, 'यदुवाच न तन्मिथ्या०' વગેરે (શ્લોક ૩૫૪, એજન)માં; અથવા, 'स दुर्मतिः श्रेयसि०'(શ્લોક ૩૫૫, એજન)માં. આ પછી આચાર્યશ્રી અલંકારચૂડામણિમાં આગળ ચાલતાં નોંધે છે કે, બેમાંથી એકનું ગ્રહણ કરતાં તે 'આર્થ' બને છે, જેમાં બીજા (અનુલ્લિખિત) પદનો સામર્થ્ય વડે આક્ષેપ કરાય છે. આ બધી જ નોંધ હેમચન્દ્ર મહિમા (વ્યક્તિવિવેક, પૃ. ૧૯૯) પ્રમાણે આપે

છે. અલબત્ત, ક્યાંક થોડો શબ્દફેર અથવા ક્યાંક મહિમાના થોડા શબ્દો ગાળી નાખીને થોડો સંક્ષેપ સધાયેલો જણાય છે. આગળ ચાલતાં મહિમાને અનુસરતાં આચાર્ય નોંધે છે કે, જ્યારે કેવળ 'तत्' નું (तदः) ગ્રહણ થાય છે, ત્યારે 'आर्थ' (આક્ષેપ) ત્રણ પ્રકારનો બને છે, કેમ કે 'तत्' ત્રિવિધ છે. પ્રસિદ્ધ' (વસ્તુ) વિષયક, અનુભૂતવિષયક, અને ઉપક્રાન્તવિષયક. પ્રસિદ્ધાર્થવિષયક જેમ કે, 'द्वयंगतं०' વગેરેમાં, અનુભૂત વિષયક જેમ કે, 'ते लोचने प्रतिदिशं०' વગેરેમાં, અને પ્રક્રાન્ત-વિષયવાળો જેમ કે, 'कातर्यं केवला नीतिः' વગેરે(શ્લોક ૩૫૬, એજન)માં. અહીં મહિમાએ આપેલાં વધારાનાં ઉદાહરણો હેમચન્દ્ર છોડી દે છે. વળી, એક ચોથો પ્રકાર પણ કેટલાકને મતે સંભવે છે, એવું નોંધીને મહિમા વળી બીજાં બે ઉદાહરણો ચર્ચે છે, જે હેમચન્દ્ર અહીં છોડી દે છે અને જે બે તેઓ પાછળથી ટાંકે છે. આમ, મહિમાની ચર્ચા ઉદ્ધૃત કરવામાં હેમચન્દ્ર વિસ્તાર-સંકોચનો પોતાનો 'વિવેક' બતાવે છે.

આચાર્ય તે પછી, ફરી વ્યક્તિવિવેક પૃ. ૨૦૨ પ્રમાણે 'यत्'ના બે આર્થ પ્રકારો વિચારે છે. (શ્લોક ૩૫૬, વૃત્તિ, એજન) તેઓ જણાવે છે કે, 'यत्'નો ઉત્તરવાક્યાર્થમાં ગૃહીત હોય એ રીતે ઉપાત્ત અર્થ સાથે સંબંધ થાય છે; ત્યારે પૂર્વવાક્યગત 'तत्' શબ્દનો અર્થથી આક્ષેપ થાય છે. જેમ કે 'साधु चन्द्रमसि०' (શ્લોક ૩૫૭) વગેરેમાં. 'यत्' શબ્દ જ્યારે પહેલાં ગૃહીત થાય છે ત્યારે તો 'तत्'ના ગ્રહણ વગર સાકાંક્ષ જ રહે છે. જેમ કે, આ જ ઉદાહરણમાં આગળનાં બે પદોનો વિપર્યય કરીએ તો તે જોવા મળે.

હવે મહિમાએ 'तत्'ના ત્રૈવિધ્યની ચર્ચા પછી જે હવે, ચોથો વિકલ્પ કેટલાકને મતે થાય છે એમ નોંધ્યું છે (વ્યક્તિવિવેક પૃ. ૨૦૦, એજન), તે આચાર્યશ્રી 'यत्'ની ચર્ચા પૂરી કરીને પાછળથી આપે છે. અલંકારચૂડામણિ નોંધે છે કે, ક્યારેક બન્ને(= यत्, तत् )નું ગ્રહણ થતું નથી ત્યારે આક્ષેપથી તેમને સમજી લેવાય છે, જેમ કે, 'ये नाम केचिदिह नः०' વગેરે (શ્લોક ૩૫૮)માં. આ ઉદાહરણ મહિમા પ્રમાણે જ છે. **અહીં, 'એવો કોઈ ઉત્પન્ન થશે જેને વિશે મારો પ્રયત્ન સફળ થશે' - આમ બન્ને(= યત્ , તત્)નો અર્થ દ્વારા આક્ષેપ થાય છે. આ શ્લોકનો ભાવાર્થ આચાર્ય વિવેકમાં (પૃ. ૨૪૬, ૭ એજન) ઉમેરે છે, જેને શાસ્ત્રચર્ચા સાથે નિસબત નથી. 'यत्'નો બે પ્રકારનો આર્થ પ્રયોગ હોય એવી ચર્ચા મહિમાએ (પૃ. ૨૦૨-૨૦૫, વ્યક્તિવિવેક એજન) કરી છે, એ આચાર્યે કેમ છોડી દીધી છે તે સમજાય તેવું નથી. આનાથી શાસ્ત્રચર્ચામાં થોડી ઊણપ જરૂર આવી જાય છે.**

આચાર્ય તો, ये नाम० વગેરેની અલંકારચૂડામણિમાં ચર્ચા કર્યા પછી નોંધે છે કે, આમ હોતાં 'तत्' શબ્દના અ-ગ્રહણથી અહીં સાકાંક્ષત્વ છે. - एवं च स्थिते, तच्छब्दानुपादानेऽत्र साकाङ्क्षत्वम् ।

આ પછી મહિમાએ 'अदस्' શબ્દને 'तत्'નો અભિન્નાર્થક માનીએ તો શું થાય - એ અંગે

શાસ્ત્રચર્ચા કરી છે, તેના મહિમાએ આપેલા ઉદાહરણ સાથે, માત્ર સંક્ષેપમાં જ ઉલ્લેખ કરતાં આચાર્ય નોંધે છે કે, ('असौ = अदस्' નું રૂપ) ને 'तत्' શબ્દનો અર્થ આપનાર ગણીએ તે યોગ્ય નથી. જેમ કે, 'असौ मरुच्चुम्बित०' (શ્લોક ૩૫૯, એજન) વગેરેમાં. આ ઉદાહરણમાં 'असौ' દ્વારા 'तत्' શબ્દના અર્થની પ્રતીતિ થતી નથી. કેમ કે, જો એમ માનવામાં આવે તો, 'यस्य प्रकोपशिखिना०' (શ્લોક ૩૬૦, એજન) વગેરે ઉદાહરણ(મહિમા, પૃ. ૨૦૭, એજન)માં 'सः' પદ (નું ગ્રહણ ચતુર્થ પાદમાં થાયછે તેના)થી પૌનરુક્ત્ય થશે.

**આપણે ઉપર જે શબ્દો -"एवं च स्थिते"........... વગેરે આચાર્યશ્રીમાંથી ઉદ્ધૃત કર્યા છે, એના અનુસંધાનમાં 'વિવેક'(પૃ. ૨૪૭ એજન)માં ' एवमिति 'એવા પ્રતીક સાથે પૂરાં દસ મુદ્રિત પાનાં (પૃ. ૨૪૭ થી ૨૫૮, એજન) સુધી આચાર્યશ્રીએ વ્યક્તિવિવેક પૃ. ૨૨૮ થી ૨૭૨ સુધીના ભાગને લગભગ આખોને આખો ઉદ્ધૃત કર્યો છે. કાવ્યનુશાસનના (આવૃત્તિ, એજન) સંપાદકોએ ફક્ત વ્યક્તિવિવેક (૨/૧૫-૨૦) કારિકાઓનો જ સ્પષ્ટ નિર્દેશ, કર્યો છે, પણ વાસ્તવમાં આખીય ચર્ચામાં બહુધા શબ્દશઃ મહિમાનું જ અનુસરણ છે એવી નોંધ આપણે કરીશું. આચાર્ય અત્રતત્ર સંક્ષેપ સાધે છે એ પૂરતો એમનો 'વિવેક' બિરદાવી શકાય. આ આખાય શાસ્ત્રાર્થનો સાર નીચે પ્રમાણે વિચારી શકાય—**

પૃ. ૨૪૭ (વિવેક, એજન) પર ' तथा हि ' શબ્દોથી આચાર્ય આ શાસ્ત્રાર્થ આરંભે છે. મહિમા (પૃ. ૨૨૮, એજન) 'यतः' શબ્દથી શાસ્ત્રચર્ચા આરંભે છે એટલો જ તફાવત છે. વ્યક્તિવિવેક પૃ. ૨૦૭ થી ૨૨૮ (આ. એજન) સુધીનો ભાગ આચાર્યશ્રીએ લગભગ ગાળી નાખ્યો છે. જો કે, પૃ. ૨૫૯ ઉપર અલંકારચૂડામણિમાં અવિમૃષ્ટવિધેયાંશદોષની ચર્ચાનું સમાપન કરતાં વ્યક્તિવિવેક પૃ. ૨૦૮ અને પૃ. ૨૦૯ નો અંશ અને છેલ્લે વળી, પૃ. ૨૫૩ (વ્યક્તિવિવેક એજન) ઉપરનું ઉદાહરણ આચાર્ય આપે છે. પૃ. ૨૪૭ -પૃ. ૨૫૮ ઉપરની 'વિવેક'ની લંબાણ ચર્ચામાં પણ જે અંશો ઉદ્ધૃત છે, એ તો સીધા વ્યક્તિવિવેકના જ છે. પણ તેમાંય પૂરેપૂરો વિસ્તૃત ભાગ આચાર્યશ્રીએ આપ્યો નથી, બલ્કે અર્થના ભોગ વગર પોતાની રીતે ચર્ચા ટૂંકાવી છે.

પૃ. ૨૪૭ (વિવેક, આ. એજન) પરની ચર્ચાનો આરંભ કરતાં આચાર્યશ્રી નોંધે છે કે, બધા જ સમાસોનું સામાન્ય લક્ષણ એ હોઈ શકે કે એમનું શરીર(=બંધારણ, રૂપ) વિશેષણ અને વિશેષ્યનું અભિધાન કરતાં પદોથી રચાયેલું હોય છે. મહિમા અહીં ઉમેરે છે કે, જો એમ ન હોય તો તેમની 'સમર્થતા' સિદ્ધ થતી નથી. - 'इतरथा तेषां समर्थताऽनुपपत्तेः (પૃ. ૨૨૮, એજન). આચાર્ય આ શબ્દો છોડીને આગળ વધતાં નોંધે છે કે, આ વિશેષણ-વિશેષ્ય-ભાવ દ્વિવિધ છે; સમાનાધિકરણ અને વ્યધિકરણ. તેમાંનો પહેલો તે કર્મધારયનો વિષય છે. જ્યાં બે કે બેથી વધુ પદો કોઈ અન્ય પદનાં વિશેષણરૂપ બને છે,ત્યારે તે બહુવ્રીહિનો પ્રાન્ત બને છે. વળી તેમાં જો સંખ્યા કે પ્રતિષેધ (negation) વિશેષણરૂપ બને છે, ત્યાં 'દ્વિગુ' અને 'नञ्' સમાસનો પ્રાન્ત બને

છે. બીજો પ્રકાર અનેકવિધ છે. કેમકે, તેમાં કારક સંબંધ વિશેષણરૂપે ગોઠવાય છે અને તે તત્પુરુષનો માર્ગ છે. વળી, તેમાં જો અવ્યયાર્થની વિશેષતા હોય, તો અવ્યયીભાવનો પરામર્શ થાય છે.

આ રીતે સમાસ વિશેષણ અને વિશેષ્ય એ ઉભય અંશનો સંસ્પર્શ કરે છે પણ જ્યારે વિશેષણાંશ પોતાના આશ્રય તેવા વિશેષ્યમાં ઉત્કર્ષ બતાવે અને તેથી વાક્યાર્થના ચમત્કારમાં કારણ બને તેથી પોતે પ્રધાન હોતાં, વિધેય બનવાને લાયક હોય ત્યારે વિશેષ્ય કેવળ ઉદ્દેશ્યરૂપ બનીને વિશેષણની અપેક્ષાએ ઊતરતું બને છે. અને આવે સમયે સમાસ ન કરવો જોઈએ. જો સમાસ અહીં કરવામાં આવે તો વિશેષણ-વિશેષ્યની પ્રધાનતા અ-પ્રધાનતા અસ્તમિત્ત થઈ જશે. આ વિશેષણ પછી એક હોય કે અનેક, એમાં વસ્તુસ્થિતિમાં કોઈ ફેર પડતો નથી. આ બધી ચર્ચા વ્યક્તિવિવેકમાંથી આચાર્યશ્રીએ શબ્દશઃ લીધી છે.

હેમચન્દ્ર મહિમાનું (પૃ. ૨૩૦ વ્ય.વિ ) અનુસરણ કરતાં આગળ નોંધે છે કે, "અહીં પૂર્વપક્ષી કદાચ એમ કહે ("ननु च० " વ્યક્તિવિવેક, પૃ. ૨૪૮, એજન) કે, વિશેષણત્વ તો (વિશેષણનું) અવચ્છેદક હોવાથી ગૌણ હોય જ છે, જ્યારે વિધેયત્વ વિવક્ષિતતારૂપે હોવાથી તેનું પ્રાધાન્ય જ હોય છે, તો આમ બન્ને વિગત ભાવ અને અભાવની માફક પરસ્પર વિરુદ્ધ સ્વભાવની છે; તો તેમનો એક જ સ્થળે, સમાવેશ થાય કે જેથી એક બાબતમાં (= પ્રાધાન્યની બાબતમાં) સમાસનો નિષેધ કરાય અને અન્ય બાબતમાં (અપ્રધાનતાની બાબતમાં) સમાસનું વિધાન કરાય" આવું થઈ શકે ?

સિદ્ધાંતી જવાબમાં જણાવે છે કે, આ દોષ અહીં આવતો નથી. વિરોધ તો શીત / ઉષ્ણ જેવી બે વસ્તુઓ ઉપર રહેલો છે. (જે વાસ્તવિક છે). જ્યારે અહીં (પ્રધાનતા / અપ્રધાનતા) બન્નેની વાસ્તવિકતા (ઉપરના વિરોધ-શીતોષ્ણ -જેવી) સિદ્ધ નથી; કેમ કે, એ બેમાંથી એક જ વાસ્તવિક છે, જ્યારે બીજી વિવક્ષાધીન હોવાથી તેનાથી વિપરીત (=અવાસ્તવિક) છે. અને 'વસ્તુ' તથા અ-વસ્તુનો ક્યારેય વિરોધ ઘટતો નથી. સાચા હાથી અને કાલ્પનિક સિંહ વચ્ચે કોઈ પણ વ્યક્તિ અન્યોન્ય વિરોધ સ્વીકારે નહિ. જ્યારે જ્યાં સુધી ફલભેદનો સંબંધ છે, ત્યાં તો બંનેમાં તે (= ફલભેદ) રહેલો છે જ. એકનું ફળ પદાર્થસંબંધમાત્ર છે, જે સકલજગદ્‌ગમ્ય છે, અને શાબ્દિકોનો પ્રધાન વિષય છે, જ્યારે બીજાનું ફળ તે થોડા સહૃદયો વડે સંવેદનીય કેવળ સુકવિઓનો જ વિષય બનતો વાક્યાર્થ ચમત્કારાતિશય છે.

અહીં ક્રમશઃ ઉદાહરણો (જોઈશું) (વિવેક પૃ. ૨૪૮ એજન, વ્યક્તિવિવેક, પૃ. ૨૩૧ એજન). તેમાં કર્મધારયમાં ઉદાહરણ, જેમકે, "उत्तिष्ठन्त्या रतान्ते०" વગેરે (વિવેક, શ્લોક ૩૫ પૃ. ૨૪૮ એજન). અહીં અંબોડો છૂટો પડીને વિખરાય અને આળસથી શોભતા બે હાથ હોવા તે અનુક્રમે ખભા અને શરીરનાં વિશેષણો છે, તે રતિના ઉદ્દીપન વિભાવરૂપ થતાં વાક્યાર્થની અનેરી

કમનીયતા આણે છે, એથી (તે) પ્રાધાન્યથી વિવક્ષિત હોતાં ('अंस,' અને 'वपुः') બેને સાથે સમાસમાં કવિએ જોડ્યાં નથી તેથી ન્યગ્ભાવિત થયાં નથી. એ જ રીતે અહીં, 'तत्कालकान्तिद्विगुणितसुरतप्रीतित्वं' એવું હેતુભાવયુક્ત વિષ્ણુનું વિશેષણ છે. એનાથી વિષ્ણુ (લક્ષ્મીને ફરી સુવાડવા રૂપ) જે કાર્ય કરે છે, તેમાં તેમના ઉચિત આચરણ રૂપી અતિશયની પ્રતીતિ થાય છે. આથી તે વિધેયરૂપે પ્રધાનસ્વરૂપે વિવક્ષિત છે, તેથી વિષ્ણુરૂપી વિશેષ્ય સાથે સમાસ કરીને કવિએ તેને અપ્રધાન બનાવ્યું નથી.

આચાર્ય હેમચન્દ્ર અહીં વિવેક(પૃ. ૨૪૮, એજન)માં વ્યક્તિવિવેક કારિકા ૨-૧૧, જેમ કે, "पदमेकं अनेकं वा ..... " વગેરે (વ્યક્તિવિવેકપૃ. ૨૩૧, એજન) ઉદ્ધૃત કરે છે. તેનો અર્થ એ છે કે, "એક અથવા અનેક પદ - જે કોઈ પદ કે પદો - વિધેયતા પામ્યાં હોય, તેનો બીજા (= વિશેષ્યપદ) સાથે સમાસ ન કરવો જોઈએ, અથવા પરસ્પર (વિશેષણપદ સાથે) પણ સમાસ ન કરવો જોઈએ."

એક પદનું તો ઉદાહરણ અપાયું છે. અનેક પદોનાં ઉદાહરણ જેમ કે, "अवन्तिनाथोऽयमुदग्र०" વગેરે (વિવેક , શ્લોક ૩૫૬) , અથવા, 'विद्वान् दारसखः०' (શ્લોક ૩૫૭, વિવેક) અથવા, 'राज्ञो मानधनस्य०' (શ્લોક ૩૫૯, વિવેક , એજન) તથા, 'हे हस्त दक्षिण !. (શ્લોક ૩૫૯, વિવેક, એજન) તથા, ' अङ्गराज ! सेनापते ! (વેણી. પૃ. ૮૦, વિવેક, શ્લોક ૩૬૦, એજન) વગેરેમાં જોવાં.

વિધ્યનુવાદભાવનું ફળ પણ વિશેષ્ય વિશેષ ભાવના ફળ જેવું હોય છે, તેથી ત્યાં પણ એ જ રીતે સમાસનો અભાવ જાણવો, જેમ કે, 'चापाचार्यस्त्रिपुरविजयी०' વગેરે આનાં પ્રત્યુદાહરણો મહિમાએ (વ્યક્તિવિવેક પૃ. ૨૩૪ -૨૩૮, એજન) ચર્ચ્યાં છે. તે આચાર્ય છોડી દે છે, અને નોંધે છે કે, જેમણે આવી બાબતોમાં સમાસ કર્યા છે તેમનાં ઉદાહરણોમાંથી તે જાણી લેવાં પછી, વળી વ્યક્તિવિવેક(પૃ. ૨૩૮, એજન)થી દોર પકડતાં આચાર્યશ્રી નોંધે છે કે, બહુવ્રીહિમાં (અ-સમાસનું ઉદાહરણ), જેમ કે, "येन स्थलीकृतो विन्ध्यो०" વગેરે (વિવેક, શ્લોક ૩૬૧, એજન); અહીં વિન્ધ્ય આદિ વિષયમાં સ્થલીકરણ આદિ જે વિશેષણરૂપે કહેવાય છે, તેનાથી એ કાર્ય કરવાવાળા, મુનિનું અત્યંત દુષ્કર કાર્ય કરવારૂપ શૌર્ય દ્યોતિત થાય છે, અને એ દ્વારા એમનો અનેરો તપઃપ્રભાવપ્રકર્ષ સમજાય છે. કારણ કે વિન્ધ્યાચળ રોજ રોજ ઊંચો વધતો હતો અને સૂર્યના પ્રકાશને તે ઢાંકી દેતો હતો તેથી જગત અંધકારમય બની જાય તેમ હતું, અને બીજી બાજુ સાગર અગાધ અને પાર ન કરાય તેવો હતો. વાતાપિએ પોતાની માયાથી સકળ વિશ્વને ગ્રસ્ત કરી લીધું હતું. આથી આ વિશેષણો પ્રધાનરૂપે કહેવાયાં છે અને તેમની સાથે સમાસ ન કરીને કવિએ તેમને નિર્જીવ થતાં બચાવ્યાં છે. તેનું પ્રત્યુદાહરણ છે. - यः स्थलीकृत० વગેરે (શ્લોક. ૩૬૨, વિવેક, એજન).

કેટલાક લોકો એમ માને છે કે, અહીં ઉદાહરણ અને પ્રત્યુદાહરણમાં કોઈ ઉત્કર્ષાપકર્ષ

જણાતો નથી. એમને એવું પૂછવું જોઈએ કે, જે સ્થળે ઉત્કર્ષાપકર્ષ જણાતો નથી, તે બધા જ સમાસોમાં કે કેવળ બહુવ્રીહિમાં જ ? તો એનો જવાબ તો સહૃદયોને જ પૂછવો જોઈએ. એમને તો આ બધામાં ખૂબ તફાવત જણાય છે.

હવે જો કેવળ બહુવ્રીહિમાં જ તે જણાય તો તે બરાબર નથી. જો કર્મધારય વગેરે સમાસોના જ્ઞાનમાં સમાસ કે તેના અભાવની અસર દર્શાવવામાં ક્ષમતા હોય, તો આ બાબતમાં તેને અસંભવિત માનવું યુક્તિયુક્ત નથી. એમ તો ભૂમિ વગેરે કારણ સમુદાયના રહેવા છતાં અંકુર વગેરે કાર્યની ઉત્પત્તિનો અભાવ માનવાનું પણ સંભવિત થશે. આથી (સમાસ / અસમાસ વિશે) આ પ્રતીતિભેદ અથવા જ્ઞાનગત ભિન્નતા માનવી જ પડશે. જો ન માનવી હોય તો ક્યાંય પણ ન માનવી જોઈ. એ બાકી આવી અર્ધજરતીય પદ્ધતિથી કોઈ લાભ નહિ થાય.

અથવા તો, બુદ્ધિશાળી વ્યક્તિ અહીં પણ પ્રતીતિ વૈચિત્ર્ય સ્વીકારે. અહીં એટલે જ્યાં પદાર્થોનું કથન વિધ્યનુવાદભાવની વિવક્ષાએ કરવામાં આવે છે ત્યાં, કારણ કે ત્યાં પ્રધાનતા/અપ્રધાનતાની વિવેક્ષાથી જ સમાસના હોવા ન હોવાની વિગત સ્વીકારાઈ છે. ઉદાહરણ જેમ કે, सूर्याचन्द्रमसौ० વગેરે (વિવેક, શ્લોક ૩૬૩, એજન)

અહીં ત્રૈલોક્યના એકમાત્ર આભૂષણ અને ચરાચર વિશ્વના પ્રાણરૂપ પ્રસિદ્ધ ભગવાન સૂર્ય અને ચન્દ્રને શબ્દ દ્વારા ઉલ્લેખીને તેમનું માતામહત્વ તથા પિતામહત્વ વિહિત કરાયું છે. ને આ પુરૂરવા કે જે સર્વોત્કૃષ્ટ કુળોના સંબંધથી જન્મ્યો છે, તેના મહત્ત્વને અદ્ભુત પરાકાષ્ઠાએ પહોંચાડે છે. કારણ કે, જે ન્યાય વિશેષણ / વિશેષ્યભાવને માટે (સમાસ/અસમાસનો) બતાવાયો છે, એનાથી આ પદ્યમાં પણ અનુદ્યમાન(સૂર્ય / ચંદ્ર)માં રહેલું અતિશય મહત્ત્વ પોતાના વિધીયમાન (માતામહ /પિતામહ)ના સ્વરૂપમાં પહોંચે છે, અને ત્યાંથી તેમના સંબંધી(= પુરૂરવા)માં પહોંચે છે, કેવળ તેમનું સ્વરૂપ જ ભિન્ન છે, જ્યારે 'પરંપરાથી વાક્યાર્થના ઉત્કર્ષરૂપી ફળ તો બન્નેમાં સમાન જ છે. આથી પ્રધાન રૂપે વિવક્ષિત હોવાને નાતે તે બે વિશેષ્યો સાથે સમાસમાં ગોઠવીને મલિન કરાયાં નથી. અથવા "जनको जनको यस्याः०" (શ્લોક ૩૬૪, વિવેક, એજન) વગેરેમાં પણ તેમ જ છે.

દ્વિગુમાં જેમ કે, 'उपपन्नं ननु०' વગેરેમાં અહીં સંખ્યાની પ્રતીતિ પ્રધાનતા માટે છે. એમાં એક વિશેષણ છે જેનાથી બધાં અંગોમાં કુશળતાની પ્રતીતિ થાય છે અને એ દ્વારા (વિવક્ષાથી) બે પ્રકારની આપત્તિના પ્રતિકારથી રાજાની કુશળતાની ઉપપત્તિનો પરિપોષ થાય છે. આથી સંખ્યાનો એ અંગો સાથે સમાસ નથી કર્યો (એટલે કે, 'सप्तसु अङ्गेषु ' - એમ, રાખ્યું છે.) અને વળી, જેમ કે, 'निग्रहात् स्वसुराप्तानां०' (શ્લોક ૩૬૬, વિવેક એજન) વગેરેમાં પણ તેમ જ છે.(અહીં પણ 'दशसु मूर्धसु' એમ અસમાસ છે) પ્રત્યુદાહરણમાં એ જ પદ્યોમાં સંખ્યા અને સંખ્યાવાનને સમાસમાં જોડી શકાય છે.

તે પછી મહિમા 'नञ्' - સમાસના ઉદાહરણ / પ્રત્યુદાહરણ ટાંકે છે. પણ હેમચન્દ્ર જણાવે છે કે, 'नञ्' સમાસનો વિષય તો આગળ વિસ્તારથી દર્શાવ્યો છે, અને સ્થાપિત કર્યો છે. (પૃ. ૨૫૧, વિવેક, એજન). ફરી વ્યક્તિવિવેક(પૃ.૨૪૪, એજન)નું અનુસરણ કરતાં હેમચન્દ્ર નોંધે છે કે, - તત્પુરુષમાં કર્તાનું ઉદાહરણ જેમ કે, देशः सोऽयं० વગેરે (શ્લોક ૩૬૭ વિવેક,એજન). અહીં 'रामेण' એ પદ દ્વારા રામનો કર્તૃભાવ દ્વારા કરણક્રિયામાં કર્તારૂપે જે વિશેષણભાવ છે, તે એની (કરણક્રિયાની) દારુણતાના અતિરેકરૂપી ઉત્કર્ષને દ્યોતિત કરે છે, જે દ્વારા રૌદ્રરસનો અંતે પરિપોષ સધાય છે. આથી કર્તાની પ્રધાનતા હોવાથી તેને વિશેષ્યભૂત ક્રિયા સાથે સમાસમાં જોડીને ગૌણ બનાવાતો નથી. (આ ચર્ચા મહિમા, પૃ. ૨૪૪-૪૫ પ્રમાણે છે.)

કર્તા આદિ અનેકનું તુલ્યરૂપે વિશેષણભાવે જે કથન થાય છે, તેને દ્વંદ્વ સમાસનો વિષય માનવામાં આવે છે, તેથી તેના સ્વરૂપના નિરૂપણને અવસરે જ તેમના (=કર્તા વગેરેના) પ્રાધાન્ય/અપ્રાધાન્યને બતાવીશું, તેથી અહીં તેનું ઉદાહરણ અપાયું નથી, અને વિધ્યનુવાદભાવનું પણ ઉદાહરણ અપાયું નથી, કેમ કે, તે ભાવ વિશેષ્યભાવ જેવો છે, તેથી તેના જેવી જ વાત અહીં પણ રહેલી છે. આનું પ્રત્યુદાહરણ છે, જેમ કે, "यस्यावमत्य०" વગેરે (શ્લોક ૩૬૮, વિવેક, એજન).

કર્મનું ઉદાહરણ, જેમકે, कृतककुपितैः० વગેરે (શ્લોક ૩૬૯, વિવેક, એજન). આ ઉદાહરણમાં ગમનક્રિયા કે જે સીતાના વિશેષણરૂપે છે, તેમાં 'વન' એ કર્મરૂપે વિશેષણ બને છે. તે સીતા, કે જે રામની પ્રીતિપ્રકર્ષથી યુક્ત છે, તેને — બીજી કુલસ્ત્રીઓમાં દુર્લભ એવા દુષ્કર કાર્ય કરવાનું સાહસ - વિશે જ્ઞાન કરાવે છે. કારણ કે વનવાસ (રૂપી કાર્ય) અત્યંત કષ્ટકારક છે. આ ઉત્કર્ષ પણ રામના રતિસ્થાયીમાં ઉદ્દીપક બને છે, આથી પ્રધાન છે. આથી 'गता'ની સાથે તેનો સમાસ કરીને તેને અપ્રધાન બનાવાતું નથી.

અને વળી, ' गुर्वर्थमर्थी०' (શ્લોક ૩૭૦, વિવેક, એજન) વગેરેમાં. ' गुर्वर्थम् ' એ પદાર્થ અર્થી (= યાચક) પદાર્થમાં અર્થન ક્રિયા દ્વારા વિશેષણ છે. તે અર્થી(= રઘુ)માં શ્લાઘ્યત્વની પ્રતીતિ કરાવે છે. અને એ દ્વારા એના ઉત્સાહને વધારનાર બને છે. તેથી પ્રધાનરૂપે કહેવાય છે. આથી 'अर्थी' પદ સાથે સમાસ કરીને વિદ્વાનોની દૃષ્ટિમાં તેને હેય નથી બનાવાયું અથવા તો, જેમ કે, 'संवर्धितानां सुतनिर्विशेषम्०'(શ્લોક ૩૭૧, વિવેક, એજન)માં. તેનું પ્રત્યુદાહરણ છે, 'प्रदक्षिणक्रियातीतः०' વગેરે (શ્લોક ૩૭૨, વિવેક, એજન), तमभ्यनन्दत्० વગેરે (શ્લોક ૩૭૩ વિવેક, એજન) અથવા यथाकामार्चितार्थिनाम्० વગેરે (શ્લોક ૩૭૪, વિવેક, એજન). અથવા 'यथाकालप्रबोधिनाम्०' વગેરે (શ્લોક ૩૭૫, વિવેક, એજન).

કરણનું ઉદાહરણ (જેમ કે), आलोकमार्गः, વગેરે (શ્લોક ૩૭૬, વિવેક, એજન). અહીં केशहस्तने કર્મ બનાવીને રોધનક્રિયામાં 'करेण' 'કર વડે' એમ કરણકારક એવું કરનું વિશેષણ બન્યું. તેનાથી તેની (= સ્ત્રીની) ઉત્કૃષ્ટ એવી શીઘ્રતા, ઉત્સુકતા, અને પ્રસન્નતામાં પ્રકર્ષરૂપી

અતિશય પ્રતીત થાય છે, એનાથી વધૂ અને વરની અસાધારણ રૂપસંપત્તિનો બોધ થાય છે, જે દ્વારા જોવામાં અવરોધકારક એટલી ક્ષણને પણ વિઘ્નરૂપ માનીને હંમેશ પોતાને આધીન એવા કરકમળથી એને રોક્યો પણ નહિ. આમ, અહીં કરણની પ્રધાનતા છે, જેથી તેને સમાસમાં ન જોડીને ગૌણ ન બનાવ્યું. અને વળી, જેમ કે, 'कर्तृमक्षमया मानं०' વગેરે(શ્લોક ૩૭૭, વિવેક, એજન)માં પણ (તેમ જ છે). એનું પ્રત્યુદાહરણ "धात्रा स्वहस्तलिखितेन०" વગેરે (શ્લોક ૩૭૮, વિવેક, એજન) વગેરે છે. (આ બધું વ્યક્તિવિવેક પૃ. ૨૪૮, આ. એજન પ્રમાણે છે.)

(વ્યક્તિવિવેક પૃ. ૨૪૮) સંપ્રદાનનું ઉદાહરણ, જેમ કે पौलत्स्य: स्वयमेव० વગેરે (શ્લોક ૩૭૮, વિવેક, એજન) છે. અહીં ભાર્ગવ દ્વારા જીતીને કરાયેલા પૃથિવીદાનમાં 'द्विजेभ्य:' એ સંપ્રદાનરૂપ વિશેષણ છે. તે દ્વારા પાત્રને આપવા રૂપી ઉત્કર્ષ આવે છે અને તેનાથી પરશુરામના શૌર્યાતિરેકની વ્યંજના થાય છે. આ રીતે તે (વિશેષણ) રાવણના કોપનું ઉદ્દીપનકારક થાય છે. તેથી તે પ્રધાનરૂપે વિવક્ષિત હોવાથી 'દત્તા' એ પદ સાથે તેને સમાસમા જોડીને કવિએ તેની શોભા હણી નથી. પહેલાંની માફક (' विप्रप्रदत्तामही ' એમ સમાસ કરીને) આનું પ્રત્યુદાહરણ જાણવું.

અપાદાનનું ઉદાહરણ જેમ કે, (વ્યક્તિવિવેક પૃ. ૨૫૦ એજન) ताताज्जन्म० વગેરે (શ્લોક ૩૮૦, વિવેક, એજન) છે. અહીં 'તાતથી' અને 'ક્ષુદ્રતાપસથી' એમ જે જન્મનાં કારણ એવાં અપાદાન (વાચક પદો છે, તેમનાથી) બે વિશેષણો બને છે અને તે ઉત્કર્ષ અને અપકર્ષ દ્વારા એમનાથી યુક્ત કુંભકર્ણની અતિશય કુલીનતા અને શક્તિહીનતાનો બોધ કરાવે છે. (તે અનુક્રમે तातात् એટલે કે ) પિતા(બ્રહ્મા)ના પૌત્ર હોવારૂપ તથા મહામુનિ(ના) પુત્ર હોવા રૂપ (કુલીનતા સૂચવે છે.) પછી તે જ ભાઈ દશાનનની શોક તથા લજ્જાની આગમાં ઈંધણરૂપ બને છે. આથી પ્રધાનરૂપે (તે વિશેષણો) અપેક્ષિત છે. તેથી તેમને ('જન્મ' અને 'નિધન' પદો સાથે) સમાસમાં જોડીને ગૌણ નથી બનાવાયાં.

અધિકરણનું ઉદાહરણ જેમ કે, शैशवेऽभ्यस्त० (શ્લોક ૩૮૩, વિવેક, એજન) વગેરે છે. અહીં तपस्विभिर्या० વગેરે ઉદાહરણ (વ્યક્તિવિવેક પૃ. ૨૫૧, એજન), આચાર્યે છોડી દીધું છે. અને તે પછીનું એક જ ઉદાહરણ લીધું છે. આ शैशवे० વગેરેની સમજૂતી મહિમાએ નથી આપી તે હેમચન્દ્ર વિવેકમાં (પૃ. ૨૫૪, એજન) જોડે છે. અહીં शैशवे० વગેરે अभ्यस्तविद्यत्व व० નાં અધિકરણ રૂપે જે વિશેષણો છે તે દ્વારા રઘુઓના બીજા કુળથી વિલક્ષણતા રૂપ અતિશયને સ્થાપિત કરતાં (તેમના) યથોચિત नयविनयादिसंपत्નું ઉન્મીલન કરે છે, તેથી તે પ્રધાનરૂપે વિવક્ષિત હોવાથી ('રઘુઓ'વાચી) પદ સાથે સમાસમાં સમશીર્ષક બનાવાયાં નથી. આનું પ્રત્યુદાહરણ (વ્યક્તિવિવેક પૃ. ૨૫૧, એજન) જેમ કે रेणुरक्तविलिप्ताङ्गो વગેરે (શ્લોક ૩૮૪, વિવેક, એજન) છે.

સંબંધનું ઉદાહરણ જેમ કે, द्वयं गतं संप्रति० વગેરે (શ્લોક ૩૮૫, વિવેક, એજન) છે. અહીં શોચનીયતા પ્રાપ્ત થવા વિશે હેતુરૂપ જે સમાગમની પ્રાર્થના છે તેમાં સંબંધી દ્વારા कपालिन:

એમ વિશેષણ છે. તે તેની (સમાગમપ્રાર્થનાની) (શોચનીયતા પ્રાપ્ત કરવાની) ક્ષમતાને ખૂબ વધારી દે છે. કેમ કે, જે (कपाल =) ખપ્પરધારી છે અને બધા જ પ્રકારના અમંગળનું ઘર છે, તે નિંદિત આચારમાં લાગેલો છે, તેથી તેનાં દર્શન કે (તેની સાથેની) વાતચીત પણ નિષિદ્ધ છે. આથી વિધેય હોવાથી પ્રધાનરૂપે તે (વિશેષણ) વિવક્ષિત છે તેથી વિશેષ્ય સાથે તેને સમાસમાં જોડ્યું નથી. (આ પછી વ્યક્તિવિવેકનું जनको जनकः यस्याः० વગેરે ઉદાહરણ (પૃ. ૨૫૨, એજન) આચાર્યશ્રી છોડી દે છે અને એ પછીનું ત્યાંથી જ લે છે) અને વળી 'स्कन्दस्य मातुः' (શ્લોક ૩૮૬, વિવેક, એજન) અને 'कः क्षमेत तवानुजः०' વગેરે (શ્લોક ૩૮૭, વિવેક, એજન) આનાં ઉદાહરણો છે, એનું પ્રત્યુદાહરણ તો ' किं लोभेन विलङ्घितः० ' વગેરે (શ્લોક ૩૬૪, અલંકાર ચૂડામણિ) બતાવ્યું જ છે. (અહીં આચાર્યશ્રી વ્યક્તિવિવેકમાંથી 'पृथ्वि ! स्थिरीभव !' વગેરે ઉદાહરણ (પૃ. ૨૫૩, વ્યક્તિવિવેક એજન) છોડી દે છે અને વળી, (વ્યક્તિવિવેક પૃ. ૨૫૩, એજન) 'जयाशा यत्र०' (શ્લોક ૩૮૮, વિવેક, એજન) વગેરે પણ સંબંધનું પ્રત્યુદાહરણ છે. અહીં હરિ સાથેના સંબંધથી ( = हरिचक्रेण ) ચક્રના વિષયમાં જયની આશા થઈ શકે. આથી પ્રાધાન્ય હરિમાં હોવું જોઈએ માત્ર ચક્રમાં નહિ પણ તેનું (='હરિ' પદનું) પ્રાધાન્ય સમાસમાં ડૂબી ગયું છે. વિભક્તિઓના અન્વય = રહેવાથી જ, વિશેષણોમાં વિધેયતાની પ્રતીતિ થાય છે.-વિભક્તિના વ્યતિરેક (=અભાવમાં) તે થતી નથી અને તેથી એમનામાં (= વિશેષણોમાં) શાબ્દી અપ્રધાનતા રહે છે, પણ અર્થતઃ પ્રધાનતા (જણાય છે), કેમ કે, તે (વિશેષણો) બીજાં પ્રમાણોથી સિદ્ધ એવા પોતાના ગુણોનો ઉત્કર્ષ વિશેષ્યમાં નાખે છે. આથી વિશેષ્યો કે જે અનુદ્યમાન થાય છે (અર્થાત્, જેમનો કેવળ અનુવાદ માત્ર થાય છે.) તેમની શબ્દશઃ પ્રધાનતા અને અર્થતઃ અપ્રધાનતા પ્રતીત થાય છે.

(આ પછીનો થોડો અંશ વ્યકિત વિવેક પૃ. ૨૫૫ એજન, - एतदाचार्यस्याप्यनुमतमेव......चिन्त्यम्। હેમચંદ્ર છોડી દે છે, અને ફરી વ્યક્તિવિવેકનો દોર યથાશબ્દ પકડે છે.)

અને સમાસમાં (વિવેક, પૃ. ૨૫૫ એજન, વ્યક્તિવિવેક પૃ ૨૫૫ એજન) વિભક્તિનો લોપ થાય છે તેથી ઉત્કર્ષ-અપકર્ષનો બોધ થતો નથી. તેથી તેના (બોધ ઉપર) આશ્રિત રસ વગેરેની પ્રતીતિ થતી નથી. આથી (રસ) જેનો આત્મા છે. એવા કાવ્યના વિધેયાંશનો ઉત્કર્ષ ન પ્રતીત થવો, (अविमृष्टविधेयांशत्वं); (વ્યક્તિવિવેકમાં વિધેયાવિમર્શઃ એવા શબ્દ છે) તેને દોષ મનાયો છે.

અવ્યયીભાવમાં ઉદાહરણ જેમ કે 'सा दयितस्य०' વગેરે (શ્લોક ૩૮૯, વિવેક, એજન); (વ્યક્તિવિવેક પૃ. ૨૫૭, એજન) છે. અહીં 'दयितस्य' એ સંબંધ - તત્ત્વ દ્વારા, 'समीपे'નું વિશેષણ છે, તે દયિત વિશે એવો ઉત્કર્ષ સિદ્ધ કરે છે કે, તે અગણિત સારાં કામોનાં ફળરૂપે પ્રાપ્ત થયો છે, આથી તે રતિનો ઉદ્દીપક બની જાય છે, તેથી તે પ્રધાનરૂપે વિવક્ષિત છે. તેથી 'उपदयितम् ' એમ 'उप' એવા સમીપાર્થક અવ્યય સાથે સમાસમાં જોડીને તેને અપ્રધાન બનાવાયું નથી. આ જ રીતે,

कृत्, तद्धित વગેરેનો પ્રતિષેધ પણ જાણવો. ત્યાં પણ કહ્યા પ્રમાણે જ પ્રધાન-ગૌણ-ભાવની વિવક્ષા રહેલી છે. (અહીં અવ્યયીભાવમાં પ્રત્યુદાહરણ, વ્યક્તિવિવેકમાં અપાયું છે, પણ આચાર્યશ્રી તે ચર્ચા વગર છોડી દે છે; માત્ર એટલું નોંધે છે કે, પ્રત્યુદાહરણ, 'मध्ये व्योम०' (શ્લોક ૩૪૮, અલં.ચૂડમણિ; વ્યક્તિવિવેક પૃ. ૨૫૭ એજન) વગેરે તો દર્શાવેલું જ છે.

તે બે(=कृत् ; तद्धित)નું ઉદાહરણ જેમ કે, यः सर्वं कषति० (શ્લોક ૩૯૦, વિવેક, એજન), વગેરે છે. અહીં 'सर्व' વગેરેનું 'कषण' વગેરે વિશે કર્મભાવે ગ્રહણ થયું છે, તે તેમનામાં ઉત્કર્ષ લાવે છે તેથી પ્રધાનરૂપે વિવક્ષિત છે, તેથી તેમની સાથે (सर्वंकषः, कुक्षिम्भरिः, विधुन्तुदः) એમ 'कृत्' વૃત્તિ કરીને તેમને ગૌણ બનાવાયાં નથી. 'सर्व'ના અર્થમાં સંસારને અભયદાન કરવામાં જે કટિબદ્ધ રહે છે, તે બોધિસત્ત્વોનાં ચરિતોનો સંગ્રહ થઈ જાય છે. જેઓ 'ખલ' છે, તે દંભ વગેરે દોષનો આરોપ કરીને તેમનાં ચરિતને લાંછિત કરે છે. અહીં 'कुक्षि' એ શરીરનું ઉપલક્ષણરૂપ છે, અને તે બધી રીતે અપવિત્ર અને વિનશ્વર છે. વિધુ (=ચંદ્ર) આખા જગતને આનંદ આપે છે. આથી આ બધા કષણ વગેરેના કર્તાઓમાં અકાર્ય કરવાને લીધે જે અપરાધ સિદ્ધ થાય છે, તેમનામાં ઉત્કર્ષ લાવે છે. આથી તે પ્રધાનરૂપે વિવક્ષિત છે. શિરચ્છેદ પણ તેમનામાં ઉત્કર્ષ આણે છે કે, શરીરના દંડમાં એનાથી મોટો બીજો દંડ નથી.

એ જ રીતે, रामोऽस्मि सर्वं सहे, વગેરે એનું જ ઉદાહરણ છે. રામભદ્ર ઉચિત કાર્ય જ કરે, એ વિશે તો શું કહેવાય ? તેઓ તો દશરથનાં સંતાન છે, વગેરે અર્થ આવે છે. પ્રત્યય લાગ્યા પછી 'कषण' વગેરેમાં 'सर्व' વગેરેના કર્મના અંશને દબાવીને ફક્ત કર્તૃઅંશ જ પ્રધાનરૂપે જણાય છે. 'સર્વ' વગેરેના કર્મનો અંશ પ્રધાનરૂપે નથી જણાતો, કેમ કે પ્રત્યયનું વિધાન કર્તૃ-અંશમાં જ થાય છે. વાક્યમાં જો કે, શાબ્દબોધની પ્રક્રિયામાં ક્રિયાની પ્રતીતિ જ પ્રધાનરૂપે થતી હોય છે, પણ જો વિવક્ષા અમુક પ્રકારની હોય તો કારકોમાં પ્રધાનતાની પ્રતીતિ થતી હોય છે. વળી, એમ કહેવું પણ બરાબર નથી કે, સાધ્ય (ક્રિયા) અને સાધન (કારક) બન્નેનું, એક સાથે પ્રાધાન્ય માનવું બરાબર નથી; કેમ કે, પ્રાધાન્ય ત્રિવિધ હોઈ શકે છે, જેમ કે, શબ્દસામર્થ્યકૃત, અર્થસામર્થ્યકૃત અને વિવક્ષાકૃત. આમાંનું ત્રીજું બલવત્તર મનાયું છે. તેથી બીજાં બે પ્રકારનાં પ્રાધાન્યો એની સમકક્ષ માની શકાય નહિ.

તો, અહીં તાત્પર્ય આ પ્રમાણે છે કે, જે કોઈ પણ રીતે પ્રધાનરૂપે વિવક્ષિત હોય, એને સમાસમાં જોડી શકાય નહિ. અને એ પણ નિયત નથી કે, બીજું કોઈ ફક્ત વિશેષ્ય જ હોય. તે ગમે તે હોઈ શકે. આ રીતે દ્વન્દ્વપદ અને સરૂપપદના અર્થોમાં વિશેષણ -વિશેષ્ય -ભાવ ન હોવા છતાં, જ્યારે સંબંધની વિવક્ષા રૂપ પ્રાધાન્ય વિવક્ષિત હોય, તો એમનો પણ સમાસ કે એકશેષ અભીષ્ટ નથી જ, જેમ કે, किमञ्जनेन० વગેરે (શ્લોક ૩૯૧, વિવેક, એજન). આ સઘળી ચર્ચા આચાર્યશ્રી વ્યક્તિવિવેક પૃ. ૨૬૨, એજન, ને સામે રાખીને જ કરે છે. किमञ्जनेन० વગેરેમાં

બધાંનો એક મંડન-ક્રિયા સાથે સંબંધ બતાવાયો છે. આથી એ દ્વારા તે દરેકની પ્રધાનતા સિદ્ધ થાય છે અને તે રતિના ઉદ્દીપન માટે અહીં વિવક્ષિત છે. આથી, એ રૂપ વગેરેની પ્રધાનતા, એમને સમાસમાં જોડીને ખંડિત કરાઈ નથી. यान्त्या मुहुः० વગેરે (શ્લોક ૩૯૨, વિવેક, એજન) વગેરેમાં પણ તેમ જ સમજવાનું છે.

એકશેષમાં ઉદાહરણ જેમ કે, प्राप्तावेकरथारूढौ० વગેરે (શ્લોક, વિવેક, શ્લોક ૩૯૨, એજન, વ્યક્તિવિવેક (પૃ. ૨૬૩, એજન). આ શ્લોકમાં પણ સમાસ કરાયો નથી. જો એકશેષ સમાસ કરવામા આવે તો આ જ ઉદાહરણ પ્રત્યુદાહરણ બની જાય.

વિવેકમાં હવે પછીની ચર્ચા આચાર્યશ્રીએ બેઠી મહિમા(પૃ. ૨૬૪, વ્યક્તિવિવેક ૨)માંથી જ લીધી છે. તે આ પ્રમાણે - જ્યાં આ પ્રધાનેતરભાવ વિવક્ષિત નથી હોતો, અને વિશેષણ - વિશેષ્યભાવ કેવળ સ્વરૂપમાત્રનો જ બોધ કરાવે છે, ત્યાં સમાસ કરવો કે ના કરવો તે માટે (કવિને) (પોતાની પસંદગી પ્રમાણે) છૂટ છે. જેમ કે, "स्तनयुगमश्रुस्नातं०" વગેરે (શ્લોક ૩૯૪, વિવેક, એજન; પૃ. ૨૬૪, વ્યક્તિવિવેક એજન) અહીં રિપુસ્ત્રીઓ માટે 'भवतः' અને સ્તનયુગ માટે 'રિપુસ્ત્રીથી' સંબંધી હોવાને નાતે, વિશેષણરૂપે આવે છે. તેનાથી તેમનો ઉત્કર્ષ બતાવવો અભીષ્ટ નથી. ફક્ત એમના સંબંધ-માત્રની તેમાં પ્રતીતિ થાય છે. હવે આવી પ્રતીતિ તો, "व्रतमिव भवदरिवधूस्तनद्वयम्" એવો સમાસ પ્રયોજવાથી પણ એ જ રીતે થાય છે, જેમ કે, આ પદ્યમાં 'रिपुस्त्रीणां'(એ સામાસિક પદ)માં સ્ત્રીઓનો રિપુઓ સાથેનો સંબંધમાત્ર પ્રતીત થાય છે.

આ પછી આચાર્યશ્રી (પૃ. ૨૫૬-૭ વિવેક, એજન) વ્યક્તિવિવેક(પૃ. ૨૬૪,૫)માંથી ત્રણ કારિકાઓ (વ્યક્તિવિવેક II, ૧૪,૧૫,૧૬ - પૃ. ૨૬૪ એજન) યથાવત્ ઉદ્ધૃત કરે છે, તે પ્રમાણે –

'ઉત્કર્ષ અને અપકર્ષ વગર ક્યારે ય પદાર્થો સ્વાદુ બનતા નથી. તે (=સ્વાદ / ચમત્કાર) ને માટે જ કવિઓ અલંકારોનો આશરો લે છે; (વ્યક્તિવિવેક ૨/૧૪). તે (-ઉત્કર્ષ / અપકર્ષ ) વિધેય / અનુવાદ્ય રૂપે થયેલી વિવક્ષા ઉપર નિર્ભર છે. આ વિવક્ષા (પદને) સમાસમાં જોડવાથી અસ્ત પામે છે, તે અનેક વાર પ્રતિપાદિત કરાયું છે. (વ્યક્તિવિવેક ૨/૧૫) આથી જ એકલી વૈદર્ભી રીતિ જ પ્રશસ્ય મનાઈ છે કેમ કે, એમાં સમાસોનો સંસ્પર્શ નથી જ હોતો (વ્યક્તિવિવેક ૨/૧૬) જ્યારે સમાસ તો પદાર્થોનો ફક્ત સંબંધ જ કહેશે, નહિ કે ઉત્કર્ષ કે અપકર્ષ; (વ્યક્તિવિવેક ૨/૧૬)નાં ત્રણ ચરણ, વિવેકમાં બરાબર આ જ રીતે ઉદ્ધૃત કરાયાં છે. (પૃ. ૨૫૭, એજન) (ચોથા ચરણની પહેલાં ઉદાહરણ અપાય છે ). જેમ કે 'ऊर्ध्वाक्षितापगलितेन्दु०' વગેરે (વિવેક, શ્લોક ૩૯૫, એજન) વગેરેમાં જ્યારે વાક્યમાં તો બન્ને (=ઉત્કર્ષ / અપકર્ષ) પ્રતીત થાય છે. (વ્યક્તિવિવેક ૨/૧૭ d- ચતુર્થ ચરણ, પૃ. ૨૬૬, એજન) જેમકે, 'न्यक्कारो ह्ययमेव०' વગેરે (શ્લોક ૩૯૬, વિવેક એજન, વ્યક્તિવિવેક પૃ. ૨૬૬ એજન)માં. આ ઉદાહરણ પછી વ્યક્તિવિવેકમાં કારિકાઓ , II ૧૮, ૧૯, ૨૦ (પૃ. ૨૬૮, એજન) અપાઈ છે પણ આચાર્યશ્રી

તે પહેલાં न्यक्कारो० વગેરે શ્લોકમાં રહેલા ધ્વનિને સ્પષ્ટ કરે છે (વિવેક પૃ. ૨૫ એજન) જે વાસ્તવમાં અસ્થાને બિનજરૂરી વિસ્તારરૂપ જણાય છે તેથી આપણે તે છોડીને આચાર્યશ્રી સાથે (વિવેક, પૃ. ૨૫૭, એજન) પુનઃ વ્યક્તિવિવેક કારિકાઓ, II ૧૮, ૧૯, ૨૦નું અનુસંધાન કરી આગળ ચાલીશું. આ કારિકાઓનો ભાવ આ પ્રમાણે છે :-

(વ્યક્તિવિવેક ૨/૧૮) - પણ આં(=સમાસ)નો પ્રયોગ શાન્ત, શૃંગાર અને કરુણરસો છોડી (બીજા) રસોની અપેક્ષાએ પ્રશસ્ય છે. (વ્યક્તિવિવેક ૨/૧૯) કેમ કે, સમાસ, છંદ (શબ્દ અને અર્થગત) વૃત્તિઓ, કાકુઓ વગેરે વાચિકાભિનયાત્મક હોવાથી રસાભિવ્યક્તિના હેતુઓ છે. વળી, એ સમાસ પણ અર્ધા પદ્ય સુધીનો જ કરવો જોઈએ, નહિ તો (લખાણ) ગદ્યરૂપ બની જવા સંભવ છે. ગદ્યમાં છંદ ન હોવાથી (છંદમાં જન્મતી ) રસની અંભિવ્યક્તિનું (એક કારણ ઓછું થાય છે.) (વ્યક્તિવિવેક ૨/૨૦, એજન); જેવું આગળના ऊर्ध्वाक्षितापतल વગેરે ઉદાહરણમાં જોયું. પછી, કારિકા ૨/૨૧ (વ્યક્તિવિવેક પૃ. ૨૬૮, એજન) ટાંકતાં આચાર્યશ્રી નોંધે છે કે, - જો સમાસથી એમાં આવેલા પદાર્થો)નો સંબંધ પરસ્પર તૂટતો ન હોય તો (તે સમાસનો ) વચ્ચે ભંગ ન કરવો, કારણ કે, (તે વખતે સમાસભંગ), રસભંગકારક બની જશે. –

(અહીં વ્યક્તિવિવેક પૃ. ૨૬૮ એજન) ઉપર 'तस्याच्छिन्नः' એવો પાઠ છે જ્યારે વિવેક, પૃ. ૨૫૮, એજન ઉપર 'तस्याभिन्नः' એવો પાઠ છે. **વ્યક્તિવિવેકના સમીક્ષિત સંપાદન માટે કાવ્યાનુશાસનની મદદ લઈ શકાય.** )

-જેમ કે, 'माद्यद्दिग्गजगण्ड०' વગેરે (શ્લોક ૩૯૭, વિવેક, એજન) વગેરેમાં. અહીં આચાર્યશ્રી મહિમા(પૃ. ૨૬૮, વ્યક્તિવિવેક એજન, વૃત્તિ, ૨/૨૧ ઉપર)નો અભિપ્રાય સ્વીકારીને જણાવે છે કે પ્રસ્તુત શ્લોકમાં 'क्षुण्णस्रवच्चन्दनः' એ પાઠ વધુ યોગ્ય છે. અહીં વ્યક્તિવિવેક (પૃ. ૨૬૮, એજન) એવું નોંધે છે કે, ક્યાંક આ પાઠ, ('क्षुण्ण' વગેરે) પણ જોવા મળે છે. આ શબ્દો- 'क्वाप्ययमपि पाठो दृश्यते' તે વિવેકમાં વાંચવા મળતા નથી.

એ પછી, વ્યક્તિવિવેકનો દોર ( પૃ. ૨૬૯, એજન) પકડતાં આચાર્યશ્રી ફરી નોંધે છે કે, "આ વિધેયત્વ એ પ્રાધાન્યનું ઉપલક્ષણ છે કેમ કે, તે બે વચ્ચે અ-વ્યભિચાર જોવા મળે છે. તેથી પ્રધાનનો अ-विमर्श (-પ્રધાનાંશનું એ રૂપે ગ્રહણ ન કરાવું) તે દોષરૂપ જાણવો. જેમ કે, 'स्नेहं समापितवति० વગેરે (શ્લોક ૩૯૮, વિવેક, એજન). અહીં ફક્ત પ્રકાશનક્રિયાની જ પ્રધાનતા છે. બીજી ક્રિયાઓની નહિ ; તેથી એ બીજી ક્રિયાઓનો પ્રકાશનક્રિયા સાથે સમકક્ષ એ રીતનો ઉલ્લેખ તે દોષ જ છે. તે(ક્રિયાઓ)નો નિર્દેશ 'शतृ' વગેરે પ્રત્યયો દ્વારા જ થવો જોઈતો હતો; આખ્યાત (=ક્રિયાપદ) દ્વારા નહિ. જેમ કે, "बिभ्राणः शक्तिमासु०" વગેરે (શ્લોક ૩૯૯, વિવેક, એજન) (વ્યક્તિવિવેક ૨૬૯, એજન)માં જો બધી જ ક્રિયાઓ પ્રધાનરૂપે વિવક્ષિત હોય, તો તેમને આખ્યાત વડે કહેવામાં આવે તો દોષ નથી. "જ્યાં કર્તા એક હોય, અને ક્રિયા અનેક હોય, ત્યારે જો

ક્રિયાઓમાં પ્રાધાન્ય / અપ્રાધાન્ય હોય તો પ્રધાનક્રિયા આખ્યાતથી અને ગૌણ ક્રિયા શતૃ વગેરે, પ્રત્યયથી બતાવાય છે.'' (વ્યક્તિવિવેક, ૨/૨૨, પૃ. ૨૭૨, એજન, વિવેક, પૃ. ૨૫૯, એજન).

આ પછી પણ વ્યક્તિવિવેકમાં પૂર્વપક્ષ / ઉત્તરપક્ષ આપીને ચર્ચા લંબાવાઈ છે, પણ આચાર્ય હેમચન્દ્ર વિવેકમાં અહીં (પૃ. ૨૫૮ એજન) જ સમાપ્તિ કરે છે અને અલંકારચૂડામણિમાં નીચેની થોડી વાત નોંધીને અવિમૃષ્ટ વિધેયાંશ દોષની ચર્ચા આટોપી લે છે.

વાસ્તવમાં વ્યક્તિવિવેક પૃ. ૨૦૭ ઉપર यत् / तत् ની ચર્ચામાં अदः ને 'तत्'થી અભિન્ન માનવો કે કેમ તે અંગે વાત માંડીને, असौ मरुच्चुम्बित० વગેરે ઉદાહરણની ચર્ચા થઈ હતી. ત્યાં એક પ્રશ્ન એ વિચારાયો હતો કે, यत् / तत् तथा इदम् / अदः વગેરે વિશે તેમની ભિન્નાભિન્નતા નક્કી કરવાનું કોઈ ખાસ પ્રમાણ નથી. ત્યારે વાત એમ છે કે, ઉપર્યુક્ત રીતે તો 'अदः' વગેરે 'तद्' વગેરેથી અભિન્નાર્થક નથી. પણ છતાં, (અહીંથી ફરી હેમચન્દ્ર મૂળ અલંકાર-ચૂડમણિમાં અનુસંધાન કરી લે છે.) કોઈ વ્યક્તિ ''योऽविकल्प० વગેરે (શ્લોક ૩૬૧, મૂળ અલંકાર ચૂડામણિમાં) તથા स्मृतिभूः स्मृतिभू.'' (શ્લોક ૩૬૩, અલંકાર ચૂડામણિમાં, એજન) વગેરે પ્રયોગો જોઈને જ તે (=અભિન્નાર્થકતા) માની લે, તો (यद् વગેરે શબ્દોથી) દૂરસ્થ 'अदस्' વગેરેની અભિન્નતા જ માનવી જોઈએ, અથવા જો તે અવ્યવહિત (=સમીપસ્થ) હોય તો તે જો ભિન્ન વ્યક્તિગત હોય ત્યારે જ તે (-અભિન્નતા, બની શકે, એ સિવાય તો તેમની તદભિન્નાર્થકતા' અન્યાય્ય છે; ન્યાયપુરઃસરની નથી); અને અવ્યવહિત હોતાં તો ઊલટાની તદ્-ઇતરની આકાંક્ષા રહે છે જ. જેમ કે, 'यदेतत् चन्द्रान्तर०' વગેરે (શ્લોક ૩૬૨, કાવ્યાનુશાસન એજન)માં તથા 'सोऽयं वटः०' વગેરે (શ્લોક ૩૬૩, અલંકાર ચૂડામણિ કાવ્યા એજન)માં જોવા મળે છે.

હેમચન્દ્ર નોંધે છે કે, (પૃ. ૨૫૯, એજન, કાવ્યાશાસ્ત્ર) ''स्मृतिभू '' વગેરેમાં અવ્યવહિતત્વ હોવા છતાં આવો પ્રયોગ જણાય છે, ચર્ચાને ટૂંકાવતાં આચાર્યશ્રી કહે છે કે, 'अत्रैव भिन्नविभक्तिकानां सोऽस्त्वियलम्' (પૃ. ૨૫૯, એજન) किं लोभेन० વગેરે શ્લોક ૩૬૪ અલંકાર ચૂડામણિ કાવ્યાનુશાસન) (પૃ. ૨૫૩ વ્યક્તિવિવેક એજન)માં, અહીં आर्यस्य (अनुजः) અને तातस्य (कलत्रम्) એમ કહેવું જોઈએ (તેને બદલે સમાસ કરવાથી દોષ આવે છે.) આ વાત વ્યક્તિવિવેક પૃ. ૨૫૩ એજન, ૫૨ કહેવાઈ હતી તે, ત્યાં આચાર્યે છોડી દીધી હતી. આચાર્ય કહે છે કે 'आर्य' અને 'तात' પદોને સમાસમાં જોડીને તેમને ગૌણ બનાવવાં જોઈએ નહિ. આવું બીજા સમાસોમાં પણ ઉદાહૃત કરી શકાય.

આ સાથે આચાર્યશ્રીની 'અવિમૃષ્ટવિધેયાંશ' દોષની ચર્ચા (પૃ. ૨૫૯, કા. શા. એજન) પૂરી થાય છે.

**આપણે જોયું કે, પ્રસ્તુત દોષની ચર્ચામાં આચાર્યશ્રીએ ૯૯% વ્યક્તિવિવેકનું અનુસરણ કર્યું છે પણ કોઈ પણ કારણસર અમુક અંશ વિવેકમાં ઉતાર્યો છે તથા અમુક અંશ મૂળ અલંકાર**

**ચૂડામણિમાં સાચવ્યો છે. વળી, મૂળનું અનુસરણ કરતી વખતે વિવેકમાં પણ આચાર્યે પોતાની રીતે વિસ્તાર / સંકોચ કર્યો છે, ક્યારેક વિસ્તાર (જેમ કે, न्यक्कारो० વગેરેના સંદર્ભમાં) બિનજરૂરી પણ જણાય છે. ક્યારેક તેમણે નોંધો આઘી પાછી કરી છે જેમાં કોઈ ચોક્કસ તર્ક જણાતો નથી, જ્યારે ક્યારેક વળી, વ્યક્તિવિવેકમાં પૂરી ચર્ચા ન થઈ હોય એવાં એક બે ઉદાહરણ પોતે વિસ્તારથી ચર્ચ્યાં છે. આ બધે સ્થળે ચોક્કસ તર્ક કામ કરતો જણાતો નથી. પણ બીજી રીતે જોતાં સમગ્ર કાવ્યાનુશાસન અને વિવેક એક ગ્રંથ–રત્ન–સમુચ્ચય જેવાં બની જાય છે. તથા જે તે ગ્રંથના સમીક્ષિત પાઠ - નિર્ધારણની દૃષ્ટિએ ખૂબ ઉપયોગી બની રહે છે. આ વિગત આ સિવાયની સમગ્ર ચર્ચાને પણ લાગુ પડે છે.**

આ પછી (સળંગ સૂત્ર ૯૧) **સૂત્ર ૩/૭માં આચાર્ય અર્થદોષોનો વિચાર કરે છે.** જેમાં, કષ્ટથી બોધ થતો હોવાથી, 'કષ્ટત્વ દોષ, પ્રકૃત વિશે ઉપયોગી ન હોવાથી 'અપુષ્ટાર્થ,' પૂર્વ અને અપર અંશમાં મેળ ન પડે તેથી 'વ્યાહતત્વ' દોષ, વિદગ્ધતાના અભાવરૂપ 'ગ્રામ્યત્વ', આકાંક્ષા પૂરી ન થવાથી 'સાકાંક્ષત્વ', જ્યાં સંશયને કારણ મળે ને 'સન્દિગ્ધત્વ' જ્યાં પૂર્વાપરનો ક્રમ ન જળવાય ત્યાં 'અક્રમત્વ', બે વાર (અથવા વધુ) (એની એ વાતનું) કથન તે 'પુનરુક્ત', (અહીં આચાર્યે દરેક સ્થળે દોષ દોષરૂપ ક્યારે ન બને તેની ચર્ચા જે તે દોષમાં વણી લીધી છે, તે રીતે 'પુનરુક્ત' દોષરૂપ ક્યારે ન બને તેની ચર્ચા વામન વગેરેનો આધાર લઈને કરી છે), (વળી, જે તે દોષ ક્યારેક 'ગુણ' રૂપ બને, ક્યારેક નહિ દોષ, નહિ ગુણ' રૂપ જણાય, એવી ચર્ચા પણ યથાસ્થાને કરી છે. ), ઉચિત સહચારિના ભેદરૂપે રહેલો 'ભિન્નસહચરત્વ' દોષ, પ્રસિદ્ધિ અને જે તે શાસ્ત્રની વિદ્યાથી વિરુદ્ધ વિગતનું નિરૂપણ તે 'વિરુદ્ધ' દોષ, નિરૂપણ કરીને છોડી દીધેલી વિગતને કવિ ફરી નિરૂપવા બેસે તે 'ત્યકતપુનરાત્તત્વ'દોષ, નિયમ / અનિયમ, સામાન્ય / વિશેષ, વિધિ / અનુવાદની પરિવૃત્તિ—ઊલટસૂલટ, તે પરિવૃત્તદોષ—**આમ કુલ ૧૩ અર્થદોષો આચાર્ય વિચારે છે.** સૂત્ર ૩/૮, ૯,૧૦માં આચાર્યશ્રી જણાવે છે કે, આ સઘળા દોષો 'અનુકરણ' વક્તા વગેરેના ઔચિત્ય' વગેરેના સંદર્ભમાં ક્યારેક દોષરૂપ જણાતા નથી અને ક્યારેક ગુણરૂપ પણ બને છે.

**ચોથા અધ્યાયમાં આચાર્યશ્રી 'ગુણ' વિચાર ચર્ચે છે.** સૂત્ર ૪/૧માં માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એમ ત્રણ ગુણોનો નિર્દેશ કરીને વિવેકમાં ત્રણથી વધારે કે ઓછા ગુણોના અસ્વીકારની ચર્ચા તેઓ કરે છે જે આપણે નીચે વિસ્તારથી જોઈશું. એ પછીનાં આઠ સૂત્રોમાં ત્રણે ગુણોનો વૈયક્તિક સ્વરૂપવિચાર આચાર્યશ્રી કરે છે.

આચાર્યશ્રી નોંધે છે કે "सगुणौ शब्दार्थौ काव्यम् " એવું કહેવાયું છે, અને (અધ્યાય ૧/ ૧૨માં) ગુણો રસોત્કર્ષના હેતુઓ છે એવું સામાન્ય લક્ષણ પ્રતિપાદિત કર્યું હતું. આમાંથી એક ફલિત એ તારવી શકાય કે હેમચન્દ્રને મતે ગુણો 'રસ' જોડે સંકળાયેલા ધર્મો છે, અને ઉપચારથી -

metaphorically- શબ્દ અને અર્થના ધર્મો મનાય છે. સૂત્ર ૪/૧માં, પહેલાં કોઈ પણ જાતની સૂક્ષ્મ ચર્ચા કર્યા વગર જ તેઓ ત્રણ ગુણો—માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ—નો સીધો નિર્દેશ આપી દે છે. આ રીતે આચાર્યશ્રી ગુણવિચારણામાં, આનંદવર્ધન, અભિનવગુપ્ત અને મમ્મટની કાશ્મીરી પરંપરાનો જ પ્રબળ પુરસ્કાર કરે છે.

આપણે આગળ જોયું હતું કે, વિવેક(પૃ. ૩૪/૩૫ એજન)માં આચાર્યે મમ્મટના કાવ્યપ્રકાશ(ઉલ્લાસ ૮)માં આવતા વિચારો મૂકી આપ્યા હતા અને ગુણોના રસધર્મત્વનું સમર્થન કર્યું હતું. ત્યાં તેમણે વામનના મતને પણ લપેટમાં લીધો હતો.

આખી ચર્ચાનો દોર અધ્યાય ૪ વિવેક(પૃ. ૨૭૪, એજન)માં આગળ ચલાવતાં આચાર્યશ્રી નોંધે છે કે, ગુણો માત્ર ત્રણ જ છે. જેવા કે, માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ, અને નહિ કે દસ અથવા પાંચ, જેવું બીજાઓ સૂચવે છે. ગુણોના ત્રણથી વધારેના સંખ્યાધિક્યને તેઓ વિસ્તારથી ખંડિત કરે છે. તેમને મતે આ વધારાના ગુણોનાં અપાયેલાં લક્ષણો દોષયુક્ત છે એટલું જ નહિ, પણ એકબીજામાં તેમની ભેળસેળ પણ થઈ જાય છે. આથી બીજા ગણાવાયેલા ગુણો કાં તો પોતે સૂચવેલા ત્રણ ગુણોમાં સમાઈ જાય છે, અથવા તે ગુણો કેવળ "દોષાભાવ" રૂપ જણાય છે. અથવા સંદર્ભ પ્રમાણે આ ગુણો પોતે જ દોષસ્વરૂપ જણાય છે. કાશ્મીરી પરંપરાનું સમર્થન કરતાં આચાર્યશ્રી ન કેવળ પોતાની દલીલોને વધુ ધારદાર બનાવે છે, પણ પોતાના જે તે મુદ્દાના સમર્થનમાં યોગ્ય ઉદાહરણો ટાંકે છે. સૂત્ર ૪/૧ નીચે તેઓ ફરી પોતાની પાયાની વાત તો દોહરાવે જ છે કે ગુણો મખ્યત્વે રસધર્મો જ છે અને કેવળ ઔપચારિક રીતે શબ્દાર્થના ધર્મો છે.

હેમચન્દ્ર વામનના વિચારોનો પરામર્શ શરૂ કરતાં જણાવે છે કે વામન ઓજસ્ પ્રસાદ, શ્લેષ, સમતા, સમાધિ, માધુર્ય, સૌકુમાર્ય, ઉદારતા , અર્થ વ્યક્તિ અને કાન્તિ—એમ દસ ગુણો ગણાવી તેમને 'बन्धगुणाः' કહે છે (કા.સૂ. વૃ. ૩/૧/૪). **વામન અંગેની વિચારણા કરતાં હેમચન્દ્ર દસ ગુણોના સમર્થક એવા ભરત અને દંડીને પણ સાથે પોતાના વિવેચનનો વિષય બનાવે છે. વાસ્તવમાં આ ત્રણે—ભરત, દંડી, વામન—નો સમીક્ષાત્મક અને તુલનાત્મક વિમર્શ તેઓ આરંભે છે.** ભરતમાંથી તેઓ પૂરેપૂરું ઉદ્ધારણ નથી આપતા પણ ભરતના વિચારનો પ્રમાણિક સંક્ષેપ રજૂ કરે છે, જ્યારે વામનમાંથી તેઓ ઘણું ખરું શબ્દશઃ ઉદ્ધરણો આપે છે. ભરતના વિચારોનું ખંડન કરતાં ઘણી વખત તેઓ વામનના અનુયાયીઓ-वामनीयाः-નો અભિપ્રાય ટાંકે છે જેમાં વામનના અભિપ્રાયનું સ્વારસ્ય અને બળ બન્ને જોવા મળે છે. **અહીં જે શબ્દો આચાર્યશ્રી પ્રયોજે છે તે વામનમાં વાંચવા નથી મળતા, પણ કદાચ વામનાનુસારી કોઈ આચાર્યોના ગ્રંથોનું સ્વારસ્ય પણ તે હોઈ શકે. આ મૂળ સંદર્ભો આપણે માટે અપ્રાપ્ય વિગત છે. એક વાત તો નક્કી, કે વામનને અનુસરનારો આલંકારિકોનો મોટો વર્ગ હશે અને આથી વામનની એક આગવી વિચારપરંપરા સાકાર થઈ હશે.**

વિવેક(પૃ. ૨૭૪,૨૭૫.વ. એજન)માં ચર્ચાનો દોર આરંભતાં હેમચન્દ્ર પહેલાં **ભરતનો મત આપે** છે.ભરત પ્રમાણે**'ઓજસ્'** એ શબ્દાર્થની એ સંપત્ છે જેનાથી કવિઓ, ચવાયેલ કાવ્યવસ્તુ અથવા ક્ષુદ્ર કાવ્યવસ્તુમાં 'ઉદાત્તત્વ' સીંચે છે, અર્થાત્ તેને નવો મોડ આપી ઉત્કૃષ્ટતા સમર્પિત કરે છે. આનું ઉદા છે. "गोमायवः"० વગેરે (શ્લોક નં ૪૦૨, વિવેક, એજન). અહીં જીવડાંથી ખવાતા, કૂતરાં અને શિયાળવાં જેની આજુબાજુ ફરે છે એવા મૃત્ત-શરીરનું વર્ણન છે, જે ઓજોગુણના પ્રભાવથી ચમકી ઊઠે છે. હેમચન્દ્ર અહીં 'મંગલ' નામે આલંકારિક(જેનો ઉલ્લેખ કદાચ રાજશેખરે કર્યો છે, જો તે બન્ને 'મંગલ' એક જ હોય તો)નો અભિપ્રાય ટાંકે છે, મંગલ પ્રમાણે વસ્તુ ચવાયેલું ન હોય, હીનવિષયવાળું પણ ન હોય, છતાં જો શબ્દાર્થની સંપદા તેનામાં ઉદાત્તત્વ ન આણે તો એ 'अन्-ओजः'નું ઉદાહરણ બને છે; અર્થાત્ ઓજોગુણનો અભાવ સૂચવે છે. આપણને આ અભિપ્રાયના મૂળ આધારનો ખ્યાલ નથી પણ કદાચ આ 'મંગલ' તે રાજશેખર દ્વારા ઉલ્લિખિત 'મંગલ' હોઈ શકે.

હેમચન્દ્ર આ 'अन् ओज'વાળી રચનાનું 'વિવેક'માં ઉદાહરણ ટાંકે છે, જેમકે (શ્લોક ૪૦૩ વિવેક, એજન) ये सन्तोषसुख० વગેરે. આ શ્લોક ભર્તૃહરિના વૈરાગ્યશતકમાંથી છે. આ શ્લોકમાં મેરુપર્વત ક્ષુદ્ર હોય તે રીતે તેનું વર્ણન થયું છે. મંગલના અભિપ્રાય પ્રમાણે આવા 'अन् - ओज-'ને તેઓ સ્વીકારતા નથી તેથી ભરતે વિચારેલ "ઓજોગુણ"નો ખ્યાલ પણ ટકતો નથી.

એ પછી હેમચન્દ્ર દંડીનો અભિપ્રાય વિચારે છે. દંડી ભરતના ઓજોગુણના વિચાર જોડે સંમત થતા જણાતા નથી. દંડી પ્રમાણે, અભિધેય અર્થાત્ નિરૂપ્ય વસ્તુ વિશે કવિઓ ત્રણ રીતે વર્ણન કરતા જણાય છે. અર્થાત્ કથાવસ્તુના ત્રિવિધ વર્ણન સંભવે છે. ક્યારેક તેઓ ન્યૂન વસ્તુનો ઉત્કર્ષ સાધે છે, ક્યારેક અધિક (ઉદાત્ત) વસ્તુને નીચી પાડે છે, અથવા ક્યારેક વસ્તુનું, યથાર્થ વર્ણન કરે છે. ત્યારે કવિઓનાં આવાં ત્રિવિધ વર્ણનોના સંદર્ભમાં દંડી વિચારે છે કે, ભરતનો ઓજોગુણનો ખ્યાલ ક્યાંથી ટકે ? આપણે અન્યત્ર પણ નોંધ્યું છે કે હેમચન્દ્ર એવી આધારસામગ્રીમાંથી કાં તો ઉદ્ધરણ ટાંકે છે અથવા મૂળ વિચારનો સારસંક્ષેપ કરે છે કે, જે સામગ્રી આપણે માટે હવે અનુપલબ્ધ છે. અર્થાત્ આપણે માટે તે નાશ પામેલી છે. દંડીના મતનું ઉપર હેમચન્દ્રે જે નિરૂપણ કર્યું તે આનું ઉદાહરણ છે; દંડીએ ક્યાં, કયા ગ્રંથમાં, કયા સંદર્ભમાં ભરતની ઉપરિકથિત આલોચના કરી તે આપણી જાણમાં નથી. હેમચન્દ્ર તો દંડીના આ ભરત અંગેના અભિપ્રાયને નોંધીને સીધા દંડીનો પોતાનો અભિપ્રાય કે, "સમાસબાહુલ્ય તે (થયો) ઓજોગુણ"(કાવ્યદર્શ ૧/૮૦) -ટાંકે છે, આ 'સમાસભૂયસ્ત્વ' - સમાસોનો વધારે પડતો વિનિયોગ તે ગદ્યનું વિભૂષણ મનાયું છે અને ગૌડ (કવિઓ) તો 'વૃત્ત'માર્ગ કહેતાં કાવ્યમાર્ગમાં (જેમાં છંદ/વૃત્તમય રચના છે) (અથવા, ઐતિહાસિક વિગતના નિરૂપણમાં ) પણ ગૌડમાર્ગીઓ ઓજોગુણનો આદર કરે છે. દંડીને મતે ઓજોગુણ ગૌડ પરંપરામાં આખ્યાયિકા' વગેરે(ગદ્યરચનાઓ)માં જોવા મળે છે અને પદ્યરચનામાં પણ જોવા મળે છે જેમ કે, दूरोदण्डितडित्करालं० વગેરે(શ્લોક નં. ૪૦૪,

વિવેક, એજન)માં.

હવે દંડીના ઉપરિનિર્દિષ્ટ અભિપ્રાય સામે આચાર્ય હેમચન્દ્ર વામન અને મંગલનો અભિપ્રાય ટાંકે છે કે, કેમ કે, ઓજોગુણ ત્રણે રીતિઓમાં સર્વસાધારણ રીતે રહેલો છે, માટે કેવળ ગૌડીયરીતિ વિશેનો ઓજોગુણનો નિર્દેશ યુક્તિસંગત જણાતો નથી. તેથી વામનને મતે (કા. સૂ.વૃ. ૩/૧/૧/૫) ઓજનું લક્ષણ છે. 'गाढत्वं ओजः' અર્થાત્ (વસ્તુનિરૂપણમાં) સુસંબદ્ધતા એ જ ઓજસ્ છે. આનું ઉદાહરણ હેમચન્દ્ર વિવેકમાં (શ્લોક ૪૦૫, એજન) भस्मवर्म० વગેરે શ્લોક ટાંકીને આપે છે . આ શ્લોકમાં શિવજીનું વર્ણન છે, ઓજોગુણ બીજી રીતિમાં પણ જોવા મળે છે, કેવળ ગૌડીયા' રીતિમાં જ નહિ, હેમચંદ્ર વામનના આ વિચાર ઉપર કટાક્ષ કરતાં કહે છે 'ઓજોગુણ' અંગે કંઈક નવો હેતુ વિચારવો જોઈએ કેમ કે, 'ગાઢત્વ' એકલું પરિશુદ્ધ રૂપમાં તો કદાચ, ઓજસ્ માટે હાનિકારક પણ જણાય. આનું (= ઓજસ્ માટે ગાઢત્વ હાનિકારક જણાય છે તેનું) ઉદાહરણ છે, "वज्रेणान्तर्भु०" વગેરે શ્લોક (નં. ૪૦૬, વિવેક, એજન); આથી 'ગાઢત્વ' એટલે ઓજસ્ એ અભિપ્રાય ટકતો નથી. વામનનો આ શબ્દગત - ઓજોગુણનો ખ્યાલ હતો. હવે તેમનો અર્થગત - ઓજોગુણનો ખ્યાલ હેમચન્દ્ર તપાસે છે, તે પ્રમાણે 'अर्थस्य प्रौढिरोजः' (અર્થાત્) ઓજોગુણ અર્થની પ્રૌઢતામાં રહેલો છે, (કા. સૂ. વૃ. ૩/૨/૨) તે પ્રમાણે પદગત અર્થ નિરૂપવા માટે વાક્યનો પ્રયોગ, અથવા વાક્ય-ગત અર્થ નિરૂપવા ફક્ત પદનું કથન - આ પ્રકારે વિસ્તાર / સંકોચ -'વ્યાસ અને સમાસ' તે જ અર્થગત પ્રૌઢિ છે; હેમચન્દ્ર જણાવે છે કે આ પ્રકારની અર્થગત પ્રૌઢિ તો (નિરૂપણગત) શોભામાત્ર / વૈચિત્ર્યમાત્ર છે. હેમચન્દ્ર અહીં મમ્મટનો અભિપ્રાય જ અનુરણિત કરે છે. ઓજસ્ જો 'साभिप्रायत्वमात्र ' જ હોય, અર્થાત્ 'સાર્થ અભિવ્યક્તિ માત્ર' હોય તો તો તે અપુષ્ટાર્થ નામે દોષના અભાવરૂપ જ બની રહેશે. આમ તે સ્વતંત્ર ગુણ તરીકેના સ્વીકારને પાત્ર નથી. હેમચન્દ્ર વાસ્તવમાં આ "साभिप्रायत्वं ओजः" એવા વિધાનની ઠેકડી ઉડાવતાં કહે છે, "भोः सहृदयाः । अर्थो जडः तस्याभिप्रायः इति कथं भाषा ?" (વિવેક પૃ. ૨૦૬ એજન) અરે સહૃદયો ! અર્થ 'જડ' છે ત્યારે એનું 'સાભિપ્રાયત્વ કહેવું એ તે કેવી વાત ? અર્થાત્ એક વિગતને જડ કહેવી અને પછી એના અભિપ્રાયત્વની વાત કરવી તેમાં વદતોવ્યાઘાત રહેલો છે. હેમચન્દ્ર આગળ જણાવે છે કે, 'જો આ (=સાભિપ્રાયત્વ), ને કોઈ વક્તા કે શ્રોતા સાથે સંબંધ છે એમ કહો તો "તેને વિશેનો (=तद्गतः) અર્થનો ગુણ" એવું ક્યાંથી શક્ય બને ? હવે જો એમ કહો કે અન્ય વસ્તુનો આક્ષેપ તે જ તેનો ગુણ છે, તો તે અન્ય વસ્તુનો આક્ષેપ તે વક્તાના અભિપ્રાયરૂપ જ છે અને તે તો કવિ વ્યાપારના બળથી જ સિદ્ધ થાય છે. તે સિવાય તેના નિરૂપણની શક્યતા નથી. આમ 'પ્રૌઢિ' વાસ્તવમાં વક્તામાં રહેલ (ધર્મ) છે એનો 'અર્થ' વિશે ભલે (બહુ બહુ તો) ઉપચાર કરવામાં આવે ! તો વધારે ચર્ચાથી બસ !

હેમચન્દ્ર હવે પોતાનું ધ્યાન **'પ્રસાદ'** ગુણ તરફ વાળે છે. ભરત પ્રમાણે 'પ્રસાદ' ગુણ એટલે વિભક્તિ, વાચ્ય(=અર્થ) અને વાચક(=શબ્દ)ના યોગથી અનુક્ત એવા શબ્દ અને અર્થની

(પણ) પ્રતીતિ થાય તે; ભરતનો આ વિચાર તેમણે કદાચ (નાટ્યશાસ્ત્ર ૧૬/૯૯ ઉપરની) 'અભિનવભારતી'ના સારરૂપે તારવ્યો જણાય છે, અભિનવભારતી જણાવે છે (પૃ. ૩૩૫, પંક્તિ ૧૮.૯૯ નાટ્યશાસ્ત્ર વો. ૨. G. O. S. ૩૪) કે, यत्राऽर्थे अनुक्तेऽपि बुधैः कष्टकल्पनया अव्याख(ख्या)तोऽप्यर्थः प्रयोजनं स्वयं जायते (ज्ञायते ?) सोऽर्थो वैमल्याश्रयोऽपि वैमल्यमुपचारात् सोऽर्थो वा काव्यस्य वैमल्यं स्वयं जानंश्चानुपयोगिपरिवर्जनात् । ભરતનો મૂળ શ્લોક (નાટ્યશાસ્ત્ર ૧૬/૯૯) આ પ્રમાણે વાંચવા મળે છે (જે હેમચન્દ્ર વાંચતા નથી) જેમ કે,

"अप्यनुक्तो बुधैर्यत्र शब्दोऽर्थो वा प्रतीयते ।
सुखशब्दार्थसंयोगात् प्रसादः स तु कीर्त्यते ॥"

હેમચન્દ્ર જણાવે છે કે, 'શબ્દ અને અર્થ' એમ બન્નેનું ગ્રહણ કરાયું છે કેમ કે, આ પ્રતીતિની પહેલાં 'પદ'ની પ્રતીતિ થાય છે. (અહીં 'પદ' એટલે सुप् - तिङन्तं पदम् ) જેમકે, यस्याहुरतिगम्भीर० વગેરે (શ્લોક ૪૦૭, વિવેક, એજન), 'વામનીયો' એટલે કે, વામનના અનુયાયીઓ ભરતના મતની આલોચના કરતાં જણાવે છે કે, આ તો વિશેષણો ઉપર આધાર રાખતી વિશેષ્યોની ઉક્તિ થઈ, એટલે વાસ્તવમાં "શૈથિલ્ય (એ જ) 'પ્રસાદ' છે." (કા. સૂ. વૃ. ૩/૧/૬) હેમચન્દ્ર આની આલોચના કરતાં જણાવે છે કે આવું શૈથિલ્ય એ તો તમારા વ્યાખ્યાયિત ઓજોગુણના વિપર્યયરૂપ છે તેથી દોષ રૂપ છે, તે વળી 'ગુણ' કેવો ? હવે જો પૂર્વપક્ષી એમ કહે કે 'ગાઢત્વ' જોડે મિશ્રિત શૈથિલ્ય એ જ ગુણ છે, તો સિદ્ધાન્તીનો જવાબ એ છે કે, આ ગાઢત્વ (=સુસંબદ્ધત્વ) અને શૈથિલ્ય એ બે તો પરસ્પર વિરોધી ધર્મો થયા તેવા વિરોધીઓનો એક જ સ્થળે સમાવેશ ક્યાંથી શક્ય બનશે ? હવે પૂર્વપક્ષી જો એમ કહે કે, આવા શક્ય વિરોધનું શમન (સહૃદયોના) (આવા મિશ્રણના) અનુભવથી થઈ જાય છે. જેમ કે, કહ્યું છે કે, "જેમ કરુણ પ્રેક્ષણીય(દશ્યો)માં સુખ અને દુઃખનું મિશ્રણ સિદ્ધ (એવો સહૃદય) અનુભવે છે, તે જ રીતે, ઓજોગુણ અને પ્રસાદનું મિશ્રણ (અનુભવે છે.)" (કા. સૂ. વૃ. ૩/૧/૯/૧૦.) અર્થાત્ પૂર્વપક્ષી કહે છે કે આ રીતે ગાઢત્વ / શૈથિલ્યનું મિશ્રણ પણ સહૃદયના અનુભવનો વિષય બની શકે. હેમચન્દ્ર જણાવે છે કે, આ બાબતમાં તો પૂર્વપક્ષીએ ઉપર જે દૃષ્ટાન્ત આપ્યું એ જ અસિદ્ધ છે. દૃષ્ટાન્તનો વિઘાત થતાં, તેના પર આધારિત દાર્ષ્ટાન્તિક વિગત આપોઆપ નીકળી જાય છે. હેમચન્દ્ર પોતાની દલીલનો વિસ્તાર કરતાં જણાવે છે કે, સામાજિક લોક નાટ્યકર્મ વિશે પોતે કરુણરસથી વાસિત ચિત્તવૃત્તિવાળો બની પહેલાં દુઃખી થાય છે અને પછી પાત્રના પ્રયોગની કુશળતાથી પાછળથી સુખી થાય છે. (આમ દુઃખ-સુખના અનુભવમાં ક્રમ રહેલો છે) જ્યારે, ઓજસ્ અને પ્રસાદનો અનુભવ 'યુગપદ્' એકીક્ષણે જ થાય છે એવી પૂર્વપક્ષીની પ્રતિજ્ઞા છે. (આ તો પૂર્વપક્ષને કાપવા ઘડીભર હેમચન્દ્રે રસાનુભવની પૂર્વપક્ષીએ સ્વીકારેલી સુખદુઃખાત્મકતા સ્વીકારી લીધી પણ વાસ્તવમાં રસાનુભૂતિનો સ્વભાવ કેવળ આનંદઘન સંવેદનના અનુભવરૂપ છે એ સમજાવતાં આચાર્ય નોંધે છે કે,) જો તત્ત્વની એટલે કે, સાચી પરિસ્થિતિની વિવેચના કરવામાં આવે તો તો બધા જ

(કરુણસહિતાના નવે) રસોની પ્રતીતિનો સાર ચમત્કાર જ છે, તેથી તે પ્રતીતિ સુખરૂપ જ છે. એટલે પૂર્વપક્ષીએ આપેલ દૃષ્ટાંત પણ સ્વીકાર્ય નથી.

તેથી 'પ્રસાદ' એ તો (ચિત્તના) 'વિકાસ'નો હેતુ છે. આ વાત આનંદવર્ધન અભિનવગુપ્ત અને મમ્મટને સ્વીકાર્ય છે. હેમચન્દ્રે વામનીય મત ધરાવનારાઓનું જે ખંડન કર્યું તે મમ્મટમાં કે અન્યત્ર વાંચવા મળતું નથી; તે તેમની પોતાની જ વિચારધારા છે.

હવે વામને અર્થગત 'પ્રસાદ' ગુણને 'વૈમલ્ય'' (કા.સૂ.વૃ. ૩/૨/૩) તરીકે સમજાવ્યો છે. 'વૈમલ્ય' એટલે, (અભિપ્રેત અર્થના) પ્રયોજક એવા (જ) પદોનું ગ્રહણ'' એમ વામનનો અભિપ્રાય જણાય છે. હેમચન્દ્ર જણાવે છે કે 'પ્રયોજક પદનું ગ્રહણમાત્ર'તો 'અધિકપદત્વ' નામે દોષના પરિહારથી જ સિદ્ધ થઈ જાય છે. એવું અમે સ્વીકારેલું જ છે. આમ, વામનનો અર્થગત પ્રસાદ તો 'દોષાભાવમાત્ર' છે, સ્વતંત્ર 'ગુણ' નહિ.

**'શ્લિષ્ટ'** અંગે હવે ભરતનો મત દર્શાવતાં આચાર્યશ્રી જણાવે છે કે, ભરતને મતે ''સ્વભાવથી સ્પષ્ટ છતાં વિચારમાં ગહનતાવાળું વચન તે થયું 'શ્લિષ્ટવચન.'

ભરત નાટ્યશાસ્ત્ર ૧૬/૧૭(આ. એજન )માં જે લક્ષણ અપાયું છે તેનો સાર આચાર્ય આપે છે. ભરતના પોતાના શબ્દો આ પ્રમાણે છે.

ईप्सितेनार्थजातेन संबद्धानां परस्परम् ।
श्लिष्टता या पदानां स श्लेष इत्यभिधीयते ॥ (१६/९७ ना. शा.)

એના ઉપર અભિનવભારતી આ પ્રમાણે છે : (પૃ. ૩૩૪, એજન) ''तत्र श्लेषमाह - ईप्सितेनार्थजातेनेति। अर्थभागानां कविसमुत्प्रेक्षितया परस्परसंबद्धया योजनया संपन्नं यदीप्सितमर्थजातं तेनोपलक्षितार्थस्योपपद्यमानस्योपपद्यमानतात्मा गुणः श्लेषः ।''

ચર્ચા આગળ ચલાવીએ તે પહેલાં આપણે નોંધીશું કે કાવ્યાનુશાસન અધ્યાય ૭ અને ૮માં હેમચન્દ્રે જ્યાં ભરતના મતનો સંપૂર્ણ સ્વીકાર કર્યો છે તે નાટ્યશાસ્ત્રીય વિગતોમાં તેમણે ભરતના પોતાના શબ્દો મૂળ રૂપે ઉદ્ધૃત કર્યા છે, જે અમારા પૂ. ગુરુ ડૉ. કુલકર્ણી સાહેબ અને પૂ. પરીખ સાહેબે પોતાની સમીક્ષિત આવૃત્તિમાં જે તે રૂપે ઓળખી બતાવ્યા છે, જ્યારે અહીં, અર્થાત્ 'ગુણ' વિચારના સંદર્ભમાં, જે કાવ્યશાસ્ત્રીય મુદ્દો છે, તેમાં કેમ કે, આચાર્યશ્રી ભરત જોડે સંમત નથી થતા, તેથી તેમણે ભરતના મૂળ શ્લોકોનો માત્ર સાર, અલબત્ત સાચો અને પ્રમાણિક, પોતાના 'વિવેકમાં' આપ્યો છે. હેમચન્દ્ર પોતાની રીતે આ નિરૂપણમાં સાચા જ છે અને ખરેખર તો આનંદવર્ધનના વિચારોના પ્રધાન પ્રવર્તક અભિનવગુપ્તાચાર્યે પોતાની નાટ્યશાસ્ત્ર ઉપરની 'અભિનવભારતી' ટીકામાં ભરતના દસ ગુણોના વિચારનું **આનંદવર્ધનની દૃષ્ટિએ ખંડન કરવું જોઈતું હતું તે નથી કર્યું અને માત્ર તટસ્થ રીતે ભરતના મતને સમજાવ્યો છે તે આપણને સમજાતું**

**નથી. હેમચન્દ્રે ભરતના મતનું ખંડન કર્યું તે રીતે, અભિનવગુપ્તે પણ, કરવું જોઈતું હતું. તે ન કરીને તેઓ પોતાનો ધર્મ ચૂક્યા તો નથી ને ? અસ્તુ.**

હેમચન્દ્રે, 'શ્લિષ્ટ' કહેતાં શ્લેષગુણ અંગેના ભરતના મતનો 'વિવેક'માં નિર્દેશ કરી (પૃ. ૨૭૭, એજન) તેના ઉદાહરણ તરીકે, "क्षणं स्थिताः." (શ્લોક ૪૦૮, વિવેક એજન) વગેરે શ્લોક ટાંક્યા છે. ભરતના મતનો તિરસ્કાર તેમણે પોતે ન કરતાં 'વામનીયો'ના (=વામનના અનુયાયીઓના) મતને ટાંકીને કર્યો છે. વામનના અનુયાયીઓ માને છે કે, ભરતે જે રીતે 'શ્લિષ્ટની સમજૂતી આપી છે તે તો, વાસ્તવમાં, અભિધાન / અભિધેયના, એટલે કે શબ્દાર્થના વ્યવહારમાં (=પ્રયોગમાં) (જણાતી એક પ્રકારની કુશળતા-) વૈદગ્ધી જ છે. તે કોઈ 'સંદર્ભધર્મ' અથવા કોઈ પ્રકારની સાહિત્યિક રચનાનો ધર્મ માની શકાય નહિ. વાસ્તવમાં 'રચનારૂપતા' એ જ (કોઈ પણ) ગુણનું સ્વરૂપ છે. તેથી વામનને મતે (કા. સૂ. વૃ. ૩/૧/૧૧) '"શ્લેષ એટલે 'મસૃણત્વ' જેમ કે, કહ્યું છે કે, જે (ગુણધર્મનો) હોતાં અનેક પદો જાણે, એક જ પદ હોય તેવાં જણાય તે થયો શ્લેષ." જેમ કે, "अस्त्युत्तरस्यां." વગેરે (વિવેક, શ્લોક ૪૦૯, એજન).

વામનના 'શ્લેષ' અંગેના વિચારનું ખંડન કરતાં હેમચન્દ્ર વિવેકમાં (પૃ. ૨૭૮, એજન) નોંધે છે કે, मसृणमदन्तुरतायां हि रीतिवैशसोपनिपातः । न चान्यतर रसनिर्वाहे निषेवन्ते । तस्मात 'अशिथिलं श्लिष्टम्' इति दण्डी । (काव्यादर्श १/४३).

**હવે અહીં પહેલાં તો એ ચોખ્ખું નથી થતું કે, હેમચન્દ્રે વામનના મતનું જે ખંડન / અસ્વીકારનું નિરૂપણ કર્યું તે દંડી અથવા દંડીના અનુયાયીઓની દૃષ્ટિએ છે કે, એમની પોતાની દૃષ્ટિએ. વળી, તરત જ તે પછી તેઓ દંડીના મતનો ઉલ્લેખ આપે છે. સામાન્ય રીતે, હેમચન્દ્ર આલંકારિકોના કાલક્રમને સાચવે છે. દંડી / વામનની આનુપૂર્વીનો તેમને ખ્યાલ છે જ માટે તો તેમણે 'ઓજોગુણ'ની ચર્ચામાં દંડીનો મત ભરત પછી તરત આપ્યો છે અને પછી વામનનો મત વિચાર્યો છે. તેથી અહીં આવો ક્રમવિપર્યય કેમ થયો ? એ વિચારપાત્ર છે. શક્ય છે કે, સમીક્ષિત આવૃત્તિના સંપાદકોએ આ ફકરાઓ જેમ ને તેમ એટલા માટે રાખ્યા કેમ કે, કાવ્યાનુશાસન / વિવેકની પાણ્ડુલિપિઓમાં તે જેમના તેમ વંચાયા હશે. પણ તેમ કરવા જતાં હેમચન્દ્ર કે જે કાલક્રમ જાળવવામાં સંપૂર્ણ શાસ્ત્રીયતા સાચવે છે, જેવું ઓજોગુણ, હવે પછીના 'સમ'(='સમતા' ગુણ)માં જળવાયું છે; જો કે, બીજા ગુણોની ચર્ચામાં દંડીના વિચાર સમાધિ, માધુર્ય, અર્થવ્યક્તિ, અને કાન્તિ અંગેની ચર્ચામાં વામનના મતના ઉલ્લેખ પછી મુકાયા છે જ્યારે સુકુમારતા અને ઉદારત્વની ચર્ચામાં દંડીના મતનો ઉલ્લેખ જ નથી. એટલે, કાં તો એમ માનવું રહ્યું કે આચાર્ય હેમચન્દ્ર ગુણવિચારણાના સંદર્ભમાં આચાર્યોના મતનિર્દેશ દરમ્યાન આચાર્યોનો કાળક્રમ (=સમયની દૃષ્ટિએ આચાર્યોનું પૌર્વાપર્ય) ચૂકી ગયા છે, અથવા મૂળ આદર્શ-(AUTOGRAPH)ની નકલ દરમ્યાન પહેલા લહિયાએ કંઈક ગોટાળો કર્યો જે અનુગામીઓએ ચાલુ રાખ્યો. અસ્તુ. જે હોય તે; આપણે**

**'શ્લેષ' વિચાર આગળ ચલાવીશું.**

**'શ્લેષ'**ની ચર્ચામાં ભરતના મતનું વામનીયોએ ખંડન કરી વામનનો મત આગળ કર્યો. તેનું ખંડન જે શબ્દોમાં થયું તે આચાર્યનો પોતાનો મત હોય કે દંડીનો (=દંડીના અનુયાયીઓનો) જે હોય તે, આપણે ઉપર ઉદ્ધૃત કર્યો છે. પણ તે ઉદ્ધરણ થોડી વધુ સ્પષ્ટતા માગી લે છે. મૂળ શબ્દો છે "मसृणं अदन्तुरतायां हि रीतिवैशसोपनिपातः" હવે 'दन्तुर'નો કોશગત અર્થ વિશેષ તરીકે તો "લાંબા આગળ પડતા દાંતવાળું." અસમ, (jagged, dentated, notched, serrated, uneven, આપ્ટે) વગેરે દર્શાવાયા છે. 'દન્તુરતા' નો અર્થ આપણે અસમતા -વૈષમ્ય -તેવો તારવીશું. 'વૈશસ' નો અર્થ destruction, slaguhter, butchery, distress, torment, pain, suffering, hardship, (આપ્ટે કોશ) વગેરે અપાયા છે. આથી હેમચન્દ્રના વિધાનને ગોઠવતાં તેમાંથી કદાચ, "મસૃણ (એટલે) - અસમતાનો અભાવ હોતાં રીતિ અંગેની તકલીફનું નિવારણ (માત્ર); અર્થાત્ સમત્વને કારણે રીતિગત મુશ્કેલીનો અભાવ તે મસૃણત્વ" – એમ અર્થ તારવી શકાય.

આ પ્રકારનું મસૃણત્વ - અન્યતરરસનિર્વાહે - એટલે (ગણાવેલા રસોમાંના) કોઈ પણ રસના નિર્વહણ માટે (સામાજિકો) સેવતા નથી. તેથી દંડીનો મત છે, "અશિથિલ તે શ્લિષ્ટ". જેમ કે, "प्रेक्षामृदङ्ग०" વગેરે (શ્લોક ૪૧૦, વિવેક, એજન).

હેમચન્દ્ર દંડીના 'શ્લિષ્ટ' અંગેના મતનું ખંડન કરતાં નોંધે છે કે દંડીએ જે રીતે શ્લિષ્ટની સમજૂતી આપી છે, તે રીતે તો તે ઓજનો જ પ્રકાર (માત્ર) જણાય છે. અથવા તો, જેમણે ગૌડ- -(કવિ, વિવેચકો ?)નો સંદર્ભ જોયો નથી તેમનું આવું દર્શન (= આવો અભિપ્રાય) હોઈ શકે, તેથી આ (દંડીનો મત) ઉપેક્ષણીય છે. ગૌડ (કવિઓ) શિથિલ (રચના) સત્કારે છે, જેમ કે, "लीलाविलोलललना०" વગેરે (શ્લોક ૪૧૧, વિવેક, એજન).

વામન પ્રમાણે (કા. સૂ. વૃ. ૩/૨/૪/) અર્થગુણ શ્લેષ એટલે 'ઘટના.' ઘટના એટલે ક્રમ, કૌટિલ્ય, અનુલ્બણત્વ અને ઉપપત્તિનો યોગ". અર્થાત્ ક્રમ - અનેક ક્રિયાઓનો ક્રમ, કૌટિલ્ય - ચમત્કારજનક રચના, અનુલ્બણત્વ - પ્રશાન્ત વર્ણનશૈલી અને ઉપપત્તિ = યુક્તિ વિન્યાસ - આ બધાનો યોગ તે 'ઘટના'. ડૉ સુશીલકુમાર દે (Sanskrit Poetics, પૃ. ૯૪, આ ૬૦, કલકત્તા) પ્રમાણે સમજૂતી S'lesa, or, coalescence or commingling of many ideas (ghatanā) - આવી છે. અર્થાત્ એક જૂથમાં જોડાણ, અનેક વિચારોનું એક સાથે મળવું તે શ્લેષ છે. ઉદાહરણ છે, "दृष्ट्वैकासन०" વગેરે હેમચન્દ્ર આ વિચારનો અસ્વીકાર કરતાં જણાવે છે કે, આ તો રચના(= સંવિધાન)માં જણાતી એક શોભા (-વૈચિત્ર્ય) માત્ર છે. તે કોઈ (સ્વતંત્ર) ગુણ નથી.

ભરતનો **'સમ'** અંગેનો વિચાર સમજાવતાં હેમચન્દ્ર નોંધે છે કે, પરસ્પર અલંકારરૂપ થતો (-શોભારૂપ, જણાતો) ગુણો અને અલંકારોનો સમૂહ તે 'સમ' નામે ગુણ છે. ભરતના નાટ્યશાસ્ત્ર ૧૬/૧૦૦(પૃ. ૩૩૬, એજન)માં આ પ્રમાણે વંચાય છે -

"नातिचूर्णपदैर्युक्ता न च व्यर्थाभिधायिभिः ।
दुर्बोधनैश्च न कृता समत्वात् समता मता ॥"

અર્થાત્, ઘણા અસામાસિક પદો(=ચૂર્ણપદો)થી યુક્ત ન હોય (=અર્થાત્, જ્યાં થોડા સમાસો પણ હોય) જોકે, દીર્ઘસમાસો, અને અસમાસવાળી રચના ન હોય) વ્યર્થ (= નિષ્પ્રયોજન, જેનું કોઈ પ્રયોજન નથી તેવી) વિગતવાળી, ન હોય, જેનો અર્થ જાણવો કઠણ હોય (= જે દુર્બોધ હોય) તેવી (રચના) 'સમત્વ'ને કારણે 'સમતા' ગુણ (વાળી) (રચના કહેવાય છે.)

અભિનવગુપ્તે ઉપર મુજબની સમજૂતી આપી છે. હવે હેમચન્દ્રે જે ભરતનો મત આપ્યો છે, તે તો ઉપર જણાતો નથી પણ ભરતે 'ભૂષણ' નામે લક્ષણની સમજૂતી (નાટ્યશાસ્ત્ર ૧૬/૫ પૃ. ૨૯૯, એજન) આપી છે તેમાં :-

"अलङ्कारैर्गुणैश्चैव बहुभिर्यदलंकृतम् ।
भूषणैरिव विन्यस्तैस्तद्भूषणमिति स्मृतम् ॥"

એવું વંચાય છે, આચાર્યશ્રીની 'સમ'ની સમજૂતી 'ભૂષણ' નામે લક્ષણને લાગુ પડે છે. તેથી ક્યાંક કોઈ પ્રમાણિક ભૂલ કોઈક પક્ષે રહી ગઈ હોય તેવો સંભવ છે. હવે વિવેકમાં, ભરત પ્રમાણેના 'સમ'નું ઉદાહરણ "स्मरनवनदी०". (શ્લોક ૪૧૨, વિવેક, એજન) અપાયું છે, આનું ખંડન આચાર્યે દંડીને મતે કર્યું છે. દંડી (અથવા, કદાચ દંડીના અનુયાયીઓ હશે ?) એવું માને છે કે, ગુણો અને અલંકારો જુદા જુદા અધિકરણમાં રહેલા છે - (અર્થાત્ 'ગુણો' રસાશ્રય છે, અને અલંકારો શબ્દાર્થાશ્રય છે—એવું હશે), તો તેવા તે ગુણાલંકારો કેવી રીતે એકબીજાને અલંકૃત કરે ?

**અહીં પણ આપણને થોડી તકલીફ પડે છે. કારણ કે કાવ્યાદર્શમાં 'ગુણો' માર્ગદ્વય – (=વૈદર્ભ / ગૌડ)ની ચર્ચામાં સમાવાયા છે. પછી દંડી તેમને પણ – અર્થાત્ ગુણોને પણ – વ્યાપક અર્થમાં 'અલંકારો' કહે છે. દંડી જણાવે છે કે, જે તે માર્ગના સંદર્ભમાં, જે તે માર્ગના વિશેષ અલંકારો (=ગુણો) ગણાવ્યા; હવે 'साधारणं अलङ्कारजातं' - જે અલંકારો બન્ને માર્ગમાં આવી શકે, તેવા વિચારીશું. હવે આ દૃષ્ટિએ તો દંડીમાં એક જ માર્ગ –વૈદર્ભ કે ગૌડ–માં જે તે ગુણ સાથે બધા અલંકારો એક રચનામાં આવી શકે. તેથી ઉપરિનિર્દિષ્ટ ખંડન દંડીની દૃષ્ટિએ સ્વીકારી શકાય નહિ. વળી, દંડીએ એવો સ્પષ્ટ તફાવત ઉપસાવ્યો પણ નથી કે 'ગુણો' રસના ધર્મ છે. અને 'અલંકારો' શબ્દાર્થના ધર્મો છે તેથી બન્ને વચ્ચે 'અધિકરણ ભેદ' રહેલો છે, વાસ્તવમાં એક જ - વૈદર્ભ કે ગૌડ રચનામાં - તે બન્ને રહી શકે ; વૈદર્ભમાર્ગના જે તે ગુણો સાથે પણ, ઉપમા, ઉત્પ્રેક્ષા, યમકાદિ ગોઠવાઈ શકે, અને ગૌડ માર્ગના જે તે ગુણો સાથે પણ ઉપમા, ઉત્પ્રેક્ષા, યમકાદિ ગોઠવાઈ શકે. તેથી હેમચન્દ્રે જે દંડીને નામે ખંડન આપ્યું છે તે સમીચીન – દંડીને મતે – જણાતું નથી.**

**હેમચન્દ્ર ઉપર આનંદવર્ધનની વિચારધારાની અસર છે. દંડીએ તો રસ-ભાવ-વગેરેને પણ રસવત્ વગેરે અલંકારો રૂપે નિરૂપ્યા છે. હેમચન્દ્ર જે વિચાર આપે છે તે આનંદવર્ધનની પરંપરા પ્રમાણે બંધ બેસે છે કેમ કે, હેમચન્દ્ર જણાવે છે કે, શ્લેષ, યમક, ચિત્ર (વગેરે શબ્દાલંકારો) ગુણોને છોડીને જ રહેલા હોય છે. અનુપ્રાસ પણ વધારે પ્રયોજિત કરાય તો તેમ જ છે, અર્થાત્ ગુણો સાથે ગોઠવી શકાતો નથી. હવે આ વાત તો આનંદવર્ધને જ કરેલી છે કે, યમક વગેરે દુષ્કર રચનાઓ વિશે રસલક્ષી કવિએ - शक्तौ अपि प्रमादित्वं - શક્તિ હોવા છતાં ઉત્સાહ દર્શાવવો નહિ. તેથી આ મત દંડીનો નહિ પણ હેમચન્દ્રનો, આનંદવર્ધનને અનુસરીને, આપેલો જાણવો. અથવા જેમ રંગાચાર્ય રેડ્ડી વગેરે આધુનિક ટીકાકારો, 'પ્રભા' ટીકામાં દંડીમાં પણ ધ્વનિવાદી વિચારસરણિ તારવવા પ્રયાસ કરે છે, તેવું હેમચન્દ્ર પણ કરે છે, તેમ વિચારવું; પણ સર્વથા આ અશાસ્ત્રીય છે.**

તો, પોતાને અભિપ્રેત એવું દંડી દ્વારા ભરતનું ખંડન (=ખરેખર ત્યાં પણ ભરતે 'ભૂષણ' લક્ષણ વિચાર્યું છે.) કરીને હેમચન્દ્ર આગળ દંડીને અભિપ્રેત 'સમ'નું લક્ષણ ટાંકતાં જણાવે છે કે, 'પ્રબંધોમાં (=મોટી કાવ્યરચનાઓમાં) અવિષમ(તા) તે સમ.'' (કાવ્યાદર્શ ૧/૪૭) આ 'સમ' ત્રણ પ્રકારે જોવા મળે છે, જેમ કે, 'પ્રૌઢ, મૃદુ અને મધ્ય,'' કેમ કે, તે પ્રૌઢ, મૃદુ અને મધ્ય પ્રકારના વર્ણોથી સાકાર થાય છે. પ્રૌઢ પ્રકારનું સમત્વ, ''आहतं कुच०'' (શ્લોક ૪૧૩, વિવેક, એજન), મૃદુ જેમ કે, 'ललितमङ्ग०' (શ્લોક ૪૧૪, વિવેક, એજન) અને મધ્ય, ''ईदृशस्य भवतः'' (શ્લોક ૪૧૫, વિવેક, એજન) દ્વારા હેમચન્દ્ર ઉદાહૃત કરે છે. સમત્વની ત્રિવિધતા તથા તેનાં ઉદાહરણો દંડીમાં નિરૂપિત થયાં છે તે રીતે પણ હેમચન્દ્રે ઉદ્ધૃત કર્યાં નથી. દંડીમાં કાવ્યાદર્શ ૧/૪૭ પ્રમાણે-

''समं बन्धेष्वविषमं ते मृदुस्फुटमध्यमाः ।
बन्धा मृदुस्फुटोन्मिश्रवर्णविन्यासयोनयः ॥'' આવું નિરૂપણ છે.

**હવે હેમચન્દ્ર વામનના અનુયાયીઓએ (=વામનીયાઃ) કરેલું દંડીનું ખંડન રજૂ કરતાં જણાવે છે કે 'તે આ(= ત્રિવિધ સમ) વૃત્તિઆ (=રીતિઓ ?)થી જુદું નથી (અર્થાત્ વૈદર્ભી, ગૌડી અને પાંચાલીથી ભિન્ન નથી). એ વાત પણ ચોખ્ખી છે કે વામને 'રીતિ' શબ્દ પ્રયોજ્યો છે અને નહિ કે 'વૃત્તિ'. વાસ્તવમાં લોચનકારે 'वृत्तयः अनुप्रासजातयः' કહ્યું છે, મમ્મટે વૃત્તિ / રીતિની લગભગ સેળભેળ કરી દીધી છે તેથી તેના સંસ્કાર હેમચન્દ્ર ઉપર ચાલુ રહ્યા હોય તેવું જણાય છે. આમ ફરી અશાસ્ત્રીયતાનો દોષ હેમચન્દ્ર ઉપર આપણે આરોપી શકીએ.**

વામનને મતે જે રીતિ-વિશેષથી (કાવ્યમાં) આરંભ કરવામાં આવે તેનો (કાવ્યના) અંત સુધી 'अ-परित्याग' તે જ સમતાનું રૂપ છે. વૈદર્ભમાર્ગના સાદ્યન્ત નિર્વાહનું ઉદાહરણ છે, किं व्यापारैः० વગેરે (શ્લોક ૪૧૬, વિવેક, એજન). ગૌડમાર્ગનો સાદ્યન્ત નિર્વાહ, ''क्षुद्रः क्वायं तपस्वी०'' વગેર (શ્લોક ૪૧૭, વિવેક એજન)માં જોવા મળે છે, તથા પાંચાલમાર્ગનો નિર્વાહ, ''તે

काकुत्स्थ०" વગેરે(શ્લોક ૪૧૮, વિવેક, એજન)માં ઉદાહૃત થાય છે, આવું પ્રબંધ રચનાઓમાં પણ જાણવું.

હેમચન્દ્ર આ વિચારનો અસ્વીકાર કરતાં જણાવે છે કે, પ્રયોગના માર્ગ વિશે તો (= કવિના પ્રયોગોની બાબતમાં તો) સન્તો / સજ્જનો / સહૃદયો જ પ્રમાણ છે, તે લોકો તો (આવા પ્રકારની એકરૂપતાવાળી) સમતાને (કાવ્ય) વૈચિત્ર્ય / શોભા માટે સૂચવતા નથી. જેમ કે, अज्ञानाद्यदि० વગેરે(શ્લોક ૪૧૯, વિવેક,એજન)માં મસૃણમાર્ગનો ત્યાગ તે ગુણરૂપ જણાય છે, દોષરૂપ નહિ. તેથી (આવી એકરૂપતા જેવી) 'સમતા' કહેવી નહિ.

**આ વિવેચન પણ હેમચન્દ્ર મમ્મટમાંથી પ્રરેણા લઈને આપે છે તે સ્પષ્ટ છે.**

વામન પ્રમાણે 'અર્થગુણ' સમતા (કા.સૂ. વૃ. ૩/૨/૫) એટલે "અવૈષમ્ય"; પ્રક્રમનો અભેદ તે જ અવૈષમ્ય. પ્રક્રમનો અભેદ તે "च्युतसुमनसः०" શ્લોકથી (નં. ૪૨૦, વિવેક), અને પ્રક્રમનો ભેદ એ જ પ્રથમ ચરણવાળા પણ બીજા ચરણમાં ભેદવાળા શ્લોક ૪૨૧(વિવેક, એજન)થી ઉદાહૃત થાય છે. હેમચન્દ્ર જણાવે છે કે, આ દોષનો અભાવ છે, ગુણ નથી.

ભરત પ્રમાણે '**સમાધિ** ' ગુણ એટલે "અર્થનું ગુણાન્તર જોડે સમાધાન" તે સમાધિ. અર્થાત્ કોઈ એક પદાર્થ, ઉપર બીજા પદાર્થના ગુણનો આરોપ કરવો તે 'સમાધિ' ગુણ છે. મૂળ ભ્રરતમાં આ પ્રમાણે વંચાય છે :-

"अभियुक्तैर्विशेषस्तु योऽर्थस्येहोपलक्ष्यते ।
तेन चार्थेन संपन्नः समाधिः परिकीर्तितः ॥ " (१६/१०२)

અભિયુક્તો વડે (= પ્રતિભાવાન્, સહૃદયો વડે- અભિનવગુપ્ત પ્રમાણે) અર્થનો (કાવ્યાર્થનો, અથવા બીજા અર્થનો) જે વિશેષ (=અપૂર્વ ગુણ) (પોતાનાથી શોધાયેલો ) ઉપલક્ષિત થાય, તે(વિશેષ, અપૂર્વ અર્થ)નાથી સંપન્ન ગુણ તે 'સમાધિ' કહેવાયો છે. અર્થાત્, "જ્યાં પ્રતિભાશાળીઓ અર્થની કોઈ વિશેષતા પારખે તેવા અર્થથી યુક્ત તે 'સમાધિ' ગુણ કહેવાયો છે. હેમચન્દ્ર પ્રમાણે અર્થનું ગુણાન્તર (= વિશેષ, અપૂર્વ અર્થ) સાથે જોડાણ' એવી સમજૂતી ઉપરના મૂળ શ્લોક જોડે આપણે થોડી મહેનત કરીને કદાચ ગોઠવી શકીએ.

વામનના અનુયાયીઓ ભરતના આ મતને સ્વીકારતા નથી, કેમ કે "આ તો (= ભરતનો સમાધિ) કેવળ એક વિશેષ પ્રકારની અતિશયોક્તિ જ છે." જે તેમને ગ્રાહ્ય નથી. આથી અર્થના કોઈ અતિશયને સમાધિરૂપે નકારીને વામનનો મત – 'આરોહ – અવરોહ–નો ક્રમ તે સમાધિ" (કા. સૂ. વૃ ૩/૧/૧૨) ટાંકવામાં આવે છે. પહેલાં આરોહ પછી અવરોહ, અથવા પહેલાં અવરોહ પછી આરોહ જ્યાં જણાય છે તેનાં ઉદાહરણ અપાયાં છે.

**વામનના મતનું ખંડન દંડી કરે છે એવું હેમચન્દ્ર નોંધે છે જે સરિયામ અશાસ્ત્રીયતા છે.**

દંડી વામનના પૂર્વવર્તી હતા. કદાચ, દંડીના અનુયાયીઓનો મત હેમચન્દ્રને અભિપ્રેત હશે. વળી, દંડીનું ગ્રહણ વામન પછી કરવું તે પણ અશાસ્ત્રીયતા જ છે. જે હોય તે, હેમચન્દ્ર જણાવે છે કે, વામનનો મત તો, "ગુરુ અને લઘુવર્ણોનું એકબીજા થકી–અન્યોન્ય–મિશ્રણ જ છે." તેથી 'અન્યના ધર્મનું અન્યત્ર આરોપણ તે સમાધિ' એવું (કાવ્યાદર્શ ૧/૯૩) દંડીના મતનું સ્વારસ્ય હેમચન્દ્ર નોંધે છે. ઉદાહરણ છે "प्रतीच्छत्याशोकीः०" વગેરે (શ્લોક નં. ૪૨૫, વિવેક એજન). હેમચન્દ્ર જણાવે છે કે, જો આ ઉપચરિતા વૃત્તિ હોય, અર્થાત્ ઉપચાર(metaphor)નો પ્રયોગ હોય તો તે ગુણરૂપ છે. અહીં 'યોગવૃત્તિ'નો કયો અપરાધ છે. ? योगवृत्या किं अपराद्धधम् ? આ નોંધ બહુ સ્પષ્ટ નથી. હેમચન્દ્રને એમ હશે કે, "સમાધિ" એ શબ્દનો યૌગિક અર્થ વિચારવાથી કયો દોષ આવવાનો છે ? અર્થાત્ "सम्यग् आधीयते स समाधिः" એવો યૌગિક અર્થ આપવાથી દોષ આવતો નથી. વાસ્તવમાં એ 'ઉપચાર માત્ર'ની સમજૂતી જ છે.

વામન પ્રમાણે અર્થગુણ સમાધિ 'અર્થની દૃષ્ટિ (=અર્થનું દર્શન) તે સમાધિ' એ રીતે (કા. સૂ. વૃ. ૩/૨/૬) સમજાવાય છે. જેમ કે, "अग्रादपि मध्यादपि०" વગેરે(શ્લોક ૪૨૬, વિવેક, એજન)માં; આ મતનું ખંડન કરતાં, મમ્મટનો અભિપ્રાય નામોલ્લેખ વગર જ સ્વીકારીને, આચાર્યશ્રી જણાવે છે કે, અયોનિ, અથવા અન્યચ્છાયાયોનિવાળા અર્થનું દર્શન ન થાય તો કાવ્ય જ કેમ કરીને રચાય ? આથી વામનની સમજૂતી અસ્વીકાર્ય છે. તેથી, બધા જ સત્કવિઓ વડે જોવાતો કાવ્યાર્થ એ જ સમાધિ છે. તેને સ્વતંત્ર અર્થગુણ ગણવાની જરૂર નથી.

ભરત પ્રમાણે 'મધુર' ગુણ ત્યારે થાય જ્યારે બહુ વખત સંભળાયેલું કે કહેવાયેલું વાક્ય (સહૃદયો માટે) અનુદ્વેજક જણાય (=ઉદ્વેગ જન્માવે નહિ તેવું જણાય) તે થયું 'મધુર'. મૂળ ભરતમાં (નાટ્યશાસ્ત્ર ૧૬/૧૦૪) આ પ્રમાણે વંચાય છે-

'बहुशो यच्छ्रुतं वाक्यमुक्तं वापि पुनः पुनः ।<br>नोद्वेजयति यस्माद्धि तन्माधुर्यमिति श्रुतम् ॥'

વામનીયો આનું ખંડન કરે છે કે, "પ્રિયજનના કટુ વેણવાળા આક્ષેપ કરતા વચન વિશે આ (તમારો 'મધુર' ગુણ સમાન (=એક સરખો) જણાય છે." એટલે કે, કટુ વચનોમાં પ્રિયજન વારંવાર ટકોર કરે તો પણ ઉદ્વેગ થતો નથી તેથી તેવા કટુવર્ણોવાળા આક્ષેપવચનને પણ 'મધુર' કહેવું પડશે. તે અગ્રાહ્ય છે. માટે,

**"માધુર્ય એટલે પૃથક્ -પદત્વ" (કા. સૂ. વૃ. ૩/૧/૨૦) દંડીને મતે. હેમચન્દ્ર જણાવે છે કે, આ અનુભવથી વિરુદ્ધનું છે, કેવળ છૂટાં છૂટાં પદોના પ્રયોગમાં જ માધુર્ય એવું જણાતું નથી કેમ કે, સમાસમાં – સામાસિક રચનામાં – પણ માધુર્ય જણાય છે. અહીં ઉદાહરણ તરીકે अनवरतनयनजल० વગેરે (શ્લોક નં. ૪૨૭, વિવેક, એજન) અપાયો છે. ફરી દંડી દ્વારા વામનના મતનું ખંડન કરાવવું એ વિગતમાં અશાસ્ત્રીયતા છે તે નોંધવું પડશે કેમ કે દંડી વામનના પુરોગામી**

**હતા. વાસ્તવમાં આ શ્લોક ધ્વન્યાલોકમાં ( ૩/૫,૬ની વૃત્તિમાં) વાંચવા મળે છે. ડૉ કુલકર્ણી અને પ્રો. પરીખે તે કેમ ઓળખી બતાવ્યો નથી તે આશ્ચર્યકારક છે. એટલે આનંદવર્ધનના વિચારો હેમચન્દ્રે દંડી ઉપર સમારોપિત કરીને અશાસ્ત્રીયતા પ્રદર્શિત કરી છે. અથવા, 'वामनीयाः'ની માફક 'दण्डिमतानुसारिणः'ની ફોજ પણ વિચારી લેવાય !**

કાવ્યાદર્શ (૧/૫૧) પ્રમાણે 'રસવાળું તે મધુર' - "रसवन्मधुरम्" એવું સમીકરણ પ્રાપ્ત થાય છે. દંડીના મૂળ શબ્દો આ પ્રમાણે છે. :

"मधुरं रसवद्वाचि वस्तुन्यपि रसस्थितिः ।
येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः ॥"-

અર્થાત્ 'મધુર' તે થયું રસવત્ (=રસવાળું તે મધુર). રસ 'વાચિ' (=શબ્દમાં) અને 'વસ્તુનિ' (=અર્થમાં) પણ રહેલો છે. હેમચન્દ્ર તેનો સાર આપતાં નોંધે છે કે, રસ બે પ્રકારે છે : વાગ્ અને વસ્તુમાં રહેલો. તે બેમાં શ્રુતિ વર્ણાનુપ્રાસ(=શ્રુત્યનુપ્રાસ અને વર્ણાનુપ્રાસ)માં 'વાગ્રસ' છે. તેનો પરામર્શ હેમચન્દ્ર અધવચ્ચે જ કરી દે છે કે, અનુપ્રાસ તો થયો (શબ્દગત) અલંકાર. તે વળી 'ગુણ' કેવી રીતે બને ? (તેથી બે પ્રકારના અનુપ્રાસમાં વાગ્-રસ હોવો તે શબ્દગત મધુર -ગુણ - એવો દંડીનો વિચાર અગ્રાહ્ય છે.) વસ્તુગત રસ તે તો અગ્રામ્યતા જ છે, કેમ કે, અસભ્યાર્થનું નિરૂપણ તે ગ્રામ્યતા છે. હવે આ અગ્રામ્યતા એ તો દોષનો અભાવમાત્ર છે. તે ગુણરૂપ નથી. આ રીતે વામને પણ ઉક્તિનું સૌંદર્ય - उक्तिवैचित्र्य- તે રૂપી 'માધુર્ય' સમજાવ્યું હતું તે પણ ખંડિત થાય છે. આથી માધુર્ય એટલે 'આહ્લાદકત્વ'. આ ખંડનમાં પણ મમ્મટની છાયા હેમચન્દ્ર ઉપર જણાય છે.

ભરત પ્રમાણે સુખ(કારક) શબ્દાર્થ તે '**સુકુમાર**' ગુણ છે. એવું હેમચન્દ્ર જણાવે છે. ભરત (નાટ્યશાસ્ત્ર ૧૬/૧૦૭, એજન) પ્રમાણે,

" सुखप्रयोज्यैर्यच्छब्दैर्युक्तं सुश्लिष्टसंधिभिः ।
सुकुमारार्थसंयुक्तं सौकुमार्यं तदुच्यते ॥"

અર્થાત્ "(ઉચ્ચારણમાં) સુપ્રયોજ્ય, (અને) જેમની સંધિઓ સુશ્લિષ્ટ છે, (તેવા) શબ્દોવાળો (અને જે ) સુંદર અર્થથી યુક્ત છે તે "સૌકુમાર્ય" (ગુણ) કહેવાય છે."

અભિનવગુપ્ત જણાવે છે કે ક્યારેક પદનું સ્વયં પારુષ્ય હોય છે જેમ કે, द्राढा, अजद्ढा, निद्वैतं વગેરે (પૃ. ૩૪૧, એજન). ક્યારેક જોડાણમાં સંધિમાં પારુષ્ય જણાય છે. જેમ કે, 'दर्व्यारव्यार्वीविधूयते - તે બન્ને પ્રકારના પારુષ્ય વગરના હોવું તે થયો 'સૌકુમાર્ય ' શબ્દગુણ. હવે અર્થ (=વિગત) પરુષ હોય છતાં સુકુમાર અર્થથી તેનું નિરૂપણ થાય તે અર્થગત સૌકુમાર્ય, જેમ કે વ્યક્તિ એકાકી હોય તેને માટે 'દેવતાસહાય'' એવો પ્રયોગ, અથવા મૃત્યુ પામેલી વ્યક્તિ વિશે

"યશઃ શેષ" થયા—એમ કહેવું વગેરે. આ રીતે કોમળ વર્ણો અને સુકુમાર અર્થ દ્વારા નિરૂપણ તે સૌકુમાર્ય. વામનના મતે સુખ (કારક) શબ્દ જ સૌકુમાર્ય છે. વામનના શબ્દો છે : "अजरठत्वं सौकुमार्यम्" (કા.સૂ.વૃ. ૩/૧/૨૨) રચનાની અકઠોરતા તે (શબ્દગત ) સૌકુમાર્ય છે. હેમચન્દ્ર જણાવે છે કે, આ તો શ્રુતિકટુત્વ રૂપી દોષનો અભાવમાત્ર છે. પોતે ગુણરૂપ નથી. તે તો માધુર્યનો પ્રકાર જ છે. જ્યારે અર્થગત સૌકુમાર્ય વામન પ્રમાણે - 'અપારુષ્ય' રૂપ છે. જે અમંગલ (પ્રકારના) અશ્લીલત્વ દોષના અભાવરૂપ છે, સ્વતંત્ર ગુણરૂપ નથી તેવું હેમચન્દ્ર જણાવે છે. જો તે ઉક્તિવિશેષરૂપ ગણો તો તે 'પર્યાયોક્ત' અલંકારનો વિષય જ બની જાય છે.

ભરત પ્રમાણે '**ઉદાર**' ગુણ અનેક સૂક્ષ્મ (અર્થો ) અને વિશેષતાઓથી યુક્ત તે 'ઉદાર' એવું હેમચન્દ્ર નોંધે છે, મૂળ ભરતના શબ્દો આ પ્રમાણે છે :-

"दिव्यभावपरीतं यच्छृङ्गाराद्भुतयोजितम् ।
अनेकभावसंयुक्तमुदारत्वं प्रकीर्तितम् ॥ (१६/११०)

અર્થાત્ "દિવ્યભાવોથી યુક્ત (તથા) શૃંગાર અને અદ્ભુતથી યોજાયેલ અનેક ભાવોથી યુક્ત (રચના તે) 'ઉદારત્વ ' ગુણ કહેવાય છે." હેમચન્દ્રે આ વિચારનો સંક્ષેપમાત્ર રજૂ કર્યો છે. અભિનવગુપ્ત જણાવે છે કે, આને જ અન્યો અગ્રામ્યતા કહે છે. અભિનવગુપ્ત ભરતને વામનના સંદર્ભમાં સમજાવે છે. હેમચન્દ્ર ભરતના મતનો વામનીય વિદ્વાનો દ્વારા અસ્વીકાર સૂચવતાં જણાવે છે કે, 'ઉલ્લેખ(=ઉત્કર્ષ)થી યુક્ત આ અર્થ કેવી રીતે ગુણ કહેવાય ? તેથી કા. સૂ. વૃ. (૩/૧/૨૨) પ્રમાણે "વિકટત્વ" એ ઉદારતા શબ્દ ગુણ છે, જે હોતાં જાણે કે પદો નૃત્ય કરતાં હોય તેવાં જણાય છે. હેમચન્દ્ર જણાવે છે કે આ તો થોડો અ-મસૃણ (થોડો अ-कोमल) તેવો અનુપ્રાસનો પ્રભાવ જણાય છે. તે ગુણ નથી. આ તો ઓજસ્‌નો જ પ્રકાર છે.

અર્થગુણ ઉદારતા તે તો અગ્રામ્યત્વ છે. (કા.સૂ. વૃ. ૩/૧/૧૨) તેવું વામન માને છે. હેમચન્દ્ર જણાવે છે, અને તેમાં મમ્મટનો પ્રભાવ છે કે, આ તો દોષનો અભાવ છે, 'ગુણ' નથી.

પછી, ભરત પ્રમાણે '**अर्थव्यक्ति**' ગુણ હેમચન્દ્ર સમજાવે છે. તે પ્રમાણે પદાર્થ તેવો ન હોવા છતાં તેવો (=રમણીય) જેને કારણે જણાય તે થયો અર્થવ્યક્તિ ' ગુણ. ભરતના શબ્દો (૧૬/૧૦૯) આ પ્રમાણે છે.

"सुप्रसिद्धाभिधाना तु लोककर्मव्यवस्थिता ।
या क्रिया क्रियते काव्ये सार्थव्यक्तिः प्रकीर्त्यते ॥

[ यस्यार्थानुप्रवेशेन मनसा परिकल्प्यते ।
अनन्तरप्रयोगस्तु सार्थव्यक्तिरुदाहृता ॥ ]

અર્થાત્, સુપ્રસિદ્ધ શબ્દોવાળી, લોકવ્યવહારમાં, વ્યવસ્થિત એવી જે રચના કાવ્યમાં કરાય તે 'અર્થવ્યક્તિ' (ગુણ) કહેવાય છે.

અર્થના અનુપ્રવેશ દ્વારા મન વડે જેનો બીજો પ્રયોગ કલ્પાય છે, તેને અર્થવ્યકિત કહે છે.

હેમચન્દ્રે ભરતના મતનો સાર કહ્યો છે. તેમનું ખંડન વામનના અનુયાયીઓ કરે છે જેમ કે, 'આ તો પ્રસાદથી અભિન્ન છે.' આથી જ્યાં જાણે કે અર્થની સમજ પહેલાં જણાય અને વાણી-(શબ્દ)નું ગ્રહણ પછી થાય તે થઈ 'અર્થવ્યકિત'.

હવે આ વામનીય મતનું ખંડન દંડી દ્વારા આચાર્ય વિચારે છે તે આ પ્રમાણે - " આ તો (-આવો 'અર્થ વ્યક્તિ' ગુણ તો ) બીજા શબ્દોમાં કહેલો 'પ્રસાદ' જ છે." આથી કાવ્યાદર્શ ૧/૭૩ પ્રમાણે અર્થવ્યક્તિ એટલે અર્થનું અનેયત્વ. હેમચન્દ્ર જણાવે છે કે, આ તો દોષ-અભાવ થયો, ગુણ શાનો ? એવું હોય તો તો દોષ ઘણા હોય છે. તેથી (તેમના અ-ભાવને ગુણ કહેવા માંડીએ તો) સો ગુણો થઈ જશે.

વામનના શબ્દગુણ અર્થવ્યક્તિનો તિરસ્કાર કરી આચાર્ય વામનની અર્થગુણ અર્થવ્યક્તિની વિભાવના સમજાવતાં જણાવે છે કે, " વસ્તુનું સ્ફુટત્વ તે અર્થવ્યક્તિ છે." (કા. સૂ. વૃ. ૩/૨/૧૩)

હેમચન્દ્ર જણાવે છે કે (વર્ણ્ય) વસ્તુનું સ્ફુટત્વ તો કવિના વચનની ચોખ્ખાઈ-વૈશારદ્ય-ને કારણે સર્જાય છે. તે કંઈ નિસર્ગતઃ સ્વાભાવિક રીતે - હોતી નથી.

તેથી, હેમચન્દ્ર આનો અસ્વીકાર કરતાં જણાવે છે કે, આ તો થયો "જાતિ" નામે અલંકાર. આમ વામનના મતનો તેઓ અસ્વીકાર કરે છે. મમ્મટે 'જાતિ'ને બદલે 'સ્વભાવોક્તિ' એવું નામ પ્રયોજ્યું છે. હેમચન્દ્ર અહીં મમ્મટનું અનુરણન કરે છે.

ભરત પ્રમાણે 'કાન્ત' (=કાન્તિગુણ) સમજાવતાં હેમચન્દ્ર કહે છે કે, કાન અને મનને આહ્લાદ આપે (તે ધર્મ થયો) 'કાન્ત' (ગુણ). મૂળ ભરતમાં શબ્દો આવા છે :-

"यन्मनः श्रोत्रविषयमाह्लादति हीन्दुवत् ।
लीलाद्यर्थोपपन्नां वा तां कान्ति कवयो विदुः ॥ (ना. शा. १६/११२)

"જે ચંદ્રની માફક મનને અને શ્રવણેન્દ્રિયને આહ્લાદ અર્પે, 'લીલા' વગેરે(ના વર્ણન)થી યુક્ત (હોય) તેને કવિઓ 'કાન્તિ' ગુણ કહે છે."

વામનના અનુયાયીઓ આનો અસ્વીકાર કરતાં જણાવે છે કે આ તો માધુર્ય જેવું - 'माधुर्यसाधारणं' - થયું. તેથી વાસ્તવમાં

"ઓજ્જવલ્ય એ જ કાન્તિ છે." (કા. સૂ. વૃ. ૩/૧/૨૫) જેના અભાવમાં આ તો જૂની રચના છે.' એવું (વિવેચકો) કહે છે.

હેમચન્દ્ર, તેનું ખંડન રજૂ કરે છે પણ તે દંડીએ જ કર્યું તેવું સ્પષ્ટ નથી થતું. જો કે, આ ખંડન આપ્યા પછી, તેથી કરીને - 'तस्मात्' એવો શબ્દ વાપરીને દંડીનો અભિપ્રાય તેઓ ટાંકે છે. ખંડનમાં દલીલ એ છે કે, વામનના મત પ્રમાણેનો 'કાન્તિ' ગુણ સ્વીકારીએ તો તો ઔજ્જવલ્યના યોગથી ઓજોગુણને પણ કાન્તિ કહેવાનો પ્રસંગ આવશે.

તેથી દંડી પ્રમાણે, લોકસીમાને ન ઓળંગવી- लोकसीमाऽनतिक्रमः'- તે 'કાન્તિ' છે. (કાવ્યદર્શ ૧ / ૮૫). તે બે પ્રકારે જણાય છે. 'વાર્તા'માં અને 'વર્ણના (=કવિકૃતવર્ણન)માં. 'વાર્તા' તે માત્ર ઉપચાર metaphor - નિરૂપતું વચન છે. 'વર્ણના' તે પ્રશંસાયુક્ત વર્ણન છે. લોકસીમાનો અતિક્રમ હોય ત્યાં 'अ-कान्तिः' = 'કાન્તિ' ગુણ રહેતો નથી.

હેમચન્દ્ર જણાવે છે કે આ તો 'અતિશયોક્તિ' યુક્ત નિરૂપણમાત્ર છે. તે કોઈ નવો ગુણ નથી.

વામન પ્રમાણે અર્થગત 'કાન્તિ' ગુણ તે 'દીપ્તરસવાળા હોવું તે' છે. (કા. સૂ. વૃ. ૩/૨૧૪)

વામનને અભિપ્રેત 'દીપ્ત'નો અર્થ કદાચ 'જામેલો ' પરાકાષ્ઠાએ પહોંચેલો રસ, શૃંગારાદિ કોઈ પણ, તે 'દીપ્ત' હશે. પણ હેમચન્દ્ર મમ્મટાદિમાં કંડારાયેલો અર્થ સ્વીકારીને જણાવે છે કે, રૌદ્ર વગેરે 'દીપ્ત' રસો છે. તેનાથી જુદા તે શૃંગાર વગેરે. તેમનું નિરૂપણ તે "अ-कान्ति" થઈ જશે. બીજી તકલીફ એ છે કે, વ્યંગ્ય એવા રસાદિના સ્વરૂપના નિરૂપણ દ્વારા જ 'કાન્તિ'નો સ્વીકાર થઈ ગયો છે. તો તેને જુદો ગુણ કેમ કરીને કહેશો ? આ દલીલો મમ્મટમાં પણ છે.

દસ ગુણોની વિચારસરણિનું ખંડન કર્યા પછી હેમચન્દ્ર **પાંચ ગુણો સ્વીકારતી પરંપરાનો વિમર્શ કરે છે.**

આચાર્યશ્રી જણાવે છે કે, કેટલાકને મતે ઓજસ્, પ્રસાદ, મધુર (મધુરિમાન્ = માધુર્ય) સામ્ય અને ઔદાર્ય આ પાંચ ગુણો છે. જેમ કે, જેમાં વિચ્છેદ આવતો નથી એવી રીતે વાંચનારાઓનો ઓજોગુણ, પદો વચ્ચે અટકી અટકીને (विच्छिद्य) વાંચનારનો પ્રસાદ ગુણ, આરોહ / અવરોહના તરંગવાળા પાઠમાં માધુર્ય, સૌષ્ઠવ, સાથે વિરામ રાખીને વાંચનારાનો ઔદાર્ય, અને નહિ ઊંચું કે નહિ નીચું જણાય તેમ વાંચનારનો સામ્ય ગુણ જાણવો.

હેમચન્દ્ર જણાવે છે કે આ આખી જૂની કલ્પનાયોજના છે, કેમ કે, 'પાઠ'નો નિયમ તો વિષયને અનુલક્ષીને છે તો તે પાઠ ધર્મ 'ગુણ' અંગે નિમિત્ત કેવી રીતે બને ?

બીજા કેટલાકને મતે ગુણસંપત્તિ છંદોવિશેષ દ્વારા નિર્ધારિત થાય છે. જેમ કે, સ્રગ્ધરા વગેરેમાં ઓજોગુણ, ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રામાં પ્રસાદ, મંદાક્રાન્તા વગેરેમાં માધુર્ય, શાર્દૂલ, વગેરેમાં સમતા, વિષમવૃત્તોમાં ઔદાર્ય વગેરે જોવા મળે છે. આ બધાનાં ઉદાહરણો વિવેકમાં અપાયાં છે. હેમચન્દ્ર જણાવે છે કે, જેમણે કવિઓના પ્રયોગોમાં (ઊંડું) અવગાહન નથી કર્યું તેમને માટે આવો (છંદોના અનુસંધાનમાં ગુણોના) વિભાજનનો ક્રમ જોવા મળે છે. વાસ્તવમાં, 'સ્રગ્ધરા'માં અનોજોમયી રચના પણ થઈ શકે, જેમ કે, शंभो केयं स्थिता ते शिरसि ? વગેરે- (શ્લોક ૪૫૦, વિવેક એજન)માં. ઇન્દ્રવજ્રામાં પ્રસાદનો અભાવ પણ હોય, મંદાક્રાન્તામાં અ-માધુર્ય પણ જોવા મળે, શાર્દૂલમાં અ-સામ્ય પણ તથા વિષમવૃત્તોમાં, અનૌદાર્યમયી રચનાના પ્રયોગો પણ કવિઓએ કર્યા છે. આ બધાંનાં સુંદર ઉદાહરણ આચાર્યશ્રી આપે છે. આમ, 'છંદોના સંદર્ભમાં ગુણ-વિભાગ' એ વાત ટકતી નથી.

વિવેકમાં નિર્ણય તારવતાં (પૃ. ૨૮૯, એજન) આચાર્ય જણાવે છે કે, તેથી જેવું બીજાઓએ ગુણોનું લક્ષણ બાંધ્યું છે તે કહેવું નથી, કેમકે, આવાં બીજાઓનાં બાંધેલાં લક્ષણોમાં જે તે સ્થાને લક્ષણનો વ્યભિચાર, (અમને) અભિપ્રેત ગુણોમાં અંતર્ભાવ, અથવા દોષપરિહારરૂપ જણાવાથી તે બીજાં લક્ષણો / ગુણો અગ્રાહ્ય છે.

**ત્રણ ગુણો** :- આથી આચાર્ય આનંદવર્ધન–અભિનવગુપ્ત–મમ્મટની પરંપરા પ્રમાણે (સળંગ સૂત્ર ૯૬, અને સૂત્ર ૪/૨) 'માધુર્ય' ને ચિત્ત દ્રુતિના હેતુરૂપ ગણાવે છે. અને તેનું ખાસ સ્થાન શૃંગાર રસ વિશે નિયત કરે છે. દ્રુતિ એટલે આર્દ્રતા, જાણે ચિત્તનું પીગળવું. શૃંગારમાં એટલે ખાસ તો સંભોગ-શૃંગારમાં અને શૃંગારના જે અંગભૂત એવા હાસ્ય, અદ્ભુત આદિ રસો છે, તેમનો પણ માધુર્યગુણ નિયત થાય છે.

(સૂત્ર ૯૭) સૂત્ર ૪/૩ જણાવે છે કે, માધુર્યનો અતિશય શાન્ત, કરુણ અને વિપ્રલંભશૃંગાર વિશે જણાય છે કેમ કે, તે અત્યંતદ્રુતિ –ચિત્તના ખૂબ પીગળવામાં – હેતુ બને છે.

એક વાત એ નોંધવાની કે આચાર્ય હેમચન્દ્ર મમ્મટની માફક ગુણોને જે તે ચિત્તાવસ્થાના કારણ - હેતુ - માને છે. જ્યારે વિશ્વનાથમાં જે પરંપરા છે તેમાં ચિત્તદ્રવ રૂપી પરિણામ તે જ 'ગુણ' રૂપે ગ્રહણ થાય છે. અર્થાત્ રસાનુભૂતિના પરિણામે જે ચિત્તાવસ્થા પ્રાપ્ત થાય તે જ 'ગુણ' પદથી વાચ્ય બને છે. આથી તેમનું રસધર્મત્વ વધારે સચોટ રૂપે બહાર આવે છે. જ્યારે દ્રુતિ વગેરેના કારણરૂપે, ગુણોને લેતાં જાણે અજાણે ગુણોના શબ્દાર્થધર્મત્વ - એટલે કે ગુણો, જેમ પંડિતરાજ કહી જ બેસે છે તેમ, શબ્દ અને અર્થના જ મુખ્ય રૂપે ધર્મ બની જાય છે, અને નહિ કે ઉપચારથી. જે હોય તે.

હેમચન્દ્ર (સૂત્ર ૯૮, સૂત્ર ૪/૪) જણાવે છે કે માધુર્યના વ્યંજક વર્ણો તે 'ટ' વર્ગને છોડીને

બાકીના બધા જ વર્ગ('ક' વર્ગ, 'ચ' વર્ગ, 'ત' વર્ગ અને 'પ' વર્ગ)ના તમામ વર્ણો જેના ઉપર જે તે વર્ગનો છેલ્લો વર્ણ સવાર થયેલો છે તેવા, હ્રસ્વ સ્વરથી વ્યવહિત રેફ અને 'ણ' કાર - આટલા વર્ણો, સમાસ વગરની રચના, અથવા નાના સમાસોવાળી રચના, તથા મૃદુ રચના છે.

હેમચન્દ્ર વિવેકમાં એક નોંધ એ ઉમેરે છે કે, દ્રુતિના હેતુ બનવું એ માધુર્યનું લક્ષણ છે, નહિ કે શ્રવ્યત્વ'. કેમ કે ઓજસ્ અને પ્રસાદમાં પણ શ્રવ્યત્વ તો છે જ. તેથી ભામહે ( ૨/૩) માધુર્યના લક્ષણમાં 'શ્રવ્યત્વ' ગણાવ્યું છે તે બરાબર નથી. એક બીજી વિગત એ પણ તેઓ નોંધે છે કે, હાસ્ય, અદ્ભુત વગેરે ચિત્તના વિકાસના હેતુ હોવાથી તે રસોમાં ઓજોગુણ પણ છે છતાં શૃંગારના અંગરૂપે તેમનામાં માધુર્ય જ વધારે પ્રમાણમાં પ્રતીત થાય છે એવો અર્થ સમજવાનો છે.

ઓજોગુણનું લક્ષણ તેઓ સૂત્ર ૯૯/ = સૂત્ર ૪/૫માં આપે છે. તે પ્રમાણે ઓજોગુણ 'દીપ્તિ'નો હેતુ છે, અને અનુક્રમે વીર, બીભત્સ, અને રૌદ્રમાં અધિક માત્રામાં જણાય છે. દીપ્તિ એટલે 'ચિત્તનો વિસ્તાર'. ક્રમથી અધિક એટલે વીરથી બીભત્સમાં, તથા બીભત્સથી અદ્ભુતમાં અતિશય માત્રામાં ઓજોગુણ રહેલો છે.

**વિવેકમાં તેઓ એક વાત એ પણ નોંધે છે કે, अकुण्ठो० વગેરે(શ્લોક ૪૨૬, મૂળમાં, એજન)માં શૃંગારને પ્રતિકૂળ 'વર્ણો' છે. અહીં 'વર્ણોને સમાસ અને રચના માટે ઉપલક્ષણરૂપે જાણવા. આથી માધુર્ય, ઓજસ્, અને પ્રસાદના, વ્યંજક વર્ણો જ્યારે કહેવાઈ ગયા ત્યારે 'વૃત્તિ'ઓ અને 'રીતિ'ઓ પણ કહેવાઈ ગયેલી જાણવી. કેમ કે, તેમનું (= વૃત્તિ, રીતિનું) સ્વરૂપ તેમનાથી (= સમાસોની સ્થિતિરૂપ વૃત્તિ, અને વર્ણરચના રૂપ રીતિ) હોવાથી મૂળે વર્ણોથી અવ્યતિરિક્ત છે. હેમચન્દ્ર વૃત્તિ / રીતિ વિચારને આ રીતે મમ્મટને અનુસરીને લગભગ કાઢી નાખે છે. લોચનમાં પણ વૃત્તિઓને અનુપ્રાસના પ્રકારો કહીને તેમના સ્વતંત્ર સ્થાનને અવગણવામાં જ આવ્યું હતું કેમ કે, ઉદ્ભટ વગેરેએ એ જ રૂપે વૃત્તિઓ ઓળખાવી હતી.**

**સૂત્ર** ૧૦૦(=સૂત્ર ૪/૬)માં હેમચન્દ્ર ઓજોગુણના વ્યંજક વર્ણો ગણાવે છે. તે પ્રમાણે - (ક, ચ, ત અને પ વર્ગના ) દરેકના પ્રથમ વર્ણ સાથે જે તે વર્ગના બીજા વર્ણ, અને દરેક વર્ગના તૃતીય વર્ણ સાથે જે તે વર્ગના ચતુર્થ વર્ણનું જોડાણ, તથા કોઈ પણ સાથે ઉપર કે નીચે રેફનું જોડાણ, તુલ્ય વર્ણોનો યોગ (-૨, ચ, ત્ત, વ.), 'ટ' વર્ગ 'ણ' સિવાયનો, શ અને ષ; (આટલા વર્ણો), દીર્ઘ સમાસ અને કઠોર રચના - ઓજો ગુણની વ્યંજક મનાય છે.

સૂત્ર ૧૦૧ (સૂત્ર ૪/૭) જણાવે છે કે, ચેતોવિકાસનો હેતુ 'પ્રસાદ' ગુણ છે જે બધા જ રસ, ભાવ, રચનાઓ વિશે સર્વસાધારણ છે. હેમચન્દ્ર સમજાવે છે કે 'વિકાસ' એટલે જેમ સૂકા બળતણને અગ્નિ વ્યાપી વળે, સ્વચ્છ જળ (જેમ કોરા કપડાને) વ્યાપી વળે એ રીતે ચિત્તને વ્યાપી વળવાની ક્ષમતા.

સૂત્ર ૧૦૨ (-સૂત્ર ૪/૮) સમજાવે છે કે, સાંભળતાંની સાથે જ અર્થનો બોધ કરાવે તેવાં વર્ણો, સમાસો અને રચનાઓ અહીં પ્રસાદમાં વ્યંજક મનાયાં છે.

આના અનુસંધાનમાં આચાર્યશ્રી એક મહત્ત્વનું વિધાન કરે છે કે, માધુર્ય, ઓજસ્ અને પ્રસાદના વ્યંજક વર્ણો એ જ અનુક્રમે ઉપનાગરિકા, પરુષા અને કોમલા નામે વૃત્તિઓ છે. એમને જ વૈદર્ભી, ગૌડીયા અને પાંચાલી રીતિઓ કેટલાક બીજા અલંકારિકો કહે છે. આ વાતના ટેકામાં આચાર્ય કાવ્યપ્રકાશ(૯/૮૦, ૮૧)માંથી ઉદ્ધરણો ટાંકે છે.

હવે એક વિગત એ નોંધવાની કે પૂર્વાચાર્યોના પ્રયત્નો છતાં વૃત્તિ, રીતિ અને સંઘટનાના વિચારોનું પાકું જીણ બંધાયું જ નહિ. આ વિચારો કેવળ અસ્પષ્ટ hazzy / nebulous રહ્યા. 'વર્ણ-વિન્યાસ'ની કુશળતા 'રીતિ' રૂપ, સમાસ વિન્યાસની તરકીબો સંઘટના રૂપ તથા 'વૃત્તિ' તત્ત્વમાં વર્ણોની વિશેષતા અને સમાસોની વિશેષતા તથા અનુપ્રાસની વિશેષતાઓની ભેળસેળ, આ બધું 'વૃત્તિ' વિચારમાં જોવા મળે છે. વળી શબ્દવૃત્તિઓ ઉપનાગરિકા વગેરે, તથા અર્થવૃત્તિઓ, કૈશિકી વગેરે, તેમાં કૈશિકી વગેરે નાટ્યના સંદર્ભમાં યોજાય છે. આ બધી વિગતોમાં ઐતિહાસિક વિકાસક્રમની નજરે જોતાં કોઈ ચોક્કસ કંડારેલી પરિભાષાઓ પ્રગટતી નથી. આથી જ આનંદવર્ધને – તેમના સ્વરૂપ / સ્વભાવની ચર્ચા કર્યા વગર, જો કે તેમણે 'સંઘટના' તત્ત્વને વિશેષ વજન આપ્યું હતું અને તેને 'સમાસ' તત્ત્વ સાથે જોડી હતી, – આ ત્રણેને રસનાં વ્યંજક તત્ત્વો તરીકે આવકાર્યાં હતાં. પણ અભિનવગુપ્ત અને ઉત્તરવર્ત્તી મમ્મટ વગેરે આચાર્યો આનંદવર્ધનનું મન કળી ગયા હતા અને રીતિ, વૃત્તિ વગેરે પરંપરાઓ તેમને વર્ણો, સમાસોના વિનિયોગથી અતિરિક્ત જણાઈ ન હતી અને 'ગુણ' વિચારના સીધા સ્વીકાર સાથે આ બધી પરંપરાઓ ફિક્કી પડી ગઈ તથા દૂર હડસેલાઈ ગઈ. મમ્મટે તો ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું કે, માધુર્યના વ્યંજકવર્ણોના સ્વીકાર સાથે ઉપનાગરિકા વૃત્તિ, ઓજોગુણના વ્યંજકવર્ણોના સ્વીકારની સાથે પરુષાવૃત્તિ તથા ત્રીજી કોમલા ત્રણે વર્ણવિન્યાસથી ભિન્ન નથી. આ વૃત્તિઓને જ કેટલાક આચાર્યો વૈદર્ભી, ગૌડી અને પાંચાલી રીતિઓ કહે છે એમ કહીને વર્ણવિન્યાસમૂલક ગુણોનું પ્રાધાન્ય સ્વીકારી વૃત્તિ / રીતિવિચારને તેમણે લગભગ તિલાંજલિ આપી દીધી. આચાર્યશ્રીને તો મમ્મટનો શબ્દ સુલભ હતો તેથી તેમને આ અંગે કોઈ ગૂંચ જણાઈ જ નહિ. છતાં આલંકારિકો 'વર્ણો' અને 'ગુણ' તત્ત્વની કાયમી સગાઈ તો ન જ સ્થાપી શક્યા. તેથી 'ગુણો'ને ઉપચારથી જ શબ્દાર્થધર્મો કહ્યા, પણ વાસ્તવમાં 'રસધર્મો' માન્યા, કેમકે હેમચન્દ્ર જણાવે છે તે પ્રમાણે (સૂત્ર ૧૦૩ -સૂત્ર ૪/૯) વક્તા, વાચ્યવિષય, અને પ્રબંધના (=કાવ્યપ્રકારના) ઔચિત્યના સંદર્ભમાં જે તે વર્ણોની જે તે ગુણો વિશે વ્યંજકતા ઉપર નિયત થઈ છે તેમાં અન્યથાત્વ પણ જોવા મળે છે. ઉદ્ધત સ્વભાવનું ભીમસેન જેવું પાત્ર હોય તો જે વાત કરવાની છે તેમાં ક્રોધનું તત્ત્વ ન હોય તો પણ વર્ણોની ઉદ્ધતતા / કઠોરતા આવી જાય છે. આવું કાવ્યપ્રકારના વૈશિષ્ટ્યમાં પણ જોવા મળે છે. આ વિગતો આચાર્ય આનંદવર્ધન તથા મમ્મટનાં

મંતવ્યોને સ્વીકારીને જણાવે છે. આ સાથે હેમચન્દ્રનો 'ગુણ' વિચાર-વિમર્શ અહીં પૂરો થાય છે.

**અધ્યાય ૫ અને અધ્યાય ૬માં શબ્દાલંકારો અને અર્થાલંકારોની ચર્ચા હેમચન્દ્ર કરે છે.** તેમણે કાવ્યલક્ષણમાં 'सालङ्कारौ शब्दार्थौ' એવું વિધેયાત્મક નિરૂપણ કર્યું હતું અને તેમાં મમ્મટના 'अनलङ्कृती पुनः क्वापि'ની સરખામણીમાં વધારે બળ હતું. આમ છતાં તેમની અલંકાર-મીમાંસા બહુ સ્તુત્ય જણાતી નથી. એ વાત બહુ સ્પષ્ટ છે કે, જેમ ચિત્રકાર રેખાના વળાંકો જેમ જેમ જુદી જુદી રીતે ઉપસાવે તેમ તેમ નવાં નવાં ચિત્રો આવિર્ભાવ પામે, એ જ રીતે કવિઓ પોતાના કલ્પના-તરંગો પ્રમાણે જે નવ-નવીન પ્રયોગો કરે, તે દરેકની વૈયક્તિકતાના સંદર્ભમાં દંડીએ એ વાત કહી હતી કે અલંકારો તો આજે પણ વધે જ જાય છે, कस्तान् कार्त्स्न्येन वक्ष्यति ? અલંકારોને તેમની અખિલાઈમાં કોણ નિરૂપી શકે ? કેમ કે, વાગ્ વિકલ્પો અનંત છે. આથી જ મમ્મટ વગેરેએ પણ ઘણી મોટી સંખ્યામાં આ કવિ-કર્મ-ચમત્કારને સ્વીકારીને સમજાવવા કોશિશ કરી હતી. આનંદવર્ધને બહુ સ્પષ્ટ રીતે એ સમજાવ્યું હતું કે, રસાભિવ્યક્તિના પ્રયત્નની સાથે સાથે 'अपृथग्यत्ननिर्वर्त्य' જેના નિરૂપણમાં કોઈ જુદો ખાસ પ્રયત્ન કરવો પડતો નથી. અર્થાત્ જે સ્વાભાવિક રીતે રસલક્ષી કવિના ચિત્તમાં 'अहमहमिकया' હું પહેલો, હું પહેલો, એમ કહીને પરિસ્ફુરિત થાય છે, જેમ બાણ કે માઘ, કે કાલિદાસ વગેરે સાહિત્ય સ્વામીઓના નિરૂપણમાં તેવો અલંકાર રસવ્યંજક મનાયો છે. તથા - "न तेषां बहिरङ्गत्वं रसाभिव्यक्तौ" અર્થાત્ રસની અભિવ્યક્તિ(=વ્યંજના)માં તેમનું (=અલંકારોનું) 'બહિરંગત્વ' નથી. અલંકાર એટલો જ અંતરંગ છે, જેટલું બીજું કોઈ પણ રસવ્યંજક તત્ત્વ. અલંકારોનો સમુચિત વિનિયોગ - सम्यक् विनिवेश - રસ માટે આવકાર્ય છે એ આનંદવર્ધને સ્પષ્ટ કર્યું. સાથે તેના અતિરેકનાં ભયસ્થાનો પણ બતાવ્યાં. આથી જ હેમચન્દ્રે પણ સામાન્ય લક્ષણ આપતાં તેમને ગુણની સાથે જ રસના ઉત્કર્ષહેતુઓ ( સૂત્ર ૧/૧૨) કહ્યા છે. અધ્યાય ૫માં અને ૬માં અનુક્રમે શબ્દાલંકારો અને અર્થાલંકારોની વિશેષ ચર્ચા કરી છે. આચાર્યશ્રીએ શબ્દાલંકારોની ચર્ચામાં ભરતથી રુદ્રટ અને મમ્મટ સુધી વિકસેલા જે તે અલંકારો અને ભેદોપભેદો મર્યાદિત કર્યા છે અને અધ્યાય ૬માં માત્ર ૨૯ અર્થગત અલંકારો ચર્ચ્યા છે. આ સંખ્યાનિયંત્રણ અસ્વાભાવિક છે. કવિની કલમ જે જે વળાંક લે ત્યાં ત્યાં નવો અલંકાર આવિર્ભાવ પામી શકે એ વિગતનો અનાદર કરી અલંકારોની સંખ્યા તેમણે નિયંત્રિત કરવા પ્રયત્ન કર્યો છે. જો કે તેમાં પણ, રુદ્રટ કે રુય્યકની માફક અલંકારભેદના મૂળમાં રહેલાં તત્ત્વો ઔપમ્ય, વિરોધ, શૃંખલા વગેરે ધ્યાનમાં લઈને મોટા વર્ગો પાડ્યા હોત તો કદાચ તેમનું નિરૂપણ વધુ શાસ્ત્રીય જણાત. પણ કેવળ સંખ્યાનિયંત્રણ પાછળ તો, જેમ કુંતકમાં તેમ હેમચન્દ્રમાં કોઈ વ્યવસ્થિત તર્ક કામ કરતો જણાતો નથી. આપણે જો કુંતક કે હેમચન્દ્રને તેમના અલંકારનિરૂપણની અવ્યવસ્થા સાથે સ્વીકારીએ તો આપણે ભોજ, મમ્મટ, રુય્યક, વિદ્યાનાથ, વિશ્વનાથ, અને ખાસ તો શોભાકરમિત્ર, અપ્પય્ય દીક્ષિત અને પંડિતરાજ જગન્નાથને વિદાય આપી દેવી પડે. વાસ્તવમાં અપ્પય્યદીક્ષિતની ચિત્રમીમાંસા અને જગન્નાથ પંડિતનું અલંકારનિરૂપણ વિશ્વભરમાં સૌંદર્યશાસ્ત્ર

(aesthetics)—ખાસ કરીને સાહિત્યના સંદર્ભમાં સૌંદર્યશાસ્ત્ર—ની એક અનુપમ સિદ્ધિ છે, જેનાથી ભારત ગૌરવાન્વિત થયું છે. હેમચન્દ્રની અલંકાર મીમાંસા અધૂરી, અપૂર્ણ અને અપ્રતીતિકર છે. એટલું વિચારી એ અંગેનો આપણો વિમર્શ અહીં પૂરો કરીશું.

અધ્યાય ૫ અને ૬ સુધીમાં આચાર્યશ્રીએ ૧૪૩ સળંગસૂત્રો પ્રયોજ્યાં છે જેમાં અધ્યાય ૫ના સૂત્ર ૯ અને અધ્યાય ૬ના સૂત્ર ૩૧નો સમાવેશ થાય છે.,

કાવ્યાનુશાસનના અધ્યાય ૭ અને ૮ને આચાર્યશ્રીએ વિશેષ રીતે પ્રયોજ્યા છે. સામાન્ય રીતે નાયક-નાયિકાવિચાર, તથા દશ રૂપક, અને ઉપરૂપકોનો વિચાર, નાટ્યશાસ્ત્રીય ગ્રંથોમાં કરવામાં આવતો હતો. "तेषां अन्यत्र विस्तरः" આવું કહીને ભામહ, દંડી, વામન વગેરે પૂર્વાચાર્યોએ શુદ્ધ સાહિત્યમીમાંસામાંથી નાટ્યસ્વરૂપોને તથા નાટ્યમીમાંસાને બાકાત રાખ્યાં હતાં, આની પાછળ એક ચોકકસ તર્ક પણ હતો અને તે એ કે નાટ્યકળા અને સાહિત્યકળા બન્ને એકબીજાથી નિરપેક્ષ અને સ્વતંત્ર કળાઓ છે તે વાતની સ્પષ્ટ સમજૂતી આ વિદ્વાન આલોચકોને હતી. નાટ્યકળા એ એક સંકુલ કળા છે અથવા કહો કે, કળાઓનું સંકુલ છે જેમાં ગીત, વાદ્ય, નૃત્ય, ચિત્ર, સાહિત્ય, સ્થાપત્ય અને મુખ્યત્વે અભિનયકળાઓ જોડાય છે. આમ છતાં 'અભિનયકળા' એ એનું પોત છે. બાકીની બધી જ કળાઓ તેમાં પરિચારિકા રૂપે જોડાય છે, 'નાટક' પહેલું અને છેલ્લું 'નાટક' હોવું જરૂરી છે, તે 'સાહિત્ય' હોય કે ન હોય એનું કોઈ મહત્ત્વ નથી. અલબત્ત કાલિદાસ કે શેક્સપિયર જેવા મહાન કલાકારોના હાથમાં સાહિત્ય / નાટ્યનું અદ્‌ભુત સંયોજન સધાય છે તે ઈશ્વરની મોટી કૃપા છે. પણ નાટ્યને ભોગે સાહિત્ય ઉત્તમ નાટ્યકારો ક્યારેય પસંદ ન કરે. આથી જ નાટ્યશાસ્ત્રનો સ્વતંત્રશાસ્ત્ર રૂપે વિકાસ ભારતમાં થયો છે. એક અકસ્માત છે કે સૌંદર્યશાસ્ત્રીય ગ્રંથોમાં સહુથી પ્રાચીન ઉપલબ્ધ ગ્રંથ તે ભરતનું નાટ્યશાસ્ત્ર છે. **પણ અનુપલબ્ધ હોવાથી સાહિત્યશાસ્ત્રનો ઉદય નાટ્યશાસ્ત્રમાંથી થયો એમ માનવું એ પણ બુદ્ધિની સુંવાળપ જ છે.** વાસ્તવમાં સૌંદર્યાનુભૂતિના સિદ્ધાંત રસવિચાર-aesthetic experience-કલાનુભુતિ-ના વિચારનો આરંભ કઈ કળાના સંદર્ભમાં થયો, ખાસ તો ભારતમાં, તેનો નિર્ણય થઈ શકે તેમ નથી. શ્રી ગણેશ ત્ર્યંબક દેશપાંડે એમ માને છે, અને ખૂબ આલંકારિક શૈલીમાં અર્થવાદ કરતાં જણાવે છે કે, સાહિત્યશાસ્ત્રનો સ્વતંત્ર સંસાર પાછળથી વિકસ્યો. મૂળ તો ભરતે પોતાના નાટ્યશાસ્ત્રમાં (પ્રકરણ ૧૬, g.o.s. edn.) સાહિત્યશાસ્ત્રીય મદ્દાઓ-ગુણ, દોષ, લક્ષણ, અલંકાર-ને વાચિક અભિનયના સંદર્ભમાં વિચાર્યા તેથી શ્રી દેશપાંડે એવું માની બેઠા કે સાહિત્યશાસ્ત્રને, પોતાની સ્વતંત્ર ગંગોત્રી જ નહોતી ! **આવી જ રીતે ડૉ. સુશીલ કુમાર દે અને ડૉ. કાણે સાહેબે પણ રસવિચારનાં મૂળ નાટ્યકળાના સંદર્ભમાં જોયાં અને આલંકારિકોએ રસવિચારને સાહિત્યમીમાંસામાં પાછળથી આવકાર્યો એવી વાતો કરી તે પણ અશ્રદ્ધેય છે, કેમ કે, ભરતમાં પણ 'નાટ્યરસ'ની સાથે 'કાવ્યરસ'ના ઘણા સ્પષ્ટ ઉલ્લેખો આવે છે** તથા લક્ષણ, ગુણ, દોષ, અલંકાર

વગેરેનો વિનિયોગ 'કાવ્યરસ'ના સંદર્ભમાં કરવાનું તેમનું શાસન છે. ટૂંકમાં 'કાવ્યરસ' એ પાછળથી, ઉછીનો લઈને પ્રયુક્ત કરાયેલો વિચાર ન હતો. વાસ્તવમાં આ બન્ને કળાઓ સ્વતન્ત્રરૂપે સહજરૂપે વિકસી હશે. તેમની આનુપૂર્વી નક્કી કરી શકાય તેમ નથી. વાસ્તવમાં મોટો બાળક પોતાના નાના ભાઈ કે મિત્રને અરેબિયન નાઈટ્સની અલાદીનની વાર્તા કહેતો હોય ત્યારે નદીમાંથી મળેલા સીસામાંથી વાયુરૂપે રાક્ષસ બહાર નીકળ્યો અને પછી ઊંચો ને ઊંચો વધતો ગયો, આકાશ જેટલો, – વગેરે વિગતોનું વર્ણન થાય ત્યારે સ્વાભાવિક રીતે વર્ણનની સાથે થોડો અભિનય વણાઈ જાય. આમ વર્ણનકલા અને અભિનયકલા અને તેથી સાહિત્યમીમાંસા અને નાટ્યમીમાંસા એક સિક્કાની બે બાજુઓની માફક જોડાયેલી વિચારવી એ જ શ્રદ્ધેય વાત થઈ.

પરિણામે જે ભરતના પ્રધાનરૂપે નાટ્યશાસ્ત્રીય ગ્રંથમાં સાહિત્યશાસ્ત્રના મુદ્દા વણાયા છે, તે રીતે અનુગામી અલંકારિકો સાહિત્યમીમાંસા દરમ્યાન આંશિક રીતે નાટ્યમીમાંસા કરવાનું ટાળી ન શક્યા. **પરિણામે આપણે જોઈએ છીએ કે, ઉપલબ્ધ સામગ્રીના સંદર્ભમાં વિચારતાં, આચાર્ય હેમચન્દ્રનું કાવ્યાનુશાસન આ દિશાનું મહત્ત્વનું પ્રસ્થાન બની રહે છે.** અને પછી વિશ્વનાથે પણ એવો જ પ્રયોગ કર્યો. વિશ્વનાથે રસવિચારણાની સાથે સાથે જ વિભાવવિચારણાના સંદર્ભમાં નાયકાદિ વિચારણા વણી લીધી. આથી તેઓ 'રીતિ' વિશે એક સ્વતંત્ર (પરિચ્છેદ ૯) પ્રકરણ આપી શક્યા. છઠ્ઠા પરિચ્છેદમાં કાવ્યભેદોની ચર્ચામાં દશ્ય / શ્રવ્યભેદનો પાયાનો નિર્દેશ કરી તેમણે સમગ્ર દશ્યકાવ્યમીમાંસા – જેમાં રૂપક, ઉપરૂપક, વિચાર આવી જાય છે, – તેમણે કરી લીધી. હેમચન્દ્રની વ્યવસ્થા એક રીતે વધુ ઘટ્ટ અથવા સુસંબદ્ધ છે. કેમ કે તેમણે માત્ર આઠ અધ્યાયોમાં આ બન્ને મીમાંસાઓ સમાવી છે. વળી કવિશિક્ષા, કાવ્યાર્થહરણ તેના અંશ રૂપે - વગેરે પણ આવરી લીધા છે. પણ વિશ્વનાથની માફક તેઓ રીતિવિચાર સ્વતંત્ર રીતે કરતા નથી. કાવ્ય નાયક વગેરેથી ગૂંથાયેલું હોય છે. માટે નાયકવિચાર કરાયો છે. એવો તર્ક હેમચન્દ્ર સાતમા અધ્યાયની શરૂઆતમાં સૂચવે છે. પણ તેને સ્થાને રસવિચારના અંગરૂપે વિભાવવિચારણામાં આલંબનવિભાવરૂપે નાયક / નાયિકા વિચાર આવરી લેવાની વિશ્વનાથની વ્યવસ્થા વધુ તર્કસંગત લાગે છે. વિશ્વનાથે છઠ્ઠા પરિચ્છેદમાં કાવ્યનો સ્વરૂપલક્ષી વિચાર હાથ ધરીને દશ્ય / શ્રવ્યભેદ પાડી સમગ્ર રૂપકવિચાર તેમાં સમાવ્યો છે. તેવું જ આચાર્યશ્રીએ આઠમા અધ્યાયમાં કર્યું છે. બન્ને આલંકારિકો એ વિગતથી સુજાણ છે કે, કાવ્યના ધ્વનિ, ગુણીભૂતવ્યંગ્ય અને ચિત્ર એવા પ્રકારો, જેના સંદર્ભમાં મમ્મટથી આરંભીને ઉત્તમ, મધ્યમ, અને અવર એવા કાવ્યભેદો પ્રચલિત કરાયા તે વિવેચનલક્ષી વર્ગીકરણ છે, નહિ કે સ્વરૂપલક્ષી; આથી જ કાવ્યભેદની એ વિવેચનલક્ષી ચર્ચામાં દશ્ય / શ્રવ્ય વગેરે ભેદ આ વિદ્વાન આલંકારિકોએ ગણાવ્યા નથી. રુદ્રટ, ભોજ વગેરેએ પણ નાયકાદિ વિચાર તથા રૂપકવિચાર પોતાની રીતે કર્યો જ છે.

**અધ્યાય ૭માં** હેમચન્દ્ર આરંભમાં નોંધે છે કે, કાવ્ય નાયક વગેરેથી પ્રતિબદ્ધ હોય છે.

આથી નાયક વગેરેનું લક્ષણ હવે કહેવાશે. સહુ પ્રથમ તેઓ જણાવે છે કે પુરુષો અને સ્ત્રીઓની ઉત્તમ, મધ્યમ અને અધમને ભેદે કરીને ત્રિરૂપ પ્રકૃતિ = સ્વભાવ જણાય છે. કેવળ ગુણો જ, ગુણોવાળો સ્વભાવ હોવો તે 'ઉત્તમ'. ઓછા દોષવાળી પ્રકૃતિ તે 'મધ્યમ' અને (કેવળ દોષવાળી તે અધમ પ્રકૃતિ છે.) હેમચન્દ્ર જણાવે છે કે, અધમ પ્રકૃતિના નાયક-નાયિકાના અનુચરો તે વિટ, ચેટી, વિદૂષક વગેરે હોય છે. આચાર્યશ્રી નોંધે છે કે, "अधमप्रकृतयो नायकयोरनुचरा विटचेटीविदूषकादयो भवन्ति ।" **આ વિધાન બરાબર નથી.** એટલા માટે કે ઉત્તમ પ્રકૃતિના દુષ્યન્ત વગેરે નાયકોની સાથે પણ વિદૂષક જોવા મળે છે. 'વિટ' એ જેમ શૂદ્રકના 'શકાર' સાથે તેમ અન્ય સારાં પાત્રો સાથે પણ હોય છે. 'ચેટી' વગેરે ઉત્તમ પ્રકૃતિની રાણીઓના સંદર્ભમાં પણ જોવા મળે છે. આથી આ વિધાન આચાર્યે કયા સંદર્ભમાં કર્યું તે સ્પષ્ટ થતું નથી.

**નાયકવિચાર હાથ ધરતાં** (સૂત્ર, ૧૪૪/સૂત્ર ૭/૧) આચાર્ય જણાવે છે કે ઉત્તમ, અને મધ્યમ પ્રકૃતિવાળો નાયક હોય છે. આચાર્ય જણાવે છે કે બધા જ ગુણોવાળો આખીય કથાને વ્યાપીને રહેલો નાયક હોય છે. 'સમગ્રગુણ' એટલે નેતૃત્વ વગેરે ગુણવાળો, અને આગળ ભરતની પરંપરામાં જણાવ્યા મુજબ 'શોભા' વગેરે ગુણોથી યુક્ત નાયક હોય છે. હેમચન્દ્ર જણાવે છે કે નેતૃત્વાદિ ગુણોના બાહુલ્યને કારણે મધ્યમ પ્રકૃતિવાળા(નાયક)માં પણ બધા જ ગુણો રહેલા જાણવાના છે. નેતાના ગુણો તેઓ દશરૂપક ૨/૧,૨ પ્રમાણે નિર્દેશે છે. **એક વાત એ નોંધવાની કે કાશ્મીરી પરંપરાનું પ્રવર્તન આચાર્યે કર્યું છે, છતાં માલવ પરંપરામાંથી જે ગ્રાહ્ય જણાયું તેનો આદર પણ તેઓ જરૂર કરે છે.**

'કથાવ્યાપી' એ પદ સમજાવતાં આચાર્ય જણાવે છે કે, 'કથા' એટલે કે પ્રબંધ, અર્થાત્ મોટી રચના. તેમાં વ્યાપેલો તે નાયક. 'નાયક' પદની વ્યુત્પત્તિ સમજાવતાં હેમચન્દ્ર નોંધે છે કે, "नयति व्याप्नोति इतिवृत्तं फलं चेति नायकः" અર્થાત્ દોરી જાય છે. (= નેતૃત્વ કરે છે), વ્યાપે છે, (સમગ્ર) ઇતિવૃત્તને અને (પ્રધાન) ફળને, તે થયો 'નાયક'.

સૂત્ર ૧૪૫(૭/૨)માં નાયકના આઠ સાત્ત્વિક ગુણો આચાર્ય ગણાવે છે. તે છે શોભા, વિલાસ, લલિત, માધુર્ય, સ્થૈર્ય ગાંભીર્ય, ઔદાર્ય અને તેજ. આ ગુણો 'सत्त्वजाः' છે. અર્થાત્ 'सत्त्व' કહેતાં 'દેહવિકાર'; તેમાંથી જન્મેલા.

આ પછી આ દરેક, શોભા વગેરે ગુણોનાં લક્ષણ અને ઉદાહરણો આચાર્ય સૂત્ર ૧૪૬થી ૧૫૩ (સૂત્ર ૭/૩-૧૦) એમ આઠ સૂત્રોમાં ચર્ચે છે. તે પછી સૂત્ર **૧૫૪**માં (સૂત્ર ૭/૧૧) **નાયકભેદનું નિરૂપણ** કરે છે. નાયક ધીરોદાત્ત, ધીરલલિત, ધીરશાન્ત, અને ધીરોદ્ધતને ભેદે કરીને ચતુર્ધા પ્રાપ્ત થાય છે, 'ધીર' શબ્દ પ્રત્યેક પ્રકાર સાથે જોડાય છે. આ દરેક પ્રકારનો નાયક **(પ્રણયવ્યવહારની દૃષ્ટિએ)** દક્ષિણ, ધૃષ્ટ, અનુકૂલ અને શઠ એમ પ્રત્યેક ચાર પ્રકારનો છે. ધીરોદાત્ત

વગેરેનાં લક્ષણ આચાર્ય સૂત્ર ૧૫૫-૧૫૮(સૂત્ર ૭/૧૨-૧૫)માં આપે છે. આ બધું ભરત, ધનંજય, ધનિક વગેરેમાં નિરૂપિત પરંપરા પ્રમાણે જ છે. આચાર્ય ભરત(નાટ્યશાસ્ત્ર ૨૪,૧૮,૧૯ G.O.S.)માંથી ઉદ્ધરણો આપીને જણાવે છે કે, દેવો ધીરોદ્ધત, (મનુષ્ય) રાજાઓ ધીરલલિત, સેનાપતિ અને અમાત્ય ધીરોદાત્ત ગણાય છે. બ્રાહ્મણો અને વણિક પાત્રો ધીરશાન્ત છે. આમ ચાર પ્રકારના નાયકો છે. અહીં એ ધ્યાનમાં રાખવાનું કે 'નાયક' શબ્દ 'પુરુષપાત્ર' માટે અને નાયિકા શબ્દ 'સ્ત્રીપાત્ર' માટે પણ પ્રયોજાય છે. 'વિવેક'માં (પૃ. ૪૧૧ એજન) આચાર્યશ્રીએ આ નાયકભેદોને સ્પષ્ટ કરતી એક ચર્ચા ધનિકકૃત અવલોક-ટીકામાંથી સીધી ઉતારી છે એવું ડૉ. કુલકર્ણી અને પ્રો. પરીખ નોંધે છે. તેનો સાર એ છે કે, સામાન્ય રીતે દેવો વગેરે વિશે જે ધીરોદ્ધતત્વ વગેરે સમજાવ્યું તે નિયમમાં, પરિસ્થિતિ પ્રમાણે, અહીં તહીં ફેરફાર પણ જોવા મળે છે.

આ પછી, સૂત્ર ૧૬૩(સૂત્ર ૭/૨૦)માં હેમચન્દ્ર નાયક વડે જેને જીતવાનો છે તે પ્રતિનાયક; જેવો કે રામ અને યુધિષ્ઠિર વિશે રાવણ અને દુર્યોધન—ની ચર્ચા કરે છે.

સૂત્ર ૧૬૪(સૂત્ર ૭/૨૧)માં 'ત્રિવિધ' **નાયિકાનો** વિચાર કરાયો છે. જે તે ગુણવાળા નાયક જોડે સ્વભાવથી ગોઠવાય તેવી = તદ્‌ગુણા નાયિકા, 'સ્વકીયા' 'પરકીયા' અને 'સામાન્યા' એમ ત્રણ પ્રકારની ગણાવાઈ છે. સ્વકીયા પણ મુગ્ધા, મધ્યા અને પ્રૌઢારૂપે ત્રિવિધ છે. (સૂત્ર ૭/૨૩). ઉમ્મર અને કૌશલના સંદર્ભમાં આ વિભાજન વિચારાયું છે. તેમાંય વળી (સૂત્ર ૭/૨૪, સળંગસૂત્ર ૧૬૭) મધ્યા અને પ્રૌઢા ધીરા, ધીરાધીરા (ધીર અને અધીર) અને અધીરા એમ ત્રણ પ્રકારના સ્વભાવવાળી છે. આમ મધ્યા અને પ્રૌઢા છ પ્રકારની થઈ. તે પછી જયેષ્ઠા અને કનિષ્ઠા મળી કુલ બાર પ્રકારની **સ્વસ્ત્રી પ્રાપ્ત થાય છે**. પહેલી પરણેલી તે જયેષ્ઠા = મોટી, અને બીજી પરણેલી તે કનિષ્ઠા અર્થાત્ નાની (બૈરી) સમજવી. સૂત્ર ૭/૨૬માં મધ્યા (બધા પ્રકારની ) કેવી રીતે ક્રોધ વ્યક્ત કરે છે તે દર્શાવ્યું છે. પ્રૌઢા ધીરા વગેરેની ક્રોધની અભિવ્યક્તિ(સૂત્ર ૭/૨૭)માં દર્શાવી છે, જે વધુ ઉગ્ર છે.

પારકાને વરેલી તે **પરસ્ત્રી,** (સુત્ર ૨૮) - તે અઙ્ગી રસમાં ઉપકારક નથી તેથી તેનો વિસ્તારથી વિચાર આચાર્ય નથી કરતા. 'કન્યા' અપરિણીત હોવા છતાં પોતાના મા-બાપ પર આધારિત હોવાથી 'પરસ્ત્રી' જ ગણાય છે. સૂત્ર ૭/૨૯(સળંગ સૂત્ર ૧૭૨)માં 'સામાન્યા' તે 'ગણિકા' એવી સમજ અપાઈ છે. તે પછી સૂત્ર ૧૭૩ / સૂત્ર ૭/૩૦માં સ્વ કે પારકી સ્ત્રીની (પ્રેમના વ્યવહારના સંદર્ભમાં) આઠ અવસ્થાઓ ગણાવાઈ છે. તે છે, સ્વાધીનપતિકા, પ્રોષિતભર્તૃકા, ખંડિતા, કલહાંતરિતા, વાસકસજ્જા, વિરહોત્કણ્ઠિતા, વિપ્રલબ્ધા, અને અભિસારિકા. આ બધું સોદાહરણ આચાર્ય સમજાવે છે. તેઓ જણાવે છે કે, (સૂત્ર ૭/૩૧) પરસ્ત્રીઓ એટલે કે પરણેલી (પારકાને) અને કન્યા છેલ્લી ત્રણ અવસ્થાવાળી જોવા મળે છે, જેમ

કે મળવાનો જે સંકેત કર્યો હોય તેની પહેલાં વિરહોત્કંઠિતા, પછી વિદૂષક કે એવા કોઈ પાત્ર સાથે નાયકને, મળવા અભિસરણ કરતી અભિસારિકા, અને કોઈ પણ કારણે (નાયક) સમાગમ ન થતાં છેતરાયેલી - 'વિપ્રલબ્ધા' એમ છેલ્લી ત્રણ અવસ્થાઓ આ સંદર્ભમાં જોવા મળે છે.

**પ્રતિનાયિકા** (સૂત્ર ૧૭૫, ૭ /૩૨) તે ઈર્ષ્યાયુક્ત સપત્ની છે. આચાર્ય જણાવે છે કે નાયિકાઓની દૂતીઓ લોકસિદ્ધ છે તેથી તેમનો વિચાર પોતે કર્યો નથી. સૂત્ર(૧૭૬ (સૂત્ર ૭ / ૩૩)માં સ્ત્રીઓના વીસ **'સત્ત્વજ' અલંકારો વિચારાયા છે**, જે સંવેદન રૂપે રજૂ કરાય છે. તેનાથી ભિન્ન, અર્થાત્ દેહધર્મરૂપે રહેલું છે તે થયું 'સત્ત્વ'. તેમાંથી જન્મતા તે 'સાત્ત્વિક' અથવા 'સત્ત્વજ' અલંકારો; આચાર્યશ્રી અહીં ભરતમાંથી ઉદ્ધરણ (નાટ્યશાસ્ત્ર ૨૨/૬, ğ.o.s.) ટાંકે છે - 'देहात्मकं भवेत् सत्त्वम्' રાજસ્ અને તામસ્ શરીરમાં આ અલંકારો સંભવતા નથી. આચાર્ય કહે છે કે ચંડાળ સ્ત્રીઓ(= હલકા કુળની સ્ત્રીઓ)માં પણ રૂપ, લાવણ્ય વગેરે સંપત્તિ જોવા મળે છે, પણ આ 'ચેષ્ટાલંકારો' (= વર્તનના અલંકારો) જોવા મળતા નથી. અને કદાચ જો તેમનામાં તે જણાય તો તે જે તે નાયિકાનું ઉત્તમકુળ (= તેની ઉત્તમતા) જ સૂચવે છે. **આ અલંકારો દેહમાત્ર પર આધારિત છે, ચિત્તવૃત્તિરૂપ નથી.** યૌવનમાં તે ખીલેલા સ્વરૂપે, બાળપણમાં ન ઉગેલા રૂપે અને વાર્ધક્યમાં તિરોભૂત થયેલા જણાય છે. આ અલંકારો જો કે પુરુષના પણ હોય છે છતાં તે સ્ત્રીઓના જ છે એ રીતે સ્ત્રીઓ વિશે જ નિરૂપાય છે. પુરુષ માટે તો તેના ઉત્સાહ (= વીરનો સ્થાયી, પરાક્રમની વૃત્તિ) એ જ પરમ અલંકાર મનાયો છે અને વળી બધા જ નાયકોમાં 'ધીર' એવું વિશેષણ પ્રયોજાયું છે. તે ધીરત્વથી આચ્છાદિત શૃંગાર વગેરે ધીરલલિત વગેરે કહેવાયા છે.

આ અલંકારોમાંના કેટલાક ક્રિયાત્મક અને કેટલાક ગુણાત્મક સ્વભાવના છે. ક્રિયાત્મકમાંના પણ વળી કેટલાક પૂર્વજન્મમાં અભ્યસ્ત રતિભાવમાત્રથી દેહમાત્રમાં જોવા મળે છે. તે સિવાયના બીજા અદ્યતનજન્મ(= વર્તમાનજન્મ)ને યોગ્ય વિભાવોના સંદર્ભમાં સ્ફુટ થતા રતિભાવથી અનુવિદ્ધ દેહમાં પરિસ્ફુરિત થાય છે. તે થયા સ્વાભાવિક અલંકારો - स्वस्माद रतिभावाद् हृदयगोचरीभूताद् भवन्ति- પોતાના હૃદયમાં પ્રવર્તતા રતિભાવમાંથી જન્મતા એથી 'સ્વાભાવિક' કહેવાયા છે. તેમાંય વળી કેટલાક કોઈ અમુક નાયિકામાં અમુક પ્રકારના સ્વભાવે કરીને જણાય છે, બીજીમાં વળી બીજા, કોઈમાં વળી બે, ત્રણ એમ જણાય છે, છતાં તે બધા 'સ્વાભાવિક' કહેવાયા છે. 'ભાવ', 'હાવ', અને 'હેલા' તો બધી જ ઉત્તમ નાયિકાઓમાં સત્ત્વાધિકરૂપે જોવા મળે છે. તે રીતે શોભા વગેરે સાત છે. આ રીતે તે અંગમાંથી જન્મતા, સ્વાભાવિક અને ક્રિયાત્મક છે. પ્રયત્નપૂર્વક અને ઇચ્છાથી દેહમાં જણાય તે ક્રિયા. તે સિવાયના બીજા તે 'અયત્ન-જ' મનાયા છે.

હેમચન્દ્ર અનુક્રમે આ વીસ 'સત્ત્વજ' અલંકારો નિરૂપે છે.

સૂત્ર ૧૭૭(સૂત્ર ૭/૩૪)માં **'અંગજ'** એવા **ભાવ, હાવ અને હેલા નિરૂપાયા છે**, જે અનુક્રમે અલ્પ, બહુ, અને ખૂબ ઘેરા વિકારરૂપ જણાય છે.

હેમચન્દ્ર ભરત(નાટ્યશાસ્ત્ર ૨૨/૬ દ્ર.ω.s.)માંથી શ્લોક ટાંકીને જણાવે છે કે, ભરત પ્રમાણે 'સત્ત્વ' દેહાત્મક છે. 'સત્ત્વ'માંથી ભાવ ઉત્પન્ન થાય છે. ભાવમાં હાવ અને હાવમાંથી હેલા જન્મે છે. આમ અનુક્રમે તેમનો (એકબીજામાંથી) હેતુભાવ જણાવાયો છે, છતાં પરંપરાથી તો અત્યંત તીવ્ર એવા 'સત્ત્વ' કહેતાં 'અંગ'માંથી નિષ્પન્ન થતા હોવાથી તે બધાને **'અંગજ'** કહેવાયા છે. જેમ કે, કુમારીના શરીરમાં પ્રૌઢતમ તેવા. કુમારીમાં રહેલ 'હેલા'નું અવલોકન થતાં તેને 'હાવ'નો ઉદ્ભવ કહેવાય છે. અને તે પહેલાં 'ભાવ' જન્મેલો હોય છે. એમ ન હોય તો કેવળ 'ભાવ'નો આવિર્ભાવ જ જણાય છે. આમ 'ભાવ' જોવામાં આવે ત્યાં 'હાવ' અને 'હેલા' પણ શક્ય છે. અથવા, 'હાવ'ની અવસ્થા પહેલાં ક્યાંક 'હેલા' જોવા મળે છે, ત્યારે 'હેલા' માંથી 'હેલા' પણ જણાય છે. આમ 'હાવ'માંથી 'હાવ', 'હાવ'માંથી 'હેલા' વગેરે જાણવા. હેમચન્દ્ર ભરતના મતને સ્વીકારીને થોડી વધારે મનોવૈજ્ઞાનિક શક્યતાઓનો અહીં ઈશારો આપે છે. તેઓ નોંધે છે કે, આમ પરકીયભાવ વગેરેના શ્રવણથી, રસયુક્ત કાવ્ય વગેરેમાંથી, પણ હેલા વગેરેનો પ્રયોગ (કલાકાર વડે) થાય છે. આ થયું એકબીજામાંથી ઉત્પન્ન થવાપણું.

તે બધામાં અંગનો અલ્પ વિકાર, અંતર્ગતવાસના રૂપે રહેલા રતિનામે ભાવનું ભાવન કરાવે, સૂચન કરે તે થયો ભાવ; મોટા વિકારરૂપ, ભ્રમર, દાઢી, ગ્રીવા વગેરેનો ધર્મ, સ્વચિત્તવૃત્તિને અન્યત્ર સમર્પિત કરતી ચેષ્ટા તે "हावयति इति हावः"- થયો 'હાવ'. આવી કન્યા જેનામાં 'હાવ' જણાયો છે તે હજી પોતે રતિનો ઉદય માનતી નથી, પણ ફક્ત તેના સંસ્કારના બળથી તેવા પ્રકારના વિકારો અભિવ્યક્ત કરે છે, જે સાથે તેને જોઈને તે કન્યા તેવી (=રતિવાળી') છે તેમ (નાયક) વિચારે છે.

જ્યારે રતિવાસનાના પ્રબોધથી આણેલી પ્રબુદ્ધ રતિ સ્વીકારે છે, પણ સમુચિત વિભાવના ગ્રહણ વગર, વિષય ન હોવાથી તે સ્ફુટ થતી નથી, ત્યારે તેવા (તીવ્ર અંદર રહેલા ) ભાવથી જન્મતા ઘેરા વિકારરૂપ તે 'હેલા' છે. 'હાવ'ની જોડે સંબંધ ધરાવતી ક્રિયા, —પ્રસારણ, વેગવાહિત્વ,—વેગથી જતી વ્યક્તિને માટે हेलति એમ કહે છે - તેથી તે ક્રિયાને 'હેલા' કહે છે. આમ ઊગી ઊગીને વિશ્રામ પામે તે 'હાવ' છે, અને તેનો સ્વભાવ 'પ્રસારણ'નો થઈ જાય તે (અવસ્થા) 'હેલા' છે. જેમ કે, कुरङ्गीवाङ्गानि॰ (શ્લોક ૭૨૬ એજન). અહીં કેવળ અંતર્ગત રતિનો પ્રબોધમાત્ર કહેવાયો છે, નહિ કે અભિલાષ શૃંગાર. આ દશા, સ્ત્રીઓ વિશે જેમ બ્રાહ્મણ માટે ઉપનયન તેમ ભવિષ્યમાં થનાર પુરુષાર્થની પીઠિકા ઉપર રહેલી વિગત છે.

સૂત્ર ૧૭૮(સૂત્ર ૭/૩૫)માં આચાર્ય **લીલા** વગેરે દસ સ્વાભાવિક અલંકારો ચર્ચે છે,

વિશિષ્ટ એવા વિભાવ(= પ્રિયતમ /પ્રિયતમા )નો લાભ થતાં, રતિનો ભાવ સવિશેષરૂપે સ્ફુટ થાય ત્યારે તેના ઉપબૃંહણથી (= ટેકાથી, પુષ્ટિ, સમર્થનથી) થતા દેહવિકારો તે લીલા, વિલાસ, વિચ્છિત્તિ, બિબ્બોક, વિભ્રમ, કિલિકિંચિત્, મોટ્ટાયિત, કુટ્ટમિત, લલિત અને વિહૃત, સંભોગ પ્રાપ્ત થયો હોય અને ન થયો હોય (તો પણ) આ અંગવિકારો થાય છે. આગળ જે શોભાં વગેરે બીજા સાત વિકારો કહેવાશે તે સંભોગની પ્રાપ્તિના સંદર્ભમાં જ જોવા મળે છે.

સૂ. ૭/૩૬ પ્રમાણે વાણી, વેષ અને ચેષ્ટાથી પ્રિયજનનું અનુકરણ તે લીલા.

સૂ. ૭/ ૩૭ - સ્થાન વગેરેની વિશેષતા તે **વિલાસ** છે. સ્થાન એટલે ઊર્ધ્વતા 'વગેરે ' દ્વારા ઉપવેશન, ગમન, તથા હાથ, ભમ્મર, નેત્ર વગેરેના કર્મનું ગ્રહણ — આ બધાની વિશેષતા તે **વિલાસ** છે.

સૂ. ૭/૩૮ — ગર્વને કારણે અલ્પ શણગાર કરવા તે થઈ **'વિચ્છિત્તિ'**.

સૂ. ૭/૩૯ — ઇષ્ટજન વિશે અવજ્ઞા તે થયો **'બિબ્બોક'.**

સૂ. ૭/૪૦. વાણી, અંગ અને ભૂષણોનો વ્યત્યાસ - આડા અવળા હોવું - તે છે **'વિભ્રમ.'**

સૌભાગ્યના ગર્વથી વચનો વગેરે ખોટી રીતે પ્રયોજવાં તે થયો વિભ્રમ, વચનમાં જેમ કે, અમુક કહેવાનું હોય અને અન્યથા કહેવાય, હાથે પહેરવાનું ઘરેણું પગમાં પહેરવું, કંદોરો ગળામાં નાખવો, વગેરે વગેરે

સૂત્ર ૭/૪૧ પ્રમાણે **'કિલિકિઞ્ચિત'** ત્યારે થાય જ્યારે સ્મિત, હસિત, રુદિત, ભય, રોષ, ગર્વ, દુઃખ, શ્રમ, અભિલાષ વગેરેનો સંકર / શંભુમેળો રચાય.

સૂત્ર ૭/૪૨ પ્રિયજનની વાત ચાલતી હોય ત્યારે તેના ભાવના ભાવનથી જન્મતી ચેષ્ટા તે **'મોટ્ટાયિત'** છે.

સૂત્ર ૭/૪૩ (સળંગ સૂત્ર ૧૮૬) - પ્રિયતમ વડે અધર, સ્તન, કેશ વગેરેના ગ્રહણથી દુઃખમાં પણ હર્ષ પામવો તે છે **'કુટ્ટમિત'**

સૂત્ર ૭/૪૪ - કોમળ અંગ વિન્યાસ તે **'લલિત'** છે.

સૂત્ર ૭/૪૫ કર્તવ્યવશાત્ આવી પડેલા હાથના વ્યાપારમાં જે સુંદરતા આવે તે **'વિલાસ'** છે.

સૂત્ર ૭/૪૬ મુગ્ધતા વગેરે કોઈ પણ બહાનાથી તક આવે તો પણ (પ્રિયજન સાથે) વાત

ન કરવી તે **'વિહૃત'** છે.

(સૂત્ર ૧૯૦) (સૂત્ર ૭/૪૭) - આચાર્ય શોભા વગેરે સાત, જેમ કે, શોભા, કાન્તિ, દીપ્તિ, માધુર્ય, ધૈર્ય, ઔદાર્ય અને પ્રાગલ્ભ્ય નામે સાત અયત્નજ = સાહજિક અલંકારો ગણાવે છે. આગળ આચાર્યે કહ્યું હતું કે, આ અલંકારો નાયિકામાં સંભોગ પ્રાપ્ત થયા પછી જ પ્રગટે છે. જેમ કે, સ્ત્રીનાં એનાં એ રૂપ વગેરે, પુરુષ વડે ભોગવાતાં, નવી જ શોભા પ્રાપ્ત કરે છે. આ (અનેરી) છાયા અથવા શોભા સંભોગથી અનુક્રમે મન્દ, મધ્ય અને તીવ્ર માત્રાથી ધારણ કરે ત્યારે 'શોભા,' 'કાન્તિ' અને 'દીપ્તિ' કહેવાય છે. (સૂત્ર ૭/૪૮).

સૂત્ર ૭/૪૯ - ચેષ્ટાની કોમળતા તે થયું **'માધુર્ય'.** લલિત એવા વ્રીડા વગેરેમાં ચેષ્ટાની જેમ કોમળતા છે, તેમ દીપ્ત સંદર્ભો, જેમ કે, ક્રોધ વગેરેમાં પણ જે મસૃણતા છે, તે 'માધુર્ય' છે.

(સૂત્ર ૧૯૩) સૂત્ર ૭/૫૦ ચાપલ(ચંચળતા)થી મુક્ત રહેવું તથા પોતાના ગુણો ન ગાવા, તે થયું **'ધૈર્ય'**

સૂત્ર ૭/૫૧ - નમ્રતા / આદર તે **'ઔદાર્ય'** છે. અમર્ષ, ઈર્ષ્યા, ક્રોધ વગેરે (યુક્ત) અવસ્થાઓમાં પણ નમ્રતા ધરવી તે 'ઔદાર્ય ' છે.

સૂત્ર ૭/૫૨, ચોસઠ કામકલા વગેરેમાં ગભરાટનો અભાવ તે થયું **પ્રાગલ્ભ્ય.**

આચાર્યશ્રી નોંધે છે કે, શોભા, કાન્તિ અને દીપ્તિ બાહ્ય રૂપ સાથે સંકળાયેલ વિશેષ વિગતો છે. આવેગ, ચાપલ, અમર્ષ અને ત્રાસનો તો અભાવ જ જાણવો. માધુર્ય વગેરે ધર્મો ચિત્તવૃત્તિરૂપ નથી તેથી તેમને 'ભાવ' માનવા નહિ. હેમચન્દ્ર જણાવે છે કે, શાકટાચાર્ય, રાહુલ વગેરે તો મૌગ્ધ્ય, મદ, ભાવવિકૃત, પરિતપન વગેરેને પણ અલંકારો કહે છે. તેની અમે ભરતના મતને અનુસરનારા ઉપેક્ષા કરીએ છીએ.

આ અધ્યાયમાં નાયક / નાયિકાવિચાર આચાર્યશ્રીએ કર્યો છે, પણ 'નાયક' નીચે બીજા પુરુષ પાત્રો તથા 'નાયિકા' નીચે અન્ય સ્ત્રીપાત્રો આવે તેનો તેમણે સમાવેશ નથી કર્યો. આપણે આગળ જોયું તેમ વિશ્વનાથે 'વિભાવ' રૂપે આ પાત્ર-વિચારણા આવરી લીધી છે. તે વધારે યોગ્ય પદ્ધતિ જણાય છે. વિશ્વનાથે નાયકવિચાર વિસ્તારથી કર્યો છે અને કુલ ૪૮ ભેદો ગણાવ્યા છે. તે પછી નાયકનો સહાયક (=પીઠમર્દ), વિટ, વિદૂષક, મંત્રી, વામન (= બટકો) વગેરે અંતઃપુરના સહાયકો, દણ્ડસહાયકો, (સુહૃત, કુમાર, આટવિક, સામન્ત, સૈનિકો), ધર્મસહાયકો (ઋત્વિજ, પુરોધસ્, બ્રહ્મવિદ્, તાપસ વગેરે) દૂત અને તેના ભેદો ચર્ચ્યા છે. 'આચાર્યે' આ બધી ચર્ચા છોડી દીધી છે.

**આઠમા અધ્યાયમાં** ૧૩ સૂત્રોમાં (કુલ સૂત્ર સળંગ સૂત્ર ૨૦૮) **આચાર્યશ્રી કાવ્યનું સ્વરૂપલક્ષી વર્ગીકરણ પ્રસ્તુત કરે છે.**

સૂત્ર ૮/૧ પ્રમાણે પ્રબન્ધાત્મક કાવ્યના બે મુખ્ય ભેદો – **પ્રેક્ષ્ય અને શ્રવ્ય – સૂચવાયા છે.**

કવિનું કર્મ તે 'કાવ્ય', 'દર્શન' અને 'વર્ણન' અર્થવાળા ✓કવ્ ધાતુમાંથી 'कवि' શબ્દ પ્રાપ્ત થાય છે. દર્શન હોવા છતાં વર્ણનના અભાવમાં ઈતિહાસ વગેરેને 'काव्य' કહેતા નથી.

**'પ્રેક્ષ્ય' એટલે અભિનેય, અને 'શ્રવ્ય' તે અનભિનેય એવી ભૂમિકા** કરીને આચાર્યશ્રી પ્રેક્ષ્યના વિભાગ (સૂત્ર ૮/૨) સૂચવતાં જણાવે છે કે, **પ્રેક્ષ્ય તે 'પાઠ્ય' અને 'ગેય'** એમ દ્વિવિધ છે.

(સળંગ સૂત્ર ૧૯૮) (સૂત્ર ૮/૩ ) આચાર્ય **પાઠ્યના પ્રકારોમાં 'નાટક', 'પ્રકરણ,' નાટિકા' 'સમવકાર,' 'ઈહામૃગ', 'ડિમ', 'વ્યાયોગ,' 'ઉત્સૃષ્ટિકાઙ્ક,' 'પ્રહસન', 'ભાણ,' 'વીથી,' અને 'સટ્ટક' વગેરે** ગણાવે છે.

'નાટિકા અને 'સટ્ટક' સાથે કુલ બાર પ્રેક્ષ્ય(પાઠ્ય, પ્રધાન રૂપકો )નો ઉલ્લેખ અહીં થયો છે. રામચન્દ્ર અને ગુણચન્દ્ર નાટ્યદર્પણમાં દસ રૂપકોમાં 'નાટિકા' અને 'પ્રકરણી' ઉમેરી મુખ્ય બાર રૂપકો ગણાવે છે તે આચાર્યની સરખામણીમાં વધારે સારી વ્યવસ્થા જણાય છે. કાં તો આચાર્યશ્રીએ ભરત પ્રમાણે, અને ધનંજય / ધનિક પ્રમાણે માત્ર દસ પ્રધાન રૂપકો ઉલ્લેખવા જોઈતાં હતાં, અથવા 'નાટિકા'ના ઉલ્લેખ સાથે 'સટ્ટક'ને બદલે 'પ્રકરણી'નો સમાવેશ કરવો જરૂરી હતો. નાટ્યદર્પણ તો દ્વાદશરૂપા જૈની વાક્ના અનુસંધાનમાં મુખ્ય રૂપકોના બાર ભેદો ગણાવે છે.

આચાર્યશ્રી એ પણ નોંધે છે કે, નાટકથી શરૂ કરીને વીથી સુધીના (કુલ ૧૧) વાક્યાર્થાભિનયરૂપ છે, જેમને, ભરતમુનિએ ગણાવ્યા છે, બીજા કોઈએ 'સટ્ટક'નો પણ ઉલ્લેખ કર્યો છે.

આ બધા રૂપક પ્રકારોમાં લક્ષણનિરૂપણમાં આચાર્યે ભરતમુનિમાંથી સીધા શ્લોકો આપ્યા છે ગુણવિચારમાં, કેમ કે તેઓ ભરત સાથે સંમત ન હતા તેથી તેમણે ભરતનાં વચનોનું માત્ર સારગ્રહણ કર્યું હતું. અહીં સંપૂર્ણ સંમતિ હોવાથી મૂળમાંથી અક્ષરશઃ ઉદ્ધરણ કર્યું છે.,

**એક મહત્ત્વની વાત એ છે કે, આચાર્યશ્રીએ સાહિત્યશાસ્ત્રના નિરૂપણમાં કાશ્મીરી પરંપરાનું જ પુનઃપ્રવર્તન કર્યું છે, છતાં પોતાની રીતે રૂપકવિચાર પણ કાવ્યના પ્રકાર તરીકે તેમણે સામેલ કર્યો, તેમાં મુખ્યત્વે ભરતનું અનુસરણ છે. માલવપરંપરાના ભોજ, ધનંજય, ધનિક, શારદાતનય વગેરે આલોચકોમાં, પણ મુખ્યત્વે દશ્ય-કાવ્ય-વિમર્શમાં ભરતનું જ અનુસરણ છે, છતાં અહીં-તહીં**

**ક્યાંક મતાન્તર પણ જણાય છે. ઉપલબ્ધ ગ્રંથોમાં સાહિત્યશાસ્ત્ર વિષયક ચર્ચામાં નાટ્યશાસ્ત્રીય વિષયો—રૂપક, ઉપરૂપક વિચાર વગેરેનો અંતર્ભાવ સહુ પ્રથમ ભોજના ગ્રંથોમાં જોવા મળે છે, પછી હેમચન્દ્ર વગેરેના આ રીતે નાટ્યશાસ્ત્રીય વિગતોને સાહિત્યશાસ્ત્રીય ગ્રંથમાં વણી લેવાનું વલણ મૂળ માલવ-પરંપરાનું લક્ષણ ગણીએ તો હેમચન્દ્રે તે લક્ષણનો આદર કર્યો છે એમ કહી શકાય. 'સટ્ટક'ને મુખ્ય રૂપકોમાં ગણાવીને તેનું લક્ષણ આચાર્યે ભોજના શૃંગારપ્રકાશ(પ્રકરણ, ૧૧, પૃ. ૪૬૬ જોસીયર આ.)માંથી આપ્યું છે તે નોંધપાત્ર છે. ભોજના જૈન આચાર્યો ઉપરના પ્રભાવની થોડી ચર્ચા પણ આપણે ડૉ. રાઘવનનાં તારણોના સંદર્ભમાં પાછળથી કરીશું. સહુ પ્રથમ આચાર્ય હેમચન્દ્રનો રૂપકવિચાર હાથ ધરીશું :**

'નાટક'નું લક્ષણ આચાર્ય ભરતના નાટ્યશાસ્ત્ર(૧૮/૧૦-૧૧)માંથી સાંગોપાંગ સ્વીકારે છે.

ઉપર નોંધ્યું તે પ્રમાણે 'પ્રેક્ષ્ય' એ 'અભિનેય' પ્રકાર છે, જ્યારે 'શ્રવ્ય' તે 'અનભિનેય' છે. પ્રેક્ષ્યના 'પાઠ્ય' અને 'ગેય' એમ બે ભેદો આચાર્યે ગણાવ્યા છે. આપણે જોયું કે આચાર્યે નાટ્યદર્પણ (ના.દ.) પ્રમાણે 'દ્વાદશ' એમ સંખ્યા-નિર્ધારણ કર્યા વગર ભરતનાં દસ રૂપકો સાથે 'નાટિકા' અને 'સટ્ટક' ઉમેરીને બાર પ્રકારો આપ્યા છે. નાટ્યદર્પણ પ્રમાણે નાટક, પ્રકરણ, નાટિકા અને પ્રકરણી એ ચાર 'પૂર્ણ-દશા-સંધિ'વાળા રૂપક પ્રકારો છે. જ્યારે અન્ય આઠ તેવા નથી એવી સ્પષ્ટતા છે જે આપણા આચાર્યે કરી નથી. દશરૂપક તથા નાટ્યદર્પણમાં રૂપકપ્રકારોનાં લક્ષણો ગ્રંથકારોએ બાંધ્યાં છે જ્યારે આચાર્યે તે સીધા ભરત અને ભોજમાંથી ઉદ્ધૃત કર્યા છે. હેમચન્દ્રે અલબત્ત ભરતના જે તે લક્ષણનો વિમર્શ પોતાની 'વિવેક' ટીકામાં વિસ્તારથી કર્યો છે, જેનો ઘણો પ્રભાવ નાટ્યદર્પણ ઝીલે છે અને વાસ્તવમાં તો અહીં અભિનવભારતીનો પ્રભાવ ચોખ્ખો જણાય છે. હેમચન્દ્રે રૂપકવિચારણામાં પોતાની નજીકના ભોજ / ધનંજય / ધનિકને બાજુ ઉપર રાખી સીધા ભરત / અભિનવગુપ્ત સાથે અનુસંધાન જાળવવાનું વધારે યોગ્ય માન્યું. શક્ય છે કે આની પાછળ જે તે સમયની રાજકીય આબોહવા પણ કામ કરતી હોય. માલવપરંપરાને બાજુ ઉપર રાખી કાવ્યાનુશાસનમાં તેમણે કાશ્મીરી પરંપરા પ્રવર્તાવી તે જ રીતે નાટ્યશાસ્ત્રીય ચર્ચામાં પણ તેમણે માલવપરંપરાને લગભગ બાજુ ઉપર વહેતી મૂકી.

**આચાર્યશ્રીએ રૂપકવિચાર પ્રબંધાત્મક કાવ્યના પ્રકારવિશેષ રૂપે હાથ ધર્યો છે. એમાંથી એવું તારવી શકાય કે, 'નાટક'ને પણ 'કાવ્ય' કહેવામાં જે તે કાળના સહૃદય આલોચકોને હવે કોઈ છોછ નથી. એક બીજી વાત એ પણ નોંધપાત્ર છે કે, નાટ્યદર્પણમાં વિષયવિસ્તાર જરૂર અધિકમાત્રામાં 'સધાયો' છે, પણ તેમાં પણ પ્રતિપદ કાવ્યાનુશાસન અને પરંપરાથી અભિનવભારતનીનું ઋણ અછતું રહેતું નથી,. વળી, કાવ્યાનુશાસનમાં વિષયનો સંકોચ તથા અને પોતાની રીતની ફાળવણી પણ નજરે પડે છે. જેમ કે, સંધિવિચાર કાવ્યાનુશાસનમાં કોઈ પણ કારણે**

**મહાકાવ્યના સંદર્ભમાં રજૂ કરાયો છે અને તેમાં પણ 'मुखादयः सन्धयो भरतोक्ताः इमे (સૂત્ર ૮/૬ ઉપર) એટલી નોંધ સાથે મૂળ ભરતમાંથી જ લક્ષણો ઉદ્ધૃત કરાયાં છે, જેનો 'વિવેક' ટીકામાં, વિસ્તારથી વિચાર હાથ ધરાયો છે. છતાં, નાટ્યદર્પણ પ્રમાણે સંધ્યઙ્ગો, વિષ્કંભકાદિ અર્થોપક્ષેપકો વગેરેની ચર્ચા ન કરીને તેમને ગાળી નાખવામાં આવ્યા છે જે નાટ્યશાસ્ત્રીય વિચારણાની દૃષ્ટિએ અપૂર્ણતાની છાપ જરૂર ઉપસાવે છે.**

ભરતના નાટ્યશાસ્ત્રમાંથી નાટકનું લક્ષણ ટાંકતાં આચાર્યશ્રી અલંકારચૂડામણિમાં ઋણનિર્દેશ જરૂરી ગણતા નથી કેમ કે, ભરતના શબ્દો તેમના સમયમાં લગભગ ૧૦૦૦ વર્ષોથી પ્રસિદ્ધ અને સર્વવિદિત હતા. 'વિવેકમાં' આ લક્ષણનો વિસ્તૃત વિમર્શ હાથ ધરાયો છે. તેમાં સર્વત્ર અભિનવભારતીનો પ્રભાવ સ્પષ્ટ છે. 'નાટક' પ્રખ્યાત વસ્તુવિષયવાળું હોય છે તથા તેનો નાયક પ્રખ્યાત અને ઉદાત્ત હોય છે, નાટક 'રાજર્ષિવંશ્યચરિત' અને 'દિવ્યાશ્રય'વાળું વિચારાયું છે. તેમાં અનેક પ્રકારની વિભૂતિઓ નિરૂપાય છે તથા ઋદ્ધિ, વિલાસાદિ, ગુણોથી તે યુક્ત હોય છે.

ભરત પ્રમાણે વળી 'નાટક' 'અંક,' 'પ્રવેશક' વગેરેથી શોભતું હોવું જરૂરી છે.

નાટ્યદર્પણ (૧/૫) નાટકના લક્ષણમાં 'धर्मकामार्थसत्फलं' અને 'साङ्कोपायदशासन्धि' એવાં વિશેષણો પ્રયોજીને અંક, બીજ-બિન્દુ, -પતાકા-પ્રકરી- કાર્યરૂપ પાંચ ઉપાયો, આરંભ -યત્ન- પ્રાપ્ત્યાશા - નિયાતાપ્તિ - ફલાગમ વગેરે પાંચ અવસ્થાઓ, મુખ વગેરે પાંચ સંધિઓ, સંધ્યઙ્ગો વગેરે સઘળા મુદ્દાઓની ચર્ચા આવરી લે છે. અંકની વિચારણામાં પ્રયોજ્ય અપ્રયોજ્ય વિચાર પણ નાટ્યદર્પણ કરી લે છે. અંકમાં જેમનું નિરૂપણ ન થઈ શકે તે વિગતોને વણી લેવા માટે પ્રયોજાતા વિષ્કંભક, પ્રવેશક આદિ અર્થોપક્ષેપકો પણ ચર્ચામાં સમાવી લે છે. જો કે, આટલો વિસ્તાર કાવ્યાનુશાસનમાં નથી તે દૃષ્ટિએ તેમાં ઊણપ જરૂર જણાય છે પણ હેમચન્દ્રને પક્ષે એ પણ નોંધવું જરૂરી છે કે, તેમણે મુખ્યત્વે કાવ્યાનુશાસનીય ગ્રંથ આપ્યો છે તથા તેથી નાટ્યશાસ્ત્રીય વિગતોનો તેમાં સંકોચ હોય તે સ્વાભાવિક લાગે છે.

'વિવેક'માં પોતાને અભિપ્રેત વિચાર-વિસ્તાર સાધતાં હેમચન્દ્ર નોંધે છે કે, નાટકને 'પ્રખ્યાતવસ્તુવિષયવાળું' કહ્યું છે તેમાં 'પ્રખ્યાત' એટલે 'ઇતિહાસ - આખ્યાન - આદિથી (યુક્ત) વસ્તુ / વિષય' એમ સમજવાનું છે. હેમચન્દ્ર જણાવે છે કે, નાટ્યકાર આવી ઇતિહાસાદિ પ્રસિદ્ધ વિગતો એટલા માટે વણે છે, કેમ કે, કથાપરિચયને કારણે પ્રેક્ષક / ભાવક / સામાજિકને તેને વિશે આદરાતિશય પ્રગટે છે. અથવા 'પ્રખ્યાત'માંનો 'પ્ર' - વિશેષરૂપે, ખ્યાત - પ્રસિદ્ધ વસ્તુ, એટલે કે ચેષ્ટા - એવા પ્રકારનો વિષય = પ્રદેશ માલવ, પંચાલ વગેરે - જેમાં છે, તેવું-મૂળ વિવેકમાં (પૃ. ૪૩૩) શબ્દો આ પ્રમાણે છે : "यद् वा प्रकर्षेण ख्यातं वस्तु चेष्टितं, तथा विषयो मालवपाञ्चालादिर्यस्मिन् ।" પછી નોંધે છે કે, चक्रवर्तिनोऽपि हि वत्सराजस्य कौशाम्बीव्यतिरिक्ते विषये

कार्यान्तरोपक्षेपेण विना यन्निरन्तरं निर्वर्णनं तद्वैरस्याय भवति । જેમ કે, 'કૌશાંબીમાં વત્સરાજ' એવી સમજૂતી નાટ્યદર્પણમાં અપાઈ છે એ રીતે અહીં 'પ્રખ્યાત' ચેષ્ટા જે તે નાયકની જે તે પ્રદેશમાં પ્રસિદ્ધ હોય તેવી વિગતવાળું, એવો અર્થ કરવાનો છે. કૌશાંબી સિવાય અન્યત્ર વત્સરાજ જેવા ચક્રવર્તીનું ચરિત નિરૂપણ પણ નીરસ જ પુરવાર થાય.

આ જ ઉદાહરણ - કૌશાંબીમાં વત્સરાજનું ખ્યાતત્વ જે નાટ્યદર્પણ પણ સમજાવે છે—તે ચર્ચા મૂળ અભિનવભારતી(પૃ. ૪૧૧, એજન, નાટ્યશાસ્ત્ર ૧૮/૧૦ ઉપર)માં પણ વાંચવા મળે છે.

ભરત અને અભિનવગુપ્ત પ્રમાણે વસ્તુગત અને વિષયગત (=દેશવિશેષગત) પ્રખ્યાતિ સૂચવીને ત્રીજા પ્રકારની પ્રખ્યાતિ સમજાવતાં હેમચન્દ્ર નોંધે છે કે, "પ્રખ્યાતોદાત્તનાયકવાળું" એમ જે કહ્યું છે તેમાં ઉદાત્ત — વીરરસને યોગ્ય એમ સમજવું. આ રીતે ધીરલલિત, ધીરોદાત્ત, ધીરપ્રશાન્ત, અને ધીરોદ્ધત – એમ ચારે પ્રકારના નાયકો અભિપ્રેત છે. નાટ્યદર્પણ વિશેષમાં નોંધે છે કે, સંદર્ભ પ્રમાણે, કોઈ પણ એક નાયક, ચારે પ્રકારનો સંભવી શકે; ફક્ત કોઈ પણ એક ક્ષણે તે કોઈ પણ એક જ પ્રકારનો હોઈ શકે. નાટ્યદર્પણ સમજાવે છે કે, ક્ષત્રિયો ચારે પ્રકારના હોય છે, જ્યારે દેવો કેવળ ધીરોદ્ધત વગેરે સ્વભાવના જ નિરૂપાય છે. ભરતમાં પણ આવો જ અભિપ્રાય જણાય છે. નાટ્યદર્પણ એ પણ જણાવે છે કે, વાસ્તવિક સ્વભાવ જે હોય તે, પણ કવિઓ આવા પ્રકારનું નિરૂપણ કરે છે. અભિનવગુપ્તમાં જે ચર્ચા છે તેનો જ પડઘો નાટ્યદર્પણમાં પણ વાંચવા મળે છે.

'રાજર્ષિવંશ્યચરિત'નો અર્થ એ છે કે, નાયકનું ચરિત રાજર્ષિના વંશને છાજે તેવું હોય છે. અભિનવગુપ્ત(પૃ. ૪૧૨, એજન)ને અનુસરીને હેમચન્દ્ર નોંધે છે કે, પ્રખ્યાત હોય તે વિગત પણ ઋષિતુલ્ય રાજાઓના કુળમાં સાધુ, કહેતાં યોગ્ય, લેખાય તેનું જ નિરૂપણ કરવું; અસાધુ વિગતનો પરિહાર કરવો. હેમચન્દ્ર આગળ નોંધે છે કે, પ્રખ્યાત હોવા છતાં દેવોનું ચરિત વરદાન, પ્રભાવાતિશય વગેરેની બહુલતાને કારણે સામાન્ય વ્યક્તિને માટે ઉપદેશયોગ્ય નથી. સામાન્ય વ્યક્તિ માટે તે પ્રેરણાદાયી બની શકે નહિ. આમ અહીં ઉપરની બન્ને વિગતોનો ફલતઃ નિષેધ અભિપ્રેત છે.

અભિનવગુપ્તમાંથી શબ્દશઃ સારગ્રહણ કરતાં આચાર્યશ્રી આગળ નોંધે છે કે, 'રાજર્ષિ' એ પદમાં 'ઋષિઓ જેવા રાજાઓ' એમ ઉપમિત સમાસ છે. તેમના વંશમાં જે યોગ્ય ચરિત હોય તેના નિરૂપણવાળું તે થયું નાટક. દેવોના ચરિતનું નાટકમાં નિરૂપણ ન જ કરવું એમ સાવ નથી, પણ દિવ્ય પાત્રોને આશ્રયરૂપે અર્થાત્ ઉપાયરૂપે એટલે કે પતાકા કે પ્રકરીનાયક તરીકે નિરૂપવા; આ રીતે તે ગ્રાહ્ય છે. જેમ કે, 'નાગાનન્દ'માં પૂર્ણ કરુણામયી મા ભગવતીના સાક્ષાત્કાર દ્વારા વ્યુત્પત્તિ જન્મ લે છે (=અમુક પ્રકારની જાણકારી પ્રાપ્ત થાય છે, જેમ કે -) એવું સમજાય છે કે નિરન્તર ભક્તિભાવવાળાંઓને વિશે દેવતાઓ પ્રસન્ન થાય છે. તેથી તે પ્રકારનું દેવતારાધનપૂર્વકનું

ઉપાયાનુષ્ઠાન યોજવું. (આ બધા જ શબ્દો અભિનવભારતી, પૃ. ૪૧૨, વૉ. ૨. g.o.s. એજનમાં વાંચવા મળે છે.) નાટ્યદર્પણમાં પણ આ જ વાત દોહરાવાઈ છે. નાટ્યદર્પણ તો એમ પણ કહે છે કે, કેવળ દૈવાયત્ત ફળવાળા નાટ્યવસ્તુમાં પણ દેવ સદ્‌ગુણથી જ રીઝે છે, અને દેવતાની કૃપા પણ અધિકારી ઉપર જ વરસે છે. તેથી સચ્ચરિતવાળા થવું એવો ઉપદેશ તેમાંથી પામી શકાય. તો, આ રીતે દેવતાઓનું ગ્રહણ નાટકમાં થઈ શકે.

હેમચન્દ્ર એક પૂર્વપક્ષ વિચારે છે જે આ પ્રમાણે મૂકી શકાય – "નાટક એવા કથાશરીરવાળું પણ હોઈ શકે જેમાં દિવ્યનાયક આશ્રયરૂપ બને છે." – આવી સમજૂતી (=વ્યાખ્યા) કેમ આપતા નથી ? સિદ્ધાંતીનો જવાબ એ છે કે, આવી વ્યાખ્યા પણ કરી શકાય જો આવા – જે તે લક્ષણવાળા નાટકથી કોઈ અર્થ સરતો હોય તો. આવું તો છે નહિ. દેવોની બાબતમાં તો, દિવ્ય પ્રભાવ અને ઐશ્વર્યને કારણે અત્યંત દુષ્પ્રાપ્ય વિગતો પણ ઇચ્છા માત્રથી સિદ્ધ થાય છે. આવું ચરિત મર્ત્ય પાત્રો વડે સિદ્ધ કરવું અશક્ય હોવાથી તે(=દેવતાના ચરિત)ને ઉપદેશયોગ્ય મનાયું નથી.

નાટ્યશાસ્ત્ર ૨/ ૨૨, ૨૩ ટાંકતાં આચાર્યશ્રી જણાવે છે કે, દેવતાઓની તો ગૃહમાં કે ઉપવનમાં માનસી સિદ્ધિ હોય છે, જ્યારે સામાન્ય રીતે બધા માનુષભાવો તો ક્રિયા અને પ્રયત્નથી નિષ્પન્ન થાય છે તેથી મનુષ્યે દેવોની પ્રકૃતિમાં રહેલા ભાવો સાથે સ્પર્ધા ન કરવી.

આથી નાટકમાં તો એવા જ ચરિતનું નિબંધન કરવું કે જેમાં, ઇષ્ટ કે અનિષ્ટ દૈવી અને માનુષી કર્મોથી પ્રાપ્ત થતાં શુભાશુભફળો ભોગવનાર મનુષ્યોની જ વાત હોય, અને તેમને અભિપ્રેત ભોગની પ્રાપ્તિ અને વિપત્તિના પ્રતિકાર વિશે સમજ કેળવાવે એવું જ નાટક રચવું. આથી નાટકમાં મનુષ્ય રાજાઓ જ નાયક તરીક યોજાય છે. નાયિકા તો દિવ્ય પ્રકૃતિની હોય તો પણ વિરોધ આવતો નથી, જેમ કે ઉર્વશી. કારણ કે, નાયકના ચરિત દ્વારા જ તેના (= નાયિકાના) ચરિતનો આક્ષેપ (=નાટકમાં અવતરણ) થાય છે. આ ચર્ચા ઉપર આનંદવર્ધનના વિચારોનો પ્રભાવ વાંચી શકાય છે.

અભિનવગુપ્તને અનુસરીને ચર્ચા (વિવેક, પૃ. ૪૩૩-૪ એજન) આગળ ચલાવતાં આચાર્ય નોંધે છે કે, પ્રસિદ્ધ વસ્તુ પણ ફળ વગરનું જણાય તો વ્યુત્પત્તિ કેળવવામાં કામ આવતું નથી. તે સમજાવતાં કહ્યું છે કે, नानाविभूतिभिर्युतमिति । અર્થાત્ (પ્રસિદ્ધ વસ્તુ પણ) સુંદર ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી વૈભવ જેમાં ફળરૂપે જોડાય છે તેવું ચરિત જરૂરી છે. તેમાં ય વળી 'અર્થ' અને 'કામ' બધા જ લોકો વડે અભિલષણીય છે તેથી તેમનું બાહુલ્ય દર્શાવવું. આ બધું અભિનવભારતીમાંથી અક્ષરશઃ સ્વીકારાયું છે. "ऋद्धिविलासादिभिः" એ પદ દ્વારા એવું અભિપ્રેત છે કે, ઋદ્ધિ તે 'અર્થ'(=પ્રયોજન)ની જાણવી, જેમ કે રાજ્ય વગેરેની પ્રાપ્તિ, વિલાસ દ્વારા 'કામ'

લક્ષિત થાય છે. એનો અર્થ છે આનંદ માટેની પ્રવૃત્તિઓ. 'આદિ' શબ્દ દ્વારા એવી પ્રવૃત્તિઓનું પ્રાધાન્ય - એટલે કે ઋદ્ધિ / વિલાસના પ્રાધાન્યવાળી પ્રવૃત્તિઓ અભિપ્રેત છે. અર્થાત્ નાટક ઋદ્ધિ અને વિલાસ જેમાં પ્રધાન છે તેવી ફલસંપત્તિવાળું નાટક હોવું જરૂરી છે. આથી રાજાએ આખું રાજ્ય બ્રાહ્મણોને દાનમાં આપીને પોતે વાનપ્રસ્થનો સ્વીકાર કર્યો એવા પ્રકારના ફળવાળું નાટક ન રચવું. સામાન્ય રીતે લોકો સુખ સગી આંખે જોવા, માણવાની ઇચ્છાવાળા હોય છે. (દૃષ્ટસુખાર્થી दृष्टसुखार्थी हि बाहुल्येन लोकः વિવેક, એજન ; અભિનવભારતી, પૃ. ૪૧૨, એજન) આથી આ ધર્મ / મોક્ષ- પ્રધાન પ્રતીતિ વિરસ બની જાય. નાટ્યદર્પણ પણ અભિનવગુપ્ત અને હેમચન્દ્રને અનુસરીને આ જ શબ્દો યોજે છે.

**અહીં પણ એ વાત ખ્યાલમાં લેવાની છે કે, વિવેકમાં શબ્દશઃ અભિનવભારતીનું ગ્રહણ છે. તેનું સૂચન ડૉ. કુલકર્ણી તથા પ્રો. પરીખે કર્યું નથી.**

વળી, નાટકમાં કેટલીય 'હેય' અને અપ્રધાન વિગતો પણ નિરૂપાય છે, જે 'અપનય' રૂપ હોવાથી પ્રતિનાયકને વિશે જોડવાની હોય છે. આવી વિગતો પૂર્વપક્ષરૂપે રહેલી જાણવી, અને તેમના પ્રતિક્ષેપથી નાયકના ચરિતનું નિર્વહણ થવાથી તેને જનપદ (= પ્રદેશ), કોશ વગેરે રૂપ સંપત્તિ પ્રાપ્ત થાય છે, આવું નિરૂપણ નાટકમાં કરવાનું હોય છે.

વિલાસો એટલે આનંદ કે ભોગ માટેની પ્રવૃત્તિઓ, એ દ્વારા કૌમુદીમહોત્સવ વગેરે ઉજવણીઓ અભિપ્રેત છે, જેનાથી મનુષ્યો આનંદ પામે છે. વળી 'ગુણો' દ્વારા 'સંધિ'' વિગ્રહ' વગેર છ ગુણોનું ગ્રહણ રાજાના ચરિતમાં જોડવાનું છે એવી (ગુણોની) સમજૂતી (વ્યાખ્યાકારનો) 'ચાણક્ય' શાસ્ત્રનો પરિચયમાત્ર (આપણને) સૂચવે છે. વાસ્તવમાં નાટકના લક્ષણમાં 'वस्तु' અને 'राजर्षिवंश्यचरित' આ વિશેષણોથી આખોય અર્થરાશિ સમજાઈ જાય છે.

અવાન્તર વસ્તુ / વિગતોની સમાપ્તિ માટે અર્થાત્ અવાન્તર વિગતોની વિશ્રાન્તિ કહેતાં પૂર્ણાહુતિ માટે જે (વસ્તુના) અંશો વિચારાયા છે તે થયા 'અંકો'. તે અંકો - પાંચથી માંડીને દસ સુધી સંખ્યામાં - આવા અંકો વડે, તથા વળી જે (જે તે) નિમિત્તને બળે અપ્રત્યક્ષ રીતે જોવાતા (નાયકના) ચેષ્ટિતના (પ્રવૃત્તિના) અંશો, તેમને જણાવનારા તે 'પ્રવેશક' વગેરે (અર્થોપક્ષેપકો) તેમનાથી મઢાયેલું તે 'નાટક' નામે 'રૂપક' જાણવું. ( આ બધું અભિનવભારતી પૃ. ૪૧૩માંથી અક્ષરશઃ ઉદ્ધૃત છે) આ વિગતો નાટ્યદર્પણમાં પણ સ્વીકારાઈ છે.

**આ પછી આ જ પદ્ધતિથી (= ભરતનું મૂળમાં અને અભિનવભારતીનું 'વિવેક' ટીકામાં) અનુસરણ કરતાં હેમચન્દ્ર પ્રકરણ, નાટિકા, સમવકાર, ઈહામૃગ, ડિમ, વ્યાયોગ, ઉત્સૃષ્ટિકાંક, પ્રહસન, ભાણ અને વીથીનાં લક્ષણો અને વ્યાખ્યા આપે છે.**

સંક્ષેપમાં એ ચર્ચા આ રીતે વાંચવા મળે છે (સંદર્ભ વિવેક, પૃ. ૪૩૪-૪૪૩, એજન) :-

'પ્રકરણ'માં કવિ 'આત્મશક્તિ'થી વસ્તુ - શરીર અને નાયક 'ઔત્પત્તિક' (=કાલ્પનિક) રચે છે. અહીં 'आत्मशक्त्या' એવા પ્રયોગથી ભરતે 'ઇતિહાસાદિમાં પ્રસિદ્ધ' એવી વિગત નકારી છે, એમ હેમચન્દ્ર સમજાવે છે. જ્યાં કવિકલ્પિત અંશ ન હોય ત્યાં પુરાણાદિથી ભિન્ન બૃહત્કથા વગેરે પર આધારિત વિગત જાણવી; જેમ કે મૂળદેવનું ચરિત, વગેરે. અથવા 'આહાર્ય' કહેતાં પૂર્વકવિની રચનામાંથી લીધેલું, જેમ કે, સમુદ્રદત્ત વગેરેનું ચરિત. બૃહત્કથા કે પુરાણકવિની રચનામાં પણ 'અપૂર્વભૂત' એવા ગુણો જ નિરૂપાય છે. તેથી તે અંશ પણ 'પ્રકરણ' જ કહેવાય. આ સઘળા વૃત્તની યોજના 'નાટક'ની માફક જ કરવાની છે. 'નાટક'માં પ્રખ્યાત અને ઉદાત્ત નાયકનું ચરિત છે જ્યારે અહીં અમાત્ય, સાર્થવાહ, વિપ્ર, વણિક, સચિવ, પુરોહિત વગેરેનાં અનેક રસભાવવાળાં ચરિત નિરૂપાય છે. નાટકમાં દેવતાનું ચરિત આનુષંગિક રીતે પણ આવે છે. પણ પ્રકરણમાં તેવું પણ નથી. અહીં રાજા જેવો સંભોગાદિ, રાજાઓને છાજે તેવા વિલાસો વિપ્ર વગેરે નાયકોમાં, કલ્પિત અંશરૂપે પણ ન જોડવા. આથી રાજાઓના અંતઃપુરમાં જણાતા કંચુકી વગેરે પાત્રો પ્રકરણમાં નહિ જણાય. ચેટ, દાસ વગેરે રૂપી બાહ્ય પાત્રો પ્રવેશક વગેરેમાં જોડવાં. કંચુકીને સ્થાને, દાસ, વિદૂષકને સ્થાને વિટ. અમાત્યને સ્થાને શ્રેષ્ઠી વગેરે અહીં જોવા મળે છે. અહીં કુલસ્ત્રીની ચેષ્ટા ઓછી હોય છે. જ્યારે વેશ—વેશ્યાવાટ—ની સ્ત્રીના આચારનું નિરૂપણ અહીં જણાય છે.

આ રીતે હેમચન્દ્ર અન્ય રૂપકોનાં લક્ષણ / વ્યાખ્યાની ચર્ચા કરીને અન્તે (પૃ. ૪૪૩, વિવેક એજન) નાટકાદિ, બધા રૂપકપ્રકારો ચાર પ્રસિદ્ધ પુરુષાર્થો સાથે કેવી રીતે સંકળાયેલા છે તે પણ દર્શાવે છે. આ સમગ્ર ચર્ચા અભિનવભારતી ઉપર જ આધારિત છે તથા તેનો ઋણભાર નાટ્યદર્પણ ઉપર પણ પ્રત્યક્ષ જણાય છે. હેમચન્દ્ર પ્રમાણે નાટકમાં ધર્મ, અર્થ અને કામમાંથી કોઈ પણ એક મુખ્ય રીતે, અને બાકીના ગૌણ હોય તેમ નિરૂપાય છે, જેનું આરાધન નાટકમાં જાણે કે સાક્ષાત્ હોય તેમ, ઉપાદેય એટલે ગ્રાહ્ય હોય એ રીતે રજૂઆત પામે છે. તેમાં પણ વળી ધર્મપ્રધાન નાટ્યવસ્તુમાં દાન, તપ, યજ્ઞ વગેરે રૂપી ક્રિયા / અનુષ્ઠાન દ્વારા જે યશસ્કર અને આ જન્મે જ જે પ્રત્યક્ષફળ દર્શાવનાર છે તેનું નિરૂપણ અભિપ્રેત છે. અર્થારાધન રૂપી વસ્તુવાળા નાટકમાં રાજાઓનું એવું ચરિત નિરૂપાય છે જેમાં સંધિ, વિગ્રહાદિ ષડ્ ગુણો પ્રયુક્ત થાય છે, તથા જેમાં કપટ, છેતરપિંડી વગેરેનું બાહુલ્ય હોય છે. વળી, અહીં શત્રુનો છેદ થયા પછી યશઃપ્રાપ્તિ થાય છે, અને લાભ વગેરે રૂપી ફળની સિદ્ધિ થાય છે. 'કામ'ના આરાધનાવાળા નાટ્યવસ્તુમાં દિવ્યસ્ત્રી, કુબ્જા સ્ત્રી વગેરે સાથેનો સંભોગ તથા સ્વાધીનપતિકા વગેરે આઠ અવસ્થાઓવાળી નાયિકાનો સંભોગ વગેરે નિરૂપાય છે. તે દિવસ દરમ્યાન 'પરસ્પરના અવલોકન' વગેરે વ્યાપારથી રજૂ થાય છે. અને રાત્રિએ

ઉપચારયુક્ત સંભોગ રાણીવાસમાં કુશળતાથી થાય છે એવું રાજાઓને સમજાવાય છે. રાજા અને વિવિધ નાયિકાઓની પરસ્પર રુચિ પણ રજૂ થાય છે. વિવિધ નાયિકાઓમાં મહાદેવી, દેવી, સ્વામિની, સ્થાપિતા, ભોગિની, શિલ્પકારિકા (બ્યુટીશિયન), નાટકીયા, નર્તકી, અનુચારિકા, પરિચારિકા, સંચારિકા, પ્રેષણકારિકા, મહત્તરા, પ્રતીહારી, કુમારી, સ્થવિરા, યુક્તિકા વગેરેનો સમાવેશ અભિપ્રેત છે. આ બધાની રાજા વિશે રુચિ અને રાજાની આ બધી સ્ત્રીઓ વિશેની રુચિ રજૂ કરાય છે. વળી સ્થાપત્ય, કંચુકી, વર્ષધર, ઉપસ્થાયિક, નિર્મુંડ વગેરેનો અંતર્ભવનકક્ષા(= અંતઃપુર વગેરે ભાગ)માં સંચરણ નિરૂપાય છે. અંતઃપુરની બહાર સંચાર કરનારાઓમાં યુવરાજ, સેનાપતિ, મંત્રી, સચિવ, પ્રાડ્વિવાક (= ન્યાયાધીશ, અથવા ન્યાય ભવનનો અધિકારી) કુમાર વગેરેનો સમાવેશ થાય છે. વળી, વિદૂષક, શકાર અને ચેટ વગેરેનું વૃત્ત (= ચરિત) પણ જાણવા મળે છે. રાજાના પ્રતિપક્ષીઓનું ચરિત, રાજાના કહેલા ગુણોના વિપર્યયરૂપ હોવાથી, અશુભ જન્માવનાર છે તેથી તે 'ત્યાજ્ય' રૂપે નિરૂપાય છે.

આ પછી (પૃ. ૪૪૪, વિવેક, એજન) હેમચન્દ્ર જે તે રૂપક પ્રકારોમાં પણ કેવા પ્રકારના પુરુષાર્થના પ્રાધાન્યના અનુસંધાનમાં શું શું અભિપ્રેત છે તે વિગતે નિરૂપે છે. બધાં જ રૂપકોની વ્યાખ્યા પૂરી કર્યા પછી હેમચન્દ્રે આ સઘળી નોંધ સારરૂપે આપી છે. જ્યારે નાટ્યદર્પણમાં જે તે રૂપકના સંદર્ભમાં જે તે નોંધ અપાઈ છે જે વ્યવસ્થા વધારે સુસંગત જણાય છે. આ દ્વારા સમગ્ર રીતે જોતાં સંસ્કૃતનાટક વિશાળપાત્રસૃષ્ટિ અને વ્યાપક વસ્તુવિષય સાથે જીવનને દરેક બાજુથી આવરી લે છે તે ભાગ્યે જ કહેવાનું બાકી રહે છે.

## ગેયરૂપકો

સૂત્ર ૧૯૯(સૂત્ર ૮/૪)માં હેમચન્દ્ર ગેય રૂપકોનો નિર્દેશ કરે છે. આગળનાં રૂપકો વાક્યાર્થાભિનય સ્વભાવનાં હતાં જ્યારે આ બધાં પદાર્થાભિનયસ્વરૂપનાં વિચારાયાં છે. તાત્પર્ય એમ તારવી શકાય કે પૂર્વનિર્દિષ્ટ રૂપકો અભિનયપ્રધાન અને સાચા અર્થમાં રૂપકો છે જેમાં ગીત નૃત્ય વગેરે કળાઓ ગૌણ રૂપે જોડાય છે. જ્યારે ગેય રૂપકોમાં અભિનયને મુકાબલે ગીત, નૃત્ય વગેરે કળાનું પ્રાધાન્ય વિચારી શકાય.

સૂત્ર ૮/૩માં પાઠ્ય રૂપકભેદો નિરૂપાયા હતા. આ મૂળ રૂપક પ્રકારોમાં હેમચન્દ્રે 'નાટિકા' અને 'સટ્ટક'નો નિર્દેશ આપ્યો છે જેમાંથી 'નાટિકા' ભરતમાં વિચારાઈ છે પણ 'સટ્ટક'નો ત્યાં નિર્દેશ નથી જ્યારે કોહલ વગેરેમાં 'સટ્ટક' ઉપરાંત બીજા પ્રકારોનો નિર્દેશ પ્રાપ્ત થાય છે. કોહલનો મૂળગ્રંથ તો આપણે માટે હાલ અનુપલબ્ધ છે પણ અભિનવગુપ્ત તેના જાણકાર હોવા જોઈએ કેમ કે, અભિનવભારતીમાં એકાધિક સ્થળે કોહલના મતનો હવાલો તેઓ આપે છે.

**હેમચન્દ્ર (સૂત્ર ૮/૪માં) ગેય પ્રભેદ નીચે ડોમ્બિકા, ભાણ, પ્રસ્થાન, શિંગક, ભાણિકા, પ્રેરણ, રામાક્રીડ, હલ્લીસક, રાસક, ગોષ્ઠી, શ્રીગદિત, તથા રાગ-કાવ્ય એમ બાર પ્રકારોનો ઉલ્લેખ કરે છે અને આચાર્યશ્રી વૃત્તિમાં નોંધે છે કે, 'પદાર્થાભિનયના સ્વભાવવાળાં 'ડોમ્બિકા' વગેરે રૂપકો ચિરંતનોએ કહ્યાં છે (પૃ. ૪૪૫, ત્યાં જ). 'ઉપરૂપક' એવો શબ્દપ્રયોગ આચાર્યશ્રી કરતા નથી. 'ચિરંતનો' એ કોણ એ પણ તેઓ જણાવતા નથી, પણ ઉપરનો અભિનવભારતીનો સંદર્ભ ધ્યાનમાં રાખીએ તો અહીં 'કોહલ' અને તેવા બીજા પ્રાચીન નાટ્યશાસ્ત્રીઓ અભિપ્રેત હોઈ શકે. આપણે આ ગેય રૂપકો – ઉપરૂપકો – ના સ્વભાવનો આચાર્યશ્રી પ્રમાણે પરિચય કેળવીએ તે પહેલાં આ નાટ્યપ્રકાર અંગેનો થોડો પૂર્વ-ઈતિહાસ જાણી લઈશું. ડૉ. રાઘવને પોતાના ગ્રંથ શૃંગારપ્રકાશમાં 'Bhoja and Nāt yaśāstra" એ પ્રકરણ(નં xx, પૃ ૫૦૩, આ. ૬૩)માં આ મુદ્દાની ચર્ચા કરી છે, પણ આશ્ચર્ય એ વાતનું છે કે, ડૉ. રાઘવને હેમચન્દ્રના અનુગામી રામચન્દ્ર / ગુણચન્દ્રના 'નાટ્યદર્પણ'નો વિચાર કર્યો છે, પણ કાવ્યાનુશાસન અથવા આચાર્ય હેમચન્દ્રનો ઉલ્લેખ આપ્યો નથી. ડૉ. દે તથા ડૉ. કાણેના પૂર્વગ્રહો પ્રસિદ્ધ છે. કદાચ એમનાથી પ્રભાવિત ડૉ. રાઘવને પણ હેમચન્દ્ર તરફ પૂર્વગ્રહગ્રસ્ત માનસ ધરાવ્યું હોય તે શક્ય છે. આપણે પૂર્વગ્રહમાત્રનો અનાદર કરીએ છીએ.**

ડૉ. રાઘવને જણાવ્યું છે કે, ઉપરૂપકોના (પૃ. ૫૪૫, એજન) સહુ પ્રથમ સગડ અભિનવભારતીમાં પ્રાપ્ત થાય છે. પણ એમણે એ નથી જણાવ્યું કે, અભિનવગુપ્તે પણ ઉપરૂપકોની કોઈ વિગતે માંડીને સ્વતંત્ર ચર્ચા કરી નથી પણ કોહલના મતના નિર્દેશ દરમ્યાન જ આ વાત કરી છે. આથી ઉપરૂપકોનો પ્રકાર કોહલાદિમાં જણાયો હશે પણ અભિનવગુપ્ત પણ તેને બહુ વજન આપતા નથી એટલે રૂપકના – ભજવવાની કળા / અભિનયકળાના – પ્રકાર તરીકે તે બદ્ધમૂલ થયાં જણાતાં નથી. એનું સ્પષ્ટ કારણ તો એ હોઈ શકે કે, આચાર્ય હેમચન્દ્ર જણાવે છે તેમ, – જો કે આચાર્યે પોતે પણ નાટિકા અને સટ્ટકને મૂળ રૂપક પ્રકારોમાં ગોઠવી દીધાં છે - રૂપકોમાં 'વાક્યાર્થાભિનય' અને ઉપરૂપકોમાં 'પદાર્થાભિનયનું' પ્રાધાન્ય લક્ષણરૂપે વ્યાવર્તક છે. ઉપર આપણે નોંધ લીધી હતી તે પ્રમાણે વાક્યાર્થ / પદાર્થ (અભિનય) દ્વારા અહીં (અભિનયના) પ્રાધાન્યાપ્રાધાન્ય જ અભિપ્રેત છે. આ વિગત હેમચન્દ્ર વિવેકમાં જે ચર્ચા કરે છે તેમાંથી પણ ફલિત થાય છે અને ડૉ. રાઘવને પણ જે પ્રાસ્તાવિક વાત પોતાની સૂઝથી કરી છે તેમાંથી પણ નિષ્પન્ન થાય છે. ઉપરૂપકોમાં શુદ્ધ અભિનયને મુકાબલે નૃત્ય અને ગીત–dance and music—નું વિશેષ પ્રાધાન્ય છે જેથી પરિશુદ્ધ ચતુર્વિધ અભિનયને ઓછો અવકાશ રહે છે; જો કે તે, આંશિક રીતે તો ચાલુ જ રહે છે, જેથી તેમને માટે પણ 'રૂપક' સંજ્ઞા પ્રવર્તિત કરાઈ છે.

**સહુ પ્રથમ આ (ઉપ) રૂપકપ્રકારોનો નિર્દેશ અભિનવભારતીમાં (નાટ્યશાસ્ત્ર વૉ. II, G.O.S. પૃ. ૪૦૭, આવૃત્તિ,' ૩૪) (ડૅા. રાઘવને મદ્રાસ પાણ્ડુલિપિના સંદર્ભ આપ્યા છે જે**

નિરુપયોગી છે, વળી તેમણે આપેલું ઉદ્ધરણ અધૂરું છે) — નીચે પ્રમાણે કોહલના મતનો સંદર્ભ આપીને કરાયો છે :- ''उक्तव्याख्याने तु कोहलादिलक्षिततोटक - सट्टक - रासकादिसंग्रहः फलं, नाटिकाया उदाहरणत्वादिति'' વળી, અભિનવગુપ્ત (ડૉ. રાઘવન્ પ્રમાણે નાટ્યશાસ્ત્ર વૉ. ૧, G.O.S. પૃ. ૧૮૪/૧૮૫) વાસ્તવમાં આ પહેલી આવૃત્તિ છે. બીજી આવૃત્તિમાં ('૫૬) પૃ. ૧૮૨, ૫૨ આ સંદર્ભ છે)— કોહલનો (રાગ) કાવ્ય નામના ઉપરૂપક પ્રકાર માટેનો શ્લોક પણ ટાંકે છે. વાસ્તવમાં ડૉ. રાઘવને અભિનવભારતી ઝીણવટથી જોઈ જણાતી નથી, કેમ કે, આ જે સંદર્ભ ડૉ. રાઘવન ટાંકે છે તેમાં આચાર્ય હેમચન્દ્ર જેમનો 'ચિરંતનો' નામે ઉલ્લેખ કરે છે તે આચાર્યોનો મત ટાંકવામાં આવ્યો છે. અભિનવભારતીનો એ લગભગ આખોય ફકરો આચાર્ય હેમચન્દ્ર પોતાની 'વિવેક' ટીકામાં (પૃ. ૪૪૫-૪૪૮ એજન) વણી લે છે જેનો વિસ્તૃત પરિચય આપણે આગળ કેળવીશું. તે વખતે અભિનવભારતીમાંની ચર્ચાનો પણ વિગતે ખ્યાલ આવી જશે. હાલ એટલું નોંધવું પર્યાપ્ત છે કે, અભિનવગુપ્ત ચિરન્તનો પ્રમાણે (પૃ. ૧૮૧, એજન) ડોમ્બિકા, ભાણ, પ્રસ્થાન, ષિડ્ગક, ભાણિકા, રામાક્રીડ, હલ્લીસક, અને રાસક — એમ આઠ પ્રકારોનો નિર્દેશ અને તદ્વિષયક ચર્ચા આપે છે. નાટ્યશાસ્ત્ર ચતુર્થ અધ્યાય — તાણ્ડવવિધાન — ઉપરની અભિનવભારતીમાં આ વાંચવા મળે છે. આની ચર્ચા પણ આપણે હેમચન્દ્રના મતની ચર્ચા દરમ્યાન વણી લઈશું.

ભામહ (કાવ્યલંકાર ૧/ ૨૪) સાહિત્ય પ્રકારોની ચર્ચામાં 'દ્વિપદી' 'શમ્યા' 'રાસક', અને 'સ્કંધક'નો નિર્દેશ કરે છે, જ્યારે દંડી (કાવ્યદર્શ ૧/૩૯) લાસ્ય, છલિત અને શમ્યાનો નિર્દેશ આપે છે. વાત્સ્યાયન પોતાના કામસૂત્રમાં હલ્લીસક, નાટ્યરાસક તથા પ્રેક્ષણકનો તથા તંત્રવાર્તિકમાં કુમારિલ દ્વિપદી અને રાસકનો નિર્દેશ કરે છે. દશરૂપક—અવલોક (૧/૮)માં ઉદ્ધૃત એક શ્લોકમાં ડોમ્બી, શ્રીગદિત, ભાણ, ભાણી, પ્રસ્થાન, રાસક અને કાવ્ય એમ સાત 'નૃત્ય'ના પ્રકારો કહ્યા છે અને તે બધાનો રૂપક 'ભાણ'ની માફક એક જ કલાકારે एकहार्य =એક દિવસીય — પ્રયોગ કરવાનું સૂચવાયું છે. ભોજે ઉપરૂપકોના પણ બાર પ્રકારો ગણાવ્યા છે, જેમ કે, શ્રીગદિત, દુર્મલ્લિકા, પ્રસ્થાન, કાવ્ય (=ચિત્રકાવ્ય), ભાણ (શુદ્ધ, ચિત્ર, સંકીર્ણ એમ ત્રિવિધ), ભાણિકા, ગોષ્ઠી, હલ્લીસક, નર્તનક, પ્રેક્ષણક, રાસક અને નાટ્યરાસક.

કોહલથી ભોજ સુધીમાં આ રીતે ઉપરૂપકના પ્રકારોની જડ નંખાઈ ગઈ હતી અને મિશ્ર કલાપ્રકાર તરીકે — અને કદાચ લોક-કલાના પ્રકાર તરીકે પણ — તેમનો સ્વીકાર થઈ ગયો હતો. આથી જ આચાર્ય હેમચન્દ્ર પણ કાવ્યાનુશાસનમાં પ્રેક્ષ્ય કાવ્યના 'ગેય' પ્રકારવિશેષ રૂપે તેમની ચર્ચા કરે છે. મૂળ કાવ્યાનુશાસન અને વૃત્તિ અલંકારચૂડામણિમાં તો આ પ્રકારોના નામનિર્દેશ અને લક્ષણો જ અપાયાં છે, પણ વિવેકમાં અભિનવભારતીને આધારે વિશેષ ચર્ચા વણી લેવાઈ છે, તેનો વિસ્તાર આ પ્રમાણે જોવા મળે છે, જેમ કે (પૃ. ૪૪૫ એજન)

"પદાર્થ - અભિનયના સ્વભાવવાળાં ડોમ્બિકા વગેરે ગેય રૂપકો ચિરંતનોએ કહ્યાં છે, તે જેમ કે,

—પ્રચ્છન્ન અનુરાગ જેમાં છે તેવી ઉક્તિઓ વડે જ્યાં રાજાનું મન આવર્જિત કરાય તે છે, મસૃણા - 'ડોમ્બિકા'.

'જે દ્વારા નર્તકી નૃસિંહ, સૂકર, વગેરે(અવતારો ?)નું વર્ણન પાઠવે તે, ઉદ્ધત અંગ વડે પ્રદર્શિત 'ભાણ' છે;

ગજ વગેરેની ગતિ જેવી નાયિકાની ગતિનું જ્યાં વર્ણન હોય, તે અલ્પરૂપે ઉદ્ધત અને વિશેષરૂપે મસૃણ (કોમળ) જણાય તે 'પ્રસ્થાન' કહેવાય છે.

જ્યાં સખીની પાસે પતિનું ઉદ્ધત વર્તન કહેવામાં આવે, તથા મસૃણ (એવું) ધૂર્તચરિત (પણ કહેવાય) તે 'શિડ્ગક' છે. (મૂળ અ.ભા.માં 'ષિડ્ગક' શબ્દ છે.)

'જ્યાં સૂકર (=વરાહ, ભૂંડ) અને સિંહનાં બચ્ચાંની ક્રીડા કે પરસ્પર કુસ્તી ધવલાદિ વડે કરાય (?= આ અંશ અસ્પષ્ટ છે, મૂળ અ.ભા.માં 'ધ્વજાદિના અર્થાત્ ધજા, વગેરે સાથે / અથવા એવી કોઈ મુદ્રા સાથે —' એવો શબ્દ પ્રયોગ છે) તે 'ભાણિકા' છે.

'પ્રેરણ' તે હાસ્યપ્રધાન છે તથા પ્રહેલિકા(= ઉખાણાં)થી યુક્ત છે, તથા 'રામાક્રીડ' તે ઋતુવર્ણનથી યુક્ત છે.

'જ્યાં વર્તુળ બનાવીને (સ્ત્રીઓ) નાચે તે 'હલ્લીસક' છે.

જેમાં જેમ ગોપસ્ત્રીઓના એકલા હરિ, તેમ એક જ નેતા હોય તથા અનેક નર્તકીઓ વડે યોજાતું ચિત્ર, તાલ અને લયવાળું મસૃણ તથા ઉદ્ધત (એમ બન્ને પ્રકારનું) ૬૪ યુગલોવાળું, તે 'રાસક' છે. (આજનો 'રાસ' પ્રકાર અભિપ્રેત હોઈ શકે.)

આટલાં ઉપરૂપકો હેમચન્દ્ર, અભિનવભારતી(=અ.ભા.)માંથી ટાંકે છે. અ.ભા. આગળ નોંધે છે કે, આ બધા પ્રબંધો 'નૃત્તાત્મક' છે, પણ નાટ્યાત્મક નથી, જ્યારે રાઘવવિજય અને મારીચવધ વગેરે રચનાઓ નથી નૃત્તાત્મક કે નથી નાટ્યાત્મક.

આ પછી હેમચન્દ્ર **'ગોષ્ઠી'** વિશે જણાવે છે કે તે 'ગોષ્ઠ' (કહેતાં 'ગમાણ'માં) વિહાર કરતા કરતા શ્રીહરિની ચેષ્ટા નિરૂપે છે જેમાં, અસુર વગેરેનો ધ્વંસ થાય છે; તેને 'ગોષ્ઠી' કહે છે.

'જેમાં કુલસ્ત્રી પતિના ગુણ સખી પાસે ગાય અને ઠપકો પણ ઉચ્ચારે તે ગીતમાં (રજૂ થતું) 'શ્રીગદિત' છે.

જ્યાં ભિન્ન ભિન્ન લયોનો પ્રયોગ થાય છે તથા રાગ અને રાગિણીની વિવેચના (અથવા विचित्रितम् = શોભા), તથા સુંદરતાથી કથાનો નિર્વાહ થાય છે તે – અનેક રસવાળો (ગીત) 'કાવ્ય' (નામે ઉપરૂપકપ્રકાર) છે.

હેમચન્દ્ર આ (ગીત) કાવ્યના પ્રકારની માહિતી અભિનવભારતીમાં નિરૂપેલ કોહલના મત પ્રમાણે આપે છે. 'રાઘવવિજય', અને 'મારીચવધ'ને આ (ગીત) કાવ્ય પ્રકારના પ્રબંધો કહ્યા છે.

હેમચન્દ્ર નોંધે છે કે, સૂત્રમાં (કાવ્યાનુશાસન ૮/૪) 'આદિ', શબ્દના ગ્રહણથી 'શમ્પા', 'છલિત', અને 'દ્વિપદી' વગેરેનું ગ્રહણ અભિપ્રેત છે. **એનો વિસ્તાર 'બ્રહ્મ ભરત', 'કોહલ', વગેરે રચિત શાસ્ત્રોમાંથી જાણવો; આ નોંધ અલંકારચૂડામણિમાં વાંચવા મળે છે.**

વિવેકમાં (પૃ. ૪૪૫ ,૬,૭ એજન) હેમચન્દ્ર વિસ્તૃત નોંધ આપે છે. તેઓ જણાવે છે કે, ગેયકાવ્યનો ત્રિવિધ પ્રયોગ હોય છે જેમ કે, મસૃણ, ઉદ્ધત અને મિશ્ર, (આ સઘળી ચર્ચા અ. ભા. પ્રમાણે જ છે). જેમ કે, ડોમ્બિકાઓ, કે જેમની રચના પ્રધાનરૂપે રાજાની ખુશામતને આધારે કરવામાં આવી છે, તેમાં તેમનું શુદ્ધ સુકુમાર રૂપ જ છે – (અર્થાત્ તે 'મસૃણ' પ્રકાર થયો).

ભાણોમાં નૃસિંહાદિ(નરસિંહ અવતાર)ના ચરિતના વર્ણનમાં ઉદ્ધત રૂપ છે.

ક્યારેક મસૃણમાં પણ ઉદ્ધત પ્રવેશે છે તે આચાર્યશ્રીને મતે ઉચિત જ છે. તેમાં પણ (બન્નેના) વત્તા-ઓછા-પણાને કારણે ભેદ પ્રાપ્ત થાય છે. (જેમ કે, મસૃણમાં ઉદ્ધત ઓછું હોય અને ઉદ્ધતમાં મસૃણની માત્રા ઓછી હોય).

પહેલો ભેદ તે 'પ્રસ્થાન' અને બીજો તે 'ષિડ્ગક' (હેમચન્દ્ર પ્રમાણે 'શિડ્ગટક' નામ છે) પણ ઉદ્ધતમાં મસૃણના પ્રવેશથી 'ભાણિકા' પ્રાપ્ત થાય છે. એ સિવાયના પ્રેરણ, રામાક્રીડ, રાસક, હલ્લીસક વગેરેને પણ મસૃણ અને ઉદ્ધતના અલ્પત્વ/બહુત્વને કારણે થતા વૈચિત્ર્ય(શોભા)ના સંદર્ભમાં વિભિન્ન રૂપોવાળા, આમાં જ સમાઈ જતા જાણવા.

હેમચન્દ્ર અભિનવભારતીને અનુસરીને ચર્ચા આગળ ચલાવે છે. એક પૂર્વપક્ષ અપાયો છે તે આ રીતે – (પ્રશ્ન) ડોમ્બિકા, શિંગટક વગેરેમાં વાક્યો એકબીજા વિશે અનુચિત હોય છે (=એકબીજા સાથે બંધબેસતા હોતા નથી) તો આવો અનન્વય હોય ત્યારે રંજકતા કેવી રીતે સિદ્ધ થાય ? આનો જવાબ એ છે કે, એવું નથી. જેમ દેવતાની સ્તુતિ સ્ત્રી કે પુરુષ રૂપે થાય અને

શૃંગારનું સર્વત્ર અનુસરણ થાય તેમ અહીં પણ સમજવું. જેમ કે, કહ્યું છે કે, देवस्तुत्याश्रयकृतं० વગેર આથી 'ચૂડામણિ' ડોમ્બિકામાં પ્રતિજ્ઞાવચન જોવા મળે છે કે, 'હે ડોમ્બિ ! તું જણાય છે..' વગેરે

'રાઘવવિજય' વગેરે રાગકાવ્યોમાં ચતુર્વર્ગનો ઉપદેશ જણાય છે. ડોમ્બિકામાં કામ-પુરુષાર્થના છૂપા અનુરાગરૂપી પરમ રહસ્યનો ઉપદેશ જણાય છે,જેમ કે, 'यद्वामाभिनिवेशित्वम्' (વગેરે દ્વારા મન્મથ જ સારરૂપ હોવાનું કહેવાય છે.) (નર) સિંહ, સૂકર, વગેરેના વર્ણન દ્વારા પણ ભાણક, પ્રેરણ, ભાણિકા, વગેરેમાં અપ્રસ્તુતપ્રશંસા, નિદર્શના વગેરે દ્વારા પુરુષાર્થોના ઉપદેશ જ કરાય છે.

અભિનવભારતીમાં નોંધ છે કે, ઉત્સવ – જેમ કે વિવાહ વગેરે – પ્રસંગે નાચવું, ગાવું તે સ્વાભાવિક વૃત્તિ છે. અભિનય સિવાય કેવળ નૃત્ય, ગીતનો આવિર્ભાવ એ જ આ ઉપરૂપકોનું મૂળ છે. હેમચન્દ્ર પણ એ જ જણાવે છે કે, આ વિવિધ ઉપરૂપકો દ્વારા પુરુષાર્થોનો ઉપદેશ જ આડકતરી રીતે સિદ્ધ થાય છે. હેમચન્દ્ર ચર્ચા આગળ ચલાવે છે – (પ્રશ્ન) પાઠ્ય(રૂપક) અને ગેય(ઉપરૂપકો) વચ્ચે શો તફાવત છે ? તો કહે છે, પાઠ્યમાં અંગ અને ગીત બન્ને નિશ્ચિત હોતાં નથી. અંગો હલાવીને નાચવું અને ગાવું અનિવાર્ય નથી. કર-કરણ, ચારી, મંડલ વગેરેમાં અંગોનું હલનચલન ઉપયોગી હોય છે. પણ તે પોતાના સ્વરૂપથી અને લય વગેરેની વ્યવસ્થાના સંદર્ભમાં અનિયત રૂપનું છે. જે તે રસના સંદર્ભમાં પ્રયોજાવાથી તેનો વિપર્યાસ જોવા મળે છે. જ્યારે ગેય (ઉપરૂપક પ્રકાર)માં અંગ (વિક્ષેપ) અને ગીત બન્ને સ્વપ્રતિષ્ઠિત છે. જેમ કે, જેનું જેવું લય, યતિ વગેરેનું રૂપ હોય તે, જેમ મંત્રના અક્ષરોમાં ફેર ન પડે તેમ બદલાતું નથી. ક્યારેક, જેમ કે, 'પ્રસ્થાન' વગેરે પ્રકારમાં અંગનું પ્રાધાન્ય હોય, તો ક્યારેક 'ભાણક' વગેરેમાં વાદનું પ્રાધાન્ય હોય એવું બની શકે. 'શિંગટક' વગેરેમાં ગવાતા રૂપકના કથનનું પ્રાધાન્ય હોય છે. આથી લોકભાષામાં તેને 'વલ્લિમાર્ગ' કહે છે. રાગકાવ્યોમાં તો ગીતથી જ નિર્વાહ થાય છે. જેમ કે, 'રાઘવવિજય'માં સુંદર વર્ણનીય વિગત સાથે પણ ઢક્કારાગથી નિર્વાહ અભિપ્રેત છે અને 'મારીચવધ'માં કકુભ-ગ્રામ-રાગ અભિપ્રેત છે.

પાઠ્યમાં તો સાક્ષાત્કાર જેવો અનુભવ કરાવવા માટે ઉપયોગી એવા પાત્રને વિશે ભાષા વગેરેનો નિયમ અને છંદ, અલંકાર વગેરેનું કથન પણ થાય છે. જે ગવાય છે તેમાં અભિનય તો હોતો નથી કેમ કે, તો અસંગતિ આવી પડે. પણ જે જે લય, તાલ વગેરેથી જે જે અર્થ સૂચવવાનો હોય, તેને યોગ્ય અભિનય – સાત્ત્વિક વગેરે પ્રકારનો - પ્રધાન રસને અનુરૂપ જણાય તે થોડો ભેગો ભળી પણ જાય છે અને ઉચિત અર્થની પૂર્તિ ધ્રુવાગીતથી કરાય છે. જેમ રસોઇયાઓ વાનગીમાં ઉચિત સામગ્રી ઉમેરે છે તેમ ગેયમાં આવી થોડી સામગ્રી ભેળવાય છે. નટ જેમ અલૌકિક (સમાધિ) રૂપનો પ્રાદુર્ભાવ કરે છે, તેવું ડોમ્બિકા વગેરે(ઉપરૂપક)માં અભિપ્રેત નથી. જેમ કે,

ડોમ્બિકામાં વર્ણોની છટા, વર્ણોના પ્રયોગમાં અભિનયનો અંશ પણ નથી હોતો. કેમ કે, તે કેવળ નૃત્ત-સ્વભાવનું છે. હવે નાચવા આવેલી નર્તકી ડોમ્બિકામાં આ કે તે વસ્તુવાળું લૌકિક વચન બોલે છે. આ પોતાનું વાક્ય ગાયન વગેરે રૂપે સંક્રમિત થાય તેમાં સાક્ષાત્કાર જેવો અર્થ ક્યાંથી સરે ? જ્યારે પાઠ્ય (રૂપક પ્રકારો) માટે તો સાક્ષાત્કારરૂપ અનુભવ થાય છે તે મુખ્ય વાત છે. તો જેમ લોકમાં કોઈ વ્યક્તિ કોઈ બીજાને અન્યાપદેશ દ્વારા વસ્તુનું ઉદ્‌બોધન કરાવવા દ્વારા અથવા છંદના અનુપ્રવેશથી બીજાના મનને આવરી લે, ક્યારેક જોડે નાચતાં, કે ગાતાં; તે રીતે જ ડોમ્બિકા વગેરે કાવ્યપ્રકારોમાં જાણવું.

हेट्ठे वि डोम्बी. વગેરે ઉપરિકથિત ઉદાહરણમાં પણ વચનો દ્વારા એ ડોમ્બિકાપ્રયોગમાં રાજાના પરિતોષ માટેના અર્થનું કથન થાય તેવા વચનમાં રહેલા ગીત વડે કે વાદ્ય કે નૃત્ય વડે રાજાને ખુશ કરવા પ્રયત્ન હોય છે. તેમાં વચ્ચે ચૌર્યકામુકની ક્રીડા વગેરે ગોઠવીને રાજપુત્ર વગેરેના હૃદયમાં પ્રવેશે તેવું રજૂ કરે છે. તેવી ડોમ્બિકામાં નર્તકી ધનપ્રાપ્તિનો ઉપાય બનતી, તે જ રાજપુત્રને પારકો હોય તેમ સંબોધીને, બીજી ચેષ્ટા સૂચવીને ડોમ્બિકાના પ્રયોગનો ઉપસંહાર કરે છે, જેમ કે, 'ગુણમાલામાં' '(जामि तारा० व. यामि तावद् राजन् ! प्रसङ्‌गे अनुज्ञास्यसि ।)માં નર્તન કરતી ડોમ્બિકા (ની નર્તકી) અનેક રીતે ઉપરંજક ગીતો વગેરેથી વીંટળાઈને – 'તારા તરફ હું આમ કહું છું.' – એમ તેમાં રહેલા ગીત દ્વારા પોતાની વાત સંક્રમિત કરીને **લૌકિક રૂપથી તે ગવાતા રૂપકમાં લય અને તાલના સામ્ય સાથે નૃત્ય કરે છે**. તેમાં ગવાતાં પદોના અર્થ, રાજાના હૃદયમાં પ્રવેશે છે તે દર્શાવવા લૌકિક વ્યવહારમાં જોવા મળે છે તેમ ભમ્મર ઉછાળવી, રોમાંચ, આંખનો વિકાર, (= આંખ મારવી) વગેરે અંગવિકારો પણ નર્તકી કરે છે. આમ, ગીત વડે મુખ્યત્વે અનુરંજન કરીને અને તેને ઉપયોગી અંગનો વિકાર દર્શાવીને, નૃત્ત વડે ચિત્તગ્રહણ કરતી, પ્રધાનભાવવાળા ગીતને ગૌણ બનાવતી, જે તે ભાવને ઉચિત અંગવિક્ષેપ કરે છે.

આ પછી જે રીતે, તે ગીત, નૃત્ત વગેરે રજૂ કરે તેમ નર્તકી પ્રયોગ કરે છે. ડોમ્બિકા પ્રકારને સાક્ષાત્કારની કક્ષાનો હોય તેમ તે દર્શાવતી નથી કેમ કે, તેમાં સાક્ષાત્કાર માટેના આહાર્ય અભિનય વગેરે વડે પોતાના (કલાકાર વ્યક્તિના પોતાના) રૂપ વગેરેનું પ્રચ્છાદન થતું નથી. આમ ડોમ્બિકાને નર્તકી કલાકાર સાક્ષાત્કારરૂપે દર્શાવતી નથી પણ તેવું જ સાભિનય નૃત્ત રજૂ કરે છે, જેનાથી કોઈ અલૌકિક રૂપાંતરનો પ્રાદુર્ભાવ થતો નથી. વળી, ગેયમાં વ્યુત્પત્તિનું અનુસંધાન હોતું પણ નથી, જ્યારે પાઠ્યમાં તે પણ પ્રધાન હોય છે, આવું ભરતમુનિ વગેરેનું પાઠ્ય વિશે મૂલથી અભિપ્રેત છે. હેમચન્દ્ર અહીં ચર્ચા પૂરી કરે છે.

હેમચન્દ્ર પાઠ્ય રૂપકો અને ગેય ઉપરૂપકોમાં કલાની દૃષ્ટિએ જે પૃથક્ અસર છે તેનું અહીં વિવરણ કરે છે. નાટક વગેરે સાક્ષાત્કાર રૂપ છે, જ્યારે ડોમ્બિકા વગેરેમાં તે ક્ષમતા નથી પણ

નાચ, તથા ગાનનાં તત્ત્વોથી મનોરંજન, આત્મનિવેદન આંશિક ભાવ-વ્યંજના વગેરે સિદ્ધ થાય છે તેવું આચાર્યશ્રી સૂચવે છે. આટલી શાસ્ત્રીય ચર્ચા અભિનવગુપ્તમાંથી પ્રેરણા લઈને વધારે સ્પષ્ટ રીતે આચાર્યશ્રી કરે છે, જે ભોજ વગેરેમાં ઉપલબ્ધ નથી જો કે, દશરૂપક / અવલોકમાં નૃત્ત, નૃત્ય અને નાટ્ય ભિન્ન કલાસ્વરૂપો છે તેનું સૂચન મળે જ છે. નૃત્ત એ કેવળ તાલ અને લય પર આધારિત કલા છે, જે આધુનિક 'બ્રેક', કે 'ટ્વિસ્ટ' પ્રકારના ડાન્સ જોડે મૂકી શકાય. 'નૃત્ય' એ ભરતનાટ્યમ્ વગેરે પ્રકારના શાસ્ત્રીય કલાપ્રયોગો છે જેમાં 'ભાવ'નું પ્રાધાન્ય છે, જ્યારે નાટ્ય તે અભિનયાત્મક 'રસ' પ્રધાન કલાપ્રકાર છે. હેમચન્દ્ર 'સટ્ટકાદિ'ને રૂપકોમાં ગણાવે છે તે બતાવે છે કે, કોહલ વગેરેએ જેને ઉપરૂપકો તરીકે વિચાર્યા હતાં તેમાંના કેટલાક પ્રયોગોમાં નાટ્યક્ષમતા પણ હશે જ. આમ, રૂપક / ઉપરૂપકના સીમાડાની ભેળસેળ પહેલેથી જ જોવા મળે છે જો કે, બન્નેના સ્વભાવગત ભેદને હેમચન્દ્ર વધારે ચોકસાઈથી મૂકી આપે છે. તેમના પછી રામચન્દ્ર -ગુણચન્દ્રે પણ ઉપરૂપક-વિચાર કર્યો છે.

**ઉપરૂપક પ્રકારો કદાચ લોકકલાનાં સ્વરૂપો રૂપે પણ પ્રચલિત થયાં હોય અને તેમના પ્રકારભેદ અને સંખ્યાભેદનો ક્રમશઃ વિકાસ થતો રહ્યો હોય એવું અનુમાન તો જરૂર તારવી શકાય.**

ભોજે પણ કોહલાદિમાંથી પ્રેરણા મેળવી હશે. તેમને મતે ઉપરૂપકો ૧૨ છે જેમ કે, શ્રીગદિત, દુર્મિલિકા(તા), પ્રસ્થાન, કાવ્ય (ચિત્રકાવ્ય), ભાણ, (શુદ્ધ, ચિત્ર અને સંકીર્ણ, એમ ત્રિવિધ), ભાણિકા, ગોષ્ઠી, હલ્લીસક, નર્તનક, પ્રેક્ષણક, રાસક અને નાટ્યરાસક (જેને 'ચર્ચરી' પણ કહે છે).

નામભેદે પૃથગ્ ભેદ ગણીએ — જો કે એક નામમાં પણ લક્ષણભેદ નકારી શકાય તેમ નથી - તો હેમચન્દ્રમાં ડોમ્બિકા, શિઙ્ગક, પ્રેરણ, રામાક્રીડ (રાગ) કાવ્ય - આટલાં વધારાનાં નામો છે. જ્યારે ભોજનાં દુર્મલિકા(તા) (ચિત્ર), કાવ્ય, નર્તનક પ્રેક્ષણક, નાટ્યરાસક (=ચર્ચરી) આચાર્યશ્રીમાં જણાતાં નથી.

દુર્મિલિકા(તા) એ અશ્લીલ પ્રયોગ જણાય છે. આનો અભિનવગુપ્તમાં નિર્દેશ નથી. રામચન્દ્ર / ગુણચન્દ્ર આને 'દુર્મિલિતા' કહે છે. શારદાતનય 'દુર્મલ્લિકા' નામ વાંચે છે.

'પ્રસ્થાન' અભિનવગુપ્તમાં જણાય છે અને તેથી હેમચન્દ્રમાં પણ છે. 'પ્રસ્થાન'નું નામ સાર્થક એટલા માટે છે કેમ કે, તેમાં પ્રેમી પ્રવાસ માટે પ્રસ્થાન કરે છે. રામચન્દ્ર શૃંગારપ્રકાશમાંથી લક્ષણ લે છે. શારદાતનય પ્રમાણે 'પ્રસ્થાન'ની વિભાવના અભિનવગુપ્ત અથવા ભોજથી ભિન્ન છે. તેમની આધારસામગ્રીનો ખ્યાલ આવતો નથી.

ભોજનું ચિત્ર-કાવ્યનું લક્ષણ અસ્પષ્ટ સંગીતવિષયક સંદર્ભોવાળું છે. તેમાં રાગ, સંગીત-

રચના અને તાલ અંગે સૂચનો છે જે અસ્પષ્ટ અર્થવાળાં છે. 'કાવ્ય'ના રૂપક પ્રકારમાં એક જ રાગનો પ્રયોગ છે, જ્યારે ચિત્ર-કાવ્યમાં અનેક — 'વિવિધ રાગમ્' — રાગો પ્રયોજાય છે.

ભાણનું ભોજનું નિરૂપણ ખૂબ વિસ્તૃત છે. શારદાતનય તે ઉદ્ધૃત કરે છે અને ફરી અનુષ્ટુભ શ્લોકોમાં નિરૂપે છે. શારદાતનય પ્રમાણે ભાણની માફક ભાણિકામાં લાસ્યાંગો પ્રયોજાય છે. અભિનવભારતીમાં જણાતું 'નર્તનક' નાટ્યદર્પણમાં પણ વંચાય છે. ભોજ જણાવે છે શમ્પા, લાસ્ય, છલિક, અને દ્વિપદી - એવા ચાર પ્રકારો, નર્તનકના પ્રાપ્ત થાય છે. ભોજ શબ્દાલંકારોના વર્ગમાં તાંડવ, લાસ્ય, છલિક, સમ્પા (શમ્પા) હલ્લીસક અને રાસને છ પ્રકારના 'પ્રેક્ષ્ય' તરીકે ઉલ્લેખે છે.

'પ્રેક્ષણક' પણ અભિનવભારતી તથા હેમચન્દ્રમાં નથી પણ ભોજમાં છે. 'કામદહન' આદિ કથાઓ વગેરેની આમાં શેરીઓ કે મંદિરોમાં રજૂઆત થાય છે. શારદાતનયમાં થોડો ગોટાળો છે. તેઓ ભોજના 'નર્તનક' ને 'પ્રેક્ષણક' તરીકે આપે છે અને બન્ને વિશેના શ્લોકો એક - 'પ્રેક્ષણક'ના શીર્ષક નીચે ગોઠવી દે છે.

'નાટ્ય-રાસક' ભોજ, શારદાતનય અને રામચન્દ્ર / ગુણચન્દ્ર ચર્ચે છે. ભોજમાં લાંબું બાર શ્લોકોમાં નાટ્ય-રાસકનું નિરૂપણ છે. તે નર્તકીઓ વડે રજૂ થતો નૃત્ય-પ્રયોગ છે. જે વસન્ત ઋતુમાં પ્રયોજાય છે. તેને 'ચર્ચરી' પણ કહે છે.

ડૉ. રાઘવને આ બધાં જ ઉપરૂપક પ્રકારોનું ખૂબ વિસ્તારથી, તુલનાત્મક અધ્યયન કર્યું છે, જે તેમના 'શૃંગારપ્રકાશ'નામે ગ્રંથમાં વાંચવા મળે છે. તેમણે આચાર્યશ્રીનો ઉલ્લેખ કેમ નથી કર્યો તે સમજાતું નથી. આપણે આચાર્યશ્રી / અને અભિનવગુપ્તને કેન્દ્રમાં રાખી ચર્ચા કરી છે, ફક્ત ભોજ વગેરેમાં પ્રાપ્ત થતા ભિન્ન રૂપક પ્રકારોનો નિર્દેશ અહીં પર્યાપ્ત છે.

**શ્રવ્યકાવ્ય** : સૂત્ર ૨૦૦(-સૂત્ર ૮/૫)માં 'શ્રવ્યકાવ્ય'નું હેમચન્દ્ર નિરૂપણ કરે છે જેમાં મહાકાવ્ય, આખ્યાયિકા, કથા, ચમ્પૂ અને અનિબદ્ધ (=શ્લોક) રચનાનો ઉલ્લેખ છે.

સૂત્ર ૨૦૧(સૂત્ર ૮/૬)માં **મહાકાવ્યનું** લક્ષણ અપાયું છે. મહાકાવ્ય મુખ્યત્વે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, તથા ગ્રામ્ય ભાષામાં રચાય છે. તેમાં સંસ્કૃતમાં સર્ગબદ્ધ રચના છે. સર્ગના અંતે ભિન્ન વૃત્તનો પ્રયોગ થાય છે. તે સિવાયની ભાષાઓમાં અનુક્રમે (સર્ગને સ્થાને) આશ્વાસ, સંધિ, અવસ્કન્ધ, કબંધ વગેરે જોવા મળે છે.

આ કાવ્યપ્રકાર સંધિઓથી યુક્ત છે. હેમચન્દ્ર રૂપકો-નાટક વગેરેના સંદર્ભમાં વિચારાયેલ

મુખાદિ સંધિઓને મહાકાવ્યાદિના સંદર્ભમાં જ વિચારે છે. નાટ્યશાસ્ત્રીય ચર્ચામાં સંધિવિચારનું સ્વાભાવિક સ્થાન ભરતમાં જોવા મળે છે, જે ધનંજય, વિશ્વનાથ વગેરે સહુએ સ્વીકાર્યું છે. વળી, હેમચન્દ્ર એમ પણ જણાવે છે કે મહાકાવ્ય શબ્દાર્થ વૈચિત્ર્ય યુક્ત હોય છે. મુખ વગેરે ભરતોક્ત સંધિઓનાં લક્ષણ તેઓ નાટ્યશાસ્ત્રમાંથી ઉદ્ધૃત કરે છે. 'વિવેક'માં થોડી વિસ્તારથી આની ચર્ચા તેઓ આપે છે. જો કે સઘળાં સંધ્યઙ્ગોનો વિમર્શ તેમણે ટાળ્યો છે. **એ વાત નક્કી કે હેમચન્દ્રે સંધિવિચાર જો નાટકાદિના સંદર્ભમાં જ કરી નાખ્યો હોત તો તે વધુ યુક્તિયુક્ત જણાત.**

શબ્દવૈચિત્ર્ય નીચે હેમચન્દ્ર નીચેની વિગતો દર્શાવે છે, જેમ કે— અસંક્ષિપ્તગ્રંથત્વ, અવિષમબંધત્વ, અનતિવિસ્તીર્ણ- પરસ્પર સંબદ્ધસર્ગાદિવાળા હોવું, આશીર્નમસ્ક્રિયા-વસ્તુનિર્દેશ વગેરેથી આરંભ કરવો, વક્તવ્યાર્થપ્રતિજ્ઞાન, પ્રયોજન વગેરેનો ઉપન્યાસ, કવિપ્રશંસા, દુર્જન-સુજન-સ્વરૂપ નિરૂપણ, દુષ્કર એવા ચિત્ર(વગેરે અલંકારો)ની રચના, પોતાનો અભિપ્રાય (જેમ કે, માયુરાજનું ધૈર્ય, સર્વસેનનો ઉત્સાહ, પ્રવરસેનનો અનુરાગ વગેરે) સ્વ-નામનો નિર્દેશ (જેમ કે 'હરવિલાસ'માં રાજશેખરનો ઉલ્લેખ), ઈષ્ટના નામનો નિર્દેશ (જેમ કે કિરાતમાં 'લક્ષ્મી' પદ, શિશુપાલમાં 'શ્રી' પદ, વગેરે) મંગલાઙ્કતા (જેમ કે, કૃષ્ણચરિતમાં અભ્યુદય, ઉષાહરણમાં જય, પંચશિખ, શૂદ્રકકથામાં આનંદ વગેરે). — આ વિસ્તૃત નોંધ 'વિવેક'માં પ્રાપ્ત થાય છે.

'અર્થવૈચિત્ર્ય' જેમ કે મહાકાવ્યનું ચતુર્વર્ગના ઉપાયરૂપ હોવું, ચતુરોદાત્ત નાયકવાળું હોવું, તે રસ-ભાવથી (નિરંતર =) ભરેલું હોય, વિધિ-નિષેધનું વ્યુત્પાદક (= ખ્યાલ આપનાર) હોય, તેના સંવિધાનમાં એકસૂત્રતા હોવી, નગર, આશ્રમ, શૈલ, સૈન્ય, સૈન્યાવાસ, અર્ણવ વગેરેનાં વર્ણનોવાળું હોય, ઋતુ, રાત્રિ, દિવસ, સૂર્યાસ્ત, ચંદ્રોદય વગેરેનાં વર્ણનોવાળું હોય તે જરૂરી છે. — આ સઘળી વિગતો હેમચન્દ્ર 'અર્થવૈચિત્ર્ય'માં સમાવે છે. વળી મહાકાવ્યમાં નાયક, નાયિકા, કુમાર, વાહન વગેરેનાં વર્ણનો પણ આવે છે. મંત્ર (પાંચ અંગવાળો), દૂત (=ત્રિવિધ), શાસનહર (= આજ્ઞાપત્ર લઈ જનારો), ત્રિધા પ્રયાણ, ત્રિધા સંગ્રામ (જે સમ અને વિષમ એમ ફરી દ્વિધા છે) ત્રિધા અભ્યુદય વગેરેનાં વર્ણન પણ મહાકાવ્યનો વિષય બને છે. આચાર્યશ્રી આ બધા મુદ્દાઓ જે તે મહાકાવ્યમાં જોવા મળે છે તે વિગત 'વિવેક'માં વિસ્તારથી ચર્ચે છે. આ ઉપરાંત મહાકાવ્યમાં (દ્વિવિધ) હેમચન્દ્ર પ્રમાણે, વનવિહાર, (દ્વિપ્રકારની) જલક્રીડા, મધુપાન, માનાપગમ જે પ્રાયત્નિક અથવા નૈમિત્તિક છે, રતોત્સવ, વગેર પણ નિરૂપવાનાં છે.

'ઉભયવૈચિત્ર્ય' પણ મહાકાવ્યમાં જરૂરી છે. તેમાં રસાનુરૂપસંદર્ભ હોવો (જેમ કે રતિપ્રકર્ષમાં કોમલરચના, ઉત્સાહમાં પ્રૌઢ, ક્રોધમાં કઠોર, શોકમાં મૃદુ, વિસ્મયમાં સ્ફુટ, શબ્દસંદર્ભ યોજવો તે અર્થને અનુકૂળ છંદોરચના, સારા અલંકારવાળાં વાક્યોનો પ્રયોગ, સમસ્તલોકરંજકત્વ, બીજા દેશ, કાળ, પાત્ર, ચેષ્ટા, કથા વગેરેનું યોગ્ય નિરૂપણ અને માર્ગદ્વય (=પહેલાં નાયકના ગુણો

નિરૂપી તેનો શત્રુવિજય નિરૂપવો, અથવા શત્રુના પરાક્રમ વગેરે નિરૂપી એવા શત્રુ પર નાયકનો વિજય બતાવવો - આ બે માર્ગ)નું અનુસરણ, — આટલી વિગતો ઉભયવૈચિત્ર્યમાં સમાવેશ પામે છે. આ પછી આચાર્ય જુદી જુદી ભાષામાં રચાયેલાં મહાકાવ્યોને નામથી ઉલ્લેખે છે.

સૂત્ર ૨૦૨(સૂત્ર ૮/૭)માં **આખ્યાયિકા** અંગે હેમચન્દ્ર જણાવે છે કે, આખ્યાયિકામાં ધીરોદ્ધતાદિ નાયક પોતાનું પરાક્રમ પોતે વર્ણવે છે. ભાવિ વિગતને સૂચવતા વક્ત્ર અને અપરવક્ત્ર છંદની આર્યાઓ તેમાં જણાય છે. વળી પ્રકરણ સમાપ્તિને 'ઉચ્છ્વાસ' કહેવાય છે. તે સંસ્કૃતમાં રચાય છે, તથા ગદ્યમાં લખાય છે.

(સૂત્ર ૨૦૩) ધીર શાંતનાયકવાળી ગદ્ય કે પદ્યમાં બધી ભાષામાં રચાતી તે કથા છે (સૂત્ર ૮/૮) હેમચન્દ્ર જણાવે છે કે, અહીં આખ્યાયિકાની માફક સ્વચરિત્રનું નાયક વર્ણન કરતો નથી પણ ધીરશાંત પ્રકારના તેનું ચરિત કવિ નિરૂપે છે. ગદ્યસ્વરૂપમાં તે લખાય છે જેમ કે, કાદંબરી અને પદ્યમયી કથા, જેમ કે 'લીલાવતી' છે. તે સર્વભાષામાં રચાય છે જેમ કે ક્યારેક સંસ્કૃત કે પ્રાકૃત કે માગધી, શૂરસેની, પિશાચી, કે ક્યારેક અપભ્રંશમાં પણ નિરૂપાય છે.

પ્રબંધની વચ્ચે પારકાને બોધ આપવા, નળ વગેરેનાં ઉપાખ્યાનની માફક કોઈ ઉપાખ્યાનનો અભિનય કરતો કે પાઠ કરતો કોઈ ગ્રંથિક જેનું કથન કરે તે થયું **'ગોવિન્દ'** વગેરે જેવું **'આખ્યાન'**. પ્રાણીઓ કે પશુઓની ચેષ્ટાઓના નિરૂપણથી કાર્યાકાર્યનો નિશ્ચય જેમાં થાય તે પંચતંત્ર વગેરે જેવું તથા ધૂર્ત, વિટ, કુટ્ટનીમત, મયૂર માર્જારિકાદિ જેવું નિરૂપણ તે **'નિદર્શન'** થયું. મુખ્યપાત્રને અનુલક્ષીને બે જણનો વિવાદ જે અર્ધો પ્રાકૃતમાં નિરૂપાય તે 'ચેટક', વગેરે જેવો સાહિત્યપ્રકાર **'પ્રવહ્લિકા'** કહેવાય છે.

પ્રેતભાષા કે મહારાષ્ટ્રભાષાની રચના તે ક્ષુદ્રકથા - **'મન્થલ્લી - મન્થલ્લિકા - કહેવાય છે.** જેમ કે, ગોરોચના વગેરે આમાં પુરોહિત, અમાત્ય, તાપસ વગેરેની આરંભેલી વાતનો પૂરો નિર્વાહ ન થતાં તેમનો ઉપહાસ (=મશ્કરી) કરાય છે.

જેમાં વસ્તુ પહેલાં જણાતી નથી પણ પાછળથી જણાય છે તે 'મત્સહસિતા' વગેરે નામની રચના **'મણિકુલ્યા'** છે.

ધર્મ વગેરે (કેવળ) એક પુરુષાર્થને ઉદ્દેશીને નિરૂપણ પ્રકારના વૈચિત્ર્ય(= શોભા)થી અનન્તવૃત્તાન્તના વર્ણનના પ્રાધાન્યવાળી **પરિકથા**, તે 'શૂદ્રક' વગેરે નામની.

ગ્રંથાન્તરમાં પ્રસિદ્ધ ઈતિવૃત્ત જે મધ્યમાં કે અંતમાં આવે તે અંશને **ખંડકથા** કહે છે. જેમ કે 'ઈન્દુમતી' વગેરે.

સમસ્તફળને અંતે ઈતિવૃત્તનું વર્ણન જેમ કે 'સમરાદિત્ય' વગેરે તે **સકલકથા** કહેવાય.

અતિપ્રસિદ્ધ કથાંત્તરને આધારે જે સુંદર ચરિતનું નિર્માણ કવિ કરે તે 'ચિત્રલેખા', વગેરે **ઉપકથા** થઈ. 'લંભ' વગેરે દ્વારા અંકિત, અદ્ભુત અર્થવાળી 'નરવાહનદત્તચરિત' વગેરે **બૃહત્કથા** થઈ. આ બધા 'કથા'ના જ પ્રભેદો છે. તેથી જુદા તારવ્યા નથી એવું આચાર્યશ્રી નોંધે છે.

સૂત્ર ૨૦૪(સૂત્ર ૮/૯)માં સંસ્કૃતભાષામાં ગદ્ય અને પદ્ય બન્નેમાં રચાયેલી કૃતિ તે **'ચંપૂ'** છે. જેમાં અંકો (=કવિનું પોતાનું નામ, કે પારકાનું નામ અંકિત થાય તે) જણાય છે. તેનું ઉચ્છ્વાસોમાં વિભાજન થાય છે. 'વાસવદત્તા', 'દમયન્તી' વગેરે આનાં ઉદાહરણો છે.

સૂત્ર ૨૦૫(સૂત્ર ૮/૧૦)માં **અનિબદ્ધ** એટલે મુક્તક (=છૂટા શ્લોક) એવું આચાર્યશ્રી જણાવે છે. તેમાં મુક્તક, સંદાનિતક, વિશેષક, કલાપક , કુલક, પર્યા, કોશ, વગેરેનો સમાવેશ જાણવો.

સૂત્ર ૨૦૬ (૮/૧૧) એક, બે, ત્રણ, ચાર છંદોથી અનુક્રમે મુક્તક, સંદાનિતક, વિશેષક, કલાપકની રચના થાય છે. મુક્તકનો એક પ્રઘટ્ટક દ્વારા (=એક સાથે ગુચ્છ) નિબંધ તે **પર્યા** છે. અવાન્તર (વચ્ચેનાં) વાક્યો પૂરાં થયેલાં હોય, પણ વસંત વગેરે એક જ વર્ણનીયના ઉદ્દેશથી મુક્તકોની રચના તે 'પર્યા' છે. તે અનેક કોશ(=સંગ્રહો)માં ખૂબ પ્રમાણમાં જોવા મળે છે.

સૂત્ર ૨૦૭ (=સૂત્ર ૮/૧૨) પાંચથી દસ શ્લોકોની રચના તે **'કુલક'** છે. પોતાનો કે પારકાની સદુક્તિનો સમુચ્ચય તે **'કોશ'** છે. એક કવિનો એક વિષયનો સંગ્રહ **'સંઘાત'**, વિવિધ વિષયોનું એકત્ર સંધાન, તે **'સંહિતા'**, વગેરે આમ શ્લોક રચનાના અનેક પ્રકાર છે. 'આદિ' દ્વારા એ(સૂત્ર ૮/૧૦)માં સૂચવાયું છે.

મહાકાવ્યની માફક સંધિઓ, શબ્દાર્થવૈચિત્ર્યયોગ વગેરે આખ્યાયિકા અને કથા તથા ચંપૂમાં પણ જાણવા તેવું આચાર્ય નોંધે છે.

આ સાથે સમગ્ર કાવ્યનુશાસનના વિષયવસ્તુનો પરિચય પૂરો થાય છે.

આપણે નોંધ્યું કે, અલંકારચૂડામણિમાં ૭૪૦ શ્લોકો અપાયા છે. વળી ૬૭ આધારનિર્દેશ માટેના છે. આમ કુલ ૮૦૭ શ્લોકો છે, વળી વિવેકમાં ૬૨૪ ઉદાહરણોરૂપે, તથા ૨૦૧ આધાર સામગ્રી રૂપે મળીને ૮૨૫ શ્લોકો છે;

આમ કુલ ઉદ્ધરણો ૧૬૩૨ છે. મૂળ અને વિવેકમાં મળીને હેમચન્દ્ર ૫૦ ગ્રંથકારો તથા ૮૧

ગ્રંથોનો નિર્દેશ આપે છે. ડૉ. કુલકર્ણી તથા પ્રો. પરીખે આ ઉપરાન્ત જે તે ઉદાહરણ / ઉદ્ધરણના મૂળ ગ્રંથનો નિર્દેશ આપવા પ્રયાસ કર્યો છે અને આપણી ચર્ચામાં આપણે થોડા વધુ અનુલ્લિખિત આધારગ્રંથો નિર્દેશ્યા છે.

આ દ્વારા હેમચન્દ્રાચાર્યની વિદ્વત્તા અને શ્રદ્ધેયતા સૂચવાય છે. અમારી આલોચના પ્રમાણે અધ્યાય ૫ અને ૬ આ ગ્રંથની કદાચ નબળી કડીઓ છે, જ્યારે અધ્યાય ૭ તથા ૮ના નિરૂપણમાં કેટલાક મુદ્દાઓ - જેમ કે નાયકાદિ વિચાર રસવિચારમાં વિભાવચર્ચામાં તથા અધ્યાય ૮નો સંધિ વિચાર નાટકાદિના સંદર્ભમાં વધુ સારી રીતે ગોઠવાત, જે આચાર્યે મહાકાવ્યાદિના સંદર્ભમાં લીધો છે – આચાર્યશ્રી વધારે યોગ્ય સ્થળે વિચારીને પોતાની ગ્રંથ-વ્યવસ્થા વધારે અસરકારક કરી શકત. અલંકાર-નિરૂપણમાં તેમણે જે સંકોચ સાધ્યો છે તેમાં કોઈ કલાદૃષ્ટિ - સૌંદર્યમીમાંસા - પ્રગટતી નથી. અપ્પય્ય દીક્ષિત કે જગન્નાથની તુલનામાં આ પ્રયત્ન વામણો છે. છતાં પ્રથમ અધ્યાયમાં જ કવિશિક્ષાના મુદ્દા વણી લેવામાં તેમણે ઘેરો વિવેક પ્રગટ કર્યો છે. રસવિચારણા, (ખાસ કરીને અભિનવભારતીની સમગ્ર ચર્ચાનો તેમણે વિવેકમાં સાધેલો વ્યાપ), ગુણ નિરૂપણ તથા ખાસ તો દોષચર્ચા તેમની વિશેષ સિદ્ધિ રૂપ છે. ભરત, આનંદવર્ધન, અભિનવગુપ્ત, કુન્તક, ખાસ તો મહિમભટ્ટ, એ પહેલાં ભામહાદિ પૂર્વાચાર્યો, તથા વાગ્દેવતાવતાર મમ્મટ તથા તેમના પુરોગામી ધનંજય / ધનિક, ભોજ વગેરે માલવ પરંપરાના ગ્રંથકારોનો ખૂબ જ ઊંડાણથી મર્મગ્રાહી પરિચય આચાર્યશ્રીના કાવ્યાનુશાસનમાં સ્વયંસ્ફુરિત થાય છે. આ સઘળું ગંભીર વિવેચન આનંદવર્ધન અને આદિ શંકરાચાર્ય જેવી પ્રસન્ન લખાણ શૈલીમાં નિરૂપિત કરવું, તથા તૌલનિક, સમીક્ષિત અભિપ્રાયો કોઈપણ પૂર્વગ્રહ વગર સચોટ રીતે આપવા તે આચાર્યશ્રીની અપૂર્વ સિદ્ધિઓ છે. સાહિત્યશાસ્ત્રમાં કાશ્મીરી પરંપરાનું તેમણે પ્રવર્તન કર્યું અને કદાચ તેમના પ્રયત્નથી એ પરંપરા દક્ષિણ ભારત તરફ વિશેષ વેગથી પ્રવાહિત થઈ.

કાવ્યાનુશાસનમાં અભિનવભારતી, તથા મહિમભટ્ટના વ્યક્તિવિવેકના અંશો એવા સાંગોપાંગ સચવાયા છે કે, મૂળ ગ્રંથના શ્રદ્ધેય પાઠની તારવણી સરળ બની જાય છે. આ દિશામાં ડૉ. કુલકર્ણીનો પ્રયાસ - જેમાં અપ્રાપ્ય એવી અભિવનભારતીનો, ભરતના નાટ્યશાસ્ત્રના સાતમા ભાવાધ્યાય ઉપરનો અંશ **re-construct** પુનઃ સાકાર કરી આપવા અંગેનો સ્તુત્ય પ્રયત્ન આવી જાય છે. વળી, તે ખાસ સબહુમાન ઉલ્લેખ પાત્ર છે. આ ભૂમિકા લખનારે એ જ રીતે આચાર્યશ્રીના આધારે કાલિદાસાદિની રચનાઓના મૂળ પાઠ નિર્ધારિત કરવા, અથવા આ કે તે પાઠને મૂળ પાઠ તરીકે આધાર આપવા, કેટલાક સંશોધન લેખો લખ્યા છે. આ રીતે સહાયક સામગ્રી –ખાસ કરીને પાઠસમીક્ષા અંગેના સંશોધનમાં — તરીકે કાવ્યાનુશાસનનું ઘણું ઊંચું મૂલ્ય છે, જેનો લાભ હજી પૂરેપૂરો ઉઠાવાયો નથી. ડૉ. રેવાપ્રસાદ જેવા વિદ્વાનો મહિમાના વ્યક્તિવિવેકની સમીક્ષિત આવૃત્તિમાં કાવ્યાનુશાસનનો શ્રદ્ધેય આધારસામગ્રી તરીકે ભવિષ્યમાં ઉપયોગ કરી શકે. આ જ રીતે

કાલિદાસની નાટ્ય-કાવ્ય-રચનાઓ, ભારવિ, માઘ વગેરેની રચનાઓ, વેણીસંહાર વગેરે કૃતિઓ - એવી અનેક કૃતિઓ વિશે પાઠસમીક્ષા — પાઠનિર્ધારણ — અંગે કાવ્યાનુશાસનનો વિનિયોગ વિદ્વાનો કરી શકે.

આ સાથે કલિકાલસર્વજ્ઞને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પાઠવી આ અલ્પજ્ઞ વિરમે છે.

તા. ૨૯/૭/'૯૯ इति शिवम् ।<br>
(ચિ. પાર્થની જન્મતારીખ) **તપસ્વી નાન્દી.**<br>
**અમદાવાદ.**



# आचार्यश्रीहेमचन्द्रविरचितं

# ॥ काव्यानुशासनम् ॥



## ॥ प्रथमोऽध्यायः ॥

प्रणम्य परमात्मानं निजं **काव्यानुशासनम्** ।
**आचार्यहेमचन्द्रेण** विद्वत्प्रीत्यै प्रतन्यते ॥

ग्रन्थारम्भे शिष्टसमयपरिपालनाय शास्त्रकारः समुचितेष्टदेवतां प्रणिधत्ते–

**अकृत्रिमस्वादुपदां परमार्थाभिधायिनीम् ।**
५ **सर्वभाषापरिणतां जैनीं वाचमुपास्महे ॥१॥**

रागादिजेतारो जिनास्तेषामियं जैनी जिनोपज्ञा । अनेन कारणशुद्ध्योपादेयतामाह । उच्यत इति वाक् वर्णपदवाक्यादिभावेन भाषाद्रव्यपरिणतिः । तामुपास्महे । उपासनं योगप्रणिधानम् । अकृत्रिमस्वादून्यनाहार्य-माधुर्याणि पदानि नामिकादीनि यस्यां सा । तथा स्वच्छस्वादुमृदुप्रभृतयो हि गुणमात्रवचना अपि दृश्यन्ते । अथवा अकृत्रिमाण्यसंस्कृतान्यत एव स्वादूनि मन्दधियामपि पेशलानि
१० पदानि यस्यामिति विग्रहः । उक्तं हि–

(१) बालस्त्रीमूढमूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम् ।
अनुग्रहार्थं तत्त्वज्ञैः **सिद्धान्तः** प्राकृतः कृतः ॥

[ ]

तदेतद्गीतादिसाधारणमिति विशिनष्टि । परमार्थो निःश्रेयसं, तदभिधानशीलां परमार्थाभिधायिनीं
१५ द्रव्याद्यनुयोगानामपि पारम्पर्येण निःश्रेयसप्रयोजनत्वात् । तथा सर्वेषां सुरनरतिरश्चां विचित्रासु भाषासु परिणतां तन्मयतां गतां सर्वभाषापरिणताम् । एकरूपापि हि भगवतोऽर्धमागधीभाषा वारिदविमुक्तवारिवदा-श्रयानुरूपतया परिणमति । यदाह–

(२) देवा दैवीं नरा नारीं शबराश्चापि शाबरीम् ।
तिर्यञ्चोऽपि हि तैरश्चीं मेनिरे भगवद्गिरम् ॥

२० [ ]

न ह्येवंविधं भुवनाद्भुतमतिशयमन्तरेण युगपदनेकसत्त्वोपकारः शक्यः कर्तुम् ।

## આચાર્યશ્રી હેમચન્દ્રવિરચિત

# ॥ काव्यानुशासन ॥



## ॥ અધ્યાય - ૧ ॥

પરમાત્માને પ્રણામ કરીને, વિદ્વાનોની પ્રીતિ માટે, **આચાર્ય હેમચન્દ્ર** વડે પોતાનું **'કાવ્યાનુશાસન'** પ્રવર્તિત કરાય છે.

ગ્રંથના આરંભમાં શિષ્ટોની રૂઢિ પાળવાને માટે શાસ્ત્રકાર ઉચિત અને ઇષ્ટ દેવતાનું ધ્યાન કરે છે :

**સહજ રીતે મધુર પદવાળી, પરમ-શ્રેષ્ઠ અર્થ કહેનારી, અને બધી જ ભાષાઓમાં પરિણમતી જૈની વાણીની અમે ઉપાસના કરીએ છીએ. (૧)**

રાગ વગેરેને જીતનારા તે (તથા) 'જિન'. તેમની આ (વાણી) તે જૈની (વાણી); અર્થાત્ જિન વડે પ્રયોજાયેલી. આ દ્વારા તેની કારણશુદ્ધિને લીધે તેની ગ્રાહ્યતા કહે છે. 'જે બોલાય છે' તે થઈ વાણી; જે વર્ણ, પદ, (તથા) વાક્ય વગેરે રૂપે ભાષામાં પરિણમે છે. તેની અમે ઉપાસના કરીએ છીએ. 'ઉપાસન' એટલે યોગમાં કહેલ ધ્યાન. અકૃત્રિમ સ્વાદુ એટલે સ્વાભાવિક માધુર્યવાળાં, નામ વગેરે અર્થ દર્શાવનારાં પદો જેમાં છે તેવી (વાણી). સ્વચ્છ, સ્વાદુ, મૃદુ વગેરે ક્યારેક કેવળ ગુણવાચક પણ જણાય છે. અથવા, 'કૃત્રિમ ન હોવાને કારણે અને પરિષ્કૃત ન હોવાને કારણે જ મીઠાં, તથા મંદબુદ્ધિવાળાને (માટે) પણ કોમળ (=સરળ) જણાતાં પદો જેમાં છે' – તેવો (સમાસનો) વિગ્રહ થઈ શકે. કહ્યું છે કે,

(૧) "બાળક, સ્ત્રી, અજ્ઞાની, મૂર્ખ અને ચારિત્ર્યની આકાંક્ષાવાળા માણસો ઉપર અનુગ્રહ (= કૃપા) કરવા માટે તત્ત્વજ્ઞોએ પ્રાકૃત (ભાષા)માં **સિદ્ધાંત** પ્રવર્તાવ્યો છે." [ ]

તે આ ગીત વગેરેને સમાન છે તેમ સમજાવે છે. પરમાર્થ એટલે આત્યંતિક કલ્યાણ – મોક્ષ. તે કહેવાના સ્વભાવવાળી (હોઈ) પરમ અર્થને કહેનારી, દ્રવ્ય વગેરેનો અનુયોગ પણ પરંપરાથી મોક્ષના પ્રયોજનરૂપ હોવાથી, (પરમાર્થનું કથન કરનાર મનાયાં છે). વળી, બધા દેવ, મનુષ્ય (તથા) પક્ષીઓની સુંદર ભાષાઓમાં પરિણમતી, એટલે કે, તન્મયતાને પ્રાપ્ત કરતી (હોવાથી) સર્વ ભાષાઓમાં પરિણત થયેલી (એમ કહ્યું છે). એકરૂપ હોવા છતાં ભગવાનની અર્ધમાગધી ભાષા વાદળાંએ છોડેલ જળની જેમ આશ્રયને અનુરૂપ બની પરિણમે છે. કહ્યું છે કે,

(૨) "દેવો, મનુષ્યો, શબરો અને તિર્યંચ યોનિવાળાઓ ભગવાનની વાણીને (અનુક્રમે) દૈવી, માનુષી, શાબરી અને તૈરંચી માને છે." [ ]

આ પ્રકારના, જગતને માટે વિસ્મયરૂપ અતિશય (એટલે કે) શ્રેષ્ઠત્વ વિના, એકસાથે અનેક પ્રાણીઓ પર ઉપકાર કરવો શક્ય બનતો નથી.

अथ प्रेक्षावत्प्रवृत्त्यङ्गं प्रयोजनं वक्तुं तत्प्रस्तावनामाह—

**शब्दानुशासनेऽस्माभिः साध्व्यो वाचो विवेचिताः ।**
**तासामिदानीं काव्यत्वं यथावदनुशिष्यते ॥२॥**

शब्दानुशासने **सिद्धहेमचन्द्राभिधाने** विवेचिताः —असाध्वीभ्यो वाग्भ्यः पृथक्कृताः । इदानीं
५ शब्दानुशासनानन्तरं तासां वाचां काव्यत्वं काव्यीभावो यथावत्तात्त्विकेन रूपेणानुशिष्यते । वाचां हि साधुत्वे निश्चिते सुकरः काव्योपदेशः । अनेन शब्दानुशासनकाव्यानुशासनयोरेककर्तृकत्वं चाह । अत एव हि प्रायोगिकमन्यैरिव नारप्स्यते, शब्दानुशासनेनैव चरितार्थत्वात् ।

शास्त्रप्रयोजनमुक्त्वा अभिधेयप्रयोजनमाह—

**काव्यमानन्दाय यशसे कान्तातुल्यतयोपदेशाय च ॥३॥**

१० लोकोत्तरं कविकर्म काव्यम् । यदाह—

(३) प्रज्ञा नवनवोल्लेखशालिनी प्रतिभा मता ।
तदनुप्राणनाजीवद्वर्णनानिपुणः कविः ॥
तस्य कर्म स्मृतं काव्यम् ॥ [काव्यकौतुके]

सद्योरसास्वादजन्मा निरस्तवेद्यान्तरा ब्रह्मास्वादसदृशी प्रीतिरानन्दः । इदं सर्वप्रयोजनोपनिषद्भूतं
१५ कविसहृदययोः काव्यप्रयोजनम् । यशस्तु कवेरेव । यत इयति संसारे चिरातीता अप्यद्ययावत् कालिदासादयः सहृदयैः स्तूयन्ते कवयः । प्रभुतुल्येभ्यः शब्दप्रधानेभ्यो वेदागमादिशास्त्रेभ्यो मित्र-संमितेभ्योऽर्थप्रधानेभ्यः पुराणप्रकरणादिभ्यश्च शब्दार्थयोर्गुणभावे रसप्राधान्ये च विलक्षणं काव्यं कान्तेव सरसतापादनेन संमुखीकृत्य रामादिवत् वर्तितव्यं न रावणादिवदित्युपदिशतीति सहृदयानां प्रयोजनम् । तथा चोक्तं **हृदयदर्पणे** ।

२० (४) शब्दप्राधान्यमाश्रित्य तत्र शास्त्रं पृथग्विदुः ।
अर्थे तत्त्वेन युक्ते तु वदन्त्याख्यानमेतयोः ॥
द्वयोर्गुणत्वे व्यापारप्राधान्ये काव्यगीर्भवेत् ॥इति॥ [भट्टनायक]

धनमनैकान्तिकं व्यवहारकौशलं शास्त्रेभ्योऽप्यनर्थनिवारणं प्रकारान्तरेणापीति न काव्यप्रयोजनतयास्माभिरुक्तम् ।

२५ प्रयोजनमुक्त्वा काव्यस्य कारणमाह—

**प्रतिभास्य हेतुः ॥४॥**

હવે વિદ્વાનની પ્રવૃત્તિના અંગરૂપ પ્રયોજન કહેવા માટે તેની પ્રસ્તાવના બાંધે છે -

**શબ્દાનુશાસનમાં, અમે (વ્યાકરણ) શુદ્ધ વાણીનું વિવેચન કર્યું છે. તેનું કાવ્યત્વ હવે યથાવત્ (તાત્ત્વિક રૂપે) નિરૂપિત કરાય છે. (૨)**

શબ્દાનુશાસનમાં એટલે **સિદ્ધહેમચન્દ્ર** નામે વ્યાકરણમાં; વિવેચન કર્યું છે એટલે અશુદ્ધ વાણીથી પૃથક્ કરી દર્શાવી છે. હવે, શબ્દાનુશાસન પછી તે વાણીનું કાવ્યત્વ અર્થાત્ કાવ્યપણું ( = કાવ્યનો ભાવ), યથાવત્ એટલે સાચા સ્વરૂપે, અમે કહીએ છીએ. વાણીની સાધુતા નિશ્ચિત થતાં કાવ્યોપદેશ તો સરળ છે. આ દ્વારા **શબ્દાનુશાસન** અને **કાવ્યાનુશાસન**નું એકકર્તૃત્વ પણ કહ્યું છે. આથી જ, બીજાઓની જેમ અમે પ્રાયોગિક આરંભવાના નથી (કેમ કે) તે તો શબ્દાનુશાસન દ્વારા જ ચરિતાર્થ થયેલ છે.

શાસ્ત્રનું પ્રયોજન કહ્યા બાદ, હવે અભિધેય એટલે વિષયનું પ્રયોજન કહે છે -

**કાવ્ય આનંદ, યશ અને કાન્તાની જેમ ઉપદેશ આપવા માટે પણ (હોય છે). (૩)**

લોકોત્તર - લોકથી ચડિયાતી એવી કવિની રચના તે કાવ્ય. કહ્યું છે કે, -

(૩) ''નવનવીન ઉલ્લેખથી શોભતી પ્રજ્ઞા તે પ્રતિભા છે. તેનાથી પ્રેરાઈને જીવંત વર્ણનમાં નિપુણ તે થયો કવિ અને તેની રચના તે કાવ્ય મનાય છે.'' [કાવ્યકૌતુકમાં]

તરત જ રસના આસ્વાદથી જન્મેલ, જેમાંથી અન્ય જાણવા યોગ્ય વિગતનો છેદ ઊડી જાય છે તેવી, બ્રહ્માસ્વાદને સમાન પ્રીતિ એ આનંદ છે. આ સઘળાં પ્રયોજનોમાં મુખ્ય કાવ્યપ્રયોજન કવિ અને સહૃદય બંનેનું છે. યશ તો કેવળ કવિને જ, કેમ કે આવા (વિશાળ) સંસારમાં લાંબા સમયથી થયેલા હોવા છતાં આજપર્યંત **કાલિદાસ** વગેરે કવિઓ જ સહૃદયો દ્વારા સ્તુતિ પામે છે. સ્વામી સમાન શબ્દપ્રધાન વેદ, આગમ વગેરે શાસ્ત્રોથી, મિત્રસમાન અર્થપ્રધાન એવા પુરાણ, પ્રકરણ વગેરેથી, શબ્દ અને અર્થનો ગુણભાવ હોતાં, તથા રસના પ્રાધાન્યને કારણે વિલક્ષણ એવું કાવ્ય પ્રિયતમાની જેમ સરસતાના ગ્રહણથી (ભાવકને) અભિમુખ કરીને, 'રામની જેમ વર્તવું જોઈએ, રાવણની જેમ નહીં' એમ ઉપદેશ આપે છે તે સહૃદયોનું પ્રયોજન છે.

'**હૃદયદર્પણ**'માં પણ કહ્યું છે કે, -

(૪) ''શબ્દના પ્રાધાન્યને આશ્રયે રહેલા શાસ્ત્રને જુદું કહ્યું છે, પણ તત્ત્વથી યુક્ત અર્થ હોતાં (તેને) આખ્યાન કહે છે; અને આ બંને ( = શબ્દ તથા અર્થ) ગૌણ હોતાં, ને (વ્યંજના) વ્યાપારનું પ્રાધાન્ય હોતાં તે કાવ્યવાણી/બને છે.'' [ભટ્ટનાયક]

ધન (પ્રાપ્તિ) અનૈકાન્તિક છે (અર્થાત્ બીજા કારણથી પણ થઈ શકે અને ન પણ થાય), વ્યવહારમાં કુશળતા (તો) શાસ્ત્ર વડે (પણ આવે છે) તથા અનર્થ ( = અનિષ્ટ)નું નિવારણ અન્ય રીતે પણ (સંભવે છે) (તેથી તેમને) કાવ્યપ્રયોજનરૂપે અમે કહ્યાં નથી.

પ્રયોજન કહીને કાવ્યનું કારણ કહે છે -

**એનું ( = કાવ્યનું) કારણ છે 'પ્રતિભા'. (૪)**

प्रतिभा नवनवोल्लेखशालिनी प्रज्ञा । अस्य काव्यस्येदं प्रधानं कारणम् । व्युत्पत्त्यभ्यासौ तु प्रतिभाया एव संस्कारकाविति वक्ष्यते । सा च सहजौपाधिकी चेति द्विधा । तत्र सहजामाह-

**सावरणक्षयोपशममात्रात् सहजा ॥५॥**

सवितुरिव प्रकाशस्वभावस्यात्मनोऽभ्रपटलमिव ज्ञानावरणीयाद्यावरणम्, तस्योदितस्य क्षयेऽनुदितस्योपशमे च यः प्रकाशाविर्भावः सा सहजा प्रतिभा । मात्रग्रहणं मन्त्रादिकारणनिषेधार्थम् । सहजप्रतिभाबलाद्धि **गणभृतः** सद्यो **द्वादशाङ्गी**मासूत्रयन्ति स्म ।

द्वितीयामाह-

**मन्त्रादेरौपाधिकी ॥६॥**

मन्त्रदेवतानुग्रहादिप्रभवौपाधिकी प्रतिभा । इयमप्यावरणक्षयोपशमनिमित्ता, एवं दृष्टोपाधिनिबन्धनत्वात्त्वौपाधिकीत्युच्यते ।

सा चेयं द्विविधापि प्रतिभा—

**व्युत्पत्त्यभ्यासाभ्यां संस्कार्या ॥७॥**

व्युत्पत्त्यभ्यासौ वक्ष्यमाणौ । ताभ्यां संस्करणीया । अत एव न तौ काव्यस्य साक्षात्कारणं प्रतिभोपकारिणौ तु भवतः । दृश्येते हि प्रतिभाहीनस्य विफलौ व्युत्पत्त्यभासौ ।

व्युत्पत्तिं व्यनक्ति –

**लोकशास्त्रकाव्येषु निपुणता व्युत्पत्तिः ॥८॥**

लोके स्थावरजङ्गमात्मके लोकवृत्ते च, शास्त्रेषु शब्दच्छन्दोनुशासनाभिधानकोशश्रुतिस्मृतिपुराणेतिहासागमतर्कनाट्यार्थकामयोगादिग्रन्थेषु, काव्येषु महाकविप्रणीतेषु निपुणत्वं तत्त्ववेदित्वं व्युत्पत्तिः । लोकादिनिपुणतासंस्कृतप्रतिभो हि तदनतिक्रमेण काव्यमुपनिबध्नाति । अभ्यासं व्याचष्टे—

**काव्यविच्छिक्षया पुनः पुनः प्रवृत्तिरभ्यासः ॥९॥**

પ્રતિભા એટલે નવનવીન નિરૂપણથી શોભતી પ્રજ્ઞા. આ કાવ્યનું એ મુખ્ય કારણ છે. વ્યુત્પત્તિ (= વિદ્વત્તા) અને અભ્યાસ તો પ્રતિભાના સંસ્કારક જ છે તે આગળ કહેવાશે. તે (= પ્રતિભા) સહજા અને ઔપાધિકી (= બાહ્ય કારણોથી સર્જાતી) એમ બે પ્રકારની છે.

તેમાં સહજા (પ્રતિભા વિષે) કહે છે –

**કેવળ આવરણક્ષય અને ઉપશમ (= પ્રતિબંધ) દ્વારા (ઉદ્ભવતી પ્રતિભા) તે સહજા. (૫)**

સૂર્યની જેમ પ્રકાશસ્વભાવવાળા આત્માને વાદળોના સમૂહની જેમ જ્ઞાનાવરણીય (= જ્ઞાનને ઢાંકી દેનાર વિગત) વગેરે (તે) આવરણ છે. તે ઉદય પામેલ (આવરણ)નો ક્ષય થતાં (અને) અનુદિત અવસ્થામાં (તેનું) શમન થતાં, જે પ્રકાશનો આવિર્ભાવ થાય છે તે સહજા પ્રતિભા છે. (સૂત્રમાં) 'માત્ર' શબ્દનું ગ્રહણ મંત્ર વગેરે કારણોના નિષેધ માટે છે. સહજ પ્રતિભાના બળથી જ ગણધરોએ દ્વાદશાઙ્ગી (= બાર અંગોવાળું શાસ્ત્ર) રચ્યું.

બીજી (પ્રતિભા અંગે) કહે છે –

**મંત્ર વગેરેથી (ઉત્પન્ન થતી) તે ઔપાધિકી (પ્રતિભા) છે. (૬)**

મંત્ર, દેવતા વગેરેની કૃપાથી જન્મતી તે ઔપાધિકી પ્રતિભા (કહેવાય છે). આ પણ આવરણના ક્ષય તથા ઉપશમને લીધે જન્મે છે (પરંતુ) જણાઈ આવતી એવી ઉપાધિ (= સાધન)નું નિબંધન હોવાને લીધે તે ઔપાધિકી કહેવાય છે.

**તે આ બે પ્રકારની પ્રતિભા પણ વ્યુત્પત્તિ અને અભ્યાસ દ્વારા સંસ્કાર્ય બને છે. (૭)**

વ્યુત્પત્તિ અને અભ્યાસ (વિષે) આગળ કહેવાશે. તે બંને દ્વારા (પ્રતિભા) પરિમાર્જિત કરવા યોગ્ય છે. આથી જ તે બંને કાવ્યનાં સાક્ષાત્ કારણ નથી પણ પ્રતિભાને ઉપકારક બને છે. પ્રતિભા વગરના (મનુષ્યનાં) વ્યુત્પત્તિ અને અભ્યાસ નિષ્ફળ જતાં જણાય છે.

(હવે) વ્યુત્પત્તિને સ્પષ્ટ કરે છે –

**લોક, શાસ્ત્ર અને કાવ્યમાં નિપુણતાને વ્યુત્પત્તિ કહે છે. (૮)**

લોકમાં એટલે સ્થાવર અને જંગમ સ્વરૂપના લોકવ્યવહારમાં; શાસ્ત્રમાં એટલે વ્યાકરણ, પિંગળ (છંદઃશાસ્ત્ર), શબ્દકોશ, વેદ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, આગમ, તર્કશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, યોગશાસ્ત્ર વગેરે ગ્રંથોમાં; કાવ્યોમાં એટલે મહાકવિઓએ રચેલાં કાવ્યોમાં નિપુણતા, અર્થાત્ તેનું તત્ત્વ જાણવું તે થઈ વ્યુત્પત્તિ. લોક વગેરેમાંથી નિપુણતા વડે સંસ્કારિત પ્રતિભાવાળો (મનુષ્ય) જ તે (લોક વગેરે)નો અતિક્રમ કર્યા વગર કાવ્યની રચના કરે છે.

(હવે) અભ્યાસને સમજાવે છે –

**કાવ્ય જાણનારાના શિક્ષણથી (= કાવ્યજ્ઞ દ્વારા પ્રાપ્ત થતી તાલીમ વડે) ફરી ફરી (કાવ્ય કરવાને વિષે) કરાતી પ્રવૃત્તિને અભ્યાસ કહે છે. (૯)**

काव्यं कर्तुं जानन्ति विचारयन्ति वा ये ते काव्यविदः कविसहृदयाः । वेत्तेर्विन्तेश्चावृत्त्या रूपम् । तेषां शिक्षया वक्ष्यमाणलक्षणया काव्य एव पौनःपुन्येन प्रवृत्तिरभ्यासः । अभ्याससंस्कृता हि प्रतिभा काव्यामृतकामधेनुर्भवति । यदाहुः–

(५) ''अभ्यासो हि कर्मसु कौशलमावहति । न हि सकृन्निपतितमात्रेणोदबिन्दुरपि ग्रावणि
५ निम्नतामादधाति'' इति ।

[वामन-१/३]

शिक्षयेत्युक्तमिति शिक्षां लक्षयति–

**सतोप्यनिबन्धोऽसतोऽपि निबन्धो नियमश्छायाद्युपजीवनादयश्च शिक्षाः ॥१०॥**

सतोऽपि जातिद्रव्यगुणक्रियादेरनिबन्धनम् । असतोऽपि जात्यादेरेव निबन्धनम् । नियमोऽतिप्रसक्तस्य
१० जात्यादेरेकत्रावधारणम् । छायायाः प्रतिबिम्बकल्पतया, आलेख्यप्रख्यतया, तुल्यदेहितुल्यतया, परपुरप्रवेशप्रतिमतया चोपजीवनम् । आदिशब्दात्पदपादादीनां च काव्यान्तराद्यर्थौचित्यमुपजीवनम् । पुनरादिपदात्समस्यापूरणाद्याः शिक्षाः ।

तत्र सतोऽपि सामान्यस्यानिबन्धो यथा–मालत्या वसन्ते, पुष्पफलस्य चन्दनद्रुमेषु, फलस्याशोकेषु । द्रव्यस्य यथा–कृष्णपक्षे सत्या अपि ज्योत्स्नायाः, शुक्लपक्षे त्वन्धकारस्य । गुणस्य यथा–कुन्दकुड्मलानां
१५ कामिदन्तानां च रक्तत्वस्य, कमलमुकुलप्रभृतेश्च हरितत्वस्य, प्रियङ्गुपुष्पाणां च पीतत्वस्य । क्रियाया यथा–दिवा नीलोत्पलानां विकासस्य, निशानिमित्तस्य शेफालिकाकुसुमानां विस्रंसस्य ।

असतोऽपि सामान्यस्य निबन्धो यथा–नदीषु पद्मनीलोत्पलादीनां, जलाशयमात्रेऽपि हंसादीनां, यत्र तत्र पर्वते सुवर्णरत्नादीनामिति । द्रव्यस्य यथा–तमसि मुष्टिग्राह्यत्वस्य सूचीभेद्यत्वस्य च, ज्योत्स्नायां च कुम्भोपवाह्यत्वादेः । गुणस्य यथा–यशो हासादौ शौक्ल्यस्य, अयशः पापादौ कार्ष्ण्यस्य, क्रोधानुरागयो
२० रक्तत्वस्य । क्रियाया यथा–चकोरेषु चन्द्रिकापानस्य, चक्रवाकमिथुनेषु निशि भिन्नतटाश्रयणस्य ।

जातेर्नियमो यथा–समुद्रेष्वेव मकराः, ताम्रपर्ण्यामेव मौक्तिकानि । द्रव्यस्य यथा–मलय एव चन्दनस्थानम्, हिमवानेव भूर्जोत्पत्तिपदम् । गुणस्य–यथा सामान्योपादाने रत्नानां शोणतैव, पुष्पाणां शुक्लतैव, मेघानां कृष्णतैव । क्रियाया यथा–ग्रीष्मादौ संभवदपि कोकिलरुतं वसन्त एव । मयूराणां वर्षास्वेव विरुतं नृत्तं चेति ।

કાવ્ય કરવાનું જેઓ જાણે છે અથવા (કાવ્યતત્ત્વને જેઓ) વિચારે છે તેઓ કાવ્યના જાણનારા ( = કાવ્યવિદ્) (અર્થાત્ અનુક્રમે) કવિઓ અને સહૃદયો છે. 'वेत्ति' અને 'विन्ते'ની આવૃત્તિથી 'કાવ્યવિદ્' રૂપ થાય છે. તેમનું શિક્ષણ કે જેનું લક્ષણ આગળ કહેવામાં આવશે, તેના વડે કાવ્યમાં ( = કાવ્ય કરવામાં) વારંવાર કરાતી પ્રવૃત્તિ તે છે 'અભ્યાસ'. અભ્યાસ વડે પરિષ્કૃત થયેલ પ્રતિભા કાવ્યામૃત (આપતી) કામધેનુ બને છે. કહ્યું છે કે,

(૫) "અભ્યાસ જ કર્મમાં કૌશલ લાવે છે. માત્ર એક જ વાર પડેલ પાણીનું ટીપું પથ્થરમાં ખાડો પાડતું નથી."                                                                                    [વામન-૧/૩]

(આગળ) 'शिक्षया' એમ કહ્યું છે તેથી હવે 'શિક્ષા' (અર્થાત્ તાલીમ)ને લક્ષિત કરે છે -

**અસ્તિત્વવાળી (વસ્તુ)નું પણ નિરૂપણ ન કરવું, અસ્તિત્વ ન ધરાવતી (વસ્તુ)નું પણ નિરૂપણ કરવું, (સર્વત્ર પ્રાપ્ત થતી વસ્તુ અમુક જ ક્ષેત્રને વિષે હોવા અંગેનો) નિયમ, છાયા વગેરેનું ગ્રહણ - (તેની સમજ) તે શિક્ષા (= તાલીમ) છે. (૧૦)**

જાતિ, દ્રવ્ય, ગુણ, ક્રિયા વગેરે (ધર્મો) વાસ્તવિક હોવા છતાં (તેમનું કાવ્યમાં) નિરૂપણ ન કરવું તે (એક પ્રકાર). જાતિ વગેરે વાસ્તવિક ન હોય તો પણ (તેમનું) નિરૂપણ (તે બીજો પ્રકાર). અનેક સ્થળે ફેલાયેલ (अतिप्रसक्त) જાતિ વગેરેનું એક જ ઠેકાણે હોવા અંગેનો નિશ્ચય કરવો તે નિયમ (રૂપ તૃતીય પ્રકાર), (અન્ય કાવ્યની) છાયા ( = શોભા)નું - પ્રતિબિંબની જેમ, ચિત્રની જેમ, સરખા જણાતા બે શરીરીઓની જેમ, બીજા નગરમાં પ્રવેશ કરવાની રીતે ઉપજીવન ( = આધાર લેવો તે) (અથવા ઉપકારકત્વ સ્વીકારવું) (તે ચોથો પ્રકાર). 'आदि' શબ્દ વડે પદ, પાદ વગેરેનું બીજા કાવ્યમાંથી ઔચિત્ય પ્રમાણે ગ્રહણ કરવું એ અભિપ્રેત છે. ફરી (उपजीवन સાથે આવતા) आदि પદ દ્વારા સમસ્યાપૂર્તિ વગેરે રૂપ તાલીમ (અભિપ્રેત છે).

તે પૈકી જાતિનું હોવા છતાં નિરૂપણ ન કરાય તે જેમ કે, વસંતમાં માલતીનું, ચંદનનાં વૃક્ષોમાં ફૂલો અને ફળનું, તથા અશોક વૃક્ષમાં ફળનું (વર્ણન ન કરવું), (તે જ રીતે) દ્રવ્યનું જેમ કે, કૃષ્ણપક્ષમાં ચાંદની હોવા છતાં અને શુક્લપક્ષમાં અંધકાર હોવા છતાં (તેમનું વર્ણન ન કરવું તે), (એ જ રીતે), ગુણનું જેમ કે, કુન્દપુષ્પની કળીઓ અને કામીદન્ત પુષ્પોની લાલાશનું, કમળની કળીઓ વગેરેનું હરિતવર્ણત્વ તથા પ્રિયંગુલતાનાં પુષ્પોનું પીળાપણું (વર્ણવવામાં ન આવે), (એ જ રીતે) ક્રિયાનું જેમ કે, દિવસે નીલકમળના વિકાસનું તથા રાત્રિને કારણે પારિજાતનાં પુષ્પો ખરી પડવાનું (વર્ણન ન કરવું) તે.

વાસ્તવમાં ન હોય તો પણ જાતિનું વર્ણન કરવું તે જેમ કે, નદીઓમાં પદ્મ, નીલકમલ વગેરેનું, દરેક જળાશયમાં હંસ વગેરેનું તથા પર્વત ઉપર ઠેરઠેર સુવર્ણ, રત્ન વગેરેનું નિરૂપણ કરવું તે. દ્રવ્યનું ઉદા. જેમ કે, અંધકાર વિષે - તેને મુઠ્ઠીમાં પકડી શકાય કે સોય દ્વારા છેદી શકાય તેવું વર્ણન, કે ચાંદનીમાં - તેને ઘડામાં ભરીને લઈ જવાય તેવું નિરૂપણ. ગુણનું ઉદા. જેમ કે, યશ-હાસ્ય વગેરેની શુક્લતાનું, અપયશ-પાપ વગેરેની કાળાશ તથા ક્રોધ અને પ્રેમની લાલાશનું વર્ણન. ક્રિયાનું ઉદા. જેમ કે, ચકોર પક્ષીના (વર્ણન)માં તે ચાંદનીનું પાન કરે છે તે, તથા ચક્રવાક યુગલ (ના વર્ણન)માં તેઓ રાત્રે અલગ અલગ તટનો આશ્રય લે છે (તેમ વર્ણન કરવું).

જાતિ (રૂપ ધર્મ વ્યાપક હોવા છતાં તે)નું નિયમન જેમ કે, સમુદ્રમાં જ મગરો, તામ્રપર્ણી નદીમાં જ મોતીઓ (પ્રાપ્ત થાય છે તેવું વર્ણન), દ્રવ્યનું (તે પ્રકારનું ઉદા.) જેમ કે, મલય પર્વત જ ચંદન વૃક્ષોનું સ્થાન, હિમાલય જ ભૂર્જવૃક્ષની ઉત્પત્તિનું સ્થાન (હોવા અંગેનું નિરૂપણ), ગુણનું (તે પ્રકારનું ઉદા.) જેમ કે, સામાન્યતયા રત્નોની લાલાશ, પુષ્પો સફેદ હોવાં તે, કે વાદળો કાળાં હોવાં તે (નું વર્ણન), ક્રિયાનું ઉદા. જેમ કે, ગ્રીષ્મ વગેરેમાં સંભવિત હોવા છતાં પણ કોયલનું કૂજન કેવળ વસંતમાં જ (વર્ણવાય), અને મયૂરોના ટહુકા તથા નૃત્ય વર્ષાકાળમાં જ (થતાં નિરૂપાય).

अथवा नियमः समयः कवीनाम् । यथा कृष्णनीलयोः, कृष्णहरितयोः, कृष्णश्यामयोः, पीतरक्तयोः, शुक्लगौरयोः, चन्द्रे शशमृगयोः, कामकेतने मकरमत्स्ययोः, अत्रिनेत्रसमुद्रोत्पन्नयोश्चन्द्रयोः द्वादशानामप्यादित्यानां, नारायणमाधवविष्णुदामोदरकूर्मादेः । कमलासंपदोः, नागसर्पयोः, क्षीरक्षारसमुद्रयोः, सागरमहासमुद्रयोः, दैत्यदानवासुराणां चैक्यम् । तथा चक्षुरादेरनेकवर्णोपवर्णनम्,
५　बहुकालजन्मनोऽपि शिवचन्द्रमसो बालत्वं, कामस्य मूर्त्तत्वममूर्त्तत्वं चेत्यादि ॥

काव्यस्य हेतुमुक्त्वा स्वरूपमाह –

**अदोषौ सगुणौ सालङ्कारौ च शब्दार्थौ काव्यम् ॥११॥**

चकारो निरलङ्कारयोरपि शब्दार्थयोः क्वचित्काव्यत्वख्यापनार्थः ।

यथा–

१०　शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किञ्चिच्छनै-
र्निद्राव्याजमुपागतस्य सुचिरं निर्वर्ण्य पत्युर्मुखम् ।
विस्रब्धं परिचुम्ब्य जातपुलकामालोक्य गण्डस्थलीं
लज्जानम्रमुखी प्रियेण हसता बाला चिरं चुम्बिता ॥१॥

[अमरुशतक ८२]

१५　गुणदोषयोः सामान्यलक्षणमाह–

**रसस्योत्कर्षापकर्षहेतू गुणदोषौ, भक्त्या शब्दार्थयोः ॥१२॥**

रसो वक्ष्यमाणस्वरूपः, तस्योत्कर्षहेतवो गुणाः, अपकर्षहेतवस्तु दोषाः । ते च रसस्यैव धर्माः, उपचारेण तु तदुपकारिणोः शब्दार्थयोरुच्यन्ते । रसाश्रयत्वं च गुणदोषयोरन्वयव्यतिरेकानुविधानात् । तथा हि–यत्रैव दोषास्तत्रैव गुणाः, रसविशेषे च दोषा न तु शब्दार्थयोः । यदि हि तयोः स्युस्तद्बीभत्सादौ
२०　कष्टत्वादयो गुणा न भवेयुः, हास्यादौ चाश्लीलत्वादयः । अनित्याश्चैते दोषा । यतो यस्याङ्गिनस्ते दोषास्तदभावे न दोषास्तद्भावे तु दोषा इत्यन्वयव्यतिरेकाभ्यां गुणदोषयो रस एवाश्रयः ॥

अलङ्काराणां सामान्यलक्षणमाह–

**अङ्गाश्रिता अलङ्काराः ॥१३॥**

रसस्याङ्गिनो यदङ्गं शब्दार्थौ तदाश्रिता अलङ्काराः । ते च रसस्य सतः क्वचिदुपकारिणः, क्वचिदनुप-
२५　कारिणः । रसाभावे तु वाच्यवाचकवैचित्र्यमात्रपर्यवसिता भवन्ति ।

અથવા નિયમ એટલે કવિસમય. જેમ કે, કાળા તથા નીલા રંગનું (ઐક્ય), કાળા તથા લીલા વર્ણનું, કાળા અને શ્યામ રંગનું, પીળા ને લાલ રંગનું, શુક્લ અને ગૌર વર્ણનું, ચન્દ્રમાં સસલા અને હરણનું, કામદેવના ધ્વજમાં મગર અને માછલીનું, અત્રિ ઋષિના નેત્ર તથા સમુદ્રમાંથી જન્મેલ (બંને) ચન્દ્રોનું, બાર આદિત્યોનું, નારાયણ, માધવ, વિષ્ણુ, દામોદર, કૂર્મ વગેરેનું, કમલા (= લક્ષ્મી) અને સંપત્તિનું, નાગ અને સર્પનું, ક્ષીરસાગર અને ખારા સાગરનું, સાગર અને મહાસમુદ્રનું, દૈત્ય-દાનવ અને અસુરોનું ઐક્ય (અર્થાત્ તેઓ પરસ્પર એકરૂપ જ છે તેમ વર્ણવવું).

વળી, ચક્ષુ વગેરે (પદાર્થો) અનેક વર્ણના છે તેમ વર્ણવવું, ઘણા સમયથી જન્મેલ હોવા છતાં શિવના (મસ્તક પરના) ચન્દ્રનું બાલત્વ, કામદેવનું મૂર્તત્વ તથા અમૂર્તત્વ (= તે શરીરધારી છે અને નથી પણ) (વગેરે નિયમનાં ઉદાહરણો છે).

કાવ્યનું કારણ કહીને (હવે તેનું) સ્વરૂપ કહે છે -

**દોષવગરના, ગુણવાળા અને અલંકારથી યુક્ત પણ (હોય તેવા) શબ્દ અને અર્થ તે કાવ્ય (કહેવાય છે). (૧૧)**

(સૂત્રમાં આવતો) 'च'કાર અલંકાર વગરના શબ્દ અને અર્થનું પણ ક્યારેક કાવ્યત્વ કહેવા માટે (પ્રયોજાયો) છે. જેમ કે,

વાસગૃહને શૂન્ય જોઈને, પથારીમાંથી ધીમેથી સહેજ ઊઠીને, નિદ્રાનું બહાનું પામેલા પતિના મુખને લાંબા સમય સુધી જોઈને, નિઃશંકતયા ચુંબન કરીને, ગાલ ઉપર જન્મેલા રોમાંચ જોઈ શરમથી નીચા મુખવાળી બાલાને હસતા પ્રિયતમે લાંબા સમય સુધી ચૂમી લીધી. (૧)		[અમરુશતક-૮૨]

(હવે) ગુણ અને દોષનું સામાન્ય લક્ષણ કહે છે -

**ગુણ અને દોષ (અનુક્રમે) રસના ઉત્કર્ષ તથા અપકર્ષના કારણરૂપ છે (પરંતુ) ઉપચારથી (તેઓ) શબ્દ અને અર્થના (ધર્મો મનાય છે). (૧૨)**

રસ - (કે) જેનું સ્વરૂપ આગળ કહેવાશે, તેના ઉત્કર્ષનાં કારણો તે ગુણો છે, જ્યારે (રસના) અપકર્ષનાં કારણો તે દોષો છે. તે (બંને) રસના જ ધર્મો છે પરંતુ ઉપચારથી તેને ઉપકારક બનતા શબ્દ અને અર્થના (ધર્મો પણ) કહેવાય છે. ગુણ અને દોષનું રસાશ્રયત્વ (= રસના ધર્મ હોવાપણું) અન્વય-વ્યતિરેક દ્વારા (સંભવે છે) તેથી જ, જ્યાં દોષો હોય ત્યાં જ ગુણો (પણ રહે છે), અને જે તે ખાસ રસને વિષે જ દોષો (રહેલા છે), નહીં કે શબ્દ અને અર્થને વિષે, જો તેમાં (= શબ્દ અને અર્થમાં) દોષો રહેતા હોત તો બીભત્સ વગેરેમાં કષ્ટત્વ વગેરે (દોષ) ગુણરૂપ ન બનત અને હાસ્ય વગેરેમાં અશ્લીલત્વ વગેરે (પણ ગુણરૂપ ન ગણાત). આ દોષો અનિત્ય (મનાયા છે) કેમ કે, જે મુખ્ય રસમાં તે દોષો હોય છે, તે તેના અભાવમાં (= જે તે રસ ન હોતાં) દોષરૂપ નથી રહેતા. આમ અન્વય અને વ્યતિરેક દ્વારા ગુણ અને દોષનો આશ્રય રસ જ છે (તેમ જણાય છે).

(હવે) અલંકારોનું સામાન્ય લક્ષણ કહે છે -

**અંગ (= શબ્દ અને અર્થ)ના આશ્રયે રહેલ તે અલંકારો (કહેવાય છે). (૧૩)**

રસરૂપી અંગીનું જે અંગ અર્થાત્ શબ્દ અને અર્થ, તેને આશ્રયે રહેલા (તે થયા) અલંકારો; અને તે (=અલંકાર), રસ હોતાં ક્યારેક (તેને) ઉપકારક બને છે તો ક્યારેક નહીં. અને રસનો અભાવ હોય તો તો (અલંકારો) કેવળ વાચ્યવાચકની શોભારૂપે જ પરિણમે છે.

तत्र रसोपकारप्रकारानाह —

**तत्परत्वे काले ग्रहत्यागयोर्नातिनिर्वाहे निर्वाहेऽप्यङ्गत्वे रसोपकारिणः ॥१४॥**

अलङ्कारा इति वर्तते। तत्परत्वं रसोपकारकत्वेनालङ्कारस्य निवेशो, न बाधकत्वेन, नापि ताटस्थ्येन। यथा —

५ चलापाङ्गां दृष्टिं स्पृशसि बहुशो वेपथुमतीं
रहस्याख्यायीव स्वनसि मृदु कर्णान्तिकगतः।
करौ व्याधुन्वत्याः पिबसि रतिसर्वस्वमधरं
वयं तत्त्वान्वेषान्मधुकर हतास्त्वं च सुकृती ॥२॥

[शाकुन्तल—२०]

१० अत्र भ्रमरस्वभावोक्तिरलङ्कारो रसपरत्वेनोपनिबद्धो रसोपकारी।

बाधकत्वेन यथा—

स्रस्तः स्रग्दामशोभां त्यजति विरचितामाकुलः केशपाशः
क्षीबाया नूपुरौ च द्विगुणतरमिमौ क्रन्दतः पादलग्नौ।
व्यस्तः कम्पानुबन्धादनवरतमुरो हन्ति हारोऽयमस्याः
१५ क्रीडन्त्याः पीडयेव स्तनभरविनमन्मध्यभङ्गानपेक्षम् ॥३॥

[रत्नावली १.१६]

अत्र पीडयेवेत्युत्प्रेक्षालङ्कारोऽङ्गी संस्तदनुग्राहकश्चार्थश्लेषः करुणोचितान् विभावानुभावान्संपादयन् बाधकत्वेन भातीति न प्रकृतरसोपकारी।

ताटस्थ्येन यथा —

२० लीलावधूतपद्मा कथयन्ती पक्षपातमधिकं नः।
मानसमुपैति केयं चित्रगता राजहंसीव ॥४॥

[रत्नावली २.८]

फलहकलिखितसागरिकाप्रतिबिम्बदर्शनाभिजाताभिलाषस्य वत्सराजस्येयमुक्तिस्तटस्थस्येव कविनोपरचितेति श्लेषानुगृहीतोपमालङ्कारप्राधान्येन प्रस्तुतो रसो गुणीकृतोऽपरिजिघटिषया।

२५ अङ्गत्वेऽपि कालेऽवसरे ग्रहणं यथा-

उद्दामोत्कलिकां विपाण्डुररुचं प्रारब्धजृम्भां क्षणात्
आयासं श्वसनोद्गमैरविरलैरातन्वतीमात्मनः।
अद्योद्यानलतामिमां समदनां नारीमिवान्यां ध्रुवं
पश्यन्कोपविपाटलद्युति मुखं देव्याः करिष्याम्यहम् ॥५॥

[रत्नावली २.४]

તેમાં – રસ વિષે ઉપકારક (બનતા અલંકારો)ના પ્રકાર કહે છે –

**તે (રસ)ને માટે જ (પ્રયોજાયા હોય); યોગ્ય સમયે (તેમનો) સ્વીકાર કે ત્યાગ (કરવામાં આવે); (તેનો) અત્યંત = છેક અન્ત સુધી, નિર્વાહ ન થાય તો પણ; અને કદાચ (અત્યંત) નિર્વાહ થાય તો પણ (તે) અંગભૂત હોય તો (તેવા અલંકાર) રસને ઉપકારક થાય છે. (૧૪)**

'અલંકારો' એ શબ્દ (સૂત્રમાં) છે (તેમ સ્વીકારવું.) – 'તત્પરત્વ' એટલે રસને ઉપકારક હોય તે રીતે અલંકારનું નિરૂપણ, નહિ કે બાધકરૂપે કે નહિ તટસ્થપણે. જેમ કે,

'હે મધુકર, તું એની ચંચળ છેડાવાળી થરથરતી દષ્ટિને (= આંખને) અનેક વખત સ્પર્શે છે; જાણે કે રહસ્ય કહેનાર ન હોય એ રીતે કાનની પાસે જઈને હળવેથી ગુંજન કરે છે. હાથ હલાવતી એના રતિના સર્વસ્વરૂપ અધરનું પાન કરે છે. તત્ત્વનું અન્વેષણ કરતાં અમે તો મરાણા પણ તું તો સદ્ભાગી (બન્યો). (૨) [શાકુન્તલ-૧૧.૨૦]

અહીં, ભ્રમરની સ્વભાવોક્તિરૂપી અલંકાર રસપરક રીતે નિરૂપાયો હોઈ તે રસને વિષે ઉપકારક છે.

બાધકસ્વરૂપે (અલંકારનિરૂપણ) જેમ કે,

છૂટી ગયેલ કેશસમૂહ વિખરાઈ જવાથી ફૂલમાળાની રચવામાં આવેલી શોભા ત્યજે છે. મત્ત એવી એને ચરણે લાગેલાં આ બે નૂપુરો બમણો અવાજ કરે છે. એનો આ હાર કંપને કારણે અસ્ત-વ્યસ્ત થઈ સતત છાતી પર પ્રહાર કરે છે. ક્રીડા કરતી એવી એના સ્તનના ભારથી નમી ગયેલી કેડથી નિરપેક્ષ હોય એ રીતે જાણે કે પીડાથી (આ બધું થાય છે). (૩) [રત્નાવલી-૧.૧૬]

અહીં, 'જાણે કે પીડાથી' – માંનો ઉત્પ્રેક્ષા અલંકાર મુખ્ય હોઈ તેનો સહાયક (અનુગ્રાહક) અર્થશ્લેષ (નામે અલંકાર) કરુણ રસને યોગ્ય વિભાવ, અનુભાવ ઉત્પન્ન કરતો હોવાથી બાધકરૂપે જ જણાય છે, (તે) પ્રસ્તુત રસને ઉપકારી (બનતો) નથી.

તટસ્થપણે (અલંકાર નિરૂપણ) જેમ કે,

લીલાથી કમળને હલાવતી અને અમારા વિષેનો પક્ષપાત જાહેર કરતી આ કોણ ચિત્રમાં દોરેલી છે ? – જે રાજહંસીની માફક માનસમાં પ્રવેશે છે ? (૪) [રત્નાવલી-૨.૮]

ચિત્રફલક પર આલેખેલ સાગરિકાના પ્રતિબિંબ (= ચિત્ર)ના દર્શનથી જાગેલ અભિલાષાવાળા વત્સરાજની આ ઉક્તિ જાણે કે તટસ્થની હોય તે રીતે કવિ વડે રચાઈ છે. આમ, શ્લેષ વડે અનુગ્રહિત ઉપમા અલંકારનું પ્રાધાન્ય હોતાં પ્રસ્તુત (શૃંગાર) રસ (મુખ્ય રૂપે) નિરૂપિત કરવાની (કવિની) ઇચ્છા ન હોવાને કારણે ગૌણ બનાવાયો છે.

(અલંકાર) અંગરૂપ હોવા છતાં પણ સમયસર (= યોગ્ય) પ્રસંગે) (તેનું) ગ્રહણ (કરવામાં આવે તેનું ઉદા.) જેમ કે,

જેમાં અનેક કળીઓ બહાર આવેલી છે (અથવા, જેને રોમાંચ થયેલ છે), જેનો રંગ ફિક્કો પડ્યો છે, તે જ ક્ષણે જેના વિકાસનો પ્રારંભ થયો છે (અથવા, જેના અંગમરોડનો આરંભ થયો છે) સતત (વાસન્તી) પવન વાતો હોવાથી જે હાલી રહી છે (અથવા, જે શ્વાસોશ્વાસથી પોતાના હૃદયસ્થ સંતાપને પ્રગટ કરે છે) મદનવૃક્ષની સાથે રહેલી (અથવા, મદનયુક્તા) આ લતાને બીજી નાયિકાની જેમ જોતાં, આજે જરૂર હું દેવીના મુખને કોપથી લાલ ચમકવાળું બનાવીશ. (૫) [રત્નાવલી-૨.૪]

अत्रोपमा तदनुग्राहकश्च श्लेष ईर्ष्याविप्रलम्भस्य भाविनश्चर्वणाभिमुख्यं कुर्वन्नवसरे रसस्य प्रमुखीभावदशायामुपनिबद्ध उपकारी।

न त्वेवं यथा—

वाताहारतया जगद्विषधरैराश्वास्य निःशेषितं
५ ते ग्रस्ताः पुनरभ्रतोयकणिकातीव्रव्रतैर्बर्हिभिः।
तेऽपि क्रूरचमूरुचर्मवसनैर्नीताः क्षयं लुब्धकैः
दम्भस्य स्फुरितं विदन्नपि जनो जाल्मो गुणानीहते॥६॥

[भल्लटशतक ८७]

अत्र वाताहारत्वं पश्चाद्वाच्यमप्यादावुक्तम्-इत्यतिशयोक्तिरनवसरे गृहीता। तथाहि-प्रथमत एव प्रथमपादे
१० हेतूत्प्रेक्षया यदतिशयोक्तेरुपादानं न तत्प्रकृतस्य दम्भप्रकर्षप्रभावतिरस्कृतगुणगणानुशोचनमयस्य निर्वेदस्याङ्गतामेति। न हि वाताहरत्वादधिको दम्भस्तोयकणव्रतं नापि ततोऽधिकं दम्भत्वं मृगाजिनवसनमिति।

गृहीतस्याप्यवसरे त्यागो यथा—

रक्तस्त्वं नवपल्लवैरहमपि श्लाघ्यैः प्रियाया गुणैः
त्वामायान्ति शिलीमुखाः स्मरधनुर्मुक्ताः सखे मामपि।
१५ कान्तापादतलाहतिस्तव मुदे तद्वन्ममाप्यावयोः
सर्वं तुल्यमशोक केवलमहं धात्रा सशोकः कृतः॥७॥

[हनुमन्नाटक ५.४]

अत्र प्रबन्धप्रवृत्तोऽपि श्लेषो व्यतिरेकविवक्षया त्यज्यमानो विप्रलम्भोपकारी।

न त्वेवं यथा—

२० आज्ञा शक्रशिखामणिप्रणयिनी शास्त्राणि चक्षुर्नवं
भक्तिर्भूतपतौ पिनाकिनि पदं लङ्केति दिव्या पुरी।
उत्पत्तिर्द्रुहिणान्वये च तदहो नेदृग्वरो लभ्यते
स्याच्चेदेष न रावणः क्व नु पुनः सर्वत्र सर्वे गुणाः॥८॥

[बालरामायण १.३६]

२५ अत्र न रावण इत्यस्मादेव त्यागो युक्तः। तथा हि—रावण इत्येतज्जगदाक्रन्दकारित्वाद्यर्थान्तरं प्रतिपादयञ्जनकस्य धर्मवीरं प्रत्यनुभावतां प्रतिपद्यते। ऐश्वर्यं पाण्डित्यं परमेशभक्तिर्देशविशेषोऽभिजन इत्येतत्सर्वं लोकमपबाधमानस्याधर्मपरस्य नार्थक्रियाकारकमिति तावतोऽर्थस्य तिरस्कारकत्वेनैवं रावणचेष्टितं निर्वाहणीयं। यत्त्वन्यदुपात्तं 'क्व नु पुनर्' इति, तद्यदि ससंदेहत्वेन योज्यते अथाक्षेपत्वेनाथापि नेदृग्वरो लभ्यत इत्यत्रार्थान्तरन्यासत्वेन तथापि प्रकृतस्य धर्मवीरस्य न कथंचिन्निर्वाहः।

અહીં, ઉપમા અને તેનો સહાયક શ્લેષ (બંને અલંકારો) ભાવિ ઈર્ષ્યાવિપ્રલંભ (રસ)ની ચર્વણા પ્રતિ અભિમુખ કરતા હોય તે રીતે યોગ્ય સમયે રસની મુખ્ય અવસ્થામાં પ્રયોજાયા હોઈ (તેને) ઉપકારક છે.

તે પ્રમાણે ન હોય (તેનું ઉદા.) જેમ કે,

વિષધર દ્વારા વાયુરૂપ આહારને લીધે જગતને શ્વાસમાં લઈ (તેને) નિઃશેષ કરી દીધું. તે (સર્પ) વળી વાદળમાંથી (વરસતા) જળબિંદુ (લેવાના) તીવ્રવ્રતવાળા મોર વડે ગળી જવાયા. તે પણ મૃગચર્મરૂપી વસ્ત્રવાળા ક્રૂર શિકારીઓ વડે નાશ પામ્યા. દંભને સ્પષ્ટ જાણવા છતાં અભાગી મનુષ્ય ગુણોની ઈચ્છા (= અપેક્ષા) રાખે છે. (૬)　　　　　　　　　　　　　　　　　　　　　　[ભલ્લટશતક-૮૭]

અહીં, 'વાતાહારત્વ'નું કથન પછી થવું યોગ્ય હતું છતાં પહેલાં કહેવાયું છે. તેથી (સર્જાતો) અતિશયોક્તિ (અલંકાર) કસમયે સ્વીકારાયો છે. જેમ કે, પ્રથમ પાદમાં, પહેલેથી જ હેતૂત્પ્રેક્ષા વડે જે અતિશયોક્તિનું નિરૂપણ કરાયું છે, તે – પ્રસ્તુત એવો નિર્વેદ કે જે દંભના પ્રકર્ષના પ્રભાવથી તિરસ્કૃત થતા ગુણોના સમૂહ માટે થતા શોક સ્વરૂપ છે તેના અંગરૂપ બનતું નથી (કેમ કે) 'વાતાહારત્વ'થી પાણીનું ટીપું પીવાનું વ્રત તે અધિક દંભ છે તેમ નથી, તથા તેનાથી અધિક દંભ મૃગચર્મના વસ્ત્ર (ને ધારણ કરવામાં) છે તેવું પણ નથી.

(એકવાર) સ્વીકારાયેલ (અલંકાર)નો પણ યોગ્ય સમયે ત્યાગ (કરવામાં આવે તેનું ઉદા.) જેમ કે,

તું નવપલ્લવો વડે રક્ત છે, હું પણ પ્રિયાના વખાણવાલાયક ગુણોથી (અનુરક્ત છું). હે મિત્ર ! તારી પાસે ભમરો આવે છે. મારી માસે પણ કામદેવના ધનુષ્યમાંથી છૂટેલ બાણ (આવે છે) : પ્રિયતમાના પાદપ્રહારથી તને હર્ષ થાય છે તે જ રીતે મને પણ (હર્ષ થાય છે). હે અશોક ! આપણા બે વચ્ચે બધું જ સરખું છે પરંતુ (ફક્ત ફેર એટલો છે કે) વિધાતાએ મને શોકયુક્ત કર્યો છે. (૭)　　[હનુમન્નાટક-૫.૪]

અહીં, પ્રબંધવ્યાપી શ્લેષ (અલંકાર) વ્યતિરેક (અલંકાર)ની વિવક્ષાથી છોડી દેવાયો છે, જે વિપ્રલંભને ઉપકારક બને છે.

તેમ ન હોય (તેનું ઉદા.) જેમ કે,

(જેની) આજ્ઞા ઇન્દ્રને માટે શિરોધાર્ય છે, શાસ્ત્રો (જેની) નવી આંખો (સ્વરૂપ) છે, ભૂતપતિ શંકર (ને વિષે) ભક્તિ છે, લંકા નામે દિવ્ય નગરી (તેનું) સ્થાન છે, બ્રહ્માના વંશમાં જન્મ છે. તેથી આવો વર (બીજો) ન મળે; ઓહ ! પણ જો આ 'રાવણ' ન હોત તો ! અથવા બધે બધા ગુણો ક્યાંથી હોય ? (૮)

[બાલરામાયણ-૧.૩૬]

અહીં, 'જો રાવણ ન હોય તો' આ શબ્દોથી જ ત્યાગ કરવો ઉચિત હતો; કેમ કે, 'રાવણ' એટલે જગતને આક્રંદ કરાવનાર વગેરે રૂપ બીજા અર્થનું પ્રતિપાદન કરતો અર્થ જનકના ધર્મવીરને વિષે અનુભાવરૂપ બને છે. ઐશ્વર્ય, પાણ્ડિત્ય, શંકર વિષેની ભક્તિ, વિશિષ્ટ દેશ, ઊંચું કુળ, – આ બધું લોકોને પીડા આપનાર અધર્મીને વિષે ફલપ્રદ નથી (પણ) તેવા અર્થના તિરસ્કારરૂપે જ રાવણની ચેષ્ટાનું નિરૂપણ થવું જોઈએ. (હવે) 'क्व नु पुनः' વગેરે દ્વારા જે બીજાનું ગ્રહણ થયું છે તે જો સસંદેહરૂપે યોજાયું હોય અથવા આક્ષેપરૂપે યોજાયું હોય અથવા તો 'આવો વર મળે નહીં' એમ અર્થાન્તરન્યાસરૂપે નિરૂપાયું હોય – તોપણ (તેનાથી) પ્રસ્તુત એવા ધર્મવીર – (રસ)નો કોઈ પણ રીતે નિર્વાહ થતો નથી.

नात्यन्तं निर्वाहो यथा–

कोपात्कोमललोलबाहुलतिकापाशेन बद्ध्वा दृढम्
नीत्वा वासनिकेतनं दयितया सायं सखीनां पुरः ।
भूयो नैवमिति स्खलत्कलगिरा संसूच्य दुश्चेष्टितं ।
५ धन्यो हन्यत एव निह्नुतिपरः प्रेयान् रुदत्या हसन् ॥९॥

[अमरुशतक ९]

अत्र रूपकमारब्धमनिर्व्यूढं च रसोपकाराय ।

न त्वेवं यथा–

स्वञ्चितपक्ष्मकपाटं नयनद्वारं स्वरूपताडेन ।
१० उद्घाट्य मे प्रविष्टा देहगृहं सा हृदयचोरी ॥१०॥

[भासस्य] [अभिनवभारत्यां पठितः]

अत्र नयनद्वारमित्येतावदेव सुन्दरं शृङ्गारानुगुणं न त्वन्यद्रूपणम् ।

निर्वाहेऽप्यङ्गत्वं यथा–

श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षिते दृष्टिपातान्
१५ गण्डच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् ।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासान्
हन्तैकस्थं क्वचिदपि न ते भीरु सादृश्यमस्ति ॥११॥

[मेघदूत २.४१]

अत्र ह्युत्प्रेक्षायास्तद्भद्भावाध्यारोपरूपाया अनुप्राणकं सादृश्यं यथोपक्रान्तं तथा निर्वाहितमपि
२० विप्रलम्भरसोपकाराय ।

न त्वेवं यथा–

न्यञ्चत्कुञ्चितमुत्सुकं हसितवत्साकूतमाकेकरं
व्यावृत्तं प्रसरत्प्रसादि मुकुलं सप्रेम कम्प्रं स्थिरम् ।
उद्भ्रु भ्रान्तमपाङ्गवृत्ति विकचं मज्जत्तरङ्गोत्तरं
२५ चक्षुः साश्रु च वर्तते रसवशादेकैकमन्यत्क्रियम् ॥१२॥

[बालरामायण २.१९]

અત્યંત પરિપોષ ન હોય તેવા (અલંકારનું ઉદા.) જેમ કે,

ગુસ્સાને લીધે, પોતાના કોમળ અને હાલતા બાહુરૂપી લતાના પાશથી દૃઢ રીતે બાંધીને, શયનકક્ષમાં લઈ જઈને સાંજે સખીઓની સામે, 'ફરી આવું નહિ થાય' એવી અસ્પષ્ટ ને મધુર વાણીથી દુરાચાર સૂચવીને, રડતી પ્રિયતમા દ્વારા, (પોતાનો ગુનો) સંતાડવા માટે હસતો એવો જે પ્રિય, માર ખાય છે તે ધન્ય છે. (૯)

[અમરુશતક-૯]

અહીં શરૂ કરેલ રૂપક (અલંકાર) પૂરેપૂરો નિર્વાહ પામેલ નથી, જે (વિગત) રસને વિષે ઉપકારક બને છે.

તેમ ન હોય (તેનું ઉદા.) જેમ કે,

પાંપણરૂપી કમાડ સારી રીતે બંધ કરેલ છે તેવું નયનરૂપી દ્વાર પોતાના રૂપના ધક્કાથી ખોલીને મારા દેહરૂપી ઘરમાં તે હૃદયની ચોરી કરનારી પ્રવેશી છે. (૧૦)    [ભાસકૃત] [અભિનવ ભારતીમાં ઉદ્ધૃત]

અહીં 'નયનરૂપી દ્વાર' એટલું જ રૂપક શૃંગારને અનુરૂપ અને સુંદર છે, અન્ય રૂપકો નહીં.

છેક સુધી અલંકારનો નિર્વાહ કરવામાં આવ્યો હોય છતાં તે અંગભૂત હોય તેનું ઉદા. જેમ કે,

પ્રિયંગુલતામાં (તેના) અંગને, ગભરાયેલી હરિણીની દૃષ્ટિમાં (તેના) કટાક્ષને, ચંદ્રમાં (તેના) કપોલની કાન્તિને, મોરનાં પીંછાંમાં (તેના) કેશને, નદીનાં નાનાં મોજામાં (તેના) ભ્રૂવિલાસને હું જોઉં છું, પણ અફસોસ ! હે ભીરુ ! ક્યાંય પણ એક ઠેકાણે તારું (સમગ્ર) સાદૃશ્ય રહેલું નથી. (૧૧)    [મેઘદૂત-૨.૪૧]

અહીં, જે તે ભાવના અધ્યારોપરૂપ ઉત્પ્રેક્ષાનું અનુપ્રાણક એવું સાદૃશ્ય જે રીતે આરંભાયું છે, તે જ રીતે (છેક સુધી) નિર્વાહ પામ્યું છે, (તેથી) વિપ્રલંભ રસને ઉપકારક છે.

તેમ ન હોય તેનું ઉદા. જેમ કે,

નીચે નમેલી, વળેલી, ઉત્સુક, હસતી, અભિપ્રાયયુક્ત, ત્રાંસી, પહોળી થયેલી, પ્રસન્ન, અડધી મીંચેલી, પ્રેમભરી, ધ્રૂજતી, સ્થિર, ઊંચે ઉઠાવેલ ભ્રમરવાળી, ખૂણા તરફ વળેલી, વિકસિત, મીંચેલી, તરંગથી પૂર્ણ, આંસુસભર આંખ (શૃંગાર) રસને લીધે જુદી જુદી ક્રિયા કરી રહી છે. (૧૨).

[બાલરામાયણ-૨.૧૯]

अत्र रावणस्य दृग्विंशतौ वैचित्र्येण स्वभावोक्तिर्निर्वाहितापि रसस्याङ्गत्वेन न योजितेति ॥

शब्दार्थयोः स्वरूपमाह—

**मुख्यगौणलक्ष्यव्यङ्ग्यार्थभेदात् मुख्यगौणलक्षकव्यञ्जकाः शब्दाः ॥१५॥**

मुख्यार्थविषयो मुख्यो गौणार्थविषयो गौणो लक्ष्यार्थविषयो लक्षको व्यङ्ग्यार्थविषयो व्यञ्जकः
५ शब्दः । विषयभेदाच्छब्दस्य भेदो, न स्वाभाविक इत्यर्थः ।

मुख्यमर्थं लक्षयति—

**साक्षात्संकेतविषयो मुख्यः ॥१६॥**

अव्यवधानेन यत्र संकेतः क्रियते स मुखमिव हस्ताद्यवयवेभ्योऽर्थान्तरेभ्यः प्रथमं प्रतीयत इति मुख्यः । स च जातिगुणक्रियाद्रव्यरूपस्तद्विषयः शब्दो मुख्यो वाचक इति चोच्यते । यथा—गौः शुक्लश्चलति देवदत्त
१० इति । यदाह **महाभाष्यकारः**—

(६) "चतुष्टयी शब्दानां प्रवृत्तिः" इति ।

[अ. १., पा. १, आ. २, ऋलृक् सूत्र]

जात्यादिस्वरूपं च प्रकृतानुपयोगान्नेह विपञ्चयते । जातिरेव सङ्केतविषय इत्येके । तद्वानित्यपरे । अपोह इत्यन्ये ।

१५ गौणं लक्षयति—

**मुख्यार्थबाधे निमित्ते प्रयोजने च भेदाभेदाभ्यामारोपितो गौणः ॥१७॥**

गौर्वाहीको गौरेवायमित्यादौ मुख्यस्यार्थस्य सास्नादिमत्वादेः प्रत्यक्षादिना प्रमाणेन बाधे निमित्ते च सादृश्यसंबन्धादौ, प्रयोजने च सादृश्यताद्रूप्यप्रतिप्रतिरूपे सत्यारोप्यारोपविषययोर्भेदाभेदेन च समारोपितोऽतथाभूतोऽपि तथात्वेनाध्यवसितो, गुणेभ्य आयातत्वाद्गौणः तद्विषयः शब्दोऽपि गौण उपचरित इति
२० चोच्यते । तत्र सादृश्ये निमित्ते भेदेनारोपितो यथा—गौर्वाहीकः । इदं वक्ष्यमाणस्य रूपकालङ्कारस्य बीजम् । अभेदेन यथा—गौरेवायमिति । इदमतिशयोक्तिप्रथमभेदस्य ।

અહીં, રાવણની વીસે આંખોમાંના વૈચિત્ર્ય વડે નિર્વાહ પામેલ સ્વભાવોક્તિ, રસના અંગરૂપે પ્રયોજાઈ નથી.

(હવે) શબ્દ અને અર્થનું સ્વરૂપ કહે છે -

**મુખ્ય, ગૌણ લક્ષ્ય અને વ્યંગ્ય (એ ચાર પ્રકારના) અર્થના અનુસંધાનમાં શબ્દો (અનુક્રમે) મુખ્ય, ગૌણ, લક્ષક અને વ્યંજક (એમ ચાર પ્રકારના બને છે). (૧૫)**

મુખ્ય અર્થ જેનો વિષય છે તે થયો મુખ્ય (શબ્દ), ગૌણ અર્થ જેનો વિષય છે તે થયો ગૌણ (શબ્દ), લક્ષ્યાર્થ જેનો વિષય છે તે થયો લક્ષક (શબ્દ) અને વ્યંગ્યાર્થ જેનો વિષય છે તે થયો વ્યંજક શબ્દ. વિષયના ભેદને કારણે શબ્દનો ભેદ સંભવે છે (એટલે કે) તે (ભેદ) સ્વાભાવિક નથી તેમ અર્થ થયો.*

(હવે) મુખ્ય અર્થનું લક્ષણ બાંધે છે -

**સાક્ષાત્ સંકેતનો વિષય બનતો (અર્થ) તે થયો મુખ્યાર્થ. (૧૬)**

જ્યાં (જે અર્થને વિષે) વ્યવધાન વગર સંકેત કરવામાં આવે છે, તે, હાથ વગેરે અવયવો કરતાં મુખ જેમ (સૌ પ્રથમ જણાય તેમ) બીજા અર્થો કરતાં સૌ પ્રથમ પ્રતીત થાય છે તેથી (તે) મુખ્ય છે અને તે જાતિ, ગુણ, ક્રિયા અને દ્રવ્યરૂપ છે. તેનો વિષય બનતો શબ્દ (પણ) મુખ્ય (અને) વાચક કહેવાય છે. જેમ કે, गौः, शुक्लः, चलति અને देवदत्तः.

મહાભાષ્યકાર પણ કહે છે કે,

(૬) "શબ્દોની પ્રવૃત્તિ ચાર પ્રકારની છે."

જાતિ વગેરેનું સ્વરૂપ પ્રસ્તુત (વિષય)માં ઉપયોગી ન હોવાથી અહીં વિસ્તૃત કરાતું નથી. માત્ર જાતિ એ જ સંકેતનો વિષય છે એમ કેટલાક માને છે. તેનાથી યુક્ત (= જાતિવિશિષ્ટ) વ્યક્તિ(ને વિષે સંકેત) બીજાઓ (સ્વીકારે છે), તથા વળી બીજા અપોહમાં સંકેત માને છે.

(હવે) ગૌણ (અર્થ)નું લક્ષણ બાંધે છે -

**"મુખ્ય અર્થનો બાધ થતાં, (સંબંધરૂપી) નિમિત્ત અને પ્રયોજન હોય તો, ભેદ અને અભેદ દ્વારા આરોપિત (અર્થ) ગૌણ છે. (૧૭)**

"गौर्वाहीक" (= વાહીક બળદ છે) કે "गौरेवायम्" (= આ બળદ જ છે) વગેરે વાક્યોમાં સાસ્નાદિયુક્ત (= ગળાની ગોદડી વગેરેથી યુક્ત હોવું) વગેરે રૂપ મુખ્ય અર્થનો પ્રત્યક્ષ વગેરે પ્રમાણ દ્વારા બાધ થતાં, સાદશ્યસંબંધ વગેરે નિમિત્ત હોતાં અને સાદશ્યમૂલક તદ્રૂપતા = તાદાત્મ્યના બોધરૂપી પ્રયોજન હોય ત્યારે આરોપ્ય - આરોપ કરવા યોગ્ય વિગત - તથા, જેના ઉપર આરોપ કરવામાં આવે છે તે આરોપવિષય - એ બે વચ્ચે (અનુક્રમે) ભેદ અને અભેદ દ્વારા સમારોપિત થતો, તે પ્રકારનો (= મુખ્યાર્થ) ન હોવા છતાં તે રૂપે (= મુખ્યાર્થ રૂપે) નિશ્ચિત થતો - સ્વીકારાતો, ગુણોને લીધે આવેલો હોઈ ગૌણ (અર્થ) કહેવાય છે. તેનો વિષય બનતો શબ્દ પણ "ગૌણ"ને "ઉપચરિત" (એમ) કહેવાય છે. તેમાં (= ગૌણાર્થમાં) સાદશ્યસંબંધ નિમિત્ત હોતાં ભેદ વડે આરોપિત હોય તેનું ઉદા. છે - 'गौर्वाहीकः' - 'વાહીક બળદ છે'. આ (ગૌણાર્થ) આગળ કહેવાનાર રૂપક અલંકારનું બીજ છે. અભેદ દ્વારા આરોપણનું ઉદા. છે - "गौरेवायम्" - 'આ બળદ જ છે' - આ (ગૌણાર્થ) અતિશયોક્તિના પ્રથમ ભેદનું (બીજ છે).

---

* અર્થાત્, અમુક શબ્દ મુખ્ય અને અમુક ગૌણ તે તેના વિષયના અનુલક્ષમાં સાપેક્ષ રીતે કહેવાય છે. તેથી એકનો એક શબ્દ જુદા જુદા સંદર્ભમાં મુખ્ય, ગૌણ, લક્ષક કે વ્યંજક બની શકે છે.

अत्र स्वार्थसहचारिणो गुणा जाड्यामान्द्यादयो लक्ष्यमाणा अपि गोशब्दस्य परार्थाभिधाने निमित्तत्वमुपयान्तीति केचित् । स्वार्थ-सहचारिगुणाभेदेन परार्थगता गुणा एव लक्ष्यन्ते, न तु परार्थोऽभिधीयत इत्यन्ये । साधारणगुणाश्रयेण परार्थ एव लक्ष्यत इत्यपरे ।

संबन्धे कार्यकारणभावे आयुर्घृतं, आयुरेवेदम् । अत्रान्यवैलक्षण्येनाव्यभिचारेण च कार्यकारित्वादि
५ प्रयोजनम् । तादर्थ्ये—इन्द्रार्था स्थूणा इन्द्रः । स्वस्वामिभावे राजकीयः पुरुषो राजा । ग्रामस्वामी ग्रामः । अवयवावयविभावे अग्रहस्त इत्यत्राग्रमात्रेऽवयवे हस्तः । मानमेयभावे आढको व्रीहिः । संयोगे रक्तद्रव्यसंयोगाद्रक्तः पटः । तात्कर्म्ये अतक्षा तक्षा । वैपरीत्ये अभद्रमुखे भद्रमुखः ।

लक्ष्यमर्थं लक्षयति —

**मुख्यार्थसंबद्धस्तत्त्वेन लक्ष्यमाणो लक्ष्यः ॥१८॥**

१० मुख्योऽर्थो गङ्गादिशब्दानां स्रोतःप्रभृतिस्तेन संबद्धस्तटादिरर्थस्तत्त्वेनाभेदेन लक्ष्यमाणो लक्ष्यः । तत्त्वेन लक्ष्यमाण इति वचनाद्भेदाभेदाभ्यामारोपित इति न वर्तते । शेषं तु गौणलक्षणमनुवर्तत एव । तद्विषयः शब्दो लक्षको यथा—गङ्गायां घोषः, कुन्ताः प्रविशन्ति । अत्र गङ्गायां घोषाधिकरणत्वस्य कुन्तानां प्रवेशस्य चासंभवान्मुख्यार्थबाधः । सामीप्यं साहचर्यं च निमित्तम् । गंगातट इति कुन्तवन्त इति च प्रयोगाद्येषां न तथाप्रतिपत्तिस्तेषां पावनत्वरौद्रत्वादीनां धर्माणां तथाप्रतिपादनं प्रयोजनम् ।

१५ गौरनुबन्ध्य इति तु नोदाहरणीयम् । अत्र हि श्रुतिनोदितमनुबन्धनं जातौ न संभवतीति जात्यविनाभावित्वाद् व्यक्तिराक्षिप्यते, न तु शब्देनोच्यते ।

અહીં, (= ગૌણાર્થમાં) પોતાના અર્થની સાથે રહેતા ગુણો (જેવા કે) જડતા, મંદતા વગેરે - લક્ષિત થતા હોવા છતાં, 'गो' શબ્દના અન્ય અર્થને કહેવામાં નિમિત્ત બને છે એમ કેટલાક માને છે, તો બીજા કેટલાક પોતાના અર્થની સાથે રહેતા ગુણોના અભેદને લીધે બીજાને વિષે રહેલા ગુણો જ લક્ષિત થાય છે પણ પરાર્થનું (='ગો' વિષયક અર્થનું) અભિધાન થતું નથી એમ માને છે. જ્યારે (વળી) બીજાઓના મતે સમાન ગુણોના આશ્રયથી પરાર્થ જ લક્ષિત થાય છે.

કાર્યકારણભાવનો સંબંધ (નિમિત્ત) હોતાં, (તેનાં ઉદા. છે) - 'आयुर्घृतम्' અને 'आयुरेवेदम्' (= ઘી એ આયુષ્ય છે' અને 'આ આયુષ્ય જ છે'.) અહીં, બીજા કરતાં જુદી રીતે અને ચોક્કસ જ કાર્ય કરવાની શક્તિરૂપી પ્રયોજન છે. તાદર્થ્ય સંબંધ હોતાં (ઉદા. છે) - "इन्द्रार्था स्थूणा इन्द्रः" (= ઇન્દ્ર માટે રચેલ થાંભલાને ઇન્દ્ર કહે છે'), સ્વસ્વામિભાવ સંબંધ હોતાં (તેનું ઉદા. છે) 'राजकीयः पुरुषः राजा' - (= રાજાના સેવક માટે 'રાજા' એવો પ્રયોગ) - તથા 'ग्रामस्वामी ग्रामः' (= ગામના મુખીને ગામ કહેવો), અવયવાવયવિભાવનો સંબંધ હોતાં 'अग्रहस्त' એમ ફક્ત અવયવના આગળના ભાગને વિષે જ હસ્ત એવો પ્રયોગ, માનમેયભાવનો સંબંધ હોતાં, આઢક (= અમુક માપ, જેમ કે ૧ કિલો) ને વ્રીહિ (= ચોખા) (કહેવામાં આવે); સંયોગસંબંધ હોતાં રક્તદ્રવ્યના સંયોગને કારણે પટને પણ રક્ત (કહેવામાં આવે), તાત્કર્મ્યનો સંબંધ હોતાં, જે સુથાર નથી તેને સુથાર (કહેવામાં આવે), અને વૈપરીત્યનો સંબંધ હોતાં, ભદ્રમુખવાળો ન હોય તેને પણ ભદ્રમુખવાળો (કહેવાય).

(હવે) લક્ષ્ય અર્થનું લક્ષણ આપે છે -

**મુખ્યાર્થની સાથે સંબદ્ધ (અને) તે રૂપે જ લક્ષિત થતો (અર્થ) લક્ષ્ય (કહેવાય છે). (૧૮)**

મુખ્ય અર્થ (એટલે) (गङ्गायां घोषः વગેરેમાં) ગંગા વગેરે શબ્દોનો પ્રવાહ વગેરે, તેનાથી સંબદ્ધ (એવો) તટ વગેરે અર્થ, तत्त्वेन (એટલે) (ગંગા શબ્દ સાથેના) અભેદથી લક્ષિત થતો (અર્થ) તે થયો લક્ષ્યાર્થ. 'तत्त्वेन लक्ष्यमाणः' = એ રૂપે જ લક્ષિત થતો એ શબ્દો દ્વારા - ભેદ અને અભેદથી આરોપિત (એ વિગત) (લક્ષ્યાર્થમાં) નથી. (અર્થાત્ કેવળ અભેદ જ અહીં જણાય છે.) બાકીની વિગત ગૌણ (અર્થના) લક્ષણ અનુસાર જ છે. તે (= લક્ષ્યાર્થ) જેનો વિષય છે તે શબ્દ લક્ષક (કહેવાય છે). જેમ કે, 'गङ्गायां घोषः' (= ગંગામાં નેસ) (તથા) 'कुन्ताः प्रविशन्ति' (= ભાલાઓ પ્રવેશે છે). અહીં (અનુક્રમે) ગંગામાં નેસનું હોવું તથા ભાલાઓનો પ્રવેશ અસંભવ હોવાથી મુખ્યાર્થનો બાધ થાય છે. સામીપ્ય અને સાહચર્ય એ (અહીં) (અનુક્રમે) નિમિત્ત છે (તથા) ગંગાતટ અને ભાલાધારીઓ એવા પ્રયોગથી જેની તે પ્રકારની પ્રતીતિ થતી નથી તે પાવનત્વ (તથા) રૌદ્રત્વ વગેરે ધર્મોનું તે પ્રકારનું પ્રતિપાદન થાય તે તેનું પ્રયોજન છે.

અહીં "गौरनुबन्ध्यः" (= ગોધો હોમવો) એ ઉદાહરણ આપવું યોગ્ય નથી, કેમ કે, અહીં શ્રુતિ દ્વારા આદિષ્ટ એવું અનુબંધન જાતિને વિષે સંભવતું નથી. તેથી જાતિ સાથે અવિનાભાવ (= નિત્ય) સંબંધે રહેતી વ્યક્તિનો આક્ષેપ થાય છે, પણ તે શબ્દ વડે કહેવાતું નથી.

(७) ''विशेष्यं नाभिधा गच्छेत् क्षीणशक्तिर्विशेषणे''

इति न्यायात् । न चात्र प्रयोजनमस्ति । अविनाभावादाक्षेपे च यदि लक्ष्यत्वमिष्यते तदा क्रियतामित्यत्र कर्तुः । कुर्वित्यत्र कर्मणः । प्रविश, पिण्डीमित्यादौ गृहं, भक्षय—इत्यादेश्च लक्ष्यत्वं स्यात् । पीनो देवदत्तो दिवा न भुङ्क्त इत्यादौ न पीनत्वेन रात्रिभोजनं लक्ष्यतेऽपि त्वर्थापत्त्या आक्षिप्यत इति । इह च यत्र
५ वस्त्वन्तरे वस्त्वन्तरमुपचर्यते स गौणोऽर्थो यत्र तु न तथा स लक्ष्य इति विवेकः । कुशल-द्विरेफद्विकादयस्तु साक्षात्संकेतविषयत्वान्मुख्या एवेति न रूढिर्लक्ष्यस्यार्थस्य हेतुत्वेनास्माभिरुक्ता ।

व्यङ्ग्यं लक्षयति

**मुख्याद् व्यतिरिक्तः प्रतीयमानो व्यङ्ग्यो ध्वनिः ॥१९॥**

मुख्यगौणलक्ष्यार्थव्यतिरिक्तः प्रतीतिविषयो व्यङ्ग्योऽर्थः । स च ध्वन्यते द्योत्यत इति ध्वनिरिति
१० पूर्वाचार्यैः संज्ञितः । अयं च वस्त्वलङ्काररसादिभेदात्त्रेधा । तथा ह्याद्यस्तावत्प्रभेदो मुख्यादिभ्योऽत्यन्तं भिन्नः । स हि वाच्ये विधिरूपे प्रतिषेधरूपो यथा—

भम धम्मिअ वीसत्थो सो सुणओ अज्ज मारिओ तेण
गोलाणइकच्छकुडङ्गवासिणा दरियसीहेण ॥१३॥

[गाथासप्तशती २.७५]

१५ अत्र विस्रब्धो भ्रमेति विधिवाक्ये तत्र निकुञ्जे सिंहस्तिष्ठति त्वं च शुनोऽपि बिभेषि तस्मात्त्वया तस्मिन् न गन्तव्यमिति निषेधः प्रतीयते ।

क्वचिन्निषेधे विधिर्यथा—

अत्ता एत्थ नु मज्जइ एत्थ अहं दियसयं पुलोएसु ।
मा पहिय रत्तिअंधय सेज्जाए महं; नु मज्जिहसि ॥१४॥

२० [गाथासप्तशती ७.६७; सप्तशतक ६६९]

अत्रावयोः शय्यायां मा निषत्स्यसीति निषेधवाक्ये इयं श्वश्रूशय्या इयं मच्छय्येति दिवाप्युपलक्ष्य रात्रौ त्वयेहागन्तव्यमिति विधिः प्रतीयते ।

क्वचिद्विधौ विध्यन्तरं यथा—

बहलतमा हयराई अज्ज पउत्थो पई घरं सुन्नं ।
२५ तह जग्गिज्ज सयज्झय न जहा अम्हे मुसिज्जामो ॥१५॥

[गाथासप्तशती ४.३५; सप्तशतक ३३५]

(૭) ''વિશેષણ વિષે જેની શક્તિ ક્ષીણ થઈ જાય છે તેવી અભિધાશક્તિ વિશેષ્ય સુધી જતી નથી.'' એ ન્યાયે, અહીં (કોઈ) પ્રયોજન પણ નથી. અવિનાભાવ (= નિત્ય) સંબંધ દ્વારા થતા આક્ષેપને વિષે જો લક્ષ્યત્વ સ્વીકારાય તો 'क्रियताम्' માં કર્તાનું પણ (લક્ષ્યત્વ સંભવે) 'कुरु'માં કર્મનું (લક્ષ્યત્વ સંભવે). 'प्रविश', 'पिण्डीम्' વગેરેમાં (અનુક્રમે) 'ઘર', 'ખા' વગેરેનું લક્ષ્યત્વ થશે. 'પુષ્ટ દેવદત્ત દિવસે ખાતો નથી' વગેરેમાં પુષ્ટત્વ થશે. 'પુષ્ટ દેવદત્ત દિવસે ખાતો નથી' વગેરેમાં પુષ્ટત્વ દ્વારા રાત્રિભોજન એવો અર્થ લક્ષિત થતો નથી. પરંતુ અર્થાપત્તિથી આક્ષિપ્ત થાય છે. અહીં, જ્યાં એક વસ્તુ પર અન્ય વસ્તુનો ઉપચાર થાય છે, તે થયો ગૌણ અર્થ (અને) એવું જ્યાં નથી ત્યાં લક્ષ્ય (અર્થ) (થાય છે) એમ તફાવત રહેલો છે. 'कुशल', 'द्विरेफ', 'द्विक' વગેરેમાં તો તે સાક્ષાત્ સંકેતનો વિષય હોવાથી તે મુખ્ય જ કહેવાય. અમે રૂઢિને લક્ષ્યાર્થના હેતુરૂપે કહી નથી.

(હવે) વ્યંગ્ય (અર્થ)નું લક્ષણ બાંધે છે -

**મુખ્ય વગેરેથી જુદો પ્રતીયમાન થતો વ્યંગ્યાર્થ ધ્વનિ કહેવાય છે. (૧૯)**

મુખ્ય, ગૌણ, (અને) લક્ષ્ય અર્થથી અલગ પ્રતીતિનો વિષય બનતો અર્થ વ્યઙ્ગ્ય (કહેવાય છે) અને તે જ ध्वन्यते, द्योत्यते (અર્થાત્) ધ્વનિત કરાય છે, ઘોતિત થાય છે - તેથી (તેને) પૂર્વાચાર્યોએ 'ધ્વનિ'નામ આપ્યું છે અને આ (= ધ્વનિ) વસ્તુ, અલંકાર અને રસાદિ ભેદે ત્રણ પ્રકારનો છે.

તેમાં પ્રથમ ભેદ (વસ્તુધ્વનિ) મુખ્ય વગેરે અર્થથી એકદમ જ જુદો છે. તે (વસ્તુધ્વનિ) વાચ્યાર્થ વિધિરૂપ હોતાં (ક્યારેક) પ્રતિષેધરૂપ હોય છે - જેમ કે,

'હે ધાર્મિક, વિશ્વસ્ત થઈને ફર. (જેનાથી તું ડરતો હતો) તે કૂતરો આજે ગોદાવરી નદીના કુંજમાં રહેતા તે અભિમાની સિંહ વડે મારી નંખાયો છે.' (૧૩) [ગાથાસપ્તશતી-૨.૭૫]

અહીં, 'શાંતિથી ફર' એ વિધિવાક્યમાં, 'ત્યાં નિકુંજમાં સિંહ રહે છે અને તું કૂતરાથી પણ ડરે છે. તેથી તારે ત્યાં ન જવું જોઈએ' - એવો નિષેધ પ્રતીત થાય છે.

ક્યારેક (વાચ્યાર્થ) નિષેધ (પરક) હોતાં, વિધિ (વ્યંગ્ય) (બને છે) જેમ કે,

હે રાત્રે નહિ દેખનાર (= રતાંધળા) પથિક, અહીં સાસુ (મા) સૂએ છે ને અહીં હું. તે તું દિવસે (બરાબર) જોઈ લે. ક્યાંક (રાત્રે) મારી શય્યામાં ન આવી પડતો. (૧૪)

[ગાથાસપ્તશતી ૭.૬૭; સપ્તશતક-૬૬૯]

અહીં, 'અમારી પથારીમાં આવી પડીશ નહીં' એ નિષેધવાક્યમાં, 'આ સાસુની પથારી અને આ મારી પથારી એમ દિવસે બરાબર જોઈ રાત્રે તારે અહીં આવવું' એમ વિધિ (પરક) અર્થ પ્રતીત થાય છે.

ક્યારેક (એક) વિધિ (પરક) (વાચ્યાર્થ)માં બીજો વિધિ (વ્યંગ્ય) જેમ કે,

આ દુષ્ટ રાત્રિ અત્યંત અંધારી છે અને પતિ પ્રવાસે ગયો છે, ઘરમાં કોઈ નથી (તેથી) હે પાડોશી ! તું એ રીતે જાગજે જેથી અમે લુંટાઈએ નહીં. (૧૫) [ગાથાસપ્તશતી-૪.૩૫, સપ્તશતક-૩૩૫]

अत्र यथा वयं न मुष्यामहे तथा त्वं जागृहीति विध्यभिधाने रात्रिरत्यन्धकारा, पतिः प्रोषितः, गृहं शून्यम्, अतस्त्वमभयो मत्पार्श्वमागच्छेति विध्यन्तरं प्रतीयते ।

क्वचिन्निषेधे निषेधान्तरं यथा–

आसाइयं अणाएण जेत्तियं तेत्तियण बंध दिहिं ।
५ ओरमसु वसह इण्हिं रक्खिज्जइ गहवईच्छित्तं ॥१६॥

[सप्तशतक ९५८]

अत्र गृहपतिक्षेत्रे दुष्टवृषवारणापरे निषेधवाक्ये उपपतिनिवारणं निषेधान्तरं प्रतीयते ।

क्वचिदविधिनिषेधे विधिर्यथा–

महुएहिं किंव पंथिय जइ हरसि नियंसणं नियंबाओ ।
१० साहेमि कस्स रन्ने गामो दूरे अहं एक्का ॥१७॥

[सप्तशतक ८७७]

अत्र विधिनिषेधयोरनभिधाने अहमेकाकिनी, ग्रामो दूर इति विविक्तोपदेशान्नितम्बवासोपि मे हरेति विधिः प्रतीयते ।

क्वचिदविधिनिषेधे निषेधो यथा–

१५ जीविताशा बलवती धनाशा दुर्बला मम ।
गच्छ वा तिष्ठ वा कान्त स्वावस्था तु निवेदिता ॥१८॥

[ ]

अत्र गच्छ वा तिष्ठ वेत्यविधिनिषेधे जीविताशा बलवती धनाशा दुर्बला ममेति वचनात् त्वया विनाहं जीवितुं न शक्नोमीत्युपक्षेपेण गमननिषेधः प्रतीयते ।

२० क्वचिद्विधिनिषेधयोर्विध्यन्तरं यथा–

नियदइयदंसणुक्खित्त पहिय अन्नेण वच्चसु पहेण ।
गहवइधूआ दुल्लंघवाउरा इह हयग्गामे ॥१९॥

[सप्तशतक ९५७]

अत्रान्येन पथा व्रजेति विधिनिषेधयोरभिधाने हे स्वकान्ताभिरूपताविकत्थन पान्थ अभिरूपक इह
२५ ग्रामे भवतो गृहपतिसुता द्रष्टव्यरूपेति विध्यन्तरं प्रतीयते ।

क्वचिद्विधिनिषेधयोर्निषेधान्तरं यथा–

उच्चिणसु पडियकुसुमं मा धुण सेहालियं हलियसुण्हे ।
एस अवसाणविरसो ससुरेण सुओ वलयसद्दो ॥२०॥

[सप्तशतक ९५९]

અહીં, 'અમે લૂંટાઈએ નહિ તે રીતે તું જાગતો રહેજે' એ વિધિ (પરક) અર્થના કથનમાં રાત્રિ અત્યંત અંધકારમય છે, પતિ બહારગામ ગયો છે, ઘેર કોઈ નથી, આથી તું ભયરહિત થઈ મારી પાસે આવ એમ બીજો વિધિ (પરક) અર્થ પ્રતીત થાય છે.

ક્યારેક નિષેધ (પરક અર્થ)માં બીજો નિષેધ (વ્યંગ્ય) જેમ કે,

''જાણ થયા વગર જેટલું પ્રાપ્ત થયું તેટલાથી જ ધીરજ ધર. હે બળદ ! હવે અટકી જા. માલિકનું ખેતર (હવે) રક્ષાય છે. (૧૬) [સપ્તશતક-૯૫૮]

અહીં, માલિકના ખેતરમાં દુષ્ટ એવા બળદના નિવારણરૂપી નિષેધ વાક્યમાં ઉપપતિના નિવારણરૂપી બીજો નિષેધ પ્રતીત થાય છે.

ક્યારેક વિધિ અને નિષેધ (બંને ન હોતાં) વિધિ (વ્યંગ્ય) જેમ કે,

મહુડાનાં ફૂલોથી શું ? હે પથિક ! જો તું (મારા) નિતંબ ઉપરથી વસ્ત્ર હરી લઈશ તોય આ જંગલમાં હું કોને કહેવાની છું ? (કેમ કે) ગામ દૂર છે અને (અહીં) હું એકલી છું. (૧૭) [સસશતક-૮૭૭]

અહીં વિધિ અને નિષેધનું (સ્પષ્ટ) કથન નથી, છતાં, 'હું એકાકી છું, ગામ દૂર છે, તેથી નિર્જન સ્થળ હોવાથી મારા નિતંબનું વસ્ત્ર પણ હરી લે' – એ વિધિ પ્રતીત થાય છે.

ક્યારેક વિધિ અને નિષેધના અભાવમાં નિષેધ (વ્યંગ્ય) જેમ કે, –

મારી જીવવાની આશા બળવાન છે (પણ) ધનની આશા દુર્બળ (= નજીવી) છે. હે પ્રિય ! તું જા કે રહે, મારી અવસ્થા તો (મેં) જણાવી દીધી. (૧૮) [ ]

અહીં, 'જા' કે 'ઊભો રહે' એમ વિધિ–નિષેધના અભાવમાં, 'મારી જીવવાની આશા પ્રબળ છે, ધનની આશા ઓછી છે', એવા વચનથી 'તારા વિના હું જીવી શકીશ નહિ', એવા અર્થનો આક્ષેપ થવાથી ગમનક્રિયાનો નિષેધ પ્રતીત થાય છે.

ક્યારેક, વિધિનિષેધ (બંને હોતાં) બીજો વિધિ (વ્યંગ્ય) જેમ કે –

પોતાની પ્રિયાના દર્શન માટે ઉત્સુક હે પથિક ! તું બીજા રસ્તેથી જા (કેમ કે) અહીં આ અભાગિયા ગામમાં મકાનમાલિકની પુત્રી ન ઓળંગાય તેવી જાળ છે.'' (૧૯) [સસશતક-૯૫૭]

અહીં, 'બીજા રસ્તેથી જા' એ વિધિનિષેધનું અભિધાન હોતાં, 'હે પોતાની કાન્તાના સૌંદર્યની બડાઈ મારતા મુસાફર, આ ગામમાં તમારા માલિકની પુત્રી દેખવા યોગ્ય રૂપવાળી છે', એવો બીજો વિધિ (રૂપ) અર્થ પ્રતીત થાય છે –

ક્યારેક, વિધિનિષેધ હોતાં, અન્ય નિષેધ (વ્યંગ્ય) જેમ કે,

હે ખેડૂતની પુત્રવધૂ ! (નીચે) પડેલાં પુષ્પો વીણી લે; પારિજાતને હલાવીશ નહીં. (તારા) આ બંધ પડતાં વિરસ લાગતો કંકણનો અવાજ સસરાએ સાંભળ્યો છે. (૨૦) [સસશતક-૯૫૯]

अत्र पतितं कुसुममुच्चिनु मा धुनीहि शेफालिकामिति विधिनिषेधयोरभिधाने सखि चौर्यरते प्रसक्ते वलयशब्दो न कर्तव्य इति निषेधान्तरं प्रतीयते।

क्वचिद्विधावनुभयं यथा—

सणियं वच्च किसोयरि पए पयत्तेण ठवसु महिवट्ठे।
५ भज्जिहिसि वित्थयत्थणि विहिणा दुक्खेण निम्मविया ॥२१॥

[ ]

अत्र शनैर्व्रजेति विध्यभिधाने न विधिर्नापि निषेधोऽपि तु वर्णनामात्रं प्रतीयते।

क्वचिन्निषेधेऽनुभयं यथा—

दे आ पसिअ निअत्तसु मुहससिजुण्हाविलुत्ततमोनिवहे।
१० अहिसारिआण विग्घं करेसि अण्णाण वि हयासे ॥२२॥

[सप्तशतक ९६२]

अत्र निवर्त्तस्वेति निषेधाभिधाने न निषेधो नापि विधिरपि तु मुखेन्दुकान्तिवर्णनामात्रं प्रतीयते।

क्वचिद्विधिनिषेधयोरनुभयं यथा—

वंच्च महं चिअ एक्काए होंतु नीसासरोइअव्वाइं।
१५ मा तुज्झ वि तीए विणा दक्खिण्णहयस्स जायंतु ॥२३॥

[सप्तशतक ९४४]

अत्र ममैव निःश्वासरोदितव्यानि भवन्तु मा तवापि तां विना तानि जायन्तामिति विधिनिषेधयोरभिधाने न विधिर्नापि निषेधोऽपि तु कृतव्यलीकप्रियतमोपालम्भमात्रं प्रतीयते।

क्वचिदविधिनिषेधेऽनुभयं यथा—

२० णहमुहपसाहिअंगो निद्दाघुम्मंतलोअणो न तहा।
जह निव्वणाहरो सामलंग दूमेसि मह हिअयं ॥२४॥

[सप्तशतक ९३७]

विगतमत्सराया मम न तथा नखपदादि चिह्नं भवदङ्गसङ्गि खेदावहं यथार्धनिष्पन्नसंभोगतयाधरदशना-संपत्तिरितीर्ष्याकोपगोपनमुपभोगोद्धेदेन कृतं(इति)वाच्योऽर्थः। तद्बलसमुत्थस्तु सहृदयोत्प्रेक्षितोऽत्यन्तवाल्ल-
२५ भ्यान्मुखचुम्बनपर एव तस्यास्त्वं यत्त्वदधरखण्डनावसरोऽस्या वराक्या न संपन्न इति न केवलं तस्या भवानतिवल्लभो यावद्भवतोऽपि सा सुतरां रोचत इति वयमिदानीं त्वत्प्रेमनिराशाः संजाता इति नायिका-भिप्रायो व्यङ्ग्यः।

અહીં, 'નીચે પડેલાં પુષ્પો વીણી લે, શેફાલિકાને હલાવ નહીં', એમ વિધિ અને નિષેધના કથનમાં 'હે સખી, છુપાઈને કરાતા પ્રેમપ્રસંગ દરમ્યાન કંકણનો અવાજ ન કરવો જોઈએ'. એમ બીજો નિષેધ પ્રતીત થાય છે.

ક્યારેક વિધિમાં વિધિ અને નિષેધ (બંને)નો અભાવ (વ્યંજિત થાય છે) – જેમ કે,

હે કૃશોદરિ ! ધીમેથી જા, જમીન ઉપર પગલાં કાળજીથી મૂક, હે વિશાળ સ્તનવાળી (તું) ભાંગી જઈશ ! વિધિએ (તને) મુશ્કેલીથી ઘડી છે. (૨૧)　　　　[　　　　]

અહીં 'ધીમેથી જા' એ વિધિના કથન દ્વારા વિધિ કે નિષેધ નહીં પણ કેવળ વર્ણન જ પ્રતીત થાય છે.

ક્યારેક નિષેધમાં વિધિ કે નિષેધ (બંને)નો અભાવ (વ્યંજિત થાય છે) જેમ કે,

અરે ઓ ! પ્રસન્ન થા, પાછી વળ ! મુખચન્દ્રની ચાંદનીથી અંધકારના સમૂહને લોપનારી હે અભાગણી ! તું બીજી અભિસારિકોને માટે પણ વિઘ્ન સર્જે છે. (૨૨)　　　　[સપ્તશતક-૯૬૨]

અહીં 'પાછી વળ' એ નિષેધકથનમાં નિષેધ કે વિધિ નહીં પણ મુખરૂપી ચન્દ્રની કાન્તિનું વર્ણન જ પ્રતીત થાય છે.

ક્યારેક, વિધિ-નિષેધના કથનમાં (તે) બંનેનો અભાવ (વ્યંગ્ય) જેમ કે,

તું જા, મારી એકલીના જ નિઃશ્વાસ અને રુદન ભલે રહે, પણ તેના વિના દાક્ષિણ્યથી પીડાયેલા તમારા પણ તે (= નિઃશ્વાસ અને રુદન) ન થાઓ. (૨૩)　　　　[સપ્તશતક-૯૪૪]

અહીં, 'મારે પક્ષે જ નિઃશ્વાસ અને રુદન ભલે થાઓ તેના વગર તારા પણ (નિઃશ્વાસ અને રુદન) ન થાઓ', એ પ્રમાણે વિધિ અને નિષેધના કથનમાં, નહીં વિધિ કે નહીં નિષેધ; પણ જેણે જુઠાણું આચર્યું છે તેવા પ્રિયતમને વિષે ઠપકો જ પ્રતીત થાય છે.

ક્યારેક વિધિ કે નિષેધના અભાવમાં, બંનેનો અભાવ (વ્યંગ્ય) જેમ કે,

હે શ્યામલ અંગવાળા, નખના અગ્રભાગના ચિહ્નથી શણગારાયેલ શરીરયુક્ત (તથા) નિદ્રાથી ચકળવકળ થતાં લોચનવાળા તમે મારા હૃદયને તેટલા પીડા નથી આપતા, જેટલા વ્રણરહિત ઓષ્ઠવાળા (તમે પીડા આપો છો). (૨૪)　　　　[સપ્તશતક-૯૩૭]

'જેનો મત્સર દૂર થયો છે તેવી મને, તારા શરીર પર લાગેલા નખક્ષત વગેરેનાં ચિહ્ન એટલાં દુઃખદાયક નથી, જેટલી અર્ધી સંભોગક્રિયા દ્વારા અધરોષ્ઠના દંશની અનુપસ્થિતિ (ખેદ દાયક છે) એમ ઈર્ષ્યા અને કોપનું ગોપન ઉપભોગના પ્રકાશન દ્વારા કરવામાં આવ્યું છે એમ વાચ્યાર્થ થયો. તેના બળથી નિષ્પન્ન થતો, સહૃદયો વડે ઉત્પ્રેક્ષિત એવો અર્થ – જેમ કે, અત્યંત વહાલપને કારણે તું પેલીને વિષે કેવળ મુખચુંબનમાં જ પ્રવૃત્ત થયો અને તેથી એ અભાગણીને માટે અધર-દશનનો અવસર જ પ્રાપ્ત ન થયો એમ તું એને અત્યંત પ્રિય છે એટલું જ નહિ પણ તને ય એ ખૂબ ગમે છે એટલે હવે અમે તારા પ્રેમને વિષે નિરાશ થયા છીએ' એવો નાયિકાનો અભિપ્રાય વ્યંગ્ય છે.

क्वचिद्वाच्याद्विभिन्नविषयत्वेन व्यवस्थापितो यथा—

कस्स व न होइ रोसो दट्ठूण पिआइ सव्वणं अहरं
सभमरपउमग्घाइरि वारिअवामे सहसु इण्हिं ॥२५॥

[सप्तशतक ८८६]

अत्र वाच्यं सखीविषयं व्यङ्ग्यं तु तत्कान्तोपपत्यादिविषयम् ।

५ एवं अलङ्कारभेदा रसादिभेदाश्च व्यङ्ग्या मुख्यादिभ्यो व्यतिरिक्ता ज्ञेयाः । तद्विषयो व्यञ्जकः शब्दः ।

**मुख्याद्यास्तच्छक्तयः ॥२०॥**

मुख्यागौणीलक्षणाव्यञ्जकत्वरूपाः शक्तयो व्यापारा मुख्यादीनां शब्दानाम् । तत्र समयापेक्षा वाच्या-वगमनशक्तिर्मुख्याऽभिधा चोच्यते । मुख्यार्थबाधादिसहकार्यपेक्षाऽर्थप्रतिभासनशक्तिर्गौणी लक्षणा च । तच्छक्त्युपजनितार्थावगमपवित्रितप्रतिपत्तृप्रतिभासहायार्थद्योतनशक्तिर्व्यञ्जकत्वम् ।

१० अभिधानन्तरं च यद्यप्यन्वयप्रतिपत्तिनिमित्तं तात्पर्यशक्तिरप्यस्ति तद्विषयस्तात्पर्यलक्षणोऽर्थोऽपि, तथापि तौ वाक्यविषयावेवेति नात्रोक्तौ ।

**वक्त्रादिवैशिष्ट्यादर्थस्यापि व्यञ्जकत्वम् ॥२१॥**

वक्तृप्रतिपाद्यकाकुवाक्यवाच्यान्यासत्तिप्रस्तावदेशकालचेष्टादिविशेषवशादर्थस्यापि मुख्यामुख्य-व्यङ्ग्यात्मनो व्यञ्जकत्वम् ।

१५ वक्तृविशेषाद्यथा—

दृष्टिं हे प्रतिवेशिनि क्षणमिहाप्यस्मद्गृहे दास्यसि
प्रायो नास्य शिशोः पिताद्य विरसाः कौपीरपः पास्यति ।
एकाकिन्यपि यामि तद्वरमितः स्रोतस्तमालाकुलं ।
नीरन्ध्राः पुनरालिखन्तु जरठच्छेदा नलग्रन्थयः ॥२६॥

२० [कवीन्द्रवचनसमुच्चय० ५०० विद्यायाः]

अत्र चौर्यरतगोपनं गम्यते ।

प्रतिपाद्यविशेषाद्यथा-

निःशेषच्युतचन्दनं स्तनतटं निर्मृष्टरागोऽधरो
नेत्रे दूरमनञ्जने पुलकिता तन्वी तवेयं तनुः ।
२५ मिथ्यावादिनि दूति बान्धवजनस्याज्ञातपीडागमा
वापीं स्नातुमितो गतासि न पुनस्तस्याधमस्यान्तिकम् ॥२७॥

[अमरुशतक १०५]

ક્યારેક, વાચ્ય કરતાં ભિન્ન વિષયરૂપે વ્યવસ્થિત થયેલ (વ્યંગ્ય) જેમ કે,

પ્રિયાના વ્રણયુક્ત ઓષ્ઠને જોઈને કોને રોષ ન થાય ? હે ભ્રમરસહિતના કમળને સૂંઘવાની ટેવવાળી અને વાર્યા છતાં ન માનનારી ! હવે ભોગવ (તારાં કરમનાં ફળ) ! (૨૫)                    [સપ્તશતક-૮૮૬]

અહીં, વાચ્યાર્થ સખીને ઉદ્દેશીને છે તો વ્યંગ્ય તેના પતિ કે ઉપપતિ વગેરેને અનુલક્ષીને છે.

આ રીતે અલંકારભેદ તથા રસાદિભેદ વ્યંગ્ય છે (અને) મુખ્ય વગેરે (અર્થ)થી જુદા છે તેમ જાણવું. તે રૂપી વિષયવાળો શબ્દ વ્યંજક (કહેવાય) છે.

**મુખ્યા વગેરે તે શક્તિઓ (કહેવાઈ છે). (૨૦)**

મુખ્યા, ગૌણી, લક્ષણા અને વ્યંજકત્વ (અર્થાત્ વ્યંજના) રૂપી શક્તિઓ એ મુખ્ય વગેરે શબ્દોના વ્યાપારરૂપ છે. તેમાં, સંકેતની અપેક્ષા રાખતી વાચ્યાર્થ આપતી શક્તિ મુખ્યા અને અભિધા કહેવાય છે. મુખ્યાર્થબાધ વગેરે સહકારીની અપેક્ષા રાખી અર્થ આપતી શક્તિ તે ગૌણી અને લક્ષણા. તે શક્તિથી જન્મેલ અર્થના જ્ઞાનથી પવિત્ર થયેલા અને પ્રતિપત્તાની પ્રતિભાના બળે અર્થનું દ્યોતન કરતી શક્તિ તે વ્યંજકત્વ.

અભિધા પછી, જો કે, અન્વયની પ્રતિપત્તિમાં નિમિત્ત બનતી તાત્પર્યશક્તિ પણ છે. તેનો વિષય બનતો તાત્પર્ય અર્થ પણ છે, તો પણ તે બંને વાક્યના વિષય છે, (શબ્દના નહીં), તેથી અહીં તે કહેવાયા નથી.

**વક્તા વગેરેના વૈશિષ્ટ્યને લીધે, અર્થનું પણ વ્યંજકત્વ (સંભવે છે). (૨૧)**

વક્તા, પ્રતિપાદ્ય (વિગત), કાકુ, વાક્ય, વાચ્ય, અન્યાસત્તિ, પ્રસ્તાવ, દેશ, કાલ, ચેષ્ટા વગેરેને લીધે મુખ્ય, અમુખ્ય કે વ્યંગ્યરૂપ અર્થનું પણ વ્યંજકત્વ (સંભવે છે).

વિશિષ્ટ વક્તાને લીધે (અર્થની વ્યંજકતા) જેમ કે, -

હે પાડોશણ ! અહીં અમારા ઘરમાં પણ ઘડીભર નજર રાખજે : આ બાળકનો પિતા હાલમાં કૂવાનું નિઃસ્વાદ પાણી મોટે ભાગે પીતો નથી. (તેથી પાણી માટે) હું એકલી હોવા છતાં અહીંથી, તમાલથી ઘેરાયેલા ઝરણા પર જાઉં તે વધુ સારું; ભલે પછી નેતરની ગાંઠોના કાપેલા જૂના ભાગ (મારા) શરીર પર ઉઝરડા કરે. (૨૬).                    [કવીન્દ્રવચનસમુચ્ચય ૫૦૦; વિદ્યાનું પદ્ય]

અહીં છુપાઈને કરાતા પ્રેમનું ગોપન વ્યંજિત થાય છે.

પ્રતિપાદ્ય વિગતના વૈશિષ્ટ્યથી (અર્થવ્યંજકતા) જેમ કે,

સ્તન ઉપરનું ચંદન પૂરેપૂરું નીકળી ગયું છે, અધરનો રંગ લુછાઈ ગયો છે, આંખો અત્યંત અંજનરહિત છે, તારું આ પાતળું શરીર પુલકિત બનેલું છે. હે મિથ્યા બોલનારી, ને બાંધવજન-સખી-ની પીડાને ન જાણનારી દૂતી, તું અહીંથી વાવમાં સ્નાન કરવા ગઈ હતી; તે અધમની પાસે નહીં. (૨૭)          [અમરુશતક-૧૦૫]

अत्र दूत्यास्तत्कामुकोपभोगो व्यज्यते ।

काकुर्ध्वनेर्विकारः, तद्विशेषाद्यथा–

तथाभूतां दृष्ट्वा नृपसदसि पाञ्चालतनयां
वने व्याधैः सार्धं सुचिरमुषितं वल्कलधरैः ।
विराटस्यावासे स्थितमनुचितारम्भनिभृतं
गुरुः खेदं खिन्ने मयि भजति नाद्यापि कुरुषु ॥२८॥

[वेणी. १.११]

अत्र मयि न योग्यो खेदः कुरुषु तु योग्य इति काका प्रकाश्यते ।

वाक्यविशेषाद्यथा–

प्राप्तश्रीरेष कस्मात्पुनरपि मयि तं मन्थखेदं विदध्यात्
निद्रामप्यस्य पूर्वामनलसमनसो नैव संभावयामि ।
सेतुं बघ्नाति भूयः किमिति च सकलद्वीपनाथानुयातः
त्वय्यायाते वितर्कानिति दधत इवाभाति कम्पः पयोधेः ॥२९॥

[ ]

अत्र नारायणरूपता गम्यते ।

वाच्यविशेषाद्यथा–

उद्देशोऽयं सरसकदलिश्रेणिशोभातिशायी
कुञ्जोत्कर्षाङ्कुरितरमणीविभ्रमो नर्मदायाः ।
किञ्चैतस्मिन् सुरतसुहृदस्तन्वि ते वान्ति वाताः
येषामग्रे सरति कलिताकाण्डकोपो मनोभूः ॥३०॥

[ ]

अत्र रतार्थं प्रविशेति व्यज्यते ।

अन्यासत्तेर्यथा–

णोल्लेइ अणोल्लमणा अत्ता मं घरभरंमि सयलंमि ।
खणमेत्तं जइ संझाए होइ न व होइ वीसामो ॥३१॥

[सप्तशतक ८७५]

अत्र सन्ध्या संकेतकाल इति तटस्थं प्रति कयापि द्योत्यते ।

प्रस्तावाद्यथा-

सुव्वइ समागमिस्सइ तुज्झ पिओ अज्ज पहरमित्तेण ।
एमेय किं ति चिट्ठसि ता सहि सज्जेसु करणिज्जं ॥३२॥

[सप्तशतक ९६२]

અહીં, દૂતીનો તે કામુક સાથેનો ઉપભોગ વ્યંજિત થાય છે.

કાકુ એટલે ધ્વનિનો વિકાર. તેની વિશેષતાથી (અર્થની વ્યંજકતા) જેમ કે,

રાજસભામાં પાંચાલતનયા (= દ્રૌપદી)ને તે પ્રકારે જોઈને, વનમાં શિકારીઓ સાથે લાંબા સમય સુધી વલ્કલ ધારણ કરીને રહ્યા. વિરાટના આવાસમાં ગુપ્ત રીતે અનુચિત કાર્ય કરતા રહ્યા. (છતાં અત્યારે) ખિન્ન એવા મારા પ્રતિ ગુરુ (= મોટાભાઈ) ખેદ કરે છે, હજુ પણ તે કૌરવો પ્રત્યે નહીં. (૨૮)

[વેણીસંહાર-૧.૧૧]

અહીં, 'મારે વિષે ખેદ કરવો યોગ્ય નથી પણ કુરુઓ પ્રતિ (ખેદ કરવો) યોગ્ય છે', એમ કાકુ વડે પ્રકાશિત થાય છે.

વાક્યગત વિશેષ દ્વારા (અર્થવ્યંજકતા) જેમ કે, (જેને) લક્ષ્મી મળી ગઈ છે તેવા શા માટે ફરી મને મથવાનું કષ્ટ ઉઠાવે ? આળસરહિત મનવાળા તેને વિષે પહેલાંની જેમ નિદ્રા આવે તેમ લાગતું નથી. બધા દ્વીપોના સ્વામીથી અનુસરાતો તે ફરી શા માટે સેતુ બાંધે ? તમે પાસે આવતાં, આવા તર્કવિતર્ક પામતો હોય તેમ સાગરનો કંપ જાણે કે જણાય છે. (૨૯)　　　　　　　　　　[　　　　]

અહીં નારાયણરૂપતા વ્યંજિત થાય છે. વાચ્યગત વિશેષથી (અર્થવ્યંજકતા) જેમ કે,

હે તન્વી ! સરસ કેળની હારમાળાથી અત્યંત શોભતો, કુંજની શોભાને લીધે રમણીઓના હાવભાવને અંકુરિત કરતો, આ નર્મદાનો પ્રદેશ છે. ત્યાં રતિક્રીડાના મિત્ર (સમા) પવનો વાય છે અને તેમની આગળ વિના કારણ ગુસ્સે થયેલ કામદેવ ધસે છે. (૩૦)　　　　　　　　　　[　　　　]

અહીં, 'પ્રેમ કરવા માટે પ્રવેશ (કર) એમ વ્યંજિત થાય છે.

બીજા સાથેની નજદીકી (= અન્યાસત્તિ) દ્વારા (અર્થવ્યંજકતા) જેમ કે,

કઠોર હૃદયની સાસુ મને ઘરનાં સર્વકામ સોંપે છે. સાંજના સમયે ક્ષણમાત્રનો વિશ્રામ મળે તો મળે, કે ન ય મળે ! (૩૧)　　　　　　　　　　[સપ્તશતક-૮૭૫]

અહીં 'સંધ્યાસમય સંકેતકાલ છે' એમ તટસ્થ પ્રતિ કોઈક (નાયિકા) વડે દ્યોતિત થાય છે.

પ્રસ્તાવ (અર્થાત્ સંદર્ભ) વડે (અર્થવ્યંજકતા) જેમ કે,

હે સખી ! સંભળાય છે કે, તારો પ્રિય આજે પ્રહરમાત્રમાં આવશે. તો કેમ આમ જ ઊભી છો ? કરવાયોગ્ય તૈયારી કરો. (૩૨)　　　　　　　　　　[સપ્તશતક-૯૬૨]

अत्रोपपतिं प्रत्यभिसर्तुं न युक्तमिति ध्वन्यते ।

देशविशेषाद्यथा—

अन्यत्र यूयं कुसमावचायं कुरुध्वमत्रास्मि करोमि सख्यः ।
नाहं हि दूरं भ्रमितुं समर्था प्रसीदतायं रचितोऽञ्जलिर्वः ॥३३॥

५ [ ]

अत्र विविक्तोऽयं देशः । प्रच्छन्नकामुकस्त्वया विसर्ज्य इति विश्वसतां प्रति कयाचिन्निवेद्यते ।

कालविशेषाद्यथा—

गुरुयणपरवस प्पिय किं भणामि तुह मंदभाइणी अहयं ।
अज्ज पवासं वच्चसि वच्च सयं च्चेव सुणसि करणिज्जं ॥३४॥

[सप्तशतक ८५१]

१० अद्य मधुसमये यदि व्रजसि तदहं तावन्न भवामि । तव तु न जानामि गतिमिति व्यज्यते ।

चेष्टाया यथा—

द्वारोपान्तनिरन्तरे मयि तया सौन्दर्यसारश्रिया
प्रोल्लास्योरुयुगं परस्परसमासक्तं समासादितम् ।
आनीतं पुरतः शिरोंऽशुकमधः क्षिप्ते चले लोचने
१५ वाचस्तत्त्व निवारितं प्रसरणं संकोचिते दोर्लते ॥३५॥

[ ]

अत्र चेष्टायाः प्रच्छन्नकान्तविषय आकूतविशेषो ध्वन्यते ।

एवं वक्त्रादीनां द्विकादियोगेपि व्यञ्जकत्वमवसेयम् ।

तत्र वक्तृबोध्ययोगे यथा—

२० 'अत्ता एत्थ' (पृ. २२) इत्यादि ।

अत्र वक्तृबोध्यपर्यालोचनया शेष्वेति विधिरूपव्यङ्ग्यार्थप्रतीतिः । एवं द्विकयोगान्तरे त्रिकादियोगे च स्वयमप्यूह्यम् । एषु मुख्यार्थस्य व्यञ्जकत्वमुदाहृतम् ।

अमुख्यस्य यथा—

साहं(हें)ती सहि सुहयं खणे खणे दूमिया सिं मज्झ कए ।
२५ सब्भावनेहकरणिज्जसरिसयं दाव विरइयं तुमए ॥३६॥

[सप्तशतक ८६०]

અહીં, 'ઉપપતિને વિષે અભિસરણ કરવું યોગ્ય નથી', એમ ધ્વનિત થાય છે.

દેશવિશેષથી (અર્થવ્યંજકતા) જેમ કે,

હે સખીઓ ! તમે બીજેથી પુષ્પો એકઠાં કરો. હું અહીં કરું છું, કેમ કે હું દૂર સુધી ફરવાને શક્તિમાન નથી. તમે કૃપા કરો. હું તમને હાથ જોડું છું. (૩૩) [ ]

અહીં, 'આ એકાન્તસ્થળ છે (તેથી) તું અહીં પ્રચ્છન્ન કામુકને મોકલ', એમ (પોતાની) વિશ્વાસુ (સખી)ને કોઈક (નાયિકા) નિવેદન કરે છે.

કાલવિશેષથી (અર્થવ્યંજકતા) જેમ કે,

ગુરુજનોને પરવશ હે પ્રિય ! મંદ ભાગ્યવાળી હું તમને શું કહું ? આજે પ્રવાસે જાય છે તો જા - કરવા યોગ્ય તું જાતે જ સાંભળીશ. (૩૪) [સપ્તશતક-૮૫૧]

'આજે જો વસંતઋતુમાં તું જશે તો હું નહીં રહું (= જીવીશ નહીં). તારી ગતિ હું ન જાણું' - એમ વ્યંજિત થાય છે.

હાવભાવ વડે (અર્થવ્યંજકતા) જેમ કે,

હું દરવાજા પાસે પહોંચતાં જ, સૌંદર્યના સારરૂપ લક્ષ્મીએ (= અત્યન્ત સુંદર સ્ત્રીએ) પોતાની સાથળો પહોળી કરી ફરી એકબીજા સાથે ચોંટાડી દીધી. માથા ઉપર આગળ વસ્ત્ર ખેંચી લીધું. ચંચળ નયન નીચે કર્યાં. વાણી અટકાવી દીધી અને બે ભુજાઓને સંકોચાવી દીધી. (૩૫) [ ]

અહીં, ચેષ્ટા વડે, છુપાયેલા પ્રિયજન વિષેનો ખાસ ઈશારો વ્યંજિત થાય છે.

આ રીતે, વક્તા વગેરેના બે કે ત્રણના યોગમાં પણ વ્યંજકત્વ સમજી લેવું જોઈએ.

તેમાં વક્તા અને બોદ્ધાના યોગમાં, જેમ કે, अत्ता एत्थ० વગેરે.

અહીં, વક્તા અને બોદ્ધાની પર્યાલોચના વડે 'સૂઈ રહે' એમ વિધિરૂપ વ્યંગ્યાર્થની પ્રતીતિ થાય છે. આ રીતે, બે વિગતના યોગમાં કે ત્રણ વિગતના યોગને વિશે પોતે ઉદાહરણ કલ્પી લેવું. આ બધાં (ઉદાહરણો)માં મુખ્યાર્થનું વ્યંજકત્વ ઉદાહૃત થયું છે.

અમુખ્ય (અર્થ)નું (વ્યંજકત્વ), જેમ કે,

હે સખી, તે સુભગને વારંવાર સાધતી તું મારે કારણે કષ્ટ પામી છો. સદ્‌ભાવના અને સ્નેહને અનુરૂપ જે કરવા યોગ્ય હતું તે તારા વડે કરાયું. (૩૬) [સપ્તશતક-૮૬૦]

अत्र मत्प्रियं रमयन्त्या त्वया शत्रुत्वमाचरितमिति लक्ष्यम् । तेन च कामुकविषयं सापराधत्वप्रकाशनं व्यङ्ग्यम् ।

व्यङ्ग्यस्य यथा–

वाणियय हत्थिदंता कुत्तो अम्हाण वग्धकित्तीओ ।
५ जावि लुलियालयमुही घरम्मि परिसुक्कए सुण्हा ॥३७॥

[सप्तशतक ९५१]

अतः विलुलितालकमुखी तेनानवरतक्रीडासक्तिस्तथा च सततसंभोगक्षामता ध्वन्यते ।

व्यङ्ग्यस्य भेदानाह–

**व्यङ्ग्यः शब्दार्थशक्तिमूलः ॥२२॥**

१० शब्दशक्तिमूलोऽर्थशक्तिमूलश्चेति व्यङ्ग्यो द्विधा । उभयशक्तिमूलस्तु शब्दशक्तिमूलान्नातिरिच्यते शब्दस्यैव प्राधान्येन व्यञ्जकत्वात् ।

तत्र शब्दशक्तिमूलमाह–

**नानार्थस्य मुख्यस्य शब्दस्य संसर्गादिभिरमुख्यस्य च मुख्यार्थबाधादिभिर्नियमिते व्यापारे वस्त्वलङ्कारयोर्वस्तुनश्च व्यञ्जकत्वे शब्दशक्तिमूलः पदवाक्ययोः ॥२३॥**

१५ अनेकार्थस्य मुख्यस्य शब्दस्याभिधालक्षणे व्यापारे संसर्गादिभिर्नियन्त्रितेऽमुख्यस्य च गौणलाक्षणिकरूपस्य शब्दस्य मुख्यार्थबाधनिमित्तप्रयोजनैर्गौणीलक्षणारूपे व्यापारे नियन्त्रिते मुख्यस्य शब्दस्य वस्त्वलङ्कारव्यञ्जकत्वेऽमुख्यस्य च वस्तुव्यञ्जकत्वे सति शब्दशक्तिमूलो व्यङ्ग्यः । स च प्रत्येकं द्विधा । पदे वाक्ये च ।

संसर्गादयश्चेमे **भर्तृहरिणा** प्रोक्ताः–

२० (८) संसर्गो विप्रयोगश्च साहचर्यं विरोधिता ।
अर्थः प्रकरणं लिङ्गं शब्दस्यान्यस्य सन्निधिः ॥

[वाक्यपदीय का. २, श्लो. ३१७]

सामर्थ्यमौचिती देशः कालो व्यक्तिः स्वरादयः ।
शब्दार्थस्यानवच्छेदे विशेषस्मृतिहेतवः ॥

२५ यथा–

'वनमिदमभयमिदानीं यत्रास्ते लक्ष्मणान्वितो रामः' ॥३८॥ इति,
'विना सीतां रामः प्रविशति महामोहसरणिम्' ॥३९॥

इति च संसर्गाद्विप्रयोगाच्च दाशरथौ ।

'बुधो भौमश्च तस्योच्चैरनुकूलत्वमागतौ' ॥४०॥ इति

३० साहचर्याद् ग्रहविशेषे ।

અહીં, 'મારા પ્રિયતમની સાથે રમણ કરતી તારા વડે શત્રુભાવનું આચરણ કરાયું છે', તેવો લક્ષ્યાર્થ છે અને તે દ્વારા કામુક એવા પતિને વિષે અપરાધી હોવાની વિગતનું પ્રકાશન વ્યંજિત થાય છે.

વ્યંગ્યાર્થનું (વ્યંજકત્વ) જેમ કે,

હે વણિક, જ્યાં સુધી ચંચળ લટયુક્ત (= વિખરાયેલા વાળવાળા) મુખવાળી પુત્રવધૂ ઘરમાં ઘૂમે છે, ત્યાં સુધી હાથીદાંત અને વ્યાઘ્રચર્મ અમારી પાસે ક્યાંથી હોય ? (૩૭)                [સપ્તશતક - ૯૫૧]

અહીં, 'વિખરાયેલા વાળવાળા મુખવાળી એ શબ્દ દ્વારા સતત ક્રીડામાં આસક્તિ અને સતત સંભોગને કારણે આવેલી કૃશતા વ્યંજિત થાય છે.

વ્યંગ્યના પ્રકાર કહે છે -

**વ્યંગ્ય (અર્થ) શબ્દશક્તિમૂલ અને અર્થશક્તિમૂલ (એમ દ્વિવિધ) છે. (૨૨)**

શબ્દશક્તિમૂલ ને અર્થશક્તિમૂલ એમ બે પ્રકારનો વ્યંગ્ય (અર્થ) (સંભવે છે). ઉભયશક્તિમૂલ (વ્યંગ્યાર્થ) તો શબ્દશક્તિમૂલથી જુદો નથી. કેમ કે, તેમાં (= ઉભયશક્તિમૂલમાં) મુખ્યતયા શબ્દનું જ વ્યંજકત્વ હોય છે.

તેમાં શબ્દશક્તિમૂલ (વ્યંગ્ય) (વિષે) કહે છે -

**અનેક અર્થવાળા મુખ્ય શબ્દનો સંસર્ગ વગેરેને લીધે, તથા અમુખ્ય શબ્દનો મુખ્યાર્થબાધ વગેરે વડે, (મુખ્ય) વ્યાપાર નિયંત્રિત થતાં, વસ્તુ અને અલંકારના તથા વસ્તુના વ્યંજકત્વમાં શબ્દશક્તિમૂલ વ્યંગ્યાર્થ પદગત અને વાક્યગત (એમ દ્વિવિધ પ્રાપ્ત થાય છે). (૨૩)**

અનેક અર્થવાળા મુખ્ય શબ્દના અભિધાવ્યાપારમાં સંસર્ગ વગેરે દ્વારા મુખ્ય (અર્થ) નિયંત્રિત થતાં તથા ગૌણ અને લાક્ષણિક રૂપી અમુખ્ય શબ્દના મુખ્યાર્થબાધ, નિમિત્ત અને પ્રયોજન દ્વારા (અનુક્રમે) ગૌણી અને લક્ષણારૂપી વ્યાપાર નિયંત્રિત થતાં, મુખ્ય શબ્દ વડે વસ્તુ અને અલંકારનું વ્યંજકત્વ તથા અમુખ્યના વસ્તુવ્યંજકત્વમાં શબ્દશક્તિમૂલ વ્યંગ્ય પ્રાપ્ત થાય છે અને તે દરેક બે પ્રકારનો છે - પદગત અને વાક્યગત.

સંસર્ગ વગેરે આ (હેતુઓ) ભર્તૃહરિએ કહ્યા છે -

(૮) સંસર્ગ, વિપ્રયોગ, સાહચર્ય, વિરોધ, અર્થ. પ્રકરણ, લિંગ, બીજા શબ્દની સન્નિધિ, સામર્થ્ય, ઔચિત્ય, દેશ, કાળ, વ્યક્તિ, સ્વર વગેરે (નિયામકો) શબ્દના અર્થનો નિર્ણય ન થતો હોય ત્યારે, વિશેષ (અર્થના નિર્ણયમાં) હેતુરૂપ બને છે.''                [વાક્યપદીય - ૨.૩૧૭]*

જેમ કે,

'હાલમાં આ વન ભયરહિત (બન્યું છે) જ્યાં લક્ષ્મણ સાથે રામ રહેલા છે.' (૩૮)

(તથા) 'સીતા વિના રામ અત્યન્ત મોહ પામે છે' (૩૯)

(તેમાં અનુક્રમે) સંસર્ગ અને વિપ્રયોગ દ્વારા દશરથપુત્ર રામને વિષે (અર્થ નિયંત્રિત થાય છે).

'બુધ અને મંગળ તેના ઉત્કર્ષમાં અનુકૂળ બન્યા. (૪૦)

તેમાં સાહચર્યથી ખાસ ગ્રહને વિષે (નિયંત્રિત બને છે).

---

* કાવ્યાનુશાસન, આવૃત્તિ મુંબઈ ૬૪, ના પૃષ્ઠ ૬૪ની પા.ટી. પ્રમાણે બીજો શ્લોક વાક્યપદીયની બનારસની S.S.આવૃત્તિમાં વાંચવા મળતો નથી, જો કે આ શ્લોકની પુણ્યરાજની વાક્યપદીયની ટીકાનો પાછળનો અંશ મળે છે. વળી સરખાવો શ્લોક ૩૧૬ જેમાં औचित्य, देश અને काल વાંચવા મળે છે.

'रामार्जुनव्यतिकरः सांप्रतं वर्तते तयोः' ॥४१॥

इति विरोधाद्भार्गवकार्तवीर्ययोः ।

सैन्धवमानय, मृगयां चरिष्यामि ॥४२॥

इत्यर्थात्प्रयोजनादश्वे ।

'अस्मद्भाग्यविपर्ययाद्यदि पुनर्देवो न जानाति तम् ॥४३॥

५ इति प्रकरणाद्युष्मदर्थे । प्रकरणमशब्दं अर्थस्तु शब्दवानित्यनयोर्भेदः ।

'कोदण्डं यस्य गाण्डीवं स्पर्धते कस्तमर्जुनम्' ॥४४॥

इति लिङ्गाच्चिह्नात्पार्थे ।

'किं साक्षादुपदेशयष्टिरथवा देवस्य शृङ्गारिणः' ॥४५॥

इति शब्दान्तरसंनिधानात्कामे ।

१० 'क्वणति मधुना मत्तश्चेतोहरः प्रियकोकिलः' ॥४६॥

इति सामर्थ्याद्वसन्ते ।

'तन्व्या यत्सुरतान्तकान्तनयनं वक्त्रं रतिव्यत्यये । तत्त्वां पातु चिराय' ॥४७॥

[अमरुशतक ३]

इत्यौचित्यात्प्रसादसाम्मुख्ये पालने ।

१५ 'अहो महेश्वरस्यास्य कापि कान्तिः' ॥४८॥

इति राजधानीरूपाद्देशाद्राजनि ।

'चित्रभानुर्विभात्यह्नि' ॥४९॥

इति कालविशेषाद्रवौ ।

'मित्रं हन्तितरां तमःपरिकरं धन्ये दृशौ मादृशाम्' ॥५०॥

२० इति व्यक्तिविशेषात्सुहृदि च प्रतीतिः ।

स्वरात्त्वर्थविशेषे प्रतीतिः काव्यमार्गेऽनुपयोगिनीति नोदाह्रियते ।

'मथ्नामि कौरवशतं समरे न कोपात्' ॥५१॥ [वेणी. १.१.५ अ]

इति काकुरूपात्तु स्वराद्भवत्यर्थविशेषे प्रतीतिः ।

आदिग्रहणादभिनयापदेशनिर्देशसंज्ञेङ्गिताकारा गृह्यन्ते ।

'અત્યારે તેમનો – 'રામ અને અર્જુનનો મેળાપ થયો છે.' (૪૧)

અહીં વિરોધને લીધે પરશુરામ અને સહસ્રાર્જુનનો (અર્થ નિશ્ચિત થાય છે.)

(સૈંધવ = સિન્ધ પ્રાન્તના) ઘોડાને લાવ, શિકાર ખેલીશ'. (૪૨)

એમાં અર્થ એટલે કે પ્રયોજનને કારણે અશ્વને વિષે (અર્થ નિશ્ચિત બને છે).

'અમારા ભાગ્યવિપર્યયને લીધે જો દેવ તેને ન ઓળખે તો' (૪૩)

એ સંદર્ભને લીધે (દેવ શબ્દનું) 'આપ' – એ અર્થ વિષે (નિયંત્રણ થાય છે). પ્રકરણ અર્થાત્ સંદર્ભનો શબ્દ દ્વારા ઉલ્લેખ થતો નથી, જ્યારે અર્થ શબ્દવાળો હોય છે એટલો તે બે વચ્ચે તફાવત છે.

'જેનું ધનુષ્ય ગાંડીવ છે તેવા અર્જુન સાથે કોણ સ્પર્ધા કરી શકે ?' (૪૪)

અહીં, લિંગ અર્થાત્ ચિહ્ન દ્વારા (અર્જુન શબ્દ) પાર્થના (અર્થમાં નિયંત્રિત થાય છે).

'શું શૃંગારી એવા દેવની સાક્ષાત્ ઉપદેશ-યષ્ટિ છે.' (૪૫)

એમ (શૃંગારી) એવા બીજા શબ્દના નિરૂપણ વડે (દેવ એ પદનું) કામદેવ (ના અર્થ)માં (નિયંત્રણ થયું છે).

'વસંતથી મત્ત થયેલ, પ્રિય અને ચિત્તને હરી લે તેવો કોકિલ કૂજન કરે છે.' (૪૬)

અહીં સામર્થ્યને લીધે 'વસંત' અર્થને વિષે (મધુ પદનો અર્થ નિયંત્રિત થાય છે).

'તન્વીનું, રતિ પરિસમાપ્ત થતાં સુરતને અન્તે મધુર લાગતાં નયનવાળું મુખ તારું દીર્ઘકાળ રક્ષણ કરો.' (૪૭) [અમરુશતક-૩]

અહીં, ઔચિત્યથી (पातु પદનું નિયંત્રણ) પ્રસાદ-'કૃપા'-ના અર્થમાં (થાય છે).

'અહો આ મહેશ્વરની કોઈ અનેરી કાન્તિ છે.' (૪૮)

અહીં, રાજધાની રૂપી પ્રદેશ દ્વારા (મહેશ્વર શબ્દનો અર્થ) રાજાને વિષે (નિશ્ચિત થાય છે).

'દિવસે સૂર્ય પ્રકાશે છે' (૪૯).

તેમાં કાલવિશેષને લીધે (ચિત્રભાનુ પદ) સૂર્ય (અર્થ)ને વિષે (નિયંત્રિત થાય છે.)

'મિત્ર અંધકારસમૂહને નષ્ટ કરે છે, મારા જેવાનાં નયનો ધન્ય છે.' (૫૦)

એમાં, વ્યક્તિવિશેષને લીધે (મિત્ર શબ્દની) સુહૃદ્‌ને વિષે પ્રતીતિ થાય છે.

સ્વર દ્વારા થતી અર્થવિશેષની પ્રતીતિ કાવ્યમાં ખાસ ઉપયોગી નથી તેથી તેનું ઉદાહરણ અપાયું નથી.

'ગુસ્સાને, લીધે યુદ્ધમાં સો કૌરવોને શું નહીં મથી નાખું ?' (૫૧)

[વેણીસંહાર-૧.૫अ]

એમાં – કાકુરૂપ સ્વરથી જ અર્થવિશેષની પ્રતીતિ થાય છે.

'आदि' શબ્દના ગ્રહણ દ્વારા અભિનય, અપદેશ, નિર્દેશ, સંજ્ઞા, ઈંગિત, (તથા) આકારનું ગ્રહણ થાય છે.

अभिनयो यथा—

एद्दहमित्तत्थणिया एद्दहमित्तेहिं अच्छिवत्तेहिं ।
एयावत्थं पत्ता एत्तियमित्तेहिं दियहेहिं ॥५२॥

[ ]

५ अपदेशो यथा—

इतः स दैत्यः प्राप्तश्रीर्नेत एवार्हति क्षयम् ।
विषवृक्षोऽपि संवर्ध्य स्वयं च्छेत्तुमसांप्रतम् ॥५३॥

[कुमार० २.५५]

निर्देशो यथा—

१० "भर्तृदारिके दिष्ट्या वर्धामहे यदत्रैव कोऽपि कस्यापि तिष्ठतीति मामङ्गुलीविलासेनाख्यातवत्यः" ॥५४॥

[मालतीमाधव अङ्क १]

संज्ञा यथा—

अप्यवस्तुनि कथाप्रवृत्तये प्रश्नतत्परमनङ्गशासनम् ।
१५ वीक्षितेन परिगृह्य पार्वती मूर्धकम्पमयमुत्तरं ददौ ॥५५॥

[कुमार० ८.६.]

इङ्गितं यथा—

कदा नौ सङ्गमो भावीत्याकीर्णे वक्तुमक्षमम् ।
अवेत्य कान्तमबला लीलापद्मं न्यमीलयत् ॥५६॥

२० [काव्यादर्श २.२६१]

आकारो यथा—

निवेदितं निःश्वसितेन सोष्मणा मनस्तु मे संशयमेव गाहते ।
न विद्यते प्रार्थयितव्य एव ते भविष्यति प्रार्थितदुर्लभः कथम् ॥५७॥

[कुमार० ५.४६]

२५ तदेवं संसर्गादिभिर्नियमितायामभिधायां याऽर्थान्तरे प्रतीतिः सा व्यञ्जनव्यापारादेव ।

अमुख्येऽपि शब्दे मुख्यार्थबाधादिनियमिते प्रयोजनप्रतिपत्तिर्व्यञ्जनव्यापारादेव । तथा हि तत्र संकेता-भावान्नाभिधा । नापि गौणी लक्षणा वा मुख्यार्थबाधादिलक्षणाभावात् । न हि लक्ष्यं मुख्यं, नापि

(તેમાં) અભિનય જેમ કે,

આટલા મોટા સ્તનવાળી, આ...ટલી મોટી આંખોવાળી આટલા જ દિવસમાં આવી થઈ ગઈ ! (૫૨)

[ ]

અપદેશ જેમ કે,

અહીંથી તે દૈત્ય લક્ષ્મી પામ્યો છે (તેથી) તેનો નાશ કરવો યોગ્ય નથી; કેમ કે, વિષવૃક્ષ પણ ઉછેરીને જાતે જ છેદવું ઉચિત નથી (૫૩). [કુમારસંભવ-૨.૫૫]

નિર્દેશ જેમ કે,

'હે રાજકુમારી ! સદ્ભાગ્યે અહીં જ કોઈકનો કોઈક બેઠો છે એમ મને આંગળીના હાવભાવથી કહ્યું છે.' (૫૪) [માલતીમાધવ-અંક ૧]

સંજ્ઞા, જેમ કે,

નજીવી વસ્તુને વિશે વાત કરતાં, પ્રશ્ન કરવાને તત્પર શંકરને, પાર્વતીએ દૃષ્ટિમાત્રથી સ્વીકારીને (= પ્રશ્નને સમજી લઈને) માથું ધુણાવીને ઉત્તર આપ્યો. (૫૫) [કુમારસંભવ-૮.૬]

ઇંગિત, જેમ કે,

ક્યારે આપણો મેળાપ થશે તે સાંભળી, પ્રિયતમને કહેવા માટે અસમર્થ હોઈને અબળાએ લીલા કમળને બીડી દીધું. (૫૬) [કાવ્યાદર્શ-૨.૨૬૧]

આકાર, જેમ કે,

(તેં) ઉષ્ણ નિસાસાથી (સઘળું) કહી દીધું છે, પરંતુ મારું મન સંદેહમાં પડ્યું છે. (વર માટે) પ્રાર્થી શકાય તેવો (કોઈ) છે નહીં. (બાકી) તેં ઇચ્છા કરેલ તે દુર્લભ કેમ હોય ? (૫૭) [કુમારસંભવ-૫.૪૬]

આ રીતે, સંસર્ગ વગેરે વડે અભિધા નિયંત્રિત થતાં, જે અન્ય અર્થને વિષે પ્રતીતિ થાય છે તે વ્યંજના વ્યાપાર વડે જ (થાય છે). ગૌણ શબ્દને વિષે પણ – મુખ્યાર્થબાધ વગેરેથી (અર્થ) નિયંત્રિત થતાં, પ્રયોજનનું જ્ઞાન વ્યંજનાવ્યાપાર વડે જ (સંભવે છે), કેમ કે તેમાં સંકેતનો અભાવ હોવાથી અભિધા નથી. મુખ્યાર્થબાધ વગેરે લક્ષણો ન હોવાથી ગૌણી કે લક્ષણા પણ નથી. વળી, લક્ષ્ય (અર્થ) કંઈ મુખ્ય

तस्य बाधा, न च किञ्चिन्निमित्तमस्ति, नापि तत्र शब्दः स्खलद्गतिः, न च किञ्चित्प्रयोजनमस्ति। अथ प्रयोजनेऽपि लक्ष्ये प्रयोजनान्तरमाकाङ्क्ष्यते, तर्हि तत्रापि प्रयोजनान्तराकाङ्क्षायामनवस्था स्यात्। तथा च लाभमिच्छतो मूलक्षतिः। न च प्रयोजनसहितमेव लक्ष्यं लक्षणाया विषय इति वक्तुं शक्यम्। विषयप्रयोजनयोरत्यन्तभेदात्। प्रत्यक्षादेरपि प्रमाणस्य विषयो घटादिः। प्रयोजनं त्वर्थाधिगतिः प्राकट्यं
५ संवित्तिर्वा। तदेवं प्रयोजनविशिष्टस्य लक्ष्यस्य गौणीलक्षणयोरविषयत्वात्प्रयोजने व्यञ्जनमेव व्यापारः।

तत्र मुख्यशब्दशक्तिव्यङ्ग्यं वस्तु पदे यथा—

> मुक्तिभुक्तिकृदेकान्तसमादेशनतत्परः।
> कस्य नानन्दनिस्यन्दं विदधाति सदागमः ॥५८॥

[　　　　　]

१० काचित्संकेतदायिनमेवं मुख्यया वृत्त्या शंसतीति सदागमपदेन प्रकाश्यते। अत्रार्थयोर्वैसादृश्यान्नोपमा।

वाक्ये यथा—

> पंथिअ न एत्थ सत्थरमत्थि मणं पत्थरत्थले गामे।
> उन्नयपओहरं पेक्खिऊण जइ वससि ता वससु ॥५९॥

[सप्तशतक ८७९]

१५ अत्र प्रहरचतुष्टयमप्युपभोगेन नेह निद्रां कर्तुं लभ्यते। सर्वे ह्यत्राविदग्धाः। तदुन्नतपयोधरां मामुपभोक्तुं यदि वससि तदास्स्वेति व्यज्यते। वाच्यबोधेन च व्यङ्ग्यस्य स्थितत्वात्तयोर्नोपमानोपमेयभाव इति नालङ्कारो व्यङ्ग्यः। यथा च—

> शनिरशनिश्च तमुच्चैर्निहन्ति कुप्यसि नरेन्द्र यस्मै त्वम्।
> यत्र प्रसीदसि पुनः स भात्युदारोऽनुदारश्च ॥६०॥

२० [का.प्र. ४/५९]

अत्र विरुद्धावपि त्वदनुवर्तनार्थमेककार्यं कुरुत इति व्यत्ययेन ध्वन्यते। मुख्यशब्दशक्तिव्यङ्ग्योलङ्कारः पदे यथा—

> रुधिरविसरप्रसाधितकरवालकरालरुचिरभुजपरिघः।
> झटिति भ्रुकुटिविटङ्कितललाटपट्टो विभासि नृप भीमः ॥६१॥

२५ [　　　　　]

अत्र भीषणीयस्य भीमसेन उपमानम्।

वाक्ये यथा—

> उन्नतः प्रोल्लसद्धारः कालागुरुमलीमसः।
> पयोधरभरस्तस्याः कं न चक्रेऽभिलाषिणम् ॥६२॥

(અર્થ) નથી કે નથી તેનો બાધ (થતો), અને (તે માટે) કોઈ નિમિત્ત પણ નથી. તેમાં શબ્દ (અર્થ આપવાને વિષે) અસમર્થ નથી, કે કોઈ પ્રયોજન પણ નથી. હવે, લક્ષિત થતા પ્રયોજન વિશે પણ જો બીજું પ્રયોજન વિચારાય તો તેમાં પણ બીજા પ્રયોજનની આકાંક્ષા થતાં અનવસ્થા થશે, અને લાભની ઇચ્છા કરવા જતાં મૂળની જ ક્ષતિ થશે; અને વળી, પ્રયોજનયુક્ત લક્ષ્યાર્થ લક્ષણાનો વિષય છે એમ કહેવું શક્ય નથી. કેમ કે, વિષય અને પ્રયોજન બિલકુલ જૂદાં જ છે. પ્રત્યક્ષ વગેરે પ્રમાણનો વિષય ઘટ વગેરે છે, જ્યારે પ્રકટતા કે સંવિત્તિરૂપ અર્થની પ્રાપ્તિ તે પ્રયોજન છે. તેથી પ્રયોજનથી યુક્ત લક્ષ્ય (અર્થ) ગૌણી અને લક્ષણાનો વિષય ન હોવાથી પ્રયોજનને વિષે વ્યંજનાવ્યાપાર જ (રહેલો છે).

તેમાં, મુખ્ય શબ્દશક્તિમૂલ વ્યંગ્યરૂપ વસ્તુ પદગત-જેમ કે,

મોક્ષ અને ભોગ આપનાર, હંમેશા સારો ઉપદેશ આપવામાં તત્પર એવો વેદ (/સજ્જનનું આગમન) કોને આનન્દ ન આપે ? (૫૮) [ ]

કોઈક (નાયિકા) સંકેત આપનારને આ પ્રમાણે મુખ્ય વૃત્તિ (= અભિધા)થી કહે છે તે 'सदागम' પદ વડે પ્રકાશિત થાય છે.

અહીં, બે અર્થ વચ્ચે સાદૃશ્ય ન હોઈ ઉપમા નથી. વાક્યને વિષે, જેમ કે,

હે પથિક, અહીં આ પથરીલા ગામમાં સહેજ પણ પાથરણું નથી (પરંતુ) ઊંચે ચડેલાં વાદળોને (ઉન્નત, ઉઠાવવાળા સ્તનોને) જોઈને જો રહેવું હોય તો રહે.' (૫૯) [સપ્તશતક-૮૭૯]

અહીં, 'ચારે પ્રહર ઉપભોગને કારણે અહીં નિદ્રા મેળવી શકાતી નથી. અહીં બધા જ અબુધ છે. તેથી ઉન્નત પયોધરવાળી મને ભોગવવા માટે જો રહેવું હોય તો રહે', એમ વ્યંજિત થાય છે. વાચ્યનો બાધ થતાં વ્યંગ્ય રહેલું હોવાથી એ બંને વચ્ચે ઉપમાનોપમેયભાવ નથી. તેથી (કોઈ) અલંકાર વ્યંગ્ય નથી.

અને વળી, જેમ કે,

હે રાજા ! તમે જેના ઉપર ગુસ્સે થાઓ છો તેને શનિ (ગ્રહ) અને અ-શનિ (= વજ્ર) હણી નાંખે છે, અને જો પ્રસન્ન થાઓ છો તો તે ઉદાર (મહાદાનવીર) અને સ્ત્રીઓથી યુક્ત શોભે છે. (૬૦)

[કાવ્યપ્રકાશ ૪/૫૯]

અહીં વિરોધીઓ પણ તને અનુસરવાને માટે એક થઈને કાર્ય કરે છે એમ વ્યત્યય દ્વારા ધ્વનિત થાય છે.

મુખ્ય શબ્દશક્તિથી વ્યંજિત થતો અલંકાર, પદગત, જેમ કે,

રક્તપ્રવાહથી રંગાયેલ તલવાર વડે ભયંકરને સુંદર ભુજાયુક્ત અને એકદમ જ (ખેંચાયેલી) ભ્રૂકુટિથી અંકિત થયેલ લલાટવાળા હે ભયંકર (રાજા) ! તું શોભે છે. (૬૧)

અહીં 'ભીષણીય'નું ઉપમાન ભીમ છે. વાક્યને વિષે, જેમ કે,

ઊંચા, જેના ઉપર હાર ડોલે છે તેવા, કૃષ્ણચંદનના લેપથી કાળા એવા તેના પુષ્ટ સ્તન કોને અભિલાષી (= આતુર) ન બનાવે ? (૬૨).

अत्र वाक्यस्यासंबद्धार्थत्वं मा प्रसाङ्क्षीदित्यप्राकरणिकप्राकरणिकयोरुपमानोपमेयभावः कल्पनीय इत्यत्रोपमालङ्कारो व्यङ्ग्यः ।

यथा वा-

अतन्द्रचन्द्राभरणा समुद्दीपितमन्मथा ।
तारकातरला श्यामा सानन्दं न करोति कम् ॥६३॥

[ ]

अत्र शब्दशक्त्या रात्रियोषितोरुपमा व्यङ्ग्या । यद्यपि समुद्दीपितेति सानन्दमिति चार्थोऽपि व्यञ्जकस्तथापि न शब्दशक्तिं विनार्थशक्तिरुन्मीलतीति शब्दशक्तिरेव व्यञ्जिका । यथा वा -

"मातङ्गगामिन्यः शीलवत्यश्च गौर्यो विभवरताश्च श्यामाः पद्मरागिण्यः धवलद्विजशुचिवदना मदिरामोदश्वसनाश्च प्रमदाः" ॥६४॥ [हर्षचरित ३, पृ. ९८]

अत्र विरोधालङ्कारो व्यङ्ग्यः । यथा वा-

खं येऽभ्युज्ज्वलयन्ति लूनतमसो ये वा नखोद्भासिनः
ये पुष्णन्ति सरोरुहश्रियमधिक्षिप्त्वाब्जभासश्च ये ।
ये मूर्धस्ववभासिनः क्षितिभृतां ये चामराणां शिरां-
स्याक्रामन्त्युभयेऽपि ते दिनपतेः पादाः श्रिये सन्तु वः ॥६५॥

[ध्वन्यालोकवृत्तिकारस्य आनन्दवर्धनस्य ?]

अत्र व्यतिरेकः । एवमलङ्कारान्तरेऽप्युदाहार्यम् ।

गौणशब्दशक्तिव्यङ्ग्यं वस्तु पदे यथा-

रविसंक्रान्तसौभाग्यस्तुषाराविलमण्डलः ।
निःश्वासान्ध इवादर्शश्चन्द्रमा न प्रकाशते ॥६६॥

[रामायण १६. २.१३]

अत्रोपसंहृतदृष्टिवृत्तिरन्धशब्दो बाधितमुख्यार्थः पदार्थप्रकाशनाशक्तत्वं नष्टदृष्टिगतं निमित्तीकृत्यादर्शे वर्तमानोऽसाधारणविच्छायित्वानुपयोगित्वादिधर्मजातमसंख्यं प्रयोजनं व्यनक्ति ।

वाक्ये यथा-

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६७॥

[महाभारत, भीष्मपर्व, गीता २.६९]

अत्र निशायां जागरितव्यमन्यत्र रात्रिवदासितव्यमिति न कश्चिदुपदेश्यं प्रत्युपदेशः सिद्ध्यतीति

અહીં, વાક્યનું અસંબંધાર્થત્વ પ્રવર્તિત ન થાય તેથી અપ્રાકરણિક અને પ્રાકરણિક (અર્થ) વચ્ચે ઉપમાનોપમેયભાવ કલ્પવો જોઈએ એમ અહીં ઉપમાલંકાર વ્યંગ્ય છે.

અથવા, જેમ કે,

ચમકતા ચન્દ્રરૂપી આભૂષણવાળી (ચન્દ્રાકાર શિરોભૂષણવાળી), કામને ઉદ્દીપ્ત કરનારી, વિરલ તારાઓવાળી (ચંચળ નેત્રવાળી) રાત્રિ (ષોડશી કન્યા) કોને આનંદિત ન કરે ? (૬૩) [ ]

અહીં, શબ્દશક્તિ વડે રાત્રિ અને રમણી વચ્ચેની ઉપમા વ્યંગ્ય (બને) છે. જેમ કે, 'समुद्दीपिता' એટલે કે, આનંદસહિત એ અર્થ પણ વ્યંજક છે. તો પણ શબ્દશક્તિ વિના અર્થશક્તિ સંભવતી નથી. તેથી શબ્દશક્તિ જ વ્યંજક છે. અથવા, જેમ કે,

ચાંડાલ સાથે સમાગમ કરનારી (હાથી જેવી ચાલવાળી) છતાં શીલવતી, પાર્વતી (હોવા) છતાં શંકરથી ભિન્ન (વ્યક્તિ, દેવ) વિષે આસક્ત; ગૌર વર્ણની અને વૈભવમાં આનંદ પામનારી, શ્યામ છતાં પદ્મના રંગ જેવી (સુંદર અને માણેકનાં આભૂષણવાળી) શુદ્ધ બ્રાહ્મણના પવિત્ર મુખ જેવા મુખવાળી છતાં મદિરાની ગંધથી યુક્ત શ્વાસવાળી (શ્વેત દાંતને લીધે તેજસ્વી મુખવાળી અને ઉન્મત્ત કરે તેની સુગન્ધયુક્ત શ્વાસવાળી) તરુણ સ્ત્રીઓ - (૬૪) [હર્ષચરિત-૩, પૃ. ૯૮]

અહીં વિરોધાલંકાર વ્યંગ્ય છે.

અથવા જેમ કે,

અંધકારને નષ્ટ કરનાર જે (કિરણો) આકાશને અત્યંત ઉજ્જ્વળ બનાવે છે અને તમોગુણને હણનાર જે (ચરણો) નખોમાંથી ઉદ્ભાસિત થાય છે, જે (કિરણો) કમળની શોભા વધારે છે અને જે (ચરણો) કમળની કાન્તિને તિરસ્કૃત કરે છે, જે (કિરણો) પર્વતના શિખરો પર ચમકે છે અને જે (ચરણો) દેવોના મસ્તક પર ચઢે છે તે બંને સૂર્યનાં (અને રાજાના) કિરણો (અને ચરણો) તમારા કલ્યાણ માટે હજો. (૬૫)

[ધ્વન્યાલોક વૃત્તિમાં, આનંદવર્ધન]

અહીં, વ્યતિરેક (અલંકાર વ્યંગ્ય છે). આ રીતે, અન્ય અલંકાર વિષે પણ ઉદાહરણ આપી શકાય.

ગૌણ શબ્દશક્તિથી વ્યંગ્ય એવું વસ્તુ પદગત જેમ કે,

સૂર્યમાં જેનું સૌંદર્ય સંક્રાન્ત થયું છે અને જેનું મંડળ ઝાકળથી ઝાંખું પડ્યું છે તે ચંદ્રમા નિઃશ્વાસથી (અંધ =) ઝાંખા બનેલા દર્પણની જેમ (બરાબર) પ્રકાશતો નથી. (૬૬) [રામાયણ - ૧૬.૨/૧૩]

અહીં, જેમાં દૃષ્ટિ કુંઠિત થઈ છે તેવા અર્થવાળો 'अन्ध' શબ્દનો મુખ્યાર્થ બાધિત થવાથી પદાર્થના પ્રકાશનને વિષેની અસમર્થતા કે જે નષ્ટ થયેલી દૃષ્ટિ જોડે સંકળાયેલ છે તેને નિમિત્ત બનાવીને અરીસાને વિષે રહેલો હોવાથી તેની અસામાન્ય ઝાંખપ, અનુપયોગિતા વગેરે અસંખ્ય ધર્મો રૂપી પ્રયોજનોને વ્યંજિત કરે છે.

વાક્યમાં, જેમ કે,

બધાં પ્રાણીઓની જે રાત્રિ છે, તેમાં સંયમી (પુરુષ) જાગે છે અને જેમાં પ્રાણીઓ જાગે છે, તે જ્ઞાની મુનિની રાત્રિ છે. (૬૭) [મહાભારત, ભીષ્મપર્વ, ભગવદ્ગીતા - ૨.૬૯]

અહીં, રાત્રે જાગવું જોઈએ, અન્યત્ર રાત્રિની જેમ રહેવું જોઈએ એમ કોઈ ઉપદેશ આપવા યોગ્ય પ્રતિ ઉપદેશ સિદ્ધ થતો નથી.

बाधितस्वार्थमेतद्वाक्यं संयमिनो लोकोत्तरतालक्षणेन निमित्तेन तत्त्वदृष्टाववधानं मिथ्यादृष्टौ तु पराङ्मुखत्वं ध्वनतीति ।

लक्षकशब्दशक्तिव्यङ्ग्यं वस्तु पदे यथा–

स्निग्धश्यामलकान्तिलिप्तवियतो वेल्लद्बलाका घना
५ वाताः शीकरिणः पयोदसुहृदामानन्दकेकाः कलाः ।
कामं सन्तु दृढं कठोरहृदयो रामोऽस्मि सर्वं सहे
वैदेही तु कथं भविष्यति ह हा हा देवि धीरा भव ॥६८॥

[ ]

अत्र प्रकरणात्तृतीयत्रिकनिर्देशाच्च रामे प्रतिपन्ने रामपदमनुपयुज्यमानं कठोरहृदय इत्यनेन १० दर्शितावकाशं पितृमरणसीतावियोगाद्यनेकदुःखभाजनत्वं लक्षयदसाधारणानि निर्वेदग्लानिमोहादीनि व्यनक्ति ।

वाक्ये यथा–

सुवर्णपुष्पां पृथिवीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुं ॥६९॥

१५ इदं हि वाक्यमसंभवत्स्वार्थं सत्सादृश्यात्सुलभसमृद्धिसंभारभाजनतां लक्षयच्छूरकृतविद्यसेवकानां प्राशस्त्यं ध्वनति ।

अर्थशक्तिमूलं व्यङ्ग्यमाह–

**वस्त्वलङ्कारयोस्तद्व्यञ्जकत्वेऽर्थशक्तिमूलः प्रबन्धेऽपि ॥२४॥**

वस्तुनोऽलङ्कारस्य च प्रत्येकं वस्त्वलङ्कारव्यञ्जकत्वेऽर्थशक्तिमूलः । स च पदवाक्ययोः प्रबन्धे च । इह २० चार्थः स्वतःसंभवी, कविप्रौढोक्तिमात्रनिष्पन्नशरीरः, कविनिबद्धवक्तृप्रौढोक्तिमात्रनिष्पन्नशरीरो वेति भेदकथनं न न्याय्यम् । प्रौढोक्तिनिर्मितत्वमात्रेणैव साध्यसिद्धेः । प्रौढोक्तिमन्तरेण स्वतःसंभविनोऽप्यकिञ्चित्करत्वात् । कविप्रौढोक्तिरेव च कविनिबद्धवक्तृप्रौढोक्तिरिति किं प्रपञ्चेन ।

तत्र वस्तुनो वस्तुव्यञ्जकत्वं पदे यथा–

तं ताण सिरिसहोअररयणाहरणम्मि हिअयमिक्करसं ।
२५ बिंबाहरे पिआणं निवेसियं कुसुमबाणेण ॥७०॥

[विषमबाणलीला]

તેથી પોતાનો અર્થ બાધિત થયો છે તેવું આ વાક્ય સંયમી પુરુષના લોકોત્તરતા રૂપી નિમિત્ત વડે તત્ત્વદષ્ટિને વિષે ધ્યાન કે એકાગ્રતા અને મિથ્યાદષ્ટિને વિષે પરાઙ્મુખતા ધ્વનિત થાય છે.

લક્ષક શબ્દશક્તિથી વ્યંગ્ય વસ્તુ-પદગત જેમ કે,

સુંદર અને શ્યામલ કાંતિથી આકાશને ભરી દેનાર તથા બગલીઓ વડે વીંટળાયેલાં વાદળ, જલબિન્દુયુક્ત પવનો, મેઘના મિત્ર એવા મયૂરોની આનંદ કેકા – (આ બધું) ભલે હજો ! કઠોર હૃદયનો હું રામ છું, બધું જ હું સહીશ, પરંતુ વૈદેહીનું શું થશે ? અરે ! દેવી, ધીરજવાળી થા ! (૬૮) [ ]

અહીં પ્રકરણ (= સંદર્ભ) દ્વારા તથા ત્રણ વિગતોના નિર્દેશથી રામ વિષયક અર્થ પ્રતિપન્ન થતાં, ''રામ'' એ પદ અનુપયોગી બને છે અને 'કઠોરહૃદય' એ પદ વડે જે દર્શાવાયું છે તે-પિતાનું, મરણ, સીતાવિયોગ વગેરે અનેક દુઃખના પાત્ર થવું તે વિગત, લક્ષિત કરતા અસાધારણ એવા નિર્વેદ, ગ્લાનિ, મોહ વગેરેને વ્યંજિત કરે છે.

વાક્યગત, જેમ કે,

સુવર્ણમય પુષ્પોવાળી પૃથ્વીને ત્રણ (પ્રકારના) પુરુષો પામે છે – શૂરવીર, વિદ્વાન અને જેઓ સેવા કરવાનું જાણે છે તે. (૬૯)

આ વાક્ય (નો) સ્વ (= પોતાનો) અર્થ અસંભવિત હોતાં, (તે) સાદશ્યને લીધે સુલભ એવા સમૃદ્ધિના ભંડારની પાત્રતાને લક્ષિત કરતાં (= લક્ષિત કરે છે અને તે દ્વારા) શૂરવીર, વિદ્વાન અને સેવકની પ્રશસ્તિને વ્યંજિત કરે છે.

અર્થશક્તિમૂલ વ્યંગ્યને (વિષે) કહે છે –

**વસ્તુ અને અલંકારને વિષે તેમનું વ્યંજકત્વ હોતાં, અર્થશક્તિમૂલ (ધ્વનિ થાય છે) (તે) (પદ, વાક્ય અને) પ્રબંધમાં પણ (સંભવે છે) (૨૪)**

વસ્તુ અને અલંકારમાં (પ્રત્યેકને વિષે) વસ્તુ અને અલંકાર વ્યંજક બનતાં અર્થશક્તિમૂલ (ધ્વનિ થાય છે) અને તે પદમાં, વાક્યમાં તથા પ્રબંધમાં (હોય છે). અહીં અર્થ સ્વતઃસંભવી, કવિપ્રૌઢોક્તિ દ્વારા જ સંભવતો, અથવા કવિનિબદ્ધ વક્તાની પ્રૌઢોક્તિ વડે જ સંભવતો – એ પ્રમાણે, ભેદ કહ્યા છે તે યોગ્ય નથી, કેમ કે, માત્ર પ્રૌઢોક્તિથી નિર્મિત હોતાં પણ સાધ્યસિદ્ધિ શક્ય છે. પ્રૌઢોક્તિ સિવાય સ્વતઃસંભવી પણ તુચ્છ બની જાય છે. અને કવિપ્રૌઢોક્તિ એ જ કવિનિબદ્ધવક્તૃપ્રૌઢોક્તિ છે. આથી વિસ્તારથી શું (પ્રયોજન) ?

તેમાં વસ્તુનું વ્યંજકત્વ પદગત, જેમ કે,

લક્ષ્મીની સાથે જન્મેલ કૌસ્તુભમણિના અપહરણમાં લાગેલા તેમના તે હૃદયને કામદેવે પ્રિયાના અધરબિંબમાં આસક્ત કર્યું. (૭૦) [વિષમબાણલીલા]

अत्र कुसुमबाणेनेति पदं कामदेवस्य मृदूपायसौन्दर्यं प्रकाशयति ।

वाक्ये यथा–

तापी नेयं नियतमथवा तानि नैतानि नूनं
तीराण्यस्याः सविधविचलद्वीचिवाचालितानि ।
५ अन्यो वाऽहं किमथ न हि तद्वारि वेल्लद्दलाकं
यत्तत्पल्लीपतिदुहितरि स्नातुमभ्यागतायाम् ॥७१॥

[ ]

अत्र वाक्यार्थेन वस्तुमात्ररूपेणाभिलषणीयजनकृतमेव भावानां हृद्यत्वं न स्वत इत्येतद्वस्तु व्यज्यते ।

वस्तुनोऽलङ्कारव्यञ्जकत्वं पदे यथा–

१० धीराण रमइ घुसिणारुणम्मि न तहा पिआथणुच्छंगे ।
दिट्ठी रिउगयकुंभत्थलम्मि जह बहलसिंदूरे ॥७२॥

[ ]

अत्र धीराणामिति पदार्थो वस्तुमात्ररूपः कुचयोः कुंभस्थलस्य चोपमालङ्कारं ध्वनति ।

वाक्ये यथा–

१५ पुत्रक्षयेन्धनघनप्रविजृम्भमाण-
स्नेहोत्थशोकविषमज्वलनाभितप्तः ।
प्रालेयशीतलममंस्त स बाह्यवह्नि–
मह्नाय देहमथ संविदधे सरित्सात् ॥७३॥

[ ]

२० अत्र वसिष्ठः पुत्रक्षयोपतप्तोऽग्निं प्रविष्टोऽपि न तेन दग्ध इत्ययं वाक्यार्थो वस्तुस्वभावः शोकस्य बाह्यवह्नेराधिक्यमिति व्यतिरेकालङ्कारं ध्वनति ।

अलङ्कारस्य वस्तुव्यञ्जकत्वं पदे यथा–

चूयंकुरावयंसं छणपसरमहग्घमणहरसुरामोअं ।
अपणामियं पि गहियं कुसुमसरेण महुमासलच्छीए मुहं ॥७४॥

२५ [हरविजये]

अत्रापणामियं असमर्पितमपीति विरोधालङ्कारेण वाच्येन मधुमासप्रौढिमनि भाविनि किं भविष्यतीत्येवंभूतं वस्तु ध्वन्यते ।

અહીં 'कुसुमबाणेन' એ પદ કામદેવના કોમળ ઉપાયનું સૌંદર્ય પ્રકાશિત કરે છે.

વાક્યગત, જેમ કે,

આ ચોક્કસ જ તાપી નદી નથી શું ? અથવા, ખરેખર આ ઊછળતાં મોજાંથી ગાજતાં તેનાં તીરો પણ નથી શું ? અને હું આ કોઈ બીજો છું કે શું ? અથવા તે ગામડાના મુખીની પુત્રી નહાવા માટે આવી ત્યારે (હતું તે) બગલીઓથી વીંટળાયેલ તે પાણી પણ તેનું તે નથી શું ? (૭૧) [ ]

અહીં, વસ્તુમાત્રરૂપ વાક્યાર્થ વડે અભિલાષા કરવા યોગ્ય વ્યક્તિએ કરેલ ભાવોનું હૃદ્યત્વ તે સ્વતઃ નથી (અર્થાત્, કવિ–પ્રૌઢોક્તિ નિષ્પન્ન છે) – એ વસ્તુ વ્યંજિત થાય છે.

વસ્તુનું અલંકાર વ્યંજકત્વ, પદગત, જેમ કે,

ધીરજનોની દૃષ્ટિ કેસરથી લાલ થયેલ, પ્રિયાના સ્તનના અગ્રભાગમાં તેટલી રમમાણ નથી હોતી જેટલી શત્રુના ખૂબ સિંદૂરવાળા હાથીના ગંડસ્થળમાં (રમમાણ હોય છે; = આનંદ પામે છે) (૭૨) [ ]

અહીં, 'ધીરોનું' એ પદનો વસ્તુમાત્ર રૂપ અર્થ કુચ અને કુંભસ્થલમાં રહેલ ઉપમા અલંકારને ધ્વનિત કરે છે.

વાક્યગત – જેમ કે,

પુત્રનાશના ઇંધણથી ગાઢ (અને) ખૂબ વૃદ્ધિ પામેલ સ્નેહમાંથી જન્મેલ શોકરૂપી ભયંકર અગ્નિથી તપેલા તે બહારના અગ્નિને બરફ જેવો શીતળ માનવા લાગ્યા (અને) તરત જ પોતાનો દેહ નદીમાં સમર્પિત કર્યો. (૭૩) [ ]

અહીં, પુત્રનાશથી સંતપ્ત વસિષ્ઠ અગ્નિમાં પ્રવેશ્યા તો પણ તેનાથી બળ્યા નહીં તે આ વસ્તુરૂપ વાક્યાર્થ, બાહ્ય અગ્નિ કરતાં શોકની અધિકતારૂપી વ્યતિરેક અલંકાર વ્યંજિત કરે છે.

અલંકારનું વસ્તુવ્યંજકત્વ પદગત, જેમ કે

આમ્રમંજરીના આભૂષણયુક્ત, ક્ષણમાં જ મહામૂલ્યવાન અને મનોહર મદિરાની સુગંધ ફેલાઈ છે, તેવું વસંતલક્ષ્મીનું મુખ (તેણે) સમર્પિત ન કર્યું હોવા છતાં કામદેવે પકડી લીધું. (૭૪) ['હરવિજય'માંથી]

અહીં, 'સમર્પિત ન કરાયેલ હોવા છતાં પણ' – એ વાચ્ય વિરોધાલંકાર વડે 'મધુમાસ જ્યારે જામશે ત્યારે શું થશે ?' એ રૂપી વસ્તુ વ્યંજિત કરે છે.

वाक्ये यथा–

गाढालिंगणरहसुज्जअम्मि दइए लहुं समोसरइ ।
माणंसिणीणं माणो पीलणभी उव्व हियआओ ॥७५॥

अत्रोत्प्रेक्षया प्रत्यालिङ्गनादि । तत्र जृम्भत इति वस्तु व्यज्यते ।

५ अलङ्कारेणालङ्कारः पदे यथा–

तुह वल्लहस्स गोसम्मि आसि अहरो मिलाण कमलदलं ।
इय नववहुआ सोऊण कुणइ वयणं महीस(सं)मुहं ॥७६॥

[ ]

अत्र मिलाणकमलदलमिति रूपकेण म्लानत्वान्यथानुपपत्तेस्त्वयास्य मुहुर्मुहुः परिचुम्बनं कृतमिति
१० अनुमानं व्यज्यते ।

वाक्ये यथा–

स वक्तुमखिलान् शक्तो हयग्रीवाश्रितान् गुणान् ।
योऽम्बुकुम्भैः परिच्छेदं शक्तः कर्तुं महोदधेः ॥७७॥

[ ]

१५ अत्र निदर्शनेन हयग्रीवगुणानामवर्णनीयताप्रतिपादनरूपोऽसाधारणतद्विशेषप्रकाशनपर आक्षेपो व्यज्यते ।

प्रबन्धेऽर्थशक्तिमूलो व्यङ्ग्यो यथा गृध्रगोमायुसंवादे । तथा च

अलं स्थित्वा श्मशानेऽस्मिन् गृध्रगोमायुसङ्कुले ।
न चेह जीवितः कश्चित्कालधर्ममुपागतः ॥७८॥

[महाभारत शा. प., अ. १५२, श्लो. ११ (अ) १२ (अ)]

२० इति दिवा प्रभवतो गृध्रस्य पुरुषविसर्जनपरमिदं वचनम् ।

आदित्योऽयं स्थितो मूढाः स्नेहं कुरुत साम्प्रतम् ।
बहुविघ्नो मुहूर्तोऽयं जीवेदपि कदाचन ॥७९॥
अमुं कनकवर्णाभं बालमप्राप्तयौवनम् ।
गृध्रवाक्यात्कथं बालास्त्यक्ष्यध्वमविशङ्किताः ॥८०॥

२५ [महाभारत शा. प. अ. १५२. श्लो. १९,६५]

इति निशि विजृम्भमाणस्य गोमायोर्जनव्यावर्तननिष्ठं चेति प्रबन्धप्रतिपाद्येनार्थेन गृध्रगोमाय्वोर्भक्षणाभिप्रायो व्यज्यते।
एवं **मधुमथनविजये** पाञ्चजन्योक्तिषु **विषमबाणलीलायां** कामदेवस्य सहचरसमागमेऽर्थव्यञ्जकत्व-मुदाहार्यम्।
एवं च वस्तुनोऽलंकारव्यञ्जकत्वेऽलंकारस्य च वस्त्वलंकारव्यञ्जकत्वे भेदत्रयमुत्प्रेक्ष्यम्।

**रसादिश्च ॥२५॥**

વાક્યગત – જેમ કે,

ગાઢ આલિંગન માટે પ્રિયતમ ઉદ્યત થતાં જ, જાણે કે પીડાઈ જવાના ભયથી માનુનીનું માન હૃદયમાંથી તરત જ દૂર થઈ જાય છે. (૭૫)

અહીં ઉત્પ્રેક્ષા વડે પ્રતિ–આલિંગન વગેરે પ્રવર્તિત થાય છે. તે રૂપી વસ્તુ વ્યંજિત થાય છે. અલંકાર વડે અલંકાર (વ્યંગ્ય), પદગત – જેમ કે,

સવારે તારા પ્રિયતમનો અધર (ઓષ્ઠ) કરમાયેલા કમલદલ જેવો હતો એમ સાંભળીને નવવધૂ (પોતાનું) મુખ ભૂમિ તરફ (= નીચું) કરે છે. (૭૬) [ ]

અહીં, મ્લાન કમળદલ – એ રૂપક (અલંકાર) દ્વારા મ્લાનત્વ બીજી રીતે ઉપપન્ન થતું ન હોઈ, 'તેં આને વારંવાર ચુંબન કર્યું છે, એ અનુમાન (અલંકાર) વ્યંજિત થાય છે.

વાક્યગત – જેમ કે,

જે, પાણીના ઘડા વડે મહાસાગરને માપવાને સમર્થ છે, તે જ હયગ્રીવમાં રહેલા બધા જ ગુણોને કહેવાને શક્તિમાન બને. (૭૭) [ ]

અહીં નિદર્શન (અલંકાર) વડે હયગ્રીવના ગુણોની અવર્ણનીયતાના પ્રતિપાદનરૂપ અસાધારણ એવા એના વિશેષ (ગુણ)ના પ્રકાશનપરક આક્ષેપ (અલંકાર) વ્યંજિત થાય છે.

પ્રબંધમાં અર્થશક્તિમૂલ વ્યંગ્ય જેમ કે, ગૃધ્રગોમાયુ સંવાદમાં, વળી,

આ ગીધ અને શિયાળથી ભરેલા સ્મશાનમાં રોકાવાથી બસ (કરો) (= રહેવું યોગ્ય નથી). કાળધર્મ (= મૃત્યુ) પામેલો કોઈપણ અહીં (પુનઃ) જીવતો થતો નથી. (૭૮)

[મહાભારત, શાન્તિપર્વ, ૧૫૨/૧૧अ, ૧૨अ]

એ દિવસે પ્રભાવ ધરાવતા (= બળવાન) ગીધનું પુરુષોને વિદાય કરવારૂપ વચન છે. (જ્યારે)

અરે મૂર્ખાઓ ! આ સૂર્ય (હજુ) રહેલો છે (= આથમ્યો નથી) હમણાં (તે બાળકને) પ્રેમ કરો. આ મુહૂર્ત બહુ વિઘ્નોવાળું છે. કદાચ (તે પાછળથી) જીવે પણ ખરો. (૭૯)

હે મુર્ખાઓ ! સુવર્ણ જેવી કાન્તિવાળા, યૌવનને પણ નહીં પામેલા આ બાળકને ગીધના કહેવાથી તમે નિઃશંક થઈને કઈ રીતે ત્યજી શકો છો ? (૮૦) [મહાભારત શા.પ. ૧૫૨/૧૯, ૬૫]

એ રાત્રે જેમનું જોર ચાલે છે તેવા શિયાળનું લોકોને પાછા બોલાવવા માટેનું વચન છે એમ પ્રબંધ વડે પ્રતિપાદ્ય અર્થ વડે ગીધ અને શિયાળનો ભક્ષણ કરવારૂપ આશય વ્યંજિત થાય છે. આ રીતે, 'મધુમથનવિજય'માં પાંચજન્યની ઉક્તિમાં, 'વિષમબાણલીલા'માં કામદેવના સહચરસમાગમ વખતે અર્થવ્યંજકતાનું ઉદાહરણ જોવું. અને વળી, વસ્તુનું અલંકારવ્યંજકત્વ તથા અલંકારનું વસ્તુવ્યંજકત્વ અને અલંકારવ્યંજકત્વ એમ ત્રણ ભેદ વિચારી શકાય.

**અને રસ વગેરે (પણ અર્થશક્તિમૂલ વ્યંગ્ય બને છે). (૨૫)**

रसभावतदाभासभावशान्तिभावोदयभावस्थितिभावसन्धिभावशबलत्वान्यर्थशक्तिमूलानि व्यङ्ग्यानि । चकारः पदवाक्यप्रबन्धानुकर्षणार्थः । पृथग्योगे रसादयो व्यङ्ग्या एव भवन्ति न तु कदाचिद्वाच्यतामपि सहन्त इति रसादीनां प्राधान्यख्यापनार्थः । वस्त्वलङ्कारौ हि वाच्यावपि भवत इति ।

तत्रार्थशक्तिमूलो व्यङ्ग्यो रसः पदे यथा–

५ उत्कम्पिनी भयपरिस्खलितांशुकान्ता
ते लोचने प्रतिदिशं विधुरे क्षिपन्ती ।
तीक्ष्णेन दारुणतया सहसैव दग्धा
धूमान्धितेन दहनेन न वीक्षितासि ॥८१॥

[तापसवत्सराज २.१६]

१० अत्र ते–इति पदेन स्मारितानामनुभवैकगोचराणां सातिशयविभ्रमाणां शोकव्यञ्जकत्वम् ।

त्याद्यन्ते यथा–

मा पंथं रुंध महं अवेहि बालय अहो सि अहिरीओ ।
अम्हे अणिरिक्काओ सुण्णहरं रक्खियव्वं ण्णो ॥८२॥

[सप्तशतक ९६१]

१५ अत्रापेहीति त्याद्यन्तम् । त्वं तावदप्रौढो लोकमध्ये यदेवं प्रकाशयसि, अस्ति तु संकेतस्थानं शून्यगृहं तत्रैवागन्तव्यमिति ध्वनति ।

पदैकदेशोऽपि पदं यथा–

तालैः शिञ्जद्वलयसुभगैर्नर्तितः कान्तया मे ।
यामध्यास्ते दिवसविगमे नीलकण्ठः सुहृद्वः ॥८३॥

२० [मेघदूत २.१६]

अत्र तालैरिति बहुवचनमनेकभङ्गिवैदग्ध्यं ख्यापयद्विप्रलम्भमुद्दीपयति ।

लिखन्नास्ते भूमिं बहिरवनतः प्राणदयितो
निराहाराः सख्यः सततरुदितोच्छूननयनाः ।
परित्यक्तं सर्वं हसितपठितं पञ्जरशुकै-
२५ स्तवावस्था चेयं विसृज कठिने मानमधुना ॥८४॥

[अमरुशतक ७]

अत्र न लिखतीत्यपि तु प्रसादपर्यन्तमास्त इति, तथा आस्त इति न त्वासित इति, भूमिमिति न तु भूमाविति, न हि बुद्धिपूर्वकं रूपकं किंचिल्लिखतीति स्यादितित्यादिविभक्तीनां व्यञ्जकत्वम् ।

રસ, ભાવ, તેમનો આભાસ (= રસાભાસ, ભાવાભાસ) ભાવશાન્તિ, ભાવોદય, ભાવસ્થિતિ, ભાવસન્ધિ, ભાવશબ્લતા એ અર્થશક્તિમૂલ વ્યંગ્ય છે. 'ચ'કાર પદ, વાક્ય, પ્રબંધને અહીં લાગુ કરવા માટે છે. (તેનો) અલગ ઉલ્લેખ, રસ વગેરે વ્યંગ્ય જ હોય છે, ક્યારેય પણ તે વાચ્યત્વ સહન કરતા નથી (અર્થાત્ રસ વગેરે ક્યારેય વાચ્ય ન હોઈ શકે) તે રસ વગેરેનું પ્રાધાન્ય દર્શાવવા માટે છે, કેમ કે, વસ્તુ અને અલંકાર વાચ્ય પણ બને છે.

તેમાં અર્થશક્તિમૂલવ્યંગ્ય રસ - પદગત - જેમ કે,

ભયને લીધે સરી ગયેલા વસ્ત્રવાળી, કંપતી, તે વ્યાકુળ નેત્રો ચારે બાજુ ફેંકતી તું, ધુમાડાને કારણે અંધ બનેલ ઉગ્ર અગ્નિ વડે ક્રૂરતાપૂર્વક એકદમ જ બાળી નંખાઈ. (૮૧) [તાપસવત્સરાજ - ૨.૧૬]

અહીં, 'તે' એ પદ વડે યાદ કરવામાં આવેલાં અને કેવળ 'અનુભવનો વિષય બનતાં અને અતિશય ચંચળ (નયનો)નું શોકવ્યંજકત્વ (જણાય છે).

ત્યાદ્યન્તમાં (વ્યંજકત્વ) જેમ કે,

મારો રસ્તો રોકીશ નહીં. અરે બાળક ! દૂર થા ઓહ ! કેવો નિર્લજ્જ છે ? અમે પરતન્ત્ર છીએ ને અમારું સૂનું ઘર રક્ષણ કરવા યોગ્ય છે. (૮૨) [સપ્તશતક - ૯૬૧]

અહીં 'अपेहि' એ ત્યાદ્યન્ત છે. તું પ્રૌઢ નથી કારણ કે તું લોકો વચ્ચે આ રીતે જાહેર થઈ જાય છે. શૂન્ય ઘર એ સંકેતસ્થાન છે. ત્યાં જ આવવું જોઈએ એમ ધ્વનિત કરે છે.

પદોનો એકભાગ પણ પદ જ (કહેવાય છે) જેમ કે, મારી પ્રિયા વડે રણકતાં કંકણથી મધુર તાલ વડે નર્તન કરાતો તારો મિત્ર મયૂર દિવસ પૂરો થતાં, જ્યાં બેસે છે. (૮૩) [મેઘદૂત - ૨.૧૬]

અહીં, 'तालैः' એ બહુવચન અનેક પ્રકારની વિદગ્ધતા વર્ણવતાં, વિપ્રલંભને ઉદ્દીપ્ત કરે છે.

પ્રાણપ્રિય બહાર નીચા મુખે જમીન ખોતરતો બેઠો છે, સખીઓ આહાર છોડીને સતત રડવાથી સૂજેલાં નયનવાળી છે. પાંજરાના પોપટોએ હસવાનું-ભણવાનું સઘળું છોડી દીધું છે અને તારી આ અવસ્થા છે. હે કઠિન હૃદયવાળી ! હવે માન (= અભિમાન) છોડ. (૮૪) [અમરુશતક - ૭]

અહીં, લખતો (એમ છે), 'લખે છે' તેમ નહીં. તે રીતે 'બેસ છે' એમ (છે), નહીં કે 'બેઠેલો'. અર્થાત્ કૃપા થાય ત્યાં સુધી 'ભૂમિ ઉપર' (भूमौ) એમ નહીં પણ 'ભૂમિને' (भूमिम्) (ખોતરે છે) (અર્થાત્) બુદ્ધિપૂર્વક કશું લખતો નથી એવું તિઙ્સુપ્ વગેરે વિભક્તિનું વ્યંજકત્વ રહેલું છે.*

---

* અહીં પાઠ કંઈક અંશે ભ્રષ્ટ જણાવ છે. કા.પ્ર.માં (ઝળકીકર આવૃત્તિ ચોથી, પૃ. ૧૭૪) નીચે પ્રમાણે વાંચવા મળે છે :

अत्र लिखन्निति न तु लिखतीति, तथा आस्ते इति, न त्वासित इति, अपि तु प्रसादपर्यन्तमास्ते इति भूमिमिति न तु भूमाविति, न हि बुद्धिपूर्वकमपरं किञ्चिल्लिखतीति तिङ्सुब्विभक्तीनां व्यङ्ग्यम्।

अन्नत्थ वच्च बालय ण्हायंतिं कीस मं पुलोएसि ।
एयं भो जायाभीरुयाण तहं चिय न होइ ॥८५॥

[ ]

अत्र जायातो ये भीरवस्तेषामेतत्स्नानस्थानमिति दूरापेतः संबन्ध इत्यनेन संबन्धेनैवेर्ष्यातिशयः
५ प्रच्छन्नकामिन्याभिव्यक्तः । जायाभीरुकाणामित्यत्र तद्धितस्यापि व्यञ्जकत्वम् । ये ह्यरसज्ञा धर्मपत्नीषु प्रेमपरतन्त्रास्तेभ्यः कोऽन्यो जगति कुत्सितः स्यादिति कप्रत्ययोऽवज्ञातिशयद्योतकः ।

अयमेकपदे तया वियोगः प्रियया चोपनतः सुदुःसहो मे ।
नववारिधरोदयादहोभिर्भवितव्यं च निरातपत्ररम्यैः ॥८६॥

[विक्रमोर्वशीय ४.३]

१० अत्र चकारौ निपातावेवमाहतुः, गण्डस्योपरि स्फोटवद्वियोगश्च वर्षासमयश्च समुपनतमेतद् द्वयमलं प्राणहरणायेति । अत एव रम्यपदेन सुतरामुद्दीपनविभावत्वमुक्तम् ।

प्रस्निग्धाः क्वचिदिङ्गुदीफलभिदः सूच्यन्त एवोपलाः ॥८७॥

[शाकुन्तल १.१३]

अत्र प्र इत्युपसर्ग इङ्गुदीफलानां सरसत्वमाचक्षाण आश्रमस्य सौन्दर्यातिशयं ध्वनति ।

१५ अनेकस्य निपातस्योपसर्गस्य चैकत्र पदे यः प्रयोगः सोपि रसव्यक्त्यर्थः । यथा–

अहो बतासि स्पृहणीयवीर्यः ॥८८॥

[कुमार.-३.२०]

अत्राहो बतेत्यनेन श्लाघातिशयो ध्वन्यते ।

मनुष्यवृत्त्या समुपाचरन्तं स्वबुद्धिसामान्यकृतानुमानाः ।
२० योगीश्वरैरप्यसुबोधमीशं त्वां बोद्धुमिच्छन्त्यबुधाः स्वतर्कैः ॥८९॥

[ ]

अत्र सम्यग्भूतमुपांशु कृत्वा आसमंताच्चरन्तमित्यनेन लोकानुजिघृक्षातिशयस्तत्तदाचरतः परमेश्वरस्य ध्वन्यते ।

'रमणीयः क्षत्रियकुमार आसीत्' ॥९०॥ इति

२५ [महावीरचरित, २. पृ. ६७]

अत्र शङ्करधनुर्भङ्गश्रवणात्प्रकुपितस्य भार्गवस्योक्त्या 'आसी'दित्यतीतकालनिर्देशाद् दाशरथेः कथाशेषत्वं व्यज्यते।

હે બાળક ! તું બીજે જા. નહાતી ( = સ્નાન કરતી) મને કેમ જુએ છે ? પત્નીથી ડરનારાઓ માટે આ સ્થળ નથી. (૮૫) [ ]

અહીં, 'પત્નીઓથી જે ડરે છે તેઓનું આ સ્નાનસ્થળ છે એમ દૂરનો સંબંધ છે. તે આ સંબંધ વડે જ પ્રચ્છન્ન કામિની વડે અત્યંત ઈર્ષ્યા અભિવ્યક્ત થાય છે. 'जायाभीरुकाणाम्' એમાં તદ્ધિતનું પણ વ્યંજકત્વ છે, કેમ કે, જે અરસજ્ઞો ધર્મપત્નીને વિષે પ્રેમપરવશ છે, તેમનાથી બીજો કોણ જગતમાં ઊતરતો હોય એમ 'ક' પ્રત્યય અત્યંત અવજ્ઞાનો દ્યોતક છે.

આ અચાનક તે પ્રિયતમાથી એ દુ:સહ વિયોગ આવી પડ્યો છે, ને (બીજી તરફ) નવીન વાદળ આવવાથી દિવસો, તડકો ન હોવાથી, સુંદર બનવા લાગશે. (૮૬) [વિક્રમોર્વશીય-૪.૩]

અહીં, બે 'ચ'કાર રૂપી નિપાતો એવું કહે છે કે, ફોલ્લી ઉપર ફોલ્લો થાય તેની માફક (પ્રિયતમાનો) વિયોગ અને વર્ષાકાળ આ આવી પડેલી બંને વિગત પ્રાણહરણ માટે પર્યાપ્ત છે. આથી જ 'રમ્ય'એ પદ વડે ઉદ્દીપન વિભાવ વધારે અસરકારક રીતે કહેવાયો છે.

ક્યાંક ખૂબ ચીકણા પથ્થરો (તે) ઇંગુદીનાં ફળ ભાંગનાર (છે, એમ) સૂચવાય છે. (૮૭)

[શાકુન્તલ-૧.૧૩]

અહીં 'प्र' એ ઉપસર્ગ ઇંગુદીફળનું સરસત્વ કહે છે અને આશ્રમના અતિશય સૌંદર્યને વ્યંજિત કરે છે.

અનેક નિપાત અને ઉપસર્ગનો એક પદમાં જે પ્રયોગ (થાય છે) તે પણ રસને વ્યંજિત કરે છે. જેમ કે

અરે ! વાહ ! તું સ્પૃહણીય વીર્યવાળો છે. (૮૮) [કુમારસંભવ-૩.૨૦]

અહીં, 'अहो बत' તે દ્વારા અત્યંત પ્રશંસા ધ્વનિત થાય છે.

પોતાની સામાન્ય બુદ્ધિથી અનુમાન કરનારા મૂર્ખ લોકો પોતાના તર્ક વડે, મનુષ્યની જેમ વર્તનાર (તથા) યોગીશ્વરો વડે પણ સહેલાઈથી જાણી ન શકાય તેવા તને ઈશ્વરને, જાણવા ઇચ્છે છે. (૮૯) [ ]

અહીં, '(समुपाचरन्तम् અર્થાત્)' બરાબર રીતે નજીક રહીને ચારે બાજુ વ્યવહરતા' – તે દ્વારા તે તે કાર્ય કરવાવાળા પરમાત્માનો અનુગ્રહાતિશય વ્યંજિત થાય છે.

'રમણીય ક્ષત્રિયકુમાર હતો.' (૯૦) [મહાવીરચરિત-૨, પૃ. ૬૭]

અહીં શંકરના ધનુષ્યનો ભંગ સાંભળીને ગુસ્સે થયેલા પરશુરામની ઉક્તિ દ્વારા, 'आसीत्' એ ભૂતકાળના નિર્દેશથી રામનું કથાશેષત્વ ( = હતો ન હતો થઈ જશે, એ વિગત) વ્યંજિત થાય છે.

यथा च प्रत्ययांशस्य द्योतकत्वं तथा प्रकृत्यंशस्यापि यथा—

तद्गेहं नतभित्ति मन्दिरमिदं लब्धावकाशं दिवः
सा धेनुर्जरती नदन्ति करिणामेता घनाभा घटाः ।
स क्षुद्रो मुशलध्वनिः कलमिदं संगीतकं योषिता-
५ माश्चर्यं दिवसैर्द्विजोऽयमियतीं भूमिं परां प्रापितः ॥९१॥

[काव्यप्रकाशे १० उल्लासे पठ्यते]

अत्र दिवसार्थेनात्यन्तासंभाव्यमानतास्यार्थस्य ध्वन्यते। तदिति प्रकृत्यंशश्चाऽत्र नतभित्तीत्येतत्प्रकृत्यंश-सहायः समस्तामङ्गलभूतां मूषिकाद्याकीर्णतां ध्वनति। एवं सा धेनुरित्यादावपि योज्यम्।

तथा—

१० रइकेलिहियनियंसणकरकिसलयरुद्धनयणजुअलस्स ।
रुद्दस्स तइयनयणं पव्वइपरिचुंबियं जयइ ॥९२॥

[सप्तशतक ४५५; गाथासप्तशती ५.५५]

अत्र जयतीति न तु शोभत इत्यादि। समानेऽपि हि स्थगनव्यापारे लोकोत्तरेणैव रूपेणास्य पिधानमिति तदेवोत्कृष्टमिति व्यज्यते ।

१५ भावादीनां पदप्रकाशकत्वेऽधिकं न वैचित्र्यमिति न तदुदाहियते। वाक्यस्य रसादिव्यञ्जकत्वं रसादि-लक्षण एवोदाहरिष्यते । प्रबन्धे च नाटकादावर्थशक्तिमूला रसव्यक्तिः प्रतीतैव । वर्णरचनायास्तु साक्षान्माधुर्यादिगुणव्यञ्जकत्वमेव। तद्द्वारेण तु रसे उपयोग इति गुणप्रकरण एव वक्ष्येते इतीह नोक्ते।

इति। आचार्यश्रीहेमचन्द्रविरचितायाम्-**अलङ्कारचूडामणिसंज्ञस्वोपज्ञकाव्यानुशासनवृत्तौ** प्रथमोऽध्यायः ॥

અને જેમ પ્રત્યયાંશની દ્યોતકતા (હોય છે) તેમ પ્રકૃત્યંશની પણ (હોય છે), જેમ કે,

તે વાંકી વળેલી ભીંતોવાળું ઘર (ક્યાં) અને (ક્યાં) આ આકાશે સ્પર્શતો મહેલ ! તે ઘરડી ગાય (ક્યાં) ને (ક્યાં) આ મેઘની જેમ ગાજતી હાથીઓની હારમાળા ? તે ક્ષુદ્ર મુસળનો અવાજ (ક્યાં) ને (ક્યાં) આ સુંદરીઓનું સંગીત ? આશ્ચર્ય છે - (આટલા જ) દિવસોમાં આ બ્રાહ્મણ આટલી ભૂમિ (= કક્ષા) એ પહોંચ્યો છે. (૯૧) [કાવ્યપ્રકાશ, ઉલ્લાસ ૧૦]

અહીં દિવસરૂપી અર્થ વડે આ અર્થની અત્યંત અસંભવિતતા વ્યંજિત થાય છે. 'तद्' એ પ્રકૃત્યંશ અહીં 'નતભિત્તિ' એ પ્રકૃત્યંશની સાથે બધી જ રીતે અમંગળરૂપ (સ્થળનું) ઉંદરો વડે ઉભરાતા હોવું (એ અર્થ) વ્યંજિત કરે છે. આ રીતે, 'તે ગાય' વગેરેમાં પણ વિચારવું.

વળી,

રતિક્રીડા સમયે વસ્ત્રનું હરણ કરતા અને કરકમળથી બંધ કરાયેલ બે આંખોવાળા શિવનું, પાર્વતી વડે ચુંબન કરાયેલ તૃત્તીયનેત્ર જય પામે છે. (૯૨) [સપ્તશતક-૪૫૫, ગાથાસપ્તશતી-૫.૫૫]

અહીં 'જય પામે છે' (એમ છે) 'શોભે છે' તેમ નહીં. એકસમાન સ્થગનવ્યાપારમાં પણ લોકોત્તરરૂપે એનું અદૃશ્ય થવું તે જ તેની ઉત્કૃષ્ટતા છે એમ વ્યંજિત થાય છે.

ભાવ વગેરેનું પદપ્રકાશત્વ બહુ વૈચિત્ર્ય સર્જતું નથી. તેથી તે ઉદાહૃત કરાયું નથી. વાક્યનું રસાદિવ્યંજકત્વ રસ વગેરેના લક્ષણપ્રસંગે જ ઉદાહૃત કરાશે. પ્રબંધમાં પણ નાટક વગેરેમાં અર્થશક્તિમૂલ રસની અભિવ્યક્તિ પ્રતીત થાય છે જ. વર્ણરચનાનું તો સાક્ષાત્ માધુર્યાદિ ગુણનું વ્યંજકત્વ છે જ. તે દ્વારા તો રસને વિષે ઉપયોગ (થાય) છે. તે ગુણપ્રકરણમાં જ કહેવાશે. તેથી અહીં કહેવાયું નથી.

**આચાર્યશ્રી હેમચન્દ્ર વિરચિત અલંકારચૂડામણિ નામે સ્વોપજ્ઞ કાવ્યાનુશાસનવૃત્તિમાં**
**પ્રથમ અધ્યાય સંપૂર્ણ.**



## ॥ द्वितीयोऽध्यायः ॥

रसलक्षणमाह–

**२६) विभावानुभावव्यभिचारिभिरभिव्यक्तः स्थायी भावो रसः ॥१॥**

वागाद्यभिनयसहिताः स्थायिव्यभिचारिलक्षणाश्चित्तवृत्तयो विभाव्यन्ते विशिष्टतया ज्ञायन्ते यैस्तैर्विभावैः काव्यनाट्यशास्त्रप्रसिद्धैरालम्बनोद्दीपनस्वभावैर्ललनोद्यानादिभिः, स्थायिव्यभिचारिलक्षणं चित्तवृत्तिविशेषं
५ सामाजिकजनोऽनुभवन्ननुभाव्यते साक्षात्कार्यते यैस्तैरनुभावैः कटाक्षभुजाक्षेपादिभिः, विविधमाभिमुख्येन चरणशीलैर्व्यभिचारिभिर्धृतिस्मृतिप्रभृतिभिः, स्थायिभावानुमापकत्वेन लोके कारणकार्यसहचारिशब्दव्यपदेश्यैः, ममैवैते परस्यैवैते न ममैते न परस्यैते-इति संबन्धिविशेषस्वीकारपरिहारनियमानवसायात्साधारण्येन प्रतीतैरभिव्यक्तः सामाजिकानां वासनारूपेण स्थितः स्थायी रत्यादिको भावो नियतप्रमातृगत्वेन स्थितोऽपि साधारणोपायबलात्सहृदयहृदयसंवादभाजा साधारण्येन गोचरीक्रियमाणश्चर्व्यमाणतैकप्राणो विभावादि-
१० भावनावधिरलौकिकचमत्कारकारितया परब्रह्मास्वादसोदरो निमीलितनयनैः कविसहृदयै रस्यमानः स्वसंवेदनसिद्धो रसः ।

स च न विभावादेः कार्यस्तद्विनाशेऽपि रससंभवप्रसङ्गात् । नापि ज्ञाप्यः सिद्धस्य तस्याभावात् । कारकज्ञापकाभ्यामन्यत् क्व दृष्टमिति चेन्न क्वचिद्दृष्टमित्यलौकिकत्वसिद्धेर्भूषणमेतन्न दूषणम् । विभावादीनां च समस्तानामभिव्यञ्जकत्वं न व्यस्तानाम्, व्यभिचारात् । व्याघ्रादयो हि विभावा भयानकस्येव वीरा-
१५ द्भुतरौद्राणाम्, अश्रुपातादयोऽनुभावाः करुणस्येव शृङ्गारभयानकयोश्चिन्तादयो व्यभिचारिणः करुणस्येव शृङ्गारवीरभयानकानाम् ।

यत्राप्येकैकस्योपदानं यथा–

केलीकन्दलितस्य विभ्रममधोर्धुर्यं वपुस्ते दृशो-
भङ्गी भङ्गुरकामकार्मुकमिदं भ्रूनर्मकर्मक्रमः ।
२० आपातेऽपि विकारकारणमहो वक्त्राम्बुजन्मासवः
सत्यं सुन्दरि वेधसस्त्रिजगतीसारं त्वमेकाकृतिः ॥९३॥

[ ]

## ॥ અધ્યાય - ૨ ॥

રસનું લક્ષણ કહે છે -

**૨૬) વિભાવ, અનુભાવ અને વ્યભિચારી વડે અભિવ્યક્ત થતો સ્થાયિભાવ રસ છે. (૧)**

જેમના દ્વારા, વાણી વગેરેના અભિનયયુક્ત સ્થાયી અને વ્યભિચારી રૂપ ચિત્તવૃત્તિઓ વિભાવિત થાય છે, વિશિષ્ટ રૂપે જણાય છે (તે થયા વિભાવો)તે કાવ્ય (શાસ્ત્ર) અને નાટ્યશાસ્ત્રમાં પ્રસિદ્ધ આલંબન અને ઉદ્દીપન સ્વરૂપ (અનુક્રમે) લલના તથા ઉદ્યાન વગેરે વિભાવો વડે, સ્થાયી અને વ્યભિચારી રૂપ વિશિષ્ટ પ્રકારની ચિત્તવૃત્તિને અનુભવતો સામાજિક, અનુભાવિત થાય છે (એટલે કે) સાક્ષાત્કાર કરાય છે જેનાથી, તે કટાક્ષ, ભુજાક્ષેપ વગેરે અનુભાવો વડે (તથા) વિવિધ રૂપે અભિમુખ થઈને ફરવાના સ્વભાવવાળા ધૃતિ, સ્મૃતિ વગેરે વ્યભિચારીઓ દ્વારા, સ્થાયિભાવનું અનુમાન કરાવતા હોઈને લોકમાં (અનુક્રમે) કારણ, કાર્ય અને સહચારી શબ્દથી ઓળખાતા, ''આ મારા જ છે'' ''આ બીજાના છે'', ''આ મારા નથી'', ''આ બીજાના નથી'' - એમ સંબંધી વિશેષના સ્વીકાર કે પરિહારના નિયમનો નિર્ણય ન થવાથી સાધારણરૂપે પ્રતીત થતા (વિભાવાદિ) વડે અભિવ્યક્ત નિયત (= વ્યક્તિગત) પ્રમાતામાં રહેલો હોવા છતાં સાધારણીકરણના બળથી (સકલ) સહૃદયોના હૃદયસંવાદરૂપ સાધારણ્ય વડે વિષય બનાવાતો (અર્થાત્ તેનો વિષય બનતો) ચર્વ્યમાણતા એ જ માત્ર જેનો પ્રાણ છે તેવો, વિભાવાદિની ભાવના (ચર્વણા, પુનઃ પુનઃ પ્રવૃત્તિ) સુધી જ ટકનારો, અલૌકિક ચમત્કાર કરતો હોવાથી પરબ્રહ્માસ્વાદસહોદર (= તેના જેવો) બંધ આંખોવાળા કવિ અને સહૃદયો દ્વારા આસ્વાદાતો, સ્વસંવેદનથી સિદ્ધ થતો રસ છે. (= અભિવ્યક્ત થતો રતિ વગેરે સ્થાયી રસ છે)

અને તે (= રસ) વિભાવાદિના કાર્ય (રૂપ) નથી, કેમ કે, (જો તે કાર્યરૂપ હોય તો) તેમનો (= તે વિભાવાદિનો) નાશ થાય તો પણ રસ ચાલુ રહેવાની પરિસ્થિતિ થાય છે. (તે રસ) જ્ઞાપ્ય પણ નથી, કેમ કે (પૂર્વપ્રસિદ્ધ એવા તેનો (= રસનો) અભાવ હોય છે. કારક અને જ્ઞાપકથી જુદું એવું ક્યાં જોવામાં આવ્યું ? એમ જો પ્રશ્ન કરો તો (જવાબ એ છે કે) - ક્યાંય જોયું નથી તે (તેની) અલૌકિકતાની સિદ્ધિમાં ભૂષણરૂપ છે, દૂષણરૂપ નહીં. (વળી) વિભાવ વગેરેનું, ભેગા મળીને વ્યંજકત્વ (સ્વીકારાયું છે), અલગ અલગ વિભાવ વગેરેનું નહીં, કેમ કે, (તે બાબતમાં) વ્યભિચાર જોવા મળે છે. વાઘ વગેરે વિભાવો ભયાનકની જેમ વીર, અદ્ભુત અને રૌદ્રના પણ (વિભાવો) છે. અશ્રુપાત વગેરે અનુભાવો કરુણની જેમ શૃંગાર અને ભયાનકના (પણ છે) (તથા) ચિંતા વગેરે વ્યભિચારીઓ કરુણની જેમ શૃંગાર, વીર અને ભયાનકના (પણ છે).

પરંતુ જ્યાં એક એકનો જ ઉલ્લેખ છે - જેમ કે,

તારાં બે નેત્રો કેલીના કન્દલ (= જડ, મૂળ, નવાંકુર) વાળા વિભ્રમમય વસંતના અગ્રગણ્ય શરીર છે. ભ્રુકુટિની લીલાનો કાર્યક્રમ ભંગિમાંથી તૂટવાવાળું કામદેવનું ધનુષ્ય છે. આશ્ચર્ય છે કે, મુખકમળની મદિરા આપાતમાત્રમાં વિકારનું કારણ છે. (ખરેખર ! હે સુન્દરી, બ્રહ્માજીની એક અનુપમ રચના એવી તું, ત્રણે જગતનો સાર છે.) (૯૩) [ ]

अत्र विभावानाम् ।

[अभिनवगुप्तस्य-लोचने पृ. २७७; अभिनवभारत्याम् पृ. २८६]

यद्विश्रम्य विलोकितेषु बहुशो निःस्थेमनी लोचने
यद्गात्राणि दरिद्रति प्रतिदिनं दूनाब्जिनीनालवत् ।
५ दूर्वाकाण्डविडम्बकश्च निबिडो यत्पाण्डिमा गण्डयोः
कृष्णे यूनि सयौवनासु वनितास्वेषैव वेषस्थितिः ॥९४॥

अत्रानुभावानाम् ।

[भट्टेन्दुराजस्य-लोचने- पृ. ८१; अभिनवभारत्याम् पृ. २८६]

दूरादुत्सुकमागते विचलितं संभाषिणि स्फारितं
१० संश्लिष्यत्यरुणं गृहीतवसने किं चाञ्चितभ्रूलतम् ।
मानिन्याश्चरणानतिव्यतिकरे बाष्पाम्बुपूर्णेक्षणं
चक्षुर्जातमहो प्रपञ्चचतुरं जातागसि प्रेयसि ॥९५॥

[अमरु. ४९]

अत्रौत्सुक्यव्रीडाहर्षकोपासूयाप्रसादानां व्यभिचारिणाम् । तत्राप्येतेषामौचित्यादन्यतमद्वयाक्षेपकत्वमिति न
१५ व्यभिचारः ।

रसभेदानाह—

**२७) शृङ्गारहास्यकरुणरौद्रवीरभयानकबीभत्साद्भुतशान्ता नव रसाः ॥२॥**

तत्र कामस्य सकलजातिसुलभतयात्यन्तपरिचितत्वेन सर्वान् प्रति हृद्यतेति पूर्वं शृङ्गारः । तदनुगामी च हास्यः । निरपेक्षभावत्वात्तद्विपरीतस्ततः करुणः । ततस्तन्निमित्तमर्थप्रधानो रौद्रः । ततः कामार्थयोर्धर्म-मूलत्वाद्धर्मप्रधानो
२० वीरः । तस्य भीताभयप्रदानसारत्वादनन्तरं भयानकः । तद्विभावसाधारण्यसंभावनात्ततो बीभत्सः । इतीयद्वीरेणाक्षिप्तम् । वीरस्य पर्यन्तेऽद्भुतः फलमित्यनन्तरं तदुपादानम् । ततस्त्रिवर्गात्मकप्रवृत्तिधर्म-विपरीतनिवृत्तिधर्मात्मको मोक्षफलः शान्तः । एते नवैव परस्परासंकीर्णा रसाः । तेनार्द्रतास्थायिकः स्नेहो रस इत्यसत् । तस्य रत्यादावन्तर्भावात् । तथा हि-यूनो मित्रे स्नेहो रतौ, लक्ष्मणादेर्भ्रातरि स्नेहो धर्मवीरे, बालस्य मातापित्रादौ स्नेहो भये विश्रान्तः । एवं वृद्धस्य पुत्रादाविति द्रष्टव्यम् । तथा गर्धस्थायिकस्य लौल्यरसस्य हासे वा रतौ वाऽन्यत्र
२५ वान्तर्भावो वाच्यः । एवं भक्तावपि वाच्यम् ।

तत्र शृङ्गारमाह—

**२८) स्त्रीपुंसमाल्यादिविभावा जुगुप्सालस्यौग्र्यवर्जव्यभिचारिका रतिः संभोगविप्रल-म्भात्मा शृङ्गारः ॥३॥**

અહીં વિભાવોનો (જ ઉલ્લેખ છે).

(અભિનવગુપ્તનું - લોચનમાં - પૃ. ૨૭૭ અને અભિનવભારતીમાં પૃ. ૨૮૬)

વચ્ચે વચ્ચે રોકાઈ રોકાઈને થતા દષ્ટિપાતોમાં નેત્ર અનેકવાર જે અસ્થિરતા પ્રાપ્ત કરે છે, કાપેલી કમલિનીની દાંડીની જેમ, જે રોજ રોજ (તેનાં) ગાત્રો સુકાતાં જાય છે, (સૂકા) દૂર્વા (ઘાસ)ને તિરસ્કૃત કરનાર ઘેરી ફિકાશ (એના) બે ગાલની છે (= ગાલ પર પથરાઈ છે) - કૃષ્ણ યુવાન થતાં, યૌવનવતી વનિતાઓની (પણ) આ જ વેષસ્થિતિ (થઈ) છે. (૯૪)

અહીં અનુભવોનો (જ નિર્દેશ છે).

[ભટ્ટેન્દુરાજનું પદ્ય-લોચનમાં-પૃ. ૮૧ અને અભિનવભારતીમાં-પૃ. ૨૮૬]

દૂરથી (જોઈને) ઉત્સુક, (પાસે) આવતાં નીચે ઝૂકેલ, વાત કરતાં ખીલી ઉઠેલાં, આલિંગન આપતાં લાલ થયેલાં, વસ્ત્ર પકડતાં સહેજ ખેંચેલી ભ્રૂકુટિવાળાં, ચરણે પડતાં અશ્રુજલથી પૂર્ણ એવાં માનિનીનાં નયન, પ્રિયતમે અપરાધ કર્યો હોય ત્યારે પ્રપંચ-વિવિધ ચેષ્ટા-કરવામાં ચતુર જણાય છે. (૯૫)　　　　[અમરુશતક-૪૯]

અહીં, ઔત્સુક્ય, વ્રીડા, હર્ષ, કોપ, અસૂયા, પ્રસાદ વગેરે વ્યભિચારીઓનો (જ ઉલ્લેખ છે). ત્યાં પણ (તે સિવાયના) અન્ય બેનો આક્ષેપ તેમના ઔચિત્યથી કરાય છે તેથી (મૂળ વિગતમાં) વ્યભિચાર (જણાતો) નથી.

(હવે) રસના ભેદો કહે છે -

**૨૭) શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત એ નવ રસો છે. (૨)**

તેમાં સમગ્ર જાતિને સુલભ હોઈને (તથા) અતિપરિચિત હોવાથી બધાના તરફ હૃદ્યતા હોવાથી (= બધાને ખૂબ ગમતો હોવાથી) પહેલાં શૃંગાર (રસ નિરૂપાયો છે) તેનો અનુગામી હાસ્ય (રસ) છે. (પાત્રના) નિરપેક્ષભાવને લીધે (= વિખૂટા પડેલા પાત્રને ફરી મળવાની અપેક્ષા ન હોવાથી) તેનાથી વિપરીત એવો કરુણ તે પછી (નિરૂપાયો છે) ત્યારબાદ તેના નિમિત્તરૂપ અર્થપ્રધાન રૌદ્ર (રસ આવે છે) પછી કામ અને અર્થ બંનેના મૂળમાં ધર્મ હોઈ, ધર્મપ્રધાન વીર (રસ છે) તે (= વીર) ડરી ગયેલાને અભય આપવારૂપ હોઈ પછી ભયાનક (રસ નિરૂપાયેલ છે). તેના વિભાવ (ભયાનક સાથે) સરખા જણાતાં, પછી બીભત્સ (રસ આવે છે)

વીરને અંતે અદ્ભુત (રસ) ફળ (રૂપે) જન્મે છે તેથી પછી તેનો (અદ્ભુતનો) ઉલ્લેખ છે. પછી ત્રણે વર્ગના પ્રવૃત્તિધર્મથી વિપરીત નિવૃત્તિધર્મના સ્વભાવનો, મોક્ષરૂપી ફળવાળો શાંત (રસ) છે.

આ નવ જ, એકબીજામાં સંકીર્ણ ન થતા (= સ્વતંત્ર) રસ છે. તેથી, આર્દ્રતારૂપી સ્થાયીવાળો તે સ્નેહરસ તે ખોટું છે કેમ કે, તેનો અંતર્ભાવ રતિ વગેરેમાં થઈ જ જાય છે. જેમ કે, સ્ત્રીપુરુષનો, મિત્રને વિષેનો સ્નેહ રતિમાં, લક્ષ્મણ વગેરેનો ભાઈને વિષેનો સ્નેહ ધર્મવીરમાં, બાળકનો માતાપિતા વિષેનો સ્નેહ ભયમાં વિશ્રાન્ત થાય છે એ જ રીતે વૃદ્ધનો પુત્ર વગેરેમાં (રહેલો સ્નેહ અન્યત્ર વિશ્રાન્ત થાય છે) તે જોવું જોઈએ. વળી, લોભ સ્થાયીવાળા લૌલ્યરસનો અંતર્ભાવ હાસમાં કે રતિમાં કે પછી બીજે કહેવો જોઈએ એ જ રીતે, ભક્તિમાં પણ કહેવું.

તેમાં, શૃંગાર (રસ)ને કહે છે (= શૃંગારનું નિરૂપણ કરે છે) :

**૨૮) સ્ત્રી, પુરુષ, માળા વગેરે વિભાવોયુક્ત તથા જુગુપ્સા, આલસ્ય ને ઉગ્રતા સિવાયના વ્યભિચારીઓ - યુક્ત રતિ (તે) શૃંગાર (રસ છે) (જે) સંભોગ અને વિપ્રલંભાત્મક (= એવા બે ભેદવાળો) છે. (૩)**

स्त्रीपुंसौ परस्परं तयोश्चोपयोगिनो माल्यर्तुशैलपुरहर्म्यनदीचन्द्रपवनोद्यानदीर्घिकाजलक्रीडादयश्च श्रूयमाणा अनुभूयमाना वा आलम्बनोद्दीपनरूपविभावा यस्याः सा, जुगुप्सालस्यौग्र्यवर्जितव्यभिचारिका समग्र-विषयग्रामसमग्रयोः स्थिरानुरागयोः संप्रयोगसुखैषिणोः कामिनोर्यूनोः परस्परविभाविका द्वयोरप्येकरूपा प्रारम्भादिफलपर्यन्तव्यापिनी सुखोत्तरा आस्थाबन्धात्मिका रतिः स्थायिभावश्चर्वणागोचरं गता शृङ्गारो रसः।

५ देवमुनिगुरुनृपपुत्रादिविषया तु भाव एव न पुना रसः।

देवविषया यथा–

यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं
निर्मापितस्त्रिभुवनैकललामभूत।
तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्यां
१० यत्ते समानमपरं न हि रूपमस्ति ॥९६॥

[भक्तामर १२]

मुनिविषया यथा–

गृहाणि नाम तान्येव तपोराशिर्भवादृशः।
संभावयति यान्येव पावनैः पादपांशुभिः ॥९७॥

१५ [काव्यादर्श १.८६]

अनुभावास्तु संभोगविप्रलम्भयोः प्रत्येकं वक्ष्यन्त इतीह नोक्ताः।

संभोगविप्रलम्भात्मेति संभोगविप्रलम्भावात्मा न त्वात्मानौ यस्य स तथा तेन न शृङ्गारस्येमौ भेदौ गोत्वस्येव शाबलेयबाहुलेयौ, अपि तु तद्दशाद्वयेऽप्यनुयायिनी या रतिरास्थाबन्धात्मिका तस्याः स्वाद्यमानं रूपं शृङ्गारः। संभोगविप्रलम्भयोस्तु शृङ्गारशब्दो ग्रामैकदेशे ग्रामशब्दवदुपचारात्। तथा हि २० विप्रलम्भेऽनवच्छिन्न एव संभोगमनोरथः, निराशत्वे तु करुण एव स्यात्। संभोगेऽपि न चेद्विरहाशङ्का तदा स्वाधीनेऽनुकूले चानादर एव स्यात्, वामत्वान्मनोभुवः।

यदाह मुनिः–

(१) यद्वामाभिनिवेशित्वं यतश्च विनिवार्यते।
दुर्लभत्वं च यन्नार्याः कामिनः सा परा रतिः ॥

२५ [नाट्यशास्त्र २२.२०७]

સ્ત્રી અને પુરુષ એકબીજા વિષે તથા તેમને બંનેને ઉપયોગી એવાં માળા, ઋતુ, પર્વત, નગર, મ્હેલ, નદી, ચંદ્ર, પવન, ઉદ્યાન, વાવ, જલક્રીડા વગેરે સાંભળવામાં આવતાં કે અનુભવાતાં (તત્ત્વો) જેના આલંબનને ઉદ્દીપનરૂપ વિભાવો છે તે, જુગુપ્સા, આલસ્ય અને ઉગ્રતા સિવાયના વ્યભિચારીઓવાળી, બધા જ વિષયસમૂહથી યુક્ત (સમગ્ર) એવા, સ્થિર અનુરાગવાળા પ્રયોગસુખની ઇચ્છાવાળા બે પ્રેમીઓ કે જે પરસ્પર (એકબીજા)ના વિભાવ છે, તેમની, બંનેની છતાં એકરૂપ, પ્રારંભથી માંડી અંત સુધી વ્યાપ્ત થતી, અંતે જેમાં સુખ પ્રાપ્ત થાય છે તેવી આસ્થાબંધરૂપ રતિ સ્થાયિભાવ ચર્વણાનો વિષય બનતાં શૃંગાર રસ (કહેવાય છે).

દેવ, મુનિ, ગુરુ, રાજા, પુત્ર વગેરે વિષયક (રતિ) તો ભાવ જ (છે), નહીં કે રસ.

દેવવિષયક રતિ – જેમ કે,

હે ત્રિભુવનના લલામભૂત ! શાંત (ભાવ)માં રુચિવાળા જે પરમાણુઓ વડે તું નિર્માયો છે, તેટલા જ અણુઓ પૃથ્વીમાં છે, કારણ (પૃથ્વીમાં) તારા જેવું બીજું રૂપ નથી. (૯૬)                [ભક્તામર-૧૨]

મુનિવિષયક (રતિ) જેમ કે,

ઘર તો તેને જ કહેવાય, જેને તપના પુંજરૂપ આપ પવિત્ર ચરણરજથી સન્માનો છો. (૯૭)

[કાવ્યાદર્શ-૧.૮૬]

સંભોગ અને વિપ્રલંભ એ બંનેના અનુભાવો તો (પછી) કહેવાશે તેથી અહીં કહેવાયા નથી.

સંભોગ અને વિપ્રલંભરૂપ એમ જે કહ્યું છે, તેમાં સંભોગ ને વિપ્રલંભ એ જેનો આત્મા છે (એમ સમજવું); નહિ કે આત્માઓ. તેથી ગોત્વના કાબરચીતરા અને કાળા વગેરે(ભેદો)ની જેમ શૃંગારના આ બે ભેદ નથી, પણ તે બે દશાઓને અનુસરતી આસ્થાબંધવાળી જે રતિ (છે) તેનું આસ્વાદ્યરૂપ (તે થયો) શૃંગાર. સંભોગ અને વિપ્રલંભને વિષે શૃંગાર પદ, ગામના એક ભાગને (પણ) જેમ ગામ (કહેવાય) તેમ ઉપચારથી (પ્રયોજાય છે). તેથી વિપ્રલંભમાં સંભોગનો મનોરથ રહે છે જ. પરંતુ (સંભોગની) આશા ન હોતાં તો કરુણ જ થાય. સંભોગમાં પણ વિરહની આશંકા ન હોય તો સ્વાધીન ને અનુકૂળ (પ્રિયજન)ને વિષે પણ અનાદર જ થાય, કેમ કે, કામ કુટિલ છે.

મુનિએ જે કહ્યું છે કે –

(૯) વામા વિષે જે અભિનિવેશિત્વ છે અને જેમાંથી તે નિવારાય છે એવી નારીની જે દુર્લભતા છે, તે કામીજનની પરા રતિ છે.                [નાટ્યશાસ્ત્ર-૨૨.૨૦૭]

अत एव तद्दशाद्वयमीलन एव सातिशयश्चमत्कारः । यथा–

एकस्मिन् शयने पराङ्मुखतया वीतोत्तरं ताम्यतो-
रन्योन्यं हृदयस्थितेप्यनुनये संरक्षतोर्गौरवम् ।
दम्पत्योः शनकैरपाङ्गवलनान्मिश्रीभवच्चक्षुषो-
र्भग्नो मानकलिः सहासरभसव्यावृत्तकण्ठग्रहम् ॥९८॥

[अमरु० २३]

सैषा विभावादिसामग्री वस्तुतः प्रबन्ध एव प्रथते । मुक्तकेषु तु काल्पनिक्येव ।

तत्र संभोगमाह–

**२९) सुखमयधृत्यादिव्यभिचारी रोमाञ्चाद्यनुभावः संभोगः ॥४॥**

लज्जाद्यैर्निषिद्धान्यपीष्टानि दर्शनादीनि कामिनौ यत्र संभुङ्क्तः स संभोगः । स च सुखमयधृत्यादिव्यभिचारिरोचितो रोमाञ्चस्वेदकम्पाश्रुमेखलास्खलनश्वसितसाध्वसकेशबन्धनवस्त्रसंयमनवस्त्राभरणमाल्यादिसम्यग्निवेशनविचित्रेक्षणचाटुप्रभृतिवाचिककायिकव्यापारलक्षणानुभावः ।

स च परस्परावलोकनालिङ्गनचुम्बनपानाद्यनन्तभेदः । यथा–

दृष्ट्वैकासनसंगते प्रियतमे पश्चादुपेत्यादरा-
देकस्या नयने निमील्य विहितक्रीडानुबन्धच्छलः ।
ईषद्वक्रितकन्धरः सपुलकः प्रेमोल्लसन्मानसा-
मन्तर्हासलसत्कपोलफलकां धूर्तोऽपरां चुम्बति ॥९९॥

[अमरु० १९]

विप्रलम्भमाह–

**३०) शङ्कादिव्यभिचारी संतापाद्यनुभावोऽभिलाषमानप्रवासरूपो विप्रलम्भः ॥५॥**

संभोगसुखास्वादलोभेन विशेषेण प्रलभ्यते आत्माऽत्रेति विप्रलम्भः । स च शङ्कौत्सुक्यमदग्लानिनिद्रासुप्तबोधचिन्तासूयाश्रमनिर्वेदमरणोन्मादजडताव्याधिस्वप्नापस्मारादिव्यभिचारी संतापजागरकार्श्यप्रलापक्षामनेत्रवचोवक्रतादीनसंचरणानुकारकृतिलेखलेखनवाचनस्वभावनिह्नववार्ताप्रश्नस्नेहनिवेदनसात्त्विकानुभवनशीतसेवनमरणोद्यमसंदेशाद्यनुभावस्त्रिधा, अभिलाषामानप्रवादभेदात् । करुणविप्रलम्भस्तु करुण एव । यथा–

हृदये वससीति मत्प्रियं यदवोचस्तदवैमि कैतवम् ।
उपचारपदं न चेदिदं त्वमनङ्गः कथमक्षता रतिः ॥१००॥

[कुमार० ४.९]

इत्यादि रतिप्रलापेषु ।

આથી જ, તે બંને દશાના સમન્વયમાં જ વધારે ચમત્કાર (રહેલો છે) જેમ કે,

એક જ પથારીમાં વિમુખ થવાથી, જવાબ ન આપીને સંતાપ પામતા, એકબીજાના હૃદયમાં અનુનય (કરવાની ઇચ્છા) હોવા છતાં (પોતાના) ગૌરવનું રક્ષણ કરતા, ધીમેથી ત્રાંસી આંખે જોતાં મળેલી દષ્ટિવાળા દંપતીનું માન ભાંગી ગયું ને (તેઓ) સ્મિત અને ઉતાવળ સાથે (એકબીજાને) ગળે બાઝી પડ્યાં. (૯૮)

[અમરુશતક-૨૩]

તે આ વિભાવાદિ સામગ્રી વાસ્તવમાં પ્રબંધમાં જ નિરૂપાય છે. મુક્તકમાં તો (તે) કાલ્પનિક જ (હોય છે).

તે પૈકી સંભોગ (શૃંગાર)ને કહે છે -

**૨૯) સુખમય ધૃતિ વગેરે વ્યભિચારીઓવાળો અને રોમાંચ વગેરે અનુભાવયુક્ત સંભોગ (શૃંગાર હોય છે). (૪)**

લજ્જા વગેરેને લીધે નિષિદ્ધ છતાં ઇષ્ટ એવાં દર્શન વગેરે બે કામીજનો જ્યાં અનુભવે છે, તે સંભોગ (શૃંગાર) છે અને તે સુખમય ધૃતિ વગેરે વ્યભિચારીથી ગમે તેવો, રોમાંચ, સ્વેદ, કંપ, અશ્રુ, મેખલા સરી જવી, શ્વસિત, ઉતાવળ, કેશ બાંધવા, વસ્ત્ર સંકોરવાં, વસ્ત્ર આભૂષણ, માળા વગેરેને બરાબર ગોઠવવાં, સુંદર નજર, ચાટૂક્તિ (પ્રસન્ન થાય તેવું વચન) વગેરે વાચિક, કાયિક વ્યાપારરૂપ અનુભાવો (વાળો છે) અને તે પરસ્પર અવલોકન, આલિંગન, ચુંબન (અધર/સુરા) પાન વગેરે અનંત પ્રકારનો છે જેમ કે,

એક જ આસન ઉપર રહેલ બંને પ્રિયતમાને જોઈને, પાછળથી આવીને આદરપૂર્વક એક (નાયિકા)નાં બંને નયન દબાવીને, (પ્રેમ) ક્રીડા કર્યાનું કપટ આચરતો ધૂર્ત (નાયક) સહેજ ડોક વાંકી વાળીને રોમાંચસહિત, પ્રેમથી ઊછળતા માનસવાળી, હાસ્ય દબાવવાથી જેના ગાલનું ફલક ચમકી ઊઠ્યું છે તેવી બીજી (નાયિકા)ને ચૂમે છે. (૯૯) [અમરુશતક-૧૯]

વિપ્રલંભ (શૃંગાર)ને કહે છે

**૩૦) શંકા વગેરે વ્યભિચારી (અને) સંતાપ વગેરે અનુભાવ(વાળો) વિપ્રલંભ અભિલાષ, માન ને પ્રવાસરૂપ છે. (૫)**

સંભોગસુખના આસ્વાદના લોભથી, જેમાં આત્મા વિશેષરૂપ પ્રાપ્ત થાય છે તે વિપ્રલંભ (શૃંગાર) છે અને તે શંકા, ઔત્સુક્ય, મદ, ગ્લાનિ, નિદ્રા, સુપ્ત, પ્રબોધ, ચિંતા, અસૂયા, શ્રમ, નિર્વેદ, મરણ, ઉન્માદ, જડતા, વ્યાધિ, સ્વપ્ન, અપસ્માર વગેરે વ્યભિચારીયુક્ત તથા સંતાપ, જાગરણ, કૃશતા, પ્રલાપ, ફીકાં નયન, વાણીની વક્રતા, દીનતાયુક્ત સંચરણ, અનુકરણ કરવું, લેખન, વાંચન, સ્વભાવ છુપાવવો, સમાચાર પૂછવા, સ્નેહ નિવેદિત કરવો, સાત્ત્વિકભાવો અનુભવવા, શીતળ વિગતને સેવવી, મરવા માટેનો પ્રયત્ન, સંદેશ (પાઠવવો) વગેરે અનુભાવોવાળો (વિપ્રલંભ શૃંગાર) અભિલાષ, માન અને પ્રવાસના ભેદથી, ત્રણ પ્રકારનો છે, જ્યારે કરુણવિપ્રલંભ તો કરુણ જ છે (= અર્થાત્ કરુણથી ભિન્ન નથી). જેમ કે,

તું હૃદયમાં વસે છે (એમ) મને પ્રિય લાગે તેવું જે (વચન) કહ્યું તે જૂઠું છે તે હું જાણું છું. જો તે કેવળ ઉપચારરૂપ ન હોત તો, તું 'अनङ्ग' થયો છતાં રતિ 'अक्षता' કેવી રીતે રહી? (૧૦૦) [કુમારસંભવ-૪.૯]

વગેરે રતિપ્રલાપોમાં (કરુણવિપ્રલંભ છે.)

तत्राभिलाषविप्रलम्भमाह–

**३१) दैवपारवश्याभ्यामाद्यो द्वेधा ॥६॥**

आद्योऽभिलाषविप्रलम्भः । स दैवाद्यथा–

शैलात्मजापि पितुरुच्छिरसोऽभिलाषं
व्यर्थं समर्थ्य ललितं वपुरात्मनश्च ।
सख्योः समक्षमिति चाधिकजातलज्जा
शून्या जगाम भवनाभिमुखी कथंचित् ॥१०१॥

[कुमार० ४.७५]

पारवश्याद्यथा–

स्मरनवनदीपूरेणोढा मुहुर्गुरुसेतुभि-
र्यदपि विधृता दुःखं तिष्ठत्यपूर्णमनोरथाः ।
तदपि लिखितप्रख्यैरङ्गैः परस्परमुन्मुखा
नयननलिनीनालानीतं पिबन्ति रसं प्रियाः ॥१०२॥

[अमरु० १०४]

प्रतिज्ञाभङ्गभीत्याऽपि यो न सङ्गः **कादम्बर्याश्चन्द्रापीडेन** सोऽपि पारवश्यज एव ।

मानविप्रलम्भमाह–

**३२) प्रणयेर्ष्याभ्यां मानः ॥७॥**

प्रेमपूर्वको वशीकारः प्रणयस्तद्भङ्गे मानः प्रणयमानः । स च स्त्रियाः पुंस उभयस्य वा । स्त्रिया यथा–

प्रणयकुपितां दृष्ट्वा देवीं ससंभ्रमविस्मृत-
स्त्रिभुवनगुरुर्भीत्या सद्यः प्रणामपरोऽभवत् ।
नमितशिरसो गङ्गालोके तया चरणाहता-
ववतु भवतस्त्र्यक्षस्यैतद्विलक्षमवस्थितम् ॥१०३॥

[वाक्पतिराजदेव(श्रीमुञ्ज)]

पुंसो यथा–

अस्मिन्नेव लतागृहे त्वमभवस्तन्मार्गदत्तेक्षणः
सा हंसैः कृतकौतुका चिरमभूद्गोदावरीसैकते ।
आयान्त्या परिदुर्मनायितमिव त्वां वीक्ष्य बद्धस्तया
कातर्यादरविन्दकुड्मलनिभो मुग्धः प्रणामाञ्जलिः ॥१०४॥

[उत्तररामचरित ३.३८]

(વિપ્રલંભશૃંગારના ત્રણ ભેદ પૈકી) અભિલાષ વિપ્રલંભ (શૃંગાર)ને કહે છે -

**૩૧) દૈવ અને પરવશતાને લીધે પ્રથમ (= અભિલાષ - વિપ્રલંભ) બે પ્રકારનો છે. (૬)**

આદ્ય એટલે કે અભિલાષવિપ્રલંભ. તે દૈવથી (સર્જાય) જેમ કે,

પર્વત એવા પિતાના અભિલાષને તથા પોતાના સુંદર શરીરને વ્યર્થ સમર્પિત કરીને, સખીઓની સાથે જેને વધારે લજ્જા આવી છે તેવી શૈલાત્મજા (= પાર્વતી) કેમેય કરીને શૂન્ય (મનવાળી) બનીને ભવન તરફ અભિમુખ થઈને ચાલી. (૧૦૧) [કુમારસંભવ-૪.૭૫]

પરવશતાથી (સર્જાતો અભિલાષશૃંગાર) જેમ કે,

કામદેવરૂપી નદીના પ્રવાહથી લવાયેલ છતાં ગુરુરૂપી સેતુથી રોકાયેલ અને આથી જ અપૂર્ણ મનોરથવાળાં બેઠાં છે, છતાં જાણે લખેલા (ચીતરેલા) ન હોય તેવાં અંગોથી એકબીજા વિષે ઉન્મુખ પ્રિયજનો, નયનરૂપી કમલિનીની નાળથી લવાયેલ રસ પીએ છે. (૧૦૨) [અમરુશતક-૧૦૪]

પ્રતિજ્ઞાભંગના ડરથી પણ જે મિલન નથી થતું - જેમ કે, કાદંબરીનું ચંદ્રાપીડ સાથે - તે પણ પરવશતાને લીધે જ. માનવિપ્રલંભ (શૃંગાર)ને કહે છે -

**૩૨) પ્રણય અને ઈર્ષ્યા વડે માન (દ્વિવિધ છે). (૭)**

પ્રેમપૂર્વક વશ કરવામાં આવે તે પ્રણય (અને) તેનો ભંગ થતાં કરાતું માન તે પ્રણયમાન. તે સ્ત્રીનું, પુરુષનું કે બંનેનું હોય છે.

સ્ત્રીનું (પ્રણયમાન) જેમ કે,

દેવીને પ્રણયથી ગુસ્સે થયેલ જોઈને, સંભ્રમ સાથે જેણે ભૂલ કરી છે તેવો ત્રણે લોકનો સ્વામી એકદમ જ પ્રણામમાં પ્રવૃત્ત થયો. જેણે મસ્તક નમાવ્યું છે તેવા (શિવના મસ્તકમાં) ગંગા દેખાતાં તેણે (= દેવીએ) લાત મારતાં આ ત્રણ આંખવાળાની (થયેલી) વિષમ સ્થિતિ તમારું રક્ષણ કરો. (૧૦૩)

[(વાક્પતિરાજદેવ) (શ્રી મુંજ)]

પુરુષનું (પ્રણયમાન) જેમ કે,

આ લતાગૃહમાં જ તું તેની વાટ જોતો (ઊભો) રહ્યો હતો. તે (સીતા) હંસો વિષે કુતૂહલ થવાથી, ગોદાવરીના રેતાળ પટમાં લાંબો વખત (બેઠી) રહી. નાખુશ થયો હોય તેવા તને જોઈને, આવી રહેલી તેણે, ડરીને કમળની કળી જેવા (હાથ વડે) સ્નેહાળ પ્રણામાંજલિ રચી. (૧૦૪)

[ઉત્તરરામચરિત-૩.૩૮]

उभयस्य यथा–

पणयकुविआण दुण्ह वि अलिअपसुत्ताण माणइत्ताण ।
निच्चलनिरुद्धणीसासदिण्णकण्णाण को मल्लो ॥१०५॥

[गाथासप्तशती १.२७]

५ ईर्ष्यामानः स्त्रीणामेव यथा–

संध्यां यत्प्रणिपत्य लोकपुरतो बद्धाञ्जलिर्याचसे
धत्से यच्च नदीं विलज्ज शिरसा तच्चापि सोढं मया ।
श्रीर्जातामृतमन्थने यदि हरेः कस्माद्विषं भक्षितं
मा स्त्रीलम्पट मां स्पृशेत्यभिहितो गौर्या हरः पातु वः ॥१०६॥

१० [ ]

प्रवासविप्रलम्भमाह–

**३३) कार्यशापसंभ्रमैः प्रवासः ॥८॥**

प्रवासो भिन्नदेशत्वम् । तत्र कार्यहेतुकः प्रवासो यथा–

याते द्वारवतीं तदा मधुरिपौ तद्दत्तझम्पानतां
१५ कालिन्दीतटरूढवञ्जुललतामालिङ्ग्य सोत्कण्ठया ।
तद्गीतं गुरुबाष्पगद्गदगलत्तारस्वरं राधया
येनान्तर्जलचारिभिर्जलचरैरप्युत्कमुत्कूजितम् ॥१०७॥

[ ]

शापहेतुकप्रवासे मेघदूतकाव्यमेवोदाहरणम् ।

२० संभ्रमो दिव्यमानुषविड्वरादुत्पातवातादिविप्लवात्परचक्रादिविप्लवाद्वा व्याकुलत्वम् । यथा–

मकरन्दयुद्धसाहाय्यं कर्तुं गतस्य माधवस्य
'हा प्रिये हा मालति
किमपि किमपि शङ्के मङ्गलेभ्यो यदन्यद्
विरमतु परिहासश्चण्डि पर्युत्सुकोऽस्मि ।
२५ कलयसि कलितोऽहं वल्लभे देहि वाचं
भ्रमति हृदयमन्तर्विह्वलं निर्दयासि ॥१०८॥'

[मालतीमाधव ८.१३]

બંનેનું (પ્રણયમાન) જેમ કે,

પ્રણયથી કુપિત થયેલ, ખોટું ખોટું સૂઈ ગયેલાં, માન ધારણ કરેલાં, નિશ્ચલ અને નિરોધાયેલ નિઃશ્વાસ વિષે (ધ્યાનથી) કાન દેતાં બંને (પ્રણયીઓ)માં કોણ મલ્લ છે ? (૧૦૫)

[ગાથાસપ્તશતી-૧.૨૭]

ઈર્ષ્યામાન સ્ત્રીમાં જ (સંભવે છે) જેમ કે,

પગે લાગીને, લોકો આગળ હાથ જોડીને, સંધ્યાની યાચના કરે છે; શરમા (જરા), કે નદીને માથે ધારણ કરે છે તે પણ મેં સહ્યું. અમૃતમંથનમાં જો હરિને શ્રી (= લક્ષ્મી) મળી તો તેં કેમ વિષ ખાધું ? હે સ્ત્રીલંપટ ! મને સ્પર્શ ન કરીશ એમ ગૌરી વડે કહેવાતા, હર તમારું રક્ષણ કરો. (૧૦૬)　　　　[　　　　]

પ્રવાસવિપ્રલંભ (શૃંગારને વર્ણવતાં) કહે છે -

**૩૩) કાર્ય, શાપ અને સંભ્રમ વડે પ્રવાસ (વિપ્રલંભ) થાય છે (૮)**

પ્રવાસ એટલે બીજા દેશમાં હોવું.

તેમાં કાર્યને લીધે થતો પ્રવાસ - જેમ કે,

જ્યારે મધુરિપુ (= શ્રીકૃષ્ણ) દ્વારિકા જતા રહ્યા ત્યારે કાલિંદીને કાંઠે ઊગેલી ને તેમના (શ્રી કૃષ્ણના) કૂદવાથી નમી પડેલી વંજુલલતાને આલિંગન આપીને ઉત્કંઠિત થયેલી રાધાએ ઘેરા અશ્રુ (પ્રવાહ)ને કારણે ગદ્‌ગદ્ કંઠે તારસ્વરે એવું ગાયું કે, જેનાથી જળની અંદર રહેતા જળચર જીવોએ પણ ઉત્સુકતાથી (દુઃખભર્યું) કૂજન કર્યું ! (૧૦૭)　　　　[　　　　]

શાપને લીધે થતા પ્રવાસને વિષે મેઘદૂતકાવ્ય જ ઉદાહરણરૂપ છે.

સંભ્રમ એટલે દિવ્ય અને માનુષની સ્પર્ધાથી (થતા) ઉત્પાત, આંધી વગેરે તકલીફોથી અથવા બીજા રાજ્યના વિપ્લવથી થતી વ્યાકુળતા.

જેમ કે, મકરંદને યુદ્ધની સહાય કરવા ગયેલા માધવની (ઉક્તિ) -

હે પ્રિયા માલતી ! મંગલથી ભિન્ન (અમંગલ) એવા કંઈક કંઈક વિષે (મને) શંકા થાય છે. હે ચંડી ! (= રોષે ભરાયેલી) મશ્કરી છોડ. હું ખૂબ ઉત્સુક થયો છું. જો તું (પરીક્ષા કરીને) જાણવા માગતી હોય તો (મારી પરીક્ષા થઈ ચૂકી છે તેથી) હું જણાઈ ગયો છું. જવાબ આપ, મારું વિહ્વળ હૃદય અંદર વલોવાય છે, તું નિર્દય છે. (૧૦૮)　　　　[માલતીમાધવ-૮.૧૩]

हास्यमाह—

**३४) विकृतवेषादिविभावो नासास्पन्दनाद्यनुभावो निद्रादिव्यभिचारी हासो हास्यः ॥९॥**

देशकालवयोवर्णवैपरीत्याद्विकृताः केशबन्धादयो वेषाः । 'आदि' शब्दान्नर्तनान्यगत्याद्यनुकरणासत्प्रलाप-
५ भूषणादीनि विभावा यस्य सः, तथा नासौष्ठकपोलस्पन्दनदृष्टिव्याकोशाकुञ्चनस्वेदास्यरागपार्श्वग्रहणाद्यनुभावो निद्रावहित्थत्रपालस्यादिव्यभिचारी हासः स्थायी चर्वणीयत्वमागतो हास्यः । स चात्मस्थः परस्थश्च ।

तत्रात्मस्थमाह—

**३५) उत्तममध्यामाधमेषु स्मितविहसितापहसितैः स आत्मस्थस्त्रेधा ॥१०॥**

स इति हासः ।

१० यद् भरतः—

(१०) ईषद्विकसितैर्गण्डैः कटाक्षैः सौष्ठवान्वितैः ।
अलक्षितद्विजं धीरमुत्तमानां स्मितं भवेत् ॥
आकुञ्चिताक्षिगण्डं यत्सस्वनं मधुरं तथा ।
कालागतं सास्यरागं तद्वै विहसितं भवेत् ॥
१५ अस्थानहसितं यत्तु साश्रुनेत्रं तथैव च ।
उत्कम्पितांसकशिरस्तच्चापहसितं भवेत् ॥

[नाट्यशास्त्र ६. ५४, ५६, ५८]

परस्थमाह—

**३६) एतत्संक्रमजैर्हसितोपहसितातिहसितैः परस्थोऽपि ॥११॥**

२० एतेषां स्मितादीनां संक्रान्त्या जातैर्यथासंख्येनोत्तमादिषु ।

यद् भरतः

(११) उत्फुल्लाननेत्रं तु गण्डैर्विकसितैरथ ।
किंचिल्लक्षितदन्तं च हसितं तद्विधीयते ॥
उत्फुल्लनासिकं यत्तु जिह्मदृष्टिनिरीक्षतं ।
२५ निकुञ्चितांसकशिरस्तच्चोपहसितं भवेत् ॥
संरब्धसाश्रुनेत्रं च विक्रुष्टस्वरमुद्धतम् ।
करोपगूढपार्श्वं च तच्चातिहसितं भवेत् ॥

[नाट्यशास्त्र ६. ५५, ५७, ५९]

(હવે) હાસ્યને કહે છે -

**૩૪) વિકૃત વેષ વગેરે વિભાવોવાળો, નાકના અવાજ વગેરે અનુભાવોવાળો અને નિદ્રા વગેરે વ્યભિચારીયુક્ત હાસ (સ્થાયી) હાસ્ય (રસ) (છે). (૯)**

દેશ, કાળ, વય, વર્ણ વગેરે વિપરીત હોતાં વિકૃત જણાય છે. કેશબંધન વગેરે વેષ (કહેવાય છે). "આદિ" પદ વડે નર્તન, બીજાની ચાલ વગેરેનું અનુકરણ, અસત્પ્રલાપ (બકવાસ), ભૂષણ વગેરે વિભાવો જેના છે તે, તથા નાક, હોઠ અને ગાલનું સ્પંદન દષ્ટિના સંકોચ અને વિકાસ, પરસેવો, મોં લાલ થઈ જવું, પડખાં દબાવવાં વગેરે અનુભાવોવાળો અને નિદ્રા, અવહિત્થા, લજ્જા, આલસ્ય વગેરે વ્યભિચારીયુક્ત હાસ સ્થાયી ચર્વણાયોગ્ય બનતાં હાસ્ય કહેવાય છે. તે આત્મસ્થ (= પોતાનામાં) રહેલ તથા પરસ્થ (= અન્યમાં રહેલ) એમ દ્વિવિધ છે.

તેમાં આત્મસ્થને કહે છે -

**૩૫) ઉત્તમ, મધ્યમ અને અધમને વિષે રહેલ તે આત્મસ્થ (હાસ) સ્મિત, વિહસિત અને અપહસિત એમ ત્રણ પ્રકારનો છે. (૧૦)**

તે એટલે કે હાસ.

ભરતે જે (કહ્યું છે કે) -

(૧૦) સહેજ વિકસેલા ગાલ તથા સૌષ્ઠવયુક્ત કટાક્ષ વડે ન દેખાતા દાંતવાળું, ધીર સ્મિત ઉત્તમ વ્યક્તિઓનું હોય છે.

સંકોચાઈ ગયેલ આંખ તથા ગાલયુક્ત, અવાજવાળું તથા મધુર, સમય અનુસાર કરાતું, મુખની લાલિમાયુક્ત (હાસ્ય) તે વિહસિત હોય છે.

અયોગ્ય સ્થાને થતું, આંસુપૂર્ણ નેત્રયુક્ત, ખભો, માથું વગેરે હાલતાં હોય તેવું અપહસિત હોય છે.

[નાટ્યશાસ્ત્ર-૬.૫૪, ૫૬, ૫૮]

**પરસ્થને કહે છે -**

**૩૬) બીજાને વિષે રહેલ પણ, તે (= સ્મિત વગેરે)ના સંક્રમણથી જન્મેલ હસિત, ઉપહસિત અને અતિહસિત એમ (ત્રણ પ્રકારનું છે). (૧૧)**

આ સ્મિત વગેરે (અન્યને વિષે) સંક્રાન્ત થતાં જન્મેલ (હાસ્ય) અનુક્રમે ઉત્તમ વગેરેને વિષે હોય છે.

ભરતે જે (કહ્યું છે કે) -

(૧૧) વિકસિત મુખ ને નેત્રયુક્ત તથા વિકસિત કપોલયુક્ત, સહેજ દેખાતા દાંતવાળું તે હસિત કહેવાય છે.

ફૂલેલા નાકવાળું, જેમાં વક્ર દષ્ટિથી જોવાય છે તેવું, સંકોચાયેલ ખભા કે મસ્તકયુક્ત ઉપહસિત હોય છે.

આંખોમાં ઊભરાતાં આંસુયુક્ત, બેસૂરું (તથા) ઉદ્ધત, જેમાં હાથ વડે પડખાં દબાવાય છે તે અતિહસિત હોય છે. [નાટ્યશાસ્ત્ર-૬.૫૫, ૫૭, ૫૯]

तत्रात्मस्थो हासो यथा–

पाणौ कङ्कणमुत्फणः फणिपतिर्नेत्रं ज्वलत्पावकं
कण्ठः कूटितकालकूटकुटिलो वस्त्रं गजेन्द्राजिनम् ।
गौरीलोचनलोभनाय सुभगो वेषो वरस्यैष मे
५ गण्डोल्लासविभावितः पशुपतेर्हास्योद्गमः पातु वः ॥१०९॥

[शृङ्गारतिलक ३.९]

परस्थो यथा–

कनककलशस्वच्छे राधापयोधरमण्डले
नवजलधरश्यामामात्मद्युतिं प्रतिबिम्बितां ।
१० असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिपन्
जयति जनितव्रीडाहासः प्रियाहसितो हरिः ॥११०॥

[कविन्द्रवचन: ४९, वैद्योकस्य]

करुणमाह–

**३७) इष्टनाशादिविभावो दैवोपालम्भाद्यनुभावो दुःखमय व्यभिचारी शोकः**
**१५ करुणः ॥१२॥**

इष्टवियोगानिष्टसंप्रयोगविभावो दैवोपालम्भनिःश्वासतानवमुखशोषणस्वरभेदाश्रुपातवैवर्ण्यप्रलयस्तम्भकम्पभूलुठनगात्रस्रंसाक्रन्दाद्यनुभावो निर्वेदग्लानिचिन्तौत्सुक्यमोहश्रमत्रासविषाददैन्यव्याधिजडतोन्मादापस्मारालस्यमरणप्रभृतिदुःखमयव्यभिचारी चित्तवैधुर्यलक्षणः शोकः स्थायिभावश्चर्वणीयतां गतः करुणो रसः । यथा–

२० अयि जीवितनाथ जीवसि ॥१११॥

[कुमार० ४.३]

इत्यादि रतिप्रलापेषु ।

रौद्रमाह–

**३८) दारापहारादिविभावो नयनरागाद्यनुभाव औग्र्यादि व्यभिचारी क्रोधो रौद्रः ॥१३॥**

२५ दारापहारदेशजात्यभिजनविद्याकर्मनिन्दासत्यवचनस्वभृत्याधिक्षेपोपहासवाक्पारुष्यद्रोहमात्सर्यादिविभावो नयनरागभ्रुकुटीकरणदन्तौष्ठपीडनगण्डस्फुरणहस्ताग्रनिष्पेषताडनपाटनपीडनप्रहरणाहरणशस्त्रसंपातरुधिराकर्षणच्छेदनाद्यनुभाव औग्र्यावेगोत्साहविबोधामर्षचापलादिव्यभिचारी क्रोधः स्थायिभावश्चर्वणीयतां प्राप्तो रौद्रो रसः ।

તેમાં આત્મસ્થ હાસ (નું ઉદા.) જેમ કે,

હાથમાં ઊંચી (= ફેલાયેલી) ફેણવાળા નાગરાજરૂપી કંકણ, ભભૂક્તા અગ્નિવાળું નયન, દબાવેલા કાલકૂટ (વિષ)થી કુટિલ (= કાળા ડાઘવાળો) એવો કંઠ, ગજેન્દ્રના ચર્મરૂપી વસ્ત્ર-ગૌરીનાં લોચનને લોભાવવાને આ મારો વરરાજાનો વેષ ! આમ ગાલ ફરકવાથી જણાતો, પશુપતિના હાસ્યનો આવિર્ભાવ તમારું સંરક્ષણ કરો. (૧૦૯) [શૃંગારતિલક - ૩.૯]

પરસ્થ (હાસનું ઉદા.) જેમ કે,

સુવર્ણના કલશ જેવા સ્વચ્છ, રાધાના પયોધરમંડળમાં પ્રતિબિંબિત થયેલી પોતાની નવા વાદળ જેવી શ્યામ કાન્તિને, શ્યામ વસ્ત્રના છેડાની ભ્રાંતિથી વારંવાર દૂર કરતા (= દૂર કરવાની કોશિશ કરતા), પ્રિયાથી હસાયેલા (તથા) જેને લજ્જાજન્ય હાસ્ય સ્ફુર્યું છે તેવા હરિ જય પામે છે. (૧૧૦)

[કવીન્દ્રવચન, ૪૯, વૈદ્યોકનું (પદ્ય)]

(હવે) કરુણને કહે છે -

**૩૭) ઈષ્ટનો નાશ વગેરે વિભાવ, દૈવનો ઉપાલંભ વગેરે અનુભાવ તથા દુઃખમય વ્યભિચારીઓથી યુક્ત શોક (સ્થાયી) તે કરુણ (રસ) છે. (૧૨)**

ઇષ્ટનો વિયોગ તથા અનિષ્ટના યોગરૂપ વિભાવયુક્ત, દેવનો ઉપાલંભ, નિઃશ્વાસ, દૂબળા પડવું, મુખનો રોષ, સ્વરભેદ, આંસુ સારવાં, વિવર્ણતા, પ્રલય (= બેભાન થવું), સ્તંભ (= જડ થઈ જવું), કંપ, જમીન ઉપર આળોટવું, ગાત્રો શિથિલ થવાં, આક્રન્દ વગેરે અનુભાવયુક્ત તથા નિર્વેદ, ગ્લાનિ, ચિંતા, ઔત્સુક્ય, મોહ, શ્રમ, ત્રાસ, વિષાદ, દીનતા, વ્યાધિ, જડતા, ઉન્માદ, અપસ્માર, આલસ્ય, મરણ વગેરે દુઃખમય વ્યભિચારીઓથી યુક્ત ચિત્તના વૈધુર્યરૂપ શોકસ્થાયી ચર્વણીય બનતાં કરુણ રસ (કહેવાય છે).

જેમ કે, -

અરે, પ્રાણનાથ ! તું જીવે છે. (૧૧૧) [કુમારસંભવ-૪.૩]

વગેરે રતિપ્રલાપોમાં.

(હવે) રૌદ્રને કહે છે -

**૩૮) પત્નીના અપહરણ વગેરે વિભાવ, ચક્ષુરાગ વગેરે અનુભાવ તથા ઉગ્રતા વગેરે વ્યભિચારીવાળો ક્રોધ (સ્થાયી) તે રૌદ્ર (રસ કહેવાય છે). (૧૩)**

પત્નીનું અપહરણ, દેશ, જાતિ, કુળ, વિદ્યા, કર્મ વગેરેની નિંદા, અસત્યવચન, પોતાના નોકરને ઠપકો, ઉપહાસ (= મશ્કરી), વાણીની કઠોરતા, દ્રોહ, માત્સર્ય વગેરે વિભાવયુક્ત; ચક્ષુરાગ, ભ્રૂકુટિ ખેંચવી, દાંત - હોઠ ભીડવા, ગાલ ફુલાવવા, હથેળી મસળવી, મારવું, પાડી નાખવું, પીડા કરવી, ઘા કરવો, શસ્ત્ર વાપરવું, લોહી કાઢવું, કાપી નાખવું વગેરે અનુભાવોવાળો (તથા) ઉગ્રતા; આવેગ, ઉત્સાહ, વિબોધ, અમર્ષ, ચાપલ વગેરે વ્યભિચારી યુક્ત ક્રોધ સ્થાયી ચર્વણા પામતાં રૌદ્ર રસ (કહેવાય છે).

यथा—
चञ्चद्भुजभ्रमितचण्डगदाभिघात-
संचूर्णितोरुयुगलस्य सुयोधनस्य ।
स्त्यानावनद्धघनशोणितशोणपाणि-
रुत्तंसयिष्यति कचाँस्तव देवि भीमः ॥११२॥

५ [वेणी० १.२१]

वीरमाह—

**३९) नयादिविभावः स्थैर्याद्यनुभावो धृत्यादिव्यभिचार्युत्साहो धर्मदानयुद्धभेदो वीरः ॥१४॥**

प्रतिनायकवर्तिनयविनयासंमोहाध्यवसायबलशक्तिप्रतापप्रभावविक्रमाधिक्षेपादिविभावः स्थैर्यधैर्यशौर्य-
१० गाम्भीर्यत्यागवैशारद्याद्यनुभावो धृतिस्मृत्यौग्र्यगर्वामर्षमत्यावेगहर्षादिव्यभिचारी उत्साहः स्थायिभावश्चर्वणीयतां गतो धर्मदानयुद्धभेदात्त्रिधा वीरः । यथा—

अजित्वा सार्णवामुर्वीमनिष्ट्वा विविधैर्मखैः ।
अदत्वा चार्थमर्थिभ्यो भवेयं पार्थिवः कथम् ॥११३॥

[काव्यादर्श २.२८४]

१५ तत्र धर्मवीरो नागानन्दे जीमूतवाहनस्य । दानवीरः परशुरामबलिप्रभृतीनाम् । युद्धवीरो वीरचरिते रामस्य ।

इह चापत्पङ्कनिमग्नतां स्वल्पसंतोषं मिथ्याज्ञानं चापास्य यस्तत्त्वनिश्चयरूपोऽसंमोहाध्यवसायः स एव प्रधानतयोत्साहहेतुः । रौद्रे तु ममताप्राधान्यादशास्त्रितानुचितयुद्धाद्यपीति मोहविस्मयप्राधान्यमिति विवेकः ।

भयानकमाह—

**४०) विकृतस्वरश्रवणादिविभावं करकम्पाद्यनुभावं शङ्कादिव्यभिचारि भयं**
२० **भयानकः ॥१५॥**

पिशाचादिविकृतस्वरश्रवणतदवलोकनस्वजनवधबन्धादिदर्शनश्रवणशून्यगृहारण्यगमनादिविभावं कर-कम्पचलदृष्टिनिरीक्षणहृदयपादस्पन्दशुष्कौष्ठकण्ठत्वमुखवैवर्ण्यस्वरभेदाद्यनुभावं शङ्कापस्मारमरणत्रासचापला-वेगदैन्यमोहादिव्यभिचारि स्त्रीनीचप्रकृतीनां स्वाभाविकमुत्तमानां कृतकं भयं स्थायिभावश्चर्वणीयत्वमागतं भयानको रसः । यथा—

२५ ग्रीवाभङ्गाभिरामं मुहुरनुपतति स्यन्दने दत्तदृष्टिः
पश्चार्द्धेन प्रविष्टः शरपतनभयाद्भूयसा पूर्वकायम् ।
शष्पैरर्द्धावलीढैः श्रमविततमुखभ्रंशिभिः कीर्णवर्त्मा
पश्योदग्रप्लुतत्वाद्वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति ॥११४॥

[शाकुन्तल १.७]

જેમ કે,

(ગોળ ગોળ) ફેરવવામાં આવતી ભુજાઓ દ્વારા ઘુમાવાતી પ્રચંડ ગદાના અભિઘાતથી જેની બંને સાથળો ચૂરો કરી નાખી છે તેવા સુયોધનના ચીકણા, આર્દ્ર તથા ગાઢા રક્તથી લાલ થયેલા હાથથી હે દેવી, ભીમ તારા વાળ બાંધશે. (૧૧૨) [વેણીસંહાર-૧.૧૨૧]

(હવે) વીરને વર્ણવતાં કહે છે -

**૩૯) નય વગેરે વિભાવ, સ્થિરતા વગેરે અનુભાવ તથા ધૃતિ વગેરે વ્યભિચારીવાળો ઉત્સાહ (સ્થાયી) ધર્મ, દાન ને યુદ્ધ (એ ત્રણ) પ્રકારનો વીરરસ છે. (૧૪)**

પ્રતિનાયકમાં રહેલ નય, વિનય, અસંમોહમૂલક નિશ્ચય, બળ, શક્તિ, પ્રતાપ, પ્રભાવ, પરાક્રમ, અધિક્ષેપ વગેરે વિભાવ; સ્થિરતા, ધૈર્ય, શૌર્ય, ગાંભીર્ય, ત્યાગ, વૈશારદ્ય વગેરે અનુભાવ, અને ધૃતિ, સ્મૃતિ, ઉગ્રતા, ગર્વ, અમર્ષ, મતિ, આવેગ, હર્ષ વગેરે વ્યભિચારીવાળો ઉત્સાહ સ્થાયિભાવ ચર્વણા યોગ્ય બનતાં, ધર્મવીર, દાનવીર, યુદ્ધવીરના ભેદથી જેમ કે,

સમુદ્રસહિતની પૃથ્વીને જીત્યા વગર વિવિધ યજ્ઞોનું યજન કર્યા વગર, યાચકોને ધન આપ્યા વગર રાજા કઈ રીતે બનું ? (૧૧૩) [કાવ્યાદર્શ-૨.૨૮૪]

તેમાં ધર્મવીર (રસ) જેમ કે, **નાગાનન્દ**માં જીમૂત વાહનનો, દાનવીર (રસ) પરશુરામ, બલિ વગેરેનો (અને) યુદ્ધવીર (રસ) **વીરચરિત**માં રામનો.

અહીં આપત્તિના કાદવમાં ડૂબનારાઓનો, થોડામાં સંતોષ અને મિથ્યાજ્ઞાનને દૂર કરીને, તત્ત્વ ( = સાચી વિગત) ના નિર્ણયરૂપ અસંમોહમૂલક નિશ્ચય, તે જ મુખ્યત્વે ઉત્સાહનું કારણ છે. રૌદ્રમાં તો મમતાનું પ્રાધાન્ય હોવાથી શાસ્ત્ર વિરુદ્ધ ને અનુચિત યુદ્ધ વગેરે પણ હોય છે તેથી મોહ અને વિસ્મયનું પ્રાધાન્ય છે, એમ તફાવત જાણવો.

(હવે) ભયાનકને કહે છે -

**૪૦) વિકૃત સ્વર સાંભળવા વગેરેરૂપ વિભાવ, હાથ ધ્રૂજવા વગેરે રૂપ અનુભાવ તથા શંકા વગેરે વ્યભિચારીવાળો ભય (સ્થાયી) ભયાનક (રસ છે). (૧૫)**

પિશાચ વગેરેનો વિકૃત સ્વર સાંભળવો, તેમને જોવા, સ્વજનના વધ કે બંધન વગેરે જોવાં કે સાંભળવાં, નિર્જન ઘર કે વનમાં જવું વગેરે રૂપ વિભાવ, હાથ ધ્રૂજવા, ચકળવકળ થતી નજરે જોવું, હૃદય (ધબકવું) ને પગ ધ્રૂજવા, હોઠ ને કંઠ સુકાવાં, મુખનો રંગ ઊડી જવો, સ્વર બદલાઈ જવો વગેરે અનુભાવો; શંકા, અપસ્માર, મરણ, ત્રાસ, ચાપલ, આવેગ, દૈન્ય, મોહ વગેરે વ્યભિચારીવાળો, સ્ત્રી તથા નીચ પ્રકૃતિવાળાઓને માટે સ્વાભાવિક તથા ઉત્તમ (જન)ને માટે કૃતક ( = બનાવટી) ભયસ્થાયિભાવ ચર્વણા પામતાં ભયાનક રસ (બને છે). જેમ કે,

સુંદર રીતે, ડોક વાંકી વાળીને, પાછળ આવતા રથ ઉપર વારંવાર દૃષ્ટિ નાખતું, બાણ વાગવાના ભયથી આગળના શરીરમાં પાછલો અડધો ભાગ ઘણોખરો પ્રવેશી ગયો છે તેવું, થાકને લીધે ખુલ્લા રહેલા મુખમાંથી પડતા અડધા ચાવેલા દર્ભથી જેણે રસ્તો ભરી દીધો છે તેવું (આ હરણ), લાંબા કૂદકાને લીધે, મોટેભાગે આકાશમાં ને પૃથ્વી ઉપર થોડુંક જ ચાલે છે. (૧૧૪) [શાકુન્તલ-૧.૭]

ननु च राजादिः किमिति गुर्वादिभ्यः कृतकं भयं दर्शयति, दर्शयित्वा किमिति मृदून् करकम्पादीनूदर्शयति, किमिति च भय एव कृतकत्वमुक्तं, सर्वस्य हि कृतकत्वं संभवति-यथा वेश्या धनार्थिनी कृतकां रतिमादर्शयति । उच्यते । भये हि प्रदर्शिते गुरुर्विनीतं तं जानाति मृदुचेष्टिततया चाधमप्रकृतिमेनं न गणयति । कृतकरत्यादेश्चोपदिष्टात्र काचित्पुरुषार्थसिद्धिः । यत्र तु राजानः परानुग्रहाय
५ क्रोधविस्मयादि दर्शयन्ति तत्र व्यभिचारितैव, तेषां न स्थायितेति ।

बीभत्समाह–

**४१) अहृद्यदर्शनादिविभावाऽङ्गसंकोचाद्यनुभावापस्मारादिव्यभिचारिणी जुगुप्सा बीभत्सः ॥१६॥**

अहृद्यानामुद्वान्तव्रणपूतिकृमिकीटादीनां दर्शनश्रवणादिविभावा अङ्गसङ्कोचहल्लासनासामुखविकूण-
१० नाच्छादननिष्ठीवनाद्यनुभावा अपस्मारौग्र्यमोहगदादिव्यभिचारिणी जुगुप्सा स्थायिभावरूपा चर्वणीयतां गता बीभत्सः । यथा–

उत्कृत्योत्कृत्य कृत्तिं प्रथममथपृथूच्छोफभूयांसि मांसा-
न्यंसस्फिक्पृष्ठपिण्डाद्यवयवसुलभान्युग्रपूतीनि जग्ध्वा ।
आत्तस्नाय्वन्त्रनेत्रात्प्रकटितदशनः प्रेतरङ्कः करङ्का-
१५ दङ्कस्थादस्थिसंस्थं स्थपुटगतमपि क्रव्यमव्यग्रमत्ति ॥११५॥

[मालतीमाधव ५.१६]

अद्भुतमाह–

**४२) दिव्यदर्शनादिविभावो नयनविस्ताराद्यनुभावो हर्षादिव्यभिचारी विस्मयोऽद्भुतः ॥१७॥**

दिव्यदर्शनेप्सितमनोरथावाप्त्युपवनदेवकुलादिगमनसभाविमानमायेन्द्रजालातिशायिशिल्पकर्मादिविभावो
२० नयनविस्तारानिमिषप्रेक्षणरोमाञ्चाश्रुस्वेदसाधुवाददानहाहाकारचेलाङ्गुलिभ्रमणाद्यनुभावो हर्षावेगजडतादि-व्यभिचारी चित्तविस्तारात्मा विस्मयः स्थायिभावश्चर्वणीयतां गतोऽद्भुतो रसः । यथा–

कृष्णेनाम्ब गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
सत्यं कृष्ण क एवमाह मुशली मिथ्याम्ब पश्याननम् ।
व्यादेहीति विकाशितेऽथ वदने माता समस्तं जगद्-
२५ दृष्ट्वा यस्य जगाम विस्मयपदं पायात्स वः केशवः ॥११६अ॥

[सुभाषितावल्यां चन्दकस्य (४०)]

(પ્રશ્ન) રાજા વગેરે શું ગુરુ વગેરેથી બનાવટી ભય દર્શાવે છે ? (ભય) દર્શાવીને શા માટે હાથનો હળવો કંપ વગેરે દર્શાવે છે ? શું ભયમાં જ કૃતકતા કહેવાય છે ? કેમ કે, કૃતક તો બધામાં સંભવે છે. જેમ કે, ધન ઇચ્છનારી વેશ્યા કૃતક (= બનાવટી) પ્રેમ દર્શાવે છે. (જવાબમાં) કહેવાય છે - ભય દર્શાવાતાં જ, ગુરુ (શિષ્ય એવા રાજાને) વિનયવાળો જાણે છે અને મૃદુ ચેષ્ટાઓને કારણે તેને અધમ પ્રકૃતિનો માનતા નથી. બનાવટી રતિ વગેરેના ઉપદેશ (એટલે કે નિરૂપણ)થી કોઈ પુરુષાર્થની સિદ્ધિ થતી નથી. વળી, જ્યાં રાજાઓ બીજા પર અનુગ્રહ કરવા માટે ક્રોધ, વિસ્મય વગેરે દર્શાવે છે, ત્યાં તેમનું વ્યભિચારીપણું જ છે, સ્થાયિત્વ નહીં.

(હવે) બીભત્સને કહે છે -

**૪૧) અસુંદર (વિગતો)નાં દર્શન વગેરે રૂપ વિભાવો, અંગ સંકોચવા વગેરે રૂપ અનુભાવો તથા અપસ્માર વગેરે રૂપ વ્યભિચારીયુક્ત જુગુપ્સા (સ્થાયિભાવવાળો) બીભત્સ (રસ) છે. (૧૬)**

અહૃદ્ય એટલે કે ઊલટી, ઘા, વિષ્ટા, કૃમિ, કીડાનાં દર્શન કે સાંભળવા વગેરેરૂપ વિભાવો; અંગ સંકોચવાં, હેડકી, નાક ફુલાવવું, મોં ચપકોડવું, (નાક) ઢાંકવું, થૂંકવું વગેરે રૂપ અનુભાવો, અપસ્માર, ઉગ્રતા, મોહ, રોગ વગેરે વ્યભિચારીઓને યુક્ત સ્થાયિભાવરૂપ જુગુપ્સા ચર્વણીય થતાં બીભત્સ (રસ કહેવાય છે).

જેમ કે,

પહેલાં ચામડીને ઊતરડી ઊતરડીને, ખભા, ઊરુમૂળ, (અથવા કેડનો સંધિભાગ) પીઠ, પિંડી વગેરે અવયવો પરથી સહેલાઈથી લેવાય તેવા ખૂબ ગંધાતા માંસને ખાઈને, દાંત દેખાડતું, રાંકડું, ચારે બાજુ નજર નાખતું પ્રેત ખોળામાંની ખોપરીના ખરબચડા ભાગમાં રહેલું અપક્વ માંસ પણ નિરાંતે ખાય છે. (૧૧૫)

[માલતીમાધવ-૫.૧૬]

(હવે) અદ્‌ભુતને (નિરૂપતાં) કહે છે -

**૪૨) દિવ્ય દર્શન વગેરે રૂપ વિભાવ, આંખ પહોળી થવી વગેરે રૂપ અનુભાવ, હર્ષ વગેરે વ્યભિચારીથી યુક્ત વિસ્મય (સ્થાયી) અદ્‌ભુત (રસ) છે. (૧૭)**

દિવ્ય દર્શન, ઇચ્છિત મનોરથની પ્રાપ્તિ, ઉપવન, દેવમંદિર વગેરે સ્થળે જવું તે, સભા, વિમાન, માયા, ઇન્દ્રજાળ, સુંદર શિલ્પધર્મ વગેરે વિભાવો; આંખ પહોળી થવી, અપલક જોવું, રોમાંચ, આંસુ, પરસેવો, "વાહ વાહ" ! એમ કહેવું, દાન, હાહાકાર, રેશમી રૂમાલયુક્ત આંગળી ધુમાવવી વગેરે અનુભાવો; હર્ષ, આવેગ, જડતા વગેરે વ્યભિચારીઓવાળો, ચિત્તના વિસ્તારરૂપ વિસ્મયસ્થાયિભાવ ચર્વણીય બનતાં અદ્‌ભુત રસ (કહેવાય છે).

જેમ કે,

હે માતા, રમવા માટે ગયેલા કૃષ્ણે હમણાં સ્વેચ્છાથી માટી ખાધી છે (એ પ્રમાણે બલરામે ફરિયાદ કરતાં માતા પૂછે છે) હે કૃષ્ણ, બલરામ જે આ કહે છે તે શું સાચું છે ? (તો કૃષ્ણ જવાબ આપે છે) હે માતા, (તે) ખોટું છે. (મારું) મુખ જો. એ પ્રમાણે પહોળા કરેલા જેના મુખમાં સમગ્ર જગતને જોઈને માતા વિસ્મય પામી તે કેશવ તમારું રક્ષણ કરો. (૧૧૬अ) [સુભાષિતાવલીમાં ચન્દકનું (પદ્ય)-૪૦]

शान्तमाह-

**४३) वैराग्यादिविभावो यमाद्यनुभावो धृत्यादिव्यभिचारी शमः शान्तः ॥१८॥**

वैराग्यसंसारभीरुतातत्त्वज्ञानवीतरागपरिशीलनपरमेश्वरानुग्रहादिविभावो यमनियमाध्यात्मशास्त्रचिन्तनाद्यनुभावो धृतिस्मृतिनिर्वेदमत्यादिव्यभिचारी तृष्णाक्षयरूपः शमः स्थायिभावश्चर्वणां प्राप्तः शान्तो रसः । यथा–

गङ्गातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य
ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य ।
किं तैर्भाव्यं मम सुदिवसैर्येषु ते निर्विशङ्काः
कण्डूयन्ते जरठहरिणाः शृङ्गकण्डूं विनेतुम् ॥११६ब॥

[भर्तृहरि : वैराग्यशतक १८]

न चास्य विषयजुगुप्सारूपत्वाद् बीभत्सेऽन्तर्भावो युक्तः । जुगुप्सा ह्यस्य व्यभिचारिणी भवति न तु स्थायितामेति । पर्यन्तनिर्वाहे तस्या मूलत एवोच्छेदात् । न च धर्मवीरे । तस्याभिमानमयत्वेन व्यवस्थानात् । अस्य चाहङ्कारप्रशमैकरूपत्वात् । तथापि तयोरेकत्वपरिकल्पने वीररौद्रयोरपि तथाप्रसङ्गः । धर्मवीरादीनां चित्तवृत्तिविशेषाणां सर्वाकारमहङ्काररहितत्वे शान्तरसप्रभेदत्वम्, इतरथा तु वीररसप्रभेदत्वमिति व्यवस्थाप्यमाने न कश्चिद्विरोधः । तदेवं परस्परविविक्ता नवापि रसाः ।

एषां क्रमेण स्थायिभावान् संगृह्णाति–

**४४) रतिहासशोकक्रोधोत्साहभयजुगुप्साविस्मयशमाः स्थायिनो भावाः ॥१९॥**

भावयन्ति चित्तवृत्तय एवालौकिकवाचिकाद्यभिनयप्रक्रियारूढतया स्वात्मानं लौकिकदशायामनास्वाद्यमप्यास्वाद्यं कुर्वन्ति, यद्वा भावयन्ति व्याप्नुवन्ति सामाजिकानां मन इति भावाः,–स्थायिनो व्यभिचारिणश्च । तत्र स्थायित्वमेतावतामेव ।

जात एव हि जन्तुरियतीभिः संविद्भिः परीतो भवति । तथा हि दुःखविद्वेषी सुखास्वादनलालसः सर्वो रिरंसया व्याप्तः, स्वात्मन्युत्कर्षमानितया परमुपहसति, उत्कर्षापायशङ्कया शोचति, अपायं प्रति क्रुध्यति, अपायहेतुपरिहारे समुत्सहते, विनिपाताद् बिभेति, किंचिदयुक्ततयाभिमन्यमानो जुगुप्सते, तत्तत्स्वपरकर्तव्यवैचित्र्यदर्शनाद्विस्मयते । किंचिज्जिहासुस्तत्र वैराग्याच्छमं भजते । न ह्येतच्चित्तवृत्तिवासनाशून्यः प्राणी भवति । केवलं कस्यचित्काचिदधिका चित्तवृत्तिः काचिदूना । कस्यचिदुचितविषयनियन्त्रिता कस्यचिदन्यथा । तत्काचिदेव पुरुषार्थोपयोगिनीत्युपदेश्या । तद्विभागकृतश्चोत्तमप्रकृत्यादिव्यवहारः ।

(હવે) શાન્તને કહે છે -

**૪૩) વૈરાગ્ય વગેરે વિભાવો, યમ વગેરે અનુભાવો, ધૃતિ વગેરે વ્યભિચારીઓથી યુક્ત શમ (સ્થાયી) શાંત (રસ બને છે). (૧૮)**

વૈરાગ્ય, સંસારથી ભીરુતા, તત્ત્વજ્ઞાન, વીતરાગની સેવા, પરમેશ્વરની કૃપા વગેરે વિભાવો; યમ, નિયમ, અધ્યાત્મશાસ્ત્રનું ચિંતન વગેરે અનુભાવો (અને) ધૃતિ, સ્મૃતિ, નિર્વેદ, મતિ વગેરે વ્યભિચારીઓવાળો, તૃષ્ણાના ક્ષયરૂપ શમ (રૂપી) સ્થાયિભાવ ચર્વણારૂપ બનતાં શાન્તરસ (કહેવાય છે). જેમ કે,

ગંગાને કિનારે હિમાલયની શિલા પર જેણે પદ્માસન વાળ્યું છે, બ્રહ્મનું ધ્યાન કરવાના અભ્યાસના વિધિથી જે યોગનિદ્રાને પામેલ છે તેવા મારું, જે (સારા દિવસોમાં) વૃદ્ધ હરણો શિંગડાની ખણજ દૂર કરવા શંકારહિત ખણે છે તે સારા દિવસોથી (મારું) શું થવાનું (= નીપજવાનું) ? (૧૧૬ब)

[ભર્તૃહરિ : વૈરાગ્યશતક-૧૮]

વિષય તરફની જુગુપ્સારૂપ હોઈ આનો (= શમનો) અંતર્ભાવ બીભત્સમાં કરવો યોગ્ય નથી (કેમ કે) જુગુપ્સા આની (એટલે કે શાન્તની) વ્યભિચારિણી બને છે, સ્થાયિત્વને પામતી નથી, કારણ કે છેક સુધી નિર્વાહ થતાં, તેનો (= જુગુપ્સાનો) મૂળથી જ છેદ ઊડી જાય છે. ધર્મવીરમાં પણ નહીં (એટલે કે, શાંતનો અંતર્ભાવ ધર્મવીરમાં પણ ન કરવો જોઈએ), કેમ કે તે (= ધર્મવીર) અભિમાનયુક્તરૂપે સ્વીકારાયેલ છે (જ્યારે) આ (શાન્ત) અહંકારના શમનરૂપ હોય છે. તો પણ તે બંનેને એક માનવામાં આવે, તો - વીર અને રૌદ્રને વિષે પણ તેમ જ કરવાનો પ્રસંગ આવશે. ધર્મવીર વગેરે ચિત્તવૃત્તિવિશેષો સંપૂર્ણતયા અહંકારરહિત હોતાં (તેમને) શાન્તરસના પ્રકારરૂપ માની શકાય. તે સિવાય તો તે, વીરરસના પ્રકારરૂપ હોવાનું નિશ્ચિત હોઈ (તેમાં) કોઈ વિરોધ નથી. તેથી આ રીતે, પરસ્પરથી ભિન્ન નવ રસો છે. તેમના (= તે નવ રસોના) સ્થાયિભાવો અનુક્રમે સંગ્રહિત કરે છે.

**૪૪) રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય (અને) શમ તે સ્થાયી ભાવો છે. (૧૯)**

ભાવિત કરે છે (અર્થાત્) ચિત્તવૃત્તિઓ (પોતે, પોતાને) અલૌકિક વાચિક વગેરે અભિનયની પ્રક્રિયામાં આરૂઢ થવાથી, લૌકિક દશામાં પોતે આસ્વાદ્ય ન હોવા છતાં પણ (પોતાની જાતને) આસ્વાદ્ય બનાવે છે; અથવા, ભાવિત કરે છે એટલે કે, સામાજિકના મનને વ્યાપી જાય છે. તે ભાવ (કહેવાય) છે (તે) સ્થાયી અને વ્યભિચારી (હોય છે) તે પૈકી સ્થાયિત્વ આટલાનું (= ઉપર નિર્દેશેલ નવનું) જ (હોય છે).

(કેમ કે) જન્મતાંની સાથે જ, પ્રાણી આટલી સંવિદાઓથી યુક્ત હોય છે. જેમ કે, દુઃખનો દ્વેષ કરનાર, સુખોપભોગની લાલસા રાખનાર સહુ (પ્રાણીમાત્ર) ભોગવવાની ઇચ્છાથી યુક્ત હોય છે. પોતાનામાં ઉત્કર્ષ પામેલી (તે ભાવનાથી) પારકાને હસે છે, ઉત્કર્ષમાં વિઘ્નના હેતુના પરિહાર માટે ઉદ્યમી બને છે. વિનિપાતથી ડરે છે, કેટલીક વિગતને અયોગ્ય માનતો તે (તેને વિષે) જુગુપ્સા સેવે છે, જે તે પોતાના કે પારકાના કર્તવ્યની સુંદરતા જોઈને વિસ્મય પામે છે અને કંઈક છોડી દેવાની ઇચ્છાવાળો, તેને વિષે વૈરાગ્યને કારણે શમને સેવે છે. આ ચિત્તવૃત્તિની વાસનારહિત (કોઈ) પ્રાણી હોતું નથી. માત્ર કોઈક (પ્રાણી)ની કોઈક ચિત્તવૃત્તિ અધિક (માત્રામાં) હોય, કોઈકની ઓછી, કોઈકની યોગ્ય વિષયમાં નિયંત્રિત (ચિત્તવૃત્તિ) હોય ને કોઈકની તેનાથી ઊલટી. તેથી (તેમાંની) કોઈક જ (ચિત્તવૃત્તિ) પુરુષાર્થને વિષે ઉપયોગી બને છે ને તેથી ઉપદેશયોગ્ય છે. તેમના વિભાગ ઉપર આધારિત ઉત્તમ પ્રકૃતિ (મધ્યમ પ્રકૃતિ) વગેરે વ્યવહાર થાય છે.

ये पुनरमी धृत्यादयश्चित्तवृत्तिविशेषास्ते समुचितविभावाभावाज्जन्ममध्ये न भवन्त्येवेति व्यभिचारिणः। तथा हि रसायनमुपयुक्तवतो ग्लान्यालस्यश्रमप्रभृतयो न भवन्त्येव। यस्यापि वा भवन्ति विभावबलात्तस्यापि हेतुप्रक्षये क्षीयमाणाः संस्कारशेषतां नावश्यमनुबध्नन्ति । रत्यादयस्तु संपादितस्वकर्तव्यतया प्रलीनकल्पा अपि संस्कातशेषतां नातिवर्तन्ते। वस्त्वन्तरविषयस्य रत्यादेरखण्डनात्। यदाह पतञ्जलिः--

५ (१२) ''न हि चैत्र एकस्यां स्त्रियां रक्त इत्यन्यासु विरक्तः।''

[व्यासभास्य योगसूत्र २.४ (पृ. ६०)]

इत्यादि।

तस्मात्स्थायिरूपचित्तवृत्तिसूत्रस्यूता एवामी स्वात्मानमुदयास्तमयवैचित्र्यशतसहस्रधर्माणं प्रतिलभमानाः स्थायिनं विचित्रयन्तः प्रतिभासन्त इति व्यभिचारिण उच्यन्ते । तथा हि-ग्लानोऽयमित्युक्ते

१० कुत इति हेतुप्रश्नेनाऽस्थायितास्य सूच्यते । न तु राम उत्साहशक्तिमानित्यत्र हेतुप्रश्नमाहुः । अत एव विभावास्तत्रोद्बोधकाः सन्तः स्वरूपोपरञ्जकत्वं विदधाना रत्युत्साहादेरुचितानुचितत्वमात्रमावहन्ति, न तु तदभावे ते सर्वथैव निरुपाख्याः । वासनात्मना सर्वजन्तूनां तन्मयत्वेनोक्तत्वात् । व्यभिचारिणां तु स्वविभावाभावे नामापि नास्तीति।

तत्र परस्परास्थाबन्धात्मिका रतिः। चेतसो विकासो हासः। वैधुर्यं शोकः। तैक्ष्ण्यप्रबोधः क्रोधः।

१५ संरम्भः स्थेयानुत्साहः। वैक्लव्यं भयम्। संकोचो जुगुप्सा। विस्तारो विस्मयः। तृष्णाक्षयः शमः।

रसलक्षण एव स्थायिस्वरूपे निरूपिते पुनर्निर्देशः क्वचिदेषां व्यभिचारित्वख्यापनार्थः। तथा हि विभावभूयिष्ठत्वे एषां स्थायित्वम्, अल्पविभावत्वे तु व्यभिचारित्वम्। यथा रावणादावन्योन्यानुरागाभावाद्रतिर्व्यभिचारिणी। तथा गुरौ प्रियतमे परिजने च यथायोगं वीरशृङ्गारादौ रोषो व्यभिचार्येव। एवं भावान्तरेषु वाच्यम्। शमस्य तु यद्यपि क्वचिदप्राधान्यम्, तथापि न व्यभिचारित्वं सर्वत्र प्रकृतित्वेन स्थायितमत्वात्।

२० व्यभिचारिणो ब्रूते-

**४५) धृतिस्मृतिमतिव्रीडाजाड्यविषादमदव्याधिनिद्रासुप्तौत्सुक्यावहित्थशङ्काचापलालस्यहर्षगर्वौग्र्यप्रबोधग्लानिदैन्यश्रमोन्मादमोहचिन्तामर्षत्रासापस्मारनिर्वेदावेगवितर्कासूयामृतयः स्थित्युदयप्रशमसन्धिशबलत्वधर्माणस्त्रयस्त्रिंशद्व्यभिचारिणः ॥२०॥**

જે વળી આ ધૃતિ વગેરે ખાસ ચિત્તવૃત્તિઓ છે, તે યોગ્ય વિભાવના અભાવથી આખા જન્મારામાં પણ હોતી નથી (અનુભવાતી નથી) તેથી તે વ્યભિચારી (કહેવાય) છે. જેમ કે, રસાયણનું સેવન કરનારને ગ્લાનિ, આલસ્ય, શ્રમ વગેરે સંભવતાં નથી. વિભાવના બળથી જેને પણ થાય છે, તેને વિષે ય હેતુ દૂર થતાં નાશ પામતી (તે ચિત્તવૃત્તિઓ) (પોતાનો) સંસ્કાર અનિવાર્યપણે મૂકી જતી નથી (જ્યારે રતિ વગેરે (ભાવો) તો પોતાનું કાર્ય કર્યા પછી પણ, શમી ગયેલા જેવા થાય છતાં સંસ્કાર પાછળ છોડવાનું ચૂકતા નથી. કેમ કે, બીજી વસ્તુ વિષેની રતિ વગેરે અખંડ (જ રહે છે) જેમ કે, પતંજલિએ કહ્યું છે કે,

(૧૨) ચૈત્ર એક સ્ત્રીને વિષે અનુરાગી હોતાં, બીજી સ્ત્રીઓ વિષે વિરક્ત બનતો નથી.

[વ્યાસભાષ્ય, યોગસૂત્ર ૨.૪, પૃ. ૬૦]

વગેરે.

તેથી, સ્થાયિરૂપ ચિત્તવૃત્તિના સૂત્રમાં પરોવાયેલ, પોતાને ઉદય ને અસ્તરૂપે સેંકડો હજારો વૈચિત્ર્ય પ્રાપ્ત કરાવતા (એટલે કે અનેક સ્વરૂપે જણાતા) સ્થાયીને શોભાવતા આ (ચિત્તવૃત્તિવિશેષો) પ્રતિભાસિત થાય છે તેથી વ્યભિચારીઓ કહેવાય છે. જેમ કે, ''આ ગ્લાનિ પામેલો છે'' એમ કહેવાતાં, ''શેનાથી ?'' એવો પ્રશ્ન થવાને લીધે તેની (- ગ્લાનિની) અસ્થાયિતા સૂચવાય છે. પરંતુ ''રામ ઉત્સાહશક્તિવાળો છે'' એમાં હેતુપ્રશ્ન (= કારણ જાણવું) (જરૂરી) નથી. આથી જ વિભાવો ત્યાં ઉદ્‌બોધકો થતાં પોતાના સ્વરૂપનું ઉપરંજકત્વ પામતા, રતિ-ઉત્સાહ વગેરેનું ઔચિત્ય કે અનૌચિત્ય માત્ર લાવે છે. પરંતુ તેના (- વિભાવાદિના) અભાવમાં તે (રતિ વગેરે) સંપૂર્ણતયા અવર્ણનીય નથી. કેમ કે, બધાં પ્રાણીઓ વાસનારૂપે તેનાથી યુક્ત હોવાનું કહેવાયું છે. વ્યભિચારીઓનું તો પોતાના વિભાવના અભાવમાં નામ પણ રહેતું નથી.

(હવે તે સ્થાયિભાવોનું સ્વરૂપ નિર્દેશતાં કહે છે કે) તેમાં રતિ એકબીજા માટેની આસ્થાબંધરૂપ છે. ચિત્તનો વિકાસ તે હાસ છે. ચિત્તનું વૈધુર્ય (= નિરાશ થવું) તે શોક છે. તીક્ષ્ણતાનો આવિર્ભાવ તે ક્રોધ, (પ્રવૃત્તિનો) સ્થાયી આરંભ તે ઉત્સાહ છે. વૈક્લવ્ય તે ભય છે. સંકોચ એ જુગુપ્સા છે. (ચિત્તનો) વિસ્તાર તે વિસ્મય છે. તૃષ્ણાનો ક્ષય એ શમ (સ્થાયી) છે.

રસના લક્ષણમાં જ સ્થાયિભાવનું સ્વરૂપ નિરૂપ્યું હોવા છતાં (તેનો) ફરી નિર્દેશ. તેમનું (= રતિ વગેરેનું) ક્યારેક વ્યભિચારિત્વ (સંભવે છે) (તે કહેવા માટે કરાયો છે). તેથી અનેક વિભાવો હોતાં, તેમનું સ્થાયિત્વ (સંભવે છે) પરંતુ ઓછા વિભાવો હોતાં, વ્યભિચારિત્વ જ (માનવું). જેમ રાવણ વગેરેમાં પરસ્પર પ્રીતિનો અભાવ હોવાથી રતિ વ્યભિચારી (ભાવરૂપ) જ છે. તથા ગુરુ, પ્રિયતમ અને સેવકને વિષે યથાયોગ્ય રીતે, વીર, શૃંગાર વગેરેમાં રોષ (પણ) વ્યભિચારી જ છે. એ જ રીતે, અન્ય ભાવો વિષે પણ કહેવું જોઈએ. (પરંતુ) શમનું તો જો કે ક્યારેક અપ્રાધાન્ય (જણાય) તો પણ (તેનું વ્યભિચારિત્વ) (સંભવતું નથી) (કેમ કે), બધે જ તે સ્થાયિતમ હોવાથી, પ્રકૃતિરૂપે રહેલ છે.

(હવે) વ્યભિચારીઓ (વર્ણવતાં) કહે છે -

**૪૫) ધૃતિ, સ્મૃતિ, મતિ, વ્રીડા, જડતા, વિષાદ, મદ, વ્યાધિ, નિદ્રા, સુપ્ત, ઔત્સુક્ય, અવહિત્થા, શંકા, ચાપલ, આલસ્ય, હર્ષ, ગર્વ, ઉગ્રતા, પ્રબોધ, ગ્લાનિ, દૈન્ય, શ્રમ, ઉન્માદ, મોહ, ચિન્તા, અમર્ષ, ત્રાસ, અપસ્માર, નિર્વેદ, આવેગ, વિતર્ક, અસૂયા (અને) મૃત્યુ એ તેત્રીસ વ્યભિચારીઓ સ્થિતિ, ઉદય, પ્રશમ, સંધિ, શબલતા વગેરે ધર્મવાળા (બને છે). (૨૦)**

तत्र धृतिः संतोषः । स्मृतिः स्मरणम् । मतिरर्थनिश्चयः । व्रीडा चित्तसंकोचः । जाडचमर्थाप्रतिपत्तिः । विषादो मनःपीडा । मद आनन्दसंमोहसंभेदः । व्याधिर्मनस्तापः । निद्रा मनःसंमीलनम् । सुप्तं निद्राया गाढावस्था । औत्सुक्यं कालाक्षमत्वम् । अवहित्थमाकारगुप्तिः । शङ्कानिष्टोत्प्रेक्षा । चापलं चेतोऽन-वस्थानम् । आलस्यं पुरुषार्थेष्वनादरः । हर्षश्चेतःप्रसादः । गर्वः परावज्ञा । औग्र्यं चण्डत्वम् । प्रबोधो ५ विनिद्रत्वम् । ग्लानिर्बलापचयः । दैन्यमनौजस्यम् । श्रमः खेदः । उन्मादश्चित्तस्य विप्लवः । मोहो मूढत्वम् । चिन्ता ध्यानम् । अमर्षः प्रतिचिकीर्षा । त्रासश्चित्तचमत्कारः । अपस्मार आवेशः । निर्वेदः स्वावमाननम् । आवेगः संभ्रमः । वितर्कः संभावना । असूयाऽक्षमा । मृतिर्म्रियमाणता । एते च स्थित्युदयप्रशम-सन्धिशबलत्वधर्माणः ।

स्थितिर्यथा–

१० तिष्ठेत्कोपवशात्प्रभावपिहिता दीर्घं न सा कुप्यति<br>
स्वर्गायोत्पतिता भवेन्मयि पुनर्भावार्द्रमस्या मनः ।<br>
तां हर्तुं विबुधद्विषोऽपि न च मे शक्ताः पुरोवर्तिनीं<br>
सा चात्यन्तमगोचरं नयनयोर्यातेति कोऽयं विधिः ॥११७॥

[विक्रमोर्वशीय ४.२]

१५ अत्र विप्रलम्भरससद्भावेऽपि इयति वितर्कस्थितिचमत्कारकृत आस्वादातिशयः ।

उदयो यथा–

याते गोत्रविपर्यये श्रुतिपथं शय्यामनुप्राप्तया<br>
निध्यातं परिवर्तनं पुनरपि प्रारब्धमङ्गीकृतम् ।<br>
भूयस्तत्प्रकृतं कृतं च शिथिलक्षिप्तैकदोर्लेखया<br>
२० तन्वङ्ग्या न तु पारितः स्तनभरो नेतुं प्रियस्योरसः ॥११८॥

[अमरुशतक १५१]

अत्र मानस्योदयः ।

प्रशमो यथा–

दृष्टे लोचनवन्मनाङ्मुकुलितं पार्श्वस्थिते वक्त्रवन्-<br>
२५ न्यग्भूतं बहिरासितं पुलकवत्स्पर्शे समातन्वति ।<br>
नीवीबन्धवदागतं शिथिलतां संभाषमाणे ततो<br>
मानेनापसृतं ह्रियेव सुदृशः पादस्पृशि प्रेयसि ॥११९॥

[अमरुशतक १६०]

તેમાં ધૃતિ એટલે સંતોષ, સ્મૃતિ એટલે સ્મરણ. મતિ એટલે અર્થનો નિશ્ચય. વ્રીડા એટલે ચિત્તનો સંકોચ. જડતા એટલે અર્થનો બોધ ન થવો તે. વિષાદ એટલે મનની પીડા. મદ એટલે આનંદ અને સંમોહનું મિશ્રણ. વ્યાધિ એટલે મનનો સંતોષ. નિદ્રા એટલે મનનું મળી જવું. સુપ્ત એટલે ગાઢ નિદ્રાની સ્થિતિ. ઔત્સુક્ય એટલે વિલંબ સહન ન થાય તે. અવહિત્થ એટલે આકાર ઢાંકવો. શંકા એટલે અનિષ્ટની કલ્પના. ચાપલ એટલે ચિત્તની અસ્થિરતા. આલસ્ય એટલે પુરુષાર્થ માટે અનાદર. હર્ષ એટલે ચિત્તની પ્રસન્નતા. ગર્વ એટલે બીજાની અવજ્ઞા. ઉગ્રતા એટલે ગુસ્સે થવું. પ્રબોધ એટલે નિદ્રાનો અભાવ. ગ્લાનિ એટલે બળનો નાશ. દૈન્ય એટલે (ઓજસ) શક્તિનો અભાવ: શ્રમ એટલે થાક. ઉન્માદ એટલે ચિત્તની અસ્થિરતા. મોહ એટલે મૂઢતા. ચિંતા એટલે ધ્યાન. અમર્ષ એટલે સામે થવું. ત્રાસ એટલે ચિત્તનું ચમકવું. અપસ્માર એટલે આવેશ. નિર્વેદ એટલે પોતાનો તિરસ્કાર. આવેગ એટલે સંભ્રમ. વિતર્ક એટલે સંભાવના. અસૂયા એટલે ક્ષમાનો અભાવ. મૃતિ એટલે મરવાની પ્રક્રિયા. આ (વ્યભિચારીઓ) સ્થિતિ, ઉદય, પ્રશમ, સંધિ અને શબલતાના ધર્મવાળા છે.

(તેમાં) (ભાવ) સ્થિતિ જેમ કે,

કોપને લીધે (પોતાના) પ્રભાવથી છુપાઈને રહી હશે ? (પરંતુ) તે લાંબો સમય ગુસ્સો નથી કરતી. સ્વર્ગમાં ઊડી ગઈ હશે ? મારામાં તો તેનું મન અત્યંત લાગેલું છે. મારી પાસે રહેલી તેને હરી જવાને દાનવો પણ સમર્થ નથી (છતાં) તે આંખોથી અત્યંત અદશ્ય બની ગઈ છે. આ કેવી વાત છે ? (૧૧૭)

[વિક્રમોર્વશીય-૪.૨]

અહીં વિપ્રલંભ રસ હોવા છતાં, આ પ્રકારે વિતર્કની સ્થિતિના ચમત્કારથી આસ્વાદનો અતિશય (સધાયો છે) (તેમનો) ઉદય જેમ કે,

ગોત્રસ્ખલન (= નામ લેવામાં થતી ભૂલ) કાન પર પડતાં જ શય્યાને સેવતી (નાયિકાએ) પરિવર્તન (= પડખાં ઘસવાં)નું ધ્યાન કર્યું, અને ફરી (પડખું ફેરવવાનો) આરંભ પણ કર્યો. ફરી તે (= પડખું ફેરવી લેવાની ક્રિયા)ને પ્રયત્નોનો વિષય બનાવ્યો અને એક ભુજલતા શિથિલ કરી બીજી બાજુ નાખીને (તે કાર્ય) કર્યું ય ખરું પણ એ તન્વંગી સ્તનભારને પ્રિયતમની છાતી પરથી પૃથક્ કરવામાં સમર્થ ન થઈ. (૧૧૮)

[અમરુશતક-૧૫૧]

અહીં માનનો ઉદય છે. પ્રશમ - જેમ કે,

(પ્રિયતમને નાયિકાએ) જોતામાં જ (નાયિકાનું સ્વમાન) નયનની માફક મુકુલિત થયું, પાસે બેસતામાં મુખની માફક નીચું નમ્યું, સ્પર્શ કરતાં વહેંત રોમાંચની માફક બહાર આવ્યું, પછી બોલવાનું શરૂ કરતાં જ તો નીવીબંધની માફક શિથિલતાને પામ્યું અને એ સુંદર નયનીનો ચરણસ્પર્શ પ્રિયતમે કર્યો ને જાણે લજ્જાથી માન દૂર થઈ ગયું ! (૧૧૯) [અમરુશતક-૧૬૦]

अत्र मानस्य प्रशमः ।

संधिर्यथा-

उत्सिक्तस्य तपःपराक्रमनिधेरभ्यागमादेकतः
सत्सङ्गप्रियता च वीररभसोत्फालश्च मां कर्षतः ।
५ वैदेहीपरिरम्भ एष च मुहुश्चैतन्यमामीलयन्
आनन्दी हरिचन्दनेन्दुशिशिरः स्निग्धो रुणद्ध्यन्यतः ॥१२०॥

[महावीरचरित २२]

अत्रावेगहर्षयोः सन्धिः ।

शबलत्वं यथा-

१० क्वाकार्यं शशलक्ष्मणः क्व च कुलं भूयोऽपि दृश्येत सा
दोषाणां प्रशमाय मे श्रुतमहो कोपेऽपि कान्तं मुखम् ।
किं वक्ष्यन्त्यपकल्मषाः कृतधियः स्वप्नेऽपि सा दुर्लभा
चेतःस्वास्थ्यमुपैहि कः खलु युवा धन्योऽधरं धास्यति ॥१२१॥

[सुभाषितावल्यां कालिदासस्य (१३४३)]

१५ अत्र वितर्कौत्सुक्यमतिस्मरणशङ्कादैन्यधृतिचिन्तानां शबलत्वम् ।

विविधमाभिमुख्येन स्थायिधर्मोपजीवनेन स्वधर्मार्पणेन च चरन्तीति व्यभिचारिणः । भावा इत्यनुवर्तते । संख्यावचनं नियमार्थं तेनान्येषामत्रैवान्तर्भावः । तद्यथा–दम्भस्यावहित्थे, उद्वेगस्य निर्वेदे, क्षुत्तृष्णादेर्ग्लानौ । एवमन्यदप्यूह्यम् । अन्ये त्वाहुः–एतावत्स्वेव सहचारिषु अवस्थाविशेषेषु प्रयोगे प्रदर्शितेषु स्थायी चर्वणायोग्यो भवति ।

२० एषां विभावानुभावानाह-

**४६) ज्ञानादेर्धृतिरव्यग्रभोगकृत् ॥२१॥**

ज्ञानबाहुश्रुत्यगुरुभक्तितपःसेवाक्रीडार्थलाभादिविभावा धृतिः संतोषः । सा च लब्धानामुपभोगेन नष्टानामननुशोचनेन च योऽव्यग्रो भोगस्तं करोति । तेनानुभावेन धृतिं वर्णयेदित्यर्थः । यथा–

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या
२५ सम इह परितोषे निर्विशेषा विशेषाः ।
स तु भवतु दरिद्रो यस्य तृष्णा विशाला
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥१२२॥

[भर्तृहरि : वैराग्यशतक ५३]

અહીં માનનો પ્રશમ છે.

(ભાવ) સંધિ - જેમ કે,

ગર્વિષ્ઠ અને તપ તથા પરાક્રમના ભંડારરૂપ (પરશુરામ)ના આગમનથી એક બાજુ (તેમની સાથેના) સત્સંગ માટેનો પ્રેમ અને વીરરસનો આવેગ મને ખેંચે છે અને બીજી બાજુ આ હરિચંદન ને ચન્દ્રસમાન શીતળ ને સ્નિગ્ધ આનંદદાયક વૈદેહીનું આલિંગન વારંવાર ચૈતન્યને હરી લઈને મને રોકી રાખે છે. (૧૨૦)

[મહાવીરચરિત-૨.૨૨]

અહીં, આવેગ અને હર્ષની સંધિ છે.

(ભાવ) શબલતા - જેમ કે,

ક્યાં આ અનુચિત કર્મ ને ક્યાં ચંદ્રમાનો વંશ ? શું ફરી પણ તે જોવા મળશે ? દોષો દૂર કરવા માટે અમારું જ્ઞાન છે. રોષમાં પણ મુખ સુંદર (લાગતું) હતું. ધર્માત્મા અને વિદ્વાન લોકો શું કહેશે ? સ્વપ્નમાં પણ તે દુર્લભ છે. હે ચિત્ત, સ્વસ્થતા પ્રાપ્ત કર. ખરેખર કોણ ભાગ્યશાળી યુવાન (તેના) અધરનું પાન કરશે ? (૧૨૧)

[સુભાષિતાવલીમાં કાલિદાસનું પદ્ય ૧૩૪૩]

અહીં વિતર્ક, ઔત્સુક્ય, મતિ, સ્મરણ, શંકા, દૈન્ય, ધૃતિ (અને) ચિંતાની શબલતા છે.

વિવિધ રીતે અભિમુખ થઈને સ્થાયીના ધર્મ ઉપર આધાર રાખીને (તથા) પોતાના ધર્મનું અર્પણ કરીને રહે છે તેથી તે વ્યભિચારીઓ છે. "ભાવો" એ (શબ્દ) આગળથી ઊતરી આવે છે. (તેત્રીસ એમ) સંખ્યાનું કથન નિયમન કરવા માટે છે. તેથી બીજા (તેત્રીસ સિવાયના અન્ય)નો અંતર્ભાવ આમાં (આ તેત્રીસમાં) જ (થઈ જાય છે) જેમ કે, દંભનો અવહિત્થામાં, ઉદ્વેગનો નિર્વેદમાં, ક્ષુધા-તૃષ્ણા વગેરેનો ગ્લાનિમાં (અંતર્ભાવ થાય છે). એ જ રીતે, બીજું પણ વિચારવું. બીજાઓ તો કહે છે કે, આટલા જ સહચારીઓ પ્રયોગમાં અવસ્થાવિશેષમાં પ્રદર્શિત કરાતાં, સ્થાયી ચર્વણાયોગ્ય બને છે. તેમના (= વ્યભિચારી ભાવોના) વિભાવ તથા અનુભાવ કહે છે -

**૪૬) જ્ઞાન વગેરેને કારણે (થતી) ધૃતિ વ્યગ્રતા વગરના ભોગની કારક છે. (૨૧)**

જ્ઞાન, બહુશ્રુતતા, ગુરુભક્તિ, તપ, સેવા, ક્રીડા, અર્થલાભ વગેરે વિભાવોયુક્ત ધૃતિ એટલે સંતોષ. અને તે પ્રાપ્ત કરેલાના ઉપભોગથી (વ્યગ્ર) કે નષ્ટ થયેલાના પસ્તાવાથી વ્યગ્ર થયા વિના થતો ભોગ કરે છે (= એવા ભોગની તે કારક છે). જેમ કે,

અમે અહીં વલ્કલોથી સંતુષ્ટ છીએ, તું લક્ષ્મીથી. (આપણો) સંતોષ અહીં સરખો હોતાં કોઈ તફાવત રહેતો નથી. દરિદ્ર તો તે છે, જેની તૃષ્ણા વિશાળ છે. મનથી સંતુષ્ટ થતાં, કોણ ધનવાન ને કોણ દરિદ્ર ? (૧૨૨)

[ભર્તૃહરિઃ વૈરાગ્યશતક-૫૩]

### ४७) सदृशदर्शनादेः स्मृतिर्भ्रूक्षेपादिकृत् ।।२२।।

सदृशदर्शनस्पर्शनश्रवणाभ्यासप्रणिधानादिभ्यः सुखदुःखहेतूनां स्मरणं स्मृतिः । तां भ्रूक्षेपशिरःकम्पमुखोन्नमनशून्यावलोकनाङ्गुलीभङ्गादिभिर्वर्णयेत् । यथा–

मैनाकः किमयं रुणद्धि गगने मन्मार्गमव्याहतं
५ शक्तिस्तस्य कुतः स वज्रपतनाद्भीतो महेन्द्रादपि ।
तार्क्ष्यः सोऽपि समं निजेन विभुना जानाति मां रावणं
आ ज्ञातं स जटायुरेष जरसा क्लिष्टो वधं वाञ्छति ।।१२३।।

[हनुमन्नाटक ४.९]

### ४८) शास्त्रचिन्तादेर्मतिः शिष्योपदेशादिकृत् ।।२३।।

१० शास्त्रचिन्तनोहापोहादिभ्योऽर्थनिश्चयो मतिः । तां शिष्योपदेशार्थविकल्पनसंशयच्छेदादिभिर्वर्णयेत् । यथा–

असंशयं क्षत्रपरिग्रहक्षमा यदार्यमस्यामभिलाषि मे मनः ।
सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।।१२४।।

[शाकुन्तल १.१९]

### १५ ४९) अकार्यकरणज्ञानादेर्व्रीडा वैवर्ण्यादिकृत् ।।२४।।

अकार्यकरणज्ञानगुरुव्यतिक्रमप्रतिज्ञाभङ्गादेश्चेतःसंकोचो व्रीडा । तां वैवर्ण्याधोमुखविचिन्तनभूविलेखनवस्त्राङ्गुलीयकर्णस्पर्शननखनिस्तोदनादिभिर्वर्णयेत् । यथा–

दर्पणे च परिभोगदर्शिनी पृष्ठतः प्रणयिनो निषेदुषः ।
वीक्ष्य बिम्बमनुबिम्बमात्मनः कानि कानि न चकार लज्जया ।।१२५।।

२० [कुमार० ८.११]

### ५०) इष्टानिष्टदर्शनादेर्जाड्यं तूष्णींभावादिकृत् ।।२५।।

इष्टानिष्टदर्शनश्रवणव्याध्यादिभ्योऽर्थाप्रतिपत्तिर्जाड्यम् । तत्तूष्णींभावानिमिषनयननिरीक्षणादिभिर्वर्णयेत् । यथा–

एवमालि निगृहीतसाध्वसं शङ्करो रहसि सेव्यतामिति ।
सा सखीभिरुपदिष्टमाकुला नास्मरत् प्रमुखवर्तिनि प्रिये ।।१२६।।

२५ [कुमार० ८.५]

**૪૭) સમાનના દર્શન વગેરેથી થતી સ્મૃતિ ભ્રૂક્ષેપ વગેરે કરનારી છે. (૨૨)**

સમાન દર્શન, સ્પર્શ, શ્રવણ, અભ્યાસ, પ્રણિધાન વગેરેને લીધે સુખદુ:ખના હેતુઓનું સ્મરણ તે સ્મૃતિ છે. તેને ભવાં ચડાવવાં, માથું ધુણાવવું, મોં ઊંચું કરવું, શૂન્યમાં તાકી રહેવું, આંગળી કરડવી વગેરે (અનુભાવો) વડે વર્ણવવી જોઈએ.

જેમ કે,

નિર્વિઘ્ન એવા મારા માર્ગને ગગનમાં શું મૈનાક રુંધે છે ? એની વળી શક્તિ ક્યાંથી હોય ? એ તો વજ્ર પડવાના ભયથી મહેન્દ્રથી પણ બીનેલો છે. ગરુડ (હોય) ? તે તેના સ્વામી સાથે મને રાવણને જાણે છે. ઓહ ! જાણ્યું; તે જટાયુ છે. ઘડપણથી ખેદ પામેલો આ મૃત્યુ ઇચ્છે છે. (૧૨૩) [હનુમન્નાટક-૪.૯]

**૪૮) શાસ્ત્રના ચિંતન વગેરેથી જન્મતી મતિ શિષ્યને ઉપદેશ વગેરે કરનારી છે. (૨૩)**

શાસ્ત્રનું ચિંતન, ઊહ-અપોહ વગેરેથી કરાતો અર્થનો નિશ્ચય તે મતિ છે. તે શિષ્યોને ઉપદેશ, અર્થનો વિસ્તાર, સંશયનો છેદ વગેરે દ્વારા વર્ણવવી જોઈએ.

જેમ કે,

ચોક્કસ જ તે ક્ષત્રિયને માટે વરવાયોગ્ય છે, કેમ કે, મારું આર્ય મન તેની અભિલાષા કરે છે: સંદેહાસ્પદ વસ્તુઓને વિષે સજ્જનોના અંત:કરણની પ્રવૃત્તિ જ પ્રમાણરૂપ હોય છે. (૧૨૪) [શાકુન્તલ-૧.૧૯]

**૪૯) અકાર્ય કર્યાની જાણથી વ્રીડા જન્મે છે તે વિવર્ણતા વગેરે કરનારી છે. (૨૪)**

નહીં કરવા યોગ્ય કર્યું હોવાની જાણ, ગુરુનું ઉલ્લંઘન, પ્રતિજ્ઞાનો ભંગ વગેરે વડે થતો ચિત્તનો સંકોચ તે વ્રીડા છે. તેને વિવર્ણતા, નીચું મુખ (રાખવું), વિચાર, જમીન ખોતરવી, આંગળી પર વસ્ત્ર વીંટાળવું, કાનને સ્પર્શવું, નખ ખોતરવા વગેરે વડે વર્ણવવી જોઈએ.

જેમ કે,

દર્પણમાં સંભોગનાં ચિહ્નો જોતી (પાર્વતીએ) પાછળ રહેલા પ્રણયીનું પ્રતિબિંબ (દર્પણમાં) પોતાના પ્રતિબિંબ પાસે જોઈને લજ્જાથી શું શું ન કર્યું ? (૧૨૫) [કુમારસંભવ-૮.૧૧]

**૫૦) ઇષ્ટ કે અનિષ્ટના દર્શન વગેરેથી જન્મતી જડતા મૌન વગેરે કરનારી છે. (૨૫)**

ઇષ્ટ અને અનિષ્ટનું દર્શન, શ્રવણ, વ્યાધિ વગેરે દ્વારા અર્થ ન જણાય તે થઈ જડતા. તેને ચૂપ રહેવું, સ્થિર નજરે જોવું વગેરે દ્વારા નિરૂપવી જોઈએ. જેમ કે,

હે સખી ! (પાર્વતી !) ગભરાટ દૂર કરીને એકાંતમાં શંકરનું સેવન કર - એ રીતે જેને સખીઓએ ઉપદેશ આપ્યો એવી વ્યાકુળ થયેલી (તે પાર્વતીએ) પ્રિયજન સામે આવતાં (તે ઉપદેશ) સ્મર્યો નહિ. (૧૨૬) [કુમારસંભવ-૮.૫]

**५१) कार्यभङ्गाद् विषादः सहायान्वेषणमुखशोषादिकृत् ॥२६॥**

उपायाभावनाशाभ्यां प्रारब्धस्य कार्यस्य भङ्गान्मनःपीडा विषादः । तं सहायान्वेषणोपायचिन्तनोत्साहविघातवैमनस्यादिना उत्तममध्यमानां मुखशोषजिह्वासृक्कलेहननिद्राश्वसितध्यानादिभिरधमानां वर्णयेत् । यथा–

५ व्यर्थं यत्र कपीन्द्रसख्यमपि मे क्लेशः कपीनां वृथा
प्रज्ञा जाम्बवतो न यत्र न गतिः पुत्रस्य वायोरपि ।
मार्गं यत्र न विश्वकर्मतनयः कर्तुं नलोऽपि क्षमः
सौमित्रेरपि पत्रिणामविषयस्तत्र प्रिया क्वापि मे ॥१२७॥

[उत्तरराम ३.४६]

१० **५२) मद्योपयोगान्मदः स्वापहास्यास्मरणादिकृत् ॥२७॥**

मद्यपानादानान्दसंमोहयोः संगमो मदः । तं स्वापस्मितगानकिंचिदाकुलबाष्पस्खलद्गतिमञ्जुभाषणरोमोद्गमादिभिरुत्तमानां हास्यगीतिस्रस्ताकुलभुजक्षेपव्याविद्धकुटिलगत्यादिभिर्मध्यमानाम्, अस्मरणघूर्णनस्खलद्गमनरुदितछर्दितसन्नकण्ठनिष्ठीवनादिभिरधमानां वर्णयेत् । तथा च –

(१३) उत्तमाधममध्येषु वर्ण्यते प्रथमो मदः ।
१५ द्वितीयो मध्यनीचेषु नीचेष्वेव तृतीयकः ॥ [ ]

यथा–

सावशेषपदमुक्तमुपेक्षा स्रस्तमाल्यवसनाभरणेषु ।
गन्तुमुद्यतमकारणतः स्म द्योतयन्ति मदविभ्रममासाम् ॥१२८॥

[शिशुपाल. १०.१६]

२० **५३) विरहादेर्मनस्तापो व्याधिर्मुखशोषादिकृत् ॥२८॥**

विरहाभिलाषादिभ्यो मनस्तापो व्याधिहेतुत्वाद्व्याधिः । तं मुखशोषस्रस्ताङ्गतागात्रविक्षेपादिभिर्वर्णयेत् । यथा–

मनोरोगस्तीव्रं विषमिव विसर्पत्यविरतं
प्रमाथी निर्धूमं ज्वलति विधुतः पावक इव ।
२५ हिनस्ति प्रत्यङ्गं ज्वर इव गरीयानित इतो
न मां तातस्त्रातुं प्रभवति न चाम्बा न भवती ॥१२९॥

[मालतीमाधव २.१]

**૫૧) કાર્યના ભંગથી (જન્મતો) વિષાદ સહાયની શોધ, મુખ શોષાવું વગેરે કરનાર છે. (૨૬)**

આરંભેલ કર્મ ઉપાયના અભાવે અથવા (તેના) નાશથી અટકી જતાં મનની પીડા (થાય) તે વિષાદ છે. મદદ માટેની શોધ, ઉપાયની વિચારણા, ઉત્સાહનો નાશ, વૈમનસ્ય વગેરે દ્વારા ઉત્તમ અને મધ્યમજનોના તથા મોં સુકાવું, જીભથી લોહી ચાટવું, નિદ્રા, શ્વાસ, ધ્યાન વગેરે વડે અધમોના વિષાદને નિરૂપવો.

જેમ કે,

વાનરપતિ સાથેનું મારું સખ્ય પણ જ્યાં વ્યર્થ છે અને વાનરોનો પરિશ્રમ પણ વૃથા છે, જ્યાં જામ્બવાનની પ્રજ્ઞા (ચાલતી) (નથી અને જ્યાં) વાયુપુત્રની પણ ગતિ નથી, વિશ્વકર્માનો દીકરો નલ પણ જ્યાં માર્ગ કરવાને શક્તિમાન નથી અને જ્યાં લક્ષ્મણના બાણનો પણ વિષય નથી ત્યાં ક્યાંક મારી પ્રિયા છે. (૧૨૭)

[ઉત્તરરામચરિત-૩.૪૬]

**૫૨) મદ્યના ઉપયોગથી સંભવતો મદ સૂઈ રહેવું, હાસ્ય, યાદ ન રહેવું વગેરે કરનાર છે. (૨૭)**

મદ્યપાનથી આનંદ અને સંમોહનું મિલન તે થયો મદ. સૂવું, સ્મિત કરવું, ગાવું, સહેજ આંસુથી ખરડાવું, ગતિમાં સ્ખલન, મીઠું બોલવું, રુંવાડાં ખડાં થવાં, વગેરે દ્વારા ઉત્તમોનો (મદ); હાસ્ય, ગીત, ઢળી પડેલા વ્યાકુળ હાથ (આમતેમ) નાખવા, વાંકીચૂંકી ગતિ વગેરે મધ્યમોનો (મદ) તથા યાદ ન રહેવું, ચકચૂર થવું, લથડિયાં ખાવાં, રડવું, ઊલટી, ગળું સુકાવું, થૂંકવું વગેરે વડે અધમોનો (મદ) વર્ણવવો. અને વળી,

(૧૩) ઉત્તમ, અધમ ને મધ્યમને વિષે પહેલો મદ નિરૂપવો. મધ્યને નીચને વિષે બીજો મદ નિરૂપવો તથા ફક્ત નીચને વિષે જ ત્રીજો મદ વર્ણવવો. [ ]

જેમ કે,

અસંપૂર્ણ (રીતે) કહેલાં વચન, સરી પડેલ હાર, વસ્ત્ર તથા અલંકારની ઉપેક્ષા, વગર કારણે જવા માટે ઊઠવું (આ બધાં કાર્ય) આ (રમણીઓ)ના મદવિભ્રમને વ્યક્ત કરે છે. (૧૨૮)

[શિશુપાલવધ-૧૦.૧૬]

**૫૩) વિરહ વગેરે દ્વારા (જન્મતો) મનનો તાપ તે વ્યાધિ (કહેવાય છે) તે મોં સુકાવું વગેરે કરનાર છે. (૨૮)**

વિરહ, અભિલાષા વગેરે દ્વારા મનનો તાપ વ્યાધિનું કારણ બનતો હોઈ વ્યાધિ (કહેવાય છે). તેને મોં સુકાવું, અંગો શિથિલ થવાં, ગાત્રાધિક્ષેપ (= અંગો ઉછાળવાં) વગેરે દ્વારા વર્ણવવો જોઈએ.

મનનો રોગ તીવ્ર વિષની જેમ નિરંતર ફેલાય છે. સંતાપકારી તે, વાયુ નંખાયેલ અગ્નિની જેમ ધુમાડા વિના બળે છે. પ્રબળ જ્વરની જેમ (તે) પ્રત્યેક અંગને પીડે છે. મને બચાવવાને ન પિતા સમર્થ છે, ન માતા કે ન આપ સન્નારી. (૧૨૯)

[માલતીમાધવ-૨.૧]

**५४) क्लमादेर्निद्रा जृम्भादिकृत् ॥२९॥**

क्लमश्रममदालस्यचिन्तात्याहारस्वभावादिभ्यो मनःसंमीलनं निद्रा। तां जृम्भावदनगौरवशिरोलोलननेत्रघूर्णनगात्रमर्दोच्छ्वसितनिःश्वसितसन्नगात्रताक्षिनिमीलनादिभिर्वर्णयेत्। यथा—

निद्रानिमीलितदृशो मदमन्थराणि
नाप्यर्थवन्ति न च यानि निरर्थकानि।
अद्यापि मे मृगदृशो मधुराणि तस्या-
स्तान्यक्षराणि हृदये किमपि ध्वनन्ति ॥१३०॥

[सुभाषितावल्याम् (३२८०) कलशकस्य]

**५५) निद्रोद्भवं सुप्तमुत्स्वप्नायितादिकृत् ॥३०॥**

निद्रोद्भवमित्यनेन निद्राया एव गाढावस्था सुप्तमित्याह। तदुत्स्वप्नायितोच्छ्वसितनिःश्वसितसंमोहादिना वर्णयेत्। यथा—

एते लक्ष्मण जानकीविरहितं मां खेदयन्त्यम्बुदा
मर्माणीव विघट्टयन्त्यलममी क्रूराः कदम्बानिलाः।
इत्थं व्याहृतपूर्वजन्मचरितो यो राधया वीक्षितः
सेर्ष्यं शङ्कितया स वः सुखयतु स्वप्नायमानो हरिः ॥१३१॥

[सदुक्तिकर्णामृत. शुभाङ्कस्य]

**५६) इष्टानुस्मरणादेरौत्सुक्यं त्वरादिकृत् ॥३१॥**

इष्टानुस्मरणदर्शनादेर्विलम्बासहत्वमौत्सुक्यम्। तत् त्वरानिःश्वसितोच्छ्वसितकार्श्यमनःशून्यतादिगवलोकनरणरणकादिभिर्वर्णयेत्। यथा—

आलोकमार्गं सहसा व्रजन्त्या कयाचिदुद्वेष्टनवान्तमाल्यः।
बद्धुं न संभावित एव तावत्करेण रुद्धोऽपि हि केशपाशः ॥१३२॥

[रघु० ७.६; कुमार० ७.५७]

**५७) लज्जादेरवहित्थमन्यथाकथनादिकृत् ॥३२॥**

लज्जाजैह्म्यभयगौरवादिभ्यो भ्रूविकारमुखरागादीनामाच्छादनकारिणी चित्तवृत्तिरवहित्थमवहित्था वा। न बहिःस्थं चित्तं येनेति पृषोदरादित्वात्। तदन्यथाकथनावलोकितकथाभङ्गकृतकधैर्यादिभिर्वर्णयेत्।

**૫૪) થાક વગેરે દ્વારા (જન્મે તે) નિદ્રા (કહેવાય છે) (તે) બગાસાં વગેરે લાવનારી છે. (૨૯)**

થાક, શ્રમ, મદ, આલસ્ય, ચિંતા, ખૂબ ખાવું કે સ્વભાવને લીધે મનનું સંમીલિત થવું તે નિદ્રા છે. તેને બગાસું, મોં ભારે થવું, ઝોકાં ખાવાં, આંખ ઘેરાવી, અંગડાઈ લેવી, ઉચ્છવાસ નિઃશ્વાસ, ગાત્રો ઠરી જવાં, આંખ મીંચાવી વગેરે દ્વારા વર્ણવવી જોઈએ.

જેમ કે,

નિદ્રાથી બીડાયેલાં નયનોવાળી કે તે મૃગાક્ષીના, મદથી મન્થર થયેલ, નહીં અર્થવાળા કે નહીં નિરર્થક, તે કેવાય મનોહર મધુર અક્ષરો હજી હૃદયમાં ધ્વનિત થાય છે. (૧૩૦) [સુભાષિતાવલીમાં-૩૨૮૦; કલશનું (પદ્ય)]

**૫૫) નિદ્રાનો ઉદ્ભવ તે સુપ્ત. તે સ્વપ્ન જોવું વગેરે કરનાર છે. (૩૦)**

"નિદ્રાનો ઉદ્ભવ" એ દ્વારા નિદ્રાની જ ગાઢ સ્થિતિ તે સુપ્ત એમ કહે છે. તેને સ્વપ્ન જોવું, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, સંમોહ, વગેરે દ્વારા વર્ણવવો જોઈએ, જેમ કે,

હે લક્ષ્મણ, જાનકીથી વિરહિત એવા મને આ વાદળો ખેદ આપે છે. આ કદંબ (વૃક્ષ) પરથી વાતા ક્રૂર પવનો જાણે કે મારાં મર્મસ્થાનોને દળી નાખે છે. આ રીતે, જેમણે પોતાના પૂર્વજન્મનું ચરિત કહ્યું છે તેવા, શંકા પામેલી રાધા વડે ઈર્ષ્યાપૂર્વક જોવાતા, સ્વપ્નદર્શન કરતા હરિ તમને સુખ આપો. (૧૩૧)

[સદુક્તિકર્ણામૃતમાં શુભાઙ્કનું (પદ્ય)]

**૫૬) ઈષ્ટનું અનુસ્મરણ વગેરેથી (જન્મતું) ઔત્સુક્ય ત્વરા વગેરે કરનાર છે. (૩૧)**

ઇષ્ટને પાછળથી યાદ કરવું, જોવું વગેરે દ્વારા વિલંબ સહી ન શકવો, તે છે ઔત્સુક્ય. તે ઉતાવળ, નિઃશ્વાસ, ઉચ્છ્વાસ, કૃશતા, મનની શૂન્યતા, દિશાઓમાં જોવું, સંતાપ વગેરે દ્વારા વર્ણવવું જોઈએ.

જેમ કે,

એકદમ જ (અજને) જોવા માટેના માર્ગ ઉપર જતી કોઈ (નાયિકા) વડે ગતિને કારણે મૂળમાંથી છૂટી ગયેલો કેશપાશ હાથથી ગ્રહણ કરાયો પણ (ફરી) ગૂંથવા (= અંબોડો વાળવા) વિચારાયો નહિ. (= અંબોડો ફરી બાંધ્યો નહિ) (૧૩૨) [રઘુ.-૭.૬, કુમારસંભવ-૭.૫૭]

**૫૭) લજ્જા વગેરે દ્વારા અવહિત્થ (જન્મે છે) (અને તે) જુદી રીતે કહેવું વગેરે કરનાર છે. (૩૨)**

લજ્જા, કુટિલતા, ભય, ગૌરવ વગેરે દ્વારા (જન્મતી) (અને) ભ્રૂવિકાર, મોં લાલ થવું વગેરેને ઢાંકનારી ચિત્તવૃત્તિને અવહિત્થ કે અવહિત્થા કહે છે. "જેનાથી ચિત્ત બહિઃસ્થ નથી" એમ પૃષોદરાદિ વર્ગ દ્વારા (સિદ્ધ થાય છે). તેને જુદી રીતે કહેવું, બીજી તરફ જોવું, બોલતાં અટકાવવું, બનાવટી ધીરજ વગેરે દ્વારા વર્ણવવું જોઈએ.

यथा—

एवंवादिनि देवर्षौ पार्श्वे पितुरधोमुखी ।
लीलाकमलपत्राणि गणयामास पार्वती ॥१३३॥

[कुमार० ६.८४]

५ **५८) चौर्यादेः स्वपरयोः शङ्का पार्श्वविलोकनादिकृत् ॥३२॥**

चौर्यपारदार्यादिर्विरुद्धाचरणादनिष्टोत्प्रेक्षा शङ्का । सा च कदाचित् स्वस्मिन् यदा समापराधयोरात्मपरयोः परो राज्ञा दण्डयते । कदाचित्परस्मिन्यदा विकाराकुलतया कृतदोषत्वेन परः संभाव्यते । सा च पार्श्वविलोकन-मुखौष्ठकण्ठशोषणगात्रप्रकम्पस्वरास्यवर्णभेदावगुण्ठनादिभिर्वर्ण्यते । स्वस्मिन् यथा—

दूराद्दवीयो धरणीधराभं यस्ताडकेयं तृणवद् व्यधूनोत् ।
१० हन्ता सुबाहोरपि ताडकारिः स राजपुत्रो हृदि बाधते माम् ॥१३४॥

[महावीरचरित २.१]

परस्मिन् यथा-समुद्रदत्तस्य नन्दयन्त्यामन्यानुरागशङ्का..., दुर्योधनस्य वा भानुमत्याम् । [वेणी. २]

**५९) रागादेश्चापलं वाक्पारुष्यादिकृत् ॥३४॥**

रागद्वेषमात्सर्यामर्षेर्ष्यादिभ्यश्चेतोनवस्थानं चापलम् । अविमृश्य कार्यकरणमिति यावत् । तच्च
१५ वाक्पारुष्यनिर्भर्त्सनप्रहारवधबन्धादिभिर्वर्णयेत् । यथा—

कश्चित्कराभ्यामुपगूढनालमालोलपत्राभिहतद्विरेफम् ।
रजोभिरन्तः परिवेशबन्धि लीलारविन्दं भ्रमयांचकार ॥१३५॥

[रघु० ६.१३]

**६०) श्रमादेरालस्यं निद्रादिकृत् ॥३५॥**

२० श्रमसौहित्यरोगगर्भस्वभावादिभ्यः पुरुषार्थेष्वनादर आलस्यम् । तच्च निद्रातन्द्रासर्वकर्मविद्वेषशयनासना-दिना वर्णयेत् । यथा—

चलति कथंचित्पृष्टा यच्छति वाचं कदाचिदालीनां ।
आसितुमेव हि मनुते गुरुगर्भभरालसा सुतनुः ॥१३६॥

[धनिकस्य, दशरूपकावलोके (प्र. ४. सू. २७)]

२५ **६१) प्रियागमनादेर्हर्षो रोमाञ्चादिकृत् ॥३६॥**

જેમ કે,

આ પ્રમાણે દેવર્ષિ (નારદ) કહેતા હતા ત્યારે પિતાની પાસે નીચા મુખે ઊભેલી પાર્વતી રમત માટેનાં કમળની પાંદડીઓ ગણવા લાગી. (૧૩૩) [કુમારસંભવ-૬.૮૪]

**૫૮) ચોરી વગેરેને લીધે પોતાના કે પારકા વિષે શંકા (જન્મે છે) તે આજુબાજુ જોવું વગેરે કરનારી છે. (૩૩)**

ચોરી, પરસ્ત્રીગમન વગેરે વિરુદ્ધ આચરણને લીધે અનિષ્ટની કલ્પના તે શંકા છે. તે ક્યારેક પોતાની બાબતમાં જેમ કે, જ્યારે પોતે અને અન્ય સરખા અપરાધી હોય અને રાજા અન્યને દંડ આપે છે ત્યારે (પોતાને વિષે થાય તે) તથા ક્યારેક બીજાની બાબતમાં જેમ કે, જ્યારે વિકારની આકુળતાથી દોષ કરવાથી પારકા વિષે (શંકા) થાય છે. તે આજુબાજુ જોવું, મોં, હોઠ ને કંઠ સુકાવા, અંગ ધ્રૂજવાં, સ્વર બદલાવો, મુખનો રંગ ઊડી જવો, મોં ઢાંકવું વગેરે દ્વારા વર્ણવાય છે.

પોતાને વિષે (શંકા) જેમ કે,

પર્વત જેવા ખૂબ દૂર રહેલા તાડકાના પુત્ર - (મારીચ)ને જેણે તૃણની માફક ગબડાવી નાખ્યો, અને જે સુબાહુના હણનાર છે તે તાડકાનો શત્રુ રાજપુત્ર મારા હૃદયને પીડે છે. (૧૩૪) [મહાવીરચરિત-૨.૧]

બીજાને વિષે (શંકા) જેમ કે, સમુદ્રદત્તની નંદયંતીને વિષે બીજા પ્રત્યેના પ્રેમવિષયક શંકા અથવા દુર્યોધનની ભાનુમતી વિષે. [વેણી.-અં. ૨]

**૫૯) રાગ વગેરેને લીધે (જન્મતી) ચપલતા કે ચાપલ વાણીની કઠોરતા વગેરે કરનાર છે. (૩૪)**

રાગ, દ્વેષ, માત્સર્ય, અમર્ષ, ઈર્ષ્યા વગેરેને કારણે ચિત્ત સ્થિર ન રહેવું, તે ચાપલ છે અર્થાત્ વિચાર્યા વગર કાર્ય કરવું તે. અને તેને કઠોર વાણી, નિંદા, તિરસ્કાર, પ્રહાર, વધ, બંધન વગેરે દ્વારા વર્ણવવું જોઈએ.

જેમ કે,

કોઈક રાજાએ બે હાથથી જેની દાંડી પકડી છે તેવા, જેનાં હાલતાં પાંદડાંથી ભમરાઓ અભિહત થયા છે તેવા, રજકણોથી જેની અંદર મંડલ (= પરિવેશ, ચક્રાકાર રચના) રચાયેલ છે તેવા લીલાકમલને ગોળ ગોળ ફેરવ્યું. (૧૩૫) [રઘુ.-૬.૧૩]

**૬૦) શ્રમ વગેરેને કારણે (થતું) આલસ્ય નિદ્રા વગેરે કરનાર છે. (૩૫)**

શ્રમ, સંતોષ, રોગ, ગર્ભાવસ્થા, તથા સ્વભાવથી પુરુષાર્થ કરવા પ્રત્યે અરુચિ તે આલસ્ય છે. તેને નિદ્રા, તન્દ્રા, બધાં કાર્યો પ્રત્યે અણગમો, સૂવું, બેસી રહેવું વગેરે દ્વારા વર્ણવવું જોઈએ. જેમ કે,

આગળ વધેલા ગર્ભથી અલસ બનેલી, સુંદર શરીરવાળી (નાયિકા), કહેવામાં આવે ત્યારે ગમે તેમ કરી ચાલે છે. સખીઓને પરાણે જવાબ આપે છે (અને બેસવાની જ ઇચ્છા કરે છે.) (૧૩૬)

[ધનિકનું (પદ્ય), દશરૂપકાવલોકમાં; (પ્રકાશ. ૪, સૂ. ૨૭]

**૬૧) પ્રિયના આગમન વગેરેથી (થતો) હર્ષ રોમાંચ વગેરે કરનાર છે. (૩૬)**

प्रियागमनबन्धुहर्षदेवगुरुराजभर्तृप्रसादभोजनाच्छादनधनलाभोपभोगमनोरथावाप्त्यादिभ्यश्चेतःप्रसादो हर्षः । तं च रोमाञ्चाश्रुस्वेदनयनवदनप्रसादप्रियभाषणादिभिर्वर्णयेत् । यथा–

आयाते दयिते मरुस्थलभुवामुत्प्रेक्ष्य दुर्लङ्घ्यतां
गेहिन्या परितोऽथ बाष्पसलिलामासज्य दृष्टिं मुखे ।
दत्त्वा पीलुशमीकरीरकवलान्स्वेनाञ्चलेनादरा-
दुन्मृष्टं करभस्य केसरसटाभाराग्रलग्नं रजः ॥१३७॥

[सुभाषितावल्यो. २०७५ अद्भुतपुण्यस्य]

## ६२) विद्यादेर्गर्वोऽसूयादिकृत् ॥३७॥

विद्याबलकुलैश्वर्यवयोरूपधनादिभ्यः परावज्ञा गर्वः । तमसूयामर्षपारुष्योपहासगुरुलङ्घनाधिक्षेपनेत्रगात्रविकृत्यनुत्तरदानशून्यावलोकनाभाषणैर्वर्णयेत् । यथा–

ब्राह्मणातिक्रमत्यागो भवतामेव भूतये ।
जामदग्न्यस्तथा मित्रमन्यथा दुर्मनायते ॥१३८॥

[महावीरचरित २.१०]

## ६३) चौर्यादेरौग्र्यं वधादिकृत् ॥३८॥

चौर्यद्रोहासत्प्रलापादिभ्यश्चण्डत्वमौग्र्यं तद्वधबन्धताडननिर्भर्त्सनादिभिर्वर्णयेत् । यथा–

उत्कृत्योत्कृत्य गर्भानपि शकलयतः क्षत्रसंतानरोषा-
दुद्दामस्यैकविंशत्यवधि विशसतः सर्वतो राजवंशान् ।
पित्र्यं तद्रक्तपूर्णह्रदसवनमहानन्दमन्दायमान-
क्रोधाग्नेः कुर्वतो मे न खलु न विदितः सर्वभूतैः स्वभावः ॥१३९॥

[महावीरचरित २.४८]

## ६४) शब्दादेः प्रबोधो जृम्भादिकृत् ॥३९॥

शब्दस्पर्शस्वप्नान्तस्वप्नजल्पननिद्राच्छेदाहारपरिणामादिभ्यो विनिद्रत्वं प्रबोधः । स जृम्भणाक्षिमर्दनभुजक्षेपाङ्गुलिस्फोटनशय्यात्यागग्रीवाङ्गवलनादिभिर्वर्ण्यते । यथा–

प्रत्यग्रोन्मेषजिह्मा क्षणमनभिमुखी रत्नदीपप्रभाणा-
मात्मव्यापारगुर्वी जनितजललवा जृम्भणैः साङ्गभङ्गः ।
नागाङ्कं मोक्तुमिच्छोः शयनमुरु फणाचक्रवालोपधानं
निद्राच्छेदाभिताम्रा चिरमवतु हरेर्दृष्टिराकेकरा वः ॥१४०॥

[मुद्राराक्षस ३.२१]

પ્રિયનું આગમન, ભાઈભાંડુનો હર્ષ, દેવ-ગુરુ-રાજા-માલિકની કૃપા, ભોજન-વસ્ત્ર,-ધનની પ્રાપ્તિ, ઉપભોગ, ઇચ્છા પૂરી થવી વગેરેથી થતી ચિત્તની પ્રસન્નતા તે હર્ષ છે. અને તે રોમાંચ, આંસુ, પરસેવો, મુખ તથા નેત્રની પ્રસન્નતા, પ્રિય બોલવું વગેરે વડે વર્ણવવો જોઈએ. જેમ કે,

પ્રિયતમ આવી ગયો ત્યારે મરુસ્થલની ભૂમિને મુશ્કેલીથી પાર કરાય તેવી કલ્પીને ગૃહિણી વડે સંતોષનાં આંસુવાળી નજર મુખ ઉપર સ્થિર કરીને પીલુ, શીમળા અને વાંસના કોળિયા આપીને ઊંટના બચ્ચાના માથાના વાળ ઉપર લાગેલ ધૂળ પોતાના પાલવથી પ્રેમપૂર્વક લૂછી. (૧૩૭)

[સુભાષિતાવલીમાં અદ્ભુતપુણ્યનું પદ્ય; ૨૦૭૫]

**૬૨) વિદ્યા વગેરે દ્વારા (થતો) ગર્વ અસૂયા વગેરે કરનાર છે. (૩૭)**

વિદ્યા, બળ, કુલ, ઐશ્વર્ય, ઉંમર, રૂપ, ધન વગેરેને લીધે બીજાનો તિરસ્કાર (કરવો તે) ગર્વ છે. તેને અસૂયા, અમર્ષ, પુરુષતા, ઉપહાસ, વડીલોનું માન ન જાળવવું, તિરસ્કાર, આંખ તથા અંગના વિકાર, જવાબ ન આપવો, શૂન્યમાં તાકી રહેવું કે (એકલા એકલા) બોલવું વગેરે દ્વારા વર્ણવવો જોઈએ. જેમ કે,

બ્રાહ્મણના અપમાનનો ત્યાગ આપના જ કલ્યાણ માટે છે. તેનાથી જમદગ્નિપુત્ર (પરશુરામ) મિત્ર બનશે, નહીં તો (તે) નારાજ થશે. (૧૩૮)

[મહાવીરચરિત - ૨.૧૦]

**૬૩) ચોરી વગેરેને લીધે (જન્મતી) ઉગ્રતા વધ વગેરે કરનારી છે. (૩૮)**

ચોરી, દ્રોહ, ખોટું બોલવું, વગેરેને લીધે ગુસ્સે થવું તે ઉગ્રતા છે. તેને વધ, બંધન, મારવું, તિરસ્કાર કરવો વગેરે દ્વારા વર્ણવવી જોઈએ. જેમ કે,

ક્ષત્રિયોના સંતાન તરફના રોષને કારણે ઊતરડી ઊતરડીને ગર્ભોના પણ ટુકડા કરતા, ઉદ્દંડ (એવા) બધા જ ક્ષત્રિયવંશીઓને એકવીસ વાર હણી નાખતા, તેમના (= ક્ષત્રિયોના) રક્તથી ભરાયેલ સરોવરમાં સ્નાન કરવાથી જે મહાન આનંદ થવાથી જેનો ક્રોધાગ્નિ મંદ પડ્યો છે (તથા) (તે રક્તથી) પિતૃકર્મ કરતા મારો સ્વભાવ બધાં પ્રાણીઓથી નથી ઓળખાયો તેમ નથી. (૧૩૯)                    [મહાવીરચરિત-૨.૪૮]

**૬૪) શબ્દ વગેરેને લીધે થતો પ્રબોધ જૂંભા - બગાસાં વગેરે કરનાર છે. (૩૯)**

શબ્દ, સ્પર્શ, સ્વપ્ન પૂરું થવું, સ્વપ્નમાં બબડવું, ઊંઘ ઊડી જવી, આહારને કારણે (= આહારથી આફરો ચડવો) વગેરેથી નિદ્રાનો અભાવ તે પ્રબોધ છે. તે બગાસું ખાવું, આંખ ચોળવી, હાથ વીંઝવા, આંગળા ફોડવાં (= ટચાકા બોલાવવા) પથારી છોડવી, ડોક તથા અંગો વાળવાં વગેરે દ્વારા વર્ણવાય છે. જેમ કે,

હમણાં જ (ઊંઘમાંથી) જાગેલી હોઈ સુસ્ત; રત્ન દીવડાની જ્યોતિને ક્ષણવાર પણ સામે જોઈ ન શકતી, પોતાના કાર્યમાં (= જોવામાં) ભારે જણાતી, અંગો તૂટવાની સાથે બગાસાંને લીધે જેમાં પાણી ઉભરાયાં છે તેવી, નિદ્રાભંગને લીધે સહેજ લાલ, નાગના ખોળારૂપી પથારી તથા ફેણના વ્યાપરૂપી ઓશિકાને છોડવાની ઇચ્છાવાળા હરિની સહેજ ત્રાંસી દૃષ્ટિ તમારું સદાય રક્ષણ કરે. (૧૪૦)                    [મુદ્રારાક્ષસ-૩.૨૧]

६५) व्याध्यादेर्ग्लानिर्वैवर्ण्यादिकृत् ।।४०।।

व्याधिमनस्तापनिधुवनोपवासक्षुत्पिपासाध्वलङ्घननिद्राच्छेदातिपानतपोजराकलाभ्यासादिभ्यो बलापचयो ग्लानिस्तां वैवर्ण्यक्षामनेत्रकपोलोक्तिश्लथाङ्गत्वप्रवेपनदीनसंचारानुत्साहादिभिर्वर्णयेत् । यथा–

किसलयमिव मुग्धं बन्धनाद्विप्रलूनं
हृदयकुसुमशोषी दारुणो दीर्घशोकः ।
ग्लपयति परिपाण्डु क्षाममस्याः शरीरं
शरदिज इव धर्मः केतकीगर्भपत्रम् ।।१४१।।

[उत्तरराम० ३.५]

६६) दौर्गत्यादेर्दैन्यममृजादिकृत् ।।४१।।

दौर्गत्यमनस्तापादिभ्योऽनौजस्यं दैन्यम् । तन्मृजात्यागगुर्वङ्गताशिरःप्रावरणादिभिर्वर्णयेत् । यथा-

अस्मान्साधु विचिन्त्य संयमधनानुच्चैः कुलं चात्मन-
स्त्वय्यस्याः कथमप्यबान्धवकृतां प्रेमप्रवृत्तिं च ताम् ।
सामान्यप्रतिपत्तिपूर्वकमियं दारेषु दृश्या त्वया
भाग्याधीनमतः परं न खलु तत् स्त्रीबन्धुभिर्याच्यते ।।१४२।।

[शाकुन्तल ४.१६]

६७) व्यायामादेः श्रमोऽङ्गभङ्गादिकृत् ।।४२।।

व्यायामाध्वगत्यादिभ्यो मनःशरीरखेदः श्रमः । सोऽङ्गभङ्गमर्दनमन्दक्रमास्यविकूणनादिभिर्वर्णयेत् । यथा-

अलसलुलितमुग्धान्यध्वसंतापखेदा-
दशिथिलपरिरम्भैर्दत्तसंवाहनानि ।
मृदुमृदितमृणालीदुर्बलान्यङ्गकानि
त्वमुरसि मम कृत्वा यत्र निद्रामवाप्ता ।।१४३।।

[उत्तरराम० १.२४]

६८) इष्टवियोगादेरुन्मादोऽनिमित्तस्मितादिकृत् ।।४३।।

इष्टवियोगधननाशाभिघातवातसन्निपातग्रहादिभ्यश्चित्तविप्लव उन्मादः । तमनिमित्तस्मितरुदितोत्क्रुष्टनृत्तगीतप्रधावितोपवेशनोत्थानासंबद्धप्रलापभस्मपांशूद्धूलननिर्माल्यचीरघटवक्त्रशरावाभरणादिभिर्वर्णयेत् ।

**૬૫) વ્યાધિ વગેરેને લીધે થતી ગ્લાનિ, રંગ ઊડી જવો વગેરે કરનારી છે. (૪૦)**

વ્યાધિ, મનનો સંતાપ, રતિક્રીડા, ઉપવાસ, ભૂખતરસ, રસ્તો કાપવો, ઊંઘ ઊડી જવી, અતિશય પાન કરવું, તપ, વૃદ્ધત્વ, કલા, અભ્યાસ વગેરેને લીધે શક્તિનો નાશ (થાય) તે ગ્લાનિ છે. તેને રંગ ઊડી જવો, આંખ ઊંડી ઊતરવી, ગાલ ફિક્કા પડવા (અથવા ગાલ સુકાવા, તેમાં ખાડા પડવા), (ગ્લાનિપૂર્વક) બોલવું, અંગો ઢીલાં પડવાં, ધ્રૂજવું, અશક્તની માફક સંચરણ કરવું, ઉત્સાહનો અભાવ વગેરે વડે વર્ણવવી જોઈએ. જેમ કે,

કૂંપળ જેવા કોમળ, મૂળમાંથી ઢીલા પડેલા, કેવડાના અંદરના પાંદડાને જેમ શરદઋતુનો તાપ (ગળી જાય તેમ) હૃદય પુષ્પને શોષી નાખતો દારુણ દીર્ઘ શોક એના ફિક્કા ક્ષીણ શરીરને ગળી જાય છે. (૧૪૧)

[ઉત્તરરામચરિત-૩.૫]

**૬૬) દુર્ગતિ વગેરેને કારણે આવતી દીનતા તે દૈન્ય. ''મૃજા'' એટલે કે શુદ્ધિ ને પવિત્રતાનો ત્યાગ વગેરે કરનાર છે. (૪૧)**

દુર્ગતિ, મનનો સંતાપ વગેરેને લીધે શુદ્ધિનો અભાવ તે દીનતા છે, તેને સ્નાનાદિનો ત્યાગ, અંગો ભારે થવાં, માથું ઢાંકવું વગેરે દ્વારા વર્ણવવી. જેમ કે,

સંયમરૂપી ધનવાળા અમને અને પોતાના ઉચ્ચ કુળને (અને વળી)આની તારે વિષેની બાંધવોએ (સંબંધીજનોએ) ન રચેલી તે પ્રેમવૃત્તિને બરાબર વિચારીને તારે એને પત્નીઓની વચ્ચે સામાન્ય સન્માનપૂર્વક જોવી. એથી વિશેષ ભાગ્ય ઉપર આધારિત છે. તે વધૂના સગાંઓએ કહેવાનું હોતું નથી. (૧૪૨)

[શાકુન્તલ-૪.૧૬]

**૬૭) વ્યાયામ વગેરે વડે થતો શ્રમ (તે) અંગભંગ વગેરે કરે છે. (૪૨)**

વ્યાયામ, રસ્તે જવું (= ચાલવું) વગેરે કારણે મન અને શરીરને લગતો થાક તે શ્રમ છે. તેને અંગો ભાંગવાં, અંગ દબાવવાં, ધીમેથી ચાલવું, મોં બગાડવું વગેરે દ્વારા વર્ણવવો જોઈએ. જેમ કે,

માર્ગના સંતાપના ખેદથી આળસને કારણે શિથિલ અને કોમળ, ગાઢ આશ્લેષોથી જેનું સંવાહન કરાયું છે તેવાં કોમળ, કચડાયેલ, મૃણાલ જેવાં દુર્બળ અંગોને મારી છાતી પર રાખી જ્યાં તું નિદ્રા પામી હતી. (૧૪૩)

[ઉત્તરરામચરિત-૧.૨૪]

**૬૮) ઈષ્ટના વિયોગ વગેરે કારણે થતો ઉન્માદ કારણ વગર સ્મિત વગેરે કરનારો છે. (૪૩)**

ઈષ્ટનો વિયોગ, ધનનો નાશ, પ્રહાર, સનેપાત, ગ્રહ વગેરેને કારણે થતી ચિત્તની અસ્થિરતા તે ઉન્માદ છે. તેને કારણ વગર હસવું, રડવું, જોરથી નાચવું, ગાવું, દોડવું, બેસવું, ઊઠવું, અસંબદ્ધ પ્રલાપ કરવો, ભભૂત ચોળવી, ફાટેલાં વસ્ત્ર, (ફૂટેલો) ઘડો, (તૂટેલું) ખપ્પર, (નાટ્યશાસ્ત્ર ભા. ૧, પૃ. ૩૭૨ , G.O.S. ૧૯૫૬, પ્રમાણે પાઠ છે.) (ફૂટેલું) વાસણ, (તૂટેલાં), ઘરેણાં વગેરે દ્વારા વર્ણવવો જોઈએ.

यथा- हंस प्रयच्छ मे कान्तां गतिस्तस्यास्त्वया हृता ।
संभावितैकदेशेन देयं यदभियुज्यते ॥१४४॥

[विक्रमार्वशीय. ४.१७]

**६९) प्रहारादेर्मोहो भ्रमणादिकृत् ॥४४॥**

५ प्रहारमत्सरभयदैवोपघातपूर्ववैरस्मरणत्रासनादिभ्यश्चित्तस्य मूढत्वं मोहः । मोहस्य प्रागवस्थापि मोहशब्देनोच्यते । तं भ्रमणदेहघूर्णनपतनसर्वेन्द्रियप्रमोहवैचित्र्यादिभिर्वर्णयेत् । यथा–

तीव्राभिषङ्गप्रभवेण वृत्तिं मोहेन संस्तम्भयतेन्द्रियाणाम् ।
अज्ञातभर्तृव्यसना मुहूर्त्तं कृतोपकारेव रतिर्बभूव ॥१४५॥

[कुमार० ४.७३]

१० सुखजन्मापि मोहो भवति । यथा–

कान्ते तल्पमुपागते विगलिता नीवी स्वयं बन्धनात्
तद्वासः श्लथमेखलागुणधृतं किंचिन्नितम्बे स्थितम् ।
एतावत्सखि वेद्मि सांप्रतमहं तस्याङ्गसङ्गे पुनः
कोऽसौ कास्मि रतं तु किं कथमिति स्वल्पापि मे न स्मृतिः ॥१४६॥

१५ [अमरु० १०१]

**७०) दारिद्र्यादेश्चिन्ता संतापादिकृत् ॥४५॥**

दारिद्र्येष्टद्रव्यापहारैश्वर्यभ्रंशादिभ्यो ध्यानं चिन्ता । सा च स्मृतेरन्या । ग्रसनाददनवत्, खेलनाद्गमनवच्च । तां संतापशून्यचित्तत्वकार्श्यश्वासाधोमुखचिन्तनादिभिर्वर्णयेत् । सा च वितर्कात्ततो वा वितर्क इति वितर्कात्पृथग्भवति चिन्ता । यथा–

२० पश्यामि तामित इतश्च पुरश्च पश्चा-
दन्तर्बहिः परित एव विवर्तमानाम् ।
उद्बुद्धमुग्धकनकाब्जनिभं वहन्ती-
मासज्य तिर्यगपवर्तितदृष्टिवक्त्रम् ॥१४७॥

[मालतीमाधव १.४०]

२५ **७१) आक्षेपादेरमर्षः स्वेदादिकृत् ॥४६॥**

विद्यैश्वर्यबलाधिककृतेभ्य आक्षेपावमानादिभ्यः प्रतिचिकीर्षारूपोऽमर्षः । स च स्वेदध्यानोपायान्वेषणशिरःकम्पाधोमुखविचिन्तनादिभिर्वर्णयेत् ।

જેમ કે,

હે હંસ, મારી પ્રિયતમા આપી દે. તેની ગતિ (ચાલ) તેં ચોરી લીધી છે. જેની પાસે (ચોરીનો) એક ભાગ પકડાયો છે તેવાએ જે બાકી હોય તે આપી દેવું જોઈએ. (૧૪૪)　　　[વિક્રમોવર્શીય-૪.૧૭]

**૬૯) પ્રહાર વગેરેને કારણે થતો મોહ ભ્રમણ વગેરે કરનાર છે. (૪૪)**

પ્રહાર, મત્સર, ભય, દૈવનો ફટકો, પહેલાંના વેરનું સ્મરણ, ત્રાસ વગેરે દ્વારા ચિત્તની મૂઢતાને મોહ કહે છે. મોહની પહેલાંની સ્થિતિ પણ મોહ જ કહેવાય છે. તેને ચક્કર આવવાં, લથડિયાં ખાવાં, પડી જવું, બધી ઇન્દ્રિયોનો મોહ, વૈચિત્ર્ય વગેરે દ્વારા વર્ણવો જોઈએ. જેમ કે,

અત્યંત દુઃસહ અભિભવમાંથી જન્મતા ઇન્દ્રિયોની વૃત્તિને સ્થગિત કરતા મોહથી, જેને પતિના અવસાનનો બોધ નથી થયો તેવી રતિ ક્ષણભર જેના ઉપર ઉપકાર થયો છે તેવી બની. (૧૪૫)

[કુમારસંભવ-૪.૭૩]

સુખથી જન્મેલ મોહ પણ હોય છે. જેમ કે,

શય્યામાં પ્રિય આવતાં, બંધનમાંથી નાડું જાતે જ અલગ થઈ ગયું. તે વસ્ત્ર (= અધોવસ્ત્ર, જેનું નાડું ઢીલું પડ્યું છે, તે) ઢીલા પડેલા કંદોરાના દોરાથી પકડાયેલું થોડુંક નિતંબ ઉપર (લટકી) રહ્યું. હે સખી, અત્યારે હું આટલું જ જાણું છું. પછી તેનાં અંગનો સંગ થતાં, તે કોણ ? હું કોણ ? રતિક્રીડા કેવી થઈ ? કઈ રીતે થઈ ? એ અંગે મને સહેજ પણ સ્મરણ નથી. (૧૪૬)　　　[અમરુશતક-૧૦૧]

**૭૦) દારિદ્ર્ય વગેરેને લીધે થતી ચિંતા સંતાપ વગેરે કરનારી છે. (૪૫)**

ગરીબાઈ, ઇચ્છિત દ્રવ્ય ચાલ્યું જવું, ઐશ્વર્યનો નાશ, વગેરે દ્વારા કરાતું ચિંતન કે ધ્યાન તે ચિંતા છે. તે સ્મૃતિથી અલગ છે, જેમ કોળિયાથી અન્ન અથવા રમતથી ગમન જુદાં છે તેમ. તેને સંતાપ, ચિત્તશૂન્યતા, કૃશતા, શ્વાસ, નીચું મુખ, ચિંતન વગેરે દ્વારા વર્ણવવી જોઈએ. તે (= ચિંતા) વિતર્કમાંથી (જન્મે છે). અથવા તેમાંથી વિતર્ક (જન્મે છે) તેથી વિતર્કથી ચિંતા અલગ છે. જેમ કે,

વિકસિત, સુંદર સુવર્ણકમળ જેવા તથા (મારે વિષે) લાગેલ હોવાથી સહેજ ફેરવેલી દૃષ્ટિવાળા મુખને ધારણ કરતી એને આ બાજુ, સામે, અંદર, બહાર, ચારે બાજુ રહેલી હું જોઉં છું. (૧૪૭)

[માલતીમાધવ-૧.૪૦]

**૭૧) આક્ષેપ વગેરેને કારણે થતો અમર્ષ સ્વેદ વગેરે કરનાર છે. (૪૬)**

વિદ્યા, ઐશ્વર્ય અને બળની અધિકતાથી કરાયેલા આક્ષેપ કે અપમાન વગેરેથી (થતો) બદલાનો ભાવ તે અમર્ષ છે, અને તે સ્વેદ, ધ્યાન, ઉપાયની શોધ, માથું ધુણાવવું, નીચા મુખે વિચારવું વગેરે દ્વારા વર્ણવાય છે.

यथा—

लाक्षागृहानलविषान्नसभाप्रवेशैः
प्राणेषु वित्तनिचयेषु च नः प्रहृत्य ।
आकृष्टपाण्डववधूपरिधानकेशाः
५ स्वस्था भवन्ति मयि जीवति धार्तराष्ट्राः ॥१४८॥

[वेणी. १.८]

## ७२) निर्घातादेस्त्रासोऽङ्गसंक्षेपादिकृत् ॥४७॥

निर्घातगर्जितभूपर्वतकम्पशिलोल्काशनिविद्युत्पातरक्षःस्थूलपशूत्क्रुष्टादिभ्यश्चेतश्चमत्कृतिरूपस्त्रासो भयात्पूर्वापरविचारवतो भिन्न एव। सोऽङ्गसंक्षेपस्तम्भरोमोद्गमगद्गदप्रलयोत्कम्पनिःस्पन्दवीक्षितैर्वर्ण्यः। यथा-

१० परिस्फुरन्मीनविघट्टितोरवः सुराङ्गनास्त्रासविलोलदृष्टयः ।
उपाययुः कम्पितपाणिपल्लवाः सखीजनस्यापि विलोकनीयताम् ॥१४९॥

[किरात. ८.४५]

## ७३) ग्रहादेरपस्मारः कम्पादिकृत् ॥४८॥

ग्रहभूतदेवयक्षपिशाचब्रह्मराक्षसशून्यारण्यश्मशानसेवनोच्छिष्टगमनधातुवैषम्यादेरावेशरूपोऽपस्मारः । तं
१५ कम्पितस्फुरितस्विन्नधावितश्वसितभूमिपतनारावमुखफेनादिभिर्वर्णयेत् । अयं च प्राय आभासेष्वेव शोभते ।
यथा— आश्लिष्टभूमिं रसितारमुच्चैर्लोलद्भुजाकारबृहत्तरङ्गम् ।
फेनायमानं पतिमापगानामसावपस्मारिणमाशशङ्के ॥१५०॥

[शिशुपाल. ३.७२]

## ७४) रोगादेर्निर्वेदो रुदितादिकृत् ॥४९॥

२० रोगाधिक्षेपताडनदारिद्र्येष्टवियोगावमानतत्त्वज्ञानादिभ्यः स्वावमाननारूपो निर्वेदः । स रुदितश्वसितानुपादेयतादिभिर्वर्ण्यते । यथा—

किं करोमि क्व गच्छामि कमुपैमि दुरात्मना ।
दुर्भरेणोदरेणाहं प्राणैरपि विडम्बितः ॥१५१॥

[ ]

## २५ ७५) उत्पातादिभ्य आवेगो विस्मयादिकृत् ॥५०॥

उत्पातवातवर्षाग्निगजप्रियाप्रियश्रवणव्यसनादिभ्यः संभ्रम आवेगः । तं विस्मयावगुण्ठनच्छन्नश्रयणधूमान्ध्यत्वरितापसर्पणपुलकविलापसंनहनादिभिर्यथासंख्य वर्णयेत् ।

જેમ કે,

લાક્ષાગૃહમાં આગ, ઝેરનું ભોજન, સભામાં પ્રવેશ વડે આપણા પ્રાણ તથા ધનભંડોળ ઉપર પ્રહાર કરીને તથા દ્રૌપદીનાં વસ્ત્ર અને કેશ ખેંચીને, મારા જીવતાં છતાં ધૃતરાષ્ટ્રના પુત્રો સ્વસ્થ રહે છે. (૧૪૮)

[વેણીસંહાર - ૧.૮]

**૭૨) નિર્ઘાત વગેરે દ્વારા થતો ત્રાસ; અંગ સંકોચવાં વગેરે કરનાર છે. (૪૭)**

નિર્ઘાત, ગર્જના, ભૂકંપ, પર્વત ડોલવા, પથ્થર પડવા, ઉલ્કાપાત, વજ્રપાત, વીજળી પડવી, રાક્ષસો, પશુઓ વધારે બળવાન વગેરે દ્વારા ચિત્તના ચમકવા રૂપી ત્રાસ; (તે) આગળ-પાછળનું વિચારનારને (થતા ભાવ =) ભય કરતાં ભિન્ન જ છે. તે (= ત્રાસ) અંગ સંકોચવાં, ખોડાઈ જવું - જડ થઈ જવું, રોમાંચ થવા, ગદ્ગદ (વચન), પ્રલય, ધ્રુજારી, અનિમેષનયને જોવું વગેરે દ્વારા વર્ણવવો જોઈએ. જેમ કે,

સાથળ ઉપર ચંચળ માછલીના પ્રહારથી (એટલે કે અથડાવાથી) વ્યાકુળ બનીને આમતેમ ફેરવતી દૃષ્ટિવાળી, જેમના હાથરૂપી કૂંપળો ધ્રૂજતી હતી તેવી દેવાંગનાઓ (= અપ્સરાઓ) સખીઓને માટે જોવાલાયક (= જોણું) બની. (૧૪૯) (કિરાત. ૮.૪૫)

**૭૩) ગ્રહ વગેરેને કારણે થતો અપસ્માર, ધ્રુજારી વગેરે કરનાર છે. (૪૮)**

ગ્રહ, ભૂત, દેવ, યક્ષ, પિશાચ, બ્રહ્મરાક્ષસ, નિર્જન અરણ્ય, સ્મશાનનું સેવન, ઉચ્છિષ્ટનું સેવન, ધાતુનું વૈષમ્ય વગેરે દ્વારા થતો આવેશરૂપ અપસ્માર છે. તેને ધ્રૂજવું, સ્ફુરણ થવું, પરસેવો વળવો, હાંફ ચઢવી, જમીન ઉપર પડવું, ભાગવું, મોંમાંથી ફીણ નીકળવાં વગેરે દ્વારા વર્ણવવો જોઈએ, અને આ મોટેભાગે આભાસમાં જ શોભે છે.

પૃથ્વીને અડીને રહેલા, મોટો અવાજ કરતા, ચંચળ હાથ જેવા મોટા મોજાંઓવાળા, ફીણયુક્ત આ નદીના પતિને (= સમુદ્રને) (જોઈને) આને વાઈના રોગીની આશંકા થઈ. (૧૫૦) [શિશુપાલવધ-૩.૭૨]

**૭૪) રોગ વગેરેને લીધે થતો નિર્વેદ રુદન વગેરે કરનાર છે. (૪૯)**

રોગ, તિરસ્કાર, મારવું, ગરીબાઈ, ઇષ્ટનો વિયોગ, અપમાન, તત્ત્વજ્ઞાન વગેરે દ્વારા આવતો નિર્વેદ પોતાના તિરસ્કારરૂપ છે. તે રુદન, શ્વાસ, અગ્રાહ્યતા વગેરે દ્વારા વર્ણવાય છે.

હું શું કરું ? ક્યાં જાઉં ? કોની પાસે જાઉં ? મુશ્કેલીથી ભરી શકાય તેવા (આ) ધૃષ્ટ ઉદરને લીધે પ્રાણોથી પણ છેતરાયો છું. (૧૫૧)

**૭૫) ઉત્પાત વગેરે દ્વારા થતો આવેગ વિસ્મય વગેરે કરનાર છે. (૫૦)**

ઉત્પાત, પવન, વર્ષા, અગ્નિ, હાથી, પ્રિય ને અપ્રિય વિગતોનું શ્રવણ, દુઃખ વગેરેને કારણે થતો સંભ્રમ તે આવેગ છે. તે વિસ્મય, મોં ઢાંકવું, ગુપ્ત (સ્થાનમાં) આશ્રય, ધુમાડાથી થતી અંધતા, ઉતાવળથી જતા રહેવું, રોમાંચ, વિલાપ, (સંનહન =) તૈયારી કરવી (અથવા કેડે કમરપટ્ટો બાંધી તૈયાર થવું), વગેરે વડે અનુક્રમે જણાવાય છે.

तत्रोत्पातादावेगो यथा–

किं किं सिंहस्ततः किं नरसदृशवपुर्देव चित्रं गृहीतो
नैवेदृक्कोऽपि जीवोऽद्भुतमुपनिपतन्पश्य संप्राप्त एव ।
शस्त्रं शस्त्रं न शस्त्री त्वरितमहह हा कर्कशत्वं नखानाम्
५ इत्थं दैत्याधिनाथो निजनखकुलिशैर्येन भिन्नः स पायात् ॥१५२॥

[कवीन्द्रवचन० ४०]

एवं वातावेगादिषूदाहार्यम् ।

**७६) संदेहादेर्वितर्कः शिरःकम्पाग्निकृत् ॥५१॥**

संदेहविमर्शविप्रतिपत्त्यादिभ्यः संभावनाप्रत्ययो वितर्कः । स शिरःकम्पभ्रूक्षेपसंप्रधारणकार्यकला-
१० पमुहुर्ग्रहणमोक्षणादिभिर्वर्ण्यः । यथा–

अनङ्गः पञ्चभिः पौष्पैर्विश्वं व्यजयतेषुभिः ।
इत्यसंभाव्यमथ वा विचित्रा वस्तुशक्तयः ॥१५३॥

[ ]

**७७) परोत्कर्षादेरसूयावज्ञादिकृत् ॥५२॥**

१५ परस्य सौभाग्यैश्वर्यविद्यादिभिरुत्कर्षादादिशब्दादपराधमुहुर्द्वेषादिभ्यश्चाक्षमरूपासूया । तामवज्ञाभ्रुकुटि-
क्रोधसेर्ष्योक्त्यालोकितदोषोपवर्णनादिभिर्वर्णयेत् । यथा-

वृद्धास्ते न विचारणीयचरितास्तिष्ठन्तु हुं वर्तते
सुन्दस्त्रीदमनेऽप्यखण्डयशसो लोके महान्तो हि ते ।
यानि त्रीणि कुतोमुखान्यपि पदान्यासन् खरायोधने
२० यद्वा कौशलमिन्द्रसूनुनिधने तत्राप्यभिज्ञो जनः ॥१५४॥

[उत्तरराम० ५.३५]

**७८) व्याध्यभिघाताभ्यां मृतिर्हिक्काकार्श्यादिकृत् ॥५३॥**

व्याधिर्जरादिः प्रतीतः, सर्पविषशस्त्रगजादिसंभवोऽभिघातस्ताभ्यां मृतेः प्रागवस्था मृतिः । साक्षा-
न्मृतावनुभावाभावात् । तत्र व्याधिजां मृतिं हिक्काश्वासाङ्गभङ्गाक्षिमीलनाद्यैः, अभिघातजां तु कार्श्यवेपथु-
२५ दाहहिक्काफेनाङ्गभङ्गजडतामरणादिभिर्वर्णयेत् । यथा–

स गतः क्षितिमुष्णशोणितार्द्रां खुरदंष्ट्राग्रनिपातदारिताश्मा ।
असुभिः क्षणमीक्षितेन्द्रसूनुर्विहितामर्षगुरुध्वनिर्निरासे ॥१५५॥

[किरात० १३.३१]

તેમાં ઉત્પાતથી થતો આવેગ – જેમ કે,

શું શું સિંહ છે ? તે પછી મનુષ્ય જેવું શરીર કેમ છે ? હે દેવ ! એ આશ્ચર્ય છે કે (હું) પકડાયો. આવો કોઈપણ જીવ અદ્‌ભુત (વિગત) પાસે લાવતો (જોયો) નથી. જો જો ! આવી જ પહોંચ્યો. શસ્ત્ર ? શસ્ત્ર ? (ક્યાં છે ?) શસ્ત્રવાળો (પણ) નથી. ઝડપ કરી ! ઓહ ! અરે નખોની (કેવી) કર્કશતા ! આ રીતે, દૈત્યરાજ (હિરણ્યકશિપુ) પોતાના નખવજ્રથી જેના વડે ભેદાયો (– ચિરાયો), તે (નૃસિંહ) (સૌનું) રક્ષણ કરો ! (૧૫૨) [કવીન્દ્રવચન – ૪૦]

એ જ રીતે, વાયુ વગેરેથી થતા આવેગ ઉદાહૃત કરવા જોઈએ.

**૭૬) સંદેહ વગેરે દ્વારા થતો વિતર્ક શિર-કંપ વગેરે કરનાર છે. (૫૧)**

સંદેહ, વિમર્શ, બોધ વગેરે દ્વારા સંભાવનાનું જ્ઞાન તે વિતર્ક છે. તેને માથું ધુણાવવું, ભ્રૂકુટિ ખેંચવી, નિર્ણય કરવો, કાર્યોનો સમૂહ, વારંવાર (કોઈ વસ્તુ) પકડવી કે છોડી દેવી વગેરે વડે વર્ણવવો જોઈએ. જેમ કે,

કામદેવે પાંચ પુષ્પનાં બાણોથી વિશ્વને જીત્યું તે અસંભવિત છે. અથવા, વસ્તુની શક્તિઓ અદ્‌ભુત હોય છે. (૧૫૩) [ ]

**૭૭) બીજાના ઉત્કર્ષ વગેરે દ્વારા થતી અસૂયા અવજ્ઞા વગેરે કરનારી છે. (૫૨)**

બીજાના સૌભાગ્ય, ઐશ્વર્ય, વિદ્યા વગેરેને લીધે થતા ઉત્કર્ષ વગેરેથી (અને) ''આદિ'' પદ દ્વારા (સૂચવાતા) અપરાધ, વારંવાર દ્વેષ વગેરે વડે, સહન ન કરવારૂપી અસૂયા થાય છે. તેને અવગણના, ભ્રૂકુટિ, ક્રોધ, ઈર્ષ્યાયુક્ત વચન કે જોવું, દોષોનું વર્ણન વગેરે દ્વારા વર્ણવવી જોઈએ. જેમ કે,

તે વડીલો છે. તેમનું વર્તન વિચારણીય નથી. રહેવા દો. કંઈ રહે છે બાકી ? સુન્દની સ્ત્રીને હણવા છતાં લોકમાં જેમની કીર્તિને આંચ નથી આવી કેમ ? તેઓ મહાન છે (અને) ખર સાથેના યુદ્ધમાં પેલાં અલબત્ત – પીઠ બતાવ્યા સિવાયનાં – ત્રણ પગલાં હતાં (તે) અથવા ઈન્દ્ર પુત્ર (વાલી)ને હણવામાં જે હુંશિયારી હતી તેને વિષે પણ લોકો જાણકાર છે. (૧૫૪) [ઉત્તરરામચરિત-૫.૩૫]

**૭૮) વ્યાધિ અને પ્રહાર વડે થતી (મૃતિ =) મૃત્યુ પહેલાંની અવસ્થા, - હેડકી, કૃશતા વગેરે કરનાર છે. (૫૩)**

વ્યાધિ એટલે વૃદ્ધત્વ વગેરે. અને અભિઘાત એટલે સમયનું ઝેર, શસ્ત્ર, હાથી વગેરેથી (સંભવે છે તે) તે બંને દ્વારા થતી મૃત્યુ પહેલાંની અવસ્થાને મૃતિ કહે છે, કેમ કે, સાક્ષાત્ મૃત્યુમાં અનુભાવ હોઈ શકે નહીં. તે પૈકી વ્યાધિથી થતી મૃતિ હેડકી, શ્વાસ (ચડવો), અંગો તૂટવાં, આંખ મીંચાવી વગેરે દ્વારા તથા અભિઘાતથી થતી મૃતિને કૃશતા, ધ્રુજારી, બળતરા, હેડકી, ફીણ, અંગો તૂટવાં, જડતા, મરણ વગેરે દ્વારા વર્ણવવી જોઈએ. જેમ કે,

(જેણે પોતાની) ખરી અને તીક્ષ્ણ દાંતના અગ્રભાગના પ્રહારથી પથ્થર તોડી નાખ્યો તે (વરાહ) (પોતાના) ગરમ લોહીથી ભીંજાયેલી ભૂમિ પર પડ્યો. (તેણે) ક્ષણવાર ઈન્દ્રપુત્ર (= અર્જુન)ને જોયો (પછી) ક્રુદ્ધ થઈને મોટી ચિચિયારી કરતો (તે) પ્રાણથી વિમુક્ત થયો. (૧૫૫) [કિરાતાર્જુનીય-૧૩.૩૧]

शृङ्गारे तु मरणाध्यवसायो मरणादूर्ध्वं झटिति पुनर्योगो वा निबध्यते । अन्यत्र तु स्वेच्छा । यथा–

संप्राप्तेऽवधिवासरे क्षणममुं तद्वर्त्मवातायनं
वारंवारमुपेत्य निष्क्रियतया निश्चित्य किंचिच्चिरम् ।
संप्रत्येव निवेद्य केलिकुररीः सास्रं सखीभ्यः शिशो-
र्माधव्याः सहकारकेण करुणः पाणिग्रहो निर्मितः ॥१५६॥

[ ]

तथा–

तीर्थे तोयव्यतिकरभवे जह्नुकन्यासरय्वो-
र्देहत्यागादमरगणनालेख्यमासाद्य सद्यः ।
पूर्वाकाराधिकतररुचा संगतः कान्तयासौ
लीलागारेष्वरमत पुनर्नन्दनाभ्यन्तरेषु ॥१५७॥

[रघु० ८.९५]

अथ सात्त्विकानाह–

**७९) स्तम्भस्वेदरोमाञ्चस्वरभेदकम्पवैवर्ण्याश्रुप्रलया अष्टौ सात्त्विकाः ॥५४॥**

सीदत्यस्मिन्मन इति व्युत्पत्तेः सत्त्वगुणोत्कर्षात्साधुत्वाच्च प्राणात्मकं वस्तु सत्त्वम्, तत्र भवाः सात्त्विकाः । भावा इति वर्तते । ते च प्राणभूमिप्रसृतरत्यादिसंवेदनवृत्तयो बाह्यजडरूपभौतिक-नेत्रजलादिविलक्षणा विभावेन रत्यादिगतेनैवातिचर्वणागोचरेणाहता अनुभावैश्च गम्यमाना भावा भवन्ति । तथा हि पृथ्वीभागप्रधाने प्राणे संक्रान्तश्चित्तवृत्तिगणः स्तम्भो विष्टब्धचेतनत्वम् । जलभागप्रधाने तु बाष्पः । तेजसस्तु प्राणनैकट्याच्चादुभयथा तीव्रातीव्रत्वेन प्राणानुग्रह इति द्विधा स्वेदो वैवर्ण्यं च । तद्धेतुत्वाच्च तथा व्यवहारः । आकाशानुग्रहे गतचेतनत्वं प्रलयः । वायुस्वातन्त्र्ये तु तस्य मन्दमध्योत्कृष्टावेशात्त्रेधा रोमाञ्चवेपथुस्वरभेदभावेन स्थितिरिति भरतविदः ।

बाह्यास्तु स्तम्भादयः शरीरधर्मा अनुभावाः । ते चान्तरालिकान्सात्त्विकान्भावान्गमयन्तः परमार्थतो रतिनिर्वेदादिगमका इति स्थितम् । एवं च नवस्थायिनस्त्रयस्त्रिंशद्व्यभिचारिणोऽष्टौ सात्त्विका इति पञ्चाशद्भावाः ।

रसभावानभिधाय तदाभासानाह-

**८०) निरिन्द्रियेषु तिर्यगादिषु चारोपाद्रसभावाभासौ ॥५५॥**

શૃંગારમાં તો મરણનો નિશ્ચય અથવા મરણની તરત પહેલાં મિલન નિરૂપાય છે. બીજે સ્થળે તો ઇચ્છા પ્રમાણે (નિરૂપણ થાય છે) જેમ કે,

નિશ્ચિત દિવસ પ્રાપ્ત થયો ત્યારે (પ્રણયી ન આવી પહોંચ્યો એટલે) તેના માર્ગ ઉપરની બારીમાં ક્ષણભર દૃષ્ટિ નાખીને (વારંવાર બારી પાસે) જઈને, નિષ્ક્રિય બનીને કંઈક નિશ્ચય કરીને કુરરી ( = પક્ષી વિશેષ)ને આંસુ સાથે સખીઓને સોંપીને કરુણ (ભાવ સાથે) માધવી અને આમ્રવૃક્ષનો સંગમ કરાવી આપ્યો. (૧૫૬) [ ]

તથા,

ગંગા અને સરયુનાં જળનાં સંગમથી થતા તીર્થમાં દેહત્યાગ કરીને દેવતાઓમાં ગણના પ્રાપ્ત કરીને એકદમ જ, પોતાની પ્રિયતમા સાથે પહેલાંના કરતાં વધારે કાન્તિવાળા દેહથી જોડાયેલા તેણે નંદનવનની અંદર (આવેલાં) લીલાગૃહોમાં ક્રીડા કરી. (૧૫૭) [રઘુવંશ-૮.૯૫]

હવે સાત્ત્વિક (ભાવો) (નિરૂપતાં) કહે છે -

**૭૯) સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભેદ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ ને પ્રલય એ આઠ સાત્ત્વિક ભાવો છે. (૫૪)**

''આમાં મન સ્થિત થાય છે'', એ વ્યુત્પત્તિ દ્વારા સત્ત્વગુણનો ઉત્કર્ષ થતો હોવાથી ને સાધુત્વને કારણે પ્રાણાત્મક વસ્તુ સત્ત્વ કહેવાય છે. તેમાં બનેલા તે સાત્ત્વિક (કહેવાય છે) ''ભાવો'' એ (૫૬) (આગળથી) આવે છે. તે (સાત્ત્વિકભાવો) પ્રાણભૂમિ પર ફેલાયેલા રતિ વગેરેમાં સંવેદનની વૃત્તિઓવાળા છે. બાહ્ય જડરૂપ ભૌતિક આંસુ વગેરેથી જુદા છે. રત્યાદિના અનુસંધાનમાં ચર્વણાતિશય પામેલા વિભાવ વડે આણેલા અને અનુભાવો વડે સૂચિત થતા ભાવો છે. જેમ કે, પૃથ્વી ભાગપ્રધાન પ્રાણમાં સંક્રાન્ત થયેલ ચિત્તવૃત્તિગણ સ્તંભ છે, જે સ્તબ્ધ થયેલ ચેતનારૂપ છે. જલભાગપ્રધાન (પ્રાણ)માં, અશ્રુ, તેજસ તો પ્રાણની અતિનિકટ હોઈ (તેમાં) તીવ્ર અને મંદ બંને પ્રકારે પ્રાણનો અનુગ્રહ (પ્રાધાન્ય) (થાય છે), તેથી બે રીતે - સ્વેદ અને વિવર્ણતા (રૂપે તે જણાય છે) તે કારણે થતો હોવાથી તે રીતનો વ્યવહાર છે. આકાશના અનુગ્રહમાં ચૈતન્યનો અભાવ તે પ્રલય. વાયુના સ્વાતંત્ર્યમાં તેના મંદ, મધ્ય અને ઉત્કૃષ્ટ આવેશ (જોવા મળે છે) (જે) ત્રણ રીતે - એટલે કે રોમાંચ, વેપથુ અને સ્વરભેદ - રૂપે રહેલાં છે એવું ભરતને જાણનારા કહે છે.*

બાહ્ય - જેવા કે સ્તંભ, વગેરે (તે) શરીરના ધર્મોરૂપ અનુભાવો છે. તે આંતરિક એવા સાત્ત્વિક ભાવોની પ્રતીતિ કરાવતા (હોઈ) વાસ્તવમાં તો તે રતિ, નિર્વેદ વગેરેના જ ગમક છે, એમ વાત થઈ, અને આમ, નવ સ્થાયિભાવ, તેંત્રીસ વ્યભિચારિભાવ અને આઠ સાત્ત્વિક ભાવ એમ (કુલ) પચાસ ભાવો થયા.

(હવે) રસ અને ભાવને કહ્યા પછી, તેના આભાસ (વર્ણવતાં) કહે છે -

**૮૦) ઇન્દ્રિયરહિત તથા પક્ષી વગેરેને વિષે (રસ તથા ભાવનો) આરોપ કરાતાં રસાભાસ ને ભાવાભાસ સંભવે છે. (૫૫)**

---

* આ રીતે પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ તત્ત્વના પ્રાણતત્ત્વ સાથે જોડાવાથી સંવેદનોના થતા આવિર્ભાવો તે સાત્ત્વિકભાવો છે.

निरिन्द्रिययोः संभोगारोपणात्संभोगाभासो यथा–

पर्याप्तपुष्पस्तबकस्तनीभ्यः स्फुरत्प्रवालौष्ठमनोहराभ्यः ।
लतावधूभ्यस्तरवोऽप्यवापुर्विनम्रशाखाभुजबन्धनानि ॥१५८॥

[कुमार० ३.३९]

५ विप्रलम्भारोपणाद्विप्रलम्भाभासो यथा–

वेणीभूतप्रतनुसलिला तामतीतस्य सिन्धुः
पाण्डुच्छाया तटरुहतरुभ्रंशिभिः शीर्णपर्णैः ।
सौभाग्यं ते सुभग विरहावस्थया व्यञ्जयन्ती
कार्श्यं येन त्यजति विधिना स त्वयैवोपपाद्यः ॥१५९॥

१० [मेघदूत (पूर्व) २९]

भावाभासो यथा–

गुरुगर्भभरक्लान्ताः स्तनन्त्यो मेघपङ्क्तयः ।
अचलाधित्यकोत्सङ्गमिमाः समधिशेरते ॥१६०॥

[ ]

१५ तिरश्चोः संभोगाभासो यथा–

मधु द्विरेफः कुसुमैकपात्रे पपौ प्रियां स्वामनुवर्तमानः ।
शृङ्गेण संस्पर्शनिमीलिताक्षीं मृगीमकण्डूयत कृष्णसारः ॥१६१॥

[कुमार० ३.३६]

यथा च–

२० ददौ सरःपङ्कजरेणुगन्धि गजाय गण्डूषजलं करेणुः ।
अर्धोपभुक्तेन बिसेन जायां संभावयामास रथाङ्गनामा ॥१६२॥

[कुमार० ३.३७]

विप्रलम्भाभासो यथा–

आपृष्टासि व्यथयति मनो दुर्बला वासरश्री-
२५ रेह्यालिङ्ग क्षपय रजनीमेकिका चक्रवाकि ।
नान्यासक्तो न खलु कुपितो नानुरागच्च्युतो वा
दैवाशक्तस्तदिह भवतीमस्वतन्त्रस्त्यजामि ॥१६३॥

[ ]

ઇન્દ્રિયરહિત હોય તેમને વિષે, સંભોગનું આરોપણ કરાતાં સંભોગનો આભાસ - જેમ કે,

બધા પુષ્પગુચ્છોરૂપી સ્તનોવાળી, ચમકતા પરવાળારૂપી હોઠથી મનોહર એવી લતાવધૂઓ સાથે વૃક્ષો નમેલી શાખા રૂપી ભુજાઓના આશ્લેષ પામ્યા. (૧૫૮)                                                            [કુમારસંભવ-૭.૩૯]

વિપ્રલંભના આરોપથી વિપ્રલંભનો આભાસ. જેમ કે,

હે સુભગ ! તેને વટાવીને આગળ વધેલા તારું સૌભાગ્ય વિરહાવસ્થાથી વ્યંજિત કરતી નદી કે જે આછા જળને લીધે વાંકીચૂંકી બનેલી છે તથા કિનારા પરનાં વૃક્ષો પરથી પડેલાં પાકાં પાંદડાંઓથી ફિક્કી શોભાવાળી છે, તે જે પ્રકારે કૃશતા ત્યજે તે (કાર્ય) તારે જ કરવાનું છે. (૧૫૯)                  [મેઘદૂત (પૂર્વ) (૨૯)]

ભાવાભાસ - જેમ કે,

આગળ વધેલા ગર્ભના ભારથી થાકેલી તથા ગર્જના કરતી આ મેઘની હારમાળા ઢાળરૂપી ખોળામાં બિરાજે છે. (૧૬૦)                                                                                [                    ]

પશુપંખીગત સંભોગાભાસ - જેમ કે,

પોતાની પ્રિયાને અનુસરતો ભ્રમર પુષ્પના એક દડિયામાં મધુને પીએ છે. સ્પર્શથી મીંચેલી આંખોવાળી હરિણીને કૃષ્ણસારમૃગ (પોતાના) શિંગડાથી ખંજવાળે છે. (૧૬૧)                                    [કુમારસંભવ-૩.૩૬]

અને વળી,

સરોવરના કમળોની રજથી સુગંધિત એવું ઘૂંટડામાં રહેલું જળ હાથિણી હાથીને આપે છે. અડધા ચાવેલા બિસતંતુ વડે ચક્રવાક (પોતાની) પત્નીને સેવે છે. (૧૬૨)                                                [કુમારસંભવ-૩.૩૭]

વિપ્રલંભનો આભાસ - જેમ કે,

તારી રજા લઉં છું. મન વ્યથિત થાય છે. દિવસની શોભા દુર્બળ બની છે. આવ, આશ્લેષ આપ ! હે ચક્રવાકી ! રાત્રિ એકાકિની થઈને વિતાવ. બીજીમાં આસક્ત નહીં, કુપિત પણ નહિ કે પ્રેમમાંથી ચલિત પણ ન થયેલો (છતાં) દૈવથી અશક્ત થયેલો, પરાધીન એવો હું અહીં તને ત્યજું છું. (૧૬૩)

[                    ]

यथा वा—

नान्तर्वर्तयति ध्वनत्सु जलदेष्वामन्द्रमुद्गर्जितं
नासन्नात्सरसः करोति कवलानावर्जितैः शैवलैः ।
दानास्वादिनिषण्णमूकमधुपव्यासङ्गदीनाननो
नूनं प्राणसमावियोगविधुरः स्तम्बेरमस्ताम्यति ॥१६४॥

[ ]

भावाभासो यथा—

त्वत्कटाक्षावलीलीलां विलोक्य सहसा प्रिये ।
वनं प्रयात्यसौ व्रीडाजडदृष्टिर्मृगीजनः ॥१६५॥

[ ]

आदिशब्दान्निशाचन्द्रमसोर्नायकत्वाध्यारोपात् संभोगाभासो यथा—

अङ्गुलीभिरिव केशसंचयं सन्निगृह्य तिमिरं मरीचिभिः ।
कुड्मलीकृतसरोजलोचनं चुम्बतीव रजनीमुखं शशी ॥१६६॥

[कुमार० ८.६३]

भावाभासो यथा—

त्वदीयं मुखमालोक्य लज्जमानो निशाकरः ।
मन्ये घनघटान्तर्धिं समाश्रयति सत्वरः ॥१६७॥

[ ]

रसाभासस्य भावाभासस्य च समासोक्त्यर्थान्तरन्यासोत्प्रेक्षारूपकोपमाश्लेषादयो जीवितम् ।

**८१) अनौचित्याच्च ॥५६॥**

अन्योन्यानुरागाद्यभावेनानौचित्याद्रसभावाभासौ । रसाभासो यथा—

दूराकर्षणमोहमन्त्र इव मे तन्नाम्नि याते श्रुतिं
चेतःकालकलामपि प्रसहते नावस्थितिं तां विना ।
एतैराकुलितस्य विक्षतरतेरङ्गैरनङ्गातुरैः
संपद्येत कथं तदाप्तिसुखमित्येतन्न वेद्मि स्फुटम् ॥१६८॥

[ ]

अत्र सीताया रावणं प्रति रत्यभावाद्रसाभासः ।

અથવા જેમ કે,

વાદળો ગર્જતાં હોય ત્યારે ગંભીર ગર્જન કરતો નથી. નજીકના સરોવરમાંથી શેવાળથી વીંટળાયેલા કોળિયાઓ લેતો નથી. દાનના (= મદવારિના) આસ્વાદ માટે બેઠેલા મૂંગા ભમરાના ખૂબ નજીક રહેવાથી દીન મુખવાળો, જાણે કે પ્રાણસમી (પ્રિયા)ના વિયોગથી વ્યાકુળ એવો હાથી દુઃખી થાય છે. (૧૬૪)

[ ]

ભાવાભાસ – જેમ કે,

હે પ્રિયે, તારા કટાક્ષની પરંપરા જોઈને શરમથી શૂન્ય બનેલ દૃષ્ટિવાળી આ હરિણી અચાનક વનમાં ચાલી જાય છે. (૧૬૫) [ ]

''આદિ'' શબ્દથી રાત્રિ અને ચંદ્રમા ઉપર નાયકત્વનો આરોપ હોતાં સંભોગાભાસ. જેમ કે,

આંગળીઓથી જાણે કેશસમૂહને તેમ કિરણો વડે અંધકારને આવરી લઈને, બીડી દીધેલ કમળરૂપી લોચનવાળા રાત્રિમુખને ચંદ્ર ચૂમે છે. (૧૬૬) [કુમારસંભવ–૮.૬૩]

ભાવાભાસ જેમ કે,

માનું છું કે જાણે તારું મુખ જોઈને લજ્જા પામેલ ચંદ્ર વાદળોની ઘટામાં છુપાઈને ઉતાવળો જઈ આશ્રય પામે છે. (૧૬૭) [ ]

સમાસોક્તિ, અર્થાન્તરન્યાસ, ઉત્પ્રેક્ષા, રૂપક, ઉપમા, શ્લેષ વગેરે રસાભાસ અને ભાવાભાસના પ્રાણરૂપ છે.

**૮૧) અનૌચિત્યને લીધે પણ (રસાભાસ-ભાવાભાસ સંભવે છે) (૫૬)**

પરસ્પર અનુરાગ ન હોતાં, ઔચિત્ય ન હોવાને કારણે (પણ) રસાભાસ ને ભાવાભાસ થાય છે. રસાભાસ – જેમ કે,

દૂરથી આકર્ષિત કરનાર મોહમંત્ર જેવા એના નામનું શ્રવણ થતાં, ચિત્ત તેના વગર કાળની એક કળા (જેટલા સમય) માટે પણ સ્થિરતા પામતું નથી. આ કામાતુર અંગોથી આકુળવ્યાકુળ અને જેનો પ્રેમ ખંડિત થયો છે એવા મને તેની પ્રાપ્તિનું સુખ કેવી રીતે પ્રાપ્ત થાય તે હું સ્પષ્ટ જાણતો નથી. (૧૬૮)

[ ]

અહીં, રાવણ તરફ સીતાની રતિ ન હોવાથી રસાભાસ છે.

यथा वा–

स्तुमः कं वामाक्षि क्षणमपि विना यन्न रमसे
विलेभे कं प्राणान् रणमखमुखे यं मृगयसे ।
सुलग्ने को जातः शशिमुखि यमालिङ्गसि बलात्
५ तपःश्रीः कस्यैषा मदननगरि ध्यायसि तु यम् ॥१६९॥

[ ]

अत्रानेककामुकविषयमभिलाषस्तस्याः स्तुम इत्याद्यनुगतं बहुव्यापारोपादानं व्यनक्ति ।

भावाभासो यथा–

निर्माल्यं नयनश्रियः कुवलयं वक्त्रस्य दासः शशी
१० कान्तिः प्रावरणं तनोर्मधुमुचो यस्याश्च वाचः किल ।
विंशत्या रचिताञ्जलिः करतलैस्त्वां याचते रावण-
स्तां द्रष्टुं जनकात्मजां हृदय हे नेत्राणि मित्रीकुरु ॥१७०॥

[बालरामायण १.४०]

अत्रौत्सुक्यम् ॥

१५ काव्यस्य लक्षणमुक्त्वा भेदानाह–

**८२) व्यङ्ग्यस्य प्राधान्ये काव्यमुत्तमम् ॥५७॥**

वाच्यादर्थाद् व्यङ्ग्यस्य वस्त्वलङ्काररसादिरूपस्य प्राधान्य उत्तमं काव्यम् । यथा –

वल्मीकः किमुतोद्धृतो गिरिरियत्कस्य स्पृशेदाशयं
त्रैलोक्यं तपसा जितं यदि मदो दोष्णां किमेतावता ।
२० सर्वं साध्वथ वा रुणत्सि विरहक्षामस्य रामस्य चेत्
त्वद्दन्ताङ्कितवालिकक्षरुधिरक्लिन्नाग्रपुङ्खं शरम् ॥१७१॥

[ ]

अत्र दन्ताङ्कितपदेन तदवजयस्तत्कक्षपरिग्रहस्तथैव चतुरर्णवभ्रमणं पुनः कृपामात्रेण व्यागस्तत्राप्रतीकारः पुनरप्यभिमानदर्प इत्यादि व्यज्यते ।

२५ **८३) असत्संदिग्धतुल्यप्राधान्ये मध्यमं त्रेधा ॥५८॥**

असति संदिग्धे तुल्ये च प्राधान्ये व्यङ्ग्यस्य मध्यमं काव्यम् । तत्रासत्प्राधान्यं क्वचिद्वाच्यादनुत्कर्षेण यथा–

वाणीरकुडंगुड्डीणसउणिकोलाहलं सुणंतीए ।
घरकम्मवावडाए वहूए सीयंति अंगाइं ॥१७२॥

[सप्तशतकम् ८७४]

અથવા જેમ કે,

હે સુંદર નેત્રવાળી, જેના વિના એક ક્ષણ પણ તું આનંદ પામતી નથી તેવા કોની અમે પ્રશંસા કરીએ ? કોણે યુદ્ધ રૂપી યજ્ઞમાં પ્રાણ આપી દીધા છે, જેને તું શોધે છે ! હે ચન્દ્રસમાન મુખવાળી, જેને તું બળપૂર્વક આલિંગન આપે છે તે કોણ શુભ મુહૂર્તમાં જન્મેલો છે ! હે મદન નગરી, આ કોના તપની શોભા છે, જેનું તું ધ્યાન ધરે છે ? (૧૬૯) [ ]

અહીં, તેના અનેક પ્રેમીઓ વિષેના અનુરાગને અમે સ્તવીએ છીએ વગેરે તેની સાથે જતા અનેક (પ્રણય) (વ્યાપારો)ના ગ્રહણને વ્યંજિત કરે છે.

ભાવાભાસ – જેમ કે,

જેનાં નયનની શોભાની નિર્મળતા તે નીલકમલ છે, મુખનો દાસ ચન્દ્ર છે, કાન્તિ શરીરનું વસ્ત્ર છે, (અને) વાણી મધમાખી છે. વીસ હાથોથી અંજલિ રચીને આ રાવણ તને યાચે છે કે હે હૃદય, તે જનકપુત્રીને જોવાને નયનો ભેગાં કર ! (૧૭૦) [બાલરામાયણ-૧.૪૦]

અહીં, ઔત્સુક્ય(નો આભાસ છે).

કાવ્યનું લક્ષણ કહીને (હવે) (તેના) ભેદો કહે છે –

**૮૨) વ્યંગ્યનું પ્રાધાન્ય હોતાં, કાવ્ય ઉત્તમ (કહેવાય છે). (૫૭)**

વાચ્ય અર્થ કરતાં વસ્તુ, અલંકાર, રસાદિરૂપ વ્યંગ્ય (અર્થ)નું પ્રાધાન્ય હોતાં ઉત્તમ કાવ્ય (સંભવે છે) જેમ કે,

''કોઈના ય માન્યામાં નહિ આવે કે તમે કીડીનો રાફડો ય ઊંચક્યો છે; (તો પહાડની તો વાત જ શી ?) જો તપથી ત્રણે લોક જીત્યા હોય તો આ ભુજબળનો મદ શો ? આ બધું હું સાચું માનીશ જો વિરહથી ક્ષીણ થયેલા આ રામનું (= મારું) બાણ જો તમે રોકી શકશો તો; એ બાણ કે જેની ટોચ તમારા દાંતથી અંકિત થયેલ વાલિના બગલના લોહીથી ખરડાયેલ છે – (૧૭૧) [ ]

અહીં, ''દાંતથી અંકિત'' એ પદ દ્વારા તેનો પરાજય, તેના પડખાનું ગ્રહણ, તે જ રીતે ચાર સાગરનું ભ્રમણ પછી દયાથી છોડી દેવો, તેમાં પ્રતીકાર ન કરવો, ફરી અભિમાનને કારણે ગર્વ વગેરે વ્યંજિત થાય છે.

**૮૩) અસત્પ્રાધાન્ય, સંદિગ્ધપ્રાધાન્ય અને તુલ્યપ્રાધાન્ય હોતાં (થતું) મધ્યમકાવ્ય પણ ત્રણ પ્રકારનું છે. (૫૮)**

વ્યંગ્યનું પ્રાધાન્ય ન હોય અથવા સંદિગ્ધ હોય કે (વાચ્યને) સમાન હોય તો મધ્યમકાવ્ય બને છે.

તેમાં ક્યારેક વાચ્યથી (વ્યંગ્યનો) ઉત્કર્ષ થતો ન હોવાથી (વ્યંગ્યનું) પ્રાધાન્ય હોય જ નહીં. (તેનું ઉદા.) જેમ કે, વેતસકુંજમાં ઊડતા પક્ષીઓના કોલાહલને સાંભળતી, ઘરના કામમાં વ્યસ્ત એવી વધૂનાં અંગો ઠરી જાય છે. (૧૭૨) [સપ્તશતક-૮૭૪]

अत्र 'दत्तसंकेतः कश्चिल्लतागहनं प्रविष्टः' इति व्यङ्ग्या 'त्सीदन्त्यङ्गानि' इति वाच्यमेव सातिशयम् ।

क्वचित्पराङ्गत्वेन यथा—

अयं स रसनोत्कर्षी पीनस्तनविमर्दनः ।
नाभ्यूरुजघनस्पर्शी नीवीविस्रंसनः करः ॥१७३॥

५ [महाभारत स्त्रीपर्व २४.१९]

अत्र शृङ्गारः करुणस्याङ्गम् ।

यथा च—

जनस्थाने भ्रान्तं कनकमृगतृष्णान्धितधिया
वचो वैदेहीति प्रतिदिशमुदश्रु प्रलपितम् ।
१० कृता लंकाभर्तुर्वदनपरिपाटीषु घटना
मयाप्तं रामत्वं कुशलवसुता नत्वधिगता ॥१७४॥

[कविकण्ठाभरणे - भट्टवाचस्पतेः]

अत्र व्यङ्ग्य उपमानोपमेयभावो रामत्वमिति वाच्यस्याङ्गतां नीतः ।

यथा वा—

१५ भ्रमिमरतिमलसहृदयतां प्रलयं मूर्च्छां तमः शरीरसादम् ।
मरणं च जलदभुजगजं प्रसह्य कुरुते विषं वियोगिनीनाम् ॥१७५॥

[ ]

अत्र हालाहलं वस्तु व्यङ्ग्यं भुजगरूपणलक्षणस्य वाच्यस्याङ्गम् ।

क्वचिदस्फुटत्वेन यथा—

२० अहयं उज्जुअरूआ तस्स वि उम्मन्थराइं पिम्माइं ।
सहिआअणो अ निउणो अलाहि किं पायराएण ॥१७६॥

[गाथासप्तशती २.२७]

अत्र स मां पुरुषायितेऽर्थयते, अहं च निषेद्धुमशक्ता, तत्सख्यः पादमुद्रया तर्कयित्वा मा मां हसिषुरिति व्यङ्ग्यमस्फुटम् ।

२५ क्वचिदतिस्फुटत्वेन यथा—

श्रीपरिचयाज्जडा अपि भवन्त्यभिज्ञा विदग्धचरितानाम् ।
उपदिशति कामिनीनां यौवनमद एव ललितानि ॥१७७॥

[सुभाषितावलौ (२८५४) रविगुप्तस्य]

અહીં, સંકેત આપેલ કોઈક ગાઢ લતાઓમાં પ્રવેશ્યો "એ વ્યંગ્ય કરતાં," અંગો જ ઠરી ગયાં" એ વાચ્ય (અર્થ) જ અતિશય (= ચમત્કારી) છે.

ક્યારેક બીજાના અંગભૂત હોવાથી (વ્યંગ્યનું પ્રાધાન્ય હોતું નથી) જેમ કે,

કાંચી (= કંદોરો) ખેંચનાર, પુષ્ટ સ્તનનું મર્દન કરનાર, નાભિ, સાથળ તથા જઘનસ્થળને સ્પર્શનાર અને નાડું ખોલનાર આ તે જ હાથ છે. (૧૭૩) [મહાભારત–સ્ત્રી પર્વ–૨૪.૧૯]

અહીં શૃંગારરસ કરુણના અંગરૂપ છે અને જેમ કે,

(સુવર્ણમૃગની ઇચ્છાથી અંધ થયેલ બુદ્ધિવાળા રામ જેમ જનસ્થાન નામના વનમાં ભટક્યા હતા તેમ) સુવર્ણની વ્યર્થ આશાથી આંધળી થયેલી બુદ્ધિવાળો હું જનસ્થાનમાં (એટલે કે લોકો વસતા હોય તેવાં નગરોમાં ને ગામોમાં) ભટક્યો. (હે વૈદેહી ! હે વૈદેહી) "આપો આપો" એમ વચન દરેક દિશામાં આંસુ સાથે બોલાયું. (લંકેશના મુખ ઉપર (બાણોની) રચના કરાઈ) હલકા સ્વામીઓનાં મુખ વારંવાર જોયાં. મેં રામત્વ તો પ્રાપ્ત કર્યું પણ (કુશ અને લવ જેનાં બાળકો છે તેવી સીતા) કુશલવસુતા (= પર્યાપ્ત ધનવાળા હોવાની (અથવા) સ્થિતિ પ્રાપ્ત કરી નહિ. (૧૭૪) [કવિકંઠાભરણમાં – ભટ્ટવાચસ્પતિનું (પદ્ય)]

અહીં વ્યંગ્ય એવો ઉપમાનોપમેયભાવ "...." એ વાચ્યના અંગત્વને પામ્યો છે.

અથવા જેમ કે,

વાદળરૂપી સર્પથી જન્મેલ ભયંકર વિષ વિયોગીઓને ચક્કર આવવા, અરુચિ, ઉદાસીનતા, પ્રલય, મૂર્છા, અંધારાં આવવાં, શારીરિક પીડા અને મરણ જન્માવે છે. (૧૭૫)

અહીં હળાહળ રૂપ વ્યંગ્ય વસ્તુ સર્પના આરોપણરૂપી વાચ્યનું અંગ છે.

ક્યારેક સ્ફુટ ન હોવાથી (વ્યંગ્યનું પ્રાધાન્ય હોતું નથી) જેમ કે –

હું નમણા (સરળ, સીધા) રૂપવાળી છું. તેનો પ્રેમ પણ હલાવી નાખે તેવો છે. સખીઓ ચતુર નથી. બસ કર, પગે રંગ (અળતો) લગાવવાથી શું ? (૧૭૬) [ગાથાસપ્તશતી–૨.૨૭]

અહીં તે મને પુરુષાયિત કરવા પ્રાર્થે છે અને હું નિષેધ કરવાને સમર્થ નથી તો સખીઓ, પાદચિહ્નોથી તર્ક કરીને મને હસશો નહીં એ વ્યંગ્ય અસ્ફુટ (રહે) છે.

ક્યારેક અત્યંત સ્ફુટ હોવાને લીધે (વ્યંગ્યનું પ્રાધાન્ય જળવાતું નથી) જેમ કે,

લક્ષ્મીનો પરિચય થતાં, (= પ્રાપ્ત થતાં) જડ પણ ચતુરજનોના વ્યવહારને જાણનાર બને છે. (જેમ) યૌવનનો મદ જ કામિનીઓને લલિત (કામચેષ્ટા) ઉપદેશે છે. (૧૭૭)

[સુભાષિતાવલીમાં રવિગુપ્તનું પદ્ય ૨૮૫૪]

अत्राप्रयासेन शिक्षादानलक्षणं वस्तु व्यङ्ग्यमतिस्फुटत्वेन प्रतीयमानमसत्प्राधान्यमेव कामिनीकुचकलशवत्तद्गूढं चमत्करोति नागूढम् ।

संदिग्धप्राधान्ये यथा--

महिलासहस्सभरिए तुह हिअए सुहय सा अमायन्ती ।
अणुदिणमणण्णकम्मा अंगं तुणयं पि तणुएइ ॥१७८॥

[गाथासप्तशती २.८२]

अत्र अङ्गं तनुकमपि तनूकरोतीति किं वाच्यम्, किं वा तनूभावप्रकर्षाधिरोहेण यावदत्याहितं नाप्नोति तावदुज्झित्वा दौर्जन्यं सानुनीयतामिति व्यङ्ग्यं प्रधानमिति संदिग्धम् ।

तुल्यप्राधान्ये यथा-'ब्राह्मणातिक्रम' (पृ. ९२) इति । अत्र जामदग्न्यः सर्वेषां क्षत्राणामिव रक्षसां क्षयं करिष्यतीति व्यङ्ग्यस्य वाच्यस्य च समं प्राधान्यम् ।

यथा वा-

पङ्क्तौ विशन्तु गणिताः प्रतिलोमवृत्त्या
पूर्वे भवेयुरियताप्यथवा त्रपेरन् ।
सन्तोऽप्यसन्त इति (? इव) चेत्प्रतिभान्ति भानो-
र्भासावृते नभसि शीतमयूखमुख्याः ॥१७९॥

[भल्लटशतक ११]

अत्र प्राकरणिकाप्राकरणिकयोः समं प्राधान्यम् । यथा वा–

मथ्नामि कौरवशतं समरे न कोपा-
द्दुःशासनस्य रुधिरं न पिबाम्युरस्तः ।
संचूर्णयामि गदया न सुयोधनोरू
सन्धिं करोतु भवतां नृपतिः पणेन ॥१८०॥

[वेणी० १.१५]

अत्र मथ्नाम्येवेत्यादि व्यङ्ग्यं वाच्यतुल्यभावेन स्थितम् । इति त्रयो मध्यमकाव्यभेदा न त्वष्टौ ।

**८४) अव्यङ्ग्यमवरम् ॥५९॥**

शब्दार्थवैचित्र्यमात्रं व्यङ्ग्यरहितं अवरं काव्यम् । यथा--

अधौघं नो नृसिंहस्य घनाघनघनध्वनिः ।
हताद्धुरुघुराघोषः सुदीर्घो घोरघर्घरः ॥१८१॥

અહીં વિનાપ્રયાસે શિક્ષણ આપવા રૂપ વસ્તુ વ્યંગ્ય છે (જે અત્યંત સ્ફુટ રીતે પ્રતીત થાય છે તેથી અસત્પ્રાધાન્ય જ છે (કેમ કે) કામિનીના વક્ષ:સ્થળની જેમ તે ગૂઢ હોતાં જ ચમત્કાર સર્જે છે, અગૂઢ હોતાં નહીં.

(વ્યંગ્યનું) પ્રાધાન્ય સંદિગ્ધ હોય (તેવું મધ્યમ કાવ્ય) જેમ કે,

હે સુભગ, અનેક મહિલાઓથી ભરેલા તારા હૃદયમાં સમાતી ન હોવાને લીધે આ તરુણી દરરોજ બીજાં કાર્યો છોડીને (પોતાના) પાતળા શરીરને પણ (વધુ) પાતળું બનાવે છે. (૧૭૮)

[ગાથાસપ્તશતી-૨.૮૨]

અહીં પાતળા શરીરને પણ વધુ દુર્બળ બનાવે છે તે વાચ્ય અથવા અત્યંત કૃશતા પ્રાપ્ત થતાં જ્યાં સુધી મૃત્યુ થાય નહિ ત્યાં સુધી (તું ખુશ નહિ થાય) (તેથી) દુર્જનતા ત્યાગીને ને (નાયિકા)ને મનાવી લેવી જોઈએ તે વ્યંગ્ય (એ બે પૈકી શું) પ્રધાન છે તે સંદિગ્ધ છે.

(બંનેનું) પ્રાધાન્ય તુલ્ય હોય - જેમ કે,

ब्राह्मणातिक्रमः વગેરે.

અહીં, પરશુરામ બધા જ ક્ષત્રિયોની જેમ રાક્ષસોનો ક્ષય કરી નાખશે એ વ્યંગ્ય અને વાચ્યનું સરખું પ્રાધાન્ય છે.

અથવા જેમ કે, જો ચંદ્રનાં મુખ્ય કિરણો સૂર્યનાં કિરણોથી એવાં ઢંકાઈ જાય કે, હોવા છતાં જાણે ન હોય તેવાં લાગે, તો પછી તે (= ચંદ્રનાં કિરણો) (આકાશમાં) એકસામટાં પ્રવેશે કે વિપરીત ક્રમથી, અથવા (સર્વથા) (પ્રવેશ કરતાં) શરમાય, (એ બધામાં કોઈ તફાવત નથી). (૧૭૯)                    [ભલ્લટશતક-૧૧]

અહીં પ્રસ્તુત ને અપ્રસ્તુત બંનેનું સરખું પ્રાધાન્ય છે. અથવા જેમ કે,

યુદ્ધમાં ક્રોધે ભરાઈને સો કૌરવોને નહીં હણું, દુ:શાસનની છાતીમાંથી લોહી નહીં પીઉં, સુયોધનની સાથળ ગદાથી ભાંગી નહીં નાખુ. તમારા રાજા ભલે સાટાથી સંધિ કરે. (૧૮૦)    [વેણીસંહાર-૧.૧૫]

અહીં ''મથી નાખીશ જ'' એ વ્યંગ્ય વાચ્યને સમકક્ષ થઈને રહેલું છે.

આમ, મધ્યમકાવ્યના ત્રણ જ ભેદ છે, નહિ કે આઠ.

**૮૪) વ્યંગ્ય વગરનું (તે) અવર (કાવ્ય છે). (૫૯)**

શબ્દાર્થના વૈચિત્ર્યમાત્રરૂપ, વ્યંગ્યરહિત કાવ્ય (તે) અવરકાવ્ય (કહેવાય છે). જેમ કે,

નરસિંહનો વાદળના અથડાવા જેવા ઘેરા ધ્વનિવાળો, ગર્જનને કારણે ઘોર એવો ઘુરઘુરાટ તમારા પાપસમૂહને હણી નાખો. (૧૮૧)                    [                    ]

यथा च–

ते दृष्टिमात्रपतिता अपि कस्य नात्र
क्षोभाय पक्ष्मलदृशामलकाः खलाश्च ।
नीचाः सदैव सविलासमलीकलग्ना
५ ये कालतां कुटिलतामिव न त्यजन्ति ॥१८२॥

[ ]

यद्यपि सर्वत्र काव्येऽन्ततो विभावादिरूपतया रसपर्यवसानं, तथापि स्फुटस्य रसस्यानुपलम्भादव्यङ्गचमेतत्काव्यमुक्तम् ।

१० इत्याचार्यश्रीहेमचन्द्रविरचितायाम्-**अलङ्कारचूडामणि**संज्ञस्वोपज्ञ**काव्यानुशासनवृत्तौ**
रसभावतदाभासकाव्यभेदप्रतिपादनो द्वितीयोऽध्यायः ॥



અને જેમ કે,

સુંદર પાંપણોવાળી સુંદરીઓના કેશ અને દુષ્ટજનો નજરે પડતાંવેત કોને ક્ષોભ નથી પમાડતા ?

(કેશ) (કે) જે - હંમેશ નીચા (લટકતા હોય છે) અને વિલાસ સાથે કપાળે લાગેલા હોય છે અને વાંકડિયા - પણાની માફક જે કાળાશને છોડતા નથી.

(ખલ) (કે) જે - સદા નીચ (વૃત્તિવાળા) હોય છે તથા વિલાસપૂર્વક જુઠાણાને લાગેલા હોય છે તથા (સ્વભાવની) કુટિલતાની માફક કાળાશ (= કાળાં કામ) ત્યજતા નથી. (૧૮૨) [ ]

જો કે, બધા જ કાવ્યમાં અંતે તો વિભાવાદિરૂપે રસને વિષે પર્યવસાન થતું હોય છે તો પણ સ્ફુટ રસ પ્રાપ્ત થતો ન હોવાથી આ કાવ્ય (પ્રકાર) ''વ્યંગ્યરહિત'' (= અવ્યંગ્ય) કહેવાયો છે.

આ રીતે, આચાર્યશ્રી હેમચન્દ્રવિરચિત **અલંકારચૂડામણિ** નામે ''**કાવ્યાનુશાસન**''ની સ્વોપજ્ઞવૃત્તિમાં રસ, ભાવ, તેમનો આભાસ (અને) કાવ્યપ્રકાર (વગેરે)ના પ્રતિપાદનરૂપ દ્વિતીય અધ્યાય પૂરો થયો.



## ॥ तृतीयोऽध्यायः ॥

अदोषौ शब्दार्थौ काव्यमित्युक्तम् । तत्र दोषाणां रसापकर्षहेतुत्वं सामान्यलक्षणमुक्तम् । विशेष-लक्षणमाह—

**८५) रसादेः स्वशब्दोक्तिः क्वचित् सञ्चारिवर्जं दोषः ॥१॥**

५ रसस्थायिव्यभिचारिणां स्वशब्देन वाच्यत्वं दोषः । सञ्चारिणस्तु क्वचित् स्वशब्दाभिधानेऽपि न दोषः । तत्र रसस्य स्वशब्देन शृङ्गारादिना चाभिधानं यथा—

शृङ्गारी गिरिजानने सकरुणो रत्यां प्रवीरः स्मरे
बीभत्सोऽस्थिभिरुत्फणी च भयकृन्मूर्त्याद्भुतस्तुङ्गया ।
रौद्रो दक्षविमर्दने च हसकृन्नग्नः प्रशान्तश्चिरा-
१० दित्थं सर्वरसात्मकः पशुपतिर्भूयात्सतां भूतये ॥१८३॥

[शृङ्गारतिलक १.१]

स्थायिभावानां यथा—

संप्रहारे प्रहरणैः प्रहराणां परस्परम् ।
छणत्कारैः श्रुतिगतैरुत्साहस्तस्य कोऽप्यभूत् ॥१८४॥

१५ [ ]

अत्रोत्साहस्य स्थायिनः ।

यत्रापि स्वशब्देन निवेदितत्वमस्ति तत्रापि विशिष्टविभावादिप्रतिपादनमुखेनैव रसादीनां प्रतीतिः, स्वशब्देन सा केवलमनूद्यते । यथा 'याते द्वारवतीम्' (पृ. ६६) इत्यादि । अत्र विभावानुभावबलादुत्कण्ठा प्रतीयत एव । सोत्कण्ठ-शब्दः केवलं सिद्धं साधयति । उत्कमित्यनेन तूक्तानुभावाकर्षणं कर्तुं
२० सोत्कण्ठशब्दः प्रयुक्त इत्यनुवादोऽपि नानर्थकः । व्यभिचारिणां यथा—

सव्रीडा दयितानने सकरुणा मातङ्गचर्माम्बरे
सत्रासा भुजगे सविस्मयरसा चन्द्रेऽमृतस्यन्दिनि ।
सेर्ष्या जह्नुसुतावलोकनविधौ दीना कपालोदरे
पार्वत्या नवसङ्गमप्रणयिनी दृष्टिः शिवायास्तु वः ॥१८५॥

२५ [सुभाषितावली ७८]

## ॥ અધ્યાય - ૩ ॥

દોષરહિત એવા શબ્દ અને અર્થ(નું સાહિત્ય)તે કાવ્ય – એમ કહેવાયું છે. તેમાં દોષોનું રસના અપકર્ષમાં હેતુરૂપ હોવું, એ સામાન્ય લક્ષણ (આગળ) કહ્યું છે (પરંતુ) (દોષોનું) વિશેષ લક્ષણ હવે કહે છે –

**૮૫) ક્યારેક સંચારિભાવ સિવાય રસ વગેરેનું સ્વશબ્દ દ્વારા કથન દોષરૂપ (મનાયું છે). (૧)**

રસ, સ્થાયિભાવ, વ્યભિચારિભાવનું, સ્વશબ્દ દ્વારા કથન કરવામાં આવે તે દોષરૂપ છે પરંતુ સંચારીનું તો ક્યારેક સ્વશબ્દ દ્વારા કથન થાય તો પણ દોષ સંભવતો નથી.

તેમાં રસનું સ્વશબ્દ એટલે કે, ''શૃંગાર'' વગેરે શબ્દ દ્વારા કથન જેમ કે –

પાર્વતીના મુખ વિષે શૃંગારી રતિ વિષે સકરુણ, કામદેવ વિષે મહાવીર, અસ્થિ વડે બીભત્સ, ફણીધરવાળો અને ભયકારક, ઊંચી શરીરમૂર્તિથી અદ્ભુત, દક્ષના વિમર્દનમાં રૌદ્ર, નગ્ન (હોવાથી) હાસ્યકારક, લાંબા સમયથી પ્રશાન્ત – આમ સર્વ રસાત્મક પશુપતિ તમારા કલ્યાણ માટે હજો. (૧૮૩)

[શૃંગારતિલક – ૧.૧]

**સ્થાયિભાવોનું (સ્વશબ્દ દ્વારા કથન)** જેમ કે,

યુદ્ધમાં સામસામા અથડાતાં અને કાને પડતાં અવાજવાળાં અસ્ત્રો વડે તેનો કોઈ અપૂર્વ ઉત્સાહ જન્મ્યો. (૧૮૪)

અહીં ''ઉત્સાહ'' નામે સ્થાયિભાવોનું (સ્વશબ્દ દ્વારા કથન છે). [ ]

જ્યાં સ્વશબ્દ વડે કથન કરાયું હોય છે ત્યાં પણ વિશિષ્ટ વિભાવાદિના પ્રતિપાદન દ્વારા જ રસ વગેરેની પ્રતીતિ થાય છે, સ્વશબ્દ વડે તો તે (પ્રતીતિ) માત્ર અનુદિત થાય છે (= પુનરુક્ત થાય છે) જેમ કે, ''याते द्वारवतीं (પૃ. ૬૬)'' વગેરે. અહીં વિભાવ–અનુભાવના સામર્થ્યથી ઉત્કંઠા પ્રતીત થાય છે જ. ''सोत्कण्ठ'' – ઉત્કંઠાયુક્ત – એ શબ્દ તો ફક્ત સિદ્ધ (વિગત)ને જ સાધિત કરે છે. 'उक्तं' – 'કહેવાયું' એ દ્વારા કહેવાયેલા અનુભાવને ખેંચવા ''सोत्कण्ठ'' – એ શબ્દ પ્રયોજાયો છે, તેથી અનુકથન પણ નિરર્થક નથી.

**વ્યભિચારીભાવોનું (સ્વશબ્દ દ્વારા કથન)** જેમ કે,

પાર્વતીની, પ્રિયના મુખ સામે લજ્જાયુક્ત, હાથીના ચામડાના વસ્ત્ર સામે કરુણાયુક્ત, સાપ સામે ત્રાસયુક્ત, અમૃત ઝરતા ચન્દ્ર સામે વિસ્મયયુક્ત, જહ્નુપુત્રી ગંગાને જોવામાં ઈર્ષ્યાયુક્ત, ખોપરીની અંદર (જોતાં) દીન, એવી નવસંગમ માટે ઉત્સુક એવી દૃષ્ટિ તમારા કલ્યાણ માટે હો. (૧૮૫)

[સુભાષિતાવલી-૭૮]

अत्र व्रीडादीनाम् ।

क्वचित् सञ्चारिवर्जमिति वचनात् क्वचिन्न दोषो यथा–

औत्सुक्येन कृतत्वरा सहभुवा व्यावर्तमाना ह्रिया
तैस्तैर्बन्धुवधूजनस्य वचनैर्नीताभिमुख्यं पुनः ।
५ दृष्ट्वाग्रे वरमात्तसाध्वसरसा गौरी नवे सङ्गमे
संरोहत्पुलका हरेण हसता श्लिष्टा शिवायास्तु वः ॥१८६॥

[रत्नावली १.२]

अत्रौत्सुक्यशब्द इव तदनुभावो न तथा प्रतीतिकृत् । अत एव 'दूरादुत्सुकम्' (पृ. ५८) इत्यादौ व्रीडाद्यनुभावानां विवलितत्वादीनामिवोत्सुकत्वानुभावस्य सहसा प्रसरणादिरूपस्य तथा १० प्रतिपत्तिकारित्वाभावादुत्सुकमिति कृतम् ।

**८६) अबाध्यत्वे आश्रयैक्ये नैरन्तर्येऽनङ्गत्वे च विभावादिप्रातिकूल्यम् ॥२॥**

अबाध्यत्वादिषु सत्सु विभावादिप्रातिकूल्यं रसादेर्दोषः। यथा–

प्रसादे वर्तस्व प्रकटय मुदं संत्यज रुषं
प्रिये शुष्यन्त्यङ्गान्यमृतमिव ते सिञ्चतु वचः ।
१५ निधानं सौख्यानां क्षणमभिमुखं स्थापय मुखं
न मुग्धे प्रत्येतुं प्रभवति गतः कालहरिणः ॥१८७॥

[सुभाषितावलौ (१६२९) चन्द्रकस्य]

अत्र कालहरिणश्चपलः शीघ्रमेव प्रयाति न च पुनरागच्छतीत्यादिवैराग्यकथाभिः प्रियानुनयनं निर्विण्णस्येव कस्यचिदिति शृङ्गारप्रतिकूलस्य शान्तस्यानित्यताप्रकाशनरूपो विभावो निबद्ध इति २० विभावप्रातिकूल्यम्, तत्प्रकाशितो निर्वेदश्च स्वदत इति व्यभिचारिप्रातिकूल्योदाहरणमप्येतत् ।

एवं शृङ्गारबीभत्सयोर्वीरभयानकयोः शान्तरौद्रयोरप्युदाहार्यम् ।

यथा च–

निहुअरमणम्मि लोअणपहम्मि पडिए गुरूण मज्झम्मि ।
सयलपरिहारहिअया वणगमणं चेअ महइ वहू ॥१८८॥

२५ [ ]

अत्र सकलपरिहारवनगमने शान्तानुभावौ । इन्धनाद्यानयनव्याजेनोपभोगार्थं वनगमनं चेन्न दोषः ।

અહીં વ્રીડા વગેરે (વ્યભિચારી)નું (સ્વશબ્દકથન) છે.

"ક્યારેક સંચારિભાવ સિવાય" એમ જે કહ્યું છે તેનાથી (વ્યભિચારીના સ્વશબ્દકથનમાં) ક્યારેક દોષ આવતો નથી. જેમ કે,

નવીન સંગમ વખતે ઉત્સુકતાને લીધે ઉતાવળ કરતી, સ્વાભાવિક લજ્જાથી પાછી ફરતી, તે તે બંધુઓની વધૂનાં વચનો વડે ફરી અભિમુખ કરાતી, ડરી ગયેલી, વરને સામે જોઈને રોમાંચિત થયેલી, હસતા શિવે આલિંગેલી ગૌરી તમારા કલ્યાણ માટે હો. (૧૮૬)

[રત્નાવલી - ૧.૨]

અહીં, "ઔત્સુક્ય" શબ્દની જેમ, તેનો અનુભાવ તેટલો પ્રતીતિકર નથી. આથી જ, 'दूरादुत्सुकम्' - વગેરેમાં વ્રીડા વગેરે અનુભાવોનું, વિવલિતત્ત્વ વગેરેની જેમ ઔત્સુક્યના અનુભાવનું એકદમ જ પ્રસરણ વગેરે (કરાવે છે તે) રૂપી બોધના અભાવને કારણે "उत्सुकम्" એમ કર્યું છે.

**૮૬) બાધ્યત્વ ન હોતાં, એક જ આશ્રય હોતાં, એક સાથે હોતાં અને અંગરૂપ ન હોતાં (સર્જાતી) વિભાવાદિની પ્રતિકૂળતા (પણ દોષરૂપ છે). (૨)**

અબાધ્યત્વ વગેરે હોતાં, જે વિભાવાદિની પ્રતિકૂળતા (સર્જાય છે તે) રસ વગેરેનો દોષ છે. જેમ કે,

પ્રસન્નતામાં રહે, આનંદ પ્રગટ કર, રોષ છોડી દે, હે પ્રિયા, સુકાઈ જતાં અંગોને તારાં અમૃતસમાં વચન સિંચ, સુખના ભંડારરૂપ મુખ ક્ષણભર સામે રાખ, હે મુગ્ધા, વીતી ગયેલા કાળરૂપી હરણ પાછું વાળવાને સમર્થ નથી. (૧૮૭)

[સુભાષિતાવલી - (૧૬૨૯)] (ચંદ્રકનું પદ્ય)

અહીં, કાળરૂપી ચંચળ હરણ ઝડપથી જાય છે અને ફરી પાછું આવતું નથી વગેરે વૈરાગ્યકથાઓ વડે કરાતો પ્રિયનો અનુનય કોઈ નિરાશ થયેલાની (ઉક્તિ) જેવો છે (જે), શૃંગારથી વિરુદ્ધ શાંતરસના- અનિત્યતાના પ્રકાશનરૂપ - વિભાવ (રૂપે) નિરૂપાયો છે તેથી વિભાવની પ્રતિકૂળતા છે અને તેનાથી પ્રગટતો નિર્વેદ આસ્વાદાય છે તેથી વ્યભિચારીની પ્રતિકૂળતાનું ઉદાહરણ પણ આ જ છે.

આ રીતે, શૃંગાર-બીભત્સ, વીર-ભયાનક, શાંત-રૌદ્રને પણ ઉદાહૃત કરી લેવા. અને જેમ કે,

વડીલોની વચ્ચે સંતાયેલો પ્રિયતમ નજરે પડતાં, બધું જ છોડવાના મનવાળી વધૂ વનમાં જવાનું જ ઇચ્છે છે. (૧૮૮)                                                                                   [            ]

અહીં સર્વસ્વનો ત્યાગ અને વનમાં જવું એ બંને શાંતના અનુભાવો છે (પરંતુ) ઇંધણ વગેરે લાવવાને બહાને ઉપભોગ માટે વનમાં જવાનું નિરૂપણ હોય તો તે દોષરૂપ નથી.

**अबाध्यत्वे**-इति । अबाध्यत्वमशक्याभिभवत्वम् । तदभावे न केवलं न दोषो यावत्प्रकृतस्य रसस्य परिपोषः । यथा-'क्वाकार्यं शशलक्ष्मणः' (पृ. ८२) इत्यादि । अत्र वितर्कौत्सुक्ये मतिस्मरणे शङ्कादैन्ये धृतिचिन्तने परस्परबाध्यबाधकभावेन भवन्ती चिन्तायामेव पर्यवस्यन्ती परमास्वादस्थानम् ।

सत्यं मनोरमाः कामाः सत्यं रम्या विभूतयः ।
५ किन्तु मत्ताङ्गनापाङ्गभङ्गलोलं हि जीवितम् ॥१८९॥

[ व्यासस्य, औचित्यविचारचर्चायां, सुभाषितावलौ (श्लो. ३२६६)]

अत्र त्वाद्यमर्धं बाध्यत्वेनैवोक्तम् । द्वितीयं तु प्रसिद्धास्थिरत्वापाङ्गभङ्गोपमानेन जीवितस्यास्थिरत्वं प्रतिपादयद् बाधकत्वेनोपात्तं शान्तमेव पुष्णाति, न पुनः शृङ्गारस्यात्र प्रतीतिः, तदङ्गस्याप्रतिपत्तेः ।

**ध्वनिकारस्तु**–

१० (१४) विनेयानुन्मुखीकर्तुं काव्यशोभार्थमेव वा ।
तद्विरुद्धरसस्पर्शस्तदङ्गानां न दुष्यति ॥

[ध्वन्यालोक ३.३०]

इति विरोधपरिहारमाह ।

**आश्रयैक्ये**-इति । एकाश्रयत्वे दोषो भिन्नाश्रयत्वे तु वीरभयानकयोः परस्परविरुद्धयोरपि नायकप्रतिनायकगतत्वेन निवेशितयोर्न दोषः । यथा-**अर्जुनचरिते**–

१५ समुत्थिते धनुर्ध्वनौ भयावहे किरीटिनः
महानुपप्लवोऽभवत् पुरे पुरन्दरद्विषाम् ।
श्रवेण तस्य तु ध्वनेर्विलुप्तमूलबन्धनं
अशेषदैत्ययोषितां श्लथीबभूव जीवितम् ॥१९०॥

[अर्जुनचरिते]

२० इत्यादि ।

**नैरन्तर्ये**-इति । एकाश्रयत्वेऽपि शान्तशृङ्गारयोः परस्परविरुद्धयोर्निरन्तरत्वे दोषो न तु रसान्तरान्तरितयोः । यथा **नागानन्दे** शान्तरसस्य–

'अहो गीतमहो वादितम्' ॥१९१॥

[नागानन्द १ (पृ. १०)]

२५ इत्यद्भुतमन्तरे निवेश्य जीमूतवाहनस्य मलयवतीं प्रति शृङ्गारो निबद्धः ।

અબાધ્યત્વ હોતાં - એમ (જે કહ્યું છે તેમાં) અબાધ્યત્વ એટલે અભિભાવ કરવો શક્ય ન હોય તે. તેનો અભાવ હોતાં દોષ સંભવતો જ નથી, કેમ કે, તેનાથી પ્રસ્તુત રસનો પરિપોષ થાય છે. જેમ કે,

''क्वाकार्यं शशलक्ष्मण:'' વગેરે.

અહીં વિર્તકો અને ઔત્સુક્ય, મતિ અને સ્મરણ, શંકા અને દૈન્ય, ધૃતિ અને ચિંતન, પરસ્પર બાધ્યબાધકભાવ વડે થતી ચિંતામાં જ પર્યવસાન પામે છે, જે પરમ આસ્વાદરૂપ છે.

સ્ત્રીઓ મનોરમ છે એ સાચું છે, વૈભવ (પણ) સુંદર છે તે સાચું છે પરંતુ જીવન જ મત્ત સ્ત્રીના કટાક્ષ જેવું ચંચળ (= અસ્થિર) છે. (૧૮૯)

[વ્યાસનું (પદ્ય) ''ઔચિત્યવિચાર-ચર્ચા''માં ''સુભાષિતાવલીમાં, (શ્લો. ૩૨૬૬)]

અહીં, આગળનું અડધું પદ્ય બાધ્ય રીતે જ કહેવાયું છે, જ્યારે બીજું (અડધું પદ્ય) પ્રસિદ્ધ એવા જીવનની અસ્થિરતાને પ્રતિપાદિત કરતાં બાધકરૂપે કહેવાયું છે ને શાંતની જ પુષ્ટિ કરે છે. શૃંગારની અહીં પ્રતીતિ થતી નથી, કેમ કે, તેના (= શૃંગારના) અંગની પ્રતીતિ અહીં છે નહીં.

ધ્વનિકાર તો (કહે છે) -

(૧૪) વિનેયોને ઉન્મુખ કરવા માટે અથવા કાવ્યશોભા માટે શૃંગારથી વિરોધી રસમાં પણ તેનાં (= શૃંગારનાં) અંગોનો (= વિભાવાદિનો) સ્પર્શ થાય તો તે દોષયુક્ત (નિરૂપણ જણાતું) નથી.

[ધ્વન્યાલોક-૩.૩૦]

આ રીતે, વિરોધનો પરિહાર કહે છે.

આશ્રય એક હોતાં - એમ (જે કહ્યું છે તેમાં) એક જ આશ્રય હોતાં દોષ પરંતુ આશ્રય ભિન્ન હોતાં, પરસ્પર વિરુદ્ધ છતાં નાયક તે પ્રતિનાયકમાં રહેલ હોય તેમ નિરૂપાયેલ વીર અને ભયાનક - દોષરૂપ નથી.

જેમ કે, અર્જુનચરિતમાં -

અર્જુનના ભયંકર ધનુષ્યનો અવાજ ઊઠતાં પુરંદરનો (= ઇન્દ્રનો) દ્વેષ કરનારાના નગરમાં મોટો કોલાહલ થયો. તેનો અવાજ સાંભળવાથી દૈત્યોની બધી જ સ્ત્રીઓનું, જેનાં મૂળનું બંધન કમાઈ ગયું છે તેવું જીવન ઢીલું પડ્યું (= નબળું પડ્યું) (૧૯૦) [અર્જુનચરિતમાં]

વગેરે.

નૈરન્તર્ય હોતાં - એમ (જે કહ્યું છે તેમાં) એક જ આશ્રય હોય પણ - પરસ્પર વિરુદ્ધ એવા શાંત અને શૃંગાર એકસાથે નિરૂપાય તો દોષ સંભવે પણ બીજા રસથી અંતરિત થયેલા (શાંત-શૃંગાર)નું (એકાશ્રયત્વ) દોષરૂપ નથી.

જેમ કે, ''નાગાનંદ''માં શાન્તરસનું -

''અહો ગીત ! અહો વાજિંત્ર !'' (૧૯૧) [નાગાનંદ - ૧, પૃ. ૧૦]

એ પ્રમાણે અદ્ભુતને વચ્ચે નિરૂપી જીમૂતવાહનનો મલયવતી પ્રત્યેનો શૃંગાર નિરૂપાયો છે.

न केवलं प्रबन्धे यावदेकस्मिन्नपि वाक्ये रसान्तरव्यवधानाद्विरोधो निवर्तते । यथा–

भूरेणुदिग्धान्नवपारिजातमालारजोवासितबाहुमध्याः ।
गाढं शिवाभिः परिरभ्यमाणान् सुराङ्गनाश्लिष्टभुजान्तरालाः ॥१९२॥
सशोणितैः क्रव्यभुजां स्फुरद्भिः पक्षैः खगानामुपवीज्यमानान् ।
५ संवीजिताश्चन्दनवारिसेकसुगन्धिभिः कल्पलतादुकूलैः ॥१९३॥
विमानपर्यङ्कतले निषण्णाः कुतूहलाविष्टतया तदानीम् ।
निर्दिश्यमानाँल्ललनाङ्गुलीभिर्वीराः स्वदेहान्पतितानपश्यन् ॥१९४॥

[ ]

अत्र बीभत्सशृङ्गारयोरन्तरा वीररसनिवेशान्न विरोधः । वीराः स्वदेहानित्यादिना उत्साहाद्यवगत्या
१० कर्तृकर्मणोः समस्तवाक्यार्थानुयायितया प्रतीतिरिति मध्यपाठाभावेऽपि सुतरां वीरस्य व्यवधायकता ।
स्वदेहानित्यनेन चैकत्वाभिमानादाश्रयैक्यम् ।

अनङ्गत्वे-इति । द्वयोर्विरुद्धयोरङ्गित्वे दोषः, नाङ्गभावप्राप्तौ । सा हि नैसर्गिकी समारोपकृता वा ।
तत्र येषां नैसर्गिकी तेषां तावदुक्तावविरोध एव । यथा विप्रलम्भे तदङ्गानां व्याध्यादीनाम् । ते हि
निरपेक्षभावतया सापेक्षभावविरोधिन्यपि करुणे सर्वथाङ्गत्वेन दृष्टाः । यथा-'भ्रमिमरतिमलसहृदयताम्'
१५ (पृ. ११०) इत्यादि । समारोपितायामप्यदोषो यथा 'कोपात्कोमललोलबाहुलतिका' (पृ. १६) इत्यादि ।
अत्र बद्ध्वा हन्यत इति च रौद्रानुभावानां रूपकबलादारोपितानां तदनिर्वाहादेवाङ्गत्वम् ।

इयं चाङ्गभावप्राप्तिरन्या । यदाधिकारिकत्वात्प्रधान एकस्मिन् काव्यार्थे रसयोर्भावयोर्वा परस्परविरोधिनो-
रङ्गभावस्तत्रापि न दोषः। यथा–

क्षिप्तो हस्तावलग्नः प्रसभमभिहतोऽप्याददानोंऽशुकान्तं
२० गृह्णन् केशेष्वपास्तश्चरणनिपतितो नेक्षितः संभ्रमेण ।
आलिङ्गन् योऽवधूतस्त्रिपुरयुवतिभिः साश्रुनेत्रोत्पलाभिः
कामीवार्द्रापराधः स दहतु दुरितं शाम्भवो वः शराग्निः ॥१९५॥

[अमरुशतक-२]

अत्र त्रिपुररिपुप्रभावमतिशयवर्णने प्रकृते करुण इव शृङ्गारोऽप्यङ्गमिति न तयोर्विरोधः ।
२५ पराङ्गत्वेऽपि कथं विरोधिनोर्विरोधनिवृत्तिरिति चेत्, उच्यते । विधौ विरुद्धसमावेशस्य दुष्टत्वं,
नानुवादे । यथा–

एहि गच्छ पतोत्तिष्ठ वद मौनं समाचर ।
एवमाशाग्रहग्रस्तैः क्रीडन्ति धनिनोऽर्थिभिः ॥१९६॥

[सुभाषितावलौ (१३६८) व्यासमुनेः]

માત્ર પ્રબંધમાં જ નહીં પરંતુ એક વાક્યમાં પણ બીજા રસના વ્યવધાનથી વિરોધ દૂર થાય છે. જેમ કે,

નવીન પારિજાતની માળાની પરાગથી સુવાસિત થયેલ છાતીવાળા, દેવાંગનાઓથી આશ્લેષ પામેલ છાતીવાળા, ચંદનરસ છાંટવાથી સુગંધિત થયેલ કલ્પલતાનાં વસ્ત્રો વડે પંખો નંખાયેલા, વિમાનના પલંગ ઉપર બેઠેલા વીરોએ ત્યારે કુતૂહલપૂર્વક આંગળીથી નિર્દેશેલા, પૃથ્વીની રજથી ખરડાયેલા, શિયાળવીઓ વડે જોરથી વળગવામાં આવેલા, માંસ ખાનાર પક્ષીઓની લોહીયુક્ત ફરફરતી પાંખો વડે પવન નંખાયેલ પોતાના દેહો પડેલા જોયા. (૧૯૨, ૧૯૩, ૧૯૪)                                                                                    [                    ]

અહીં બીભત્સ તથા શૃંગારની વચ્ચે વીરરસના નિરૂપણથી વિરોધ (આવતો) નથી. ''વીરો પોતાના દેહને'' વગેરે દ્વારા ઉત્સાહની સમજ આવતાં, કર્તા અને કર્મની, આખા વાક્યાર્થમાં અનુયાયી થાય એ રીતે, પ્રતીતિ થાય છે તેથી વચ્ચે (કોઈના) પાઠના અભાવમાં પણ વીરનું વ્યવધાન બનવું વધુ સારી રીતે (સિદ્ધ) થાય છે. ''પોતાના દેહોને'' દ્વારા એક કર્તાની સમજ દ્વારા આશ્રયૈક્ય (સિદ્ધ થાય છે).

અંગરૂપ ન હોતાં - એમ (જે કહ્યું છે તેમાં) બે વિરુદ્ધ રસ મુખ્ય હોતાં દોષરૂપ બને છે પરંતુ અંગરૂપ પ્રાપ્ત થતાં (દોષરૂપ) નહીં. તે (અંગત્વપ્રાપ્તિ) સ્વાભાવિક હોય અથવા 'આરોપિત' પણ હોય. તે પૈકી જેમની સ્વાભાવિક છે તેમને તે પ્રમાણે કહેતાં વિરોધ નથી જ. જેમ કે, વિપ્રલંભમાં તેના અંગરૂપ વ્યાધિ વગેરેનું (નિરૂપણ). તે (વ્યાધિ વગેરે) નિરપેક્ષ હોતાં, અપેક્ષાભાવના વિરોધી છે છતાં, કરુણમાં દરેક રીતે અંગરૂપે જોવા મળે છે. જેમ કે ''भ्रमिमरतिमलसहृदयताम्'' વગેરેમાં. સમારોષિત (અંગભાવપ્રાપ્તિ)માં દોષનો અભાવ જેમ કે, ''कोपात्कोमललोलबाहुलतिका'' વગેરેમાં. અહીં, ''બાંધીને હણાય છે'' એ રૌદ્રના અનુભાવ રૂપકના બળથી આરોપિત કરાયા છે. તેમનો નિર્વાહ નથી કરાતો તેથી અંગત્વ (પ્રાપ્ત થાય) છે. વળી, એકબીજા પ્રકારની અંગભાવપ્રાપ્તિ, જેમ કે, (પ્રસ્તુત) આધિકારિક હોવાથી મુખ્ય એવા એક કાવ્યાર્થને વિષે પરસ્પર વિરોધી એવા બે રસ કે બે ભાવનો અંગભાવ હોય ત્યાં પેણ દોષ નથી. જેમ કે,

હાથને વળગેલાને ફેંકી દેવાયેલ, વસ્ત્રના છેડાને પકડવા જતાં જોરથી પ્રહાર કરાયેલ, ચરણે પડેલાને વાળથી પકડીને દૂર કરાયેલ, સંભ્રમને લીધે જોવામાં ન આવેલ, આલિંગન કરતાં જે દેવસ્ત્રીઓ વડે આંસુપૂર્ણ નેત્રકમલ દ્વારા તિરસ્કાર પામેલ, હમણાં જ અપરાધ કર્યો છે તેવા કામીની જેમ શંભુનાં બાણોનો અગ્નિ તમારાં પાપ બાળી નાખો. (૧૯૫)

[અમરુશતક - ૨]

અહીં ત્રિપુરરિપુના અતિશય પ્રભાવનું વર્ણન પ્રસ્તુત હોતાં કરુણની જેમ શૃંગાર પણ અંગભૂત છે તેથી તે બે વચ્ચે વિરોધ નથી.

બીજાના અંગરૂપ હોવા છતાં પણ કઈ રીતે વિરોધીઓના વિરોધનું નિવારણ થાય છે એમ જો કહો તો - કહે છે - વિધિમાં વિરુદ્ધ વિગતો સાથે હોતાં દોષ રહે છે, અનુવાદમાં નહીં, જેમ કે,

આવ, જા, નીચે પડ, ઊભો થા, બોલ, ચૂપ રહે એ રીતે (ધન મળવાની) આશારૂપી ગ્રહથી પીડાતા યાચકો સાથે ધનવાનો ખેલે છે. (૧૯૬)          [સુભાષિતાવલીમાં (૧૩૬૮) વ્યાસમુનિનું (પદ્ય)]

न ह्यत्र विधिस्तदैव तदेव कुरु माकार्षीरितिवदेकदा प्राधान्यलक्षणोऽपि त्वन्याङ्गतालक्षणोऽनुवादः । एहीति क्रीडन्ति, गच्छेति क्रीडन्तीति क्रीडाङ्गयोरागमनगमनयोर्न विरोधः, न च रसेषु विध्यनुवादव्यवहारो नास्तीति शक्यं वक्तुम् । तेषां वाक्यार्थत्वेनाभ्युपगमात् । वाक्यार्थस्य च वाच्यस्य यौ विध्यनुवादौ तौ तदाक्षिप्तानां रसानामपि भवतः । अथवा त्रिपुररिपुप्रभावातिशयस्य करुणोऽङ्गम्, तस्य तु शृङ्गारस्तथापि न करुणे
५ विश्रान्तिरिति तस्याङ्गतैव । अथवा प्राग् यथा कामुक आचरति स्म तथा शराग्निरिति स्मर्यमाणशृङ्गारेणेदानीं विध्वस्ततया शोकविभावतां प्रतिपद्यमानेन पोषितः करुणो रसः प्रधानमेव वाक्यार्थमभिधत्ते, यतः प्रकृतिरमणीयाः पदार्थाः शोचनीयतां प्राप्ताः प्रागवस्थाभाविभिः स्मर्यमाणैर्विलासैरधिकतरं शोकावेगमुपजनयन्ति । यथा-'अयं स रसनोत्कर्षी' (पृ. ११०) इति । इदं हि भूरिश्रवसः समरभुवि पतितं बाहुं दृष्ट्वा तत्कान्तानामनुशोचनम् । तथात्रापि त्रिपुरयुवतीनां शाम्भवः शराग्निरार्द्रापराधः कामी यथा
१० व्यवहरति स्म तथा व्यवहृतवानित्यनेनापि प्रकारेणास्त्येवाविरोधित्वम् । एवं च–

दन्तक्षतानि करजैश्च विपाटितानि
प्रोद्भिन्नसान्द्रपुलके भवतः शरीरे ।
दत्तानि रक्तमनसा मृगराजवध्वा
जातस्पृहैर्मुनिभिरप्यवलोकितानि ॥१९७॥

१५ [ ]

इत्यादावपि शृङ्गारः शान्तस्याङ्गम् । तथा हि—यथा कश्चिन्मनोरथशतप्रार्थितप्रेयसीसंभोगावसरे जात-पुलकस्तथा त्वं परार्थसम्पादनाय स्वशरीरदान इति शृङ्गारेण शान्त एव पोष्यत इति । यत्र तु न पोष्यते तत्रानङ्गत्वाद्दोष एव । यथा–

राममन्मथशरेण ताडिता दुःसहेन हृदये निशाचरी ।
२० गन्धवद् रुधिरचन्दनोक्षिता जीवितेशवसतिं जगाम सा ॥१९८॥

[रघु० ११.२०]

अत्र प्रकृतस्य करुणरसस्य विरुद्धः शृङ्गारो न पोषकः ।

**८७) विभावानुभावक्लेशव्यक्तिपुनःपुनर्दीप्त्यकाण्डप्रथाच्छेदाङ्गातिविस्तराङ्ग्यननु-सन्धानानङ्गाभिधानप्रकृतिव्यत्ययाश्च ॥३॥**

२५ एते चाष्टौ रसस्य दोषाः । तत्र विभावानुभावयोः क्लेशव्यक्तिर्यथा–

परिहरति रतिं मतिं लुनीते स्खलतितरां परिवर्तते च भूयः ।
इति बत विषमा दशास्य देहं परिभवति प्रसभं किमत्र कुर्मः ॥१९९॥

[ ]

અહીં વિધિ નથી. (જેમ કે) ત્યારે તે જ કર, (તે) ન કર (વગેરે). એકવાર પ્રાધાન્ય જણાય પણ અન્યત્ર અંગરૂપતા હોય તે અનુવાદ છે. ''આવ'' એમ ''ખેલે છે'', ''જા'' એમ ''ખેલે છે'', (તેમાં) ક્રીડા-રમત-ના અંગભૂત આવવા-જવાની ક્રિયાનો વિરોધ નથી. અને રસને વિષે વિધિ-અનુવાદ વ્યવહાર નથી એમ કહેવું શક્ય નથી. કેમ કે, તે (= રસ) વાક્યાર્થરૂપે પ્રાપ્ત થાય છે. વાચ્ય એવા વાક્યાર્થના જે વિધિ ને અનુવાદ હોય તે તેનાથી આક્ષિપ્ત થતા રસના પણ થાય છે. અથવા, ત્રિપુરરિપુના અતિશય પ્રભાવનો કરુણ અંગભૂત છે, અને તેનો શૃંગાર (અંગભૂત છે) પરંતુ તે કરુણમાં વિશ્રાન્ત ન થતો હોઈ તેની અંગરૂપતા જ છે. અથવા પહેલાં જે રીતે કામુક આચરણ કરતો હતો તે રીતે બાણથી વરસતાં અગ્નિ (આચરણ કરે છે), એ રીતે સ્મરણ કરતા શૃંગાર દ્વારા અત્યારે (પોતે) વિધ્વસ્ત થઈ જતાં શોકના વિભાવરૂપને પામવાથી (તે દ્વારા) પુષ્ટ થયેલ કરુણ રસ મુખ્ય વાક્યાર્થને જ કહે છે, કેમ કે, સ્વભાવથી જ સુંદર પદાર્થો શોચનીય સ્વરૂપ પ્રાપ્ત થતાં, પહેલાંની પરિસ્થિતિમાં રહેલા, સ્મરણ કરાતા વિલાસો દ્વારા વધારે શોકનો આવેગ જન્માવે છે. જેમ કે, अयं च रशनोत्कर्षी... વગેરે.

ખરેખર આ ભૂરિશ્રવાના યુદ્ધભૂમિ પર પડેલા હાથને જોઈને તેની કાન્તાઓનો શોક છે. તે રીતે અહીં પણ ત્રિપુરયુવતીઓનો (શોક છે). શિવાજીના બાણનો અગ્નિ, ઘેરા અપરાધવાળો કામી જેમ વ્યવહાર કરે તેમ વ્યવહાર કરે છે. એ રીતે પણ - વિરોધ રહેલો જ છે. અને વળી,

ઉત્પન્ન થયેલ ગાઢ રોમાંચયુક્ત આપના શરીર ઉપર, રક્ત મનવાળી મૃગરાજની વધૂ વડે આપવામાં આવેલ (= કરાયેલ) દાંતના ઘા અને નખ દ્વારા (કરાયેલ) ચીરફાડ સ્પૃહા ઉદ્‌ભવેલા મુનિઓ વડે જોવામાં આવેલ છે. (૧૯૭) [ ]

વગેરેમાં પણ શૃંગાર શાંતના અંગરૂપ છે. તે જ રીતે, જેમ કોઈકને, સેંકડો મનોરથોથી પ્રાર્થિત પ્રેયસી સાથેના સંભોગ સમયે રોમાંચ ઉત્પન્ન થાય તે રીતે તું પરાર્થની પ્રાપ્તિ માટે પોતાના શરીરનું દાન કરતી વખતે (રોમાંચ અનુભવે છે) એમ શૃંગાર દ્વારા શાંતરસ જ પુષ્ટ થાય છે પરંતુ જ્યાં પુષ્ટિ થતી નથી ત્યાં (તે) અંગરૂપ ન હોઈ દોષ છે જ. જેમ કે,

રામના કામબાણ વડે હૃદયમાં ઘવાયેલી (તથા) ગંધાતા રુધિરરૂપી ચંદનથી લેપાયેલી (સુગંધિત રક્તચંદનનો લેપ કર્યો છે તેવી) તે રાક્ષસી (રાત્રે ફરનારી - અભિસારિકા) યમના (પ્રાણનાથના) ઘેર પહોંચી ગઈ. (૧૯૮) [રઘુ. ૧૧-૨૦]

અહીં, પ્રસ્તુત એવા કરુણરસનો વિરોધી શૃંગાર પુષ્ટિ કરનાર નથી.

**૮૭) વિભાવ-અનુભાવની મુશ્કેલીથી થતી અભિવ્યક્તિ, વારંવાર દીપન, એકાએક કરાતો આરંભ (અને) છેદ, અંગ (ભૂત વિગત)નો અતિવિસ્તાર, અંગીનું અનુસંધાન ન રહે તે, અંગરૂપ ન હોય તેનું કથન અને પ્રકૃતિ વ્યત્યય (સ્વાભાવિકતાનું ખંડન) (એ આઠ રસદોષો છે) (૩)**

આ આઠ રસના દોષો છે. તેમાં વિભાવ અને અનુભાવની મુશ્કેલીથી (=બળપૂર્વક, પરાણે) અભિવ્યક્તિ જેમ કે,

રુચિનો પરિહાર કરે છે, મતિને (બુદ્ધિ, વિવેકને) છીનવી લે છે, વારંવાર પડે છે, ઘણીવાર આળોટે છે. અરેરે ! અફસોસ ! આવી વિષમદશા એના દેહનો એકદમ પરિભવ કરે છે (= દેહની વિષમ દશા થઈ રહી છે). એમાં આપણે શું કરીએ ? (૧૯૯) [ ]

अत्र रतिपरिहारादीनामनुभावानां करुणादावपि संभवात्कामिनीरूपो विभावः क्लेशप्रतिपाद्यः ।

कर्पूरधूलिधवलद्युतिपूरधौत-
दिङ्मण्डले शिशिररोचिषि तस्य यूनः ।
लीलाशिरोंशुकनिवेशविशेषक्लृप्ति-
व्यक्तस्तनोन्नतिरभून्नयनावनौ सा ॥२००॥

[ ]

अत्रोद्दीपनालम्बनरूपाः शृङ्गारयोग्या विभावा अनुभावापर्यवसायिनः स्थिता इति क्लेशव्यक्तिः ।

**पुनः पुनर्दीप्तिर्यथा कुमारसंभवे** रतिप्रलापेषु (सर्ग ४) । उपभुक्तो हि रसः स्वसामग्रीलब्धपरिपोषः पुनः पुनः परामृश्यमानः परिम्लानकुसुमकल्पः कल्पत इति ।

**अकाण्डे प्रथनं** यथा **वेणीसंहारे** द्वितीयेऽङ्के दुर्योधनस्य धीरोद्धतप्रकृतेरपि तथाभूतभीष्मप्रमुख-महावीरलक्षक्षयकारिणि समरसंरम्भे प्रवृत्ते शृङ्गारवर्णने ।

**अकाण्डे छेदो** यथा वत्सराजस्य रत्नावल्यां चतुर्थेऽङ्के रत्नावलीनामधेयमप्यगृह्णतो विजयवर्मवृत्तान्ता-कर्णने । यथा वा **वीरचरिते** द्वितीयेऽङ्के राघवभार्गवयोर्धाराधिरूढे वीररसे 'कङ्कणमोचनाय गच्छामि' इति राघवस्योक्तौ ।

**अङ्गस्याप्रधानस्यातिविस्तरेण वर्णनं** यथा **हयग्रीववधे** हयग्रीवस्य । यथा वा विप्रलम्भशृङ्गारे नायकस्य कस्यचिद्वर्णयितुमनुक्रान्ते कवेर्यमकाद्यलङ्कारनिबन्धनरसिकतया महाप्रबन्धेन समुद्रादेः । तथा हि **हरिविजये**-ईर्ष्याकुपितसत्यभामानुनयनप्रवृत्तस्य हरेः पारिजातहरणव्यापारेणोपक्रान्तविप्रलम्भस्य वर्णन-प्रस्तावे गलितकनिबन्धनरसिकतया कविना समुद्रवर्णनमन्तरा गडुस्थानीयं विस्तृतम् । तथा **कादम्बर्यां** 'रूपविलास' (का. पृ. १३) इत्यादिना महाविप्रलम्भबीजेऽप्युपक्षिप्ते तदनुपयोगिनीष्वटवी-शबरेशाश्रम-मुनिनगरीनृपादिवर्णनास्वतिप्रसङ्गाभिनिवेशः । तथा **हर्षचरिते** 'जयति ज्वलद्' (ह. च. श्लो. २१, पृ. ६) इत्यादिना **हर्षोत्कर्षवद्** विजयबीजे **बाणान्वयवर्णनम्**, तत्रापि चानन्वितप्राय एव सारस्वतोत्पत्तिपर्यन्तो महान् ग्रन्थसन्दर्भः । **शिशुपालवधादौ** चादितः कृतप्रतिद्वन्द्विविजयबीजोपक्षेपावगाढव्याप्तिमद्वीरर-सानुबन्धेऽपि (सर्ग १-२) तदसङ्गतशृङ्गाराङ्गभूततत्तदृतूपवनविहारपुष्पावचायमज्जनादिवर्णनास्वत्यासक्तिः (सर्ग ३-११) । तदित्थमप्रस्तुतवस्तुविस्तृतिः प्रस्तुतरसप्रतीतिव्यवधानकारिण्यपि महाकविलक्ष्येषु भूयसा दृश्यत इति तत्त्वं त एव विदन्ति ।

**अङ्गिनः प्रधानस्याननुसन्धानं** यथा **रत्नावल्यां** चतुर्थेऽङ्के बाभ्रव्यागमनेन सागरिकाया विस्मृतिः । अनुसन्धिर्हि सर्वस्वं सहृदयतायाः, यथा **तापसवत्सराजे** षट्स्वप्यङ्केषु वासवदत्ताविषयः प्रेमबन्धः कथावशादाशङ्क्यमानविच्छेदोऽप्यनुसंहितः ।

અહીં, રતિનો પરિહાર વગેરે અનુભાવો કરુણ (રસ) વગેરેમાં પણ સંભવતા હોવાથી કામિનીરૂપ વિભાવની પ્રતિપત્તિ મુશ્કેલીથી થાય છે.

કપૂરના રજ જેવી શ્વેત દ્યુતિનાં પૂરથી દિશામંડળને ચંદ્રે ધોળી નાખ્યું છે ત્યારે લીલાપૂર્વક માથે વસ્ત્ર નાખવાની વિશેષ રચનાથી જેના સ્તનની ઉન્નતતા વ્યક્ત થઈ છે તેવી તે (નાયિકા) તે યુવાનની નજરે પડી. (૨૦૦)

[　　　　　　]

અહીં, ઉદ્દીપનરૂપ અને આલંબનરૂપ, શૃંગારને યોગ્ય વિભાવો, અનુભાવમાં પર્યવસિત થતા નથી તેથી તેની પ્રતીતિ મુશ્કેલીથી થાય છે.

વારંવાર દીપન – જેમ કે, "કુમારસંભવ"માં રતિપ્રલાપમાં (સર્ગ-૪) પોતાની સામગ્રીથી પરિપોષ પામેલ રસનો વારંવાર પરામર્શ થતાં (= વારંવાર સૂંઘવાથી) કરમાઈ ગયેલા પુષ્પ જેવો લાગે છે.

એકાએક (સંદર્ભ વિના) નિરૂપણ (આરંભ) જેમ કે, "વેણીસંહાર"માં બીજા અંકમાં, ધીરોદ્ધત પ્રકૃતિનો હોવા છતાં, તે પ્રકારના ભીષ્મ વગેરે મહાન યોદ્ધાઓનો ક્ષય કરનાર (ભયંકર) યુદ્ધના પ્રસંગે – દુર્યોધનના શૃંગારવર્ણનમાં (સંદર્ભ વગરનું) નિરૂપણ છે.

અચાનક નિરૂપણનો ભંગ – જેમ કે, "રત્નાવલી"માં ચોથા અંકમાં, રત્નાવલીનું નામ પણ ન લેતાં (= એકદમ જાણે ભૂલી જ ગયો હોય તેમ) વત્સરાજ વિજયવર્માના વૃત્તાંતને સાંભળે છે ત્યારે (શૃંગારનો દોર અચાનક કપાઈ જતો લાગે છે.) અથવા જેમ કે, વીરચરિતમાં, બીજા અંકમાં, રામ અને પરશુરામનો વીરરસ બરાબર જામ્યો હોય છે ત્યારે, "કંકણ છોડાવવા જાઉં છું" એવી રામની ઉક્તિમાં (વીરરસ અચાનક કપાઈ જતો લાગે છે).

ગૌણ અને અંગભૂત વિગતનું અતિ વિસ્તારથી વર્ણન – જેમ કે હયગ્રીવવધમાં હયગ્રીવનું, અથવા જેમ કે, વિપ્રલંભ શૃંગારમાં કોઈક નાયકનું વર્ણન કરવાનું શરૂ કરેલ હોવા છતાં યમક વગેરે અલંકારોના નિરૂપણમાં કવિને રસ હોઈ સમુદ્ર વગેરેનું વિસ્તારથી (વર્ણન). વળી જેમ કે, હરિવિજયમાં, ઈર્ષ્યાથી ગુસ્સે થયેલાં સત્યભામાને મનાવવામાં પ્રવૃત્ત થયેલ હરિના પારિજાત લાવવારૂપ ક્રિયાથી, આરંભાયેલ વિપ્રલંભના વર્ણન પ્રસંગે, "ગલિતક"ના નિરૂપણમાં રસ હોવાથી કવિએ વચ્ચે નકામા સમુદ્ર વર્ણનને વિસ્તાર્યું છે. તે જ રીતે, "કાદંબરી"માં "રૂપવિલાસ (કા. પૃ. ૧૩)" વગેરે દ્વારા મહાવિપ્રલંભનું બીજ નાખેલ હોવા છતાં, તેને ઉપયુક્ત નહીં તેવાં જંગલ, શબરરાજાનો આશ્રમ, મુનિ, નગરી, રાજા વગેરેના વર્ણનમાં નકામા લંબાણનો અભિનિવેશ (કવિ દાખવે છે) તેમજ "હર્ષચરિત"માં 'जयति ज्वलद्' (હ. ચ. ૨૧ પૃ. ૬) વગેરે દ્વારા હર્ષના ઉત્કર્ષવાળા વિજયનું બીજ (રોપતાં), બાણના વંશનું વર્ણન (અને) તેમાં પણ જોડાયેલા નહીં તેવા સારસ્વતોની ઉત્પત્તિ સુધીનો મોટો ગ્રંથસંદર્ભ (અંગભૂતના અતિવિસ્તારના વર્ણનનું ઉદાહરણ છે). "શિશુપાલવધ" વગેરેમાં આરંભથી જ દુશ્મનના વિજય માટે બીજ નિક્ષેપથી ઘેરા વ્યાપવાળા વીરરસના સંગત વર્ણનમાં પણ, (સર્ગ ૧, ૨) તેને અસંગત શૃંગારનાં અંગભૂત તેવાં જે તે ઋતુ, ઉપવનમાં વિહાર, ફૂલ વીણવાં, જળમાં મજ્જન (= ડૂબકી મારવી) વગેરે વર્ણનોમાં (કવિ) અત્યંત આસક્તિ (બતાવે છે) (સર્ગ ૩-૧૧).

તો આ રીતે, અપ્રસ્તુત વસ્તુનો વિસ્તાર પ્રસ્તુત રસની પ્રતીતિમાં વ્યવધાન લાવનાર હોવા છતાં, મહાકવિના ગ્રંથોમાં વારંવાર જણાય છે તે (અંગે) હકીકત તેઓ પોતે જ જાણે છે.

મુખ્ય એવા અંગી (રસ)નું અનુસંધાન ન રહે તે જેમ કે, "રત્નાવલી"માં ચોથા અંકમાં, બાભ્રવ્યના આગમનથી સાગરિકાનું વિસ્મરણ. અનુસંધાન જ સહૃદયતાનું સર્વસ્વ છે. જેમ કે, "તાપસવત્સરાજ"માં છ યે અંકોમાં વાસવદત્તા અંગેનો પ્રેમસંબંધ, કથાને કારણે વિચ્છેદની આશંકા થવા છતાં (પુનઃ) અનુસંધાન પામ્યો છે.

**अनङ्गस्य रसानुपकारकस्य वर्णनं** यथा **कर्पूरमञ्जर्यां** नायिकया स्वात्मना च वसन्तवर्णनमनादृत्य बन्दिवर्णितस्य तस्य राज्ञा प्रशंसनम्। [जवनिका १]

**प्रकृतिव्यत्यय** इति। प्रकृतिर्दिव्या मानुषी दिव्यमानुषी पातालीया मर्त्यपातालीया दिव्यपातालीया दिव्यमर्त्यपातालीया चेति सप्तधा।

५ वीररौद्रशृङ्गारशान्तरसप्रधाना धीरोदात्तधीरोद्धतधीरललितधीरप्रशान्ता उत्तमाधममध्यमा च।

तत्र रतिहासशोकाद्भुतानि मानुषोत्तमप्रकृतिवद्दिव्यादिष्वपि।

किंतु रतिः संभोगशृङ्गाररूपा, उत्तमदेवताविषया न वर्णनीया। तद्वर्णनं हि पित्रोः संभोगवर्णनमिवात्यन्तमनुचितम्। यत्तु **कुमारसंभवे** हरगौरीसंभोगवर्णनं तत्कविशक्तितिरस्कृतत्वाद् भूम्ना न दोषत्वेन प्रतिभासते।

१० क्रोधोऽपि भ्रुकुट्यादिविकारवर्जितः सद्यः फलदो निबद्धव्यः।

यथा—

क्रोधं प्रभो संहर संहरेति यावद्गिरः खे मरुतां चरन्ति।
तावत् स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार॥२०१॥

[कुमारसंभव ३.७२]

१५ स्वःपातालगमनसमुद्रलङ्घनादावुत्साहस्तु मानुषेभ्योऽन्येषु। मानुषेषु तु यावदवदानं प्रसिद्धमुचितं वा तावदेव वर्णनीयम्। अधिकं तु निबध्यमानमसत्यप्रतिभासेन नायकवद्वर्तितव्यं, न प्रतिनायकवदित्युपदेशे न पर्यवस्येत्। एवमुक्तानां प्रकृतीनामन्यथावर्णनं व्यत्ययः।

तथा तत्रभवन् भगवन्निति उत्तमेन वाच्यम्, नाधमेन, मुनिप्रभृतौ न राजादौ। भट्टारकेति न राजादौ। परमेश्वरेति न मुनिप्रभृतौ। प्रकृतिव्यत्ययापत्तेः। यदाह—

२० (१५) तत्र भवन् भगवन्निति नार्हत्यधमो गरीयसो वक्तुम्।
भट्टारकेति च पुनर्नैवैतानुत्तमप्रकृतिः॥
तत्रभवन् भगवन्निति नैवार्हत्युत्तमोऽपि राजानम्।
वक्तुं नापि कथञ्चिन्मुनिं च परमेश्वरेशेति॥

[रुद्रट ६.१९-२०]

२५ एवं देशकालवयोजात्यादीनां वेषव्यवहारादि समुचितमेवोपनिबद्धव्यम्।

અંગભૂત ન હોય (એટલે) રસને ઉપકારક ન હોય તેનું વર્ણન - જેમ કે, ''કર્પૂરમંજરી''માં નાયિકા વડે પોતે (કરેલા) વસંતવર્ણન વિષે અનાદૃત એવી (= ધ્યાન ન આપીને) બંદીજનો વડે કરાતી પ્રશંસા (અનંગભૂત જણાય છે)　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　[જવનિકા-૧]

પ્રકૃતિ વ્યત્યય (= સ્વભાવમાં પરિવર્તન) જેમ કે, પ્રકૃતિ (અથવા સ્વભાવ) દિવ્યા, માનુષી, દિવ્યમાનુષી, પાતાલીયા, મર્ત્યપાતાલીયા, દિવ્યપાતાલીયા, દિવ્યમર્ત્ય પાતાલીયા એમ સાત પ્રકારની છે. (વળી) વીર, રૌદ્ર, શૃંગાર અને શાંતરસના પ્રાધાન્યવાળી ધીરોદાત, ધીરોદ્ધત, ધીરલલિત અને ધીરશાંત (નાયકની હોય છે) અને ઉત્તમ, મધ્યમ અને અધમ (એમ પણ ત્રિવિધ પ્રકૃતિ-સ્વભાવ-હોય છે).

તેમાં રતિ, હાસ, શોક અને અદ્ભુત માનુષ (તથા) ઉત્તમ પ્રકૃતિની જેમ દિવ્ય (પ્રકૃતિ) વગેરેમાં પણ (હોય છે). પરંતુ સંભોગ-શૃંગારરૂપ રતિ ઉત્તમ દેવતાની બાબતમાં વર્ણવાવી જોઈએ નહીં, કેમ કે, તેનું વર્ણન માતાપિતાના સંભોગના વર્ણનની જેમ અત્યંત અનુચિત છે. પરંતુ ''કુમારસંભવ''માં જે શિવ અને પાર્વતીના સંભોગનું વર્ણન છે તે તો કવિની શક્તિ દ્વારા દબાઈ જતું હોવાથી મહદ્અંશે દોષરૂપ જણાતું નથી.

(ઉત્તમોનો) ક્રોધ પણ ભ્રુકુટી વગેરેના વિકાર વગેરેનો (તથા) તરત જ ફલ આપનાર હોય તેવો નિરૂપવો જોઈએ. જેમ કે,

હે પ્રભુ, ક્રોધને કાબૂમાં રાખો - કાબૂમાં રાખો.. એવી દેવોની વાણી આકાશમાં જ્યાં થઈ ત્યાં તો શિવના નેત્રમાંથી જન્મેલા તે અગ્નિએ કામદેવને ભસ્માવશેષ કરી દીધો. (૨૦૧)　　　[કુમાર૦-૩.૭૨]

સ્વર્ગ (તથા) પાતાળમાં ગમન, સમુદ્ર ઓળંગી જવો વગેરેમાં ઉત્સાહ તો માનુષમાં અને અન્યમાં પણ (નિરૂપી શકાય) માણસમાં તો જેટલું કર્મ પ્રસિદ્ધ હોય કે ઉચિત હોય તેટલું જ વર્ણવવું જોઈએ. અધિક તો પ્રયોજાતાં, તે અસત્ય જણાતું હોઈ - ''નાયકની જેમ વર્તવું જોઈએ, પ્રતિનાયકની જેમ નહીં'' એ પ્રમાણેના ઉપદેશમાં પર્યવસિત નહીં થાય. આ પ્રમાણે કહેવાયેલ પ્રકૃતિનું તેથી ભિન્ન વર્ણન તે પ્રકૃતિ વ્યત્યય દોષ છે.

વળી, ''સજ્જન'', ''ભગવાન'' એ રીતે ઉત્તમ પુરુષે કહેવું જોઈએ, અધમે નહીં. (વળી) (તે વચન) મુનિ વગેરે વિષે (પ્રયોજાવું જોઈએ), રાજા વિષે નહિ. રાજા વિષે ''ભટ્ટારક'' (પણ) ન (પ્રયોજવું). ''પરમેશ્વર'' વગેરે મુનિ વિષે ન (પ્રયોજવું). (તેમ કરવાથી) પ્રકૃતિવિપર્યય થવાની આપત્તિ આવશે. જેમ કે, કહ્યું છે કે -

(૧૫) અધમ (પ્રકૃતિવાળો) વક્તા (રાજા વગેરે) ઉત્તમોને (પણ) ''तत्रभवन्, भगवन्'' આદિ સંબોધનપદોથી ઉદ્દેશી શકતો નથી. એ રીતે, (ભટ્ટારક એ પદથી સંબોધનને યોગ્ય હોવા છતાં) આ ઉત્તમ (રાજા વગેરે)ને ઉત્તમ પ્રકૃતિવાળો (વક્તા) ''ભટ્ટારક'' પદથી સંબોધિત નથી કરી શકતો. ઉત્તમ વક્તા (= મુનિ, મંત્રી) વગેરે तत्रभवन्, 'भगवन्' આદિ (સંમાનસૂચક) પદોના પ્રયોગમાં (અધિકારી હોવા છતાં) રાજાને આ પદોથી સંબોધિત નથી કરી શકતો. (એ રીતે) ઉત્તમ પ્રકૃતિવાળો (રાજા) પણ મુનિને ''પરમેશ્વર'', ''ઈશ'' વગેરે પદોથી સંબોધિત નથી કરી શકતો.

[રુદ્રટ-૬.૧૯-૨૦]

આ રીતે દેશ, કાળ, વય, જાતિ વગેરેને વિષે વેશ, વ્યવહાર વગેરે ઉચિત રીતે જ નિરૂપવા જોઈએ.

यदुक्तम्—

(१६) अनौचित्यादृते नान्यद्रसभङ्गस्य कारणम् ।
प्रसिद्धौचित्यबन्धस्तु रसस्योपनिषत्परा ॥ इति

[ध्वन्यालोक ३.१४, वृत्तौ]

५ भक्त्या शब्दार्थयोर्दोषा इत्युक्तम् । तत्र च शब्दस्य पदवाक्यरूपत्वात्प्रथमं द्वौ पददोषावाह-

**८८) निरर्थकासाधुत्वे पदस्य ॥४॥**

दोष इति वर्तते । कृतसमासयोर्भावप्रत्ययः । तेन निरर्थकत्वमसाधुत्वं च पदस्य दोषौ । एवमुत्तरत्रापि योज्यम् । तत्र चादीनां पूरणार्थत्वे निरर्थकत्वं यथा—

मुह्यन्मुहुर्मुहुरहं चपलाकुलाक्षः
१० कृत्वा स्खलन्ति भवतोऽभिमुखं पदानि ।
स्वामिन् भवच्चरणयोः शरणं प्रपन्नः
संसारदारुणदरेण हि कांदिशीकः ॥२०२॥

[ ]

पदैकदेशः पदमेव तन्निरर्थकत्वं यथा—

१५ आदावञ्जनपुञ्जलिप्तवपुषां श्वासानिलोल्लासित-
प्रोत्सर्पद्विरहानलेन च ततः सन्तापितानां दृशाम् ।
सम्प्रत्येव निषेकमश्रुपयसा देवस्य चेतोभुवो
भल्लीनामिव पानकर्म कुरुते कामं कुरङ्गेक्षणा ॥२०३॥

[ ]

अत्र दृशामिति बहुवचनमनर्थकम् । कुरङ्गेक्षणाया एकस्या एवोपादनात् ।

२० न च—

अलसवलितैः प्रेमार्द्रार्द्रैर्मुहुर्मुकुलीकृतैः
क्षणमभिमुखैर्लज्जालोलैर्निमेषपराङ्मुखैः ।
हृदयनिहितं भावाकूतं वमद्भिरिवेक्षणैः
कथय सुकृती कोऽयं मुग्धे त्वयाद्य विलोक्यते ॥२०४॥

२५ [अमरु० ४]

इत्यादिवद् व्यापारभेदाद् बहुत्वम्, व्यापाराणामनुपात्तत्वात् । न च व्यापारेऽत्र दृक्शब्दो वर्तते ।

જેમ કે, કહ્યું છે કે -

(૧૬) અનૌચિત્ય સિવાય રસના ભંગનું બીજું કારણ નથી. પ્રસિદ્ધ ઔચિત્યવાળી રચના એ રસનું પરમ રહસ્ય છે. [ધ્વન્યાલોક-૩.૧૪, વૃત્તિ]

ઉપચારથી "શબ્દ અને અર્થના" દોષો એમ કહ્યું છે. તેમાં શબ્દ પદ અને વાક્યરૂપ હોવાથી પહેલાં બે પદદોષો કહે છે.

**૮૮) નિરર્થકત્વ અને અસાધુત્વ (એ બે) પદના (દોષો છે). (૪)**

"દોષ" એમ આગળથી ચાલે છે. કૃદંત અને સમાસમાં ભાવપ્રત્યય છે. તેથી, નિરર્થકત્વ અને અસાધુત્વ એ બે પદના દોષો છે. એ જ રીતે પછી પણ યોજાવું, તેમાં 'ચ' વગેરેના પાદપુરક તરીકેના ઉપયોગને વિષે નિરર્થકત્વ (દોષ) જેમ કે -

હું વારંવાર મોહ પામું છું, ચંચળ અને વ્યગ્ર આંખોવાળો છું, આપની સમક્ષ ડગ ભરતાં પગ લથડે છે. હે સ્વામી, હું આપના ચરણોના શરણે આવ્યો છું. કેમકે, હું સંસારરૂપી દારુણ ભયથી બીને ભાગેલો છું. (૨૦૨) [ ]

પદનો એક ભાગ તે પદ જ (કહેવાય). તેનું નિરર્થકત્વ જેમ કે, -

પહેલાં કાજળના સમૂહથી લેપાયેલ શરીરવાળા (બાણને પણ અંગારાની રાખથી લીંપાય છે), શ્વાસરૂપી પવનથી ઉદ્દીપિત તથા પ્રસરતા વિરહના અગ્નિથી સારી રીતે તપાવેલ (બાણને પણ ધમણથી ફૂંકીને ભભૂકાયેલ અગ્નિથી તપાવાય છે) નેત્રોને હાલમાં અશ્રુજળના નિષેકથી (તપાવેલા બાણ પર જળનું સિંચન થાય છે) કામદેવના બાણને કુરંગનયના જાણે કે પાનકર્મ* કરાવે છે. (= અર્થાત્ ધાર ચડાવે છે, પાનો ચડાવે છે.) (૨૦૩) [ ]

અહીં, "दृशां" માં બહુવચન અર્થરહિત છે, કેમ કે, (અહીં) એક જ કુરંગાક્ષીનું ગ્રહણ થયું છે.

આળસથી સુંદર, પ્રેમાર્દ્ર, વારંવાર મીંચાતાં, ક્ષણવાર અભિમુખ બનેલાં, લજ્જાને લીધે ચંચળ, પલકારાથી વિમુખ બનેલ, હૃદયમાં રહેલ ભાવને બહાર કાઢતાં નયનો વડે હે મુગ્ધા, કયો ભાગ્યશાળી તારા વડે આજે જોવાય છે તે કહે. (૨૦૪) [અમરુ૦-૪]

વગેરેની જેમ વ્યાપારભેદથી (दृशांव. શ્લો. ૨૦૩માં) બહુત્વ નથી, કેમ કે (ત્યાં) વ્યાપારો ઉપાત્ત નથી અને અહીં (= શ્લોક ૨૦૩માં) વ્યાપાર (ના અર્થ)માં "दृक्" શબ્દ રહેલો નથી.

---

* ઝળકીકર - (પૃ. ૩૨૧) નોંધે છે - धारायास्तैक्ष्ण्याय शस्त्रं पङ्केन लिप्त्वा, अग्नौ संताप्य, पयसि निक्षिप्यते, इति पानकर्मस्वरूपम्

यमकादौ निरर्थकत्वं न दोष इति केचित् । यथा–

योषितामतितरां नखलूनं गात्रमुज्ज्वलतया खलूनम् ॥२०५॥

[शिशुपाल० १०.९०]

बभौ मुखेनाप्रतिमेन काचन श्रियाधिका तां प्रति मेनका च न ॥२०६॥

५ [ ]

शब्दशास्त्रविरोधोऽसाधुत्वम् । यथा–

(उन्मज्जन्मकर इवामरापगाया वेगेन प्रतिमुखमेत्य बाणनद्याः ।)
गाण्डीवी कनकशिलानिभं भुजाभ्यामाजघ्ने विषमविलोचनस्य वक्षः ॥२०७॥

[किरातार्जुनीय १७.६३]

१० अत्र हन्तेर्नाकर्मकत्वम्, न स्वाङ्गकर्मकत्वमित्यात्मनेपदाप्राप्तेः 'आजघ्ने' पदमसाधु । 'न दोषोऽनुकरणे' इति वक्ष्यमाणत्वात् 'पश्यैष च गवित्याह' इत्यत्र न दोषः ।

अथ त्रयोदशवाक्यदोषानाह-

**८९) विसन्धिन्यूनाधिकोक्तास्थानस्थपदपतत्प्रकर्षसमाप्तपुनरात्त(त्ता?)विसर्गहतवृत्त-संकीर्णगर्भितभग्नप्रक्रमानन्वितत्वानि वाक्यस्य ॥५॥**

१५ दोष इति वर्तते । तत्र सन्धिः स्वराणां समवायः संहिताकार्येण द्रवद्रव्याणामिवैकीभावः, कवाटवत्स्वराणां व्यञ्जनानां च प्रत्यासत्तिमात्ररूपो वा । तस्य विश्लेषादश्लीलत्वात्कष्टत्वाच्च वैरूप्यं विसन्धित्वम् । विश्लेषाद्यथा–

कमले इव लोचने इमे अनुबन्धाति विलासपद्धतिः ॥२०८॥

लोलालकानुविद्धानि आननानि चकासति ॥२०९॥

२० [ ]

संहितां न करोमीति स्वेच्छा सकृदपि दोषः । प्रकृतिस्थत्वविधाने त्वसकृत् ।

(१७) 'संहितैकपदवत्पादेष्वर्धान्तवर्जम्' [वामन ५.१.२.]

इति हि काव्यसमयः ।

अश्लीलत्वाद्, यथा–

२५ विरेचकमिदं नृत्यमाचार्याभासयोजितम् ॥२१०॥ [ ]

अत्र 'विरेचकम्' इति जुगुप्सा । 'याभ' इति व्रीडा ।

યમક વગેરેમાં નિરર્થકત્વ દોષરૂપ નથી એમ કેટલાક (કહે છે) જેમ કે,

અત્યંત નખક્ષતવાળા છતાં ઉજ્જવળતાથી અન્યૂન યુવતીઓના ગાત્રે..... (૨૦૫)

[શિશુપાલવધ ૧૦-૯૦]

અદ્વિતીય મુખથી કોઈ એક નાયિકા શોભાથી અધિક (= અદકેરી) થઈ. તેને વિષે મેનકા (અધિક) ન (થઈ). (૨૦૬) [ ]

શબ્દશાસ્ત્રનો વિરોધ તે અસાધુત્વ છે જેમ કે,

દેવનદીના વેગથી સામી બાજુ આવીને ઊછળતા મગરની જેમ, બાણ નદીના (વેગથી) અર્જુને બે ભુજાઓ વડે સુવર્ણની શિલા જેવી વિષમવિલોચન (= શિવજી)ની છાતીને આઘાત કર્યો. (૨૦૭).

[કિરાતાર્જુનીય - ૧૭.૬૩]

અહીં, √हन् ધાતુ અકર્મક નથી. (વળી) સ્વઅંગરૂપી કર્મ પ્રાપ્ત થતું નથી તેથી આત્મને પદ પ્રાપ્ત ન થતાં 'आजघ्ने' પદ અસાધુ છે.* "અનુકરણમાં દોષ રહેતો નથી" તે કહેવાશે. તેથી "पश्यैष च गवित्याह" વગેરેમાં દોષ નથી.

હવે તેર વાક્યદોષો કહે છે -

**૮૯) વિસંધિ, ન્યૂન, અધિક, ઉક્ત, અસ્થાનસ્થ પદ, પતત્પ્રકર્ષ, સમાસ-પુનરુક્ત, અવિસર્ગત્વ (=વિસર્ગનો અભાવ), હતવૃત્ત, સંકીર્ણ, ગર્ભિત, ભગ્નપ્રક્રમ, અનન્વિતત્ત્વ એ વાકયના (દોષો) છે. (૫)**

"દોષ" એમ આગળથી આવે છે તેમાં સંધિ એટલે સ્વરોનો સમવાય. જોડાણ કરવાથી પ્રવાહી અને પદાર્થની જેમ (તેમનું) એકત્વ. અથવા તો બારણાની જેમ સ્વરો અને વ્યંજનોની સહસ્થિતિ માત્ર. તે (સંધિ)ની, વિશ્લેષને લીધે, અશ્લીલતાને કારણે કે કષ્ટત્વને લીધે (જણાતી) વિરૂપતા તે વિસંધિત્વ છે. વિશ્લેષથી (સંધિની વિરૂપતા) જેમ કે,

કમળ જેવાં (कमले इव) આ બે લોચન વિલાસની રીત જોડી આપે છે. (૨૦૮) [ ]

ફરફરતા વાળથી (વીંધાયેલાં =) (०विद्धानि आननानि) આચ્છાદિત મુખડાંને (તે વિલાસપદ્ધતિ) ચમકાવે છે. (૨૦૯)

"સંધિ નહીં કરું" એવી સ્વેચ્છા એકવાર પણ દોષરૂપ છે. "પ્રકૃતિસ્થત્વ"ના કથનમાં અનેકવાર (તે જોવા મળે છે તો દોષરૂપ જણાય છે).

(૧૭) "સંહિતા (= સંધિ) એક પદની જેમ ચરણોમાં પણ (જરૂરી છે) ફક્ત શ્લોકાર્ધને છોડી ને."

એવો કાવ્યસમય છે. [વામન. - ૫.૧.૨]

અશ્લીલત્વથી (સંધિગત વિરૂપતા) જેમ કે,

આભાસી આચાર્યો વડે યોજાયેલું આ "વિરેચક" (નામે) નૃત્ય છે. (૨૧૦) [ ]

* અર્થાત્, √हिन् ત્યારે જ આત્મનેપદમાં પ્રયોજાય છે જ્યારે પોતાના જ અંગને આઘાત કરવામાં આવે.

तथा–

चकाशे पनसप्रायैः पुरी षण्डमहाद्रुमैः ॥२११॥

[ ]

अत्र 'शेष' इति 'पुरीषम्' इति 'महाद्रुम' इति च व्रीडाजुगुप्सामङ्गलार्थस्मारकत्वादश्लीलाः ।

५ कष्टत्वात्, यथा–

मञ्जर्युद्गमगर्भास्ते गुर्वाभोगा द्रुमा बभुः ॥२१२॥

वक्त्राद्यौचित्ये चेति वक्ष्यमाणत्वाद्दुर्वचकादौ न दोषः । यदाहुः-

(१८) शुकस्त्रीबालमूर्खाणां मुखसंस्कारसिद्धये ।

प्रहासासु च गोष्ठीषु वाच्या दुर्वचकादयः ॥

१० अवश्यवाच्यस्यानभिधाने न्यूनपदत्वं यथा-'तथाभूतां दृष्ट्वा' (पृ. ३०) इति । अत्रास्माभिरिति खिन्न इत्यस्मात्पूर्वमित्थमिति च नोक्तमिति न्यूनत्वम् ।

तथा–

त्वयि निबद्धरतेः प्रियवादिनः प्रणयभङ्गपराङ्मुखचेतसः ।

कमपराधलवं मम पश्यसि त्यजसि मानिनि दासजनं यतः ॥२१३॥

१५ [विक्रमोर्वशीयम् ४.२९]

अत्रापराधस्य लवमपीत्यप्यर्थो वाच्यः ।

तथा–

नवजलधरः सन्नद्धोऽयं न दृप्तनिशाचरः

सुरधनुरिदं दूरात्कृष्टं न नाम शरासनम् ।

२० अयमपि पटुर्धारासारो न बाणपरम्परा

कनकनिकषस्निग्धा विद्युत्प्रिया न ममोर्वशी ॥२१४॥

[विक्रमोर्वशीयम् ४.१]

अत्र भ्रान्तौ निवृत्तायां तद्विषयभूतानां नवजलधरसुरधनुर्धारासाराणामिव विद्युतोऽपीदमा परामर्शो वाच्यः ।

અહીં ''विरेचकम्'' એ જુગુપ્સા અને ''याभ'' એ વ્રીડા (સૂચવે છે).

તથા,

ઘણાં પનસ (વૃક્ષો)વાળા ''ષણ્ડ'' (નામનાં) મહાદ્રુમોથી નગરી શોભે છે. (૨૧૧) [ ]

અહીં ''शेष'', ''पुरीषम्'' ''महाद्रुम'' વગેરે (અનુક્રમે) વ્રીડા, જુગુપ્સા, અમંગળ અર્થનું સ્મરણ કરાવતા હોઈ અશ્લીલ છે.

કષ્ટત્વથી (સંધિની વિરૂપતા) જેમ કે,

જેમાં મંજરી ફૂટવા આવી છે તેવા વિશાળ વ્યાપવાળાં તે વૃક્ષો થયાં. (૨૧૨)

(અહીં વર્ણોમાં ઉચ્ચારણમાં કષ્ટત્વ છે, જે દોષરૂપ છે).

''વક્તા વગેરેનું ઔચિત્ય હોતાં'' એવું કહેવાશે તેથી દુર્વચક વગેરેમાં દોષ નથી. 209

કહ્યું છે કે,

(૧૮) પોપટ, સ્ત્રી, બાળક અને મૂર્ખના મુખના સંસ્કારની સિદ્ધિ માટે પ્રહાસ (= હળવી વાતચીત, મશ્કરી) અને ગોષ્ઠીઓમાં દુર્વચક* વગેરે કહેવા.

અનિવાર્યપણે કહેવા યોગ્યનું કથન ન કરતાં ન્યૂનપદત્વ (દોષ સંભવે) જેમ કે,

'तथाभूतां दृष्ट्वा'... વગેરે (પૃ. ૩૦, શ્લોક)

અહીં, ''अस्माभिः'' પછી ''खिन्न'' એ (પદની) પહેલાં ''इत्थम्'' એ પદ કહેવાયું નથી તેથી ન્યૂનત્વ છે. તથા,

હે માનિની ! તારામાં જ સ્થિર પ્રેમવાળા, પ્રિય (= મધુર) બોલનાર, પ્રણયભંગથી વિમુખ ચિત્તવાળા એવા મારો કયો અલ્પ પણ અપરાધ તું જુએ છે કે જેથી (આ) દાસજનને (તું) છોડી દે છે. (૨૧૩)

[વિક્રમોવર્શીય-૪.૨૯]

અહીં ''.... = અપરાધનો અંશ પણ'' એમ ''अपि'' = ''પણ'' શબ્દ ઉલ્લેખવો જોઈએ. તથા,

આ નવીન વાદળું ચઢી આવેલું છે, ગર્વિષ્ઠ નિશાચર નથી. દૂર સુધી ખેંચાયેલું આ ઇન્દ્રધનુષ છે. તેનું (=નિશાચરનું) ધનુષ નહીં. આ પણ જોરથી પડતી (વરસાદની) ધારા છે, બાણોની પરંપરા નહીં. આ તો કસોટીના પથ્થર પરની સુવર્ણરેખા જેવી ચમકતી વીજળી છે, મારી પ્રિયા ઉર્વશી નહીં. (૨૧૪)

[વિક્રમોવર્શીય - ૪.૧]

અહીં, ભ્રાન્તિ નિવૃત્ત થતાં, તેનો વિષય બનતા - નવીન વાદળ, મેઘધનુષ્ય કે વર્ષાની જેમ વિદ્યુતનો પણ ''इदम्'' પદ વડે પરામર્શ (ચોખ્ખો) કહેવાવો જોઈએ.

---

* ''દુર્વચક''-જેનો જવાબ આપવાનો હોય તેવી વાત.
જુઓ : મોનિયર વિલિયમ્સ-પૃ. ૪૮૬.

यथा वा उपमायाम्–

संहयचक्काअजुआ विअसिअकमला मुणालसंछण्णा ।
वावी वहु व्व रोअणविलित्तथणया सुहावेइ ॥२१५॥
[ ]

५ अत्र कमलमृणालप्रतिकृत्योर्मुखबाह्वोः केनापि पदेनानुपादानान्न्यूनपदत्वम् ।

क्वचिद्गुणः, यथा–

(गाढालिङ्गनवामनीकृतकुचप्रोद्भूतरोमोद्गमा)
सान्द्रस्नेहरसातिरेकविगलच्छ्रीमन्नितम्बाम्बरा ।
मा मा मानद माति मामलमिति क्षामाक्षरोल्लापिनी
१० सुप्ता किन्तु मृता नु किं मनसि मे लीना विलीना नु किम् ॥२१६॥
[अमरु० ४०]

क्वचिन्न गुणो न दोषः यथा–'तिष्ठेत्कोपवशात्' (पृ. ८०) इति । अत्र पिहितेत्यतोऽन्तरं 'नैतत् यतः' इत्येतैर्न्यूनैः पदैर्विशेषबुद्धेरकरणान्न गुणः । उत्तरा प्रतिपत्तिः पूर्वां प्रतिपत्तिं बाधत इति न दोषः ।

अधिकपदत्वं यथा–

१५ स्फटिकाकृतिनिर्मलः प्रकामं प्रतिसंक्रान्तनिशातशास्त्रतत्त्वः ।
अनिरुद्धसमन्वितोक्तियुक्तिः प्रतिमल्लास्तमयोदयः स कोऽपि ॥२१७॥
[ ]

अत्र 'आकृति' शब्दोऽधिकः ।

तथा–

२० नाडीजङ्घो निजघ्ने कृततदुपकृतिर्यष्कृते गौतमेन ॥२१८॥
[नागानन्द ४/१५]

अत्र 'तत्'शब्दः ।

तथा–

दलत्कन्दलभाग्भूमिः सनवाम्बुदमम्बरम् ।
२५ वाप्यः फुल्लाम्बुजयुजो जाता दृष्टिविषं मम ॥२१९॥
[ ]

अत्र भजिः सहशब्दो युजिश्चाधिकः ।

तथा– 'बिसकिसलयच्छेदपाथेयवन्तः' ॥२२०॥ इति ।
[मेघदूत (पूर्व) ११]

३० त्वगुत्तरासङ्गवतीमधीतिनीम् ॥२२१॥
[कुमार० ५.१६]

इति च मत्वर्थीयस्याधिक्यम् । बहुव्रीहिसमासाश्रयेणैव तदर्थावगतिसिद्धेः ।
यदाहुः- 'कर्मधारय-मत्वर्थीयाभ्यां बहुव्रीहिर्लघुत्वात्प्रक्रमस्य' ।

અથવા જેમ કે, ઉપમામાં –

''જેના ઉપર ચક્રવાકયુગલ પાસે પાસે બેઠું છે, જેમાં કમળો (પૂર્ણ રીતે) ખીલેલાં છે, (જેની સપાટી) કમળની દાંડી (= મૃણાલ)ને છુપાવે છે તેવી વાવડી સુખ આપે છે; જેમ (ચંદન) લેપયુક્ત સ્તનવાળી વધૂ.'' (૨૧૫) [ ]

અહીં, કમળ અને મૃણાલની પ્રતિકૃતિ જેવા મુખ અને બાહુ કોઈ પણ પદ વડે ઉપાત્ત ન હોવાથી ન્યૂનપદત્વ થાય છે. ક્યારેક (ન્યૂનપદત્વ) ગુણરૂપ (હોય છે) જેમ કે,

ગાઢ આલિંગનને લીધે નાના થઈ ગયેલ સ્તનથી જેને રોમાંચ થયો છે, ગાઢ સ્નેહના અતિરેકથી સુંદર નિતંબ ઉપરથી સરી જતા સુંદર અધોવસ્ત્રવાળી તે, ''હે માન આપનાર ! નહીં નહીં, બહુ નહીં, મને બસ (હવે પીડીશ નહીં)'' એમ અસ્પષ્ટ અક્ષર બોલતી તે શું સૂઈ ગઈ ? કે શું મૃત્યુ પામી ? કે શું મારા મનમાં લીન થઈ ગઈ ? કે શું વિલીન થઈ ગઈ ? (૨૧૬) [અમરુ૦-૪૦]

ક્યારેક ગુણરૂપ પણ નહીં ને દોષરૂપ પણ નહીં, જેમ કે, तिष्ठेत् कोपवशात् વગેરેમાં (પૃ. ૮૦, (શ્લોક ૧૧૭) અહીં ''पिहिता'' પછી ''नैतत् यतः'' એટલાં પદો ન્યૂન છે પણ (તેમનાથી) ખાસ બુદ્ધિ (=વિશેષ અર્થ) થતી ન હોવાથી (તે) ગુણરૂપ નથી. (પરંતુ) પછી થતી પ્રતીતિ પહેલાંની પ્રતીતિને બાધિત કરે છે, તેથી તે દોષરૂપ (પણ) નથી.

અધિકપદત્વ જેમ કે,

સ્ફટિક જેવા નિર્મળ સ્વરૂપનો, જેનું તીવ્ર શાસ્ત્રજ્ઞાન ખૂબ સંક્રાન્ત થયું છે, નિરોધાયેલી નહિ અને (અર્થ જોડે) સમન્વિત ઉક્તિની યુક્તિવાળો (= લગાવનારો) તેવો હરીફ મલ્લના અસ્તના ઉદયરૂપ કોઈ એક (નાયક) છે. (૨૧૭) [ ]

અહીં, ''आकृति'' શબ્દ વધારાનો છે. તથા, ''જેને માટે, ગૌતમ વડે, તેનો ઉપકાર કરવાવાળો નાડીજંઘ મરાયો.'' (૨૧૮) [નાગાનંદ-૪.૧૫]

અહીં ''तत्'' શબ્દ (અધિક છે). તથા

ખીલતા કંદલોવાળી ભૂમિ, નવાં વાદળોવાળું આભલું, ખીલેલાં કમળોવાળી વાવડીઓ, મારી દૃષ્ટિ માટે વિષ બની ગયાં. (૨૧૯) [ ]

અહીં, (दलत्कन्दलभाग्भूमिः માંનો) भजिः (= भाग्), (सनवा માંનો), सह શબ્દ અને (फुल्लाम्बुज० માંનો) युज् (શબ્દ) અધિક છે. તથા, ''કમળની દાંડીના ટુકડાના પાથેય (= એ રૂપી ભાતું)વાળા.'' (૨૨૦) [મેઘદૂત (પૂર્વ)-૧૧]

વલ્કલરૂપી ઉત્તરીય વસ્ત્રવાળી જેણે અધ્યયન કર્યું છે તેવી (પાર્વતી) ને... (૨૨૧) [કુમાર૦ ૫.૧૬]

આ બેમાં મત્વર્થીય (वन्तः, वतीम्)નું આધિક્ય છે, કેમ કે, બહુવ્રીહિ સમાસનો આધાર હોવાથી જ તેના અર્થની પ્રાપ્તિ થાય છે.

કહ્યું છે કે, ''કર્મધારય અને મત્વર્થીય (પ્રત્યયો) કરતાં બહુવ્રીહિ (યોજવો, કેમ કે તેના) પ્રક્રમ (=માર્ગ)ની લઘુતા છે (= તે માર્ગ સરળ, ટૂંકો છે).

तथा—

वासो जाम्बवपल्लवानि जघने गुञ्जास्रजो भूषणम् ॥२२२॥ इति

[बालरामायण ३.६१]

तदीयमातङ्गघटाविघट्टितैः ॥२२३॥ इति ।

५ [माघ १.६४]

येनाकुम्भनिमग्नवन्यकरिणां यूथैः पयः पीयते ॥२२४॥ [ ]

इत्यत्र तद्धितप्रत्ययस्याधिक्यम् । षष्ठीसमासाश्रयेणैव तदर्थावगतेः । यत्र त्वर्थान्तरे तद्धितस्योत्पत्तिर्न तत्र समासात्तत्प्रतीतिरिति न तस्याधिक्यम् । यथा—

अथ भूतानि वार्त्रघ्नशरेभ्यस्तत्र तत्रसुः ॥२२५॥ इति ।

१० [किरातार्जुनीय १५.१]

इति । अत्र हि अपत्यार्थे तद्धितो नेदमर्थे इति ।

तथा—

किं पुनरीदृशे दुर्जाते जाते जातामर्षनिर्भरे च मनसि नास्त्येवावकाशः शोकक्रियाकरणस्य ॥२२६॥

[हर्षचरित ६, पृ. १९३]

१५ इत्यत्र क्रियाकरणयोः । यथा वा उपमायां-

अहिणवमणहरविरइअवलयविहूसा विहाइ नववहुआ ।
कुंदलय व्व समुप्फुल्लगुच्छपरिलिंतभमरगणा ॥२२७॥

[ ]

अत्रोपमेयस्य नीलरत्नादेरनिर्देशे भ्रमरगणपदमतिरिच्यत इत्यधिकपदत्वम् ।

२० तथा—

अलिभिरञ्जनबिन्दुमनोहरैः कुसमभक्तिनिपातिभिरङ्कितः ।
न खलु शोभयति स्म वनस्थलीं न तिलकस्तिलकः प्रमदामिव ॥२२८॥

[रघु० ९.४१]

अत्र तिलकप्रमदयोरेकतरस्य समासोक्तित एवाक्षेपादन्यतरस्याधिकपदत्वम् । यथा वा रूपके-

२५ शोकानलधूमसम्भारसम्भूताम्भोदभरितमिव वर्षति नयनवारिधाराविसरं शरीरम् ॥२२९॥

[हर्षचरित ६, पृ. १७९]

अत्र शोकस्य केनचित्साधर्म्येणानलत्वेन रूपणमस्तु, धूमस्य पुनर्न किञ्चिद्रूप्यमस्तीति-अधिकपदत्वम् ।

तथा—

निर्मोकमुक्तिमिव गगनोरगस्य लीलाललाटिकामिव त्रिविष्टपविटस्य ॥२३०॥

३० [हर्षचरित १, पृ. १९]

તથા,

વસ્ત્ર જાંબુના પલ્લવો અને જઘનસ્થળે ચણોઠીની માળાનું આભૂષણ. (૨૨૨)

[બાલરામાયણ-૩.૬૧]

તેના હાથીઓની હારમાળાથી અથડાયેલા. (૨૨૩) [માઘ. ૧.૬૪]

જેથી કુંભસ્થળ સુધી ડૂબેલા જંગલી હાથીનાં જૂથો વડે પાણી પિવાય છે. (૨૨૪)

અહીં, તદ્ધિત પ્રત્યયોનું આધિક્ય છે, કેમ કે, ષષ્ઠી સમાસના આશ્રયથી જ તેના અર્થની પ્રાપ્તિ થાય છે પરંતુ જ્યાં બીજા અર્થ વિષે તદ્ધિત (પ્રત્યય)ના અર્થની ઉત્પત્તિ થતી હોય ત્યાં સમાસથી તેની પ્રતીતિ થતી ન હોઈ ત્યાં તેનું આધિક્ય સંભવતું નથી.

જેમ કે,

વાર્ત્રઘ્નનાં બાણોથી પ્રાણીઓ ત્રાસ પામ્યાં (૨૨૫) [કિરાતાર્જુનીય-૧૫.૧]

અહીં ''અપત્ય''ના અર્થમાં તદ્ધિત છે. 'इदम्' ના અર્થમાં નહીં. તથા,

આવો, દુ:ખદ પ્રસંગ થતાં, ઉત્પન્ન થયેલા ક્રોધથી ભરેલા મનમાં શોકક્રિયા કરવાનો અવકાશ જ નથી શું ? (૨૨૬) [હર્ષચરિત-૬, પૃ. ૧૯૩]

અહીં ''ક્રિયા'' અને ''કરણ''નું (આધિક્ય છે) અથવા જેમ કે, ઉપમામાં -

નવાં, સુંદર રચાયેલાં કડાંના વિભૂષણવાળી નવવધૂ શોભે છે જેમ કે ખીલેલા (પુષ્પ) ગુચ્છમાં લીન થયેલા ભ્રમર સમૂહવાળી કુન્દલતા. (૨૨૭) [ ]

અહીં, નીલરત્ન વગેરે ઉપમેયનો નિર્દેશ ન હોતાં, ''ભ્રમરગણ'' પદ વધારાનું છે તેથી અધિક પદત્વ (દોષ આવે છે).

તથા,

અંજનબિંદુ જેવા મનોહર અને પુષ્પોની રચના (ભક્તિ) કરતા ભ્રમરોથી અંકિત તિલકવૃક્ષ વનસ્થલીને નહોતું શોભાવતું તેમ નથી, જેમ કે, પ્રમદાનું તિલક. (૨૨૮) [રઘુ. ૯.૪૧]

અહીં તિલક અને પ્રમદામાંથી એકની સમાસ વડે ઉક્તિ થવાથી જ આક્ષેપથી બીજાનું આધિક્ય રહેલું છે અથવા જેમ કે રૂપકમાં -

શોકરૂપી અગ્નિના ધુમાડાના સમૂહથી ઉત્પન્ન થયેલ વાદળથી ભરાયેલ હોય તેમ જાણે કે, નયનવારિની ધારા વરસાવતું શરીર છે. (૨૨૯) [હર્ષચરિત-૬, પૃ. ૧૭૯]

અહીં કોઈકના વડે સાધર્મ્યને લીધે શોકનું અનલ ઉપર આરોપણ ભલે કરાયું. પરંતુ ધુમાડાનું કોઈ આરોપ્ય નથી તેથી અધિકપદત્વ (દોષ છે).

તથા,

આકાશરૂપી સાપના કાંચળી ત્યાગની જેમ, (તથા) સ્વર્ગના વિટની લીલાભૂમિની જેમ... (૨૩૦)

[હર્ષચરિત-૧, પૃ. ૧૯]

अत्र रूपकेणैव साम्यस्य प्रतिपाद्यमानत्वादिव शब्दस्याधिक्यम् ।

यथा वा समासोक्तौ–

स्पृशति तिग्मरुचौ ककुभः करैर्दयितयेव विजृम्भिततापया ।
अतनुमानपरिग्रहया स्थितं रुचिरया चिरयापि दिनश्रिया ॥२३१॥

५ [हरविजय ३.३७]

अत्र तिग्मरुचेः ककुभां च यथा सदृशविशेषणवशेन व्यक्तिविशेषपरिग्रहेण च नायकतया व्यक्तिस्तथा ग्रीष्मदिवसश्रियोऽपि प्रतिनायिकात्वेन भविष्यतीति दयितयेत्यधिकम् । यथा वान्योक्तौ–

आहूतेषु विहंगमेषु मशको नायान्पुरो वार्यते
मध्ये वा धुरि वा लसँस्तृणमणिर्धत्ते मणीनां धुरम् ।
१० खद्योतोऽपि न कम्पते प्रचलितुं मध्येऽपि तेजस्विनाम्
धिक् सामान्यमचेतनं प्रभुमिवानामृष्टतत्त्वान्तरम् ॥२३२॥

[भल्लट० ६९]

अत्राचेतसः प्रभोरप्रस्तुतविशिष्टसामान्यद्वारेणाभिव्यक्तेः प्रभुमिवेत्यधिकम् । तथा–

द्रविणमापदि भूषणमुत्सवे शरणमात्मभये निशि दीपकः ।
१५ बहुविधार्थ्युपकारभरक्षमो भवति कोऽपि भवानिव सन्मणिः ॥२३३॥

[भल्लट० ४]

अत्र भवदर्थस्यान्योक्तिबलेनैवाक्षेपात् 'भवानिव' इत्यधिकम् ।

क्वचिद्गुणो यथा–

यद्वञ्चनाहितमतिर्बहुचाटुगर्भं
२० कार्योन्मुखः खलजनः कृतकं ब्रवीति ।
तत्साधवो न न विदन्ति विदन्ति किन्तु
कर्तुं वृथा प्रणयमस्य न पारयन्ति ॥२३४॥

[सुभाषितावलौ (२७१) भगवत्तरारोग्यस्य]

अत्र विदन्तीति द्वितीयमन्ययोगव्यवच्छेपरम् ।

२५ उक्तपदत्वं द्विःप्रयोगः ।

(१९) नैकं पदं द्विः प्रयोज्यं प्रायेणेति हि समयः ।

[काव्यालङ्कार० अधि. ५. अ. १. सू. १]

અહીં, રૂપક દ્વારા જ સામ્ય પ્રતિપાદિત કરાયું હોઈ ''इव'' શબ્દનું આધિક્ય (જણાય છે)

અથવા જેમ કે, સમાસોક્તિમાં-

સૂર્યે કર (કિરણ, હાથ) વડે દિશાઓને સ્પર્શતાં, સુંદર એવી દિનશ્રી અત્યંત તાપ (ગરમી, ક્લેશ) પામેલી, અત્યંત માન (લંબાઈ, રુસણું) ધારણ કરીને પ્રેમિકાની જેમ લાંબા સમય સુધી ઊભી રહી. (૨૩૧)

[હરવિજય-૩.૩૭]

અહીં સૂર્ય અને દિશાઓનાં સમાન વિશેષણને લીધે તથા વ્યક્તિવિશેષના સ્વીકાર દ્વારા નાયકરૂપે અભિવ્યક્તિ (થાય છે); તે રીતે ગ્રીષ્મના દિવસની શોભા પણ પ્રતિનાયિકારૂપે થશે તેથી ''दयितया'' પદ અધિક છે. અથવા જેમ કે, - અન્યોક્તિમાં -

પાંખવાળાઓને બોલાવતાં આગળ આવતા મચ્છરને જે રોકી શકતો નથી, મધ્યમાં કે ધુરામાં વસવાથી (તુચ્છ) તૃણમણિ પણ (કીમતી) મણિની શોભા ધારણ કરે છે. તેજસ્વીઓની વચ્ચે ચાલતાં પણ આગિયો ય કંપતો નથી. સત્યનો ભેદ ન સમજનાર સ્વામીની જેમ ચેતનરહિત સામાન્યને ધિક્કાર હો. (૨૩૨)  [ભલ્લટનું પદ્ય-૬૯]

અહીં, અચેતન સ્વામીની, અપ્રસ્તુત વડે વિશેષિત સામાન્ય દ્વારા, અભિવ્યક્તિ થવાથી ''प्रभुमिव'' એ (પદ) જ અધિક છે.

તથા,

આપત્તિમાં દ્રવિણ (= અર્થાત્ ધનસમાન), ઉત્સવમાં ભૂષણ, આત્મભયમાં શરણ, રાત્રિએ દીપક (એવા) અનેક પ્રકારના અર્થી (=યાચકો)ના ઉપકારનો ભાર (ઉઠાવવા) શક્તિમાન તમારા જેવો કોઈક જ સન્મણિ (= સાચા મણિરૂપ) બને છે. (૨૩૩)  [ભલ્લટ.-૪]

અહીં, ''भवत्'' અર્થનો, અન્યોક્તિના બળે જ, આક્ષેપ થતો હોઈ ''भवानिव'' (તે પદો) અધિક છે. ક્યારેક (અધિકપદત્વ) ગુણ (રૂપ બને છે) જેમ કે,

જેમ કે, છેતરવાની ઇચ્છાવાળો અને કાર્યને વિષે ઉન્મુખ એવો દુષ્ટ માણસ અનેક ખુશામતભર્યાં બનાવટી વચન બોલે છે, તે સજ્જનો જાણતા નથી તેમ નહીં; જાણે છે, પરંતુ તેની માગણીને વ્યર્થ કરવાને શક્તિમાન નથી. (૨૩૪)  [સુભાષિતાવલિમાં-(૨૭૧) ભગવત્તારારોગ્યનું (પદ્ય)]

અહીં ''विदन्ति'' એ દ્વિતીય પદ અન્યયોગના વ્યવચ્છેદપરક છે (તેથી ગુણરૂપ છે).

ઉક્તપદત્વં એટલે બે વાર પ્રયોગ.

(૧૯) કેમ કે, એક જ પદ મોટેભાગે બે વાર પ્રયોજવું ન જોઈએ એવો કવિસમય છે.

[કાવ્યાલંકાર-૫.૧.૧]

यथा–

अधिकरतलतल्पं कल्पितस्वापलीला
परिमलननिमीलत्पाण्डिमा गण्डपाली ।
सुतनु कथय कस्य व्यञ्जयत्यञ्जसैव
स्मरनरपतिलीलायौवराज्याभिषेकम् ॥२३५॥

[ ]

अत्र लीलेति ।

क्वचिद्गुणो यथा लाटानुप्रासे–

जयति क्षुण्णतिमिरस्तिमिरान्धैकवल्लभः ।
वल्लभीकृतपूर्वाशः पूर्वाशातिलको रविः ॥२३६॥

[ ]

क्वचिच्छब्दशक्तिमूले ध्वनौ यथा-

ताला जायन्ति गुणा जाला ते सहिअएहिं घिप्पंति ।
रविकिरणाणुग्गहियाइं हुंति कमलाइं कमलाइं ॥२३७॥

[विषमबाणलीला....]

विहितस्यानुवाद्यत्वे यथा–

जितेन्द्रियत्वं विनयस्य साधनं गुणप्रकर्षो विनयादवाप्यते ।
गुणप्रकर्षेण जनोऽनुरज्यते जनानुरागाच्च भवन्ति सम्पदः ॥२३८॥

[सुभाषितावलौ (२९१७) भारवेः]

अस्थानस्थपदत्वं यथा–

प्रियेण संग्रथ्य विपक्षसंनिधौ निवेशितां वक्षसि पीवरस्तने ।
स्रजं न काचिद् विजहौ जलाविलां वसन्ति हि प्रेम्णि गुणा न वस्तुनि ॥२३९॥

[किरातार्जुनीय ८.३७]

अत्र 'स्रजं काचिन्न जहौ' इति वाच्यम् । तथा–

द्वयं गतं संप्रति शोचनीयतां समागमप्रार्थनया कपालिनः ।
कला च सा कान्तिमती कलावतस्त्वमस्य लोकस्य च नेत्रकौमुदी ॥२४०॥

[कुमार० ५.७१]

अत्र त्वंशब्दादनन्तरश्चकारो युक्तः । तथा–

शक्तिर्निस्त्रिंशजेयं तव भुजयुगले नाथ दोषाकरश्रीः
वक्त्रे पार्श्वे तथैषा प्रतिवसति महाकुट्टिनी खड्गयष्टिः ।
आज्ञेयं सर्वगा ते विलसति च पुनः किं मया वृद्धया ते
प्रोच्येवेत्थं प्रकोपाच्छशिकरसितया यस्य कीर्त्या प्रयातम् ॥२४१॥

[सुभाषितावलौ (२५९६)]

જેમ કે,

હથેળી રૂપી શય્યા ઉપર શયનની લીલા જેણે રચી છે, (એવો) ચીમળાવાથી નિમીલિત થતી પાંડુતાવાળો ગાલનો પ્રદેશ હે સુંદરી, એકદમ જ કોની બાબતમાં કામદેવરૂપી રાજાની લીલાનો યુવરાજપદે અભિષેક સૂચવે છે, તે કહે. (૨૩૫) [ ]

અહીં "લીલા" પદ (ફરી કહેવાયું છે તે દોષરૂપ છે) ક્યારેક (તે) ગુણ (બને છે) જેમ કે, લાટાનુપ્રાસમાં -

અંધકાર ભેદનાર, રાત્રે (અંધકારથી) અંધ એવા પક્ષીઓનો પ્રિય, પૂર્વ દિશાને સનાથ કરતો, પૂર્વ દિશાના તિલકરૂપ સૂર્ય જય પામે છે. (૨૩૬) [ ]

ક્યારેક શબ્દશક્તિમૂલક ધ્વનિમાં (તે ગુણરૂપક બને છે). જેમ કે,

ત્યારે જ ગુણ ગુણ બને છે, જ્યારે તે સહૃદયો વડે સ્વીકારાય છે. સૂર્યકિરણોનો અનુગ્રહ પામેલ કમળ જ કમળ બને છે. (૨૩૭) [વિષમબાણલીલા]

વિહિતના (એક વખત કહેવાયેલ વિગતના) અનુવાદ(= પુનઃ કથન)માં (તે ગુણરૂપ બને છે) જેમ કે,

જિતેન્દ્રિયપણું વિનયનું સાધન છે, વિનયથી ગુણનો પ્રકર્ષ પ્રાપ્ત થાય છે. ગુણપ્રકર્ષ દ્વારા મનુષ્ય અનુરાગી બને છે અને મનુષ્યના અનુરાગથી સંપત્તિ નિષ્પન્ન થાય છે. (૨૩૮) (અહીં 'विनय', 'गुणप्रकर्ष', વ. પદો પુનઃકથિત છે.) [સુભાષિતાવલીમાં (૨૯૧૭) ભારવિનું પદ્ય (જો કે, કિરાત૦ માં મળતું નથી)]

**અસ્થાનસ્થપદત્વ** - જેમ કે,

સપત્નીના સાન્નિધ્યમાં પ્રિયતમે, સારી રીતે ગૂંથીને, પુષ્ટ સ્તનયુક્ત છાતી પર પહેરાવેલ માળા પાણીથી કરમાઈ ગયેલ (હોવા છતાં) કોઈએ કાઢી ન નાખી, કેમ કે પ્રેમમાં ગુણો રહેલા છે, વસ્તુમાં નહિ. (૨૩૯)

[કિરાતાર્જુનીય-૮.૩૭]

અહીં, "स्रजं काचिन्न जहौ" એમ કહેવું જોઈએ. તથા, - બંને શોચનીય દશાને પામ્યાં છે. ચંદ્રની તે કાંતિયુક્ત કલા અને આ લોકની નેત્રકૌમુદી રૂપ તું. (૨૪૦) [કુમારસંભવ-૫.૭૧]

અહીં, त्वं શબ્દ પછી 'च'कार (હોવો) ઉચિત છે.

તથા,

હે સ્વામી, તમારી બે ભુજાઓમાં તલવારથી ઉદ્ભવેલી શક્તિ છે (ત્રીસથી પણ વધુ પુરુષો સાથે સંબદ્ધ સ્ત્રીથી જન્મેલી આ શક્તિ નામે વેશ્યાપુત્રી તમારા બાહુઓમાં રહેલી છે), તમારા મુખ પર ચન્દ્રની શોભા છે (દોષોની ખાણ - મહામૂર્ખની શોભા તમારા મુખમાં રહેલી છે), તમારી પડખે ભારે આઘાત કરનારી તલવાર (મોટી કુલટા) રહે છે. આ તમારી આજ્ઞા (તે નામની પ્રિયા) સૌ પાસે જનારી વિલાસ કરે છે, ત્યાં મારા જેવી વૃદ્ધા (વિસ્તાર પામેલી)થી તારે શું ? એમ કહીને જ જાણે ગુસ્સાથી ચંદ્રકિરણ જેવી જેની શ્વેત કીર્તિ ચાલી ગઈ (ફેલાઈ ગઈ). (૨૪૧) [સુભાષિતાવલીમાં, ૨૫૯૬ (મું પદ્ય)]

अत्र 'इत्थं प्रोच्येव' इति न्याय्यम् । तथा–

लग्नं रागावृताङ्ग्या सुदृढमिह ययैवासियष्ट्यारिकण्ठे
मातङ्गानामपीहोपरि परपुरुषैर्या च दृष्टा पतन्ती ।
तत्सक्तोऽयं न किञ्चिद् गणयति विदितं तेऽस्तु तेनास्मि दत्ता
भृत्येभ्यः श्रीनियोगाद्गदितुमिव गतेत्यम्बुधिं यस्य कीर्तिः ॥२४२॥

५ [सुभाषितावलौ (२५९५) हर्षदत्तस्य]

अत्र 'इति श्रीनियोगाद्' इति वाच्यम् । तथा-

तीर्थे तदीये गजसेतुबन्धात्प्रतीपगामुत्तरतोऽस्य गङ्गाम् ॥२४३॥

[रघुवंश १६.१३]

१० इत्यत्र परामर्शनीयमर्थमनुक्त्वैव यस्तस्य तदा परामर्शः सोऽस्थानस्थपदत्वं दोषः । तथा–

कष्टा वेधव्यथा नित्यं कष्टश्च वहनक्लमः ।
श्रवणानामलङ्कारः कपोलस्य तु कुण्डलम् ॥२४४॥

[अनर्घराघव १.४०]

अत्र श्रवणानामिति पदं पूर्वार्धे निवेशयितुमुचितम् ।

१५ (२०) 'नार्धे किञ्चिदसमाप्तं वाक्यम्' इति हि कविसमयः ।

[काव्यालङ्कार अधि. ५, अ. १, सू. ६]

यथा वोत्प्रेक्षायाम्–

पत्तनिअंबप्फंसा ण्हाणुत्तिण्णाए सामलंगीए ।
चिहुरा रुअंति जलबिंदुएहिं बंधस्स व भएण ॥२४५॥

२० [गाथासप्तशती ६.५५]

अत्र रोदनं बन्धनभयं चेत्युभयमुत्प्रेक्षितं तत्र प्राधान्यात् रोदनाभिधायिन एव पदादनन्तरमुत्प्रेक्षावाचि पदं प्रयोक्तव्यमिति यदन्यत्र प्रयुक्तं तदस्थानस्थपदम् । प्रधाने ह्युत्प्रेक्षिते तदितरदर्थादुत्प्रेक्षितमेव भवति । यदाह–

(२१) एकत्रोत्प्रेक्षितत्वेन यत्रार्था बहवो मताः ।
तत्रेवादिः प्रयोक्तव्यः प्रधानादेव नान्यथा ॥ इति

२५ पतत्प्रकर्षत्वं यथा–

कः कः कुत्र न घुर्घुरायितघुरीघोरो घुरेत्सूकरः
कः कः कं कमलाकरं विकमलं कर्तुं करी नोद्यतः ।
के के कानि वनान्यरण्यमहिषा नोन्मूलयेयुर्यतः
सिंहीस्नेहविलासबद्धवसतिः पञ्चाननो वर्तते ॥२४६॥

३० [ ]

અહીં, "इत्थं प्रोच्येव" એમ હોવું જોઈએ. તથા, લોહી ખરડેલા શરીરવાળી (અનુરાગથી વળગેલી) જે તલવાર (= શોક્ય) શત્રુને કંઠે અહીં દઢ રીતે વળગી છે; પારકા પુરુષોએ જેને અહીં હાથીઓ ઉપર પણ પડતી (માતંગો સાથે રમણ કરતી) જોઈ છે, તેના પર આસક્ત થયેલ આ (મારો પતિ) કશું વિચારતો નથી. તેણે મને નોકરોને આપી દીધી છે તે તમે જાણો. એમ લક્ષ્મીના કહેવાથી સમુદ્રને કહેવા માટે જાણે કે જેની કીર્તિ ગઈ છે. (૨૪૨) [સુભાષિતાવલીમાં (૨૫૯૫) (હર્ષદત્તનું (પદ્ય)]

અહીં, "इति श्रीनियोगात्" એમ કહેવું જોઈએ. તથા, તેના (= વિન્ધ્યના) તીર્થમાં, હાથીઓના સેતુબંધથી વિરુદ્ધ ગમન કરનારી (= સામે પ્રવાહે વહેતી) ગંગાને પાર કરતા તેના... (૨૪૩)

[રઘુ૦ ૧૬.૧૩]

અહીં, પરામર્શનીય વિગત કહ્યા વગર જ જે તેનો ત્યારે (= કહ્યા વગર) પરામર્શ છે તે અસ્થાનસ્થપદત્વ દોષરૂપ છે.

તથા -

કાન માટે વીંધાવાની વ્યથા દુ:ખદ છે. (તથા) હંમેશાં વહન કરવાનું દુ:ખ કષ્ટકારક છે. પણ ગાલ માટે કુંડળ અલંકાર (રૂપ) છે.(૨૪૪) [અનર્ઘરાઘવ-૧.૪૦]

અહીં "श्रवणानां" એ પદ પૂર્વાર્ધમાં મૂકવું યોગ્ય હતું.

(૨૦) (શ્લોકના) અર્ધા ભાગમાં અસમાસ વાક્ય ન (પ્રયોજવું) એવો કવિસમય છે.

[કાવ્યાલંકાર - ૫.૧.૬]

અથવા જેમ કે, ઉત્પ્રેક્ષામાં -

સ્નાન કરીને ઊઠેલી શ્યામલ અંગવાળી સ્ત્રીના નિતંબને સ્પર્શતા વાળ જાણે કે બંધનના ભયને લીધે (ટપકતા) જલબિંદુઓ વડે રડે છે. (૨૪૫) [ગાથાસપ્તશતી- ૬.૫૫]

અહીં, "રડવું તે" અને "બંધનનો ભય" એ બંનેની ઉત્પ્રેક્ષા છે. તેમાં પ્રાધાન્ય અનુસાર "રુદન"ને કહેતા પદ પછી જ ઉત્પ્રેક્ષાવાચક પદ પ્રયોજવું જોઈએ, (પરંતુ) જે બીજે પ્રયોજાયું છે તે અસ્થાનસ્થપદ (દોષ છે).

મુખ્ય વિગત ઉત્પ્રેક્ષિત થતાં, તેના સિવાયનું અર્થ વડે ઉત્પ્રેક્ષિત થઈ જ જાય છે.

જેમ કે, કહ્યું છે કે -

(૨૧) એક ઠેકાણે ઉત્પ્રેક્ષા કરાયેલ વિગતો જ્યાં ઘણી ગણાવાઈ છે, ત્યાં इव વગેરે પ્રધાન (વિગત સાથે) પ્રયોજવા, અન્યથા નહીં.

પતત્પ્રકર્ષત્વ જેમ કે,

કોણ ? કોણ ? ઘુર્ઘુરાટ કરવાથી ઘોર (જણાતો) સૂકર (= રીંછ, ભૂંડ, વરાહ) ક્યાં ઘુરકતો નથી ? કોણ ? કોણ ? હાથી કયા કમલસમૂહને કમળ વગરનો કરવા ઉદ્યત નથી ? કયા કયા વન્ય પાડાઓ વનોને ઉન્મૂલિત કરતા નથી ? સિંહણના સ્નેહવિલાસમાં જકડાયેલો સિંહ (અહીં) રહેલો છે. (અર્થાત્, સિંહ વિલાસમાં પડ્યો છે તેથી ભૂંડ વ. પોતાની ક્રિયાઓ કરે છે). (૨૪૬)

अत्र क्रमात्क्रममनुप्रासो घनयितव्यः ।

पतत्प्रकर्षः क्वचिद्गुणः, यथा—

प्रागप्राप्तनिशुम्भशाम्भवधनुर्द्वैधाविधाविर्भवत्-
क्रोधप्रेरितभीमभार्गवभुजस्तम्भापविद्धः क्षणम् ।
उज्ज्वालः परशुर्भवत्वशिथिलत्वत्कण्ठपीठातिथि-
र्येनानेन जगत्सु खण्डपरशुर्देवो हरः ख्याप्यते ॥२४७॥

[महावीर० २.३३]

अत्र क्रोधाभावे पतत्प्रकर्षत्वं नास्ति ।

समाप्तपुनरात्तत्वं यथा—

ज्योत्स्नां लिम्पति चन्दनेन स पुमान् सिञ्चत्यसौ मालती-
मालां गन्धजलैर्मधूनि कुरुते स्वादून्यसौ फाणितैः ।
यस्तस्य प्रथितान् गुणान् प्रथयति श्रीवीरचूडामणे-
स्तारत्वं स च शाणया मृगयते मुक्ताफलानामपि ॥२४८॥

[ ]

अत्र चूडामणेरिति समाप्ते वाक्ये तारत्वमित्यादि पुच्छप्रायं पुनरुपात्तं चमत्करोति ।

क्वचिन्न गुणो न दोषः । यत्र न विशेषणमात्रदानार्थं पुनर्ग्रहणमपि तु वाक्यार्थान्तरमेव क्रियते, यथा 'प्रागप्राप्त' (श्लो. २४७) इति ।

रोर्लोपे उत्वादिना उपहतौ च विसर्गस्याभावोऽविसर्गत्वम् । यथा—

वीरो विनीतो निपुणो वराकारो नृपोऽत्र सः ।
यस्य भृत्या बलोत्सिक्ता भक्ता बुद्धिप्रभान्विताः ॥२४९॥

[ ]

हतं लक्षणच्युतं यतिभ्रष्टं वा लक्षणानसिरणेऽप्यश्रव्यम्, अप्राप्तगुरुभावान्तलघु रसाननुगुणं च वृत्तं यत्र तद्भावो हतवृत्तत्वम् । यथा—

अयि पश्यसि सौधमाश्रितामविरलसुमनोमालभारिणीम् ॥२५०॥

अशात्र वैतालीययुग्मपादे लघ्वक्षराणां षण्णां नैरन्तर्यं निषिद्धमिति लक्षणच्युतम् ।

एतासां राजति सुमनसां दाम कण्ठावलम्बि ॥२५१॥

कुरङ्गाक्षीणां गण्डतलफलके स्वेदविसरः ॥२५२॥

[ ]

અહીં, ક્રમે ક્રમે અનુપ્રાસ સઘન બનાવવો જોઈએ.

ક્યારેક ગુણરૂપ (બને છે) જેમ કે,

પહેલાં કદી વાળવામાં ન આવેલ શિવ-ધનુષ્યના બે ટુકડા થતાં પ્રગટેલા ક્રોધથી પ્રેરાઈને પરશુરામના ભયંકર થાંભલા જેવા બાહુએ ફેંકેલી, ઝળહળતી પરશુ – જેનાથી શંકર ભગવાન જગતમાં ખંડપરશુ એ નામે ઓળખાય છે – તે ક્ષણ માત્રમાં તારા કંઠરૂપી પીઠની અતિથિ બનો. (૨૪૭) [મહાવીર-૨.૩૩]

અહીં ક્રોધનો અભાવ હોઈ પતત્પ્રકર્ષતા (દોષરૂપ) નથી.

સમાસપુનરાત્તત્વ – જેમ કે,

જે તે શ્રી વીરચૂડામણિના પ્રસિદ્ધ ગુણોને પણ પ્રગટ કરે છે, તે આ પુરુષ ચાંદનીને ચંદનથી લીંપે છે, માલતી પુષ્પની માલાને સુગંધિત જળથી સિંચે છે, મહુડાંને ખાંડથી સ્વાદિષ્ટ કરે છે, ને શાણ દ્વારા મોતીનું પણ (શુદ્ધિ =) ઉત્કૃષ્ટપણું શોધે છે. (૨૪૮) [ ]

અહીં, "चूडामणेः" આગળ વાક્ય સમાપ્ત થયું હોવા છતાં "तारत्वं" વગેરે, પૂંછડાની જેમ ફરી કહેવાયું છે તેથી ચમત્કાર સર્જાતો નથી.

ક્યારેક (સમાસપુનરાત્તત્વ) ગુણરૂપ પણ નહીં ને દોષરૂપ પણ નહીં. (એવું જણાય છે) જ્યાં વિશેષણ માત્ર આપવા માટે નહીં પણ બીજા જ વાક્યાર્થ માટે ફરી ગ્રહણ કરાય છે જેમ કે, प्रागप्राप्त०... વગેરેમાં. (પૃ. ૧૪૬, શ્લોક ૨૪૭)

"र" ના લોપમાં કે "उत्व" વગેરેથી ઉપહત થવાથી વિસર્ગોનો અભાવ તે અવિસર્ગત્વ.

જેમ કે,

તે રાજા વીર, વિનયી, નિપુણ, સુંદર આકારવાળો છે, જેના સેવકો શક્તિથી ભરપૂર, ભક્ત તથા બુદ્ધિના તેજથી યુક્ત છે. (૨૪૯) [ ]

"हतं" (= હણાયેલું) એટલે કે લક્ષણથી ચલિત થયેલું, યતિભ્રષ્ટ અથવા લક્ષણ અનુસાર હોવા છતાં અશ્રવ્ય, તથા એવા જેમાં તેનો "ગુરુ" ભાવ પ્રાપ્ત નથી થતો, "લઘુ" અંતવાળું – રસ વિષે અનુગુણ નહીં તેવું વૃત્ત જ્યાં (જણાય) તે (વૃત્ત)નો ભાગ હત્તવૃત્તતા છે.

જેમ કે,

અલિ, મહેલમાં (= મહેલની અગાસીમાં) રહેલી ઘણાં ફૂલોની માળા ધારણ કરેલી (નાયિકાને) જુએ છે ? (૨૫૦)

અહીં, વૈતાલીય યુગ્મપાદમાં છ લઘુ અક્ષરોનું નૈરન્તર્ય નિષિદ્ધ મનાયું છે તેથી લક્ષણચ્યુત છે.

આમની કંઠ સુધી લટકતી પુષ્પોની માળા શોભે છે. (૨૫૧)

કુરંગાક્ષીઓના ગાલના ફલક ઉપર પરસેવાની ધારા (છે). (૨૫૨) [ ]

इत्यनयोश्चतुर्थे षष्टे च यतिर्न कृता–इति यतिभ्रष्टम्। एतदपवादस्तु छन्दोनुशासनेऽस्माभिर्निरूपित इति नेह प्रतन्यते। [छन्दोऽनुशासन (अ. १. सू. १५) वृत्तौ]

अमृतममृतं कः सन्देहो मधून्यपि नान्यथा।
मधुरमथ किं चूतस्यापि प्रसन्नरसं फलम्।
५ सकृदपि पुनर्मध्यस्थः सन् रसान्तरविज्जनो
वदतु यदिहान्यत्स्वादु स्यात्प्रियादशनच्छदात् ॥२५३॥

[ ]

अत्र 'यदिहान्यत्स्वादु' इत्यश्रव्यम्।

अन्यास्ता गुणरत्नरोहणभुवः कन्या* मृदन्यैव सा
१० संभाराः खलु तेऽन्य एव विधिना यैरेष सृष्टो युवा।
श्रीमत्कान्तिजुषां द्विषां करतलात्स्त्रीणां नितम्बस्थलाद्
दृष्टे यत्र पतन्तिः मूढमनसामस्त्राणि वस्त्राणि च ॥२५४॥

अत्र 'वस्त्राण्यपि' इति पाठे लघुरपि गुरुत्वं भजते।

हा नृप हा बुध हा कविबन्धो विप्रसहस्रसमाश्रय देव।
१५ मुग्धविदग्धसभान्तररत्न क्वासि गतः क्व वयं च तवैते ॥२५५॥

[ ]

हास्यरसव्यञ्जकमेतद्वृत्तं करुणरसाननुगुणम्।

वाक्यान्तरपदानां वाक्यान्तरपदैर्व्यामिश्रत्वं संकीर्णत्वम्। यथा–

कायं खायइ छुहिओ कूरं घल्लेइ निब्भरं रुट्ठो।
२० सुणयं गेण्हइ कंठे हक्केइ अ नत्तिअं थेरो ॥२५६॥ [ ]

अत्र काकं क्षिपति कूरं खादति कण्ठे नप्तारं गृह्णाति श्वानं भेषयतीति वक्तुमुचितम्। एकवाक्यतायां क्लिष्टमिति क्लिष्टाद्भेदः।

क्वचिदुक्तिप्रत्युक्तौ गुणो यथा–

बाले, नाथ, विमुञ्च मानिनि रुषं, रोषान्मया किं कृतम्,
२५ खेदोऽस्मासु, न मेऽपराध्यति भवान् सर्वेऽपराधा मयि।
तत्किं रोदिषि गद्गदेन वचसा, कस्याग्रतो रुद्यते,
नन्वेतन्मम, का तवास्मि, दयिता, नास्मीत्यतो रुद्यते ॥२५७॥ [अमरु० ५७]

* 'धन्या' इति पठ्यते, काव्यप्रकाशे, (७/श्लो. २१९)

આ બંનેમાં ચોથે ને છઠ્ઠે યતિ કરાયો નથી તેથી યતિભ્રષ્ટ છે. આનો અપવાદ તો ''છંદોનુશાસન''માં અમે નિરૂપ્યો છે તેથી અહીં વિસ્તાર કરાતો નથી. [છંદોનુશાસન – ૧.૧૫ની વૃત્તિમાં]

અમૃત એ અમૃત જ છે, એમાં સંદેહ શો ? મદિરા પણ અન્યથા નથી. પ્રસન્ન રસવાળું આમ્રફળ શું મધુર છે ? એકવાર પણ, બીજો રસ જાણનાર વ્યક્તિ, તટસ્થ થઈને, અહીં પ્રિયતમાના દંતક્ષત સિવાય બીજું કંઈ સ્વાદિષ્ટ હોય તો કહે. (૨૫૩) [ ]

અહીં, ''यदिहान्यत् स्वादु'' એ અશ્રવ્ય છે.

ગુણરત્નોને ઉત્પન્ન કરનાર (રોહણ પર્વતની) ભૂમિ જુદી જ છે, અને તે ધન્ય* એવી માટી પણ જુદી જ છે; તે સામગ્રી પણ ખરેખર જુદી જ છે, જેના વડે વિધાતાએ આ યુવાનને સર્જ્યો છે. જેની ઉપર દષ્ટિ પડતાં જ શોભાવાળા અને કાંતિવાળા પરંતુ મૂઢ ચિત્તવાળા શત્રુઓના હાથમાંથી અને સ્ત્રીઓના નિતંબ સ્થળેથી (અનુક્રમે) અસ્ત્રો અને વસ્ત્રો પડી જાય છે. (૨૫૪) [ ]

અહીં, ''वस्त्राण्यपि'' એમ પાઠ હોતાં, લઘુ અણ ગુરુ બને છે.

હાય રાજા, હાય વિદ્વાન, હાય કવિઓના મિત્ર, હે હજારોના આશ્રયદાતા દેવ, હાય મુગ્ધ અને વિદગ્ધની સભામાં રત્નસ્વરૂપ, તમે ક્યાં ગયા છો ? અને અમે તમારા (આશ્રિત) ક્યાં (રહી ગયા) ? (૨૫૫) [ ]

હાસ્યરસનું વ્યંજક એવું આ વૃત્ત કરુણરસને અનુરૂપ નથી.

એક વાક્યનાં પદો બીજા વાક્યનાં પદો સાથે મળી જાય છે તે છે સંકીર્ણત્વ.

જેમ કે,

ભૂખ્યો કાગડાને ખાય છે. પ્રસન્ન થયેલો કૂરતાથી રાંધેલો ભાત ફેંકી દે છે. કૂતરાને ગળે લગાડે છે. વૃદ્ધ (પોતાના) દૌહિત્રને ડરાવે છે. (૨૫૬) [ ]

અહીં, काकं क्षिपति, कूरं खादति, कण्ठे नप्तारं गृह्णाति, श्वानं भेषयति – એમ કહેવું ઉચિત હતું.

ક્લિષ્ટત્વ એક જ વાક્ય હોતાં (સંભવે) છે (તેથી) સંકીર્ણત્વ (દોષ) ક્લિષ્ટથી ભિન્ન છે.

ક્યારેક ઉક્તિપ્રત્યુક્તિમાં (તે) ગુણરૂપ (બને છે) જેમ કે,

''હે બાલા'', ''હે નાથ'', ''હે માનિનિ, રોષ છોડ'', ''રોષથી મેં શું કર્યું છે ?'' ''અમને દુઃખ (થાય છે)'', મારે વિષે આપ અપરાધ નથી કરતા, બધા જ અપરાધ મારામાં (રહેલા છે)'', ''તો શા માટે ગદગદ વાણીથી રડે છે ?'', ''કોની આગળ રડું ?'' ''આ મારી આગળ'', ''હું તમારી કોણ છું'', ''પ્રિયતમા'' હું (પ્રિયતમા) નથી તેથી જ રડું છું.'' (૨૫૭) (અમરુ૦–૫૭)

---

* કા.પ્ર.માં 'धन्या' પાઠ છે. અહીં 'कन्या' છે, તે બેસતો નથી.

वाक्यमध्ये वाक्यान्तरानुप्रवेशो गर्भितत्वं यथा—

परापकारनिरतैर्दुर्जनैः सह संगतिः ।
वदामि भवतस्तत्त्वं न विधेया कदाचन ॥२५८॥

[ ]

५ अत्र तृतीयः पादो वाक्यान्तरमध्ये प्रविष्टः ।

क्वचिद् गुणो यथा—

दिङ्मातङ्गघटाविभक्तचतुराघाटा मही साध्यते
सिद्धा सा च वन्दत एव हि वयं रोमाञ्चिताः पश्यत ।
विप्राय प्रतिपाद्यते किमपरं रामाय तस्मै नमो
१० यस्मादाविरभूत्कथाद्भुतमिदं यत्रैव चास्तं गतम् ॥२५९॥

[औचित्यविचारचर्चायां (पृ. १३८) भट्टप्रभाकरस्य]

अत्र वीराद्भुतरसवशात् 'वदन्त एव' इत्यादि वाक्यान्तरं मध्ये प्रविष्टं गुणाय ।

प्रस्तुतभङ्गो भग्नप्रक्रमत्वं यथा—

एवमुक्तो मन्त्रिमुख्यैः पार्थिवः प्रत्यभाषत ॥२६०॥

१५ अत्र 'उक्तः' इति प्रक्रान्ते 'प्रत्यभाषत' इति प्रकृतेर्भग्नप्रक्रमत्वम् ।
'प्रत्यवोचत' इति युक्तम् । यथा वा—

ते हिमालयमामन्त्र्य पुनः प्रेक्ष्य च शूलिनम् ।
सिद्धं चास्मै निवेद्यार्थं तद्विसृष्टाः खमुद्ययुः ॥२६१॥

[कुमार० ६.९४]

२० अत्र 'अनेन विसृष्टाः' इति वाच्यम् ।

धैर्येण विश्वास्यतया महर्षेस्तीव्रादरातिप्रभवाच्च मन्योः ।
वीर्यं च विद्वत्सु सुते मघोनः स तेषु न स्थानमवाप शोकः ॥२६२॥

[किरातार्जुनीय ३.३४]

अत्र स्यादेः प्रत्ययस्य । 'तीव्रेण विद्वेषिभुवागसा च' इति तु युक्तम् । यथा वा—

२५ बभूव भस्मैव सिताङ्गरागः कपालमेवामलशेखरश्रीः ।
उपान्तभागेषु च रोचनाङ्को गजाजिनस्यैव दुकूलभावः ॥२६३॥

[कुमार० ७.३२]

એક વાક્યમાં બીજું વાક્ય પ્રવેશી જાય (તે) ગર્ભિતત્ત્વ જેમ કે,

બીજાનો અપકાર કરવામાં ડૂબેલા દુર્જનો સાથે સંગતિ ક્યારેય કરવી ન જોઈએ. તે તત્ત્વ (=સત્ય/તાત્ત્વિક વાત) આપને કહું છું. (૨૫૮) [ ]

અહીં, તૃતીય પાદ બીજા વાક્યની વચ્ચે પ્રવેશી ગયું છે.

ક્યારેક (ગર્ભિતત્વ) ગુણરૂપ (બને છે) જેમ કે,

દિગ્ગજોની હારમાળામાં વહેંચાયેલ ચારેય દિશાઓવાળી પૃથ્વી સધાય છે. (= તેને પામવા/જીતવાની ઇચ્છા કરવામાં આવે છે). એમ કહેતાં અમે રોમાંચિત થઈએ છીએ કે સિદ્ધ એવી (= જિતાયેલી) તેને (=પૃથ્વીને) (પરશુરામ વડે) બ્રાહ્મણને આપી દેવાઈ. વધુ શું (કહીએ ?) તે (પરશુ) રામને નમસ્કાર, જેમનામાંથી આ કથા જન્મી અને જેમનામાં વિરમી. (૨૫૯)

[ઔચિત્યવિચારચર્ચામાં (પૃ. ૧૩૮) ભટ્ટ પ્રભાકરનું (પદ્ય)]

અહીં, વીર ને અદ્ભુત રસને લીધે "वदन्त एव" વગેરે બીજું વાક્ય વચ્ચે પ્રવેશ્યું છે (પણ તે) ગુણ (રૂપ છે)

પ્રસ્તુત વિગતનો ભંગ તે ભગ્નપ્રક્રમતત્ત્વ છે જેમ કે,

આ રીતે મુખ્ય મંત્રીઓ વડે કહેવાયેલ રાજાએ સામે કહ્યું. (૨૬૦)

અહીં, "उक्तः" એમ શરૂ કરીને "प्रत्यभाषत" એમ (નિરૂપણ કરવું તે) પ્રકૃતિગત ભગ્નપ્રક્રમત્વ છે. "प्रत्यवोचत" એ યોગ્ય છે.

અથવા જેમ કે,

હિમાલયની વિદાય લઈને તથા ફરી શંકરને મળીને, "અમારું કાર્ય સિદ્ધ થયું છે" તેમ જણાવી તેમનાથી છૂટા પડેલા તેઓ આકાશમાં ઊડી ગયા. (૨૬૧) [કુમાર૦-૬.૯૪]

અહીં, "अनेन विसृष्टाः" એમ કહેવું જોઈએ.

ધૈર્ય વડે, મહર્ષિની વિશ્વાસપાત્રતાથી, (અને) દુશ્મનને લીધે જન્મેલા તીવ્ર ક્રોધથી ઇન્દ્રના પુત્ર (= અર્જુન)ની શક્તિ જાણતા તેઓમાં તે શોકસ્થાન પામ્યો નહિ. (૨૬૨) [કિરાતાર્જુનીય-૩.૩૪]

અહીં, स्यादि વગેરે પ્રત્યયનો (પ્રક્રમભંગ છે) "तीव्रेण विद्वेषिभुवागसा च" એમ (કહેવું) યોગ્ય છે. અથવા જેમ કે,

ભસ્મ જ સફેદ અંગરાગ બની, ખપ્પર જ સ્વચ્છ મસ્તકની શોભા બની. જે ભાગમાં ચિત્રાંકિત હંસાદિ ચિહ્નવાળા છેડાના હાથીના ચામડાથી જ રેશમી વસ્ત્રનો ભાવ (સચવાયો). (૨૬૩) [કુમાર૦-૭.૩૨]

अत्र गजेन्द्रचर्मैव दुकूलमस्येति युक्तम् ।

सस्नुः पयः पपुरनेनिजुरम्बराणि
जक्षुर्बिसं धृतविकासिबिसप्रसूनाः ।
सैन्याः श्रियामनुपभोगनिरर्थकत्व-
दोषप्रवादममृजन् वननिम्नगानाम् ॥२६४॥

[शिशुपाल० ५.२८]

अत्र त्यादेः । 'विकचमस्य दधुः प्रसूनम्' इति तु युक्तम् ।

यशोऽधिगन्तुं सुखलिप्सया वा मनुष्यसंख्यामतिवर्तितुं वा ।
निरुत्सुकानामभियोगभाजां समुत्सुकेवाङ्कमुपैति सिद्धिः ॥२६५॥

[किरातार्जुनीय ३.४०]

अत्र कृतः । 'सुखमीहितुं वा' इति तु युक्तम् ।

उदन्वच्छिन्ना भूः स च निधिरपां योजनशतं
सदा पान्थः पूषा गगनपरिमाणं कलयति ।
इति प्रायो भावाः स्फुरदवधिमुद्रामुकुलिताः
सतां प्रज्ञोन्मेषः पुनरयमसीमा विजयते ॥२६६॥

[बालरामायण १.८]

अत्र पर्यायस्य । 'मिता भूः पत्यापां स च पतिरपां योजनशतम्' इति तु युक्तम् ।

विपदोऽभिभवन्त्यविक्रमं रहयत्यापदुपेतमायतिः ।
लघुता नियता निरायतेरगरीयान्न पदं नृपश्रियः ॥२६७॥

[किरातुर्जनीय २.१४]

अत्रौपसर्गस्य पर्यायस्य च । 'तदभिभवः कुरुते निरायतिं, लघुतां भजते निरायतिः, लघुताभाग् न पदम्' इति युक्तम् ।

उत्फुल्लकमलकेसरपरागगौरद्युति मम हि गौरि ।
अभिवाञ्छितं प्रसिध्यतु भगवति युष्मत्प्रसादेन ॥२६८॥

[नागानन्द १.१३]

अत्रैकवचनेन भगवतीं संबोध्य प्रसादसंबन्धेन यस्तस्यां बहुत्वनिर्देशः स वचनस्य ।

कृतवानसि विप्रियं न मे प्रतिकूलं न च ते मया कृतम् ।
किमकारणमेव दर्शनं विलपन्त्यै रतये न दीयते ॥२६९॥

[कुमार० ४.७]

અહીં, (गजेन्द्रचर्म एव, એમ પ્રથમાન્ત પદ) 'હાથીનું ચામડું જ' એનું રેશમી વસ્ત્ર છે એમ કહેવું યોગ્ય છે.

સૈનિકોએ સ્નાન કર્યું, પાણી પીધું, વસ્ત્રો ધોયાં તથા ખીલેલાં કમળો હાથમાં ધર્યાં છે (= ખીલેલાં કમળોરૂપી આભૂષણો ધર્યાં) તેવા તેમણે કમળકાકડી ખાધી. આ રીતે, સંપત્તિનો ભોગ ન કરવાથી તે નિરર્થક છે એવા નદીઓના દોષ વિષેનો અપવાદ ધોઈ નાખ્યો (= દૂર કર્યો). (૨૬૪)

[શિશુપાલ-૫.૨૮]

અહીં, 'त्य' વગેરેનો (પ્રક્રમભંગ છે)

''विकचमस्य दधुः प्रसूनं'' એમ કહેવું યોગ્ય છે. ('सस्नुः' વ. દ્વારા લિટ્ લકાર, પરોક્ષ ભૂતકાળ શરૂ કરીને 'अनिनेजुः' એમ અનદ્યતન ભૂતકાળ પ્રયોજવાથી પ્રક્રમભંગ દોષ થયો).

યશ મેળવવા માટે સુખની લાલસાથી અથવા મનુષ્ય તરીકેની ગણનાને અતિક્રમી જવા, ઉત્સુક નહીં તેવા (છતાં) પ્રયત્નશીલ (મનુષ્ય)ના ખોળામાં સિદ્ધિ જાણે કે ઉત્સુક હોય તેમ આવી પડે છે. (૨૬૫)

[કિરાતાર્જુનીય-૩.૪૦]

અહીં, कृत्(પ્રત્યય)નો (પ્રક્રમભંગ છે) ''सुखमीहितुं वा'' એમ (કહેવું) યોગ્ય છે.

સાગરથી ધરતી છવાઈ છે અને સાગર સો યોજન (પથરાયેલો છે). રોજ સૂર્યરૂપી યાત્રી આકાશના માપને માપે છે. આ રીતે અવધિ (= મર્યાદા) ના ચિહ્નથી મુકુલિત ભાવો ઘણુંખરું (જોવા મળે છે) પણ સજ્જનોનો પ્રજ્ઞાનો ઉન્મેષ અસીમ (બની) વિજય પામે છે. (૨૬૬)    [બાલરામાયણ-૧.૮]

અહીં પર્યાયનો (પ્રક્રમભંગ છે). ''मिता भूः पत्यापां स च पतिरपां योजनशतम्'' એમ કહેવું યોગ્ય છે.

પરાક્રમ વગરનાને વિપત્તિઓ ઘેરી લે છે. આપત્તિ પામેલાને ભાગ્ય છોડી દે છે. ભાગ્ય વગરનાને માટે લઘુતા નિશ્ચિત છે અને ગૌરવહીન રાજ્યશ્રીનું પદ બનતો નથી. (૨૬૭)

[કિરાતાર્જુનીય-૨.૧૪]

અહીં, ઉપસર્ગ અને પર્યાયનો (પ્રક્રમભંગ છે). ''तदभिभवः कुरुते निरायतिं, लघुतां भजते निरायतिः, लघुताभाग् न पदम्'' એમ (કહેવું) ઉચિત છે.

ખીલેલા કમળના કેસરના પરાગ જેવી શ્વેત કાંતિવાળી હે ભગવતી ગૌરી ! તમારી કૃપાથી મારી ઇચ્છા સિદ્ધ થાઓ. (૨૬૮)    [નાગાનંદ - ૧.૧૩]

અહીં, એકવચન દ્વારા ભગવતીને સંબોધીને પ્રસાદ અંગે જે તેના બહુવચનનો નિર્દેશ છે તે વચનનો (પ્રક્રમભંગ છે).

તું મારું અપ્રિય કરનાર નથી કે ન મારા વડે તારું પ્રતિકૂળ કરાયું છે, તો શા માટે વિલાપ કરતી રતિને કારણ વગર જ દર્શન અપાતાં (= આપતો) નથી ? (૨૬૯)    [કુમાર૦-૪.૭]

अत्र कारकस्य। 'न च तेऽहं कृतवत्यसंमतम्' इति तु युक्तम्।

यथा च—

चारुता वपुरभूषयदासां तामनूननवयौवनयोगः।
तं पुनर्मकरकेतनलक्ष्मीस्तां मदो दयितसंगमभूषः ॥२७०॥

५ [शिशुपाल० १०.३३]

अत्र शृङ्खलाक्रमेण कर्तुः कर्मभावः कर्त्रन्तरं च यथा प्रक्रान्तं तथा न निर्व्यूढम्। 'तमपि वल्लभसङ्ग' इति तु युक्तम्।

तव कुसुमशरत्वं शीतरश्मित्वमिन्दो-
र्द्वयमिदमयथार्थं दृश्यते मद्विधेषु।
१० विसृजति हिमगर्भैर्वह्निमिन्दुर्मयूखै-
स्त्वमपि कुसुमबाणान् वज्रसारीकरोषि ॥२७१॥

[शाकुन्तल ३.३]

अत्र क्रमस्य। यथा वा—

अकलिततपस्तेजोवीर्यप्रथिम्नि यशोनिधा-
१५ ववितथमदाध्माते रोषान्मुनावभिधावति।
अभिनवधनुर्विद्यादर्पक्षमाय च कर्मणे
स्फुरति रभसात्पाणिः पादोपसंग्रहणाय च ॥२७२॥

[महावीरचरित २.३०]

यथा वा व्यतिरेकालङ्कारे—

२० तरङ्गय दृशोऽङ्गने पततु चित्रमैन्दीवरं
स्फुटीकुरु रदच्छदं व्रजतु विद्रुमः श्वेतताम्।
क्षणं वपुरपावृणु स्पृशतु काञ्चनं कालिका-
मुदञ्चय मनाङ्मुखं भवतु च द्विचन्द्रं नभः ॥२७३॥

[बालरामायण ३.२५; विद्धशाल० ३.२७]

२५ अत्रोपमानानामिन्दीवरादीनां निन्दया नयनादीनामुपमेयानामतिशयो वक्तुं प्रक्रान्तो 'भवतु च द्विचन्द्रं नभः' इति सादृश्यमात्राभिधानेन न निर्व्यूढ इति भग्नप्रक्रमत्वम्। 'भवतु तद् विचन्द्रं नभः' इति तु युक्तम्।

અહીં, કારકનો (પ્રક્રમભંગ છે). "न च तेऽहं कृतवत्यसंमतम्" એમ (કહેવું) યોગ્ય છે.

અને જેમ કે,

આ (સ્ત્રીઓ)નાં શરીરને ચારુતાએ વિભૂષિત કર્યાં. તેને (= ચારુતાને) (જરાય) ઓછા નહિ તેવા નવયૌવનના યોગે (વિભૂષિત કરી). તેને (= નવયૌવનયોગને) કામદેવની શોભાએ, તેને (= શોભાને) પ્રિયતમના સંગમરૂપી ભૂષણવાળા મદે (વિભૂષિત કરી). (૨૭૦)

[શિશુપાલ-૧૦.૩૩]

અહીં, શૃંખલાક્રમ દ્વારા કર્તાનો કર્મભાવ પછી (બીજો કર્તા-એમ (જે રીતે) શરૂ કર્યો તેમ તેનો નિર્વાહ કર્યો નથી. "तमपि वल्लभसङ्गः" એમ કહેવું યોગ્ય છે.

તારું પુષ્પોના બાણવાળા હોવું તથા ચંદ્રનું શીતળ કિરણોવાળા હોવું - આ બંને મારા જેવા માટે અયોગ્ય જ જણાય છે. કેમ કે, ચંદ્ર શીતળ કિરણો દ્વારા આગ છોડે છે અને તું પણ પુષ્પોનાં બાણને વજ્ર જેવાં બળવાળાં (તાતાં) બનાવે છે. (૨૭૧)

[શાકુન્તલ-૩.૩]

અહીં, ક્રમનો (ભંગ છે).

અથવા જેમ કે,

અપાર તપ, તેજ અને વીર્યથી પ્રસિદ્ધ યશરૂપી નિધિવાળા, યથાર્થ અહંકારથી ભરપૂર, અને રોષથી ધસી આવતા મુનિ વિષે નવા ધનુર્વિદ્યાના ગર્વની ક્ષમતાવાળા કર્મને માટે તથા પાદ સ્પર્શ માટે પણ હાથ ઉતાવળે ફરકે છે. (૨૭૨)	[મહાવીરચરિત-૨.૩૦]

અથવા જેમ કે, વ્યતિરેક અલંકારમાં -

હે અંગના, તારાં નયનો તરંગિત કર, સુંદર નીલકમલ ભલે પડે. ઓષ્ઠના (લાલ) વ્રણને સ્ફુટ કર, ભલે પરવાળા શ્વેતત્વ પામે. ક્ષણભર શરીર ખુલ્લું કર, (પછી) ભલે સુવર્ણ કાળાશ પકડે, (અને) મુખ સહેજ ઊંચું કર (પછી) ભલે આકાશ બે ચંદ્રવાળું બને ! (૨૭૩)

[બાલરામાયણ - ૩.૨૫, વિદ્ધશાલભંજિકા - ૩.૨૭]

અહીં, નીલકમલ વગેરે ઉપમાનોના તિરસ્કાર વડે નયન વગેરે ઉપમેયના અતિશયને કહેવાનો આરંભ કરીને-"भवतु च द्विचन्द्रं नभः" એમ સાદૃશ્યમાત્રના કથનથી નિર્વાહ કરાયો નથી તે ભગ્નપ્રક્રમત્વ છે. "भवतु तद् विचन्द्रं नभः" એમ (કહેવું) ઉચિત છે.

तथा–

तद्वक्त्रं यदि मुद्रिता शशिकथा तच्चेत्स्मितं का सुधा
सा चेत्कान्तिरतन्त्रमेव कनकं ताश्चेद्गिरो धिङ्मधु ।
सा दृष्टिर्यदि हारितं कुवलयैः किं वा बहु ब्रूमहे
यत्सत्यं पुनरुक्तवस्तुविरसः सर्गक्रमो वेधसः ॥२७४॥

५

[बालरामायण २.१७; विद्वशाल० १.१४]

अत्रोपमानादुपमेयस्यातिरेकलक्षणं वस्तु वक्तुमिष्टं, तस्यार्थान्तरन्यासेन वस्तुसर्गपौनरुक्त्यस्य सादृश्यपर्यवसानाद्भग्नप्रक्रमत्वम् ।

वक्त्राद्यौचित्ये न दोषः–

१० व्रजतः क्व तात वजसीति परिचयगतार्थमस्फुटम् ।
धैर्यमभिनदुदितं शिशुना जननीनिभर्त्सनविवृद्धमन्युना ॥२७५॥

[शिशुपाल० १५.८१]

अत्र शिशुना वजतिरेव प्रयुक्तो न च व्रजतिस्तत्रैव परिचयगतार्थास्फुटत्वधैर्यभेदित्वसंभवात् । केवलं शक्तिवैकल्याद्रेफोऽनेन नोच्चारितः ।

१५ पदार्थानां परस्परमसम्बन्धोऽनन्वितत्वम्, यथा–

दृढतरनिबद्धमुष्टेः कोशनिषण्णस्य सहजमलिनस्य ।
कृपणस्य कृपाणस्य च केवलमाकारतो भेदः ॥२७६॥

[ ]

अत्र यद्याकारः सन्निवेशलक्षणो विवक्षितस्तदा स परस्परपरिहारस्थितिमतोरर्थयोः सिद्ध एवेत्यनुपादेयः ।
२० अक्षरविशेषलक्षणस्तु शब्दनियतत्वादर्थयोर्न संभवत्येवेत्यनन्वितत्वम् । यथा वा–

निर्घातोग्रैः कुञ्जलीनाञ्जिघांसुर्ज्यानिर्घोषैः क्षोभयामास सिंहान् ।
नूनं तेषामभ्यसूयापरोऽसौ वीर्योदग्रे राजशब्दे मृगाणाम् ॥२७७॥

[रघु० ३.६४]

अत्र सिंहानां न तावद्राजशब्दः संभवति तेषां तद्वाच्यत्वाभावात् तत्सम्बन्धाभावाच्च । तत्पर्यायस्य
२५ मृगराजशब्दस्यास्तीति चेत् ? न, तस्य प्रक्रान्तत्वाभावात् । मृगाणामित्यत्र मृगराजानामित्यनुक्तेश्च । किं च मृगेषु राजत्वं भवति सिंहानां, न तु शब्दे इति वीर्योदग्रत्वं तद्विशेषणमनुपपन्नमेव तस्यार्थनिष्ठत्वेनोपपत्तेः । तेन सिंहानां मृगाणां वीर्योदग्रत्वस्य च न राजशब्देनान्वयः संगच्छते । तेन राजभाव इति वा मृगेष्विति वा पाठः श्रेयान् ।

તથા,

તેનું મુખ જો (છે) તો ચંદ્રની વાત સ્થગિત થઈ ગઈ છે. તેનું સ્મિત જો (છે) તો (તેથી બીજું) અમૃત કયું ? તે કાંતિ જો (છે) તો સુવર્ણ નિરુપયોગી છે. તે વાણી જો છે તો મધને ધિક્કાર છે. તે દૃષ્ટિ જો છે તો કુવલયોથી (સ્થાન) છોડી દેવાયું. અથવા વધુ શું કહીએ ? બ્રહ્માના સર્જનનો ક્રમ પુનરુક્ત વિગત વિષે (=ને કારણે) રસ વગરનો છે. (૨૭૪) [બાલરામાયણ-૨.૧૭, વિદ્ધશાલભંજિકા-૧.૧૪]

અહીં, ઉપમાન કરતાં ઉપમેયના અતિરેકરૂપ વસ્તુ કહેવું ઇષ્ટ છે. તેને અર્થાન્તરન્યાસ દ્વારા (નિરૂપિત કરવાથી) વસ્તુના સર્જનની પુનરુક્તિના સાદૃશ્યમાં પર્યવસાન થવાથી ભગ્નપ્રક્રમત્વ છે.

વક્તા વગેરેના ઔચિત્યમાં (ભગ્નપ્રક્રમ) દોષરૂપ નથી. (જેમ કે) ૨૭૧

માતાના તિરસ્કારથી જેનો કોપ વધ્યો છે તેવા બાળકથી, "પિતાજી ક્યાં જાઓ છો ?" એમ અસ્ફુટ બોલાયેલ (વચને પણ) અભ્યાસને કારણે અર્થ સમજાવાથી, ગમન કરતા (પિતાના) ધૈર્યને ભેદી નાખ્યું. (૨૭૫) [શિશુપાલ૦-૧૫.૮૭]

અહીં, બાળકે 'वजति' એમ જ પ્રયોગ કર્યો છે, નહીં કે 'व्रजति' કેમ કે, તેમાં જ (વર્ણ) પરિચયમાં રહેલા અર્થના સ્ફુટત્વ અંગેના ધૈર્યને ભેદવાનું સંભવિત (બને) છે. માત્ર શક્તિ ન હોવાને લીધે જ તેણે (= બાળકે) રેફનું (= "ર" કાર - रेफ નું) ઉચ્ચારણ કર્યું નથી.

પદાર્થોના પરસ્પર સંબંધનો અભાવ (એ થયું અનન્વિતત્વ). જેમ કે,

જેની મૂઠ/(મુઠ્ઠી બરાબર પકડાયેલી (= કંજૂસની બંધ મુઠ્ઠી હોય) છે, જે કોશ (= કૃપાણ કહેતાં તલવાર મ્યાન કરવાની પેટી, અને કોશ = ધનભંડાર) પર બેઠેલ, સ્વાભાવિક મલિનતાવાળા કૃપણ (= કંજૂસ) અને કૃપાણ (= તલવાર) વચ્ચે કેવળ 'आ' કાર ('પ', અને 'પા'; અથવા 'આકૃતિ')નો જ ભેદ છે. (૨૭૬) [ ]

અહીં, સન્નિવેશરૂપ આકાર જો વિવક્ષિત હોય તો તે પરસ્પરના પરિહારની સ્થિતિવાળા બે અર્થને વિષે સિદ્ધ જ છે તેથી અનુપાદેય છે, જ્યારે ખાસ અક્ષરરૂપી (= आ કાર) (વિગત તો) શબ્દમાં નિયત હોવાથી તે બે અર્થો વિષે સંભવતી જ નથી. તેથી અનન્વિતત્વ છે. અથવા જેમ કે,

(મોટા) નિર્ઘાત (= આકાશમાં થતા ગડગડાટ) જેવા ઉગ્ર, ધનુષ્યની પણછના ટંકારથી કુંજમાં બેઠેલા (સિંહોને) મારવાની ઇચ્છાવાળા (તેણે) સિંહોને ક્ષુબ્ધ કર્યા. વીર્ય (= પરાક્રમ)થી ઉન્નત એવા મૃગો (પ્રાણીઓ) વિશેના તેમના "રાજ" શબ્દથી તે (= દશરથ) અસૂયાવાળો બન્યો. (૨૭૭) [રઘુવંશ - ૩.૬૪]

અહીં, સિંહોને વિષે તો "રાજા" શબ્દ સંભવે નહીં, કેમ કે તે (= સિંહો) તે (શબ્દ વડે) વાચ્ય થતા નથી અને તેની સાથે તેનો સંબંધ પણ નથી. (પ્રશ્ન) તેના (= "સિંહ" શબ્દના) પર્યાય (એવા) "મૃગરાજ" શબ્દમાં (તે વાચ્યત્વ) છે, એમ કહેવાય, તો (તે બરાબર નથી, કેમ કે (તે - મૃગરાજ શબ્દ) અહીં પ્રકાન્ત થયો નથી. વળી, 'मृगाणां'માં 'मृगराजानां' એવી ઉક્તિ પણ નથી અને વળી મૃગોને વિષે સિંહોનું રાજત્વ છે, (પણ) શબ્દ વિષે નહિ, તેથી "વીર્યોદગ્રત્વ" એવું તેનું વિશેષણ અનુપપન્ન જ છે, કારણ તે અર્થનિષ્ઠ હોય એ રીતે ઉપપન્ન થાય છે. તેથી સિંહોનો ને મૃગોનો તથા અત્યંત શક્તિનો રાજા શબ્દ સાથેનો સંબંધ બેસતો નથી. તેથી, "राजभावः" એમ, અથવા "मृगेषु" એમ પાઠ વધુ સારો છે. (અર્થાત્, 'રાજ' શબ્દનો પ્રયોગ બરાબર નથી કેમ કે, તે 'मृगाणाम्', 'तेषां', કે 'वीर्योदग्र' - એમાંથી કોઈની પણ સાથે ગોઠવાતો નથી. શબ્દ કોઈ વસ્તુ વિષે જોડાતો નથી.)

यथा वा—

येषां तास्त्रिदशेभदानसरितः पीताः प्रतापोष्मभि-
र्लीलापानभुवश्च नन्दनतरुच्छायासु यैः कल्पिताः ।
येषां हुंकृतयः कृतामरपतिक्षोभाः क्षपाचारिणां
किं तैस्त्वत्परितोषकारि विहितं किंचित्प्रवादोचितम् ॥२७८॥

[ ]

'अङ्गाङ्गिनोरेव हि यत्तदर्थयोः संबन्धो न त्वङ्गानां यदर्थानामन्योन्यम्' इति नियमेन बहुभिर्यदर्थैर्नैक एवार्थो निर्दिश्यत इति यैरित्यत्र विशेष्यस्याप्रतीतिः । 'क्षपाचारिभिः' इति तु पाठे युज्यते समन्वयः । यथा वा उपमायाम्—

वापीव विमलं व्योम हंसीव धवलः शशी ।
शशिलेखेव हंसोऽयं हंसालिरिव ते यशः ॥२७९॥

[ ]

तथा—

सरांसीवामलं व्योम काशा इव सितः शशी ।
शशीव धवला हंसा हंसीव विशदा दिशः ॥२८०॥

[ ]

अत्रोपमानोपमेययोः साधारणधर्माभिधायिपदं लिङ्गवचनाभ्यां वैसदृश्यादुपमानेन न सम्बध्यत इत्यनन्वितम् । यदि च लिङ्गवचसोर्विपरिणामादुपमानेनापि संबन्धः क्रियते तदाभ्यासलक्षणो वाक्यभेदः स्यात् । एवं चाव्यवधानेन प्रकृतोऽर्थो न प्रतीयते । विपरिणामश्च शास्त्रीयो न्यायः काव्येषु न युक्तः । यत्र तु नानात्वेऽपि लिङ्गवचसोः साधारणधर्माभिधायिपदं स्वरूपभेदं नापद्यते न तत्रैतद् दूषणम् । यथा—

वाक्प्रपञ्चैकसारेण निर्विशेषाल्पवृत्तिना ।
स्वामिनेव नटत्वेन निर्विण्णाः सर्वथा वयम् ॥२८१॥

[ ]

चन्द्रमिव सुन्दरं मुखं पश्यति ॥२८२॥ [ ]

तद्वेषोऽसदृशोऽन्याभिः स्त्रीभिर्मधुरताभृतः ।
दधते स्म परां शोभां तदीया विभ्रमा इव ॥२८३॥ इति

[ ]

यत्रापि गम्यमानं साधारणधर्माभिधायि पदं तत्रापि न दोषः । यथा—चन्द्र इव मुखं, कमलमिव पाणिः, बिम्बफलमिवाधर इत्यादि ।

અથવા જેમ કે,

જેમના પ્રતાપની ઉષ્મા વડે દેવોના હાથીના મદની સરિતા પિવાઈ ગઈ છે (શોષી લેવાઈ છે), જેમણે નંદનવનની છાયામાં મદ્યપાનની જગ્યા બનાવી છે, જે રાત્રે ફરનારાઓ (= રાક્ષસો)ના હુંકાર દેવોના રાજાને પણ ક્ષોભ કરનાર છે તેમણે તમને સંતોષ આપે તેવું તથા પોતાની ખ્યાતિને અનુરૂપ કશું કર્યું છે શું ? (૨૭૮)                                                                                                                [                ]

અંગ – અંગીની જેમ ''यत्-तत्'' (એ) બે અર્થનો સંબંધ છે, यत् અર્થવાળા અંગોનો પરસ્પર નહીં, એ નિયમથી અનેક યત્ – અર્થો વડે એક જ અર્થ નિર્દેશાતો નથી તેથી यैः માં વિશેષ્યની પ્રતીતિ થતી નથી. क्षपाचारिभिः એ પાઠ હોતાં સંબંધ બેસે છે.

અથવા જેમ કે, ઉપમામાં –

વાવ જેવું સ્વચ્છ આકાશ છે, હંસી જેવો શ્વેત ચન્દ્ર છે. ચન્દ્રલેખા જેવો આ હંસ છે ને હંસપંક્તિ જેવો તારો યશ છે. (૨૭૯)                                                                                                                [                ]

તથા,

સરોવર જેવું સ્વચ્છ ગગન છે. કાશપુષ્પો જેવો શ્વેત ચન્દ્ર છે. ચન્દ્ર જેવા સફેદ હંસો છે ને હંસી જેવી શુભ-સ્વચ્છ દિશાઓ છે. (૨૮૦)

અહીં, ઉપમાન અને ઉપમેયના સાધારણ ધર્મનું કથન કરતું પદ લિંગ અને વચનથી ભિન્ન હોવાથી ઉપમાન સાથે જોડાતું નથી તેથી અનન્વિત (દોષ છે) અને જો લિંગ અને વચનના ફેરફારથી ઉપમાન સાથે પણ સંબંધ કરાય તો તે ''અભ્યાસ'' (= પુનરુક્તિ) નામે વાક્યભેદ (= બે સ્વતંત્ર વાક્યો) થાય. આ રીતે, વ્યવધાન વગર પ્રસ્તુત અર્થ પ્રતીત થતો નથી. વિપરિણામ (= અર્થાત્, ધારો કે અવ્યવહિત રીતે અર્થ સમજાય, તો પણ તે શાસ્ત્રમાં ચાલે, એટલે કે) એ શાસ્ત્રીય ન્યાય છે. તે કાવ્યને વિષે ઉચિત નથી. પરંતુ જ્યાં લિંગ અને વચનનો ભેદ હોવા છતાં સાધારણ ધર્મને કહેનારું પદ સ્વરૂપથી ભિન્ન જણાતું નથી ત્યાં તે દોષરૂપ નથી, જેમ કે,

વાક્પ્રપંચ જ જેનો સાર છે, કોઈ વિશેષ વગરની જેની અલ્પવૃત્તિ છે, તેવા સ્વામી જેવા નટત્વથી અમે સદા નિર્વિણ્ણ થયા છીએ (= હતાશ થયા છીએ) (૨૮૧)                                                                                                                [                ]

ચન્દ્ર જેવા સુંદર મુખને તે જુએ છે. (૨૮૨)                                                                                                                [                ]

બીજી સ્ત્રીઓથી જુદો અને મધુરતાભર્યો તેનો વેશ તેમના હાવભાવની જેમ પરમ શોભા ધારણ કરે છે. (૨૮૩)                                                                                                                [                ]

જ્યાં ગમ્યમાન સાધારણ ધર્મ દર્શાવતું પદ હોય ત્યાં પણ દોષ (આવતો) નથી. જેમ કે, ચન્દ્ર જેવું મુખ, કમળ જેવો હાથ, બિંબફળ જેવો ઓષ્ઠ વગેરે.

कालपुरुषविध्यादिभेदेऽपि न तथा प्रतीतिरस्खलितरूपा भवतीत्यसावप्यनन्वितस्यैव विषयः । यथा–

अतिथिं नाम काकुत्स्थात्पुत्रमाप कुमुद्वती ।
पश्चिमाद्यामिनीयामात् प्रसादमिव चेतना ॥२८४॥

[रघुवंश १७.१]

५ असत्र चेतना प्रसादमाप्नोति, न पुनरापेति कालभेदः ।

प्रत्यग्रमज्जनविशेषविविक्तमूर्तिः
कौसुम्भरागरुचिरः स्फुरदंशुकान्ता ।
विभ्राजसे मकरकेतनमर्चयन्ती
बालप्रवालविटपप्रभवा लतेव ॥२८५॥

१० [रत्नावली १.२०]

अत्र लता विभ्राजते, न तु विभ्राजस इति पुरुषभेदः ।

गङ्गेव प्रवहतु ते सदैव कीर्तिः ॥२८६॥

[ ]

इत्यादौ च गङ्गा प्रवहति, न तु प्रवहतु इत्यप्रवृत्तप्रवर्तनात्मनो विधेः, एवंविधस्य चान्यस्यार्थस्योप-
१५ मानगतस्यासंभवाद् विध्यादिभेदः ।

अथाष्टावुभयदोषानाह–

**९०) अप्रयुक्ताश्लीलासमर्थानुचितार्थश्रुतिकटुक्लिष्टाविमृष्टविधेयांशविरुद्धबुद्धि-कृत्त्वान्युभयोः ॥६॥**

उभयोरिति । पदस्य वाक्यस्य चेत्यर्थः । दोष इति वर्तते ।

२० कविभिरनादृतत्वादाप्रयुक्तत्वम् । तच्च लोकमात्रप्रसिद्धत्वाच्छास्त्रमात्रप्रसिद्धत्वाच्च । आद्यं यथा–

कष्टं कथं रोदिति थूत्कृतेयम् ॥२८७॥ [ ]

देश्यं चैतत्प्रायमेव । यदाह–

(२२) प्रकृतिप्रत्ययमूला व्युत्पत्तिर्यस्य नास्ति देश्यस्य ।
तन्मडहादि कथञ्चिन्न रूढिरिति संस्कृते रचयेत् ॥

२५ क्वचिद् गुणो यथा– [रुद्रट ६.२७]

देव स्वस्ति वयं द्विजास्तत इतः स्नानेन निष्कल्मषाः
कालिन्दीसुरसिन्धुसङ्गपयसि स्नातुं समीहामहे ।
तद्याचेमहि सप्तविष्टपशुचीभावैकतानव्रतं
संयच्छस्व यशः सितासितपयो भेदाद्विवेकोऽस्तु नः ॥२८८॥

३० अत्रामुग्धस्यापि मुग्धस्येव ब्राह्मणस्य वक्तृत्वे स्वस्तीति गुणः ।

કાલ, પુરુષ, વિધિ વગેરે ભેદમાં પણ તે જ રીતે અસ્ખલિત રૂપે પ્રતીતિ થતી નથી તેથી આ પણ અનન્વિતનો જ વિષય છે. જેમ કે,

રાત્રિના પાછલા પ્રહર પાસેથી ચેતના પ્રસાદને પામે છે તેમ કુમુદ્વતી કકુત્સ્થ કુળમાં જન્મેલ (= કુશ) પાસેથી અતિથિ નામે પુત્રને પામી. (૨૮૪) [રઘુવંશ-૧૭.૧]

અહીં, ચેતના પ્રસન્નતાને પામે છે, ''પામી'' એમ નથી, તેથી કાલભેદ છે.

હમણાં જ સ્નાન કરવાથી વિશેષ વ્યક્ત કાંતિવાળી, કુસુંભ પુષ્પના રંગથી સુંદર ને ચમકતા રેશમી વસ્ત્રથી શોભતી, કામદેવની પૂજા કરતી, નવી કુંપળોવાળી નાનાં પલ્લવવાળાં વૃક્ષમાંથી ઊગી હોય તેવી લતાની જેમ તું શોભે છે. (૨૮૫) [રત્નાવલી-૧.૨૦]

અહીં लता विभ्राजते એમ (તૃતીય પુરુષ) આવે, નહીં કે विभ्राजसे (જેમાં દ્વિતીય પુરુષ છે) તેથી પુરુષભેદ છે.

ગંગાની જેમ તારી કીર્તિસદૈવ વહેતી રહો. (૨૮૬)

વગેરેમાં 'प्रवहति' (વહે છે), નહિ કે 'प्रवहतु' (= વહો) એમ અપવૃત્તના પ્રવર્તનરૂપ વિધિનો (ભેદ છે).

આ રીતે, ઉપમાનગત બીજા અર્થનો સંભવ ન હોવાથી વિધિ વગેરેનો ભેદ છે.

હવે આઠ ઉભયદોષો કહે છે -

**૯૦) અપ્રયુક્ત, અશ્લીલ, અસમર્થ, અનુચિતાર્થ, શ્રુતિકટુ, ક્લિષ્ટ, અવિમૃષ્ટવિધેયાંશ, વિરુદ્ધબુદ્ધિકૃત્ (એ આઠ) (પદ અને વાક્યના) ઉભયના (દોષો છે). (૬)**

બંનેના એટલે કે - પદના અને વાક્યના એમ અર્થ છે. ''દોષ'' એમ (જોડાય) છે.

કવિઓ વડે સ્વીકારાયેલ ન હોવાથી (થતો દોષ) અપ્રયુક્તત્વ (કહેવાય છે). તે લોકમાં જ પ્રસિદ્ધ હોવાથી અને શાસ્ત્રમાં જ પ્રસિદ્ધ હોવાથી (એમ બે પ્રકારે સંભવે છે.)

(તે પૈકી) પ્રથમ - જેમ કે,

દુ:ખની વાત છે - શા માટે આ થૂ થૂ કરાયેલી (= તિરસ્કારાયેલી) રડે છે ? (૨૮૭)

(थूत्कृता) આ દેશ્ય (પ્રયોગ) છે, જે આટલું જ છે.

જે કહ્યું છે કે,

(૨૨) જે દેશ્ય (શબ્દ)ની પ્રકૃતિપ્રત્યયમૂલક વ્યુત્પત્તિ નથી તે મડહ વગેરે (''સૂક્ષ્મ'' વગેરેના વાચક શબ્દો) કોઈપણ રીતે અહીં રૂઢિ છે (એમ કરીને) સંસ્કૃતમાં ન પ્રયોજવા જોઈએ. [રુદ્રટ-૬.૨૭]

(અપ્રયુક્તત્વ) ક્યારેક ગુણરૂપ (જણાય છે) જેમ કે,

''દેવ !, કલ્યાણ હો. અમે બ્રાહ્મણો છીએ. અહીંતહીં સ્નાન વડે પાપરહિત થતા, યમુના ને ગંગાના સંગમજળમાં સ્નાન કરવાને ઇચ્છીએ છીએ. તો અમે સાતે લોકના પવિત્રીકરણ માટેના એકમાત્ર વ્રતની યાચના કરીએ છીએ. અમને યશ આપો. (ગંગાના) સફેદ અને (યમુનાના) શ્યામ જળના ભેદથી અમારામાં (સારા/નરસાનો) વિવેક બની રહો.'' (૨૮૮)

અહીં, મુગ્ધ નહીં હોવા છતાં મુગ્ધની જેમ બ્રાહ્મણના બોલવામાં ''स्वस्ति'' એ ગુણ છે.

वाक्यस्य यथा–

ताम्बूलभृतगल्लोऽयं भल्लं जल्पति मानुषः ।
करोति खादनं पानं सदैव तु यथा तथा ॥२८९॥

[ ]

५ क्वचिद्गुणः यथा–

फुल्लुक्करं कलमकूरसमं वहन्ति
जे सिन्दुवारविडवा मह वल्लहा ते ।
जे गालिदस्स महिसीदहिणो सरिच्छा
ते किंपि मुद्धवियइल्लपसूणपुञ्जा ॥२९०॥

१० [कर्पूरमञ्जरी १.१९]

अत्र कलमभक्तमहिषीदधिशब्दानां लौकिकत्वेऽपि विदूषकोक्तौ गुणत्वम् ।

शास्त्रमात्रप्रसिद्धिः, यथा–

यथायं दारुणाचारः सर्वदैव विभाव्यते ।
तथा मन्ये दैवतोऽस्य पिशाचो राक्षसोऽथवा ॥२९१॥

१५ [ ]

अत्र दैवतशब्दः पुल्लिङ्गे लिङ्गानुशासन एव प्रसिद्धः । यथा वा–

सम्यग्ज्ञानमहाज्योतिर्दलिताशयताजुषः ।
विधीयमानमप्येतन्न भवेत् कर्मबन्धकम् ॥२९२॥

[ ]

२० अत्राशयशब्दो वासनापर्यायो योगशास्त्र एव प्रसिद्धः । यथा च–

तीर्थान्तरेषु स्नानेन समुपार्जितसत्कृतः ।
सुरस्रोतस्विनीमेष हन्ति संप्रति सादरम् ॥२९३॥

अत्र हन्तीति गमनार्थं धातुपाठ एव प्रसिद्धम् । यथा वा–

'सहस्रगोरिवानीकं दुःसहं भवतः परैः' ॥२९४॥

२५ [ ]

अत्र गोशब्दस्याक्षिवाचित्वमभिधानकोश एव प्रसिद्धम् ।

क्वचिद् गुणः यथा–

सर्वकार्यशरीरेषु मुक्त्वाङ्गस्कन्धपञ्चकम् ।
सौगतानामिवात्माऽन्यो नास्ति मन्त्रो महीभृताम् ॥२९५॥

[शिशुपाल० २.२८]

३०

વાક્યનું (ઉદા.) જેમ કે,

પાનથી ભરેલા ગાલવાળો આ ભલો માણસ ગમે તેમ બબડાટ કરે છે અને હંમેશાં ગમે તે ખાય છે ને પીએ છે. (૨૮૯)

(તે) ક્યારેક ગુણરૂપ (બને છે) જેમ કે,

કોલમના ભાત જેવાં ફૂલોવાળાં સિંધુવારનાં વૃક્ષો મને પ્રિય છે. ગાળી નાખેલા ભેંસના દહીં જેવાં સુંદર (તથા) મુગ્ધ વિચકિલ (ફૂલ)ની કૂંપળોના સમૂહ જેવા (તે છે). (૨૯૦)

[કર્પૂરમંજરી-૧.૧૯]

અહીં, कलम, भक्त, महिषी, दधि વગેરે શબ્દો લૌકિક હોવા છતાં પણ વિદૂષકની ઉક્તિમાં ગુણત્વને (પામે છે). શાસ્ત્રમાત્રમાં પ્રસિદ્ધ હોય તે - જેમ કે,

જેથી કરીને આ ભયંકર આચરણ કરતો સદા એ રીતે દેખાય છે, તેથી માનું છું કે, એનો દેવતા પિશાચ કે રાક્ષસ હશે. (૨૯૧)		[ ]

અહીં ''दैवत'' શબ્દ પુંલિંગમાં છે તે ''લિંગાનુશાસન''માં જ પ્રસિદ્ધ છે. વ્યવહારમાં નહીં,

અથવા જેમ કે,

સમ્યક્ જ્ઞાનની મહાજ્યોતિએ જેના આશયો નષ્ટ કર્યા છે તેણે કરેલાં હોવા છતાં આ કર્મો બંધનરૂપ બનતાં નથી. (૨૯૨)		[ ]

અહીં ''आशय'' શબ્દ વાસનાનો પર્યાય છે તે યોગશાસ્ત્રમાં જ પ્રસિદ્ધ છે. અને જેમ કે,

બીજાં તીર્થોમાં સ્નાન કરીને, પુણ્ય પ્રાપ્ત કરીને હવે આ આદર સાથે (= શ્રદ્ધાપૂર્વક) ગંગાનદીમાં (સ્નાન માટે) જાય છે. (૨૯૩)		[ ]

અહીં, જવાના અર્થમાં પ્રયોજાયેલ हन्ति (પદ) ધાતુપાઠમાં જ પ્રસિદ્ધ છે. અથવા જેમ કે,

આપનું હજાર આંખોવાળા (= ઇન્દ્ર) જેવું સૈન્ય શત્રુઓ દ્વારા પરાજિત ન કરાય તેવું છે. (૨૯૪)

[ ]

અહીં ''गो'' શબ્દનો ''અક્ષિ'' અર્થ અભિધાનકોશમાં જ પ્રસિદ્ધ છે.

ક્યારેક (તે) ગુણરૂપ (છે) - જેમ કે,

જેમ આ શરીરમાં પાંચ સ્કંધોથી ભિન્ન આત્મા બૌદ્ધોને મતે નથી તેમ (સન્ધ્યાદિ) સમસ્ત કાર્યોમાં (સહાયાદિ) પાંચ અંગોથી ભિન્ન, રાજાઓ માટે તે પ્રકારનો બીજો કોઈ મંત્ર નથી. (૨૯૫)

[શિશુપાલ-૨.૨૮]

अत्राङ्गस्कन्धपञ्चकमित्यस्य तद्विद्यसंवादादौ गुणत्वम् । श्लेषे तु न गुणो न दोषः । यथा—

येन ध्वस्तमनोभवेन बलिजित्कायः पुरास्त्रीकृतो
यश्चोद्वृत्तभुजङ्गहारवलयो गङ्गां च योऽधारयत् ।
यस्याहुः शशिमच्छिरोहर इति स्तुत्यं च नामामराः
५ पायात् स स्वयमन्धकक्षयकरस्त्वां सर्वदोमाधवः ॥२९६॥

[सुभाषितावलौ (४४) चन्दककवेः]

अत्र माधवपक्षे शशिमच्छब्दः क्षयशब्दश्चाप्रयुक्तः । वाक्यस्य यथा—

तस्याधिमात्रोपायस्य तीव्रसंवेगताजुषः ।
दृढभूमिः प्रियप्राप्तौ यत्नः स फलितः सखे ॥२९७॥

१० [ ]

अत्राधिमात्रोपायादयः शब्दा योगशास्त्रप्रसिद्धाः । क्वचिद्गुणः यथा—

अस्माकमद्य हेमन्ते देवाल्पत्वेन वाससः ।
अकिर्तवि यजादीनां दुर्लभं संप्रसारणम् ॥२९८॥

अत्र प्रतिपाद्यप्रतिपादकयोस्तज्ज्ञतायां गुणः ।

१५ व्रीडाजुगुप्सामङ्गलव्यञ्जकत्वेनाश्लीलत्वं त्रेधा । तत्र पदस्य यथा—

साधनं सुमहद्यस्य यन्नान्यस्य विलोक्यते
तस्य धीशालिनः कोऽन्यः सहेतारालितां भ्रुवम् ॥२९९॥

[ ]

लीलातामरसाहतोऽन्यवनितानिःशङ्कदष्टाधरः
२० कश्चित्केसरदूषितेक्षण इव व्यामील्य नेत्रे स्थितः ।
मुग्धा कुड्मलिताननेन ददती वायुं स्थिता तस्य सा
भ्रान्त्या धूर्ततयाथवा नतिमृते तेनानिशं चुम्बिता ॥३००॥

[अमरु० ७२]

मृदुपवनविभिन्नो मत्प्रियाया विनाशाद्
२५ घनरुचिरकलापो निःसपत्नोऽस्य जातः ।
रतिविलुलितबन्धे केशपाशे सुकेश्याः
सति कुसुमसनाथे कं हरेदेष बर्ही ॥३०१॥

[विक्रमोर्वशीयम् ४.१०]

અહીં, અંગસ્કંધપંચક એ પદનું જે તે વિદ્યા જાણનારા વચ્ચેના સંવાદ (= વાતચીત) વગેરેમાં ગુણત્વ છે. શ્લેષમાં તો તે ન ગુણરૂપ હોય છે કે ન દોષરૂપ. જેમ કે,

જે અજન્માએ (બાલક્રીડામાં) ગાડું ભાંગ્યું હતું, પહેલાં બલિને જીતનાર, (પોતાના) શરીરને સ્ત્રીરૂપ બનાવ્યું હતું, જે ઉદ્ધત કાલીયને હણનાર હતો, જેમાં શ્રુતિરૂપ વેદનો લય થાય છે, જેણે ગોવર્ધન તથા પૃથ્વીને ધારણ કર્યાં હતાં, ચંદ્રને પીડનારનું મસ્તક ઉડાવી દેનાર કહી જેને દેવો સ્તુતિ યોગ્ય કહે છે, જેણે અંધકો (=યાદવો)નો નિવાસ કર્યો હતો, તે સર્વદાતા માધવ પોતે તારું રક્ષણ કરે.

(જેણે કામદેવનો નાશ કર્યો છે, પહેલાં બલિને જીતનારના શરીરનું અસ્ત્ર કર્યું હતું અને જે ઉદ્ધત સર્પોના હાર ન વલય પહેરે છે તથા જેણે ગંગાને ધારણ કરી હતી, જેણે ''ચંદ્રમૌલિ'' કે ''હર'' કહીને દેવો સ્તુતિ કરે છે, જેણે અંધકનો નાશ કર્યો છે, તે ઉમાપતિ શિવ હંમેશ તારું રક્ષણ કરે.) (૨૯૬)

[સુભાષિતાવલીમાં-(૪૪); ચંદ્રકકવિનું (પદ્ય)]

અહીં, માધવપક્ષમાં शशिमत् (= ''शशिनं मथ्नाति यो राहुः'' 'વિવેક'માં) શબ્દ અને क्षय (क्षयं निवासं करोति यः' - 'વિવેક'માં) શબ્દ અપ્રયુક્ત છે. વાક્યગત - જેમ કે,

હે મિત્ર, આકરા ઉપાયોવાળો અને તીવ્ર સંવેગથી યુક્તનો તે પ્રયત્ન દૃઢભૂમિ થઈ પ્રિયની પ્રાપ્તિને વિષે સફળ થયો. (૨૯૭) [ ]

અહીં, અભિધામાત્રોપાય વગેરે શબ્દો યોગશાસ્ત્રમાં જ પ્રસિદ્ધ છે. (તે) ક્યારેક ગુણરૂપ (બને છે). જેમ કે,

હે દેવ, આજે હેમંતમાં વસ્ત્ર ઓછાં હોવાથી, યજ્ઞની અકીર્તિની માફક અમારું પ્રસારણ દુર્લભ છે. (૨૯૮)

અહીં પ્રતિપાદ્ય અને પ્રતિપાદક (= બોલનાર અને સાંભળનાર) તેને જાણતા હોય તો ગુણ (રૂપ) છે.

વ્રીડા, જુગુપ્સા અને અમંગલના વ્યંજક હોઈ અશ્લીલત્વ પણ ત્રણ પ્રકારનું છે.

તે પૈકી, પદગત (અશ્લીલત્વ) - જેમ કે,

જેનું સાધન (સૈન્ય, લિંગ) બહુ મોટું છે - જેવું બીજાનું જોવામાં આવતું નથી, તે બુદ્ધિવાળાની વંકાયેલી (= ખેંચાયેલી) ભ્રમરને બીજો કોણ સહી શકે ? (૨૯૯) [ ]

બીજી સ્ત્રીએ નિઃશંકપણે જેનો હોઠ કરડ્યો છે તેવો (અને પત્ની વડે) લીલાકમલથી જેને મારવામાં આવ્યો છે તેવો કોઈક જાણે કે પરાગરજથી આંખ દુઃખતી હોય તેમ આંખો બંધ કરીને રહ્યો (તેથી) મુગ્ધા (પત્ની) કમળની કળી જેવા મુખ વડે પવન નાખવા (= ફૂંક મારવા) લાગી ત્યારે તે (પત્ની) તે (પુરુષ) વડે ભ્રમથી કે ધૂર્તતાથી લાંબા સમય સુધી ચૂમી લેવાઈ. (૩૦૦) [અમરુ૦-૭૨]

કોમળ પવનથી વિખરાયેલા ગાઢને સુંદર (મોરનાં) પીંછાંનો સમૂહ મારી પ્રિયાના વિનાશથી આજે હરીફ વગરનો થયો છે. રતિ-ક્રીડામાં છૂટી ગયેલ બંધવાળા, પુષ્પોયુક્ત, તે સુકેશીનો કેશપાશ જો હોત તો આ મોર કોને (= કોના મનને) હરી લેત ? (૩૦૧) [વિક્રમોવર્શીય-૪.૧૦]

एषु साधनवायुविनाशशब्दा व्रीडादिव्यञ्जकाः ।

वाक्यस्य, यथा–

भूपतेरुपसर्पन्ती कम्पना वामलोचना ।
तत्तत्प्रहणनोत्साहवती मोहनमादधौ ॥३०२॥

[ ]

कम्पना सेना वामं शत्रुं प्रति विरुद्धं वल्गु वा । अत्रोपसर्पणप्रहणनमोहनशब्दाः व्रीडादायित्वादश्लीलाः ।

तेऽन्यैर्वान्तं समश्नन्ति परोत्सर्गं च भुञ्जते ।
इतरार्थग्रहे येषां कवीनां स्यात्प्रवर्तनम् ॥३०३॥

[ ]

अत्र वान्तोत्सर्गप्रवर्तनशब्दा जुगुप्सादायिनः ।

पितृवसतिमहं व्रजामि तां सह परिवारजनेन यत्र मे ।
भवति सपदि पावकान्वये हृदयमशेषितशोकशल्यकम् ॥३०४॥

[ ]

पावकेन पवित्रेणाग्निना च । अत्र पितुर्गृहमित्यादौ विवक्षिते श्मशानादिप्रतीतावमङ्गलार्थत्वम् ।

क्वचिद् गुणः, यथा सुरतारम्भगोष्ठ्यां–

(२३) द्व्यर्थैः पदैः पिशुनयेच्च रहस्यवस्तु [ ] इति ।

कामशास्त्रस्थितौ–

करिहस्तेन संबाधे प्रविश्यान्तर्विलोडिते ।
उपसर्पन् ध्वजः पुंसः साधनान्तर्विराजते ॥३०५॥

(२४) तर्जन्यनामिके श्लिष्टे मध्या पृष्ठस्थिता तयोः । करिहस्तः... ॥

संबाधः संघट्टो वराङ्गं च, ध्वजः पताकावच्चिह्नं पुंव्यञ्जनं च, साधनं सैन्यं स्त्रीव्यञ्जनं च । शमकथासु यथा–

उत्तानोच्छूनमण्डूकपाटितोदरसंनिभे
क्लेदिनि स्त्रीव्रणे सक्तिरकृमेः कस्य जायते ॥३०६॥

निर्वाणवैरदहनाः प्रशमादरीणां
नन्दन्तु पाण्डुतनयाः सह माधवेन ।
रक्तप्रसाधितभुवः क्षतविग्रहाश्च
स्वस्था भवन्तु कुरुराजसुताः सभृत्याः ॥३०७॥

[वेणी० १.७]

આ (ઉદાહરણો)માં साधन, वायु અને विनाश (એ) શબ્દો વ્રીડા વગેરેના વ્યંજક છે. વાક્યગત (અશ્લીલત્વ) જેમ કે,

(શત્રુ પ્રત્યે) વક્ર દૃષ્ટિવાળી, કંપાવતી, તે તે શસ્ત્રોના પ્રહારને વિષે ઉત્સાહવાળી, ભૂપતિની આગળ વધતી (સેનાએ) (શત્રુઓને) મૂર્છિત કરી દીધા. (૩૦૨)

'કમ્પના સેના', 'વામ શત્રુ' વિષે વિરુદ્ધ અથવા અર્થહીન (પ્રયોગ) છે.

અહીં, उपसर्पण, प्रहणन, मोहन, વગેરે શબ્દો (મૈથુનના સૂચક હોવાથી) વ્રીડાજનક હોવાથી અશ્લીલ છે.

જે કવિઓની પ્રવૃત્તિ બીજાના અર્થગ્રહણ કરવાને વિષે હોય છે તેઓ બીજાઓએ વમન કરેલું ખાય છે તથા બીજાના ઉત્સર્ગને ભોગવે છે. (૩૦૩)

અહીં, वान्त, उत्सर्ग, प्रवर्तन વગેરે શબ્દો જુગુપ્સા જન્માવનાર છે.

હું મારા પરિવાર સાથે પિતૃગૃહે (સ્મશાનમાં) જાઉં છું, જ્યાં મારું હૃદય પવિત્ર પુરુષો (અગ્નિ) સાથેના સંબંધને લીધે એકદમ શોકરૂપી શલ્ય વગરનું બને છે. (૩૦૪)

(પદ) દ્વારા ''પવિત્ર'' અને ''અગ્નિ'' (બંને અર્થ ગૃહીત થાય છે) (તેથી) અહીં પિતાનું ઘર વગેરે વિવક્ષિત હોવા છતાં સ્મશાન વગેરેની જે પ્રતીતિ થાય છે, તે અમંગલજનક છે.

(તે) ક્યારેક ગુણરૂપ - જેમ કે, સુરત વગેરે ગોષ્ઠીમાં

(૨૩) દ્વિવિધ અર્થવાળાં પદો વડે રહસ્યમય વિગત છુપાવવામાં આવે.

કામશાસ્ત્રમાં - કરિહસ્ત (ની મુદ્રા) વડે યોનિમાં પ્રવેશી, અંદર હલાવીને પ્રવેશાતો પુરુષનો ધ્વજ (= પુરુષલિંગ) યોનિમાં શોભે છે. (૩૦૫)

(૨૪) તર્જની અને અનામિકા (એ બે આંગળીઓ) જોડેલી (રાખવાની) એ બેની પાછળ મધ્યમા (= વચલી મોટી આંગળી) રાખવી. (એ થયો કરિહસ્ત). ''સંબાધ'' એટલે અથડામણ અને યોનિ. ''ધ્વજ'' એ પતાકા જેવું ચિહ્ન અને પુરુષેન્દ્રિય. ''સાધન'' એટલે સૈન્ય અને સ્ત્રીયોનિ.

શમકથાઓમાં - જેમ કે,

છતા પડેલા, ફૂલેલા દેડકાના ચીરેલા પેટ જેવી ભીની, સ્ત્રીની યોનિમાં કીડા સિવાય કોને આસક્તિ જન્મે ? (૩૦૬)

શત્રુઓ શાંત થઈ જવાથી જેમનો વેરરૂપી અગ્નિ ઓલવાઈ ગયો છે તેવા પાંડુપુત્રો માધવ સાથે આનંદિત રહો. અનુરક્ત (મિત્રો)ને ભૂમિ આપી ખુશ કરનાર, અને યુદ્ધ મટી ગયું છે તેવા કૌરવો નોકરો સાથે સ્વસ્થ થાઓ. (૩૦૭)                                                                                   (વેણી૦-૧.૭)

अत्र भाव्यमङ्गलसूचनम् । रक्ता सानुरागा, प्रसाधिता अर्जिता भूर्यैः । रक्तेन मण्डिता भूश्च यैः । विग्रहो वैरं शरीरं च । स्वस्थाः कुशलिनः स्वर्गस्थाश्च ।

अवाचकत्वात्कल्पितार्थत्वात्संदिग्धत्वाच्च विवक्षितमर्थं वक्तुमशक्तिरसमर्थत्वम् । पदस्य, यथा—

हा धिक् सा किल तामसी शशिमुखी दृष्टा मया यत्र सा
५ तद्विच्छेदरुजान्धकारितमिदं दग्धं दिनं कल्पितम् ।
किं कुर्मः कुशले सदैव विधुरो धाता न चेत्तत्कथं
तादृग्यामवतीमयो भवति मे नो जीवलोकोऽधुना ॥३०८॥

[ ]

अत्र दिनमिति प्रकाशमयमित्यत्रार्थेऽवाचकम् । यथा वा—

१० जङ्घाकाण्डोरुनालो नखकिरणलसत्केसरालीकरालः
प्रत्यग्रालक्तकाभाप्रसरकिसलयो मञ्जुमञ्जीरभृङ्गः ।
भर्तुर्नृत्तानुकारे जयति निजतनुस्वच्छलावण्यवापी-
संभूताम्भोजशोभां विदधदभिनवो दण्डपादो भवान्याः ॥३०९॥

अत्र दधदित्यत्रार्थे विदधदित्यवाचकम् । यथा वा—

१५ चापाचार्यस्त्रिपुरविजयी कार्तिकेयो विजेयः
शस्त्रव्यस्तः सदनमुदधिर्भूरियं हन्तकारः ।
अस्त्यैवैतत्किमु कृतवता रेणुकाकण्ठबाधां
बद्धस्पर्धस्तव परशुना लज्जते चन्द्रहासः ॥३१०॥

[बालरामायण २.३७]

२० अत्र विजित इत्यत्रार्थे विजेय इत्यवाचकः । यथा च—

महाप्रलयमारुतक्षुभितपुष्करावर्तक-
प्रचण्डघनगर्जितप्रतिरुतानुकारी मुहुः ।
रवः श्रवणभैरवः स्थगितरोदसीकन्दरः
कुतोऽद्य समरोदधेरयमभूतपूर्वः पुरः ॥३११॥

२५ [वेणी० ३.४]

अत्र रवो मण्डूकादिषु प्रसिद्धो, न तूक्तविशेषणे सिंहनादे इत्यवाचकः । तथा च—

(२५) मञ्जीरादिषु रणितप्रायान् पक्षिषु च कूजितप्रभृतीन् ।
मणितप्रायान् सुरते मेघादिषु गर्जितप्रायान् ॥
दृष्ट्वा प्रयुज्यमानानेवंप्रायाँस्तथा प्रयुञ्जीत ।
३० अन्यत्रैतेऽनुचिताः शब्दार्थत्वे समानेऽपि ॥

[रुद्रट० ६.२५-२६]

અહીં, ભાવિ અમંગલનું સૂચન છે. रक्ता એટલે અનુરાગવાળી. प्रसाधिता એટલે સજાવેલી ભૂમિ જેમના વડે. અને રક્તથી મંડિત ભૂમિ જેમના વડે. 'विग्रह' એટલે વેર અને ''શરીર'' स्वस्था એટલે ''કુશળ'' અને ''સ્વર્ગમાં રહેલ''.

અવાચક હોવાથી, કલ્પિત અર્થયુક્ત હોવાથી અને સંદિગ્ધ હોવાથી વિવક્ષિત અર્થ કહેવાની શક્તિ ન હોવી તે છે અસમર્થત્વ. તે પદગત જેમ કે,

જે (રાત્રિ)માં મેં તે ચંદ્રમુખીને જોઈ તે (રાત્રિ) અંધકારમયી મનાય છે અને તેના વિયોગની વેદનાને લીધે અંધકારમય બનેલા પીડાકારી (સમય)ને દિવસ માન્યો છે. શું કરીએ ? વિધાતા હંમેશ કુશળને વિષે પ્રતિકૂળ હોય છે. તેમ ન હોય તો શા માટે મારું જીવન હાલમાં તેવી (અંધકારમયી) રાત્રિરૂપ નથી થતું ? (૩૦૮)

[ ]

અહીં, दिनं એ (પદ) ''પ્રકાશમય'' એ અર્થને વિષે અવાચક છે. અથવા જેમ કે,

નળા અને સાથળરૂપી નાળવાળો, નદનાં કિરણોરૂપી શોભતાં કેસરોની હારથી ભરેલ, તાજા અળતાની કાંતિના ફેલાવારૂપી કૂંપળોવાળો, મધુર અવાજ કરતાં ઝાંઝરરૂપી ભ્રમરવાળો, પોતાના શરીરરૂપ સ્વચ્છ લાવણ્યની વાવમાં ઉદ્ભવેલાં કમળોની શોભાવાળો, સ્વામીના નૃત્તના અનુકરણમાં કરેલો, ભવાનીનો કોમળ દંડપાદ જય પામે છે. (૩૦૯)

અહીં दधत् એ અર્થને વિષે विदधत् એ (પદ) અવાચક છે.

અથવા જેમ કે,

ત્રિપુરને જીતનાર (શિવ) તમારા ધનુર્વિદ્યાના આચાર્ય છે, તમે કાર્તિકેયને જીત્યા છે, શસ્ત્રથી ઉખાડી નાખેલો સમુદ્ર તે ઘર છે, આ ભૂમિ બ્રાહ્મણોને આપેલી ભિક્ષા છે. આ બધું બરાબર છે પરંતુ રેણુકાના કંઠને પીડા કરનાર તમારા પરશુ સાથે સ્પર્ધા કરતાં (મારી) તલવાર લજ્જા પામે છે. (૩૧૦) [બાલરામાયણ- ૨.૩૭]

અહીં विजित એ અર્થને વિષે विजेय એ (પદ) અવાચક છે. અને જેમ કે,

મહાપ્રલયના વાયુથી ખળભળેલા પુષ્કરાવર્તક નામે ભયંકર મેઘની ગર્જનાના પડઘા જેવો, કાનને ભયંકર લાગતો, આકાશ અને પૃથ્વીને સ્તબ્ધ કરતો, યુદ્ધરૂપી સાગરમાં ઉદ્ભવેલો આ અભૂતપૂર્વ રવ આજે ક્યાંથી આવે છે ? (૩૧૧) [વેણી૦ ૩.૪]

અહીં ''रव'' શબ્દ મંડૂક વગેરેની બાબતમાં તો પ્રસિદ્ધ છે પરંતુ કહેવાયેલ વિશેષણવાળા સિંહનાદને વિષે તે અવાચક છે. અને વળી (કહ્યું છે કે),

(૨૫) મંજીર (= નૂપુર) વગેરે (= રશના, ઘંટડી, ભ્રમર) વગેરેને વિષે ''રણિત'' (ક્વણિત, શિંજિત, ગુંજિત વગેરે), પક્ષીઓને વિષે ''કૂજિત'' વગેરે, સુરતમાં ''માણિત'' વગેરે, મેઘ (સિંહ, ગજ) વગેરેમાં ''ગર્જિત'' વગેરે પદો પ્રયોજવાં જોઈએ. ~~આ બધાંને પ્રયોજાતા જોઈએ~~ આ બધાંને પ્રયોજાતાં જોઈને તે રીતે પ્રયોજવાં જોઈએ. શબ્દાર્થ સમાન હોવા છતાં, તે અન્યત્ર (પ્રયોજાતાં) અનુચિત (જણાય છે).

[રુદ્રટ-૬.૨૫-૨૬]

क्वचिद् गुणो यथा–

आशु लङ्घितवतीष्टकराग्रे नीविमर्धमुकुलीकृतदृष्ट्या ।
रक्तवैणिकहताधरतन्त्रीमण्डलक्वणितचारु चुकूजे ॥३१२॥

[शिशुपाल० १०.६४]

५ अत्र कूजितस्य पक्षिषु प्रसिद्धत्वेऽपि कामशास्त्रे प्रसिद्धत्वाद्गुणः ।

यथा वा उपमायाम्–

पतिते पतङ्गमृगराजि निजप्रतिबिम्बरोषित इवाम्बुनिधौ ।
अथ नागयूथमलिनानि जगत् परितस्तमांसि परितस्तरिरे ॥३१३॥

[शिशुपाल० ९.१८]

१० अत्र नागयूथेन धर्मिणा साम्यं तमसो वक्तुमभिमतं कवेर्न तद्धर्मेण मलिनत्वमात्रेण, मृगपतौ पतिते तस्यैव निष्प्रतिपक्षतया स्वेच्छाविहारोपपत्तेः । न तद्वन्मलिनानां तमसां, पतङ्गस्य मृगपतिरूपणावैयर्थ्यप्रसङ्गात् । न च तत्साम्यं सुन्दरहारिसदृशसुभगसन्निभादिशब्दा इव मलिनादिशब्दाः शक्नुवन्ति वक्तुमित्यवाचकत्वम् ।

यथा वा उत्प्रेक्षायाम्–

उद्ययौ दीर्घिकागर्भान्मुकुलं मेचकोत्पलम् ।
१५ नारीलोचनचातुर्यशङ्कासंकुचितं यथा ॥३१४॥

[ ]

अत्र ध्रुवेवादिशब्दवद्यथाशब्दः संभावनं प्रतिपादयितुं नोत्सहत इत्यवाचकः । यथा वार्थान्तरन्यासे–

किमपेक्ष्य फलं पयोधरान् ध्वनतः प्रार्थयते मृगाधिपः ।
प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया ॥३१५॥

२० [किरातार्जुनीय २.२१]

अत्र महीयस इत्येकवचनं न सामान्यरूपमर्थं व्यक्तमभिधातुं क्षमत इत्यवाचकत्वम् । बहुवचनस्यैव वीप्सासमानफलस्य स्फुटत्वेन तदभिव्यक्तिक्षमत्वात् । यथा–

यावदर्थपदां वाचमेवमादाय माधवः ।
विरराम महीयांसः प्रकृत्या मितभाषिणः ॥३१६॥

२५ [शिशुपाल० २.१३]

सर्वादिशब्दोपादाने त्वेकवचनस्यापि न दोषः, यथा–

छायामपास्य महतीमपि वर्तमाना-
मागामिनीं जगृहिरे जनतास्तरूणाम् ।
सर्वो हि नोपनतमप्यपचीयमानं
३० वर्द्धिष्णुमाश्रयमनागतमभ्युपैति ॥३१७॥

[शिशुपाल० ५.१४]

ક્યારેક ગુણરૂપ જેમ કે,

પ્રિયતમના કરાગ્રે (= આંગળીઓએ) ઝડપથી નાડાનું અતિક્રમણ કરતાં, (હર્ષતિરેકથી) નયનો અર્ધબીડ્યાં હોય તેવી દષ્ટિથી (રમણીએ), (વીણા) વગાડવામાં કુશળ વ્યક્તિ દ્વારા વગાડાતા (નીચેની) તારનાં મંડળના ક્વણિત (= રણકાર)ની માફક કૂજન કર્યું. (૩૧૨)                [શિશુપાલવધ-૧૦.૬૪]

અહીં, ''કૂજિત'' વગેરે પક્ષીઓને વિષે પ્રસિદ્ધ હોવા છતાં કામશાસ્ત્રમાં (પણ) પ્રસિદ્ધ હોવાથી ગુણરૂપ છે. અથવા જેમ કે, ઉપમામાં -

સૂર્યરૂપી મૃગરાજ જાણે પોતાના પ્રતિબિંબથી ગુસ્સે થઈને સમુદ્રમાં પડતાં, હાથીઓના યૂથ જેવા મલિન અંધકાર (ના સમૂહો) જગતની આજુબાજુ પથરાયા. (૩૧૩)                [શિશુપાલવધ-૯.૧૮]

અહીં હાથીઓના સમૂહરૂપ ધર્મી સાથે અંધકારનું સામ્ય કહેવાનું કવિને અભિમત છે, નહીં કે કેવળ ''મલિનત્વ'' રૂપી એના ધર્મ વિષે, કેમ કે, સિંહના પડતાં, તેનો પ્રતિપક્ષ ન હોતાં, (તેનો = નાગયૂથનો) સ્વેચ્છાએ વ્યવહાર આવી પડે છે (= શક્ય બને છે); અને તે રીતે મલિન અંધકારનો (સ્વેચ્છાવિહાર) શક્ય નથી, કેમ કે તો ''મૃગપતિ'' સાથેનું રૂપક વ્યર્થ થઈ જવાની પરિસ્થિતિ સર્જાશે અને વળી, તે સામ્યને સુંદર, મનોહર, સદશ, સુભગ, અભિન્ન વગેરે શબ્દોની જેમ મલિન વગેરે શબ્દો કહેવાને શક્તિમાન નથી તેથી અવાચકત્વ છે. અથવા જેમ કે, ઉત્પ્રેક્ષામાં -

વાવડીની અંદરથી બિડાયેલું કાળું (નીલ) કમળ ઊપસ્યું-જાણે કે નારીઓના લોચનના ચાતુર્યની શંકાથી સંકોચાયેલું ન હોય ! (૩૧૪)                [                ]

અહીં, ''ध्रुव'', ''इव'' વગેરે શબ્દની જેમ યથા શબ્દ સંભાવના પ્રતિપાદિત કરવા માટે ઉત્સાહી નથી તેથી અવાચક છે.

અથવા જેમ કે, અર્થાન્તરન્યાસમાં -

ગર્જના કરતો મૃગરાજ (= સિંહ) વાદળો તરફ કયા ફળની અપેક્ષાથી કૂદે છે ? ખરેખર મહાન પુરુષોનો તે સ્વભાવ જ છે, જે બીજાની ઉન્નતિ સહી શકતા નથી. (૩૧૫)                [કિરાતાર્જુનીય-૨.૨૧]

અહીં, ''महीयसः'' માંનું એકવચન સામાન્યરૂપ અર્થને કહેવાને સમર્થ નથી તેથી અવાચકત્વ છે, કેમ કે, વીપ્સા (= પુનરુક્તિ) જેવા ફળવાળા બહુવચનના સ્ફુટત્વથી જ તેની અભિવ્યક્તિ સક્ષમ થાય છે.

જે તે (અભિપ્રેત) અર્થવાળી વાણી કહીને માધવ અટક્યા, કેમ કે, મહાન માણસો સ્વભાવથી જ ઓછું બોલનારા હોય છે. (૩૧૬)                [શિશુપાલવધ-૨.૧૩]

સર્વ વગેરે શબ્દના ગ્રહણમાં એકવચન પણ દોષરૂપ નથી. જેમ કે,

લોકોએ વૃક્ષોની વિદ્યમાન એવી મોટી છાયાને પણ છોડીને (ભવિષ્યમાં) આવનારી છાયાનું ગ્રહણ કર્યું. (= તેમાં નિવાસ કર્યો), કેમ કે, બધા ઉપસ્થિત પણ ઘટતા આશ્રયને નહિ પણ (ભવિષ્યમાં) વધનાર અનુપસ્થિત આશ્રયને સેવે છે. (૩૧૭)                [શિશુપાલવધ-૫.૧૪]

वाक्यस्य, यथा—

विभजन्ते न ये भूपमालभन्ते न ते श्रियम्।
आवहन्ति न ते दुःखं प्रस्मरन्ति न ये प्रियाम् ॥३१८॥

[ ]

५ अत्र विभजतिर्विभागार्थः सेवने, आलभतिर्विनाशार्थो लाभे, आवहतिः करोत्यर्थो धारणे, प्रस्मरतिर्विस्मरणार्थः स्मरणेऽवाचकः।

कल्पितार्थत्वादसमर्थत्वम्। पदस्य, यथा—

किमुच्यतेऽस्य भूपाल मौलिमालाशिरोमणेः।
सुदुर्लभं वचोबाणैस्तेजो यस्य विभाव्यते ॥३१९॥

१० [ ]

अत्र वचःशब्देन गीःशब्दो लक्षित इति कल्पितार्थत्वम्। अत्र न केवलं पूर्वपदं यावदुत्तरपदमपि पर्यायपरिवर्तनं न क्षमते। जलध्यादौ तूत्तरापदमेव। वडवानलादौ तु पूर्वपदमेव। यदाह—

(२६) निरूढा लक्षणाः काश्चित् ... ... ...।
... ... ... काश्चिन्नैव त्वशक्तितः ॥इति॥

१५ [कुमारिल, तन्त्रवार्तिक ३।१.६।१२]

वाक्यस्य यथा—

सपदि पङ्क्ति विहंगमनामभृत्तनयसंवलितं बलशालिना।
विपुलपर्वतवर्षिशितै शरैः प्लवगसैन्यमुलूकजिता जितम् ॥३२०॥

[ ]

२० पङ्क्ति रिति दशसंख्या लक्ष्यते, विहंगमोऽत्र चक्रस्तन्नामभृतो रथा दश रथा यस्य तत्तनयौ राम-लक्ष्मणौ। उलूकजिता इन्द्रजिता। कौशिकशब्देन इन्द्रोलूकयोरभिधानमिति कौशिकशब्दवाच्यत्वेनेन्द्र उलूक उक्तः।

सन्दिग्धत्वादसमर्थत्वम्। पदस्य, यथा—

आलिङ्गितस्तत्र भवान् संपराये जयश्रिया।
आशीःपरम्परां वन्द्यां कर्णे कृत्वा कृपां कुरु ॥३२१॥

२५ [ ]

अत्र वन्द्यां किं हठहृतमहेलायां किं नमस्यामिति सन्देहः।

यथा वा—

कस्मिन् कर्मणि सामर्थ्यमस्य नोत्तपतेतराम्।
अयं साधुचरस्तस्मादञ्जलिर्बध्यतामिह ॥३२२॥

३० [ ]

વાક્યગત જેમ કે,

જેઓ રાજાને ભજતા નથી તેઓ સંપત્તિ પામતા નથી ને જેઓ પ્રિયાને યાદ કરતા નથી તેઓ દુઃખ પામતા નથી. (૩૧૮) [ ]

અહીં વિભજતિનો વિભાજનરૂપ અર્થ સેવનને વિષે, આલભન્તિનો વિનાશરૂપ અર્થ પ્રાપ્તિને વિષે આવહતિનો કરવારૂપ અર્થ ધારણમાં અને પ્રસ્મરતિ નો વિસ્મરણરૂપ અર્થ સ્મરણને વિષે અવાચક છે.

કલ્પિત અર્થ હોતાં અસમર્થત્વ (શેષ સાંભળે છે) (તે) પદગત જેમ કે,

હે રાજા, આ મસ્તકની માલાના મણિનું શું કહેવું ? જેનું વાણીરૂપી બાણથી પણ અત્યંત દુર્લભ એવું તેજ પ્રકાશે છે. (૩૧૯) [ ]

અહીં વચઃ શબ્દ વડે ગીઃ શબ્દ લક્ષિત થાય છે તેથી કલ્પિતાર્થત્વ છે. અહીં માત્ર પૂર્વપદ જ નહીં પણ ઉત્તરપદ (= પછીનું પદ) પણ પર્યાય દ્વારા પરિવર્તન સહેવાને સમર્થ નથી (= તેને સ્થાને તેનો પર્યાય પ્રયોજી શકાય તેમ નથી) ''જલધિ'' વગેરેમાં તો ઉત્તરપદ જ છે. ''વડવાનલ'' વગેરેમાં પૂર્વપદ જ છે. જેમ કે, કહ્યું છે કે, (૨૬) કેટલીક લક્ષણાઓ રૂઢિગત છે. કેટલીક શક્તિના અભાવથી (પ્રયોજાતી) નથી. કેટલીક હવે પ્રયોજાય છે. કેટલીક શક્તિના અભાવમાં નથી (પ્રયોજાતી).

[કુમારિલ, તંત્રવાર્તિક-૩૦૧, ૬.૧૨]

વાક્યગત જેમ કે,

એકદમ જ દશરથના પુત્રો વડે ભેગા કરાયેલ વાનરોનું સૈન્ય બળવાન ઇન્દ્રજિત વડે મોટા પર્વત પર વર્ષા કરતાં તીક્ષ્ણ બાણો વડે જિતાયું. (૩૨૦) [ ]

'पक्तिः' દ્વારા દશની સંખ્યાનો અર્થ લક્ષિત થાય છે. 'विहंगमः' દ્વારા ચક્ર પૈડું. તેનું નામ ધારણ કરેલ રથો. (તેથી) દશ રથ જેના (નામમાં) છે તેના બે પુત્રો રામ અને લક્ષ્મણ. ઉલૂકને જીતનાર વડે એટલે ઇન્દ્રને જીતનાર વડે. ''કૌશિક'' શબ્દ વડે ઇન્દ્ર અને ઘુવડ બંને અર્થનું કથન થાય છે. कौशिक શબ્દ વડે કહેવાતો હોવાથી इन्द्रने उलूकः કહ્યો છે.

સંદિગ્ધ હોવાને કારણે અસમર્થત્વ પદગત જેમ કે,

તે સજ્જન યુદ્ધમાં વિજયશ્રી વડે આલિંગન પામ્યા છે. વંદનીય આશીર્વાદ - પરંપરા કાને ધરીને કૃપા કર. (૩૨૧) [ ]

અહીં ''वन्द्यां'' દ્વારા બળપૂર્વક હરાયેલી સ્ત્રી વિષે (અથવા) નમન કરવા યોગ્ય (ને વિષે) એમ સંદેહ છે. (''વંદનીય એવી આશીઃ - પરંપરાને કાને ધરીને કૃપા કર'' અથવા ''આશીઃ પરંપરાને કાને ધરીને બંદીને વિષે કૃપા કર'' એમ ''वन्द्यां'' માં (પદગત) સંદેહ છે.) અથવા જેમ કે,

કયા કર્મમાં આનું સામર્થ્ય વધારે તપતું નથી ? આ સાધુઓમાં ફરનારો છે તેથી તેને હાથ જોડો. (૩૨૨) [ ]

अत्र 'भूतपूर्वेपूचरट्' (सिद्धहेम ७।२।७८) इति चरट्प्रत्यये किं पूर्वं साधुः, उत साधुषु चरतीति सन्देहः। क्वचिद् गुणो यथा–

पश्याम्यनङ्गजाताङ्कलङ्कितां तामनिन्दिताम्।
कालेनैव कठोरेण ग्रस्तां किं नस्तदाशया ॥३२३॥

[काव्यादर्श ३.१४२]

५

अत्र विरहातुराया ग्रीष्मकाल उपनते किं ग्रीष्मवाची कालशब्द उत मृत्युवाचीति सन्देहकारीदं वचनं युवानमाकुलीकर्तुं प्रयुक्तमिति।

वाक्यस्य यथा–

सुरालयोल्लासपरः प्राप्तपर्याप्तकम्पनः।
मार्गणप्रवणो भास्वद्भूतिरेष विलोक्यताम् ॥३२४॥

१०

[ ]

अत्र किं सुरादिशब्दो देवसेनाशरविभूत्यर्थ उत मदिराद्यर्थ इति सन्देहः।

क्वचिद् गुणो यथा–

पृथुकार्तस्वरपात्रं भूषितनिःशेषपरिजनं देव।
विलसत्करेणुगहनं संप्रति सममावयोः सदनम् ॥३२५॥

१५

[ ]

अत्र वाच्यमहिम्ना नियतार्थप्रतिपत्तिकारित्वे व्याजस्तुतिपर्यवसायित्वाद् गुणत्वम्।

अनुचितार्थत्वं पदस्य यथा–

तपस्विभिर्या सुचिरेण लभ्यते प्रयत्नतः सत्रिभिरिष्यते च या।
प्रयान्ति तामाशु गतिं यशस्विनो रणाश्वमेधे पशुतामुपागताः ॥३२६॥

२०

[ ]

अत्र पशुपदं कातरतामभिव्यनक्तीत्यनुचितार्थम्। यथा वा उपमायाम्–

क्वचिदग्रे प्रसरता क्वचिदापत्य निघ्नता।
शुनेव सारङ्गकुलं त्वया भिन्नं द्विषां बलम् ॥३२७॥

[भामह २.५४]

२५

तथा– 'वह्निस्फुलिङ्ग इव भानुरयं चकास्ति' ॥३२८॥

[ ]

અહીં, भूतपूर्वेपूचरट् (સિદ્ધહેમ - ૭-૨-૭૮) એમ चरट् પ્રત્યય થતાં "શું પહેલાં સાધુ છે કે સાધુઓમાં ફરે છે" એમ (પદગત) સંદેહ છે.

ક્યારેક ગુણરૂપ જેમ કે,

હું તો (તમારી પ્રિયા) એ અનિન્દ્ય સુંદરીને, કે (જે તમારા વિરહમાં) કામજનિત પીડાથી આક્રાન્ત છે, (તેને) ક્રૂર કાળ અથવા યમ વડે કવલિત થઈ ગયેલી સમજું છું. અમને તમારા હૃદયમાં (એના જીવતા રહેવાની કે મળવાની) આશા હોવા સાથે શું નિસ્બત ?

(તે અનિન્દ્ય ચરિત્રવાળી બાળા કામપીડાથી આક્રાન્ત નથી. તે તો ગ્રીષ્મકાળથી કરમાઈ છે. છેવટે, અમને (= અમારી સખીને) તમારે વિષે પ્રણયાભિલાષાથી શું પ્રયોજાય ?) (૩૨૩)        [કાવ્યાદર્શ- ૩.૧૪૨]

અહીં, વિરહથી આતુર સ્ત્રી વિષે ગ્રીષ્મકાળ આવતાં, કાલ શબ્દ ગ્રીષ્મવાચક છે કે મૃત્યુવાચક એમ સંદેહયુક્ત આ વચન યુવાનને અકળાવવા માટે પ્રયોજાયું છે.

વાક્યગત - જેમ કે,

સુરાલયના (મંદિર, દારૂનું પીઠું) ઉલ્લાસવાળો, જેને પૂરતું કંપન પ્રાપ્ત થયું છે તેવો - માર્ગપ્રવણ (=શોધવા નીકળેલો, બાણ ફેંકનારો), જે વિભૂતિમત્ (= ચમકતો, રાખ ચોળેલો) છે તેવા આને જુઓ. (૩૨૪)

[                    ]

અહીં સુર વગેરે શબ્દો "દેવસેના" કે "બાણની સમૃદ્ધિ"ના અર્થવાળો છે કે મદિરા વગેરેના અર્થયુક્ત એમ સંદેહ રહે છે.

ક્યારેક ગુણરૂપ - જેમ કે,

હે મહારાજ, મોટાં સોનાનાં પાત્રવાળું (બાળકોના આર્ત સ્વરના સ્થાનરૂપ), આભૂષણોથી શોભતા સઘળા સેવકોવાળું (ભૂમિ ઉપર પડેલા બધા પરિવારના સભ્યોવાળું), ડોલતી હાથણીઓવાળું (ઉંદરોના દરની ધૂળથી ભરેલું) આપણું નિવાસસ્થાન હાલમાં સમાન જણાય છે). (૩૨૫) [                    ]

અહીં વાચ્યના મહિમાથી નિયત અર્થની પ્રતિપત્તિ કરાવવામાં વ્યાજસ્તુતિનું પર્યવસાન થાય છે, તેથી ગુણરૂપ છે.

પદગત અનુચિતાર્થત્વ - જેમ કે,

તપસ્વીઓ વડે જે લાંબા સમયે પ્રાપ્ત થાય છે અને યજ્ઞ કરનારાઓ દ્વારા જે પ્રયત્નપૂર્વક પમાય છે તે ગતિને રણરૂપી અશ્વમેધયજ્ઞમાં પશુરૂપ પામનારા (અર્થાત્ હોમાઈ જનારા) યશસ્વીજનો જલ્દીથી પામે છે. (૩૨૬)

[                    ]

અહીં પશુ પદ ડર - ભયને વ્યક્ત કરે છે તેથી અનુચિતાર્થ. અથવા જેમ કે ઉપમામાં -

ક્યારેક આગળ જતા, ક્યારેક આવીને પ્રહાર કરતા તારા વડે કૂતરા દ્વારા જેમ હરણોનું ટોળું તેમ શત્રુઓનું સૈન્ય ભેદાયું. (૩૨૭)        [ભામહ-૨.૫૪]

તથા,

અગ્નિના તણખાની જેમ આ સૂર્ય ચમકે છે. (૩૨૮)        [                    ]

अयं पद्मासनासीनश्चक्रवाको विराजते ।
युगादौ भगवान् ब्रह्मा विनिर्मित्सुरिव प्रजाः ॥३२९॥

[भामह २.५५]

पातालमिव नाभिस्ते स्तनौ क्षितिधरोपमौ ।
५ वेणीदण्डः पुनरयं कालिन्दीपातसन्निभः ॥३३०॥

[ ]

एषु श्वाद्युपमानानां जातिप्रमाणगता हीनताधिकता चेत्यनुचितार्थत्वम् । निन्दायां प्रोत्साहने च न दोषः । यथा–

चतुरसखीजनवचनैरतिवाहितवासरा विनोदेन ।
१० निशि चण्डाल इवायं मारयति वियोगिनीश्चन्द्रः ॥इति॥३३१॥

[ ]

विशन्तु वृष्णयः शीघ्रं रुद्रा इव महौजसः ।' ॥३३२॥ इति च ।

[ ]

यथा वा उत्प्रेक्षायाम्–

१५ दिवाकराद्रक्षति यो गुहासु लीनं दिवा भीतमिवान्धकारम् ।
क्षुद्रेऽपि नूनं शरणं प्रपन्ने ममत्वमुच्चैः शिरसां सतीव ॥३३३॥

[कुमार० १.१२]

अत्राचेतनस्य तमसस्तात्त्विकेन रूपेण दिवाकरात् त्रास एव न संभवति, कुत एव तत्प्रयोजितमद्रिपरित्राणम् । संभावितेन तु रूपेण प्रतिभासमानस्याप्यस्य न काचिदनुपपत्तिरवतरतीत्यनुचितैव
२० तत्समर्थना ।

वाक्यस्य यथा–

कुविन्दस्त्वं तावत्पटयसि गुणग्राममभितो
यशो गायन्त्येते दिशि दिशि वनस्थास्तव विभो ।
जरज्ज्योत्स्नागौरस्फुटविकटसर्वाङ्गसुभगा
२५ तथापि त्वत्कीर्तिर्भ्रमति विगताच्छादनमिह ॥३३४॥

[ ]

अत्र कुविन्दादिशब्दास्तन्तुवायादिकमभिदधाना उपश्लोक्यमानस्य तिरस्कारं व्यञ्जयन्तीत्यनुचितार्थाः ।
परुषवर्णत्वं श्रुतिकटुत्वम् । पदस्य, यथा–

अनङ्गमङ्गलगृहापाङ्गभङ्गितरङ्गितैः ।
३० आलिङ्गितः स तन्वङ्ग्या कार्तार्थ्यं लभते कदा ॥३३५॥

યુગની શરૂઆતમાં પ્રજાને સર્જવા ઇચ્છતા ભગવાન બ્રહ્માની જેમ આ ચક્રવાક પદ્માસનવાળી બેઠેલ છે. (૩૨૯)                                                                                    [ભામહ-૨.૫૫]

પતાળ જેવી તારી નાભિ છે, પર્વત સમા બે સ્તન છે અને આ વેણીદંડ (= વાળનો ચોટલો) કાલિંદીના પ્રવાહસમો છે. (૩૩૦)                                                                                    [                    ]

આ 'શ્વ' - કૂતરો વગેરે ઉપમાનોની જાતિ અને પ્રમાણગત (અનુક્રમે) હીનતા અને અધિકતા છે તેથી અનુચિતાર્થત્વ છે.

નિદ્રામાં કે પ્રોત્સાહનને વિષે તે દોષરૂપ નથી. જેમ કે,

ચતુર સખીઓનાં વચનો દ્વારા વિનોદથી જેના દિવસો પસાર થાય છે તેવી વિરહિણીઓને રાત્રે ચંડાલ એવો આ ચન્દ્ર મારે છે. (૩૩૧)                                                                                    [                    ]

રુદ્રસમા મહાતેજસ્વી વૃષ્ણિઓ તરત જ પ્રવેશ પામો. (૩૩૨)                                                                                    [                    ]

અથવા જેમ કે, ઉત્પ્રેક્ષામાં -

દિવસે જ (પર્વત) જાણે કે બીનેલા, ગુફામાં છુપાયેલા અંધકારને સૂર્યથી રક્ષે છે, ખરેખર શરણે આવેલ ક્ષુદ્રને વિષે પણ મોટા મનવાળાઓને ઘણી મમતા હોય છે. (૩૩૩)                                                                                    [કુમાર.-૧.૧૨]

અહીં અચેતન એવા અંધકારને વાસ્તવમાં તો સૂર્યથી ત્રાસ સંભવે જ નહીં તો પછી તે કારણે પર્વત વડે થતું રક્ષણ તો ક્યાંથી સંભવે ? પણ સંભાવિત (= કલ્પિત) સ્વરૂપથી પ્રતિભાસિત થતા તેની કોઈ અનુપપત્તિ આવતી નથી; તેથી તેનું સમર્થન અનુચિત જ છે.

વાક્યગત - જેમ કે,

તું પૃથ્વીને મેળવનાર છે (તું વણકર છે), ચારે બાજુ ગુણોનો ફેલાવે છે (દોરાઓને ચારે બાજુથી વણીને પટ બનાવે છે), હે પ્રભુ ! વિભુ ! આ વનમાં રહેનારાઓ બધી દિશામાં તારો યશ ગાય છે. ખીલેલી ચાંદની જેવી શ્વેતને સ્વચ્છ વિપુલ - સર્વાંગસુંદર તારી કીર્તિ આચ્છાદનરહિત થઈ અહીં ફરે છે. (૩૩૪)

[                    ]

અહીં કુવિન્દ આદિ શબ્દો તન્તુવાય (= વણકર) વગેરેનો અર્થ આપે છે ને જેને વિષે શ્લોક રચાયો છે તેનો તિરસ્કાર વ્યંજિત કરે છે તેથી અનુચિતાર્થ છે.

કઠોર વર્ણો હોવા તે છે શ્રુતિકટુત્વ.

તે પદગત - જેમ કે,

કામદેવના મંગલગૃહ જેવા કટાક્ષોના તરંગોથી સુકોમળ શરીરવાળી (તરુણી) દ્વારા આલિંગન પામેલો તે ક્યારે કૃતાર્થતા પામશે ? (૩૩૫)

अत्र कार्तार्थ्यमिति ।

वाक्यस्य, यथा–

अचूचुरच्चण्डि कपोलयोस्ते कान्तिद्रवं द्राग्विशदं शशाङ्कः ॥३३६॥

अत्र चण्डिद्रागादीनि पदानि श्रुतिकटूनि ।

५ वक्त्राद्यौचित्ये गुणो यथा

दीधीङ्वेवीङ्समः कश्चिद् गुणवृद्ध्योरभाजनम् ।
क्विप्प्रत्ययनिभः कश्चिद् यत्र सन्निहिते न ते ॥३३७॥

[ ]

अत्र वैयाकरणो वक्ता ।

१० यदा त्वामहमद्राक्षं पदविद्याविशारद ।
उपाध्यायं तदा स्मार्षं समस्प्राक्षं च संमदम् ॥३३८॥

[ ]

अत्र वैयाकरणः प्रतिपाद्यः ।

मातङ्गाः किमु वल्गितैः किमफलैराडम्बरैर्जम्बुका
१५ सारङ्गा महिषा मदं व्रजत किं शून्येषु शूरा न के ।
कोपाटोपसमुद्भटोत्कटसटाकोटेरिभारेः शनैः
सिन्धुध्वानिनि हुंकृते स्फुरति यत्तद्गर्जितं गर्जितम् ॥३३९॥

[ ]

अत्र सिंहे वाच्ये परुषाः शब्दाः ।

२० अन्त्रप्रोतबृहत्कपालनलकक्रूरक्वणत्कङ्कण-
प्रायप्रेङ्खितभूरिभूषणरवैराघोषयन्त्यम्बरम् ।
पीतच्छर्दितरक्तकर्दमघनप्राग्भारघोरोल्लसद्-
व्यालोलस्तनभारभैरववपुर्दर्पोद्धतं धावति ॥३४०॥

२५ [महावीरचरित १.३५]

अत्र बीभत्से व्यङ्ग्ये ।

रक्ताशोककृशोदरी क्व नु गता त्यक्त्वानुरक्तं जनं
नो दृष्टेति मुधैव चालयसि किं वाताभिभूतं शिरः ।
उत्कण्ठाघटमानषट्पदघटासंघट्टदष्टच्छद-
३० स्तत्पादाहतिमन्तरेण भवतः पुष्पोद्गमोऽयं कुतः ॥३४१॥

[विक्रमोर्वशीयम् ४]

અહીં कार्तार्थ्य (એ પદ શ્રુતિકટુ છે). વાક્યગત – જેમ કે,

હે ચંડી, તારા બે કપોલની સ્વચ્છ કાંતિને ચંદ્રે ક્ષણમાં જ ચોરી લીધી. (૩૩૬)

અહીં, चण्डि, द्राग् વગેરે પદો શ્રુતિકટુ છે. વક્તા વગેરેનું ઔચિત્ય હોતાં, તે (= શ્રુતિકટુ) ગુણરૂપ (બને છે) જેમ કે,

કોઈ (પુરુષ) તો ''દીધીઙ્'' તથા ''વેવીઙ્'' (ધાતુ) સમાન છે, જે ગુણ (= પાંડિત્ય, દાન, શૌર્ય વગેરે) અને વૃદ્ધિ (= ધન, ધાન્ય વગેરે)ને પાત્ર નથી., કોઈક (પુરુષ) ક્વિપ્ પ્રત્યય સમાન છે, જે પાસે આવી જતાં, તે બંને (ગુણ-વૃદ્ધિ) રહેતાં નથી. (અથવા, ગુણવાન, સમૃદ્ધ પુરુષોની ગુણ-વૃદ્ધિ પણ ચાલી જાય છે) (૩૩૭)  [ ]

અહીં વૈયાકરણ વક્તા છે.

હે વ્યાકરણવિશારદ ! જ્યારે મેં તમને જોયા ત્યારે (આપની વિદ્વતા જોઈને) મને મારા) ઉપાધ્યાયનું સ્મરણ થઈ આવ્યું અને મારું અભિમાન દૂર થઈ ગયું. (૩૩૮)  [ ]

અહીં વૈયાકરણ પ્રતિપાદ્ય છે (અર્થાત્, અહીં अद्राक्षं, स्मार्षं, વગેરે પદ શ્રુતિકટુ છે પણ વૈયાકરણ બોદ્ધા હોવાથી દોષ નથી.)

હે માતંગો (સિંહની ગેરહાજરીમાં) ડોલવાથી શું ? હે શિયાળો, નિરર્થક આડંબરથી શું ? હે હરણો અને પાડાઓ, અભિમાન છોડી દો. શૂન્ય (એટલે કે શૂરવીરરહિત મેદાન)માં કોણ શૂરવીર નથી હોતા ? (પરંતુ) ગુસ્સાના આવેશથી ઊભા થઈ ગયેલા કેશવાળીના છેડાઓથી યુક્ત (સિંહનો) સમુદ્રની ગર્જના જેવો હુંકાર થાય ત્યારે જે ગર્જના કરાય, તે ખરી ગર્જના (કહેવાય). (૩૩૯)  [ ]

અહીં, સિંહ વાચ્ય હોતાં કઠોર શબ્દો છે.

આંતરડામાં પરોવેલી મોટી ખોપરીઓ અને નળાનાં હાડકાનાં ખખડતાં કંકણો મુખ્ય છે એવા હાલતાં અનેક આભૂષણોના અવાજથી આકાશને ગજાવતી, પીને વમન કરેલ લોહીના કાદવથી લેપાયેલ ધડના ઉપલા ભાગમાં ભયંકર રીતે ઊપસી આવેલ અને હાલતાં સ્તનોના ભારથી ભયંકર શરીરવાળી ગર્વથી ઉદ્ધત બનીને દોડે છે. (૩૪૦)  [મહાવીરચરિત-૧.૩૫]

અહીં બીભત્સ (રસ) વ્યંગ્ય હોતાં (વર્ણગત કઠોરતા ગુણરૂપ છે).

હે રક્તાશોક, પાતળા ઉદરવાળી (તે) આ અનુરુક્ત જનને છોડીને ક્યાં ગઈ ? નથી જોઈ એમ (કહેવા) વાયુથી હાલતું મસ્તક શા માટે વ્યર્થ હલાવે છે ? તેના પગના આઘાત વગર, ઉત્કંઠાથી એકઠા થયેલ ભ્રમરોના સમૂહના ગાઢ મિલનથી જેની પાંદડીઓ તૂટી છે (અથવા કરડાઈ છે) તેવો આ પુષ્પોનો ઉદ્ભવ ક્યાંથી થયો ? (૩૪૧)  [વિક્રમોર્વશીય-૪]*

---

* આ શ્લોક વિક્રમો. ૪.૩૦ પછી પ્રક્ષિપ્ત કરાયેલો છે. (પા.ટી. પૃ. ૨૪૧ ડૉ. કુલકર્ણી પ્રમાણે)

अत्र शिरोधूननेन कम्पितस्य वचसि प्रक्रान्ते । क्वचिन्नीरसे न गुणो न दोषः । यथा–

शीर्णघ्राणाङ्घ्रिपाणीन् व्रणिभिरपघनैर्घर्घराव्यक्तघोषान्
दीर्घाघ्रातानघौघैः पुनरपि घटयत्येक उल्लाघयन् यः ।
घर्मांशोस्तस्य वोऽन्तर्द्विगुणघनघृणानिघ्ननिर्विघ्नवृत्ते-
र्दत्तार्घाः सिद्धसंघैर्विदधतु घृणयः शीघ्रमंहोविघातम् ॥३४२॥

५

[सूर्यशतक ६]

व्यवहितार्थप्रत्ययजनकत्वं क्लिष्टत्वम् । पदस्य, यथा–

दक्षात्मजादयितवल्लभवेदिकानां
ज्योत्स्नाजुषां जललवास्तरलं पतन्ति ॥३४३॥

१० [ ]

दक्षात्मजास्तारास्तासां दयितश्चन्द्रस्तस्य वल्लभाः कान्तास्तद्वेदिकानामिति ।

झगित्यर्थप्रतीतौ गुणः । यथा–'काञ्चीगुणस्थानमनिन्दितायाः' ।

वाक्यस्य यथा–

धम्मिलस्य न कस्य प्रेक्ष्य निकामं कुरङ्गशावाक्ष्याः ।
१५ रज्यत्यपूर्वबन्धव्युत्पत्तेर्मानसं शोभाम् ॥३४४॥

[ ]

अत्र धम्मिल्लस्य शोभां प्रेक्ष्य कस्य मानसं न रज्यतीति संबन्धे क्लिष्टत्वम् ।

अविमृष्टः प्राधान्येनानिर्दिष्टो विधेयोंऽशो यत्र तस्य भावोऽविमृष्टविधेयांशत्वम् । पदस्य यथा–

वपुर्विरूपाक्षमलक्ष्यजन्मता दिगम्बरत्वेन निवेदितं वसु ।
२० वरेषु यद्बालमृगाक्षि मृग्यते तदस्ति किं व्यस्तमपि त्रिलोचने ॥३४५॥

[कुमार० ५.७२]

अत्रालक्षितत्वं नानुवाद्यमपि तु विधेयमिति 'अलक्षिता जनिः' इति वाच्यम् । यथा च–

स्रस्तां नितम्बादवलम्बमानां पुनः पुनः केसरपुष्पकाञ्चीम् ।
न्यासीकृतां स्थानविदा स्मरेण द्वितीयमौर्वीमिव कार्मुकस्य ॥३४६॥

२५ [कुमार० ३.५४]

अत्र मौर्वीं द्वितीयामिव इति द्वितीयत्वमात्रमुत्प्रेक्ष्यम् । यथा च–

तं कृपामृदुरवेक्ष्य भार्गवं राघवः स्खलितवीर्यमात्मनि ।
स्वं च संहितममोघसायकं व्याजहार हरसूनुसन्निभः ॥३४७॥

[रघु० ११.८३]

અહીં માથું હલાવવા (રૂપી કલ્પના)થી કુપિતનું વચન પ્રકાન્ત થતાં (દોષ નથી).

ક્યારેક (કાવ્ય, કવિ) નીરસ હોતાં, ગુણરૂપ પણ નહીં ને દોષરૂપ પણ નહીં, જેમ કે,

તે સૂર્યનાં કિરણો તમારાં પાપ શીઘ્ર હણી નાખો. (સૂર્ય કે જે એકલો જ) અસહાય (= સાધનનિરપેક્ષ રીતે), પાપનાં સમૂહોથી નાક, પગ અને હાથ જેમનાં ગળી ગયાં છે, તથા વ્રણયુક્ત અંગોથી (ઉપલક્ષિત થતા) (લોકો) (અને આથી જ) જેમનો અવાજ ઘોઘરો છે, તથા જેમનો શ્વાસ લાંબો ચાલે છે તેમને નીરોગી કરતો ફરી (અંગો) ઘડી આપે છે, જેના હૃદયમાં ઘેરી કૃપા પર આધારિત નિર્વિઘ્ન (પરોપકારની) વૃત્તિ છે તેવો સૂર્ય (જેમને) સિદ્ધોના સમૂહ વડે અર્ઘ્ય અપાય છે તેવાં તેનાં કિરણો તમારાં પાપ હણો. (૩૪૨) [સૂર્યશતક - ૬]

વ્યવધાન પછી અર્થ જણાય, તે છે ક્લિષ્ટત્વ. (તે) પદગત. જેમ કે,

ચાંદનીથી પ્રસન્ન એવા, દક્ષની દીકરીઓના વહાલા (= ચન્દ્ર)ના પ્રિય (કાન્ત) (એટલે કે) ચંદ્રકાન્ત (મણિ)નાં ટીપાં ઝડપથી ટપકે છે. (૩૪૩) [ ]

દક્ષની પુત્રી તારા તેનો પ્રિયતમ ચન્દ્ર, તેને વહાલા તેની વેદિકાઓનાં (ટીપાં), એમ (પરંતુ) જલ્દીથી અર્થપ્રતીતિ થતાં ગુણરૂપ (બને છે). જેમ કે, અનિન્દિતા એવી તેનું કંદોરાનું સ્થાન (= કેડ) વાક્યગત - જેમ કે,

(અંબોડાને) ગૂંથવાના અપૂર્વ ચાતુર્યવાળી, હરણબાળના જેવી આંખોવાળીના અંબોડાની શોભા જોઈને કોનું મન અત્યંત આનંદ ન પામે ? (૩૪૪) [ ]

અહીં, "ધમ્મિલ્લ"ની શોભા જોઈને કોનું મન આનંદ ન પામે એ સંબંધ (ગોઠવવામાં) ક્લિષ્ટત્વ છે. અવિસૃષ્ટ એટલે મુખ્યતયા નિર્દિષ્ટ નહીં તેવા વિધેયનો અંશ હોય, તેનો ભાવ - તે છે - અવિમૃષ્ટવિધેયાંશતા. (તે) પદગત - જેમ કે,

શરીર વિરૂપાક્ષ (એટલે કે ત્રણ આંખોવાળું) છે, જન્મની ખબર નથી, દિગંબર હોવાની લીધે (તેનું) ધન જણાઈ આવે છે. હે બાલહરિણી જેવાં લોચનવાળી ! નરમાં જે જોવાય છે, તેમાંનું એક પણ ત્રિલોચનમાં છે શું ? (૩૪૫) [કુમાર. -૫.૭૨]

અહીં, અલક્ષિતત્વ અનુવાદ્ય નહીં પણ વિધેય છે. (વાસ્તવમાં) અલક્ષિતા जनिः એમ કહેવું જોઈએ. અને જેમ કે,

યોગ્ય સ્થાનને જાણનાર કામદેવે થાપણ તરીકે મૂકેલી જાણે ધનુષ્યની બીજી પણછ ન હોય તેવી, નિતંબ ઉપરથી સરી જતી કેસર (= બકુલ) પુષ્પની મેખલા(= માળા)ને ફરી ફરી પકડી રાખતી (પાર્વતીને જોઈ). (૩૪૬) [કુમાર. - ૩.૫૪]

અહીં, मौर्वी द्वितीयामिव ( = જાણે કે બીજી મૌર્વીની જેમ) એમ ફક્ત દ્વિતીયત્વ (જ) ઉત્પ્રેક્ષિત કરવા યોગ્ય છે.

કૃપાથી નરમ બનેલા રાઘવે, જેની શક્તિ પોતાને વિષે સ્ખલિત થઈ છે તેવા તે ભાર્ગવને જોઈને, કાર્તિકેય જેવા (તેમણે), પોતાનું ચડાવેલું અમોઘ બાણ (પણ જોઈને), કહ્યું. (૩૪૭) [રઘુ. ૧૧.૮૩]

अत्र सायकानुवादेनामोघत्वं विधेयम् । 'अमोघमाशुगम्' इति तु युक्तः पाठः । यथा च–

मध्येव्योम त्रिशङ्कोः शतमखविमुखः स्वर्गसर्गं चकार ॥३४८॥

[बालरामायण १.२६]

इत्यत्र हि व्योमैव प्राधान्येन विवक्षितं न तन्मध्यम् । तेन मध्ये व्योम्न इति युक्तम् । यथा च–

५ वाच्यवैचित्र्यरचनाचारु वाचस्पतेरपि ।

दुर्वचं वचनं तेन बहु तत्रास्म्यनुक्तवान् ॥३४९॥

[ ]

अत्र नोक्तवानिति निषेधो विधेयः । यथा–'नवजलधरः सन्नद्धोऽयं न दृप्तनिशाचरः' (पृ. १३४) इत्यादौ । न चानुक्तवत्त्वानुवादेनान्यदत्र किंचिद्विहितम् । यथा–

१० जुगोपात्मानमत्रस्तो भेजे धर्ममनातुरः ।

अगृध्नुराददे सोऽर्थानसक्तः सुखमन्वभूत् ॥३५०॥

[रघु० १.२१]

अत्रात्रस्तताद्यनुवादेनात्मनो गोपनादि ।

वाक्यस्य यथा–

१५ शय्या शाद्वलमासनं शुचिशिला सद्म द्रुमाणामधः

शीतं निर्झरवारि पानमशनं कन्दाः सहाया मृगाः ।

इत्यप्रार्थितसर्वलभ्यविभवे दोषोऽयमेको वने

दुष्प्रापार्थिनि यत्परार्थघटनावन्ध्यैर्वृथा स्थीयते ॥३५१॥

[नागानन्द ४.२]

२० अत्र शाद्वलाद्यनुवादेन शय्यादीनि विधेयानि । अत्र च शब्दरचना विपरीता कृतेति वाक्यस्यैव दोषः, न वाक्यार्थस्य । एवं विध्यनुवादौ कर्तव्यौ–

त्वक् तारवी निवसनं मृगचर्म शय्या

गेहं गुहा विपुलपत्रपुटा घटाश्च ।

मूलं दलं च कुसुमं च फलं च भोज्यं

२५ पुत्रस्य जातमटवीगृहमेधिनस्ते ॥३५२॥

[बालरामायण ६.४०]

અહીં, બાણના અનુવાદરૂપે (તેનું) अमोघत्व વિધેય (જણાય છે).

अमोघमाशुगम् એ પાઠ યોગ્ય છે. અને જેમ કે,

ઇન્દ્રના શત્રુએ ત્રિશંકુ માટે આકાશની મધ્યમાં સ્વર્ગની ઉત્પત્તિ કરી. (૩૪૮)

[બાલરામાયણ-૧.૨૬]

અહીં, આકાશ જ મુખ્યતયા વિવક્ષિત છે, નહીં કે, તેનો મધ્યભાગ. તેથી ''मध्ये व्योम्नः'' એમ ઉચિત છે. અને જેમ કે,

વાચ્યગત વૈચિત્ર્યયુક્ત રચનાથી શોભતું (વચન) વાચસ્પતિ માટે પણ મુશ્કેલ છે તેથી તે બાબતમાં પણ (મેં) બહુ કહ્યું નથી. (૩૪૯) [ ]

અહીં, नोक्तवान् એમ નિષેધ કહેવો જોઈએ. જેમ કે,

''આ તૈયાર થયેલું નવું વાદળ છે, અભિમાની નિશાચાર નથી.'' વગેરેમાં.

અનુક્તત્વના ''અનુવાદ''થી બીજું કંઈ અહીં વિહિત થયું નથી (= તે સિવાય બીજું વિધેય નથી). જેમ કે,

ગભરાયેલ નહીં તેવા તેણે પોતાનું રક્ષણ કર્યું, નીરોગી એવા તેણે ધર્મ સેવ્યો. નિર્લોભી એવા તેણે દ્રવ્ય સ્વીકાર્યું, અનાસક્ત એવા તેણે સુખ અનુભવ્યું. (૩૫૦) [રઘુવંશ - ૧.૨૧]

અહીં, 'अत्रस्तता' (ન ગભરાવાપણું) વગેરેના અનુવાદથી પોતાનું ગોપન વગેરે (વિહિત થાય છે).

વાક્યગત, જેમ કે,

ઘાસયુક્ત શય્યા, સ્વચ્છ પથ્થર એ આસન, વૃક્ષની નીચે નિવાસ, ઝરણાનું ઠંડું પાણી તે પાન, કંદમૂળ તે ખોરાક, સહાયકો તે પ્રાણીઓ એમ માગ્યા વગર જ બધો વૈભવ પ્રાપ્ત થાય છે તેવા વનમાં એક જ દોષ છે કે, યાચક દુષ્પ્રાપ્ય છે. તેથી પરોપકાર (ન કરવાથી) વન્ધ્ય (= નિષ્ફળ) (પરોપકારી લોકો) ખાલી બેસી રહે છે. (૩૫૧) [નાગાનંદ-૪.૨]

અહીં शाद्वल વગેરે અનુવાદરૂપ હોવાથી શય્યા વગેરે વિધેય છે. અહીં શબ્દરચના વિપરીત કરાઈ છે તેથી વાક્યનો જ દોષ છે, વાક્યાર્થનો નહીં.

આ રીતે, વિધિ અને અનુવાદ કરવા (જેમ કે),

મારા પુત્ર 'જેણે જંગલમાં ઘર વસાવ્યું છે (તેને માટે)' વૃક્ષની છાલ વસ્ત્ર, મૃગચર્મ પથારી, (તથા) ગુફા ઘર (બની છે) મોટાં પાંદડાના પુટ ઘડા (બન્યા છે), મૂળ, પાંદડાં, ફૂલ અને ફળ ભોજ્ય (વિગતો) (બની છે) (૩૫૨) [બાલરામાયણ-૬.૪૦]

यथा वा–

संरम्भः करिकीटमेघशकलोद्देशेन सिंहस्य यः
सर्वस्यापि स जातिमात्रविहितो हेवाकलेशः किल ।
इत्याशाद्विरदक्षयाम्बुदघटाबन्धेऽप्यसंरब्धवान्
५ योऽसौ कुत्र चमत्कृतेरतिशयं यात्वम्बिकाकेसरी ॥३५३॥

[ ]

अत्र योऽसाविति पदद्वयमनुवाद्यविधेयार्थतया विवक्षितमनुवाद्यमात्रप्रतीतिकृदिति यदः प्रयोगोऽनुपपन्नः । तथा हि–यत्र यत्तदोरेकतरनिर्देशेनोपक्रमस्तत्र तत्प्रत्यवमर्शिना तदितरेणोपसंहारो न्याय्यः । तयोरप्यनुवाद्यविधेयार्थविषयत्वेनेष्टत्वात् । तयोश्च परस्परापेक्षया संबन्धस्य नित्यत्वात् । अत एवाहुः-

१० (२७) 'यत्तदोर्नित्यमभिसंबन्धः' इति । स चायमनयोरुपक्रमो द्विविधः–शाब्दश्चार्थश्चेति । तत्रोभयोरुपादाने सति शाब्दः, यथा–

यदुवाच न तन्मिथ्या यद्ददौ न जहार तत् ॥३५४॥

[रघु० १७.४२]

यथा च–

१५ स दुर्मतिः श्रेयसि यस्य नादरः
स पूज्यकर्मा सुहृदां शृणोति यः ॥३५५॥ इति ।

[ ]

एकतरस्योपादाने सत्यार्थस्तदितरस्यार्थसामर्थ्येनाक्षेपात् ।

तत्र तदः केवलस्योपादाने आर्थः प्रसिद्धानुभूतप्रक्रान्तविषयतया त्रिविधः । तत्र प्रसिद्धार्थविषयोः,
२० यथा– 'द्वयं गतम्' (पृ. १४२) इत्यादि । अनुभूतविषयोः, यथा–'ते लोचने प्रतिदिशं विधुरे क्षिपन्ती' (पृ. ५०) इति । प्रक्रान्तविषयोः, यथा–

कातर्यं केवला नीतिः शौर्यं श्वापदचेष्टितम् ।
अतः सिद्धिं समेताभ्यामुभाभ्यामन्वियेष सः ॥३५६॥

[रघु० १७.४७]

२५ यदः पुनरुत्तरवाक्यार्थगतत्वेनैवोपात्तस्यार्थः संबन्धः संभवति, पूर्ववाक्यगतस्य तच्छब्दस्यार्थादाक्षेपात् । यथा–

साधु चन्द्रमसि पुष्करैः कृतं मीलितं यदभिरामताधिके ।
उद्यता जयिनि कामिनीमुखे तेन साहसमनुष्ठितं पुनः ॥३५७॥

[ ]

અથવા જેમ કે,

"કરિકીટ (= હાથીરૂપી મગતરું) અને મેઘશકલ (= વાદળનો ટુકડો) પ્રત્યે સિંહનો જે સંરભ (= અસહનશીલતા, ઉછાળો) છે તે (તો સિંહની આખી) જાતમાં જણાતો હેવાકલેશ (= વિશેષ કરીને પ્રતિભાવ) છે" એમ વિચારીને દિગ્ગજ અને પ્રલયમેઘની ઘટા સામે પણ જેને આક્રોશ નથી તે આ અંબિકાકેસરી કોને વિષે ચમત્કારનો અતિશય પામે ? (અર્થાત્, કોને વિષે ચમત્કાર અનુભવે ?) (૩૫૩)

[ ]

અહીં, યોઽસૌ એ બે પદ અનુવાદ્ય અને વિધેય અર્થમાં વિવક્ષિત (હોવા છતાં) ફક્ત અનુવાદ્યની જ પ્રતીતિ કરાવનાર હોઈ यत् નો પ્રયોગ ઉચિત નથી. તેથી જ,

જ્યાં यत् ને तत् પૈકી એકના નિર્દેશથી આરંભ કરાય, ત્યાં તેનો પરામર્શ કરાવનારા, તેનાથી બીજા દ્વારા ઉપસંહાર કરાય તે ન્યાય્ય છે, કારણ તે બંને અનુવાદ્ય - વિધેયાર્થના વિષયરૂપે ઇષ્ટ છે. તે બેની પરસ્પરની અપેક્ષા હોવાથી (તેમનો) સંબંધ નિત્ય છે. આથી જ કહ્યું છે કે,

(૨૭) यत्-तत् નો નિત્ય સંબંધ હોય છે.

આ બંનેનો ઉપક્રમે બે પ્રકારનો છે - શબ્દ અને અર્થ. તે પૈકી બંનેનો ઉલ્લેખ હોય તો શબ્દ. જેમ કે,

(તેણે) જે કહ્યું તે ખોટું નથી અને (તેણે) જે આપ્યું તે (પાછું) લીધું નથી. (૩૫૪) [રઘુ.-૧૭.૪૨]

અને જેમ કે,

તે દુષ્ટ બુદ્ધિવાળો છે, જેને કલ્યાણ વિષે આદર નથી અને તે પૂજ્ય કર્મવાળો છે, જે મિત્રોને સાંભળે છે. (૩૫૫) [ ]

(यत्-तत् એ બેમાંથી કોઈ) એકનો જ ઉલ્લેખ હોય તો આર્થ, કેમ કે, બીજાનો આક્ષેપ અર્થના સામર્થ્ય વડે (કરાય છે). તેમાં માત્ર तत् ના ઉલ્લેખમાં આર્થ પ્રસિદ્ધ, અનુભૂત અને ઉપક્રાન્ત વિષયવાળો એમ ત્રિવિધ છે.

તેમાં પ્રસિદ્ધાર્થવિષયક - જેમ કે, द्वयंगतं વગેરે (પૃ. ૧૪૨) અનુભૂતવિષયક - જેમ કે, ते लोचने प्रतिदिशं વગેરે (પૃ. ૫૦) પ્રક્રાન્તવિષયક - જેમ કે,

કેવળ નીતિ તો કાયરતા છે, કેવળ પરાક્રમ એ પ્રાણી-જેવું વર્તન છે. આથી તેણે બંનેને ભેગા કરીને સિદ્ધિ શોધી. (૩૫૬) [રઘુવંશ ૧૭.૪૭]

ફક્ત ઉત્તરવાક્યમાં રહેલો હોય એ રીતે જ यत् નો આર્થસંબંધ સંભવ છે, કેમ કે, પૂર્વવાક્યગત तत् શબ્દનો અર્થ વડે આક્ષેપ થાય છે, જેમ કે,

સૌંદર્યમાં આધિક્યવાળો ચંદ્ર ઊગતાં જ, કમળો જે બિડાઈ ગયાં (તે) યોગ્ય કર્યું. (પરંતુ) (તેને પણ) જીતી જાય એવું કામિનીનું મુખ હોવા છતાં ઉદય પામતા તેણે (= ચંદ્રમાએ) સાહસ કર્યું. (૩૫૭)

[ ]

प्रागुपात्तस्य तु यच्छब्दस्य तच्छब्दोपादानं विना साकाङ्क्षतैव । यथात्रैव श्लोके आद्यपादयोर्विपर्यये ।

क्वचिदानुपात्तमपि द्वयं सामर्थ्याद्गम्यते । यथा–

ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां
जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः ।
५ उत्पत्स्यते तु मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥३५८॥

[मालतीमाधव १.८]

अत्र स कोऽप्युत्पत्स्यते यं प्रति यत्नो मे सफलो भविष्यतीत्युभयोरपि अर्थादाक्षेपः ।

एवं च स्थिते तच्छब्दानुपादानेऽत्र साकाङ्क्षत्वम् । न चासावित्यस्य तच्छब्दार्थत्वं युक्तम् । यथा–

१० असौ मरुच्चुम्बितचारुकेसरः प्रसन्नताराधिपमण्डलाग्रणीः ।
वियुक्तरामातुरदृष्टिवीक्षितो वसन्तकालो हनुमानिवागतः ॥३५९॥

[हनुमन्० ६.३५]

अत्र हि न तच्छब्दार्थप्रतीतिः । प्रतीतौ वा–

यस्य प्रकोपशिखिना परिदीपितोऽभू-
१५ दुत्फुल्लकिंशुकतरुप्रतिभो मनोभूः ।
योऽसौ जगत्त्रयलयस्थितिसर्गहेतुः
पायात् स वः शशिकलाकलितावतंसः ॥३६०॥

[ ]

अत्र स इति पौनरुक्त्यं स्यात् ।

२० अथ–

योऽविकल्पमिदर्थमण्डलं पश्यतीश निखिलं भवद्वपुः ।
स्वात्मपक्षपरिपूरिते जगत्यस्य नित्यसुखिनः कुतो भयम् ॥३६१॥

[ ]

इत्यादौ इदमदःप्रभृतयः शब्दास्तच्छब्दार्थमभिदधतीत्युच्यते । तर्हि यथादर्शनं व्यवहितानामेवोपादानं
२५ युज्यते । अव्यवहितत्वे हि प्रत्युत तदितराकाङ्क्षा भवत्येव । यथा–

'यदेतच्चन्द्रान्तर्जलदलवलीलां प्रकुरुते ।
तदाचष्टे लोकः' ॥३६२॥ (सुभाषितावलौ श्रीहर्षचौरयोः) इत्यत्र ।

'सोऽयं वटः श्याम इति प्रसिद्धस्त्वया पुरस्तादुपयाचितो यः ।' (रघु. १३.५३) इत्यादौ च ।

પહેલાં ઉલ્લેખાયેલ यत् શબ્દની, तत् શબ્દના ઉલ્લેખ વિના, સાકાંક્ષતા રહે જ છે.

જેમ કે, અહીં જ, શ્લોકમાં આગળના બે પાદનો વિપર્યય કરતાં.

ક્યારેક બંને ન ઉલ્લેખાયેલ, હોય તો પણ, સામર્થ્ય વડે સમજાય છે. જેમ કે,

જે કેટલાક અમારી અહીં અવજ્ઞા કરે છે, તેઓ કંઈક જાણે છે (અર્થાત્ કશું જ જાણતા નથી) તેમને માટે આ પ્રયત્ન નથી. કાળ (સમય) તો અમર્યાદિત છે અને પૃથ્વી વિશાળ છે (તેથી) મારો કોઈ સમાનધર્મા પેદા થશે (અથવા છે) (તેને માટે આ પ્રયત્ન છે). (૩૫૮) [માલતીમાધવ-૧.૮]

અહીં, તે કોઈપણ ઉત્પન્ન થશે, જેના પ્રતિ મારો પ્રયત્ન સફળ થશે. એ રીતે, બંનેનો (= "તે" અને "જે"નો) અર્થથી આક્ષેપ થાય છે.

આમ હોતાં, तत् શબ્દનો ઉલ્લેખ ન હોવાથી અહીં આકાંક્ષત્વ છે. "असौ" એ પદનો "तत्" શબ્દરૂપ અર્થ યોગ્ય નથી.

જેમ કે,

પવનથી હાલતી સુંદર કેશવાળીવાળા (પવનથી સ્પર્શાયેલ કેસરપુષ્પયુક્ત) ખુશ થયેલ તારાના પતિ - સુગ્રીવ - ના રાષ્ટ્રનો અગ્રણી (સ્વચ્છ તારાઓના સ્વામી - ચંદ્રનું બિંબ મુખ્ય છે તેવા), વિયોગી રામ વડે આતુર દૃષ્ટિથી જોવાતો (વિયોગિની વડે આતુરદૃષ્ટિથી જોવાતો) હનુમાન જેવો આ વસંતકાળ આવ્યો. (૩૫૯) [હનુમાન-૬.૩૫]

કેમકે, અહીં, तत् શબ્દના અર્થની પ્રતીતિ થતી નથી. પ્રતીતિ થતી હોય તો - (જેમ કે)

જેના કોપની જ્વાળાથી કામદેવ ખીલેલા કિંશુક વૃક્ષ જેવો ચારે બાજુથી સળગેલો બની ગયો અને જે આ ત્રણે જગતના લય, સ્થિતિ અને સર્જનના કારણરૂપ છે તેમ ચંદ્રકલાકે આભૂષણ બનાવનાર (શિવ) તમારું રક્ષણ કરે. (૩૬૦) [ ]

અહીં "स" એ પુનરુક્તિ છે.

હવે -

હે ઈશ્વર ! જે આ અખિલ પદાર્થસમૂહને ચોક્કસ જ તમારા શરીરરૂપ જુએ છે તે હંમેશા આનંદ પામે છે. આત્મરૂપી પરિપૂર્ણ જગતમાં એને કોનાથી ભય હોય ? (૩૬૧) [ ]

વગેરેમાં "इदम्", "अदः" વગેરે શબ્દો तत् શબ્દનો અર્થ આપે છે એમ કહેવાય છે. તેથી શાસ્ત્રપ્રમાણે અર્થાત્ એકસાથે ન હોય તે રીતે જ તેમનો ઉલ્લેખ ઉચિત છે. એકસાથે (ઉલ્લેખ) હોતાં તો ઊલટાનું તેનાથી બીજાની આકાંક્ષા રહે જ છે. જેમ કે,

જે આ ચંદ્રની અંદર નાના વાદળની લીલા કરે છે, તે (ને વિષે) લોક... (૩૬૨)

(સુભાષિતાવલીમાં-શ્રી હર્ષ અને ચૌરનું (પદ્ય) - તેમાં)

તે આ વટવૃક્ષ "શ્યામ" નામે પ્રસિદ્ધ છે, જેની પાસે પહેલાં તેં યાચના કરી હતી...[રઘુ. ૧૩.૫૩]

વગેરેમાં પણ.

अथ–

'स्मृतिभूः स्मृतिभूर्विहितो येनासौ रक्षता (तु) क्षताद्युष्मान्' ॥३६३॥

[ ]

इत्यादावव्यहितत्वेऽपि दृश्यते ।

५ तर्हि, अत्रैव भिन्नविभक्तिकानां सोऽस्त्वित्यलम् । यथा वा–

किं लोभेन विलङ्घितः स भरतो येनैतदेवं कृतं
मात्रा स्त्रीलघुतां गता किमथवा मातैव मे मध्यमा ।
मिथ्यैतन्मम चिन्तितं द्वितयमप्यार्यानुजोऽसौ गुरुः
माता तातकलत्रमित्यनुचितं मन्ये विधात्रा कृतम् ॥३६४॥ [उदात्तराघवे]

१० अत्रार्यस्येति तातस्येति च वाच्यम् । न त्वनयोः समासे गुणीभावः कार्यः । एवं समासान्तरे-ष्वप्युदाहर्यम् ।

विरुद्धबुद्धिकृत्त्वं पदस्य, यथा–

गोरपि यद्वाहनतां प्राप्तवतः सोऽपि गिरिसुतासिंहः ।
सविधे निरहङ्कारः पायाद्वः सोऽम्बिकारमणः ॥३६५॥

अत्राम्बिकाया गौर्या रमण इति विवक्षितं मातृरमण इति तु विरुद्धां धियमुत्पादयति । तथा–

१५ सहस्राक्षैरङ्गैर्नमसितरि नीलोत्पलमयी-
मिवात्मानं मालामुपनयति पत्यौ दिविषदाम् ।
जिघृक्षौ च क्रीडारभसिनि कुमारे सहगणै-
र्हसन् वो भद्राणि द्रढयतु मृडानीपरिवृढः ॥३६६॥

अत्र मृडानीपरिवृढ इति मृडान्याः पत्यन्तरे प्रतीतिं करोति ।

२० तथा–

चिरकालपरिप्राप्तिलोचनानन्ददायिनः ।
कान्ता कान्तस्य सहसा विदधाति गलग्रहम् ॥३६७॥

[ ]

अत्र कण्ठग्रहमिति वाच्यम् ।

२५ वाक्यस्य यथा–

अनुत्तमानुभावस्य परैरपिहितौजसः ।
अकार्यसुहृदोऽस्माकमपूर्वास्तव कीर्तयः ॥३६८॥

[ ]

હવે -

(કામને) જેમણે સ્મૃતિની વસ્તુ, બનાવી દીધો તે હાનિમાંથી તમારી રક્ષા કરે. (૩૬૩) [ ]

વગેરેમાં એકસાથે હોવા છતાં પણ જણાય છે.

તેથી, અહીં જ ભિન્ન વિભક્તિવાળાં (પદોનો) તે (ભલે) થાય (= જણાય) તો હવે બસ. અથવા જેમ કે,

શું તે ભરત લોભથી યુક્ત બન્યો કે જેણે આ આવું (કાર્ય) કર્યું ? અથવા મારી વચેટ માતા સ્ત્રીઓની (સ્વાભાવિક) લઘુતાને પામ્યાં ? આ બંને વિચાર ખોટા છે. તે વડીલ (= મારા મોટાભાઈ ભરત) આર્ય (= રામ)ના નાના ભાઈ છે અને માતા પણ પિતાજીનાં પત્ની છે. તેથી માનું છું કે આ અનુચિત (કૃત્ય) વિધાતાએ જ કર્યું છે. (૩૬૪) [ઉદાત્તરાઘવમાંથી]

અહીં, आर्यस्य અને तातस्य એમ કહેવું જોઈએ તે બંનેનો સમાસમાં ગુણીભાવ કરવો ન જોઈએ.

આ જ રીતે, બીજા સમાસોમાં પણ ઉદાહૃત કરી શકાય.

**વિરુદ્ધ બુદ્ધિકૃત** - પદગત જેમ કે,

જેનું વાહન બનેલા બળદ પાસે તે પાર્વતીનો સિંહ પણ અહંકારરહિત બને છે, તે અંબિકાકરમણ (= શિવ) તમારું રક્ષણ કરો. (૩૬૫)

અહીં, અંબિકા - ગૌરીને - આનંદ આપનાર એમ વિવક્ષિત છે પરંતુ मातृरमण (માની સાથે સંભોગ કરનાર) એમ વિરુદ્ધ બુદ્ધિ જન્માવે છે. તથા,

મૃડાનીથી આશ્લેષાયેલા (તે શિવજી) તમારા કલ્યાણને દઢ કરે - (શિવજી કે જે) સહસ્રનયનોથી પોતાને નમસ્કાર કરતા દેવરાજ (ઇન્દ્ર) વિષે જાણે કે (પોતાના પ્રતિબિંબરૂપ)નીલોત્પલની (ગૂંથેલી) માળા જાણે (સામે) અર્પે છે, એમ વિચારી (માળાને) ઝડપી લેવાની ક્રિયામાં ઉતાવળ કરતા કુમારને વિષે, ગણોની સાથે જે હસે છે (તે શિવજી). (૩૬૬)

અહીં, मृडानीपरिवृढ માં મૃડાનીની બીજા પતિને વિષે પ્રતીતિ કરાવે છે.

તથા,

લાંબા સમયે મળતો હોઈ આંખને આનંદ આપનારા પ્રિયતમને પ્રિયતમા એકદમ ગળે વળગી પડે છે. (૩૬૭) [ ]

અહીં, 'कण्ठग्रहम्' એમ કહેવું જોઈએ. વાક્યગત - જેમ કે,

જેનો અનુભાવ (= કાર્ય) સર્વોત્તમ છે, જેમનું તેજ બીજાઓથી ઢંકાતું નથી, જે અમારા અકાર્યસુહૃદ છે (=અહેતુમિત્ર છે), તેવા તારી કીર્તિ અપૂર્વ છે. (૩૬૮) [ ]

अत्रापकृष्टश्छादितमकार्येषु मित्रम् । अः पूर्वो यासां ता अकीर्तय इति विरुद्धा प्रतीतिः ।

क्वचिद्गुणः यथा–

अभिधाय तदा तदप्रियं शिशुपालोऽनुशयं परं गतः ।
भवतोऽभिमनाः समीहते सरुषाः कर्तुमुपेत्य माननाम् ॥३६९॥

५ [शिशुपाल० १६.२]

अत्रानुशयमिति पश्चात्तापं कोपं च । अभिमना इति प्रसन्नमना निर्भयचित्तश्च । माननामिति पूजां निबर्हणं च । अत्र विपरीतार्थकल्पनाद् विरुद्धत्वेऽपि सन्ध्यर्थविग्रहार्थयोः स्फुटभिन्नार्थत्वेनाभिधानाद् गुणत्वम् ।

अथार्थदोषाः–

**९१) कष्टापुष्टव्याहतग्राम्याश्लीलसाकाङ्क्षसन्दिग्धाक्रमपुनरुक्तसहचरभिन्नविरुद्धव्यङ्ग्य-**
**१० प्रसिद्धिविद्याविरुद्धत्यक्तपुनरात्तपरिवृत्तनियमानियमविशेषसामान्यविध्यनुवादत्वा न्यर्थस्य ॥७॥**

दोषा इति वर्तते । कष्टावगम्यत्वात्कष्टत्वमर्थस्य, यथा–

सदामध्ये यासाममृतरसनिष्पन्दसरसं
सरस्वत्युद्दामा वहति बहुमार्गा परिमलम् ।
१५ प्रसादं ता एता घनपरिचयाः केन महतां
महाकाव्यव्योम्नि स्फुरितरुचिरायान्तु रुचयः ॥३७०॥ [ ]

यासां कविरुचीनां प्रतिभारूपाणां प्रभाणां मध्ये बहुमार्गा सुकुमारविचित्रमध्यमात्मकत्रिमार्गा सरस्वती भारती परिमलं चमत्कारं वहति, ताः कविरुचयो महाकाव्यव्योम्नि सर्गबन्धलक्षणे परिचयमागताः । कथमभिनेयकाव्यवत्प्रसादं यान्तु । तथा यासामादित्यप्रभाणां मध्ये त्रिपगथा वहति, ता मेघपरिचिताः
२० कथं प्रसन्ना भवन्तीति संक्षेपार्थः ।

प्रकृतानुपयोगोऽपुष्टार्थत्वम् । यथा–

तमालश्यामलं क्षारमत्यच्छमतिफेनिलम् ।
फालेन लङ्घयामास हनूमानेष सागरम् ॥३७१॥

[ ]

२५ अत्र तामलश्यामलत्वादयोऽनुपादानेऽपि प्रकृतमर्थं न बाधन्त इत्यपुष्टाः । यथा वानुप्रासे–

भण तरुणि रमणमन्दिरमानन्दस्यन्दिसुन्दरेन्दुमुखि ।
यदि सल्लीलोल्लापिनि गच्छसि तत्किं त्वदीयं मे ॥३७२॥
अनणुरणन्मणिमेखलमविरतसिञ्जानमञ्जुमञ्जीरम् ।
परिसरणमरुणचरणे रणरणकमकारणं कुरुते ॥३७३॥

३० [रुद्रट २.२२-२३]

અહીં, अपकृष्टः એટલે छादित, अ-कार्योमां (= અકાર્યોમાંથી મિત્રને ખેંચી લીધો છે). મિત્ર; જેની પહેલાં अ - છે તે અકીર્તિ એમ વિરુદ્ધ પ્રતીતિ ક્યારેક ગુણરૂપ - જેમ કે,

તે વખતે અપ્રિય વચન કહીને અત્યંત પશ્ચાત્તાપ કરતો શિશુપાલ ઉત્કંઠિત થઈને, ક્રોધયુક્ત (એવો તે) તમારો સત્કાર (માન) કરવા ઇચ્છે છે. (૩૬૯)                                   [શિશુપાલ.-૧૬.૨]

અહીં, अनुशय એટલે પશ્ચાત્તાપ અને કોપ. अभिमनाः એટલે પ્રસન્ન મનવાળું તથા નિર્ભય ચિત્તનું. माननाम् એટલે પૂજા અને નિર્બહણ. અહીં, વિપરીત અર્થની કલ્પનાથી વિરુદ્ધત્વ હોવા છતાં સંધિગત અર્થ અને વિગ્રહગત અર્થ સ્ફુટ રીતે ભિન્ન કહેવાયો છે તે (દોષનું) ગુણત્વ છે.

હવે અર્થદોષો (નિરૂપે છે) -

**૯૧) કષ્ટ, અપુષ્ટ, અવ્યાહત, ગ્રામ્ય, અશ્લીલ, આકાંક્ષા, સંદિગ્ધ, અક્રમ, પુનરુકત, સહચરભિન્ન, વિરુદ્ધ વ્યંગ્ય, પ્રસિદ્ધિ વિરુદ્ધ, વિદ્યાવિરુદ્ધ, ત્યકતપુનરાત્ત, નિયમ તથા અનિયમની પરિવૃત્તિ, વિશેષ/સામાન્યની પરિવૃત્તિ, વિધિ/અનુવાદની પરિવૃત્તિ. (૭)**

''દોષો'' પદ અનુવર્તિત થાય છે.

મુશ્કેલીથી અવગમન થતું હોવાથી એ અર્થનો કષ્ટત્વ દોષ છે. જેમ કે,

જેમાં, હંમેશાં અમૃત (અથવા પાણી) ઝરતી, સુંદર (શૃંગારાદિ) રસોવાળી (અથવા મધુર સ્વાદવાળી), ઉદ્દામ એટલે કે પ્રૌઢ (અથવા ઊછળતી), (સુકુમાર વગેરે) બહુ માર્ગોવાળી (અથવા અનેક માર્ગે વહેતી) આ સરસ્વતી (અથવા નદી) ચમત્કાર (અથવા સુગંધ) સર્જે છે (અથવા વહન કરે છે), તે આ મહાકવિઓને (અથવા આદિત્યોને) અત્યંત પરિચિત (અથવા મેઘયુક્ત હોઈને), મધુરસનું નિરૂપણ કરતી કવિરુચિ (અથવા પ્રભા) આકાશ જેવા વિશાળ મહાકાવ્યમાં કેવી રીતે પ્રસાદ (ગુણ) (અથવા સ્વચ્છતા) ને પામે ? (અથવા ધારણ કરે ?) (૩૭૦)                                   [                    ]

જે કવિરુચિઓ અર્થાત્ પ્રતિભારૂપ કાંતિમાં અનેક માર્ગોવાળી એટલે કે સુકુમાર, વિચિત્ર અને મધ્યમ એ ત્રણ માર્ગવાળી સરસ્વતી-ભારતી, પરિમલ એટલે કે ચમત્કાર સર્જે છે, કે તે કવિરુચિઓ મહાકાવ્યરૂપી આકાશમાં સર્ગબંધ વગેરે (લક્ષણવાળા મહાકાવ્ય)ને વિષે પરિચયમાં આવી છે. અભિનેય કાવ્યની જેમ (તે) કેવી રીતે પ્રસાદને પામે ? તથા જે સૂર્યપ્રભામાં ગંગા વહે છે તે મેઘથી યુક્ત હોતાં કેવી રીતે સ્વચ્છ બને ? તે સંક્ષેપમાં અર્થ કહેવાયો છે.

પ્રસ્તુતને ઉપયોગી ન હોય તે અપુષ્ટાર્થત્વ છે. જેમ કે,

તમાલ જેવા શ્યામ, અત્યંત સ્વચ્છ, ખૂબ ફીણવાળા સાગરને આ હનુમાન કૂદકાથી ઓળંગી ગયા. (૩૭૧)

[                    ]

અહીં, તમાલ જેવી શ્યામલતા વગેરેનો ઉલ્લેખ ન કરાય (તો પણ) તે પ્રસ્તુત અર્થને બાધિત કરતા નથી તેથી અપુષ્ટ છે. અથવા જેમ કે, અનુપ્રાસમાં -

હે આનંદ ઝરતા સુંદર ચંદ્રસમા મુખવાળી, લીલાપૂર્વક વાતચીત કરનારી, રાતા ચરણવાળી, તરુણી ! મણિમેખલાને રણકાવતી, સતત ઝાંઝરનો મધુર ઝણકાર કરતી તું જો પ્રિયતમને ત્યાં જાય છે તો મને કહે કે, તારું પરિસરણ શા માટે મને વિના કારણે ઉત્કંઠિત કરે છે ? (૩૭૨-૩૭૩)          [રુદ્રટ-૨.૨૨-૨૩]

अत्र वर्णसावर्ण्यमात्रं न पुनर्वाच्यवैचित्र्यकणिका काचिदस्तीत्यपुष्टार्थत्वम् । पूर्वापरव्याघातो व्याहतत्वम् यथा–

जहि शत्रुकूलं कृत्स्नं जय विश्वंभरामिमाम् ।
न च ते कोऽपि विद्वेष्टा सर्वभूतानु'कम्पिनः' ॥३७४॥

[काव्यादर्श ३.१४२]

५

अत्र शत्रुवधोऽविद्वेष्यभावेन व्याहतः ।

अवैदग्ध्यं ग्राम्यत्वं यथा–

स्वपिति यावदयं निकटो जनः स्वपिमि तावदहं किमपैति ते ।
इति निगद्य शनैरनुमेखलं मम करं स्वकरेण रुरोध सा ॥३७५॥

१० [ ]

व्रीडादिव्यञ्जकत्वमश्लीलत्वं यथा–

हन्तुमेव प्रवृत्तस्य स्तब्धस्य विवरैषिणः ।
यथाशु जायते पातो न तथा पुनरुन्नतिः ॥३७६॥

[भामह १.५१]

१५ एतद्वाक्यं खलेषु प्रयुज्यमानं सेपसि प्रतीतिं जनयति । इहान्वयव्यतिरेकाभ्यामर्थस्यैवाश्लीलत्वं पूर्वत्र तु पदवाक्ययोरिति विवेकः ।

साकाङ्क्षत्वम्, यथा–

अर्थित्वे प्रकटीकृतेऽपि न फलप्राप्तिः प्रभोः प्रत्युत
द्रुह्यन् दाशरथिर्विरुद्धचरितो युक्तस्तया कन्यया ।
२० उत्कर्षं च परस्य मानयशसोर्विस्रंसनं चात्मनः
स्त्रीरत्नं च जगत्पतिर्दशमुखो देवः कथं मृष्यते ॥३७७॥

[महावीरचरित २.९]

अत्र स्त्रीरत्नमुपेक्षितुमित्याकाङ्क्षति । न हि परस्येत्यनेन संबन्धो योग्यः । यथा च-

गृहीतं येनासीः परिभवभयान्नोचितमपि
२५ प्रभावाद्यस्याभून्न खलु तव कश्चिन्न विषयः ।
परित्यक्तं तेन त्वमसि सुतशोकान्न तु भयाद्
विमोक्ष्ये शस्त्र त्वामहमपि यतः स्वस्ति भवते ॥३७८॥

[वेणी० ३.१९]

અહીં વર્ણગત સાવર્ણ્યમાત્ર છે પરંતુ વાચ્યવૈચિત્ર્યનો કણ પણ નથી તેથી અપુષ્ટાર્થત્વ છે.

પૂર્વ અને અપરનો વ્યાઘાત તે છે વ્યાહતત્વ. જેમ કે,

સમગ્ર શત્રુકુળને હણી નાખ. આ પૃથ્વીને જીતી લે. બધા પ્રાણીઓને કંપાવનાર એવા તારો કોઈપણ શત્રુ નથી. (૩૭૪) [કાવ્યાદર્શ-૩.૧૩૨]

અહીં શત્રુનો વધ વિદ્વેષીના અભાવને લીધે વ્યાહત થાય છે. (અર્થાત્ વિદ્વેષી ન હોય તો શત્રુવધ શેનો ? એટલે પહેલા અને ત્રીજા ચરણ વચ્ચે વિરોધ છે.)

અવિદગ્ધતા તે છે ગ્રામ્યત્વ. જેમ કે,

જ્યાં સુધી આ પાસે રહેલો માણસ સૂતો છે ત્યાં સુધી હું (તારી પાસે) સૂઈ જાઉં છું તેમાં તારું શું જાય છે ? એમ કહીને તેણે કંદોરા નીચે રહેલ મારા હાથને પોતાના હાથથી અટકાવ્યો. (૩૭૫) [ ]

વ્રીડા વગેરેના વ્યંજક હોવું તે છે અશ્લીલત્વ. જેમ કે,

આઘાત કરવાને માટે જ તૈયાર થયેલા, સ્તબ્ધ થયેલા અને છિદ્રને શોધનારનું પતન જેટલું જલ્દી થાય છે તેટલી (જલ્દી) ફરી ઉન્નતિ નહીં. (૩૭૬) [ભામહ-૧.૫૧]

દુર્જનને વિષે પ્રયોજાયેલું આ વાક્ય લિંગવિષયક પ્રતીતિ જન્માવે છે. અહીં, અન્વય વ્યતિરેક દ્વારા અર્થનું જ અશ્લીલત્વ છે. આગળ(નાં ઉદા.માં) પદ અને વાક્યનું (અશ્લીલત્વ કહેવાયું છે) એટલો તફાવત છે.

સાકાંક્ષત્વ – જેમ કે,

યાચકતા બતાવવા છતાં સ્વામીને ફળ ન મળ્યું. ઊલટાનું દ્રોહ કરનાર અને વિરુદ્ધ ચરિત્રવાળા દશરથપુત્ર તે કન્યા સાથે જોડાયા. પારકાનાં માન અને યશનો ઉત્કર્ષ તથા પોતાનાં (માન-યશ)નું પતન અને સ્ત્રીરત્ન (પણ પારકાનું થયું) તે જગત્પત્તિ દશમુખ રાવણ શી રીતે સહન કરે ? (૩૭૭) [મહાવીરચરિત-૨.૯]

અહીં ''સ્ત્રીરત્ન (એ શબ્દ પોતાની) (પછી) ''ઉપેક્ષા કરવા માટે'' એવી આકાંક્ષા રાખે, કેમ કે, परस्य ની સાથે સંબંધ યોગ્ય નથી. અને જેમ કે,

હે શસ્ત્ર, અનુચિત હોવા છતાં, તિરસ્કારના ભયથી જેણે તને ધારણ કર્યું હતું, જેના પ્રભાવથી કોઈ જ તારો વિષય નહોતું તેમ નહીં. તેમના વડે ભયથી નહીં પણ પુત્રના શોકને લીધે તું ત્યજી દેવાયું છે. હું પણ તને મુક્ત કરું છું, જેથી તારું કલ્યાણ હજો. (૩૭૮) [વેણીસંહાર-૩.૧૯]

यत इति तत इत्यत्रार्थे । अत्र शस्त्रमोचनं हेतुमाकाङ्क्षति । यत्र त्वाकाङ्क्षा नास्ति तत्र न दोषः । यथा–

चन्द्रं गता पद्मगुणान्न भुङ्क्ते पद्माश्रिता चान्द्रमसीमभिख्याम् ।
उमामुखं तु प्रतिपद्य लोला द्विसंश्रयां प्रीतिमवाप लक्ष्मीः ॥३७९॥

[कुमार० १.४३]

५ अत्र रात्रौ पद्मस्य संकोचो, दिवा चन्द्रमसश्च निष्प्रभत्वं लोकप्रसिद्धमिति 'न भुङ्क्ते' इति हेतुं नापेक्षते ।

संशयहेतुत्वं सन्दिग्धत्वं यथा–

मात्सर्यमुत्सार्य विचार्य कार्यमार्याः समर्यादमुदाहरन्तु ।
रम्या नितम्बाः किमु भूधराणामुत स्मरस्मेरविलासिनीनाम् ॥३८०॥

[भर्तृहरि : शृङ्गार० ३६]

१० अत्र प्रकरणाद्यभावे सन्देहः । शान्तशृङ्गारयोरन्यतराभिधाने तु निश्चयः ।

प्रधानस्यार्थस्य पूर्वं निर्देशः क्रमस्तदभावोऽक्रमत्वम् । यथा–

'तुरगमथवा मातङ्गं मे प्रयच्छ मदालसम्' ॥३८१॥

अत्र मातङ्गस्य प्राग् निर्देशो न्याय्यः । यदा तूदारसत्त्वो गुर्वादिर्बलाद् ग्राह्यमाणस्तुरगमित्यादि वक्ति तदा न दोषः ।

१५ क्रमानुष्ठानाभावो वाक्रमत्वम् । यथा–

काराविऊण खउरं गामउडो मज्जिऊण जिमिऊण ।
नक्खत्तं तिहिवारे जोइसिअं पुच्छिउं चलिओ ॥३८२॥

[ ]

क्वचिदतिशयोक्तौ गुणः यथा–

२० पश्चात्पर्यस्य किरणानुदीर्णं चन्द्रमण्डलम् ।
प्रागेव हरिणाक्षीणामुदीर्णो रागसागरः ॥३८३॥

[काव्यादर्श २.२८]

यत्तूद्देशिनामनूद्देशिनां च क्रमभ्रंशोऽक्रमत्वम् । यथा–

'कीर्तिप्रतापौ भवतः सूर्याचन्द्रमसोः समौ' ॥३८४॥ इति ।

२५ तत्र पदरचना विपरीतेति भग्नप्रक्रमत्वलक्षणो वाक्यस्यैव दोषो न वाक्यार्थस्येति ।

द्विरभिधानं पुनरुक्तम्, यथा–

प्रसाधितस्याथ मधुद्विषोऽभूदन्यैव लक्ष्मीरीति युक्तमेतत् ।
वपुष्यशेषेऽखिललोककान्ता सानन्यकाम्या ह्युरसीतरा तु ॥३८५॥

[शिशुपाल० ३.१२]

यतः એ ततः ના અર્થમાં છે. અહીં શસ્ત્ર છોડવાની ક્રિયા હેતુની આકાંક્ષા રાખે છે.

જ્યાં આકાંક્ષા નથી ત્યાં દોષ (બનતો) નથી. જેમ કે,

ચંચળ લક્ષ્મી (= શોભા) ચંદ્ર પાસે ગઈ તો પદ્મના ગુણને ભોગવી શકી નહીં અને પદ્મને આશ્રયે રહેલી તે ચન્દ્રની શોભાને (પામતી નથી) પરંતુ ઉમાના મુખને પામીને ચંચળ એવી તે બંનેમાં રહેવાની પ્રસન્નતા પામી. (૩૭૯) [કુમારસંભવ-૧.૪૩]

અહીં, રાત્રે પદ્મનું બિડાઈ જવું અને દિવસે ચંદ્રમાનું કાંતિહીન હોવું લોકપ્રસિદ્ધ છે, જે ''न भुङ्क्ते'' એ (પદ) હેતુની અપેક્ષા રાખતું નથી. સંશયના હેતુ હોવું, તે છે સંદિગ્ધત્વ. જેમ કે,

હે આર્યો, માત્સર્ય છોડી દઈને, વિચાર કરીને મર્યાદાપૂર્વક કહો કે શું કરવા યોગ્ય છે ? – પર્વતોના નિતંબ (અર્થાત્ મધ્યભાગ; ઢાળ) કે કામથી હસતી વિલાસિની સ્ત્રીઓના નિતંબ સેવવા યોગ્ય છે ? (૩૮૦)

[ભર્તૃહરિ : શૃંગારશતક-૩૬]

અહીં પ્રકરણ વગેરેનો અભાવ હોતાં, સંદેહ રહે છે. શાંત અને શૃંગાર પૈકી એકનું કથન થાય તો નિશ્ચય સંભવે.

મુખ્ય અર્થનો પહેલાં નિર્દેશ તે ક્રમ (અને) તેનો અભાવ તે અક્રમત્વ (દોષ છે) જેમ કે,

મદથી આળસવાળો ઘોડો અથવા હાથી અને આપ. (૩૮૧)

અહીં, માતંગનો પહેલાં નિર્દેશ ઉચિત છે. પરંતુ જ્યારે ઉદાર તત્ત્વવાળા ગુરુ (વડીલ)જન બળથી પકડાયેલા (અર્થાત્ તેમને આગ્રહથી કંઈક માગવાનું કહેવામાં આવે છે ત્યારે) ''तुरगम्'' વગેરે બોલે છે, ત્યારે દોષ નથી.

અથવા, ક્રમની જાળવણીનો અભાવ તે અક્રમત્વ; જેમ કે,

ક્ષૌરકર્મ, કરાવીને ગામનો મુખી સ્નાન કરીને, જમીને જ્યોતિષીને નક્ષત્ર, તિથિ, વાર (વગેરે) પૂછવા ચાલ્યો. (૩૮૨) [ ]

ક્યારેક અતિશયોક્તિમાં (તે) ગુણરૂપ (બને છે) જેમ કે,

પોતાનાં કિરણો ચારેબાજુ ફેલાવીને ચંદ્રમંડલ તો પાછળથી ઉદિત થયું, પણ મૃગનયનની રમણીઓનો અનુરાગ-સાગર પહેલાં ઊછળવા લાગ્યો. (૩૮૩) [કાવ્યાદર્શ-૨.૨૮૪]

ઉદ્દિષ્ટ અને અનુદ્દિષ્ટના ક્રમનો ભંગ તે પણ અક્રમત્વ છે. જેમ કે, આપનાં કીર્તિ અને પ્રતાપ સૂર્ય અને ચંદ્ર સમા છે. (૩૮૪) [ ]

તેમાં પદરચના વિપરીત છે તેથી ભગ્નપ્રક્રમત્વ નામે વાક્યનો દોષ છે, વાક્યાર્થનો નહીં.

બે વાર કથન તે પુનરુક્ત જેમ કે,

(વિવિધ અલંકારોથી) વિભૂષિત આ (કૃષ્ણ)ની લક્ષ્મી (= પત્ની/શોભા) જુદી જ થઈ તે યોગ્ય જ હતું. કેમ કે, (આ શોભા) આખા શરીરમાં હતી અને સકળ લોકને પ્રિય હતી. (અને) બીજા વડે તે કામ્ય નથી તથા છાતીમાં (રહેલી) (શોભા/પત્ની, લક્ષ્મી) તે બીજી (જ) છે. (૩૮૫) [શિશુપાલ.-૩.૧૨]

इत्युक्त्वैकार्थमेवाह–

कपाटविस्तीर्णरमनोरमोरःस्थलस्थितश्रीललनस्य तस्य ।
आनन्दिताशेषजना बभूव सर्वाङ्गसङ्गिन्यपरैव लक्ष्मीः ॥३८६॥

[शिशुपाल० ३.१३]

५ यथा वा–

'अश्वीयसंहतिभिरुद्धतमुद्धराभिः' ॥३८७॥

[ ]

अत्राश्वीयेति समूहार्थायाः प्रकृतेः संहतेश्च पौनरुक्त्यम् । तथा–

छायामपास्य महतीमपि वर्तमानामागामिनीं जगृहिरे जनतास्तरूणाम् ॥३८८॥

१० [शिशुपाल० ५.१४]

अत्र जनता इति तद्धितार्थस्य बहुवचनार्थस्य । तथा–

'पायात् स शीतकिरणाभरणो भवो वः' ॥३८९॥

अत्र विशेषणाद्विशेष्यप्रतिपत्तौ भव इत्यस्य । यत्र तु विशेषणान्न विशेष्यमात्रस्य प्रतीतिरपि तु तद्विशेषस्य । तत्र पौनरुक्त्यमेव नास्ति ।

१५ यथा-

तव प्रसादात् कुसुमायुधोऽपि सहायमेकं मधुमेव लब्ध्वा ।
कुर्यां हरस्यापि पिनाकपाणेर्धैर्यच्युतिं किं मम धन्विनोऽन्ये ॥३९०॥

[कुमार० ३.१०]

अत्र हरशब्दस्य । अथ यथात्र कुसुमायुधोऽपीत्यस्माद्विशेष्योपादानमन्तरेणाप्युभयार्थप्रतिपत्तिस्तद्वदत्रापि

२० भविष्यति । नैवम् । सप्तम्युत्तमनिर्देशेनैवास्मदर्थस्य विशेष्यस्य प्रतिपादितत्वात् । एवं धनुर्ज्यादिपदेष्वपि विशेषप्रतिपत्तौ न पौनरुक्त्यम् । यदाह–

(२८) 'धनुर्ज्याशब्दे धनुःश्रुतिरारुढेः प्रतिपत्त्यै' ( ) इत्यादि । यथा–

'धनुर्ज्याकिणचिह्नेन दोष्णा विस्फुरितं तव' ॥३९१॥

अत्र धनुःशब्दादारूढेः प्रतिपत्तिः ।

२५ दोलाविलासेषु विलासिनीनां कर्णावतंसाः कलयन्ति कम्पम् ॥३९२॥

[ ]

'लीलाचलच्छ्रवणकुण्डलमापतन्ति' ॥३९३॥

[ ]

આમ કહીને એકાર્થને જ કહે છે - (જેમ કે),

કમાડ જેવી પહોળી ને મનોહર છાતી ઉપર રહેલ લક્ષ્મીરૂપી લલનાવાળા તે (વિષ્ણુ)ના સંપૂર્ણ શરીરમાં રહેલ તથા બધા લોકોને આનંદિત કરવાવાળી લક્ષ્મી (શોભા/પ્રિયા) બીજી જ બની. (૩૮૬)

[શિશુપાલવધ-૩.૧૩]

અથવા જેમ કે,

ઉદ્દામ એવા અશ્વોના સમૂહ વડે ઉદ્ધૂત... (૩૮૭) [ ]

અહીં, अश्वीय (= અશ્વોની હારમાળા)માં સમૂહાર્થક પ્રકૃતિ અને સંહતિનું પૌનરુક્ત્ય છે. (= 'અશ્વીય' એટલે જ અશ્વોનો સમૂહ. પછી 'સંહતિ' પદ પુનરુક્તિરૂપ જ બની જાય છે.)

તથા,

મોટી ઉપસ્થિત છાયાને પણ છોડીને, આવનારી તરુઓની (છાયાને) જનતાએ ગ્રહી - (૩૮૮)

[શિશુપાલવધ-૫.૧૪]

અહીં, जनता એ તદ્ધિતાર્થના બહુવચનગત અર્થની પુનરુક્તિ છે. (અર્થાત્ 'जनताः'નું બહુવચન નિરર્થક છે કેમ કે, 'જનતા' એટલે જ ઘણા માણસો.

તથા

શીતળ કિરણોવાળા (ચન્દ્ર) જેનું આભૂષણ છે તેવા તે શિવ તમારું રક્ષણ કરો. (૩૮૯)

અહીં વિશેષણ દ્વારા વિશેષ્યની પ્રતિપત્તિમાં भव ની (પુનરુક્તિ છે). (અર્થાત્ 'શીતકિરણાભરણ'નો અર્થ જ 'શિવ' છે. તેથી 'ભવ' નિરર્થક છે). પરંતુ જ્યાં વિશેષણ વડે કેવળ વિશેષ્યની (જ) નહીં પણ તેના વિશેષની પ્રતીતિ થાય છે તેમાં પૌનરુક્ત્ય નથી. જેમ કે,

તમારી કૃપાથી કામદેવ પણ એક જ સહાયક એવા વસંતને મેળવીને પિનાક ધારણ કરનારા શંકરના પણ ધૈર્યને ચ્યુત કરે તો બીજા ધનુર્ધારીઓ મારી આગળ કોણ ? (૩૯૦) [કુમારસંભવ-૩.૧૦]

અહીં हर શબ્દની (પુનરુક્તિ દોષરૂપ નથી). હવે જેમ અહીં कुसुमायुधोऽपि એમાં વિશેષ્યના ઉલ્લેખ સિવાય પણ બંને અર્થની પ્રતીતિ થાય છે તેમ અહીં પણ થશે, તેમ નથી, કેમ કે, सप्तमीमां (अस्पद्युत्तमः १/४/१०७ સૂત્રમાંની સપ્તમીમાં 'स्थानिन्यपि'નું અનુવર્તન થાય છે; તેથી) ઉત્તમ (પુરુષના) નિર્દેશ દ્વારા જ अस्मद् અર્થના વિશેષ્યનું પ્રતિપાદન થઈ ગયું છે. એ રીતે, धनुर्ज्या વગેરે પદોમાં પણ વિશેષની પ્રતિપતિ થવા છતાં પૌનરુક્ત્ય નથી.

જે કહ્યું છે કે -

(૨૮) धनुर्ज्या શબ્દમાં, धनुः શબ્દનું શ્રવણ ચઢાવેલી (પણછ)ની પ્રતિપત્તિ માટે છે. જેમ કે,

ધનુષ્યની પણછ (ઘસાવાથી થયેલા) ચિહ્નવાળા તમારા હાથ વડે પ્રવૃત્તિ થઈ. (૩૯૧)

અહીં धनुः શબ્દથી ચઢાવેલી (પણછ)ની પ્રતિપત્તિ થાય છે. વિલાસિનીઓના હીંચકાના વિલાસમાં કર્ણના આભૂષણ કંપ સૂચવે છે. (૩૯૨) [ ]

લીલાથી હાલતું કાનનું કુંડળ ઉપર આવી પડે છે. (૩૯૩) [ ]

अपूर्वमधुरामोदप्रमोदितदिशस्ततः ।
आययुर्भृङ्गमुखराः शिरःशेखरशालिनः ॥३९४॥ [ ]

एषु कर्णश्रवणशिरःशब्देभ्यः सन्निधानस्य प्रतिपत्तिः ।

प्राणेश्वरपरिष्वङ्ग-विभ्रमप्रतिपत्तिभिः ।
५ मुक्ताहारेण लसता हसतीव स्तनद्वयम् ॥३९५॥ [ ]

अत्र मुक्ताशब्दाच्छुद्धिप्रतीतिः ।

प्रायशः पुष्पमालेव कन्यका कं न लोभयेत् ॥३९६॥ [ ]

अत्र पुष्पशब्दादुत्कर्षप्रतीतिः ।

'त्यज करिकलभ प्रेमबन्धं करिण्याः' ॥३९७॥ [ ]

१० अत्र करिशब्दात्ताद्रूप्यावगतिः । यत्र तु न विशेषप्रतिपत्तिर्यथा–

'ज्याबन्धनिष्पन्दभुजेन यस्य' ॥३९८॥ [रघु० ६.४०] इति ।

'अदादिन्द्राय कुण्डले' ॥३९९॥ [ ] इति ।

'पाण्ड्योऽयमंसार्पितलम्बहारः' ॥४००॥ [ रघु० ६.६० ] इति ।

'मालाकार इवारामः' ॥४०१॥ इति

१५ 'लब्धेषु वर्त्मसु सुखं कलभाः प्रयान्ति ॥४०२॥ [ ] इति च

तत्र केवला एव ज्यादिशब्दाः, । न च नितम्बकाञ्चुष्ट्रकरभादिषु तथा प्रसङ्गः । तेषां कविभिरप्रयुक्तत्वात् ।

(२९) संकेतव्यवहाराभ्यां हि शब्दार्थनिश्चयः [ ] इति ।

क्वचिद् गुणो यथा–

२० प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किं
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।
संप्रीणिताः प्रणयिनो विभवैस्ततः किं
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥४०३॥

[भर्तृहरि : वैराग्य० ६७]

२५ अत्र हि निर्वेदपारवश्येन वक्तुरियमुक्तिः प्रत्युत शान्तरसपोषाय यदाह–

(३०) वक्ता हर्षभयादिभिराक्षिप्तमनास्तथा स्तुवन्निन्दन् ।
यत्पदमसकृद्ब्रूते तत्पुनरुक्तं न दोषाय ॥इति ।

[रुद्रट ६.२९]

અપૂર્વ સુગંધથી આનંદિત દિશાઓવાળા, ભમરાઓથી અવાજવાળા, મસ્તક ઉપરની માળાથી શોભતા (લોકો) આવી ગયા. (૩૯૪) [ ]

આ (ઉદાહરણો)માં कर्ण, श्रवण અને शिरः શબ્દો વડે નજદીકીની પ્રતીતિ થાય છે.

પ્રાણેશ્વરના આશ્લેષના વિભ્રમની પ્રતીતિથી જાણે કે ચમકતા મુક્તાહારથી સ્તનદ્રય હસે છે. (૩૯૫)

અહીં मुक्ता શબ્દથી (મોતીની) શુદ્ધતાની પ્રતીતિ થાય છે.

મોટેભાગે પુષ્પમાલા સમી કન્યા કોને ન લોભાવે ? (૩૯૬) [ ]

અહીં पुष्प શબ્દથી ઉત્કર્ષની પ્રતીતિ થાય છે.

હે મદનિયા, હાથિણીનો પ્રેમભાવ છોડ. (૩૯૭) [ ]

અહીં 'करि' શબ્દથી તદ્રૂપતતાની પ્રતિપત્તિ થાય છે. જ્યાં વિશેષ પ્રતિપત્તિ ન હોય. જેમ કે,

જેના પણછના બંધથી સ્થિર હાથ વડે... (૩૯૮) [રઘુવંશ-૬.૪૦]

ઇન્દ્રને બે કુંડળો આપ્યાં. (૩૯૯)

ખભા ઉપર અર્પિત હારવાળો આ પાંડ્ય છે. (૪૦૦) [રઘુવંશ-૬.૬૦]

માળી જેવો બગીચો. (૪૦૧) [ ]

અને,

પ્રાપ્ત થયેલા માર્ગોમાં હાથીનાં બચ્ચાં સુખે જાય છે. (૪૦૨) [ ]

તેમાં જ્યા વગેરે શબ્દો જ (દોષમુક્ત છે). नितम्ब, काञ्ची, उष्ट्र, करभ વગેરેમાં તેમ નથી, કેમ કે, કવિઓ વડે તે પ્રયુક્ત થયા નથી.

(૨૯) સંકેત અને વ્યવહાર દ્વારા જ શબ્દનો અર્થ નિશ્ચિત થાય છે.

ક્યારેક ગુણરૂપ - જેમ કે,

બધી કામના પૂર્ણ કરનાર સંપત્તિ પ્રાપ્ત કરી, તેથી શું ? દુશ્મનોના મસ્તક ઉપર પગ મૂક્યો તેથી શું ? પ્રિયજનોને વૈભવથી ખુશ કર્યા તેથી શું ? દેહધારીઓના દેહથી કલ્પ સુધી ટકી રહેવાયું તેથી શું ? (૪૦૩)

[ભર્તૃહરિ : વૈરાગ્ય-૬૭]

અહીં, બોલનારની ઉક્તિ નિર્વેદથી થતી પરવશતાથી (થઈ છે, જે) ઊલટાનું શાંતરસના પરિતોષ માટે છે. જેમ કે, કહ્યું છે કે -

(૩૦) હર્ષ, ભય વગેરેથી આક્ષિપ્ત ચિત્તયુક્ત વક્તા તે રીતે સ્તુતિ કરતાં કે નિંદા કરતાં, જે પદ એક કરતાં વધુ વાર ઉચ્ચારે તે પુનરુક્ત (પદ) દોષરૂપ નથી. [રુદ્રટ-૬.૨૯]

उचितसहचारिभेदो भिन्नसहचरत्वम्, यथा–

श्रुतेन बुद्धिर्व्यसनेन मूर्खता मदेन नारी सलिलेन निम्नगा ।
निशा शशाङ्केन धृतिः समाधिना नयेन चालङ्क्रियते नरेन्द्रता ॥४०४॥

[ ]

५ अत्र श्रुतबुद्ध्यादिभिरुत्कृष्टैः सहचरैर्व्यसनमूर्खतयोर्निकृष्टयोर्भिन्नत्वम् ।

विरुद्धं व्यङ्ग्यं यस्य तद्भावो विरुद्धव्यङ्ग्यत्वम्, यथा–

लग्नं रागावृताङ्ग्या(पृ. १४४) ॥४०५॥ [सुभाषितावलौ २५१५, हर्षदत्तस्य] इति

अत्र विदितं तेऽस्त्वित्यनेन श्रीस्तस्मादपसरतीति विरुद्धं व्यज्यते ।

प्रसिद्ध्या विद्याभिश्च विरुद्धत्वम् । तत्र प्रसिद्धिविरुद्धत्वं यथा–

१० इदं ते केनोक्तं कथय कमलातङ्कवदने
यदेतस्मिन् हेम्नः कटकमिति धत्से खलु धियम् ।
इदं तद्दुःसाध्यक्रमणपरमास्त्रं स्मृतिभुवा
तव प्रीत्या चक्रं करकमलमूले विनिहितम् ॥४०६॥

[ ]

१५ अत्र कामस्य चक्रं लोकेऽप्रसिद्धम् ।

उपपरिसरं गोदावर्याः परित्यजताध्वगाः
सरणिमपरो मार्गस्तावद्भवद्भिरिहेक्ष्यताम् ।
इह हि विहितो रक्ताशोकः कयापि हताशया
चरणनलिनन्यासोदञ्चन्नवाङ्कुरकञ्चुकः ॥४०७॥

२० [भट्टेन्दुराजस्य]

इति । अत्र पादाघातेनाशोकस्य पुष्पोद्गम एव कविषु प्रसिद्धो नाङ्कुरोद्गमः । यथा वानुप्रासे–

चक्री चक्रारपङ्क्तिं हरिरपि च हरीन् धूर्जटिर्धूर्ध्वजान्ता-
नक्षं नक्षत्रनाथोऽरुणमपि वरुणः कूबराग्रं कुबेरः ।
रंहः सङ्घः सुराणां जगदुपकृतये नित्ययुक्तस्य यस्य
२५ स्तौति प्रीतिप्रसन्नोऽन्वहमहिमरुचेः सोऽवतात्स्यन्दनो वः ॥४०८॥

[सूर्यशतक ७१]

अत्र कर्तृकर्मप्रतिनियमेन स्तुतिरनुप्रासानुरोधेनैव कृता न पुराणादिषु तथा प्रतीता । कदाचिच्च-क्रिणश्चक्रारप्रियत्वं संभाव्येताप्युत्तराणि तु न तथा संगच्छन्त इति प्रसिद्धिविरोधः ।

ઉચિત સહચારીથી ભિન્ન તે ભિન્ન સહચરત્વ છે. જેમ કે, જ્ઞાનથી બુદ્ધિ, વ્યસનથી મૂર્ખતા, મદથી નારી, પાણીથી નદી, ચંદ્રથી નિશા, સમાધિથી ધૃતિ અથવા નીતિથી રાજાપણું અલંકૃત બને છે. (૪૦૪)

અહીં, શ્રુતિ, બુદ્ધિ વગેરે ઉત્કૃષ્ટ સહચરોથી એ વ્યસન અને મૂર્ખતા બંને નિકૃષ્ટ હોવાથી ભિન્નત્વ છે. (= શ્રુત, વ. જેવી સારી વિગતોના ઉલ્લેખ સાથે વ્યસન, મૂર્ખતા વ. જેવી ખરાબ વિગતો ગણાવાઈ છે.)

જેવું વ્યંગ્ય વિરુદ્ધ છે, તેનો ભાવ – તે છે, વિરુદ્ધ વ્યંગ્યત્વ જેમ કે,

लग्नं रागावृताङ्ग्याः વગેરે (પૃ. ૧૪૪) (૪૦૫)     [સુભાષિતાવલિમાં–૨૫૧૫, હર્ષદત્તનું (પદ્ય)]

અહીં તમને વિદિત હો, તે દ્વારા "લક્ષ્મી તેમની પાસેથી દૂર થાય છે" તે વિરુદ્ધ (વિગત) વ્યંજિત થાય છે.

પ્રસિદ્ધિથી અને વિદ્યા દ્વારા વિરુદ્ધત્વ (હોય) તેમાં પ્રસિદ્ધિવિરુદ્ધત્વ (દોષ છે) જેમ કે,

હે કમળને માટે દુઃખદાયી (= ચંદ્ર જેવા) વદનવાળી (= ચંદ્રમુખી) ! મને કહે – તને આ કોણે કહ્યું ? જે આને તું સોનાનું કડું છે એમ ધારે છે તે ખરેખર આ મુશ્કેલીથી આક્રમણ કરી શકાય તેવા પરમ અસ્ત્રરૂપ ચક્રને કામદેવે પ્રેમથી તારા હાથરૂપી કમળમાં મૂક્યું છે. (૪૦૬)

અહીં, કામનું ચક્ર લોકમાં અપ્રસિદ્ધ છે.

હે પથિકો, ગોદાવરીના કાંઠા પાસેનો માર્ગ છોડી દો. બીજો માર્ગ તમારે અહીં જોવો જોઈએ, કારણ કે, અહીં કોઈક હતાશ થયેલી (સ્ત્રી) એ રક્તાશોકને ચરણરૂપી કમળ મૂકવાથી ઊગેલા નવા અંકુરરૂપી કવચવાળો બનાવી દીધો છે. (૪૦૭)                                     [ભટ્ટ ઇન્દુરાજનું (પદ્ય)]

અહીં પાદના પ્રહારથી અશોકનાં પુષ્પ ખીલવાં તે જ કવિઓમાં પ્રસિદ્ધ છે, તેના અંકુરોનો ઉદ્ગમ નહીં. અથવા જેમ કે, અનુપ્રાસમાં –

દરરોજ પ્રીતિથી પ્રસન્ન થયેલા વિષ્ણુ (જેના) પૈડાના આરાને (સ્તવે છે), ઇન્દ્ર ઘોડાઓને (સ્તવે છે), શિવ (જેના) ધૂંસરી ઉપરની ધજાને (સ્તવે છે), ચંદ્ર (જેની) ધરીને (સ્તવે છે), વરુણ (જેના સારથિ) અરુણને પણ (સ્તવે છે), કુબેર (જેના) સોટાના આગળના ભાગને (સ્તવે છે), દેવોનો સમૂહ (જેના) વેગને (સ્તવે છે) તે જગતના ઉપકારને વિષે હંમેશાં જોડાયેલ સૂર્યનો તે રથ તમારું કલ્યાણ કરે. (૪૦૮)

[સૂર્યશતક–૭૧]

અહીં, કર્તા–કર્મના પ્રતિનિયમથી સ્તુતિ અનુપ્રાસના અનુરોધથી જ કરાઈ છે તે(વી) પુરાણ વગેરેમાં પ્રતીત થતી નથી. ક્યારેક વિષ્ણુની પૈડાના આરા માટેની પ્રીતિ સંભવે છે પણ પાછળની વિગતો બંધબેસતી નથી તેથી 'પ્રતીતિવિરોધ' થયો.

यथा वा उपमायाम्–

ग्रथ्नामि काव्यशशिनं विततार्थरश्मिम् ॥४०९॥

[ ]

अत्र काव्यस्य शशिना, अर्थानां च रश्मिभिः साधर्म्यं न प्रसिद्धम् । तथा–

५ चकास्ति वदनस्यान्तः स्मितच्छाया विकासिनः ।
उन्निद्रस्यारविन्दस्य मध्यगा चन्द्रिका यथा ॥४१०॥

[ ]

अत्र मध्यगतचन्द्रिकयारविन्दस्योन्निद्रत्वमसंभवीति प्रसिद्धिविरुद्धत्वम् ।

कलाचतुर्वर्गशास्त्राणि विद्या । कलाश्च गीतनृत्तचित्रकर्मादिकाः ।

१० तत्र गीतविरुद्धत्वं यथा–

श्रुतिसमधिकमुच्चैः पञ्चमं पीडयन्तः
सततमृषभहीनं भिन्नकीकृत्य षड्जम् ।
प्रणिजगदुरकाकुश्रावकस्निग्धकण्ठाः
परिणतिमिति रात्रेर्मागधा माधवाय ॥४११॥

१५ [शिशुपाल० ११.१]

श्रुतिसमधिकमिति श्रुत्या समधिकं पञ्चश्रुतिकमित्यर्थः । पीडयन्त इति । श्रुतिह्रासेनाल्पीकुर्वन्त इत्यर्थः । भिन्नकीकृत्य षड्जमिति । भिन्नषड्जं कृत्वेत्यर्थः । प्रातःकाले भिन्नषड्जो गेय इत्याम्नायात् । अत्र भिन्नषड्जेन मागधी गीतिरुपनिबद्धा । तस्यां च पञ्चमस्य ऋषभवदसंभव एव । दूरे पुनः श्रुतिसमधिकत्वम् । यतो भिन्नषड्जस्येदं लक्षणम्–

२० (३१) धांशस्तु धैवतन्यासः पञ्चमर्षभवर्जितः ।
षड्जोदीच्यवतीजातेर्भिन्नषड्ज उदाहृतः ॥ [ ]

एवं कलान्तरेष्वप्युदाहार्यम् ।

चतुर्वर्गे धर्मशास्त्रविरुद्धत्वम्, यथा–

सततं स राजसूयैरीजे विप्रोऽश्वमेधैश्च ॥४१२॥

२५ [रुद्रट ११.६]

अत्र विप्र इति । क्षत्रियस्य हि तत्राधिकारः ।

अर्थशास्त्रविरुद्धत्वम्, यथा–

अहंकारेण जीयन्ते द्विषन्तः किं नयश्रिया ॥४१३॥

[ ]

અથવા જેમ કે ઉપમામાં -

વિસ્તૃત અર્થરૂપી કિરણોવાળા કાવ્યરૂપી ચંદ્રને ગૂંથું છું. (૪૦૯) [ ]

અહીં, કાવ્યનું ચન્દ્ર સાથે (તથા) અર્થોનું કિરણો સાથેનું સાધર્મ્ય પ્રસિદ્ધ નથી. તથા,

વિકસિત થતા વદનની અંદર સ્મિતની છાયા પ્રકાશે છે, આકાશમાં રહેલી ચંદ્રિકા જેમ ખીલેલા કમળમાં (શોભે તેમ). (૪૧૦) [ ]

અહીં, મધ્ય (આકાશ)માં રહેલી ચંદ્રિકાથી અરવિંદ (=કમળ)નું ખીલવું અસંભવ છે તેથી પ્રસિદ્ધિવિરુદ્ધ છે.

કલા અને ચતુર્વર્ગનાં શાસ્ત્રો તે છે વિદ્યા. કલા ગીત, નૃત, ચિત્રકર્મ વગેરે રૂપ છે.

તેમાં ગીતવિરુદ્ધત્વ છે - જેમ કે,

બહુ દૂર સુધી સંભળાતા વિકારહીન ધ્વનિવાળા, તથા મધુર કંઠવાળા બન્દી લોકો શ્રુતિ (= સ્વરનો આરંભ)થી અતિશાયિત ષડજ સ્વરને ભિન્ન કરીને તથા પંચમ સ્વરને પીડિત કરતા (= તેને પણ છોડીને) વીણા વગેરે વાદ્યોની સાથે (અથવા સર્વદા) રૂષભ સ્વરને પણ છોડીને રાત્રિના પરિણામ અર્થાત્ સમાપ્તિને આ રીતે માધવને માટે (જાહેર કરે છે). (૪૧૧) [શિશુપાલવધ-૧૧.૧]

શ્રુતિસમધિક - એટલે શ્રુતિથી અધિક - અર્થાત્ પાંચ શ્રુતિઓવાળું એમ અર્થ છે. (તે) પીડિ છે. શ્રુતિના હ્રાસથી ઓછા થાય છે એમ અર્થ છે. ષડજ વગેરે જેમાં ભિન્ન કરાયા છે એમ (સમજવું) અર્થાત્ ષડજને ભિન્ન કરીને. પ્રાતઃકાલે ભિન્નષડજ ગાવો જોઈએ એવો નિયમ હોવાથી. અહીં ભિન્નષડજ દ્વારા માગધી ગીતિનું નિબંધન કરાયું છે. તેમાં ઋષભની જેમ પંચમ સંભવિત નથી. તો શ્રુતિસમધિકત્વ તો દૂર રહ્યું. કેમ કે, ભિન્નષડજનું આ લક્ષણ છે -

(૩૧) ધૈવતનો ન્યાસ તે ''ધાંશ'' છે, જે પંચમ અને ઋષભ વગરનો છે. ષડજ અને ઉદીચ્યવતી જાતિથી ભિન્નષડજ ઉદાહૃત કરાયો છે. [ ]

આ રીતે, અન્ય કલાઓમાં પણ ઉદાહરણ આપવાં. ચતુર્વર્ગમાં ધર્મશાસ્ત્રવિરુદ્ધત્વ - જેમ કે,

તે બ્રાહ્મણ નિરંતર રાજસૂય (યજ્ઞ) વડે અને અશ્વમેધ (યજ્ઞો) વડે પૂજા કરે છે. (૪૧૨)

[રુદ્રટ-૧૧.૬]

અહીં 'विप्र' (તે ધર્મશાસ્ત્રવિરુદ્ધ છે) (કેમ કે) તેમાં ક્ષત્રિયનો જ અધિકાર છે.

અર્થશાસ્ત્રવિરુદ્ધત્વ - જેમ કે,

અહંકાર વડે શત્રુઓ જિતાય છે તો નીતિરૂપી લક્ષ્મીથી શું ? (૪૧૩) [ ]

द्विषज्जयस्य हि नयमूलत्वं स्थितं दण्डनीतौ ।

कामशास्त्रविरुद्धत्वम्, यथा–

तवोत्तरौष्ठे बिम्बोष्ठि दशनाङ्को विराजते ॥४१४॥

[ ]

५ उत्तरौष्ठमन्तर्मुखं नयनान्तं च मुक्त्वा चुम्बनवद्दशनरदनस्थानानीति हि कामशास्त्रे स्थितम् ।

मोक्षशास्त्रविरुद्धत्वम्, यथा–

'देवताभक्तितो मुक्तिर्न तत्त्वज्ञानसम्पदः' ॥४१५॥

[ ]

एतस्यार्थस्य मोक्षशास्त्रेऽस्थितत्वाद्विरुद्धत्वम् ।

१० त्यक्तपुनरात्तत्वम्, यथा-

'लग्नं रागावृताङ्ग्याः' (पृ. १४४) ॥४१६॥ [ ] इति ।

अत्र विदितं तेऽस्त्वित्युपसंहृतोऽपि तेनेत्यादिना पुनरुपात्तः ।

क्वचिद्गुणः–

शीतांशोरमृतच्छटा यदि कराः कस्मान्मनो मे भृशं

१५ संप्लुष्यन्त्यथ कालकूटपटलीसंवाससं दूषिताः ।

किं प्राणान्न हरन्त्युत प्रियतमासंजल्पमन्त्राक्षरै-

रक्ष्यन्ते किमु मोहमेमि हहहा नो वेद्मि कामे गतिः ॥४१७॥

[अभिनवगुप्तस्य]

अत्र ससन्देहालङ्कारस्त्यक्त्वा त्यक्त्वा पुनरुपात्तो रसपरिपोषाय ।

२० परिवृत्तौ विनिमयितौ नियमानियमौ सामान्यविशेषौ विध्यनुवादौ च यत्र । तद्भावस्तत्त्वम् । तत्र परिवृत्तो नियमोऽनियमेन, यथा–

यत्रानुल्लिखिताक्षमेव निखिलं निर्माणमेतद्विधे-

रुत्कर्षप्रतियोगिकल्पनमपि न्यक्कारकोटिः परा ।

याताः प्राणभृतां मनोरथगतीरुल्लङ्घ्य यत्सम्पद-

२५ स्तस्याभासमणीकृताश्मसु मणेरश्मत्वमेवोचितम् ॥४१८॥

[ ]

अत्रच्छायामात्रमणीकृताश्मसु मणेस्तस्याश्मतैवोचिता इति नियमे वाच्ये तस्याभास इत्यनियम उक्तः ।

દંડનીતિમાં શત્રુનો જય નીતિમૂલક હોવાનું કહેલું છે.

કામશાસ્ત્રવિરુદ્ધત્વ. જેમ કે,

હે બિંબ જેવા ઓષ્ઠવાળી, તારા ઉપલા હોઠ પર દાંતનું ચિહ્ન (= દંતક્ષત) શોભે છે. (૪૧૪)

[ ]

ઉપલો ઓષ્ઠ, મુખનો અંદરનો ભાગ તથા આંખના છેડાને છોડીને ચુંબનની જેમ, દંતક્ષતનાં સ્થાનો રહેલાં છે. (અર્થાત્ ચુંબન અને દશનક્ષત ઉપલા ઓષ્ઠ વગેરે પર ન થાય) એમ કામશાસ્ત્રમાં કહેલું છે.

મોક્ષશાસ્ત્રવિરુદ્ધત્વ - જેમ કે,

દેવતાની ભક્તિથી મુક્તિ (મળે છે), નહીં કે તત્ત્વજ્ઞાન સંપત્તિથી. (૪૧૫) [ ]

આ વિગત મોક્ષશાસ્ત્રમાં નથી તેથી વિરુદ્ધત્વ છે.

ત્યક્તપુનરાતત્ત્વ. જેમ કે, लग्नं रागावृताङ्ग्या વગેરે (પૃ. ૧૪૪) (૪૧૬) [ ]

અહીં "विदितं तेऽस्तु" એમ ઉપસંહાર કર્યા પછી પણ, તેન વગેરે દ્વારા ફરી કહેવાયું છે.

(તે) ક્યારેક ગુણરૂપ (બને છે) જેમ કે,

ચંદ્રનાં કિરણો જો અમૃતના સમૂહવાળાં (= રૂપ) હોય તો કેવી રીતે મારા મનને ખૂબ દઝાડે છે ? (જો (કદાચ) કાલકૂટના આવરણ સાથે રહેવાથી દૂષિત થયાં હોય તો પ્રાણ કેમ હરતાં નથી ? એથી ઊલટું, પ્રિયતમાના નામસ્મરણ - (= જાપ)ના મન્ત્રાક્ષરોથી રક્ષાય છે ? શું હું મોહ પામું છું ? હાય ! મારી શી ગતિ છે, તે જ સમજતો નથી ! (૪૧૭) [અભિનવગુપ્તનું (પદ્ય)]

અહીં, રસના પરિતોષ માટે સસંદેહ અલંકાર છોડી છોડીને ફરી નિરૂપેલ છે.

જ્યાં નિયમ / અનિયમ, સામાન્ય / વિશેષ, વિધિ / અનુવાદની પરિવૃત્તિ / અર્થાત્ વિનિમય (થાય છે તે પરિવૃત્તનિયમાદિ० દોષ છે).

તેમાં નિયમની અનિયમ વડે પરિવૃત્તિ. જેમ કે,

આ વિધાતાની સમગ્ર સૃષ્ટિ, જેના ઉત્કર્ષના પ્રતિસ્પર્ધીની કલ્પના કરવી તે પણ અવગણનાની અંતિમ કોટિ છે; જેની સંપત્તિ પ્રાણીઓના મનોરથની ગતિને અતિક્રમીને (રહેલી છે) (અર્થાત્, મનોરથની ગતિ તેને આંબી શકે તેમ નથી) તે (મણિ)ની કાંતિથી મણિ બનેલા પથ્થરો વચ્ચે તે મણિનું પથ્થરપણું જ ઉચિત છે. (૪૧૮)

[ ]

અહીં, છાયા (= શોભા) માત્રથી મણિ બનેલ પથ્થરો વચ્ચે તે મણિનું પથ્થર હોવાપણું ઉચિત છે એ નિયમ કહેવાને સ્થાને "તેનો આભાસ" એમ અનિયમ કહ્યો છે. (અહીં 'तस्य' પદનું સ્થાન ખોટું છે. તે 'मणि' કે જે અનુવાદ્ય છે તેની સાથે ગોઠવાવું જોઈએ.)

परिवृत्तोऽनियमो नियमेन यथा–

वक्त्राम्भोजं सरस्वत्यधिवसति सदा शोण एवाधरस्ते
बाहुः काकुत्स्थवीर्यस्मृतिकरणपटुर्दक्षिणस्ते समुद्रः ।
वाहिन्यः पार्श्वमेताः क्षणमपि भवतो नैव मुञ्चन्त्यभीक्ष्णं
स्वच्छेऽन्तर्मानसेऽस्मिन्कथमवनिपते तेऽम्बुपानाभिलाषः ॥४१९॥

[भोजप्रबन्ध श्लो. २३०]

अत्र शोण इत्यनियमे वाच्ये शोण एवेति नियम उक्तः ।

परिवृत्तं सामान्यं विशेषेण यथा-

कल्लोलवेल्लितदृषत्परुषप्रहारै
रत्नान्यमूनि मकराकर मावमंस्थाः ।
किं कौस्तुभेन विहितो भवतो न नाम
याञ्चाप्रसारितकरः पुरुषोत्तमोऽपि ॥४२०॥

[भल्लट० ६२]

अत्र 'एकेन किं न विहितो भवतः स नाम' इति सामान्ये वाच्ये कौस्तुभेनेति विशेष उक्तः ।

परिवृत्तो विशेषः सामान्येन यथा–

श्यामां श्यामलिमानमानयत भोः सान्द्रैर्मषीकूर्चकैः
मन्त्रं तन्त्रमथ प्रयुज्य हरत श्वेतोत्पलानां स्मितम् ।
चन्द्रं चूर्णयत क्षणाच्च कणशः कृत्वा शिलापट्टके
येन द्रष्टुमहं क्षमे दश दिशस्तद्वक्त्रमुद्राङ्किताः ॥४२१॥

[विद्धशाल० ३.१]

अत्र ज्योत्स्नामिति विशेषे वाच्ये श्यामामिति सामान्यमुक्तम् ।

परिवृत्तो विधिरनुवादेन यथा–

अरे रामाहस्ताभरण मधुपश्रेणिशरण
स्मरक्रीडाव्रीडाशमन विरहिप्राणदमन ।
सरोहंसोत्तंस प्रचलदल नीलोत्पल सखे
सखेदोऽहं मोहं श्लथय कथय क्वेन्दुवदना ॥४२२॥

[ ]

अत्र विधौ वाच्ये विरहिप्राणदमनेति-अनुवाद उक्तः ।

નિયમ દ્વારા અનિયમ. પરિવૃત્ત (થાય છે), જેમ કે,

મુખકમળમાં સરસ્વતી (= વાણી) (અથવા વાણીરૂપ સરસ્વતી નદી) વસે છે, તારો અધરોષ્ઠ હંમેશાં લાલ (અથવા શોણ નદીરૂપ) જ છે, તારો બાહુ દક્ષિણ (અથવા દાન કરનાર), સમુદ્ર (રાજચિહ્નયુક્ત) અને રામની વીરતાનું સ્મરણ કરાવવામાં કુશળ અથવા (દક્ષિણાસમુદ્ર) છે. આ સેનાઓ (રૂપ નદીઓ) તમારા પડખાને ક્ષણવાર પણ છોડતી નથી અને આ મન સતત સ્વચ્છ છે તો હે રાજા, કેમ તમને પાણી પીવાની ઇચ્છા (થાય છે ?) (૪૧૯)                                                                    [ભોજપ્રબંધ-૫.૨૩૦]

અહીં ''शोण'' એમ અનિયમ (= અનિયંત્રણ) કહેવાને બદલે ''शोण एव'' એમ નિયમ કહેલ છે.

વિશેષ દ્વારા પરિવૃત્ત સામાન્ય - જેમ કે,

હે મકરાકર (= સમુદ્ર), મોજાંઓથી ઊછળતા પથ્થરોના કઠોર પ્રહારથી આ રત્નોને તું અવગણીશ નહીં. શું કૌસ્તુભે પુરુષોત્તમને પણ તારી આગળ માગણી માટે ફેલાવેલા હાથવાળા નથી કર્યા ? (૪૨૦)

[ભલ્લટ-૬૨]

અહીં, एकेन किं न विहितो भवतः स नाम એમ સામાન્ય કહેવાને બદલે ''કૌસ્તુભ વડે'' એમ વિશેષ કહેવાયું છે.

સામાન્ય વડે પરિવૃત્ત વિશેષ. જેમ કે,

ઘેરી શાહીના કૂચડા વડે રાત્રિને કાળી કરો, મંત્ર અને તંત્રને પ્રયોજીને શ્વેત કમળોના સ્મિતને હરી લો. અને શિલા ઉપર (પછાડી) કણ કણ કરીને ચન્દ્રને ક્ષણમાં પીસી નાખો, જેથી હું તેની મુખમુદ્રાથી અંકિત થયેલી દસે દિશાઓને જોવાને શક્તિમાન બનું. (૪૨૧)                                   [વિદ્ધશાલ૦-૩.૧]

અહીં, ज्योत्स्नां (= ચંદ્રિકાવાળી રાત્રિ) એ વિશેષ કહેવાને બદલે 'श्यामां' (= રાત્રિ) એમ સામાન્ય કહેવાયું છે.

અનુવાદ વડે પરિવૃત્ત વિધિ - જેમ કે,

હે સુંદરીઓના હાથના આભૂષણ, ભ્રમરની હારમાળાના આશ્રયરૂપી, રતિક્રીડાની લજ્જાને શમાવનાર, વિરહીઓના પ્રાણનું દમન કરનાર, શ્રેષ્ઠ સરોવરના શણગાર, ચંચલ દલવાળા હે મિત્ર નીલકમલ, હું ખેદયુક્ત છું. (મારો) મોહ ઓછો કર. કહે (તે) ચન્દ્ર જેવા મુખવાળી ક્યાં છે ? (૪૨૨)     [                ]

અહીં, વિધિ કહેવાને બદલે, વિરહીના પ્રાણનું દમન એમ અનુવાદ કહેવાયેલ છે.

परिवृत्तोऽनुवादो विधिना यथा—

प्रयत्नपरिबोधितः स्तुतिभिरद्य शेषे निशां
अकेशवमपाण्डवं भुवनमद्य निःसोमकम् ।
इयं परिसमाप्यते रणकथाद्य दोःशालिनां
५ अपैतु रिपुकाननातिगुरुरद्य भारो भुवः ॥४२३॥

[वेणी० ३.३४]

अत्र शयित इत्यनुवादे वाच्ये शेषे इति विधिरुक्तः ।

प्रयत्नेन परिबोध्यसे इति विधौ वाच्ये परिबोधित इत्युमुक्तमिति परिवृत्तविधित्वमपि । अत्र चान्वर्थबलादेवाधिगतेः पदादिदोषाणां विशेषलक्षणं न प्रणीतम् ।

१० अथापवादानाह—

**९२) नानुकरणे ॥८॥**

दोषा इत्यनुवर्तते । अनुकरणविषये निरर्थकादयः शब्दार्थदोषा न भवन्ति । उदाहरणं प्रागेव दर्शितम् ।

**९३) वक्त्राद्यौचित्ये च ॥९॥**

वक्तृप्रतिपाद्यव्यङ्ग्यवाच्यप्रकरणादीनां महिम्ना न दोषो न गुणः । तथोदाहृतम् ।

१५ **९४) क्वचिद् गुणः ॥१०॥**

वक्त्राद्यौचित्ये क्वचिद्गुण एव । तथैवोदाहृतम् ॥

इति । आचार्यश्रीहेमचन्द्रविरचितायामलङ्कारचूडामणिसंज्ञस्वोपज्ञकाव्यानुशासनवृत्तौ
दोषविवेचनस्तृतीयोऽध्यायः ॥

●

વિધિ દ્વારા અનુવાદ પરિવૃત્ત (થયો છે.) – જેમ કે,

આજે સ્તુતિ દ્વારા પ્રયત્નપૂર્ણ જગાડેલો તું રાત્રે સૂઈ શકીશ (કેમ કે) આજે જગતને કૃષ્ણ વગરનું, પાંડવ વગરનું અને સોમ(વંશ) વગરનું (કરીશ) બાહુબળવાળાઓની આ યુદ્ધકથા આજે સમાપ્ત થાય છે, પૃથ્વી ઉપરનો શત્રુરૂપી જંગલનો મોટો ભાર આજે દૂર થાઓ. (૪૨૩) [વેણી૦-૩.૩૪]

અહીં, शयित એ અનુવાદ કહેવાને બદલે, शेषे એમ વિધિ કહેલ છે. (અર્થાત્, શયિત/સૂતેલો એવો તું પ્રયત્નથી જગાડાઈશ એમ 'વિધિ' યોગ્ય છે. નહિ કે 'શેષે' એમ ક્રિયાપદથી શયનનો; કેમ કે શયિત:/સૂતેલો જગાડવામાં આવશે નહિ કે બોધિત/જાણકારીવાળો સૂશે.) વળી, પ્રયત્નપૂર્વક પરિબોધિત કરાય છે એમ વિધિ કહેવાને સ્થાને પરિબોધિત એમ કહેવાયું છે તેથી પરિવૃત્તવિધિત્વ પણ છે. અહીં, અન્વર્થબળે જ (અર્થ) પ્રાપ્તિ થતાં પદ વગેરે દોષોનાં વિશેષ લક્ષણ કહ્યાં નથી.

હવે તેના અપવાદો કહે છે –

**૯૨) અનુકરણમાં (દોષ રહેતો) નથી. (૮)** 133

दोषा:-એમ અનુવર્તિત થાય છે. અનુકરણની બાબતમાં નિરર્થક વગેરે શબ્દાર્થદોષો સંભવતા નથી. ઉદાહરણ, પહેલાં જ દર્શાવેલ છે.

**૯૩) વક્તા, વગેરેના ઔચિત્યમાં પણ (દોષ રહેતો નથી) (૯)** 135, 137

વક્તા, પ્રતિપાદ્ય વિગત, વ્યંગ્ય, વાચ્ય, પ્રકરણ વગેરેના મહિમાથી દોષ (રહેતો) નથી (પણ) ગુણ બને છે. તે રીતે ઉદાહૃત કરાયેલ છે જ.

**૯૪) ક્યારેક ગુણરૂપ (બને છે.) (૧૦)**

વક્તા, વગેરેના ઔચિત્યમાં ક્યારેક ગુણરૂપ જ (જણાય છે) તે પ્રમાણે જ ઉદાહરણ કરેલ છે.

આ પ્રમાણે **આચાર્યશ્રી હેમચન્દ્રવિરચિત અલંકારચૂડામણિ** નામે સ્વોપજ્ઞકાવ્યાનુશાસનની વૃત્તિમાં દોષવિવેચન નામે ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો.



## ।। चतुर्थोऽध्यायः ।।

सगुणौ शब्दार्थौ काव्यमित्युक्तम् । गुणानां च रसोत्कर्षहेतुत्वं सामान्यलक्षणं प्रतिपादितम् । इदानीं तद्भेदानाह–

**९५) माधुर्यौजःप्रसादास्त्रयो गुणाः ।।१।।**

५ त्रयो न तु दश पञ्च वा । लक्षणव्यभिचाराद्, उच्यमानगुणेष्वन्तर्भावाद् दोषपरिहारेण स्वीकृतत्वाच्च । गुणा इति रसस्य गुणाः, शब्दार्थऽयोस्तु भक्त्या–इत्युक्तमेव ।

तत्र माधुर्यस्य लक्षणमाह–

**९६) द्रुतिहेतुर्माधुर्यं शृङ्गारे ।।२।।**

द्रुतिरार्द्रता गलितत्वमिव चेतसः । शृङ्गारेऽर्थात्संभोगे । शृङ्गारस्य च ये हास्याद्भुतादयो रसा अङ्गानि

१० तेषामपि माधुर्यं गुणः ।

**९७) शान्तकरुणविप्रलम्भेषु सातिशयम् ।।३।।**

सातिशयमिति । अत्यन्तद्रुतिहेतुत्वात् ।

एतद्व्यञ्जकानाह-

**९८) तत्र निजान्त्याक्रान्ता अटवर्गा वर्गा ह्रस्वान्तरितौ रणावसमासो**

१५ **मृदुरचना च ।।४।।**

निजेन निजवर्गसम्बन्धिनान्त्येन ङञणनमलक्षणेन शिरस्याक्रान्ता अ-टवर्गाः टठडढरहिता वर्गा ह्रस्वान्तरितौ च रेफणकारौ । असमास इति । समासाभावोऽल्पसमासता वा, मृद्वी च रचना । तत्र माधुर्ये माधुर्यस्य व्यञ्जिकेत्यर्थः । यथा–

शिञ्जानमञ्जुमञ्जीराश्चारुकाञ्चनकाञ्चयः ।

२० कङ्कणाङ्कभुजा भान्ति जितानङ्ग तवाङ्गनाः ।।४२४।।

दारुणरणे रणन्तं करिदारणकारणं कृपाणं ते ।

रमणकृते रणरणकी पश्यति तरुणीजनो दिव्यः ।।४२५।।

[ ]

## ॥ અધ્યાય ૪ ॥

'ગુણવાળા શબ્દ અને અર્થ તે કાવ્ય' એમ કહેવાયું છે. ગુણોનું રસના ઉત્કર્ષમાં હેતુરૂપ હોવાનું સામાન્યલક્ષણ આપેલું છે. હવે તેના (= ગુણોના) પ્રકારો કહે છે.

**૯૫) માધુર્ય, ઓજસ અને પ્રસાદ એમ ત્રણ ગુણો છે. (૧)**

ત્રણ જ, દશ કે પાંચ નહીં. લક્ષણનો વ્યભિચાર થવાથી તથા કહેવાનારા ગુણોમાં (અન્ય ગુણોનો) અન્તર્ભાવ થવાથી અને દોષમા પરિહારરૂપે સ્વીકારાયેલા હોવાથી (ત્રણથી વધારે ગુણો સંભવતા નથી) ગુણો (અર્થાત્) રસના ગુણો; શબ્દ અને અર્થના તો (તે) ઔપચારિક રીતે - એમ કહેવાયું છે જ.

તે (= ગુણો) પૈકી માધુર્યનું લક્ષણ કહે છે.

**૯૬) દ્રુતિનું કારણ તે માધુર્ય (જે) શૃંગાર (રસ)માં (જણાય છે). (૨)**

દ્રુતિ એટલે આર્દ્રતા. ચિત્તનું જાણે કે પીગળવું. શૃંગારમાં અર્થાત્ સંભોગ (શૃંગાર)માં. શૃંગારના જે અંગરૂપ હાસ્ય, અદ્‌ભુત વગેરે રસ છે તેમાં પણ માધુર્ય ગુણ (રહેલો છે)

**૯૭) શાન્ત, કરુણ (અને) વિપ્રલંભ (શૃંગાર)માં (ઉત્તરોત્તર) તેનો (= માધુર્યનો) અતિશય (જોવા મળે છે). (૩)**

અતિશય (જોવા મળે છે) કારણ કે, તે વિશેષ દ્રુતિનું કારણ છે.

એના (= માધુર્યના) વ્યંજકો (નિર્દેશતાં) કહે છે -

**૯૮) તેમાં પોતાના (વર્ગના) અંતિમ (વર્ણો), સાથે જોડાયેલ 'ર' વર્ગ સિવાયના (= ક, ચ, ત, પ) વર્ગ, હ્રસ્વ (સ્વર)થી વ્યવહિત 'ર' અને 'ણ' અને સમાસરહિત મૃદુ રચના (એ માધુર્યના વ્યંજકો છે.) (૪)**

પોતાના એટલે પોતાના વર્ગના અંત્ય ङ्, ञ्, ण्, न्, म् રૂપ વર્ણોથી જોડાયેલા, 'ર' વર્ગ વગરના અર્થાત્ ટ, ઠ, ડ, ઢ વગરના બાકીના વર્ગો અને 'ર' ને 'ણ' હ્રસ્વ સ્વરથી વ્યવહિત હોતાં (માધુર્યના વ્યંજક બને છે.) અસમાસ રચના એટલે સમાસનો અભાવ અથવા ઓછા સમાસ હોય તેવી અને મૃદુ રચના (અભિપ્રેત છે.) તેમાં એટલે કે માધુર્યમાં (અર્થાત્) માધુર્યની વ્યંજક બને છે એમ અર્થ થયો.

જેમ કે, હે કામદેવ પર વિજય મેળવનાર (રાજન્) ઝંકારથી મનોહર (જણાતા) નૂપુરવાળી, સુંદર સુવર્ણની મેખલાવાળી, કંકણથી અંકિત હાથવાળી તારી સ્ત્રીઓ શોભે છે (૪૨૪)

ઘોર યુદ્ધમાં યુદ્ધ કરતી તથા હાથીઓના વધનું કારણ બનતી તારી તલવારને સંગ્રામમાં રુચિવાળી દિવ્ય તરુણીઓ પ્રિયતમને માટે જુએ છે. (૪૨૫) [ ]

न पुनरेवं यथा–

अकुण्ठोत्कण्ठया पूर्णमाकण्ठं कलकण्ठि माम् ।
कम्बुकण्ठ्याः क्षणं कण्ठे कुरु कण्ठार्तिमुद्धर ॥४२६॥

[ ]

अत्र शृङ्गारप्रतिकूला वर्णाः ।

५ बाले मालेयमुच्चैर्न भवति गगनव्यापिनी नीरदानां
किं त्वं पक्षान्तवान्तैर्मलिनयसि मुधा वक्त्रमश्रुप्रवाहैः ।
एषा प्रोद्वृत्तमत्तद्विपकटकषणक्षुण्णविन्ध्योपलाभा
दावाग्नेर्व्योम्नि लग्ना मलिनयति दिशां मण्डलं धूमलेखा ॥४२७॥

[सुभाषितावलौ (१७१६) धाराकदम्बस्य]

१० अत्र दीर्घसमासः परुषरचना च विप्रलम्भशृङ्गारे विरुद्धा ।

ओजसो लक्षणमाह–

**९९) दीप्तिहेतुरोजो वीरबीभत्सरौद्रेषु क्रमेणाधिकम् ॥५॥**

दीप्तिरुज्ज्वलता, चित्तस्य विस्तार इति यावत् । क्रमेणेति वीराद् बीभत्से ततोऽपि रौद्रे, तेषामङ्गेऽद्भुते च सातिशयमोजः ।

१५ एतद्व्यञ्जकानाह–

**१००) आद्यतृतीयाक्रान्तौ द्वितीयतुर्यौ युक्तो रेफस्तुल्यश्च टवर्गशषा वृत्तिदैर्घ्यमुद्धतो गुम्फश्चात्र ॥६॥**

आद्येन द्वितीयस्तृतीयेन चतुर्थ आक्रान्तो वर्णस्तथा उपरि उभयत्र वा येन केनचित्संयुक्तो रेफस्तुल्यश्च वर्णो वर्णेन युक्तस्तथा टवर्गोऽर्थाण्णकारवर्जः, शषौ च । दीर्घः समासः, कठोरा रचना च ।
२० अत्रौजसि । ओजसो व्यञ्जिकेत्यर्थः । यथा–

मूर्ध्नामुद्वृत्तकृत्ताविरलगलगलद्रक्तसंसक्तधारा
धौतेशाङ्घ्रिप्रसादोपनतजयजगज्जातुमिथ्यामहिम्नाम् ।
कैलासोल्लासनेच्छाव्यतिकरपिशुनोत्सर्पिदर्पोद्धुराणां
दोष्णां चैषां किमेतत्फलमिह नगरीरक्षणे यत्प्रयासः ॥४२८॥

[हनुमन्नाटक ८.४८]

આ પ્રમાણેની (મૃદુરચના) ન હોય તે-જેમ કે,-

હે મધુર કંઠવાળી, તીવ્ર ઉત્કંઠાથી આકંઠ ભરેલા એવા મને શંખ જેવી ડોકવાળી (તારા) ગળે ક્ષણભર લગાવ (અને) મારા કંઠનું દુઃખ દૂર કર. (૪૨૬)                                        [          ]

અહીં શૃંગાર (રસ)ને પ્રતિકૂળ વર્ણો છે. (બીજું ઉદાહરણ, જેમ કે),

હે બાલા, આ ગગનમાં બહુ ઊંચે વ્યાપેલી વાદળોની હારમાળા નથી તો તું શા માટે લોચનના ખૂણેથી ઉભરાતા આંસુના પ્રવાહ વડે મુખને ફોગટ મલિન કરે છે ? આ તો મત્ત હાથીના વહી રહેલાં લમણાં ઘસવાથી ક્ષુબ્ધ થયેલ વિંધ્યાચળ જેવી કાન્તિવાળી, આકાશમાં વ્યાપેલી, દાવાગ્નિની ધૂમલેખા દિશાઓના મંડળને મલિન કરે છે. (૪૨૭)

(સુભાષિતાવલીમાં (૧૭૧૬) ધારાકદંબનો (શ્લોક)

અહીં દીર્ઘસમાસ તથા કઠોર રચના (છે, જે) વિપ્રલંભ શ્રૃંગારને વિષે વિરુદ્ધ (જણાય છે).

ઓજોગુણનું લક્ષણ કહે છે -

**૯૯) દીપ્તિનું કારણ ઓજોગુણ (છે જે) અનુક્રમે વીર, બીભત્સ અને રૌદ્રમાં અધિક માત્રામાં હોય છે. (૫)**

દીપ્તિ એટલે ઉજ્જ્વળતા અર્થાત્ ચિત્તનો વિસ્તાર, અનુક્રમે એટલે વીર કરતાં (અધિક) બીભત્સમાં, તેનાથી (= બીભત્સથી) પણ (અધિક) રૌદ્રમાં, તેના અંગરૂપ અદ્ભુતમાં પણ ઓજો ગુણ પ્રચુર માત્રામાં હોય છે. (હવે) એના (= ઓજો ગુણના) વ્યંજકો નિરૂપે છે.

**૧૦૦) (વર્ગના) પહેલા અને ત્રીજા (વર્ણ)થી યુકત અનુક્રમે બીજા અને ચોથા (વર્ણો), તથા જોડાક્ષરમાં પ્રયુકત 'ર' અને (પોતાને) તુલ્ય (વર્ણ)થી યુક્ત વર્ણ, 'ટ' વર્ગ, 'શ' તથા 'ષ'; સમાસની દીર્ઘતા અને કઠોર રચના અહીં (વ્યંજક બને છે). (૬)**

પ્રથમ સાથે દ્વિતીય તથા તૃતીય સાથે ચતુર્થ વર્ણ જોડાયેલ હોય અને નીચે, ઉપર કે બંને તરફ કોઈપણ વર્ણ સાથે જોડાયેલ રેફ (= રકાર) (પોતાને) સમાનવર્ણ સાથે જોડાયેલ વર્ણ, તથા 'ટ' વર્ગ અર્થાત્ 'ણ'કાર સિવાય (= ટ, ઠ, ડ, ઢ), શ અને ષ, દીર્ઘસમાસ અને કઠોર રચના અહીં (એટલે કે) ઓજો ગુણમાં, ઓજના વ્યંજક છે, એમ અર્થ થયો. જેમ કે,

ઉદ્ધત રીતે નિરંતર કપાયેલા કંઠમાંથી વહેતા લોહીના સતત પ્રવાહથી ધોવાયેલ શિવનાં ચરણોની કૃપાથી પ્રાપ્ત વિજયથી જગતમાં મિથ્યા મહિમાને પામેલા મારાં મસ્તકોનું તથા કૈલાસને ઉઠાવવાની ઇચ્છાને આવેશ સૂચવતા અત્યંત અભિમાનથી ગર્વિષ્ઠ આ ભુજાઓનું શું એ જ ફળ છે કે આ નગરીની રક્ષામાં મારે પ્રયાસ કરવો પડે ? (૪૨૮).                                                              [હનુમન્નાટક ૮.૪૮]

न पुनरेवं यथा-

देशः सोयमरातिशोणितजलैर्यस्मिन्ह्रदाः पूरिताः
क्षत्रादेव तथाविधः परिभवस्तातस्य केशग्रहः ।
तान्येवाहितशस्त्रघस्मरगुरूण्यस्त्राणि भास्वन्ति नो
यद्रामेण कृतं तदेव कुरुते द्रोणात्मजः क्रोधनः ॥४२९॥

[वेणी० ३.३३]

अत्र च यथोक्तवर्णाभावोऽनुद्धता रचना असमासश्च विरुद्धः ।

अथ प्रसादलक्षणमाह–

**१०१) विकासहेतुः प्रसादः सर्वत्र ॥७॥**

विकासः शुष्केन्धनाग्निवत्स्वच्छजलवच्च सहसैव चेतसो व्याप्तिः । सर्वत्रेति सर्वेषु रसेषु ।

एतद्व्यञ्जकानाह–

**१०२) इह श्रुतिमात्रेणार्थप्रत्यायका वर्णवृत्तिगुम्फाः ॥८॥**

श्रुत्यैवार्थप्रतीतिहेतवो वर्णसमासरचनाः । इह प्रसादे । प्रसादस्य व्यञ्जका इत्यर्थः । यथा–

दातारो यदि कल्पशाखिभिरलं यद्यर्थिनः किं तृणैः
सन्तश्चेदमृतेन किं यदि खलास्तत्कालकूटेन किम् ।
किं कर्पूरशलाकया यदि दृशोः पन्थानमेति प्रिया
संसारेऽपि सतीन्द्रजालमपरं यद्यस्ति तेनापि किम् ॥४३०॥

[ ]

माधुर्यौजःप्रसादव्यञ्जकाश्च वर्णा उपनागरिका परुषा कोमला च वृत्तिरित्याचक्षते । वैदर्भी गौडीया पाञ्चाली चेति रीतय इत्यन्ये । यदाह–

(३२) माधुर्यव्यञ्जकैर्वर्णैरुपनागरिकेष्यते ।
ओजःप्रकाशकैस्तैऽस्तु परुषा कोमला परैः ॥
केषाञ्चिदेता वैदर्भीप्रमुखा रीतयो मताः ॥ [काव्यप्रकाश ९.८०-८१]

यद्यपि गुणेषु नियता वर्णादयस्तथापि–

**१०३) वक्तृवाच्यप्रबन्धौचित्याद्वर्णादीनामन्यथात्वमपि ॥९॥**

तत्र वाच्यप्रबन्धानपेक्षया वक्त्रौचित्यादेव वर्णादयः । यथा-

मन्थायस्तार्णवाम्भः प्रतिकुहरवलन्मन्दरध्वानधीरः
कोणाघातेषु गर्जत्प्रलयघनघटाऽन्योन्यसंघट्टचण्डः ।
कृष्णाक्रोधाग्रदूतः कुरुकुलनिधनोत्पातनिर्घातवातः
केनास्मात्सिंहनादप्रतिरसितसखो दुन्दुभिस्ताडितोऽयम् ॥४३१॥

[वेणी० १.२२]

આ પ્રમાણે(ની વ્યંજકરચના)ન હોય તે, જેમ કે,

આ તે જ પ્રદેશ છે, જેમાં દુશ્મનના રુધિરરૂપી જળથી જળાશયો ભરાઈ ગયાં છે, (મારા) પિતાના કેશનું ગ્રહણ તે ક્ષત્રિયોથી થયેલું તે જ પ્રકારનું અપમાન છે. શત્રુનાં શસ્ત્રોનો નાશ કરવાને લીધે મહાન એવાં તે અમારાં શસ્ત્રો ચમકે છે. (તથા) પરશુરામે ક્રોધમાં જે કર્યું તે જ આ ગુસ્સે થયેલ દ્રોણનો પુત્ર (= અશ્વત્થામા) કરે છે. (૪૨૯) [વેણીસંહાર-૩.૩૩]

અહીં કહ્યા પ્રમાણેના વર્ણોનો અભાવ તથા કોમળ રચના અને સમાસરાહિત્ય (ઓજોગુણની) વિરુદ્ધ છે.

હવે પ્રસાદનું લક્ષણ કહે છે -

**૧૦૧) વિકાસનું કારણ (તે) પ્રસાદ (જે) સર્વત્ર (= બધા રસોમાં) (રહેલો છે). (૭)**

વિકાસ એટલે સૂકા ઈંધણમાંના અગ્નિની જેમ, તથા (કોરા વસ્ત્રમાં) સ્વચ્છ જળની જેમ તરત જ ચિત્તની વ્યાપ્તિ. સર્વત્ર એટલે બધા રસોમાં.

(હવે) એના (= પ્રસાદના) વ્યંજકો કહે છે -

**૧૦૨) અહીં (= પ્રસાદમાં) સાંભળતાં માત્રથી અર્થનો બોધ કરાવનાર વર્ણો, સમાસ તથા રચના (વ્યંજક મનાયાં છે). (૮)**

સાંભળતાંવેંત અર્થની પ્રતીતિના કારણરૂપ વર્ણ, સમાસ ને રચના (અહીં વ્યંજક બને છે). અહીં એટલે પ્રસાદ (ગુણ)માં પ્રસાદના વ્યંજક હોય છે એમ અર્થ થયો. જેમ કે,

જો દાતાઓ હોય તો કલ્પવૃક્ષોથી શું ? જો યાચકો હોય તો તૃણોથી શું ? જો સજ્જનો હોય તો અમૃતથી શું ? જો દુર્જનો હોય તો હળાહળ (ઝેર)થી શું ? જો પ્રિયતમા નજરે પડે તો કર્પૂરશલાકાથી શું ? (અને) સંસાર હોતાં જો બીજી ઇન્દ્રજાળ હોય તો તેનાથી શું (પ્રયોજન) ? (૪૩૦)

માધુર્ય, ઓજસ્ અને પ્રસાદના વ્યંજક વર્ણો (એ જ અનુક્રમે) ઉપનાગરિકા, પરુષા અને કોમલા વૃત્તિઓ છે એમ કહેવાય છે. તેને જ બીજાઓ (અનુક્રમે) વૈદર્ભી, ગૌડીયા ને પાંચાલી રીતિઓ કહે છે. કહ્યું છે કે,

(૩૨) માધુર્યના વ્યંજક વર્ણોથી ઉપનાગરિકા અભિપ્રેત છે. ઓજો ગુણના વ્યંજક તેમનાથી (= તે વર્ણો વડે) પરુષા અને બીજા (= તે સિવાયના વર્ણો) વડે કોમલા વૃત્તિ થાય કેટલીક આને, વૈદર્ભી જેમાં મુખ્ય છે એવી રીતિઓ માને છે. [કાવ્યપ્રકાશ-૯.૮૦, ૮૧]

જો કે, ગુણોને વિષે વર્ણ વગેરે નિયત હોય છે તો પણ -

**૧૦૩) વક્તા, વાચ્ય, પ્રબંધના ઔચિત્યથી વર્ણ વગેરેનું ~~અન્યથાત્વ~~ પણ (સંભવે છે). (૯)**

તેમાં, વાચ્ય અને પ્રબંધથી નિરપેક્ષ રીતે કેવળ વક્તાગત ઔચિત્ય પ્રમાણે જ વર્ણ વગેરે (ની રચના જોવા મળે છે) જેમ કે,

મંથનદંડથી ડહોળાયેલ સમુદ્રના જળથી વ્યાપ્ત, ગુફાઓમાં ઘૂમરાતા મંદરાચલના અવાજની જેમ ગંભીર, દાંડી પિટાતાં ગર્જના કરતા પ્રલય કાળના વાદળની ઘટાઓથી એકબીજાને અથડાતાં ભયંકર, દ્રૌપદીના ક્રોધના અગ્રદૂત જેવો, કૌરવ કુળના નાશરૂપી ઉત્પાતથી (જન્મેલા) ઝંઝાવાતની જેમ, અમારા સિંહનાદના પડઘાસમો આ દુંદુભિ કોના વડે વગાડાય છે ! (૪૩૧) [વેણીસંહાર-૧.૨૨]

अत्र यद्यपि न वाच्यं क्रोधादिव्यञ्जकं काव्यं चाभिनेयार्थं, तथापि भीमसेनस्य वक्तुरौचित्यादुद्धता वर्णादयः ।

क्वचिद्वक्तृप्रबन्धानपेक्षया वाच्यौचित्यादेव । यथा—

प्रौढच्छेदानुरूपोच्छलनरयभवत्सैंहिकेयोपघात-
५ त्रासाकृष्टाश्वतिर्यग्वलितरविरथेनारुणेनेक्ष्यमाणम् ।
कुर्वत्काकुत्स्थवीर्यस्तुतिमिव मरुतां कन्धरारन्ध्रभाजां
भाङ्कारैर्भीममेतन्निपतति वियतः कुम्भकर्णोत्तमाङ्गम् ॥४३२॥

[छलितरामायणे.....]

क्वचिद्वक्तृवाच्यानपेक्षाः प्रबन्धोचिता एव । यथा—आख्यायिकायां शृङ्गारेऽपि न मसृणा वर्णादयः ।
१० कथायां रौद्रेऽपि नात्यन्तमुद्धताः । नाटकादौ रौद्रेऽपि न दीर्घसमासादयः ।

एवमन्यदप्यौचित्यमनुसर्तव्यम् ॥

इति । आचार्यश्रीहेमचन्द्रविरचितायामलङ्कारचूडामणिसंज्ञस्वोपज्ञ-
काव्यानुशासनवृत्तौ गुणविवेचनश्चतुर्थोऽध्यायः ॥

●

અહીં, જો કે વાચ્યાર્થ ક્રોધ વગેરેનો વ્યંજક નથી અને કાવ્ય અભિનેય છે, છતાં પણ ભીમસેનરૂપી વક્તામાં રહેલ ઔચિત્યને લીધે ઉદ્ધત વર્ણ વગેરે છે.

ક્યારેક વક્તા અને પ્રબંધથી નિરપેક્ષ રીતે વાચ્યગત ઔચિત્ય પ્રમાણે જ (વર્ણ વગેરે હોય છે), જેમ કે,

પ્રૌઢ અર્થાત્ બળવાન દ્વારા પ્રયોજાયેલ ખડ્ગના પ્રહારને અનુરૂપ ઊર્ધ્વગમનના વેગથી ઉત્પન્ન એવા રાહુના પ્રહારના ભયને લીધે ઘોડાઓની લગામ ખેંચવાથી સૂર્યના રથને વાંકો વાળનાર અરુણ (દ્વારા) (ભય તથા આશ્ચર્યપૂર્વક) જોવાતા (અને) (કપાયેલી) ડોકનાં છિદ્રોમાં ભરાયેલ વાયુના સૂસવાટથી રામચન્દ્રના પરાક્રમની જાણે કે સ્તુતિ કરતું, કુંભકર્ણનું આ ભયંકર મસ્તક આકાશમાંથી ગબડી રહ્યું છે. (૪૩૨)

[છલિતરામાયણ....]

ક્યારેક વક્તા અને વાચ્ય સિવાય પ્રબંધને ઉચિત જ (વર્ણ વગેરે હોય છે). જેમ કે, આખ્યાયિકામાં શૃંગારરસમાં પણ કોમળ વર્ણો વગેરે હોતા નથી (અને) કથામાં રૌદ્રરસ હોવા છતાં, અત્યંત કઠોર (વર્ણો વગેરે) હોતા નથી. નાટક વગેરેમાં રૌદ્રમાં પણ દીર્ઘસમાસ વગેરે હોતા નથી.

એ જ રીતે, બીજા ઔચિત્યનું પણ અનુસરણ કરવું.

આચાર્ય શ્રી હેમચન્દ્રવિરચિત 'અલંકારચૂડામણિ' નામે સ્વોપજ્ઞ 'કાવ્યાનુશાસન' વૃત્તિમાં
'ગુણવિવેચન' નામે ચોથો અધ્યાય સમાપ્ત.



## ॥ पञ्चमोऽध्यायः ॥

'शब्दार्थौ सालङ्कारौ काव्यम्' इत्युक्तम् । तत्रालङ्काराणाम् 'अङ्गाश्रिता अलङ्काराः' इति सामान्यलक्षणमुक्तम् । अथ विशेषलक्षणस्यावसरस्तत्रापि शब्दालङ्काराणां षण्णां तावदाह—

**१०४) व्यञ्जनस्यावृत्तिरनुप्रासः ॥१॥**

व्यञ्जनस्येति जातावेकवचनम् । तेनैकस्यानेकस्य वा व्यञ्जनस्यावृत्तिः पुनः पुनर्निबन्धो रसाद्यनुगतः
५ प्रकृष्टोऽदूरान्तरितो न्यासोऽनुप्रासः । तत्रैकस्य सकृदावृत्तौ न किञ्चिद्वैचित्र्यमर्थादसकृदावृत्तिर्लभ्यते । अनेकस्य तु सकृदसकृच्च । तत्रैकस्यासकृदावृत्तिर्यथा—

अनङ्गरङ्गप्रतिमं तदङ्गं भङ्गीभिरङ्गीकृतमानताङ्ग्याः ।
कुर्वन्ति यूनां सहसा यथैताः स्वान्तानि शान्तापरचिन्तनानि ॥४३३॥

[ ]

१० अनेकस्य सकृदावृत्तिर्यथा—

ततोऽरुणपरिस्पन्दमन्दीकृतवपुः शशी ।
दध्रे कामपरिक्षामकामिनीगण्डपाण्डुताम् ॥४३४॥

[सुभाषितावलौ (२१५३) भगवद्वाल्मीकिमुनेः]

अत्र 'रु–रि–न्द–न्दि'–इत्यादेरनेकस्य सकृदावृत्तिः । यथा वा—

१५ नितम्बगुर्वी गुरुणा प्रयुक्ता वधूर्विधातृप्रतिमेन तेन ।
चकार सा मत्तचकोरनेत्रा लज्जावती लाजविसर्गमग्नौ ॥४३५॥

[रघु० ७.२५]

अत्र द्वयोर्द्वयोस्त्रयाणां त्रयाणां च व्यञ्जनानां सकृदावृत्तिः ।

यथा वा—

२० 'धूसरितसरिति' ॥४३६॥ इति ।

## ॥ અધ્યાય - ૫ ॥

અલંકાર સાથેના શબ્દ અને અર્થ (તે) 'કાવ્ય' એમ કહેવાયું છે. ત્યાં ''અંગ (= શબ્દ અને અર્થ) ઉપર આધારિત તે (થયા) અલંકારો'' એવું (અલંકારનું) સામાન્ય લક્ષણ કહેવાયું (છે). હવે વિશેષ લક્ષણનો પ્રસંગ છે, (અને) ત્યાં પણ 'શબ્દ'ના છ અલંકારો (અંગે) (ગ્રંથકાર) કહે છે.

**૧૦૪) વ્યંજનની (પુનઃ) આવૃત્તિ (તે થયો) અનુપ્રાસ. (૧)**

'વ્યંજનની' એમાં જાતિવિષયક એકવચન છે. તેથી એક અથવા અનેક વ્યંજનની આવૃત્તિ, એટલે કે પુનઃ પુનઃ પ્રયોગ, જે રસાનુસારી છે, પાસે પાસેનો, જેમાં વચ્ચે અંતર નથી તેવો (પ્રયોગ) (તે થયો) અનુપ્રાસ. તેમાં એક (વર્ણ)ની એક વખતની આવૃત્તિ (= પુનઃ પ્રયોગ)માં કોઈ પણ સુંદરતા નથી, તેથી અસકૃત્ (= એકથી વધારે) આવૃત્તિ (જરૂરી છે એવું અહીં) પ્રાપ્ત થાય છે (= એવું અહીં અભિપ્રેત છે). અનેક વર્ણોનો (પુનઃ પ્રયોગ, આવૃત્તિ) તો એકવાર તથા અનેકવાર (આવકાર્ય છે). ત્યાં એક (વર્ણ)ની અનેકવાર આવૃત્તિ (= પુનઃ પ્રયોગ) (નું ઉદાહરણ) જેમ કે,

'' (સ્તન ભારથી) સહેજ નમેલી તે (નાયિકા)ના, કામદેવની રંગશાળા જેવા શરીરને હાવભાવમયી ચેષ્ટાઓએ એ રીતે પોતાને આધીન કરી દીધું છે કે જેથી આ (= ચેષ્ટાઓ, ભઙ્ગીઓ) યુવાનોનાં ચિત્તને એકદમ જ બીજા (વિષયો)ના ચિન્તનથી રહિત (= વગરના) કરી દે છે. (૪૩૩) [ ]

અનેક (વર્ણો, વ્યંજનો)ની એકવખત આવૃત્તિ (= પુનઃ પ્રયોગ) જેમ કે,

'' પછી (= પ્રાતઃકાળે) (સૂર્યના સારથિ એવા) અરુણના ગતિશીલ થવાથી (= અરુણના પ્રવૃત્ત થવાથી), મલિન સ્વરૂપવાળા ચન્દ્રમાએ કામ (ના ઉપભોગ)થી દુર્બળ કામિનીના કપોલ (= ગાલ) જેવી પાણ્ડુતા (= ફિક્કાશ) ધારણ કરી.'' (૪૩૪)

[સુભાષિતવલિમાં-૨૧૫૩, ભગવાન વાલ્મીકિ મુનિનો શ્લોક]

અહીં 'રુ', 'રિ', 'ન્દ', 'ન્દિ' વગેરે અનેક (વર્ણો)ની એકવાર આવૃત્તિ (= પુનઃ પ્રયોગ) છે. અથવા જેમ કે,

''તે વિધાતા જેવા વડીલ (= ગુરુજન) વડે પ્રયોજાયેલી નિતમ્બના ભારવાળી, મત્ત (થયેલા) ચકોર (નાં નેત્રો જેવાં) નેત્રોવાળી લજ્જાયુક્ત તેણે અગ્નિમાં લાજ (નામે ધાન્યના દાણા) નાખ્યા.'' (૪૩૫)

[રઘુ. ૭.૨૫]

અહીં બે બે અને ત્રણ ત્રણ વ્યંજનોની એકવાર આવૃત્તિ (= પુનઃ પ્રયોગ) (થયેલ છે).

અથવા જેમ કે, ''ધૂસરિત થયેલી સરિતામાં...'' (૪૩૬)

अनेकस्यासकृदावृत्तिर्यथा–

सर्वाशारुधि दग्धवीरुधि सदा सारङ्गबद्धक्रुधि
क्षामक्ष्मारुहि मन्दमुन्मधुलिहि स्वच्छन्दकुन्दद्रुहि ।
शुष्यत्स्रोतसि तप्तभूरिरजसि ज्वालायमानाम्भसि
५ ग्रीष्मे मासि ततार्कतेजसि कथं पान्थ व्रजञ्जीवसि ॥४३७॥

[सुभाषितावलौ (१७०८) भट्टबाणस्य]

अत्र 'रुधि' इत्यादेः ।

**१०५) तात्पर्यमात्रभेदिनो नाम्नः पदस्य वा लाटानाम् ॥२॥**

शब्दार्थयोरभेदेऽपि अन्वयमात्रभेदिनो नाम्नः पदस्य वा एकस्यानेकस्य वा सकृदसकृच्चावृत्तिर्लाटानां
१० संबन्धी लाटजनवल्लभोऽनुप्रासः । तत्रैकस्य नाम्नः सकृदावृत्तिर्यथा–

स एष भुवनत्रयप्रथितसंयमः शङ्करो
बिभर्ति वपुषाधुना विरहकातरः कामिनीम् ।
अनेन किल निर्जिता वयमिति प्रियायाः करं
करेण परिताडयञ् जयति जातहासः स्मरः ॥४३८॥

१५ [ ]

अत्र करेति नाम्नः । असकृद् यथा–

दशरश्मिशतोपमद्युतिं यशसा दिक्षु दशस्वपि श्रुतम् ।
दशपूर्वरथं यमाख्यया दशकण्ठारिगुरुं विदुर्बुधाः ॥४३९॥

[रघु० ८.२९]

२० अत्र दशेति नाम्नः । अनेकस्य सकृद् यथा–

'जयति क्षुण्णतिमिरः' (पृ. १४२) ॥४४०॥ इति ।

असकृद् यथा–

वस्त्रायन्ते नदीनां सितकुसुमधराः शक्रसंकाश काशाः
काशाभा भान्ति तासां नवपुलिनगताः स्त्रीनदीहंस हंसाः ।
२५ हंसाभाम्भोदमुक्तस्फुरदमलवपुर्मेदिनीचन्द्र चन्द्र–
श्चन्द्राङ्कः शारदस्ते जयकृदुपनतो विद्विषां काल कालः ॥४४१॥

[व्यक्तिविवेक, द्वितीय विमर्शाउद्धृतः, पौनरुक्तस्य विवेचने (पृ. ३३३ आ.रे.द्वि)]

અનેક (વર્ણો)નો એકથી વધારે (વખત) પુનઃપ્રયોગ, જેમ કે,

બધી દિશાઓને રુંધનાર, લતાઓને બાળી નાખનાર, હંમેશાં હરણાં ઉપર ક્રોધ ધરનાર, વૃક્ષોને કરમાવનાર, ભ્રમર વિષે ઓછા આનંદવાળા, સ્વચ્છન્દ (થી ફાલતા) કુન્દ (પુષ્પો)નો દ્રોહ કરનાર, ઝરણાંને સૂકવનાર, જમીનની રેતને તપાવનાર, જળને ઊકળતું કરનાર સૂર્યનું તેજ જેમાં ફેલાય છે તેવા ગ્રીષ્મ માસમાં મુસાફરી કરતા હે પાન્થ (= મુસાફર તું) કેમ કરીને જીવે છે ? (૪૩૭)

[સુભાષિતવલીમાં (૧૭૦૮), (બાણભટ્ટનો શ્લોક)]

અહીં 'રુધિ' વગેરેનો (પુનઃ પ્રયોગ છે).

**૧૦૫) અથવા, કેવળ તાત્પર્યનો જ ભેદ કરતા નામ કે, પદનો (એક કે અનેકનો) પુનઃ પ્રયોગ લાટ (દેશના લોકો)નો (અનુપ્રાસ = 'લાટાનુપ્રાસ') છે. (૨)**

શબ્દ અને અર્થનો અભેદ હોવા છતાં, અન્વયમાત્રનો (= ઉદ્દેશ્ય વિધેયભાવ અથવા તાત્પર્ય) ભેદ કરતા નામનો અથવા પદનો, એક કે અનેકનો, એકવાર કે અનેકવાર પુનઃપ્રયોગ (તે) લાટ(ના લોકો) સંબંધી, લાટના લોકોને પસંદ અનુપ્રાસ (= લાટાનુપ્રાસ) (થયો). (= લાટાનુપ્રાસ એ વર્ણોના નહિ પણ પદોના સામ્યરૂપ છે). તેમાં એક નામની એકવાર આવૃત્તિ, જેમ કે,

'તે આ ત્રણે ભુવનમાં જેનો સંયમ પ્રખ્યાત છે તેવા શંકર વિરહથી દુઃખી થઈને શરીર વડે હાલ કામિની (= સ્ત્રી, પાર્વતી)ને (અર્ધનારીશ્વરરૂપે) ધારણ કરે છે, એનાથી અમે (= અમે પોતે કામદેવ) જિતાયા ! (= ભગવાન્ શંકરે કામવિજય કર્યો તેવું કહેવાય છે, એવું યાદ કરીને જાણે કે) એમ પ્રિયતમા (રતિ)નો હાથ (પોતાના) હાથથી ટપારતો, જેને હાસ્ય જન્મ્યું છે તેવો કામદેવ જય પામે છે.' (૪૩૮) [ ]

અહીં 'કર' (વડે) એમાં નામની (આવૃત્તિ) (છે).

એકથી વધારે વાર (પુનઃ પ્રયોગ) જેમ કે,

''સૂર્ય જેવી દ્યુતિવાળા, યશથી દશે દિશામાં પ્રખ્યાત, જેના નામમાં 'રથ' આગળ 'દશ' (શબ્દ) છે તેવા, રાવણના શત્રુ (રામ)ના વડીલને (= પિતાને) બુધજનોએ જાણ્યા.'' (૪૩૯) [રઘુ. ૮.૨૯]

અહીં 'દશ' એ નામની (એકાધિક આવૃત્તિ છે). (હવે) અનેકનો એકવાર (પુનઃપ્રયોગ), જેમ કે,

જેણે અંધકારને છેદ્યો છે તેવો (સૂર્ય) જય પામે છે... (૪૪૦)

[શ્લોક નં. ૨૩૬, કા. શા. ૩/૫ નીચે) (પૃ. નં. ૧૪૩)]

(અનેકનો) અનેકવાર (પુનઃપ્રયોગ) જેમ કે,

''હે ઇન્દ્રતુલ્ય (= શક્રસંકાશ !) સફેદ ફૂલ ધારણ કરનાર કાશ (નામના છોડવા, અથવા કાશપુષ્પના વેલાઓ) નદીઓનાં વસ્ત્રો બને છે. હે લક્ષ્મી રૂપી નદીના હંસ ! (નદીઓના) નવીન કાંઠા (= રેતી) ઉપર બેઠેલા હંસ કાશ (પુષ્પો) જેવા લાગે છે. હે પૃથ્વી (= ઉપર ઊતરેલા) ચન્દ્ર રૂપ (રાજા !), ચન્દ્રમા મેઘથી (= આવરણથી) મુક્ત થવાથી સ્વચ્છ શરીરવાળો (બનેલો) હંસ જેવો લાગે છે, (અને) હે શત્રુઓ માટે કાળ રૂપ ! તને વિજય અપાવનાર શરદઋતુનો ચન્દ્ર જેવો (સફેદ, સ્વચ્છ) સમય આવી ગયો છે.'' (૪૪૧)

[વ્યક્તિવિવેક, દ્વિતીય વિમર્શમાંથી ઉદ્ધૃત, પૌનરુક્તની ચર્ચામાં (પૃ. ૩૩૩ આ.રે.દ્વિ.)]

पदैकस्य सकृद् यथा—

वदनं वरवर्णिन्यास्तस्याः सत्यं सुधाकरः ।
सुधाकरः क्व नु पुनः कलङ्कविकलो भवेत् ॥४४२॥

[काव्यप्रकाश, उल्लास ९, श्लोक ३६०, सूत्र ११३; वृत्तौ]

५ असकृद् यथा—

न भवति भवति च न चिरं भवति चिरं चेत्फले विसंवदति ।
कोपः सत्पुरुषाणां तुल्यः स्नेहेन नीचानाम् ॥४४३॥

[सुभाषितावलौ (२३६) रविगुप्तस्य]

अनेकस्य सकृद् यथा—

१० यस्य न सविधे दयिता दवदहनस्तुहिनदीधितिस्तस्य ।
यस्य च सविधे दयिता दवदहनस्तुहिनदीधितिस्तस्य ॥४४४॥

[काव्यप्रकाश उ. ९, श्लोक. ३५९, सूत्र ११२ वृत्तौ;]

असकृद् यथा—

किञ्चिद्वच्मि न वच्मि वच्मि यदि वा किं वच्मि वच्मीदृशम् ।
१५ दृश्यन्ते न भवादृशेषु पतिषु स्वेषामदोषे दमाः ।
ते किं सन्ति न सन्ति सन्ति यदि वा के सन्ति सन्तीदृशाः ।
सर्वस्तेऽद्य गुणैर्गृहीतहृदयो लोकः कृतो वर्तते ॥४४५॥

**१०६) सत्यर्थेऽन्यार्थानां वर्णानां श्रुतिक्रमैक्ये यमकम् ॥३॥**

२० आवृत्तिरिति वर्तते । सत्यर्थे भिन्नार्थानां वर्णानां स्वरसहितव्यञ्जनानामुपलक्षणाच्च वर्णस्य वर्णयोश्चावृत्तिः श्रुत्यैक्ये क्रमैक्ये च यमौ द्वौ समजातौ तत्प्रतिकृतिर्यमकम् । तेनैकस्याक्षरस्य द्वयोर्बहूनां वा द्वितीयं सदृशं निरन्तरं सान्तरं वा शोभाजनकमलङ्कारः ।

मधुपराजिपराजितमानिनी... ॥४४६॥ [हरविजय ३.२]

इत्यादावुभयेषामनर्थकत्वे

२५ ..... स्फुटपरागपरागतपङ्कजम् । ॥४४७॥ [शिशुपाल० ६.२]

એક પદની એક વાર (આવૃત્તિ) જેમ કે,

"તે (વરવર્ણિની) સુંદરીનું વદન ખરે જ સુધાકર (કહેતાં ચન્દ્ર) છે. પણ (તો) સુધાકર ક્યારે વળી કલંક વગરનો થાય ?" (તેથી તેનું મુખ સુધાકરથી ય રૂડું છે) (૪૪૨)

[કાવ્યપ્રકાશ, ઉલ્લાસ ૯, શ્લોક ૩૬૦; સૂત્ર ૧૧૩ નીચે]

(એક પદની) એકથી વધારે વાર (આવૃત્તિ) જેમ કે,

"સત્પુરુષોનો કોપ કે જે કાં તો થતો નથી, થાય છે તો લાંબો (ચાલતો) નથી, લાંબો ચાલે તો ફળ (આપવાની બાબતમાં) જુદો પડે છે (= અર્થાત્ ક્રોધ સારું ફળ આપે છે) (તેવો કોપ) નીચ વ્યક્તિના સ્નેહ જેવો છે. (અર્થાત્ નીચ વ્યક્તિને સાચો સ્નેહ થતો નથી. સ્નેહ થાય છે તો લાંબો ચાલતો નથી. લાંબો ટકે તો ખરાબ ફળ આપે છે). (૪૪૩) [સુભાષિતવલિમાંથી, (શ્લોક નં. ૨૩૬) રવિગુપ્તનો (શ્લોક)]

અનેક પદોની એકવાર આવૃત્તિ, જેમ કે,

"જેની નજીક પ્રિયતમા નથી તેવાને માટે (તુહિનદીધિતિ =) ચન્દ્રમા દાવાનળ (જેવો સંતાપકારક) છે, અને જેની સમીપમાં (પોતાની) પ્રિયતમા છે, તેને માટે દાવાનળ પણ (ચન્દ્રમા જેવો શીતળ અને આહ્લાદકારક) છે. (૪૪૪) [કાવ્યપ્રકાશ ૯; શ્લોક ૩૫૯, સૂત્ર ૧૧૨ પછી]

અનેક પદોની અનેકવાર આવૃત્તિ જેમ કે,

"કંઈક કહું છું, અથવા નથી કહેતી અથવા જો કહું છું તો શું કહું છું ? આમ કહું છું કે, આપના જેવા પતિ(રાજો) હોતાં, પોતાના દોષ વગર સર્વસ્વનું હરણ કરનારા બીજા કોઈ નથી જણાતા (કેવળ તમારા ગુણો જ એવા છે જે વગર વાંકે બીજાનું સર્વસ્વ લૂંટી લે છે); તેવા શું હોય છે. નથી હોતા અથવા હોય છે તો કોણ હોય છે ? (તે) આવા હોય છે, તારા ગુણોથી (સમગ્ર પૃથ્વી) લોક જકડાયેલા હૃદયવાળો બન્યો છે." (૪૪૫)

**૧૦૬) અર્થ હોતાં, (નિયમથી) અન્ય અર્થવાળાં વર્ણોના (એના એ ક્રમમાં શ્રવણ (= પુનરાવૃત્તિ) હોતાં યમક (અલંકાર) (થાય છે). (૩)**

(વર્ણોની) આવૃત્તિ (= પુનઃ પ્રયોગ) (એ પદ આગળના ૫/૧ સૂત્રમાંથી આવે છે). (એ યમક)

અર્થ હોતાં, ભિન્ન અર્થવાળા વર્ણોની (એટલે કે), સ્વર સાથેના વ્યંજનોની, અને ઉપલક્ષણથી (એક) વર્ણ કે બે વર્ણોની આવૃત્તિ શ્રુતિની એકતા અને ક્રમની એક્તા હોતાં બે યમ કહેતાં યુગલો સરખા જણાતાં - તે (વિગત) જેની પ્રકૃતિ છે (અર્થાત્ તેવી વિગત થાય ત્યારે) 'યમક' (અલંકાર) (પ્રાપ્ત થાય છે).

તેથી એક, બે કે બહુ અક્ષરોના બીજા એકસરખા (અક્ષર), (બંને વચ્ચે) અંતર વગર કે અન્તર સાથે (પ્રયોજાય અને) શોભાજનક હોતાં (યમક) અલંકાર (થાય છે). (જેમ કે),

मधुपराजि. વ. "ભ્રમર પંક્તિઓ દ્વારા માનિનીઓ(નું માન) પરાજિત થતાં..." (૪૪૬)

[હરવિજય-૩.૨]

વગેરે (ઉદા.)માં બંને (વર્ણો)નું નિરર્થકત્વ હોતાં (યમક બને છે).

स्फुटपराग. વ. "સ્ફુટપરાગને કારણ પરાગત થયેલા (=હારેલા) કમળને..." વ. (૪૪૭) [શિશુ.-૬.૨]

इत्यादावेकेषाकमर्थवत्त्वेऽन्येषामनर्थकत्वेऽन्यार्थानामिति न युज्यते वक्तुमिति सत्यर्थे–इत्युक्तम्। न च तदर्थस्यैव शब्दस्य पुनः शक्यमुच्चारणं पौनरुक्त्यप्रसक्तेरिति सामर्थ्यलब्धेऽपि भिन्नार्थत्वे यत्र स एवार्थः प्रसङ्गेन पुनः प्रतिपिपादयिषितो भवति बन्धुबन्धुरत्वादिना च प्रयुक्त एव शब्दः पुनः प्रयुज्यते–

उदेति सविता ताम्रस्ताम्र एवास्तमेति च। ॥४४८॥ [सुभाषितावलौ २२०]

५ इत्यादौ तत्र पौनरुक्त्यदोषाभावाद्यमकत्वं केन निवार्येतेत्यन्यार्थानामित्युपात्तम्। श्रुत्यैक्यग्रहणं लोकप्रतीतितुल्यत्वपरिग्रहार्थम्। तेन दन्त्यौष्ठ्यौष्ठ्यवकारबकारादिवर्णभेदे लघुप्रयत्नतरालघुप्रयत्नतरकृते च भेदे, संयोगस्थयोः सजातीययोर्व्यञ्जनयोर्वास्तवे विशेषे यमकबन्धो न विरुध्यते। यथा–

तस्यारिजातं नृपतेरपश्यदवलम्बनम्।
ययौ निर्झ्झरसंभोगैरपश्श्यदबलं वनम् ॥४४९॥

१० अवलम्बनं पार्ष्णिग्राहाक्रन्दासारादि। प्रपातपानीयास्वादैः पानीयानि तनूकुर्वत्। अबलं सैन्यरहितं वनं काननम्। अत्रैकत्र वबौ दन्त्यौष्ठ्यौष्ठ्यौ। अपरत्र ओष्ठ्यदन्त्यौष्ठ्यौ। अपश्यदित्येकत्रैकः शकारोऽपरत्र द्वौ। तथा–

भवानि ये निरन्तरं तव प्रणामलालसाः।
मनस्तमोमलालसा भवन्ति नैव ते क्वचित् ॥४५०॥

१५ [देवीशतक ५९]

चित्तमोहमलेन जडाः। अत्र लालसेति प्रथमलकारोऽलघुप्रयत्नतरः। मलालसेत्यत्र तु लघुप्रयत्नतरः। तथा नकार–णकारयोरस्वरमकारनकारयोर्विसर्जनीयस्य भावाभावयोरपि न विरोध इति केचित्। यथा–

वेगं हे तुरगाणां जयन्नसावेति भङ्गहेतुरगानाम् ॥४५१॥

[ ]

२० पातयाशु रथं धीर समीरसमरंहसम्।
द्विषतां जहि निःशेषं पृतनाः समरं हसन् ॥४५२॥ [ ]

द्विषतां मूलमुच्छेत्तुं राजवंशादजायथाः।
द्विषद्भ्यस्त्रस्यसि कथं वृकयूथादजा यथा ॥४५३॥ [ ]

क्रमैक्यग्रहणात् 'सरो रसः' इत्यादौ।

२५ प्रवणः प्रणवो यत्र प्रथमः प्रथमेषु यः।
रणवान् वारणमुखः स वः पातु विनायकः ॥४५४॥ [स. कं. २/२०८; पृ. २४६]

इत्यादौ च यमकत्वं मा भूत्।

વગેરે (ઉદા.) માં કેટલાક વર્ણો અર્થવાળા હોતાં અને કેટલાક અનર્થક હોતાં, (યમક બને છે). – 'अन्यार्थानाम्' (= અન્ય અર્થવાળા) (ભિન્ન) (એમ જે સૂત્ર૩ માં કહ્યું તે) લાગુ પડતું નથી, તેથી 'સત્યર્થે' (= અર્થ હોતાં) એમ (સૂત્રમાં કહ્યું) છે. વળી, એના એ જ અર્થવાળા શબ્દનું પુનઃ ઉચ્ચારણ શક્ય નથી કેમ કે પુનરુક્તિદોષ આવે; તેથી સામર્થ્ય દ્વારા (= સંદર્ભ દ્વારા) પ્રાપ્ત થતો હોવા છતાં, ભિન્નાર્થમાં, જ્યાં એ નો એ જ અર્થ પ્રસંગતઃ ફરી (કાવ્ય) પ્રયોજિત કરાય, અને (જ્યાં) (કાવ્ય) બન્ધની સુન્દરતાથી (તેનો એ શબ્દ) પુનઃ પ્રયોજિત કરાય છે, (જેમ કે),

उदेति सविता ताम्रः... વગેરેમાં. (૪૪૮)                                   [સુભાષિતાવલિમાં શ્લોક ૨૨૦]

ત્યાં પૌનરુક્ત્ય દોષનો અભાવ હોતાં (તેને) યમક બનતાં કોણ નિવારી શકશે ? – તેથી (આ પરિસ્થિતિ દૂર કરવા) 'अन्यार्थानाम्' એવું પદ (સૂત્રમાં) લેવાયું છે.

'શ્રુત્યૈક્ય'નું ગ્રહણ લોકપ્રતીતિ (ની દૃષ્ટિએ) તુલ્યતા (= સરખાપણું)ના ગ્રહણ માટે છે. તેનાથી દન્ત્ય, ઓષ્ઠ્ય, ઓષ્ઠ્ય 'વ'કાર કે 'બ'કાર વગેરે વર્ણ (નો) ભેદ હોતાં, ઓછા પ્રયત્નથી કે વધુ ઓછા પ્રયત્નથી થતા ભેદમાં, કે સંયોગમાં રહેલા બે સજાતીય વર્ણોના કથનમાં, ખાસ કરીને યમકની રચનામાં વિરોધ આવતો નથી. જેમ કે,

''તે રાજાના શત્રુઓએ અવલંબન જોયું. ઝરણાંના ઉપભોગથી (= ઉપયોગથી) (તે) ગયું. સૈન્ય વગરનું = નિર્બળ વન જોયું.'' (૪૪૯)

અવલંબન એટલે પાર્ષ્ણિગ્રાહ (= પાછળના મિત્રનું ગ્રહણ/અવલંબન) આક્રન્દાસાર, (= મિત્રનું ગ્રહણ) વગેરે. ધોધનાં જળના આસ્વાદથી પાણીને હલકું કરતું. 'અબલ' એટલે સૈન્ય વગરનું વન, જંગલ. અહીં એક જ સ્થળે 'વ' અને 'બ' દન્ત્યૌષ્ઠ્ય, અને ઓષ્ઠ્ય છે. બીજે ઓષ્ઠ્ય-દંત્ય બે અને ઓષ્ઠ્ય (બે) વર્ણો છે. 'अपश्यत्' માં) બે ('શ'કાર છે). વળી,

હે ભવાનિ ! જે સતત તારા પ્રણામ માટે લાલસાવાળા છે, તે (લોકો) ક્યારેય મનના અંધકારરૂપી મળવાળા થતા નથી.'' (૪૫૦)                                                                    [દેવીશતક-૫૯]

ચિત્તના મોહરૂપ મળથી જડ. અહીં 'लालसाः' માં પ્રથમ 'ल'કાર અલઘુપ્રયત્નવાળો છે. જ્યારે 'मलालस'માં ('ल'કાર) લઘુપ્રયત્નવાળો છે. વળી 'न'કાર તથા 'ण'કાર, સ્વર વગરના 'म'કાર તથા 'न'કાર અને વિસર્જનીય (= વિસર્ગ) એવા ભાવ અને અભાવનો વિરોધ નથી એમ કેટલાક (માને છે), જેમ કે,

''તુરગોના વેગને જીતતો આ (अन्–ગ =) ન જનારાના ભંગનો હેતુ છે.''

(અથવા, હે તુરગોના (વેગ) ભંગ રૂપ !) (૪૫૧)                                                    [        ]

હે ધીર, પવન જેવા વેગવાળા રથને જલ્દી ઉતાર, યુદ્ધને હસી કાઢતો (તું) દુશ્મનોના લશ્કરને નિઃશેષ હણી નાખ. (૪૫૨)                                                                                  [        ]

દુશ્મનોના મૂળને ઉખેડવા રાજવંશમાંથી તું જન્મ્યો છે. (તો હવે) જેમ વરુઓના ટોળાથી બકરા ડરે તેમ દુશ્મનોથી કેમ ત્રાસે છે ? (૪૫૩)                                                                [        ]

ક્રમની એકતાના ગ્રહણથી (જેમ કે), 'सरो रसः' વગેરેમાં, (યમક નથી).

તે વિનાયક અમારું રક્ષણ કરો, (જેને વિષે) ઢાળ એ ૐકાર છે (અને) જે શિવના ગણોમાં પ્રથમ છે. જે 'રણ'વાળો તથા વારણ (= હાથી)ના મુખવાળો છે. વગેરેમાં 'યમક' થશે નહિ. (૪૫૪)

[સ.કં. ૨/૨૦૮, પૃ. ૨૪૬]

**१०७) तत्पादे भागे वा ॥४॥**

तद् यमकं पादे तस्य च भागे भवति । तत्र पादजं पञ्चदशधा । तथा हि—प्रथमो द्वितीयादौ वर्तते द्वितीयस्तृतीयादौ । तृतीयश्चतुर्थ इति षट् । प्रथमो द्वितीयतृतीययोर्द्वितीयचतुर्थयोस्तृतीयचतुर्थयोर्द्वितीयस्तृतीयचतुर्थयोरिति चत्वारः । प्रथमस्त्रिष्वपीत्येकः । प्रथमो द्वितीये तृतीयश्चतुर्थे इति । प्रथमश्चतुर्थे
५ द्वितीयस्तृतीय इति द्वौ । अर्धावृत्तिः श्लोकावृत्तिश्चेति द्वे इति । यथा—

चक्रं दहतारं चक्रन्द हतारं ।
खड्गेन तवाजौ राजन्नरिनारी ॥४५५॥ [रुद्रट ३.४]

कश्चिद्राजानमाह—समूहम्, घ्नता, अरिसंबन्धि, रुरोद भग्नाशा अत्यर्थम् ।

संयतं याचमानेन यस्याः प्रापि द्विषा वधः ।
१० संयतं या च मानेन युनक्ति प्रणतं जनम् ॥४५६॥
[देवीशतक १४]

रणं, देव्याः, जितेन्द्रियं, पूजया, ज्ञानेन वा ।

प्रभावतो नामन वासवस्य प्रभावतोऽ नाम नवासवस्य ।
प्रभावतो नाम नवा सवस्य विच्छित्तिरासीत्त्वयि विष्टपस्य ॥४५७॥
१५ [दंडी, काव्यादर्श ३.६३]

प्रभावात् । शक्रस्य । तेजस्विनः । नामन नतेः कारक । अनाम नमनरहित । अतश्च विष्टपस्य प्रभौ स्वामिनि त्वयि नवसोमरसस्य सवस्य यज्ञस्य नवा विच्छेद आसीत् । नवा—इत्येक एव निपातः प्रतिषेधार्थः । नामेत्यभ्युपगमे निपातः । इत्यादि ।

अर्धावृत्तिर्यथा—

२० सा रक्षतादपारा ते रसकृद्गौरबाधिका
सारक्षतादपारातेरसकृद्गौरवाधिका ॥४५८॥ [देवीशतक १६]

सा देवी, त्रायताम्, अनन्ता, तव, रागकृदभिमतं वस्त्वित्यर्थः । वाग्रूपा, पालनी, उत्कृष्टक्षतेः, अपगतविपक्षात्, अविरतम्, गौरवेणाधिका सर्वेषां गुरुरित्यर्थः ।

श्लोकावृत्तिर्यथा—

२५ स त्वारं भरतो वश्यमबलं विततारवम् ।
सर्वदा रणमानैषीदवानलसमस्थितः ॥४५९॥
[रुद्रट ३.१८]

**૧૦૭) તે (= યમક) પાદમાં (= ચરણમાં = શ્લોકના ચોથા ભાગમાં) અથવા (તેના શ્લોકના) ભાગમાં (જણાય છે). (૪)**

તે યમક (શ્લોકના) પાદમાં અને તેના ભાગમાં (પણ) થાય છે. પાદમાં થતું (યમક) પંદર પ્રકારનું છે જેમ કે, પહેલો પાદ દ્વિતીયાદિ (બીજા, ત્રીજા ને ચોથા પાદની આગળ હોય છે), બીજો પાદ ત્રીજાની (= ત્રીજા અને ચોથાની) આગળ. ત્રીજો પાદ ચોથાની; એમ છ (પ્રકાર). પ્રથમ(પાદ) દ્વિતીય અને તૃતીયની (આગળ); તથા બીજા અને ચોથા, ત્રીજા અને ચોથા, બીજો તૃતીય અને ચોથા (આગળ) (એમ) ચાર (ભેદ). પહેલો(પાદ) (બાકીના) ત્રણેમાં (પુનરાવૃત્ત થાય તેવો) એક (પ્રકાર). પહેલો બીજે ને બીજો ચોથે. પહેલો ચોથે અને દ્વિતીય તૃતીયમાં એમ બે (ભેદ). અર્ધાવૃત્તિ અને શ્લોકાવૃત્તિ (મળીને) બે. જેમ કે,

રણમાં શત્રુઓના સમૂહને નષ્ટ કરતી તમારી તલવારથી મરાયેલી રિપુ-રમણી વિલાપ કરવા લાગી. (૪૫૫)

[રુદ્રટ-૩.૪]

કોઈકે રાજાને કહ્યું, 'સમૂહને, હણતા, દુશ્મનના, રડી, ભગ્નાશા, અત્યંત'.

યુદ્ધની યાચના કરનાર જેના દુશ્મન વડે વધ પ્રાપ્ત કરાયો, (જ્યારે) નમેલા જિતેન્દ્રિય મનુષ્યને જે (દેવી) માનપૂર્વક, (પૂજા અથવા જ્ઞાન સાથે) જોડે છે. (૪૫૬) [દેવીશતક-૧૪]

રણ, દેવીનો, જિતેન્દ્રિયને, પૂજા સાથે, અથવા જ્ઞાન સાથે (એવા અર્થ છે).

દીપ્તિમાન ઇન્દ્રને પણ (પોતાના પ્રતાપથી) ઝુકાવવાવાળા અને સ્વયં (પોતે) ક્યારેય ન ઝૂકવાવાળા (હે રાજા), તમે આ ભુવનના સ્વામી હોતાં, 'પ્રભાવાન્' નામે નવીન આસવ (= નવી મદિરા)નો તથા સોમયાગનો ક્યારેય વિચ્છેદ (અથવા, વિનાશ) ન થયો. (૪૫૭) [દંડી, કાવ્યાદર્શ-૩.૬૩]

પ્રભાવથી, શક્રના, તેજસ્વીના, 'નામન' એ √नम्/નતનું કારકરૂપ, 'અનામ', (અર્થાત્) નમનરહિત, આથી ભુવનના પ્રભુ, સ્વામી, તમે હોતાં, નવીન સોમરસના યજ્ઞનો ક્યારેય વિચ્છેદ ન થયો; 'નવા' એમ એક જ નિપાત પ્રતિષેધાર્થક (છે). 'નામ' એમ લેતાં નિપાત (જાણવો) વગેરે.

અર્ધાવૃત્તિ, જેમ કે,

તે અનન્તા (દેવી) તારું અભિમત રક્ષો. ગૌરવથી અધિક (= સર્વની ગુરુ) (એવી) વાગ્રૂપા (તે દેવી) મોટી ક્ષતિમાંથી (અને) વિપક્ષમાંથી અવિરત (બચાવો). (૪૫૮) [દેવીશતક-૧૬]

તે દેવી, રક્ષણ કરો, અનન્તા, તારું, રાગ જન્માવનારું (અર્થાત્) અભિમત વસ્તુ, એવો અર્થ છે. વાગ્-રૂપા, રક્ષણ કરનારી, વિપક્ષથી, અવિરત, ગૌરવને કારણે અધિક, 'બધાની ગુરુ' એમ અર્થ છે.

શ્લોકની આવૃત્તિ, જેમ કે,

''તે (પંડિત) નિષ્ક્રિય(જન)થી દૂર રહીને (શત્રુઓના) અસ્થિપંજરને નષ્ટ કરતો, ભયભીત, શક્તિહીન, શત્રુસમુદાયને રણમાં જોડ્યો. (૪૫૯)* [રુદ્રટ-૩.૧૮]

* શ્લોક ૪૫૯ થી ૪૬૬ સુધીમાં યમકના અગત્યના પ્રકારો ઉદાહૃત કરાયા છે.

सत्त्वारम्भरतोऽवश्यमवलम्बिततारवम् ।
सर्वदारणमानैषी दवानल समस्थितः ॥४६०॥

[रुद्रट ३.१९]

महापुरुषः, पुनः, शत्रुसमूहम्, भरात्, वशे वर्तमानम् । बलरहितं, दीर्घाक्रन्दं, सर्वकालं संग्रामं प्रापयामास । अवानलसं अपि तु त्वरितं गच्छन् । अस्थीनि तस्यात्युपक्षिणोति । सत्त्वेन ये आरम्भास्तेषु रतः । सर्वथा आश्रितं तरुत्वग् वसनं येन शत्रुसमूहेन । सर्वेषां दारणे यो मानस्तमिच्छति । दवाग्निना समं स्थितं यस्य ।

तथा भागजस्य द्विधा विभक्ते पादे प्रथमपादादिभागः पूर्ववद्द्वितीयादिपादादिभागेषु, अन्तभागोऽन्तभागेष्वित्यष्टाविंशतिर्भेदाः ।

श्लोकान्तरे हि न भागावृत्तिः संभवति । यथा–

सरस्वति पदं चित्तसरस्वति विधेहि मे ।
त्वां विना हि न शोभन्ते नराः काया इवासुभिः ॥४६१॥

[ ]

करेण ते रणेष्वन्तकरेण द्विषतां हताः ।
करेणवः क्षरद्रक्ता भान्ति सन्ध्याघना इव ॥४६२॥

[काव्यादर्श ३.२६]

भवानि शं विधेहि मे भवानिशं कृपापरा ।
उपासनानि यज्जनोऽभवानि शंसति त्वयि ॥४६३॥

[ ]

परागतरुराजीव वातैर्ध्वस्ता भटैश्चमूः ।
परागतमिव क्वापि परागततमम्बरम् ॥४६४॥

[काव्यादर्श ३.२७]

पातु वो भगवान् विष्णुः सदा नवघनद्युतिः ।
स दानवकुलध्वंसी सदानवरदन्तिहा ॥४६५॥

[काव्यादर्श ३.२८]

पदद्वयं कपालिनः पुनातु लोकपालिनः ।
अलीयते नतो हरिः स यत्र पङ्कजप्रभे ॥४६६॥

[ ]

एवमन्यान्यप्युहार्याणि ।

"બળપૂર્વક પોતાની ક્રિયાઓને શરૂ કરવાવાળા, વૃક્ષો (= વનો)નું શરણું લેવાવાળા, વશમાં આવેલા શત્રુમંડળને (યુદ્ધમાં જોડતો), બધાને નષ્ટ કરવાને કારણે માનનો ઇચ્છુક, દાવાગ્નિના જેવી સ્થિતિવાળો (પંડિત યુદ્ધ કરે છે)." (૪૬૦)                                                        [રુદ્રટ-૩.૧૯]

મહાપુરુષ, ફરીથી, શત્રુસમૂહને, બળથી, વશમાં રહેનારું, બલરહિત, દીર્ઘ-આક્રન્દવાળાને, બધે સમયે સંગ્રામ પ્રાપ્ત કરાવ્યો. જે ચાલતો નથી છતાં ત્વરિત રીતે જાય છે. તેનાં હાડકાં ભાંગે છે. સત્ત્વથી જેનો આરંભ થાય છે (તેવાં કાર્યોમાં) લાગેલો. બધી રીતે ઝાડની છાલ (રૂપી) વસ્ત્રો જેણે ધર્યું છે તેવા શત્રુસમૂહ વડે; બધાને હણવામાં જે માન (= ગૌરવ), તેને ઇચ્છતો; દાવાગ્નિ જેવી જેની સ્થિતિ છે.

તે રીતે (ચરણના) ભાગના બે ભાગમાં વહેંચાયેલા પાદમાં પ્રથમ પાદનો આદિભાગ પહેલાંની માફક દ્વિતીય (તૃતીય)પાદના આદિ ભાગોમાં, અન્તભાગ અંતભાગોમાં એમ ૨૮ ભેદો (પ્રાપ્ત) થાય છે. શ્લોકાન્તરમાં ભાગની આવૃત્તિ સંભવતી નથી. જેમ કે,

હે સરસ્વતિ, મારા ચિત્ત-સરોવરમાં પદાર્પણ કરો. તારા વિના મનુષ્યો શોભતા નથી જેમ દેહ પ્રાણ વગર (શોભતા નથી, તેમ). (૪૬૧)                                                        [                    ]

(હે રાજા) યુદ્ધમાં તારા વિનાશકારી હાથથી હણાયેલા શત્રુઓના હાથી, કે જેમના શરીરમાંથી લોહી વહે છે (તે) સંધ્યાકાળના મેઘ જેવા જણાય છે. (૪૬૨)                                        [કાવ્યાદર્શ ૩.૨૬]

હે ભવાનિ ! મારું કલ્યાણ કર. સદા (મારા ઉપર) કૃપા વરસાવનારી બન. (હું) કે જે વ્યક્તિ તારે વિષે અ-જન્મ (= જન્મ ન થાય તે માટેની) પ્રાર્થના ઉચ્ચારે છે. (૪૬૩)                    [                    ]

જે રીતે આંધીઓ પહાડો ઉપર રહેલી વૃક્ષોની પંક્તિને ઉખેડીને ફેંકે છે, તે રીતે (તમારા) સૈનિકોએ શત્રુસેનાને છિન્નભિન્ન કરી નાખી. અને ત્યારે (યુદ્ધમાં ઉપર ઊઠતી) ધૂળથી આચ્છાદિત (અને આથી અદશ્ય) આકાશ જાણે ક્યાંક નાસી ગયું હોય તેવું લાગ્યું. (૪૬૪)                    [કાવ્યાદર્શ-૩.૨૭]

"નૂતન મેઘ જેવી કાન્તિવાળા, દાનવકુળના વિનાશક, તથા (કુવલયાપીડ નામે) મદયુક્ત શ્રેષ્ઠ હાથીનો સંહાર કરનાર તે (લોકપ્રસિદ્ધ) ભગવાન વિષ્ણુ તમારા સહુની રક્ષા કરો." (૪૬૫) [કાવ્યાદર્શ-૩.૨૮]

"લોકના રક્ષક શિવજીના બે ચરણો, રક્ષણ કરો, કમળ જેવી પ્રભાવાળા જે (પદદ્વય) વિષે નમેલા હરિ ભ્રમર જેવું વર્તન કરે છે." (૪૬૬)                                                        [                    ]

આ રીતે બીજા પ્રકારોનાં ઉદાહરણો પણ આપવાં.

त्रिधा विभक्ते द्वाचत्वरिंशत् । चतुर्धा विभक्ते षट्पञ्चाशत् । प्रथमपादादिगतान्त्यार्धादिभागा द्वितीय–पादादिगताद्यार्धादिभागे यम्यन्त इत्याद्यन्वर्थतानुसरेणनानेकभेदमन्तादिकादिकम् । अन्तादिकमाद्यन्तकं तत्समुच्चयः । मध्यादिकमादिमध्यमन्तमध्यं मध्यान्तकं तेषां समुच्चयाः । तथा तस्मिन्नेव पादे आद्यादिभागानां मध्यादिभागेष्वनियतेऽवस्थान आवृत्तिरिति प्रभूततमभेदं यमकम् ।

५ एतस्य च कविशक्तिख्यापनमात्रफलत्वेन पुरुषार्थोपदेशानुपायत्वात् काव्यगडुभूततेति भेदलक्षणं न कृतम् । काव्यं हि महाकवयः सुकुमारमतीनां पुरुषार्थेषु प्रवर्तनाय विरचयन्ति । न च पृथग्यत्ननिर्वर्त्यमकादिनिरुद्धरसं तत्तथा सुखोपायः । सरित्पर्वतसागरादिवर्णनमपि वस्तुवृत्त्या रसभङ्गहेतुरेव, किमङ्ग न कष्टकाव्यम् । तथा च लोल(? ल्ल)टः ।

(३३) यस्तु सरिदद्रिसागरनगतुरगपुरादिवर्णने यत्नः ।

१० कविशक्तिख्यातिफलो विततधियां नो मतः प्रबन्धेषु ॥

यमकानुलोमतदितरचक्रादिभिदोऽतिरसविरोधिन्यः ।

अभिमानमात्रमेतद्गड्डरिकादिप्रवाहो वा ॥ इति । [लोल(? ल्ल)टः]

**१०८) स्वरव्यञ्जनस्थानगत्याकारनियमच्युतगूढादि चित्रम् ॥५॥**

स्वरादीनां नियमश्च्युतं गूढादिश्च चित्रसादृश्यादाश्चर्यहेतुत्वाद् वा चित्रम् ।

१५ तत्र स्वरचित्रं यथा–

जय मदनगजनदमन वरकलभगतगमन ।

गतजननगदमरण भवभयगनरशरण ॥४६७॥ [ ]

ह्रस्वैकस्वरम् । एवं दीर्घैकस्वरद्वित्र्यादिस्वरनियम उदाहार्यम् ।

व्यञ्जनचित्रं यथा–

२० न नोननुन्नो नुन्नोनो नाना नानानना ननु ।

नुन्नोऽनुन्नो ननुन्नेनो नानेना नुन्ननुन्ननुत् ॥४६८॥

[किरात० १५.१४]

ત્રણ ભાગમાં વિભક્ત થતાં (યમકના) ૪૨, ચતુર્ધા વિભક્ત થતાં ૫૬ (પ્રકારો થાય છે). પ્રથમ પાદાદિમાંના અન્ત્યાર્ધભાગો દ્વિતીયપાદાદિમાંના આદ્યાર્ધ વગેરે ભાગમાં જોડાય છે વગેરે અન્વર્થતાનું અનુસરણ કરતાં 'અન્તાદિક' યમક અનેક ભેદોવાળું બને છે. અન્તાદિક આદ્યન્તવાળું, તેનો સમુચ્ચય; મધ્યાદિક આદિમધ્ય અને અન્તમધ્ય, મધ્યાન્તક – તે બધાનો સમુચ્ચય તે પ્રમાણે તે જ પાદમાં આદ્ય વગેરે ભાગોનું મધ્ય વગેરે ભાગોમાં અવસ્થાન, અર્થાત્ આવૃત્તિ એમ યમક અનેક ભેદોવાળું છે.

આ (યમક)નું ફળ માત્ર કવિની શક્તિનું પ્રકાશન જ છે. (ધર્મ, અર્થ વ.) પુરુષાર્થોમાં તે ઉપાયભૂત ન હોવાથી (તે યમકની) 'કાવ્યગડુભૂતતા' (= કાવ્યમાં ગ્રંથિ/બાધારૂપ હોવું) છે તેથી (આગળ) ભેદોનું લક્ષણ (અમે) કર્યું નથી. મહાકવિઓ કાવ્યની રચના સુંવાળી બુદ્ધિવાળાઓને (ધર્માદિ) પુરુષાર્થોમાં પ્રવર્તિત કરવા રચે છે. (રસાદિનિરૂપણથી) પૃથક્ પ્રયત્ન વડે નિર્માતું યમક વગેરે જે રસને અવરોધે છે તે તે રીતે સુખના ઉપાય રૂપ (બનતું) નથી. સરિતા, પર્વત, સાગર વગેરેનું વર્ણન પણ વાસ્તવિક રીતે તો રસભંગનો હેતુ જ છે, તો (આવું યમકાદિ નિરૂપણ રૂપ) કષ્ટ (નિવર્તિત) કાવ્ય (રસભંગનું કારણ) કેમ ન હોય ? અને વળી, લોલ્લટ (જણાવે છે) : –

(૩૩) પ્રબંધોમાં કવિની શક્તિની ખ્યાતિરૂપી ફળવાળો જે પ્રયત્ન સરિતા, પર્વત, સાગર, પહાડ, ઘોડો, નગર વગેરેનાં વર્ણનમાં છે, તે બુદ્ધિશાળીઓને માન્ય નથી. યમક, અનુલોમ, તેની વિરોધી (= પ્રતિલોમ), ચક્ર વગેરે પ્રકારની (રચનાઓ) રસની અત્યન્ત વિરોધિની છે. આ કેવળ (રચયિતાનું) અભિમાન માત્ર જ છે, અથવા (તે) ગાડરિયો પ્રવાહ છે. (લોલ્લટ)

**૧૦૮) - સ્વર, વ્યંજન, સ્થાન, ગતિ, આકાર (વગેરેના) નિયમવાળું, ચ્યુત, (અને) ગૂઢ (કાવ્ય) (તે) ચિત્ર (કાવ્ય છે). (૫)**

સ્વર વગેરેના નિયમવાળું, ચ્યુત અને ગૂઢ વગેરે 'ચિત્ર' જેવું હોવાથી અથવા આશ્ચર્યનો હેતુ (બનવાથી) 'ચિત્ર' (કાવ્ય કહેવાય છે).

તેમાં સ્વરચિત્ર જેમ કે,

હે મદનરૂપી ગજનું દમન કરનાર, ઉત્તમ હાથી જેવા ગમનવાળા, વીતેલા જન્મરૂપી રોગના મરણરૂપ, ભવ-ભયમાં પડેલા નરના શરણરૂપ (દેવ) (તમે) વિજય પામો. (૪૬૭) [ ]

(આ પદ્ય) કેવળ હ્રસ્વ-સ્વરવાળું છે. આ રીતે કેવળ દીર્ઘસ્વરવાળું, બે, ત્રણ, સ્વરોના નિયમવાળું (કાવ્ય) ઉદાહૃત કરવું.

વ્યંજન-ચિત્ર-(કાવ્ય) જેમ કે, હે અનેક પ્રકારના મુખોવાળા, નિકૃષ્ટ (વ્યક્તિ/વિગતથી) વીંધાયેલો (વ્યક્તિ, તે) પુરુષ નથી. (તે રીતે) નિકૃષ્ટને વીંધનાર પણ પુરુષ નથી (= વીર પુરુષ નથી). (નિષ્કૃષ્ટથી ભાગનારની તો વાત જ શી કરવી ?). તેની કોઈ ગતિ નથી. એ (નિકૃષ્ટ) વીંધાયેલો હોવા છતાં ન વીંધાયેલો છે. આપ (સહુ) ન વીંધાયેલાના સ્વામી હોવાથી 'અનુન્ન' કહેતાં (પોતે) ન વીંધાયેલા છો. વીંધાયેલાથી વીંધાયેલાને વીંધનાર પુરુષ નિષ્પાપ થતો નથી. (૪૬૮) [ભારવિ, કિરાત ૧૫.૧૪]

रणपराङ्मुखा गणाः कुमारेण जगदिरे इति प्रक्रमः । हे नानानना अनेकरूपवदनाः, स न ना, न पुरुषो, य ऊनेन हीनेन जितः । विजितहीनोऽपि पुरुषोऽपुरुषः । ननु सम्बोधने । जितोऽप्यजित एव यो न जित-प्रभुः । सोऽपि पाप एव, यो जितं जितं नुदतीति । एकव्यञ्जनम् । एवं द्वित्र्यादि व्यञ्जननियमे उदाहार्यम् ।

स्थानमुरःकण्ठादि । तच्चित्रं यथा—

५ अगा गां गाङ्गकाकाकगाहकाघककाकहा ।
अहाहाङ्कखगाङ्कागकङ्कागखगकाकक: ॥४६९॥

[काव्यादर्श ३.९१]

कश्चित्पुरुषः स्तूयते—हे गाङ्गकाकाकगाहक गङ्गासम्बन्धीषज्जलकुटिलगतिविलोडक, त्वं कुत्सितपापान्येव वायसास्तेषां हन्ता । जिहीतेः क्विपि हानं हाः । न हां गतिं जहाति यत्तथाविधमङ्गं यस्य
१० स खगः सूर्यश्चिह्नं यस्य स गिरिरर्थान्मेरुस्तत्र कङ्काख्याः पर्वतपतत्रिणः काककाः शब्दकारिणो यस्य । स त्वं पापहा मेरुनिवासिभिः पक्षिभिरपि प्रख्याप्यमानकीर्तिर्गामगाः स्वर्गं गतोऽसीत्याशंसायां भूतवन्निर्देशः । कायति अर्थमभिधत्त इति काकः शब्द औणादिके के तं करोतीति णिचि तदन्तात् णके च काककः । कण्ठस्थानम् । एवं द्वित्र्यादिस्थाननियम उदाहार्यम् ।

गतिर्गतप्रत्यागतादिका, तच्चित्रं यथा—

१५ वारणागगभीरा सा साराऽभीगगणारवा ।
कारितारिवधा सेनाऽनासेधा वरितारिका ॥४७०॥

[शिशुपाल० १९.४४]

करिगिरिदुर्विगाहा । उत्कृष्टा । अभीगानामप्राप्तभयानां भटसमूहानां जयध्वनिना युक्ता । विहितशत्रुक्षया । स्वार्थे णिग् । अविद्यमान आसेधो यस्याः । मया सह युद्ध्यध्वमिति वरिताः प्रार्थिता
२० अरयो यया सा यदूनां सेना । द्विषतां बलं प्रयातेति पूर्वेण सम्बन्धः । अत्रायुक्पादयोर्गतिर्युक्पादयोः प्रत्यागतिरित्यर्धे ते एवेति पादगतप्रत्यागतम् ।

एवमर्धगतप्रत्यागतश्लोकगतप्रत्यागतसर्वतोभद्रार्धभ्रमतुरङ्गपदगोमूत्रिकादीन्युदाहार्याणि ।

રણથી પરાઙ્મુખ થયેલા ગણો કુમાર વડે (આ રીતે) સંબોધાયા (= કુમારે ગણોને આવું કહ્યું) એવો ક્રમ (અહીં છે).

હે અનેક મુખવાળા, તે (વ્યક્તિ) (વીર) પુરુષ નથી, જે (પોતાનાથી) હલકા (= નિકૃષ્ટ, ઓછા બળવાળા)થી જિતાયો છે. વળી, (પોતાનાથી) ઉતરતાને જિતનારો પુરુષ પણ અ-પુરુષ છે (= વીર નથી). 'ननु' (અહીં) સંબોધન માટે (પ્રયોજાયું છે).

(તે) જીતેલો છતાં ન જીતેલો છે, જેણે સ્વામીને જીત્યો નથી. તે પણ પાપી જ છે જે જિતાયેલાને વીંધે છે. (અહીં) એક વ્યંજન (ના પ્રયોગવાળું ચિત્રકાવ્ય છે). આ રીતે બે કે ત્રણ વ્યંજનોના નિયમ વિષે ઉદાહરણ આપવું.

'સ્થાન' એટલે છાતી, ગળું વગેરે. તે (= સ્થાનને લગતું) ચિત્ર જેમ કે,

ગંગા નદીના જળનાં અવાજ કરતાં મોજાંમાં અવગાહન કરવાવાળા, શોકના ભાવથી રહિત, સુમેરુ પર્વત સુધી જેની કીર્તિ વ્યાપી છે તેવા, તથા વિષયસુખો વિષે અનાસક્ત (હે રાજા !) બધા પ્રકારના પાપરૂપી કાગડાઓનો નાશ કરીને તમે એકદમ જ સ્વર્ગલોકને પ્રાપ્ત કરશો. (૪૬૯)                [કાવ્યાદર્શ, ૩.૧૧]

કોઈક પુરુષ સ્તુતિ કરે છે - હે गाङ्ग० - ગંગાના જળને ડહોળનાર, તું હલકાં પાપ એ જ (= રૂપી) કાગડાઓ - તેમને હણનાર છે. √ओहाङ् (= √हा) ધાતુને क्विप् પ્રત્યય લગાવતાં 'हान' અર્થમાં 'हा' એવો શબ્દ સિદ્ધ થાય છે. ગતિને ત્યજતું નથી તેવા પ્રકારનું અંગ જેનું છે તે 'खग' કહેતાં સૂર્ય, જેનું ચિહ્ન છે તે પર્વત, એટલે કે મેરુ; તેમાં કંક નામ પર્વતનાં પંખીઓ 'काककाः' અવાજ કરનારા જેના છે તેવો (તું), તે તું 'પાપહા' અર્થાત્ મેરુનિવાસી પક્ષીઓ વડે જેની કીર્તિ ગવાય છે તેવો. 'गामगाः' સ્વર્ગે ગયો - એમ પ્રશંસાના અર્થમાં ભૂતકાળ જેવો નિર્દેશ છે. 'कायति' એટલે અર્થનું કથન કરે તે 'काक', શબ્દ √कै = √का ધાતુથી ઉણાદિમાંનો 'क' પ્રત્યય થતાં 'काक' શબ્દ બન્યો. (तं = काकं) करोति એ અર્થમાં 'काक' શબ્દને णिच् પ્રત્યય લાગ્યો. ને णिजन्त શબ્દને 'णक्' પ્રત્યય લગાવીને 'काककः' શબ્દ સાધ્યો છે. કંકનું સ્થાન છે.

આ રીતે (ચિત્રમાં) બે-ત્રણ સ્થાનોનો નિયમ ઉદાહૃત કરવો.

'ગતિ' એટલે 'ગત', 'પ્રત્યાગત' વગેરે રૂપ. (= ગયેલું, આવેલું વ. રૂપ), તે (રૂપી) ચિત્ર જેમ કે,

હાથીરૂપી પર્વતોને કારણે જેનામાં પ્રવેશ કરવો મુશ્કેલ છે તેવી, ઉત્કૃષ્ટ, ભય વગરના સૈનિકોનાં જૂથોના જયધ્વનિવાળી, જેનાથી શત્રુઓનો ક્ષય કરાયો છે તેવી, જેનું ગ્રહણ થયું નથી તેવી, જેણે દુશ્મનોને પડકાર્યા છે તેવી (યદુઓની સેના આગળ વધી). (૪૭૦)                [શિશુ ૧૯.૪૪]

હાથીરૂપી પર્વતોને કારણે જેમાં પ્રવેશવું મુશ્કેલ છે તેવી, ઉત્કૃષ્ટા (સેના), જેમને ભય નથી લાગ્યો તેવા સૈનિકોના જૂથોના જયધ્વનિથી યુક્ત, શત્રુનો જેણે ક્ષય કરાવ્યો છે તેવી, જેનું ગ્રહણ થયું નથી, 'મારી સાથે યુદ્ધ કર' એમ જેનાથી શત્રુઓને વિનંતિ (= પડકાર) કરાયો છે તેવી તે યદુઓની સેના (આગળ વધી). શત્રુસેનામાં (આગળ) વધી એમ પૂર્વ (શ્લોક) સાથે સંબંધ છે. અહીં અયુક્પાદ વર્ણોની ગતિ અને યુક્પાદ વર્ણોની પ્રત્યાગતિ છે એમ તે (શ્લોકના) અર્ધભાગમાં તે (બંને) છે તેથી (અહીં) 'પાદગતપત્યાગત' (જાણવું). (અર્થાત્ આગળ પાછળથી વાંચતા એકસરખા વર્ણો એક એક પાદમાં જણાય છે તેથી પાદગત પ્રત્યાગત-ચિત્ર થયું.)

આ રીતે અર્ધગત-પ્રત્યાગત, શ્લોકગત-પ્રત્યાગત, સર્વતોભદ્ર, અર્ધભ્રમ, તુરંગપદ, ગોમૂત્રિકા, વગેરે ઉદાહૃત કરવાં.

आकारः खङ्गमुरजबन्धाद्याकृतिः, तच्चित्रं यथा–

मारारिशक्ररामेभमुखैरासाररंहसा ।
सारारब्धस्तवा नित्यं तदर्तिहरणक्षमा ॥४७१॥
माता नतानां संघट्टः श्रियां बाधितसंभ्रमा ।
५ मान्याथ सीमा रामाणां शं मे दिश्यादुमादिजा ॥४७२॥

[रुद्रट ५.६–७]

मारारिः शिवः । रामो मुसली । आसारतुल्यवेगेन सर्वेषामाद्या । खड्गः । तथा च द्राढिकान्तरे साधारणो मा–शब्दः । तस्य दक्षिणातोऽधःक्रमेण वर्णाश्चतुर्दश । शिखायां साधारणः साशब्दः । ऊर्ध्वक्रमेण वामतस्तावन्त एव यावन्माशब्दः साधारणः । एतत्फलम् । तस्यैव माशब्दस्य दक्षिणतो १० निःसरणक्रमेण वामतच्च प्रवेशक्रमेण वर्णाः सप्तसप्त । एषा द्राढिका । ततो माशब्दादूर्ध्वक्रमेण गण्डिकायां वर्णत्रयम् । उपरि माशब्दः साधारणः । तस्य दक्षिणतो वामतश्च तथैव चत्वारश्चत्वारो वर्णाः । एतच्च कुलकम् । ततस्तस्य माशब्दस्योपरि वर्णद्वयम् । एतन्मस्तकम् । सामामाशब्दा द्विपञ्चकृत्वो द्विरावृत्ताः ।

या दमानवमानन्द–पदमाननमानदा ।
दानमानक्षमा नित्यधनमानवमानिता ॥४७३॥

१५ [देवीशतक १५]

या इन्द्रियजयेन उत्तमो य आनन्दस्तस्य पदम् । विद्यया हि शमं सुखलाभः । मुखस्य पूजां ददाति । निरपभ्रंशभाषणाद्धि मुखं पूज्यं भवति । दानमानक्षमा एव शाश्वतं धनं येषां तैः पुरुषैः पूजिता । मानं ज्ञानम् ।

मुरजबन्धः । तथा हि पादचतुष्टयेन पङ्क्तिचतुष्टये कृते प्रथमादिपादेभ्यः प्रथमाद्यक्षराणि चत्वारि । चतुर्थादिपादेभ्यः पञ्चमादीनि च चत्वारि गृहीत्वा प्रथमः पादः । द्वितीयात् प्रथमं प्रथमाद् द्वितीयतृतीये २० द्वितीयतृतीयाभ्यां चतुर्थे चतुर्थात् तृतीयद्वितीये । तृतीयात् पादात् प्रथममक्षरं गृहीत्वा द्वितीयः पादः । द्वितीयादष्टमं, प्रथमात् सप्तमषष्ठे, द्वितीयतृतीयाभ्यां पञ्चमे चतुर्थात् षष्ठसप्तमे तृतीयादष्टमं च गृहीत्वा तृतीयः पादः । चतुर्थादिभ्यः प्रथमादीनि प्रथमादिभ्यः पञ्चमादीनि पादेभ्योऽक्षराणि गृहीत्वा चतुर्थः पादः । एवं मुसलधनुर्बाणचक्रपद्मादय उदाहार्याः ।

च्युतं मात्रार्धमात्राबिन्दुवर्णगतत्वेन चतुर्धा । तत्र मात्राच्युतकं यथा–

२५ भूतियोजितभर्तव्यः कृपणाक्रान्तमण्डलः ।
महापदशुभावास त्वत्समः कुपतिः कुतः ॥४७४॥

[ ]

. આકાર એટલે ખડ્ગ, મુરજબન્ધ વગેરે આકૃતિ, તે (આકૃતિવાળુ) ચિત્ર, જેમ કે,

શિવ, ઈન્દ્ર, રામ, તથા ગણેશ દ્વારા, ધારાવાહી રીતે જેની ઉત્કૃષ્ટ સ્તુતિ આરંભાઈ છે તે પ્રકારની, તથા (તે) શિવની પીડાનું સદા નિવારણ કરનારી વિનયથી નમેલા ભક્તોની માતા, સંપત્તિનું સંગમસ્થાન, ભક્તોની પીડાનો નાશ કરનારી, સ્ત્રીઓની મર્યાદારૂપ, પરમ માનનીય અને અનાદિ પાર્વતી મારું કલ્યાણ કરો. (૪૭૧-૪૭૨) [રુદ્રટ - ૫/૬, ૭]

'મારારિ' એટલે શિવ. બલરામ (તે) મુસલી. આસાર (કહેતાં ધોધમાર વર્ષા) જેવા વેગને કારણે સૌથી પહેલી. ખડગ (= આ 'ખડ્ગબંધ' નામે ચિત્રકાવ્ય છે). દ્રાઢિકા (મૂઠની પટ્ટી)માં 'મા' શબ્દ સાધારણ છે. તેની જમણી બાજુએ નીચે નીચેના ક્રમથી ૧૪ વર્ણો છે. શિખામાં 'સા' શબ્દ સાધારણ છે. ઊર્ધ્વક્રમથી ડાબી બાજુથી ત્યાં સુધી (વર્ણો) જ્યાં સુધી 'મા' શબ્દ સાધારણરૂપે (આવી જાય). આ થયું ફળ. તે જ 'મા' શબ્દની જમણી બાજુ બહાર નીકળવાના ક્રમે અને ડાબી બાજુ પ્રવેશના ક્રમથી સાત સાત (વર્ણો છે). એ થઈ 'દ્રાઢિકા' (= મૂઠની મોટી પટ્ટી) પછી 'મા' શબ્દની ઉપર 'ગણ્ડિકા' (= મૂઠ, પકડવાનો ભાગ)માં ત્રણ વર્ણો. તેની ઉપર (આડી પટ્ટી, નાની, માં) 'મા' શબ્દ સામાન્ય છે. તેની જમણી ને ડાબી બાજુ ચાર ચાર વર્ણો છે. અને આ 'કુલક' છે. પછી તે 'મા' શબ્દની ઉપર બે વર્ણો છે. તે (થયું તલવારનું) મસ્તક (= ટોચનો ગોળાકાર) 'સા', 'મા' અને 'મા' શબ્દો બે અને પાંચ અને બે વખત આવૃત્ત થયા છે. (ટોચવાળો 'સા' બે વખત અને મૂઠની ઉપરનો 'મા' પાંચ વખત, મૂઠની નીચેનો 'મા' બે વખત)

જે (દેવી) ઇન્દ્રિયજયથી (થનારા) ઉત્તમ (अनवम) આનંદનું પદ છે; મુખના માનને (જે) આપનાર છે. દાન, માન (= જ્ઞાન) અને ક્ષમા રૂપી નિત્યધનવાળા માનવોથી પૂજાતી. (૪૭૩) [દેવીશતક, શ્લોક ૧૫]

જે ઇન્દ્રિયજયથી ઉત્તમ એવો આનંદ, તેનું સ્થાન (છે), વિદ્યાથી જ શમ (અને) સુખનો લાભ (થાય છે). મુખની પૂજા કરે છે. અપભ્રંશ સિવાયના ભાષણથી જ મુખ પૂજ્ય થાય છે. દાન, માન અને ક્ષમા જ જેમનું શાશ્વત ધન છે તેવા પુરુષોથી પૂજાતી. 'માન' એટલે જ્ઞાન.

મુરજબન્ધ (ચિત્ર). ચાર પદોથી ચાર પંક્તિઓ કરીને (= લખીને) પહેલેથી માંડીને પાદોમાંથી પ્રથમાક્ષરો ચાર (લેવા). ચોથા વગેરે પાદમાંથી પાંચમો વગેરે ચાર લઈને પહેલો પાદ (રચાય). બીજામાંથી પ્રથમ, પ્રથમમાંથી બીજો ત્રીજો, બીજા-ત્રીજા પાદમાંથી ચોથામાં, ચતુર્થમાંથી તૃતીય અને બીજો વર્ણ (લેવા). ત્રીજા પાદમાંથી પ્રથમ અક્ષર લઈને બીજો પાદ. બીજામાંથી આઠમો, પહેલામાંથી સાતમો અને છઠ્ઠો, બીજા ત્રીજામાંથી પાંચમા, છઠ્ઠા સાતમા, ત્રીજામાંથી આઠમો (વર્ણ) લઈને ત્રીજો પાદ (રચવો). ચોથા વગેરેમાંથી પ્રથમ અને પ્રથમ (પાદ)માંથી પંચમ વગેરે અક્ષરો મેળવીને ચોથો પાદ. (આમ થયો મુરજબન્ધ). મુસલ, ધનુ, બાણ, ચક્ર, પદ્મ વગેરે બંધો ઉદાહૃત કરવા.

'ચ્યુત' (નામે ચિત્રપ્રકારમાં) માત્રા (ચ્યુત), અર્ધમાત્રા (ચ્યુત), બિન્દુ (ચ્યુત) (અને) વર્ણ (ચ્યુત) - એ રીતે ચાર પ્રકારો (પ્રાપ્ત થાય છે).

તેમાં 'માત્રાચ્યુત' જેમ કે, ભૂતિયોજ્જિતભર્તવ્યઃ વ.

ભસ્મથી જે પોષાય છે, ભિખારીઓથી ઘેરાયેલો, મોટી આપદ્રૂપ અશુભનું નિવાસસ્થાન એવો તારા જેવો બીજો 'કુ'પતિ ક્યાંથી (જડશે ?) -

સમૃદ્ધિથી જે ભરાય છે. કૃપાણથી જેણે રાજમંડળ પર આક્રમણ કર્યું છે, જેનું સ્થાન મોટું છે તથા આવાસ શુભ છે એવા (હે રાજન્ ! તારા જેવો પૃથ્વીપતિ ક્યાંથી (મળે ?) (૪૭૪) [ ]

अत्र कृपणेति। विभूतिर्भस्म च। महापदेति शुभावासेति संबोधने पदद्वयम्। महापदोऽशुभस्यावासेति पदमेकं च।

अर्धमात्राच्युतं यथा–

पयोधरभराक्रान्ते विद्युल्लेखाविराजिते।
कान्तः सर्वजनाभीष्टो बाले दुःखेन लभ्यते ॥४७५॥

[ ]

अत्र 'इन्दु' इत्यत्र नकारो व्यञ्जनं च्युतम्।

बिन्दुच्युतं यथा–

सहसा नलिनी ताराशारिता गगनावनिः।
शोभते भूमिपालानां सभा च विबुधाश्रिता ॥४७६॥

[ ]

सह हसेन विकासेनेत्यपि।

वर्णच्युतं यथा–

सितनृशिरःस्रजा रचितमौलिशिरोमणिमौक्तिकैस्तथा
शिखिरुचिरोर्ध्वदृक् पृथुललाटतटे तिलकक्रिया च सा।
स्फुटविकटाट्टहासललितं वदनं स्मितपेशलं च तद्
अभिनवमीश्वरो वहति वेषमहो तुहिनाद्रिजार्धयुक् ॥४७७॥

[ ]

अत्र गौरीश्वरवर्णने सिद्धिच्छन्दसि प्रतिपादमाद्याक्षरद्वयपातेऽन्त्याक्षरसप्तकच्युतौ चेश्वररूपवर्णनमेव प्रमिताक्षरावृत्तेन। यदि वा आद्याक्षरसप्तकच्युतौ अन्यन्त्याक्षरद्वयपाते च गौरीवर्णनं द्रुतविलम्बितवृत्तेन।

गूढं क्रियाकारकसंबन्धपादविषयत्वेन चतुर्धा।

क्रियागूढं यथा–

स्तनगुरुजघनाभिराममन्दं गमनमिदं मदिरारुणेक्षणायाः।
कथमिव सहसा विलोकयन्तो मदनशरज्वरजर्जरा युवानः ॥४७८॥

[सर. कण्ठा० २.३६६]

हे युवानः कथमिव यूयं न स्थ इति क्रियागूढम्।

અહીં 'કૃપણ' (= કંજુસ) એમ (અર્થ છે); (ભૂતિ =) વિભૂતિ (= સમૃદ્ધિ) અને ભસ્મ. 'મહાપદ' અને 'શુભાવાસ' એ બે પદો સંબોધનમાં છે. એક પદમાં 'મહા-આપત્' અને અશુભનો આવાસ' એમ છે.*

'અર્ધમાત્રા'ચ્યુત જેમ કે,

જ્યારે વાદળોનો સમૂહ ઊમટ્યો હોય, (અથવા, પયોધરના ભારથી ઉભરાતી, ભરાયેલી છાતીવાળી હે બાળા !) (આકાશ) વીજળીથી ચમકતું હોય ત્યારે સહુનો માનીતો પ્રિયજન, હે બાળા, દુઃખથી (= મહામહેનતે) પ્રાપ્ત કરાય છે. (૪૭૫) [ ]+

અહીં 'ઇન્દુ' એ શબ્દમાં 'ન્'કાર (અર્ધો =) વ્યંજન ચ્યુત જાણવો; (= बाले दुखेन, માં बालेन्दुः खे न लभ्यते – 'બાલચન્દ્ર આકાશમાં જડતો નથી' એમ ફેરફાર થાય છે).

'બિન્દુ'ચ્યુત જેમ કે,

વિકાસથી યુક્ત 'सह हसेन सहसा' નલિની, તારાઙ્કિત ગગનાઙ્ગણ, અને પણ્ડિતો વડે આશ્રિત રાજાઓની સભા શોભે છે. (૪૭૬) [ ]×

सह हसेन = વિકાસથી યુક્ત એમ પણ થાય. તથા બિન્દુચ્યુત છે તે બિન્દુ ઉમેરવાથી सहंसा नलिनी = 'હંસોવાળી કમલિની' એમ અર્થ લેવાનો . 'વર્ણચ્યુત' જેમ કે,

(तुहिनाद्रिजा =) પાર્વતી રૂપી અર્ધાઙ્ગવાળા ઈશ્વર અહો ! અભિનવ રૂપ ધરે છે. સફેદ ખોપરીના હારથી જેમાં મસ્તક ઉપર મણિ અને મોતીઓથી (જાણે) (શોભા) રચાઈ છે. અગ્નિથી શોભતી ઊર્ધ્વદષ્ટિથી વિશાળ લલાટ-તટમાં તિલકરચના થઈ છે, સ્ફુટ (= સ્પષ્ટ) અને વિકટ અટ્ટહાસ્યથી શોભતું અને સ્મિતથી સુંદર તે વદન ! (૪૭૭) [ ]#

અહીં ગૌરીશ્વર (= શંકરજી)ના વર્ણનમાં સિદ્ધિછંદ(વાળી રચના)માં, દરેક પાદમાં આદ્ય બે અક્ષરો દૂર કરવાથી અને અંત્ય અક્ષર સપ્તકની ચ્યુતિમાં (= તેમને દૂર કરતાં), પ્રમિતાક્ષરા વૃત્તથી કેવળ ઈશ્વર-સ્વરૂપનું વર્ણન છે. અથવા જો, આદ્યાક્ષર સપ્તકની ચ્યુતિ કરાય અને અંત્યાક્ષર દ્વયને દૂર કરાય તો દ્રુતવિલંબિત વૃત્તથી ગૌરીનું વર્ણન પ્રાપ્ત થાય છે.

["रचितमौलिशिरोमणिमौक्तिकैः
पृथुललाटतटे तिलकक्रिया ।
सललितं वदनं स्मितपेशलं
वहति वेषमहो तुहिनाद्रिजा ॥" – આમ રચના કરવાથી ગૌરીવર્ણન પ્રાપ્ત થાય છે.]

**'ગૂઢ'** (નામનો ચિત્રનો પ્રકાર) ક્રિયા, કારક, સંબંધ અને પાદના વિષયે કરીને ચાર પ્રકારે (પ્રાપ્ત થાય છે.)

**ક્રિયાગૂઢ** જેમ કે,

સ્તન અને મોટા જઘનથી સુંદર અને મંદ આ મદિરાથી લાલ થયેલાં નયનોવાળીનું ગમન જોતાં કેમ કરીને યુવાનો મદનજ્વરથી જર્જરિત (નથી થતા) ? (૪૭૮) [સરસ્વતી કંઠાભરણ-૨.૩૬૬]

હે યુવાનો તમે કેમ કરીને નથી થતા ? ('न स्थ' ?) એમ ક્રિયાગૂઢ છે. (શરૂઆતમાં 'स्तन'માં स्त = स्थ, न ? એમ ગોપાવીને 'न स्थ' ક્રિયા આવી છે).

---

* 'કૃપાણ'ને સ્થાને 'કૃપણ' શબ્દ પ્રયોજાયો છે. ઉપર ઉપરથી અહીં રાજાની નિંદા છે. પણ જો 'કૃપાણ' શબ્દ – એક માત્રા ઉમેરીને-લેવાય તો રાજાની સ્તુતિ સમજાય છે.

+ આ શ્લોકમાં અર્ધમાત્રા ચ્યુત થઈ છે. જો તે ઉમેરાય તો "बालेन्दुः खे न लभ्यते" – આકાશમાં બાલેન્દુ જણાતો નથી – આકાશ વાદળ છાયું હોવાથી. એવો અર્થ આવશે.

× અહીં બિન્દુચ્યુતનું ઉદા. છે. 'સહસા'માં બિંદુ ઉમેરવાથી 'સહંસા' પ્રાપ્ત થશે.

# અહીં કેટલાક વર્ણ કાઢી નાખવાથી નવો અર્થ આવે છે.

कारकगूढं यथा–

केनेमौ दुर्विदग्धेन हृदये विनिवेशितौ ।
पिबतस्ते शरावणे वारिकह्लारशीतलम् ॥४७९॥

[ ]

५ अत्र 'शरौ' इति कर्मणो गूढत्वम् ।

संबन्धगूढं यथा–

न मयागोरसाभिज्ञं चेतः कस्मात् प्रकुप्यसि ।
अस्थानरुदितैरेभिरलमालोहितेक्षणे ॥४८०॥

[काव्यादर्श ३.१०८]

१० अत्र न मे चेत आगोरसाभिज्ञमिति संबन्धगूढम् ।

पादगूढं यथा–

द्युवियद्गामिनी तारसंरावविहतश्रुतिः ।
हैमे(?मी)षुमाला शुशुभे........ ॥४८१॥

[किरात० १५.४३]

१५ अत्र 'विद्युतामिव संहतिः' इत्यस्य गूढत्वात् गूढत्वम् । गूढादीत्यादिपदेन प्रश्नोत्तरप्रहेलिकादुर्वचकादिग्रहः । एतच्च कष्टकाव्यत्वात् क्रीडामात्रफलत्वाच्च न काव्यरूपतां दधातीति न प्रतन्यते ।

**१०९) अर्थभेदभिन्नानां शब्दानां भङ्गाभङ्गाभ्यां युगपदुक्तिः श्लेषः ॥६॥**

'अर्थभेदाच्छब्दभेदः' इति नये वाच्यभेदेन भिन्नानामपि शब्दानां तन्त्रेण युगपदुच्चारणं भिन्न–स्वरूपापह्नवनम् । श्लिष्यन्ति शब्दा अत्रेति श्लेषः । स च वर्णपदलिङ्गभाषाप्रकृतिप्रत्ययविभक्ति-
२० वचनरूपाणां शब्दानां भङ्गादभङ्गाच्च द्वेधा भवति । यथा–

अलङ्कारः शङ्काकरनरकपालं परिजनो
विशीर्णाङ्गो भृङ्गी वसु च वृष एको बहुवयाः ।
अवस्थेयं स्थाणोरपि भवति सर्वामरगुरो–
र्विधौ वक्रे मूर्घ्नि स्थितवति वयं के पुनरमी ॥४८२॥

२५ [सरस्वती कंठाभरणटीका पृ. २२६, काव्यप्रकाश ९.३६९]

**કારકગૂઢ** જેમ કે,

શ્વેતકમળથી શીતળ પાણી પાત્રથી પીતાં તારા હૃદયમાં કયા દુષ્ટથી આ બે (બાણ) ખોસાયાં ? (૪૭૯)

[ ]

અહીં 'शरौ' – બે બાણ – એ કર્મ(કારક)નું ગૂઢત્વ છે. (शरावेण શબ્દમાં 'शरौ' અંતર્ગૂઢ છે).

**સમ્બન્ધગૂઢ** જેમ કે,

''મારું ચિત્ત ગો-રસ (= દૂધ, દહીં વ.)ના આસ્વાદ વિષે લોલુપ નથી. (મેં તારું ગોરસ ચોર્યું નથી) તું (નકામી) શીદને ગુસ્સે થાય છે ? હે કોપથી લાલ નેત્રોવાળી વગર કારણે રુદનથી બસ. (૪૮૦)

[કાવ્યાદર્શ-૩.૧૦૮]

અહીં મારું ચિત્ત (मयागोरसाभिज्ञं, માં સંધિવિચ્છેદ કરવાથી मे+आगोरस, मे + आ = मय्+आ = मया० થાય. (પરસ્ત્રીને સતાવવારૂપી) અપરાધમાં કુશળ નથી, એમ સંબંધગૂઢ (ચિત્ર) થયું.

(આ શ્લોક સરસ્વતીકંઠાભરણમાં ૨/૩૬૮ – પણ સંબંધગૂઢના ઉદાહરણરૂપે જણાય છે.)

**પાદગૂઢ** (ચિત્ર) જેમ કે,

સ્વર્ગમાં અને અંતરિક્ષમાં વ્યાપ્ત થયેલી, મોટા અવાજથી જે કાન વીંધી નાખે છે તેવી, સુવર્ણમયી બાણોની હારમાળા જાણે વીજળીની ટોળી હોય તેવી શોભી. (૪૮૧) [કિરાત-૧૫.૪૩]

અહીં 'विद्युतामिव संहतिः' એ (ચોથા પાદના વર્ણો)નું (ત્રણ પાદોમાં) ગૂઢત્વ (= ત્રણ પાદોમાં સમાઈ જતા હોવાથી) હોવાથી (પાદ) ગૂઢત્વ છે.

'ગૂઢાત્' વગેરે પદથી પ્રશ્નોત્તરપ્રહેલિકા, દુર્વચક વગેરે (ચિત્ર પ્રકારો)નું ગ્રહણ (થાય છે). આ કષ્ટ (મય) કાવ્ય હોવાથી અને કેવળ ગમ્મત એ જ એનું ફળ હોવાથી 'કાવ્ય' રૂપતા પામતું નથી તેથી તેનો વિસ્તાર (અહીં) કરાતો નથી.

**૧૦૯) અર્થના ભેદથી ભિન્ન (= જુદા જણાતા) શબ્દોનું ભંગ અને અભંગ દ્વારા એકસાથે કથન (તે થયો) શ્લેષ (અર્થાત્ સ-ભંગ શ્લેષ, અ-ભંગ શ્લેષ) (૬)**

'' અર્થભેદથી શબ્દ-ભેદ (જાણવો)'' એ ન્યાયથી વાચ્યના ભેદથી ભિન્ન એવા શબ્દોનું તંત્ર દ્વારા (એકસરખા વર્ણો દ્વારા) એકસાથે ઉચ્ચારણ (થવું), (તે તેમના) ભિન્ન (= જુદા) સ્વરૂપને ઢાંકવાનું છે. શબ્દો અહીં (એકબીજાને) વળગે છે, તે થયો શ્લેષ. આ (શ્લેષ) વર્ણ, પદ, લિંગ, ભાષા, પ્રકૃતિ, પ્રત્યય, વિભક્તિ (અને) વચનરૂપ શબ્દોના ભંગ કે અ-ભંગથી બે પ્રકારનો (પ્રાપ્ત) થાય છે. જેમ કે,

(જોનારના હૃદયમાં) ભયનો સંચાર કરતી મનુષ્યની ખોપરી (તેમનો) અલંકાર છે, ખંડિત અંગોવાળો ભૃંગી (નામે શિવજીનો એક ગણ) (તેમનો) પરિજન (= ચાકર) છે. એક વૃદ્ધ બળદ (તેમની) સંપત્તિ છે. બધા દેવતાઓના ગુરુ (મોભી, વડીલ) એવા શિવજીની પણ જો આવી અવસ્થા, મસ્તક ઉપર વક્ર ચન્દ્ર હોતાં, હોય તો (અત્યન્ત ક્ષુદ્ર એવા) અમે વળી કોણ ? (૪૮૨)

[સરસ્વતીકંઠાભરણ ટીકા પૃ. ૨૨૬ ઉદ્ધૃત] [કાવ્યપ્રકાશ ૯.૩૬૯]

अत्र विधुर्विधिश्चेति उकार-इकारयोर्वर्णयोर्भङ्गः ।

ते गच्छन्ति महापदं भुवि परा भूतिः समुत्पद्यते
तेषां तैः समलङ्कृतं निजकुलं तैरेव लब्धा क्षितिः ।
तेषां द्वारि नदन्ति वाजिनिवहास्ते भूषिता नित्यशो
५ ये दृष्टाः परमेश्वरेण भवता तुष्टेन रुष्टेन वा ॥४८३॥

[सुभाषितावलौ (२५८७)]

अत्र महतीमापदं महत् पदं चेत्यादिपदानां भङ्गः ।

भक्तिप्रह्वविलोकनप्रणयिनी नीलोत्पलस्पर्धिनी
ध्यानालम्बनतां समाधिनिरतैर्नीतेहितप्राप्तये ।
१० लावण्यस्य महानिधी रसिकतां लक्ष्मीदृशोस्तन्वती
युष्माकं कुरुतां भवार्तिशमनं नेत्रे तनुर्वा हरेः ॥४८४॥

[सुभाषितावलौ (४३) अमृतदत्तस्य] [काव्यप्रकाश, ९/३७२]

अत्र नीता ईहितप्राप्तये इति च स्त्रीनपुंसकलिङ्गयोः श्लेषः ।

कुरु लालसभूलेहे महिमोहहरे तुहारिविच्छिन्ने ।
१५ हरिणारिसारदेहे वरे वरं हर उमे भावम् ॥४८५॥

[स. कं. २.१६२]

कश्चिद् युयुत्सुर्ध्यानानीतां भवानीं स्वकान्तां च संस्कृतप्राकृतया वाचा तुष्टुवे । हे उमे, हरे रुद्रे भावं श्रद्धां विधेहि । अर्थान्मम । कीदृशे हरे ? लालसमर्थान्मनस्तद्भुवं कामं लेढि स्म यस्तत्र । महिम्नैव वितर्कहर्तरि हरसन्निधौ हि सर्वाज्ञानाभिभव इति श्रुतिः । तोहन्त्यर्दन्ति येऽरयस्तैर्विरहिते सिंहबलशरीरे २० परिणेतरि श्रेष्ठम् । उमाया एव वा इमानि संबोधनपदानि । प्राकृते तु-हे वरे कान्ते तु(?तुह)तव सम्बन्धिनि । कुरु लालसभ्रूलेखे महिमोहगृहे हारिणि विच्छिन्ने च तनुमध्यत्वात् । हरिप्रियाप्रधानवपुषि यद् वरं नयनाननस्तनजघनादि तन्मेऽभिलाषं हरतु कामं पूरयतु । एवं भाषान्तरभङ्गेऽप्युदाहार्यम् ।

आत्मनश्च परेषां च प्रतापस्तव कीर्तिनुत् ।
भयकृद्भूपते बाहुर्द्विषां च सुहृदां च ते ॥४८६॥

२५ अत्र नौतिनुदत्योः करोतिकृन्तत्योश्च प्रकृत्योर्भङ्गः ।

त्वदुद्धृतामयस्थानरूढव्रणकिणाकृतिः ।
विभाति हरिणीभूता शशिनो लाञ्छनच्छविः ॥४८७॥

[स. कं. २.१५५]

અહીં (विधौ) (પદમાં) विधु (નું સપ્તમી એ.વ.) અને विधि (સપ્તમી એક. વ.) બંને ( શ્લેષમાં છે) તેમ 'ઉ'કાર અને 'ઈ'કાર (એમ) બે વર્ણનો ભંગ (શ્લેષ) છે.

તેઓ મોટું પદ (મહાપદ/મહતી આપત્ - મોટી આપત્તિ) પામે છે. પૃથ્વી ઉપર મોટી સમૃદ્ધિ (તેમને) પ્રાપ્ત થાય છે. તેમનાથી કુળ અલંકૃત થાય છે, તેઓ વડે જ પૃથ્વીનો લાભ થાય છે. ઘોડાઓની હાર તેમને દ્વારે હણહણે છે, તેઓ સદા વિભૂષિત રહે છે - જેઓ આપ પરમેશ્વર વડે (સં)તુષ્ટ હોતાં કે રુષ્ટ (ગુસ્સે) હોતાં જોવાય છે. (૪૮૩) [સુભાષિતાવલિ; શ્લોક ૨૫૮૭]

અહીં महतीम् आपदम् - મોટી આફત અને महत् पदम् - મોટું પદ એમ પદોનો 'ભંગ' છે.

ભક્તિથી નમ્ર (ભક્તજનો)ને (કૃપાપૂર્વક) જોવા માટે ઇચ્છાવાળાં, નીલકમલ(ની શોભા સાથે) સ્પર્ધા કરનારાં, સમાધિમાં મગ્ન (યોગીઓ વડે) (સ્વ) હિતની પ્રાપ્તિ માટે ધ્યાનનો વિષય બનાવાયેલાં, લાવણ્યનાં મોટા નિધિરૂપ, લક્ષ્મીનાં નયનોની રસિકતા વધારતાં, શ્રી હરિનાં નેત્રો, કે શરીર, તમારા ભવ (= જન્મ)ના દુ:ખનું શમન કરો. (૪૮૪) [સુભાષિતાવલિમાં, ૪૩; અમૃતદત્તનો શ્લોક) (કાવ્યપ્રકાશ-૯.૩૭૨)]

અહીં ઇષ્ટપ્રાપ્તિ માટે આણેલ, એમ સ્ત્રીલિંગ અને નપુંસકલિંગનો શ્લેષ છે. (બધાં વિશેષણોનાં રૂપો નપું. દ્વિવચન, તથા સ્ત્રીલિંગ એકવચનમાં એકરૂપ છે તેથી લિંગ-શ્લેષ થયો).

હે ઉમા, હર (કહેતાં) (મહાદેવ, રુદ્ર) વિષે ઉત્તમ ભાવ ધારણ કરો. હર કે જેમણે લાલસાની ભૂમિ (= મન)માં જન્મતા કામને દબાવ્યો, મોટા મોહને જે હરે છે, મારનાર શત્રુનો જે નાશ કરે છે (અને) જે હરણોના વેરી (એટલે સિંહ) જેવા બળવાન દેહવાળા છે. (૪૮૫) [સ. કં. ૨.૧૬૨]

કોઈ યુદ્ધની ઇચ્છાવાળાએ ધ્યાનથી પ્રાપ્ત થતાં ભવાની અને પોતાની પ્રિયતમા (પત્ની)ને સંસ્કૃત અને પ્રાકૃત ભાષાથી પ્રસન્ન કરી (- ની સ્તુતિ કરી) - હે ઉમા, હર કહેતાં રુદ્ર વિષે ભાવ, શ્રદ્ધા રાખ. એટલે કે, મારે (વિષે). કેવા હર (વિષે) ? મનોભૂમિમાં ઉદ્ભવતા કામને જેમણે સ્પર્શ્યો (ચાટ્યો). મહિમાથી (જે) વિતર્ક દૂર કરે છે, શ્રુતિવચન છે કે હર (= મહાદેવ) ની પાસે જ બધા (પ્રકારના) જ્ઞાનનો પરાભવ થાય છે; જે હણે છે, કાપે છે, એવા જે શત્રુઓ, તેમનાથી વિરહિત, સિંહના બળવાળા શરીરમાં પરિણત થયેલા, એટલે કે શ્રેષ્ઠ (એવા હર); અથવા આ ઉમાનાં જ સંબોધનપદો છે. પ્રાકૃતમાં - હે ઉત્તમ કાન્તા, તારી સાથે જોડાયેલ, - તું કે જે લાલસાયુક્ત ભ્રૂલેખવાળા, મોટા મોહના સ્થાનરૂપ મનોહારિ, વિચ્છિન્ન (એટલે કે પાતળી કેડ (મધ્ય) ને કારણે (વિચ્છિન્ન શરીર) (આવા શરીરવાળી તું) પતિ વિષે ભાવ ધારણ કર. હરિપ્રિયાના મુખ્ય શરીર વિષે જે સુંદર છે, - નયન, મુખ, સ્તન, જઘન વ., તે મારો અભિલાષ દૂર કરે; કામના પૂર્ણ કરે. આવું બીજી ભાષાઓના ભંગનું ઉદાહરણ પણ આપવું.

હે રાજન્, તારો પ્રતાપ પોતાની કીર્તિ ગાનાર અને પારકાની કીર્તિ દૂર કરનાર છે (कीर्तिनुत् માં नु, नौति અને √नु-नुदति નો શ્લેષ છે); તારો હાથ દુશ્મનો માટે ભયંકર, મિત્રો માટે ભય દૂર કરનાર છે. (भयकृत् માં √कु-करोति; कृन्तति - નો શ્લેષ છે). (૪૮૬)

અહીં नौति-नुदति (તથા) करोति-कृन्तति (એમ બે) પ્રકૃતિ (ધાતુઓ)નો ભંગ છે.

તેં દૂર કરેલ રોગના સ્થાનમાં પડેલા ઘાનું નિશાન, ચંદ્રના લાંછનની શોભા જે હરિણી (રૂપે) બનેલી છે (તેના જેવી) શોભે છે. (૪૮૭) [સ. કં. ૨.૧૫૫]

हरिणीभूतेति मृगीभूता, श्यामा संपन्नेति च । अत्र च्विङीप्रत्यययोर्भङ्गः ।

विषं निजगले येन बभ्रे च भुजगप्रभुः ।

देहे येनाङ्गजो दध्रे जाया च स जयत्यजः ॥४८८॥

[स. कं. २.१५६]

५ अत्र गिलितं, निजे गले च दग्धो वपुषि चेति स्यादित्यादिविभक्त्योर्भङ्गः ।

प्राज्यप्रभावः प्रभवो धर्मस्यास्तरजस्तमाः ।

ददतां निर्वृतात्मान आद्योऽन्येऽपि मुदं जिनाः ॥४८९॥

[तिलकमञ्जरी २] [स.कं. २.१५८, १.१६३]

अत्रैकवचनबहुवचनयोर्भङ्गः । एषामेव वर्णादीनामभङ्गाद् यथा–

१० असावुदयमारूढः कान्तिमान् रक्तमण्डलः ।

राजा हरति लोकस्य हृदयं मृदुभिः करैः ॥४९०॥

[काव्यादर्श २.३११]

उदयः शक्त्युपचयो गिरिविशेषश्च । रक्तमण्डलोऽनुरक्तप्रकृतिररुणबिम्बश्च । राजा नृपतिश्चन्द्रश्च । मृदुभिरखेदावहैः करैर्दण्डादिभिः किरणैश्चेत्यभङ्गः शब्दश्लेषः ।

१५ अत्र प्रकरणादिनियमाभावाद् द्वावप्यर्थौ वाच्यौ । न चायमर्थालङ्कार इति वाच्यम् । अन्वयव्यतिरेकाभ्यां शब्दगतत्वेन प्रतीयमानत्वात् । तथा हि–उदयादिशब्दप्रयोगेऽलङ्कारस्तदर्थशक्त्युपचयगिर्यादिप्रयोगे तु नेति तद्भावतदभावानुविधायित्वात् शब्दालङ्कार एवायम् ।

स्वयं च पल्लवाताम्रभास्वत्करविराजिनी ।

प्रभातसंध्येवास्वापफललुब्धेहितप्रदा ॥४९१॥

२० [उद्भट ४.१५]

इत्यादौ तु सङ्करत्वमेव युक्तम् । अथवा न्यायपरीक्षायामुपमात्वमेव ।

तथा हि–यथा गुणक्रियासाम्य उपमा, तथा शब्दमात्रसाम्येऽपि दृश्यते । 'सकलकलं पुरमेतज्जातं संप्रति सितांशुबिम्बमिव' इत्यादौ । न च तत्र श्लेषत्वं वक्तुं युक्तम् । पूर्णोपमाया निर्विषयत्वापत्तेः ।

હરિણીભૂતા એટલે મૃગીભૂતા (લાંછનશોભા), શ્યામ બનેલ (ઘાનું નિશાન). અહીં, 'च्वि', 'ङीप्' પ્રત્યયનો ભંગ છે. (શ્લેષ છે).

નાગના દેવતા જેમણે પોતાના ગળામાં વિષ ધારણ કર્યું, દેહમાં જેમણે (અંગજ =) કામદેવ ધારણ કર્યો (બાળ્યો) અને પત્ની (અર્ધનારીશ્વરરૂપે) (દેહમાં ધારણ કરી) તે અજન્મા વિજય પામે છે. (૪૮૮)

[સ. કં. ૨.૧૫૬]

અહીં ગળ્યું, પોતાના ગળામાં (निजगले – ગળી ગયા; પોતાના ગળામાં – બે અર્થ), (दध्रे =) (કામને) બાળ્યો, શરીરમાં (પાર્વતીને ધારણ કર્યાં) વ. વ. (આમ) વિભક્તિઓનો શ્લેષ છે.

મોટા પ્રભાવવાળા, પ્રભુ, ધર્મના રજો ગુણ અને તમોગુણને અસ્ત કરનાર, મુક્તાત્મા નેમિ(નાથ), અને બીજા જિનો અમને કલ્યાણ અર્પો. (૪૮૯) - [સ. ૧૫૮; ૧.૧૬૩)]

(નેમિ અને અન્ય જિનો પણ, એમ એકવચન અને બહુવચન વડે, ददताम् એમ तिङन्तમાં, प्राज्यप्रभावः અને प्रभवः વ. માં. સુબન્તમાં એકવચન/બહુવચનનો શ્લેષ છે. તેથી વચનશ્લેષ થયો). અહીં એકવચન/બહુવચનનો શ્લેષ છે.

આ બધા (વિષે) વર્ણોના અભંગથી (શ્લેષ) જેમ કે,

આ ઉદયાચલ પર આરૂઢ થયેલો, કાન્તિયુક્ત, લાલમંડળવાળો, ચંદ્ર મૃદુ કિરણોથી લોકોનું હૃદય હરે છે (૪૯૦) [કાવ્યાદર્શ ૨.૩૧૧, સ. કં. ૪.૨૨૭]

ઉદય એટલે શક્તિની વૃદ્ધિ અને (એ નામનો) ખાસ પર્વત. રક્તમંડલ એટલે જેના વિષે પ્રજા અનુરક્ત છે તેવો (રાજા), (અને) (લાલ મંડળ) લાલ બિંબ વાળો (ચન્દ્ર). રાજા એટલે નૃપતિ અને ચન્દ્ર. મૃદુ વડે એટલે અ-ખેદ લાવનાર, કર કહેતાં દંડ (Taxes) અને કિરણોથી, એમ અભંગ શ્લેષ છે.

અહીં પ્રકરણ (= સંદર્ભ, Context) ના નિયમનનો અભાવ હોવાથી રાજા અને ચન્દ્ર બંને વાચ્ય છે. આ અર્થાલંકાર છે એમ ન કહેવું. અન્વય અને વ્યતિરેક દ્વારા (આ ઉદા.) શબ્દગત હોવાની પ્રતીતિ થાય છે. જેમ કે, – 'ઉદય'(ગિરિ) વગેરે શબ્દના પ્રયોગમાં અલંકાર બને છે, ('ઉદય'ના અર્થવાળા) 'શક્તિના ઉપચય'ગિરિ – એવા પ્રયોગમાં (અલંકાર) થતો નથી. તેથી તદ્ભાવ અને તદભાવથી થતો હોવાથી આ શબ્દાલંકાર જ છે. (જ્યારે),

અને પોતે પલ્લવ (= કૂંપળ) જેવા લાલ સૂર્યનાં કિરણોથી શોભતી પ્રભાતસંધ્યા જેવી અસ્વાપ (= નિદ્રાત્યાગ) ફલમાં લોભ રાખનાર (= જાગવાનું જેને ગમે છે તેવા) વિષે હિત પ્રદાયિની. (૪૯૧)

[ઉદ્ભટ ૪.૧૫]

વગેરેમાં (શબ્દ અને અર્થગત અલંકારનો) સંકર જ (માનવો) યોગ્ય છે. અથવા ન્યાયપરીક્ષણ કરતાં ઉપમાપણું જ (અહીં) (છે).

જેમ કે, ગુણ અને ક્રિયાના સામ્યમાં ઉપમા (જણાય છે), તેમ શબ્દમાત્રના સામ્યમાં પણ (ઉપમા) જણાય છે; (જેમ કે) (ઉદા. "सकलकलं વ.)" અવાજવાળું આ નગર, સકળ કળાવાળા ચન્દ્રબિંબ જેવું બન્યું. વ. માં ત્યાં શ્લેષ કહેવો બરાબર નથી. (તેમ કરવા જતાં) પૂર્ણોપમાનો વિષય (જ) નહિ રહે.

गुणक्रियासाम्ये सा भविष्यतीति चेत्, न। अर्थश्लेषस्य निर्विषयत्वप्रसङ्गात् । अथ 'दिशः प्रसादयन्नेषः' (पृ. २९२) इत्यादौ वक्ष्यमाण उपमा-विरहितोऽर्थश्लेषस्य विषयः कल्प्यते । तद् द्वयोरप्यन्यत्र लब्धसत्ताकयोरेकत्र संनिपाते संकरतैव प्राप्नोति। गुणक्रियासाम्यमुपमा शब्दसाम्यं तु श्लेष इति विशेषस्यानभिधानाच्छब्दसाम्यमुपमाया विषयः। श्लेषस्य तूपमया विरहित इति 'स्वयं च पल्लवा-'
५ (पृ. २४२) इत्यादावुपमैव न्याय्या। एवं च-'अबिन्दुसुन्दरी नित्यं गलल्लावण्यबिन्दुका' (उद्भट ४.१७) इत्यादौ न विरोधप्रतिभोत्पत्तिहेतुः श्लेषः, अपि तु श्लेषप्रतिभोत्पत्तिहेतुर्विरोध एव । अत्र हि श्लेषस्य प्रतिभामात्रं न तु प्ररोहः । न च विरोधाभास इव विरोधः श्लेषाभासः श्लेषः । तस्मादेवमादिषु वाक्येषु श्लेषप्रतिभोत्पत्तिहेतुरलङ्कारान्तरमेव ।

**११०) अर्थैक्ये द्व्यादिभाषाणां च ॥७॥**

१० द्वित्रिचतुष्पञ्चषण्णां भाषाणामर्थाभेदे युगपदुक्तिर्द्व्यादिभाषाश्लेषः । तत्र संस्कृतप्राकृतमागधपिशाच-शूरसेनापभ्रंशभाषाणां द्वियोगे पञ्चदश, त्रियोगे विंशतिः, चतुर्योगे पञ्चदश, पञ्चयोगे षट्, षड्योगे एकः । सर्वमिलने भाषाश्लेषस्य सप्तपञ्चाशद् भेदाः । एते च पूर्वोक्तभाषाश्लेषभेदे भिन्नार्थत्वेऽपि द्रष्टव्याः ।

संस्कृतप्राकृतयोर्योगे यथा-

सरले साहसरागं परिहर रम्भोरु मुञ्च संरम्भम् ।
१५ विरसं विरहायासं वोढुं तव चित्तमसहं मे ॥४९२॥

[मालतीमाधव ६.१०]

संस्कृतमागध्योर्यथा-

शूलं शलन्तु शं वा विशन्तु शबला वशं विशङ्का वा ।
अशमदशं दुःशीला दिशन्ति काले खला अशिवम् ॥४९३॥

२० [रुद्रट ४.१८]

शलन्तु गच्छन्त्वधिरोहन्त्वित्यर्थः। शं शुभं वा यान्तु। संकीर्णाः पापकारिण इति यावत्। विशङ्काः सन्तो वशं बन्धनं वा विशन्तु। यतोऽविद्यमानोपशमावस्थं यथा भवेत्येवमेते खला अकल्याणं दिशन्त्येव।

संस्कृतपैशाच्योर्यथा-

चम्पककलिकाकोमल-कान्तिकपोलाथ दीपिकानङ्गी ।
२५ इच्छति गजपतिगमना चपलायतलोचना लपितुम् ॥४९४॥

[रुद्रट ४.१९]

संस्कृतसौरसेन्योर्यथा-

अधरदलं ते तरुणा मदिरामदमधुरवाणि सामोदम् ।
साधु पिबन्तु सुपीवरपरिणाहिपयोधरारम्भे ॥४९५॥

३० [रुद्रट ४.२०]

सुपीवरेत्याद्यपि संबोधनपदम् ।

પૂર્વપક્ષી એમ કહે કે, તે (= પૂર્ણોપમા) ગુણ તથા ક્રિયાના સામ્યમાં થશે, તો (જવાબ છે) 'ના'. (તેમ કરતાં) અર્થશ્લેષનો વિષય નહિ રહે.

दिशः प्रसादयन्नेषः (का. शा., ६.६१९ पृ. २९२) વગેરેમાં આગળ કહેવાનારો ઉપમા વગરનો અર્થશ્લેષનો વિષય, કલ્પી શકાશે. તેથી બંનેના, બીજે (પોતપોતાની સ્વતંત્ર) સ્થિતિ ધરાવનારા (આ બે અલંકારો)ના (એકત્ર) સન્નિપાત (= એક સ્થળે ભેગા થવા)માં 'સંકર'ની (સ્થિતિ) જ પ્રાપ્ત થાય છે. ગુણ ને ક્રિયાનું સામ્ય (તે) ઉપમા અને શબ્દનું સામ્ય (તે) શ્લેષ એમ ખાસ (ભેદ) ન કહેવાયો હોવાથી શબ્દસામ્ય ઉપમાનો વિષય છે.

શ્લેષનો (વિષય) ઉપમાથી જુદો છે એમ 'स्वयं च पल्लवा (ઉદા. નં. ૪૯૧, પૃ. ૨૪૨) વગેરેમાં ઉપમા જ યોગ્ય છે. અને વળી, अबिन्दुसुन्दरी० ''બિન્દુ (= તિલક) વગરની સુંદરી લાવણ્યબિન્દુ ટપકાવતી'' (ઉદ્ભટ ૪.૧૭) વગેરેમાં વિરોધની પ્રતિભા ઉત્પન્ન કરવામાં શ્લેષ હેતુરૂપ નથી, પણ શ્લેષની પ્રતિભા ઉત્પન્ન કરવામાં વિરોધ જ હેતુરૂપ છે. અહીં શ્લેષની કેવળ ઝાંખી જ છે, વિકાસ નથી. વળી, વિરોધાભાસ જેવો વિરોધ એમ શ્લેષાભાસ જેવો શ્લેષ (ગણાયો) નથી. તેથી આવાં વાક્યોમાં શ્લેષની પ્રતિભાની ઉત્પત્તિમાં હેતુરૂપ બીજો જ અલંકાર (રહેલો) છે.

**૧૧૦) બે (કે વધારે) ભાષાઓના અર્થૈક્યમાં પણ (શ્લેષ) છે. (૭)**

બે, ત્રણ, ચાર, પાંચ કે છ ભાષાઓનું અર્થમાં અભેદ હોતાં એક સાથે કથન (તે થયો) બે વગેરે ભાષાનો (ભાષા) શ્લેષ. ત્યાં સંસ્કૃત, પ્રાકૃત, માગધ, પિશાચ, શૂરસેન અને અપભ્રંશ ભાષાઓના બેના યોગમાં ૧૫, ત્રણના યોગમાં ૨૦, ચારના યોગમાં ૧૫, પાંચના યોગમાં ૬, અને ૬ ના યોગમાં એક (પ્રકાર) (પ્રાપ્ત થાય છે).

બધા મળીને ભાષાશ્લેષના ૫૭ ભેદો છે. આ બધા આગળ કહેલ ભાષાશ્લેષના ભેદમાં ભિન્નાર્થત્વ થતાં પણ જોવા. સંસ્કૃત અને પ્રાકૃતના યોગમાં જેમ કે, सरले. વ. (૪૯૨)　　　[માલતીમાધવ-૬.૧૦]

''હે સરલા, સાહસ માટેની પ્રીતિ છોડ, હે રંભોરુ, ગભરાટ, છોડ, નીરસ એવા મારા વિરહના દુઃખને વેઠવા તારું ચિત્ત અસહનશીલ છે.'' –

સંસ્કૃત અને માગધી(નો શ્લેષ), જેમ કે, शूलं शलन्तु. વ. -(૪૯૩)　　　[રુદ્રટ-૪.૧૮]

દુરાચારી ખલ (= દુર્જનો) જેમાં 'શમ' નથી તેવી અવસ્થાવાળા (= અશાન્ત), પ્રસંગ આવે અમંગળના કારણ બને છે તેથી જ દુષ્ટ છે. (તે દુષ્ટો) શૂળી પર ચડે, સુખ પ્રાપ્ત કરે, પરાધીન રહે કે સ્વચ્છંદે રહે (કોઈ ફેર પડતો નથી).

'शलन्तु' એટલે गच्छन्तु – જાય, अधिरोहन्तु – ચડે એમ અર્થ છે, 'શં' એટલે 'શુભ' પામે. સંકીર્ણ એટલે પાપ કરનારા. 'विशङ्काः सन्तः' એટલે વશ થાઓ કે બંધન પામો. કેમ કે, 'શમ'ની અવસ્થા ન હોવાથી જે થાય તે; પણ આ દુર્જનો અકલ્યાણ જ સૂચવે છે.

સંસ્કૃત અને પૈશાચીનો (શ્લેષ) જેમ કે, ચંપકની કળીની કોમળ કાન્તિવાળા ગાલવાળી કામની દીપિકા, ગજરાજ જેવી ચાલવાળી, ચંચળ નેત્રવાળી બોલવા ઇચ્છે છે. (૪૯૪)　　　[રુદ્રટ-૪.૧૯]

સંસ્કૃત અને સૌરસેનીનો (શ્લેષ) જેમ કે,

હે સુંદર, માંસલ, વિસ્તૃત, કુચમંડળના વિસ્તારવાળી, મદિરાના મદને લીધે મધુર રચનાવાળા તારા અધર-દલનું યુવાનો બરાબર પાન કરે ! (૪૯૫)　　　[રુદ્રટ-૪.૨૦]

सुपीवर० વગેરે પણ સંબોધનપદ છે.

संस्कृतापभ्रंशयोर्यथा–

क्रीडन्ति प्रसरन्ति मधु कमलप्रणयि लिहन्ति ।
भ्रमरा मित्र सुविभ्रमा मत्ता भूरि रसन्ति ॥४९६॥

[रुद्रट ४.२१]

५ एवं द्वियोगान्तरे त्रिचतुःपञ्चयोगेषु चोदाहर्यम् ।

षड्योगे यथा–

अलोलकमले चित्तललामकमलालये ।
पाहि चण्डि महामोहभङ्गभीमबलामले ॥४९७॥

[देवीशतक ७४]

१० हे चण्डि देवि, रक्ष । अचपललक्ष्मि, मनःप्रधानपद्मालये । महामोहस्य जन्मलक्षाभ्यस्ताया अविद्याया भञ्जने उग्रं यद् बलं तेन अकलङ्के ।

**१११) उक्तस्यान्येनान्यथा श्लेषादुक्तिर्वक्रोक्तिः ॥८॥**

अन्येन वक्त्रान्यथोक्तस्यान्येन प्रतिवक्त्रा श्लेषाद् भङ्गाभङ्गरूपादन्यथाभिधानं वक्रोक्तिः । भङ्गाद् यथा–

किं गौरि मां प्रति रुषा ननु गौरहं किं
१५ कुप्यामि कां प्रति मयीत्यनुमानतोऽहम् ।
जानाम्यतस्त्वमनुमानत एव सत्य–
मित्थं गिरो गिरिभुवः कुटिला जयन्ति ॥४९८॥

[रुद्रट २.१५]

अभङ्गाद् यथा–

२० कोऽयं द्वारि, हरिः प्रयाह्युपवनं शाखामृगस्यात्र किं
कृष्णोऽहं दयिते बिभेमि सुतरां कृष्णादहं वानरात् ।
कान्तेऽहं मधुसूदनो व्रज लतां तामेव मध्वन्विता–
मित्थं निर्वचनीकृतो दयितया ह्रीतो हरिः पातु वः ॥४९९॥

[सुभाषितावलौ (१०४)]

२५ काकुवक्रोक्तिस्त्वलङ्कारत्वेन न वाच्या । पाठधर्मत्वात् । तथा च

(३४) 'अभिप्रायवान् पाठधर्मः काकुः स कथमलङ्कारीस्यादिति **यायावरीयः** ।'

[काव्यमीमांसा अ. ७ (पृ. ३१)]

गुणीभूतव्यङ्ग्यप्रभेद एव चायम् । शब्दस्पृष्टत्वेनार्थान्तरप्रतीतिहेतुत्वात् ।

સંસ્કૃત અને અપભ્રંશનો (શ્લેષ) જેમ કે,

''હે મિત્ર, સુવિચરણ કરવાવાળા ભમરા મસ્ત બનીને રમી રહ્યા છે. અહીં તહીં ઘૂમી રહ્યા છે, કમળના મધુ ઇચ્છે છે (= તેનું પાન કરે છે) (અને) આ રીતે ખૂબ ગુંજન કરે છે. (૪૯૬)     [રુદ્રટ-૪.૨૧]

એમ દ્વિયોગમાં અને ત્રણ-ચાર-પાંચ (ભાષાઓ)ના યોગમાં પણ ઉદાહરણ આપવું.

છ (ભાષા)ના યોગમાં જેમ કે,

હે ચણ્ડિ ! હે અચપળ લક્ષ્મી, ચિત્તરૂપી કમલ-નિવાસવાળી, મહામોહ (રૂપી અવિદ્યા)ના ભંગમાં જેનું બળ ખૂબ છે તેવી, હે નિર્મળ દેવી, રક્ષણ કરો. (૪૯૭)     [દેવીશતક-૭૪]

હે ચણ્ડિ(કા) દેવી, રક્ષા કર. (હે) અચંચળ લક્ષ્મી, મન રૂપી પદ્મ જેનો આલય (કહેતાં નિવાસ છે) તેવી, મહામોહ એટલે લાખ જન્મોની અભ્યસ્ત અવિદ્યાના ભંગમાં જેનું બળ ઉગ્ર (= મોટું) છે (તે બળથી) હે કલંક વગરની (= અમલા, નિર્મળ) (દેવી, તું રક્ષા કર).

**૧૧૧) - બીજા (વક્તા) વડે બોલાયેલ (વિગત) બીજા (પ્રતિવક્તા) વડે શ્લેષથી કથન, (તે થઈ) વક્રોક્તિ. (૮)**

અન્ય વક્તા વડે જેમ કહેવાયું હોય, (તે) અન્ય પ્રતિવક્તા વડે શ્લેષ દ્વારા - ભંગ કે અભંગ (શ્લેષ) વડે, અન્યથા કહેવાય (તે) વક્રોક્તિ. ભંગથી જેમ કે,

હે ગૌરી (પાર્વતી) મારા ઉપર ક્રોધ કરવાથી શું ? (પાર્વતી જાણીને ગેરસમજ કરી જવાબ આપે છે કે,) શું હું 'ગૌ' (ગાય) છું ? (ઉત્તરવાક્યમાં 'गौः इमां' એમ ખંડ કરીને અર્થ લેવાયો છે). હું કોના ઉપર કોપિત છું ? ''મારા ઉપર'', એમ હું અનુમાનથી જાણું છું. આથી જ તું (પાર્વતીને નમેલો નથી अन् + उमा + नतः) પણ અનુમાનથી નમેલો છે તે બરાબર છે.

- પાર્વતીની આ પ્રકારની વક્ર ઉક્તિઓ વિજય પામો. (૪૯૮)     [રુદ્રટ-૨.૧૫]

અભંગ (શ્લેષ)થી જેમ કે,

''આ દ્વારમાં કોણ છે ? 'હરિ' (છે). (હરિ = શ્રી હરિ, વાંદરો) તો ઉપવન (= બગીચો, જંગલ)માં જા. અહીં વાંદરાનું શું કામ છે ? હે વહાલી હું 'કૃષ્ણ' છું. - હું કાળા વાંદરાથી વધારે ડરું છું. હે કાન્તા, હું 'મધુસૂદન' છું. તો મધુ (= મધ, કામદેવ)થી યુક્ત તે લતા પાસે જા. આમ પ્રિયતમાથી અનુત્તર કરાયેલા શરમાયેલા હરિ તમારું રક્ષણ કરો. (૪૯૯)     [સુભાષિતાવલિ, શ્લો. ૧૦૪]

કાકુવક્રોક્તિને અલંકાર રૂપે નહિ કહેવાય. (કાકુ) પાઠ (= ઉચ્ચારણ)નો ધર્મ હોવાથી. જેમ કે, (વિશેષ) અભિપ્રાયવાળો પાઠનો ધર્મ તે 'કાકુ'; તે કેવી રીતે અલંકારવાળો થાય ? એવું યાયાવરીય (માને) (છે).     [કાવ્યમીમાંસા, અધ્યાય ૭, પૃ. ૩૧, G.O.S. આવૃત્તિ]

અહીં માત્ર ગુણીભૂતવ્યંગ્ય(કાવ્ય)નો પ્રભેદ જ છે. કેમ કે, શબ્દથી સ્પર્શાવાથી (= શબ્દ વાંચવામાં અવાજ બદલવાથી) બીજા અર્થની પ્રતીતિ થાય છે.

यदाह **ध्वनिकारः**–

(३५) अर्थान्तरगतिः काक्वा या चैषा परिदृश्यते ।
सा व्यङ्ग्यस्य गुणीभावे प्रकारमिममाश्रिता ॥

[ध्वन्यालोक ३.३९]

५ सा च काकुर्द्विविधा–साकाङ्क्षा निराकाङ्क्षा च । वाक्यस्य साकाङ्क्षनिराकाङ्क्षत्वात् । यस्माद् वाक्याद् यादृशः सङ्केतबलेनार्थः प्रतीयते, न तादृश एव, किन्तु न्यूनाधिकः प्रमाणबलेन निर्णययोग्यस्तद् वाक्यं साकाङ्क्षम् । तद्विपरीतं निराकाङ्क्षम् । वक्तृगता ह्याकाङ्क्षा वाक्य उपचर्यते । सा च प्रकरणबलान्निश्चीयते । विशिष्टविषयत्वं च तस्यास्तत एवावसीयते ।

विषयोऽपि त्रिविधः–अर्थान्तरं, तदर्थगत एव विशेषः, तदर्थाभावो वा । यथा–'देशः १० सोऽयमराति–शोणितजलैर्' (पृ. २१४) इति । अत्र साकाङ्क्षकाकुप्रभावात् 'ततोऽभ्यधिकं कुरुते' इत्यर्थान्तरे गतिः ।

स यस्य दशकन्धरं कृतवतोऽपि कक्षान्तरे
गतः स्फुटमवन्ध्यतामधिपयोधि सान्ध्यो विधिः ।
तदात्मज इहाङ्गदः प्रहित एष सौमित्रिणा
१५ क्व स क्व स दशाननो ननु निवेद्यतां राक्षसाः ॥५००॥

[ ]

अत्र 'तदात्मज इहाङ्गदः' इति साकाङ्क्षया काक्वा स्वगता वालिपुत्रोचिता विशेषा अर्प्यन्ते ।

'निर्वाणवैरि(? र)दहनाः' (पृ. १६६) इति । अत्र भवन्तीति साकाङ्क्षा काकुर्भवनाभावमाह भवन्त्विति । वचनोच्चारणं त्वर्थेऽसंभावनां विदधदभावस्य निषेधात्मनो विषयं भवनलक्षणमर्पयति । न भवन्त्येवेत्यर्थः ।

२० **११२) भिन्नाकृतेः शब्दस्यैकार्थतेव पुनरुक्ताभासः ॥९॥**

भिन्नरूपाणां सार्थकानर्थकानां शब्दानां एकार्थत्वमिवामुखे, न पुनः परमार्थतः, पुनरुक्तवदाभासनं पुनरुक्ताभासः । यथा–

सत्त्वं सम्यक्समुन्मील्य हृदि भासि विराजसे ।
द्विषामरीणां त्वं सेनां वाहिनीमुदकम्पयः ॥५०१॥

२५ [देवीशतक ५५]

हे देवि विगतरजोविकारे हृदि सत्त्वाख्यं गुणं प्रकाश्य शोभसे । अरीणामखिन्नां सनायकां चमूमुत्कम्पितवती । अत्र 'भासि विराजसे' इत्यादयः शब्दाः सार्थकाः । उदकंपयःशब्दौ निरर्थकौ- ।

इति । **आचार्यश्रीहेमचन्द्रविरचितायामलङ्कारचूडामणिसंज्ञस्वोपज्ञकाव्यानुशासनवृत्तौ शब्दालङ्कारवर्णनः** पञ्चमोऽध्यायः ॥५॥

જેમ કે ધ્વનિકાર (કહે છે) -

કાકુ વડે જે અર્થાન્તરની પ્રાપ્તિ જોવા મળે છે, તે વ્યંગ્યનો ગુણીભાવ થતાં આ (= ગુણીભૂત-વ્યંગ્યકાવ્ય) પ્રકારને આશ્રિત બને છે. [ધ્વન્ય-૩.૩૯]

અને તે કાકુ બે પ્રકારે છે : સાકાંક્ષ અને નિરાકાંક્ષ. કેમ કે, વાક્ય સાકાંક્ષ અને નિરાકાંક્ષ હોય છે. જે વાક્યમાંથી સંકેતના બળથી જેવો અર્થ પ્રતીત થાય છે, તેવો જ નહિ પણ ન્યૂન કે અધિક અર્થ જેમાં પ્રમાણના બળથી નક્કી કરવા યોગ્ય હોય છે (તે થયું) સાકાંક્ષ વાક્ય. તેનાથી ઊંધું તે નિરાકાંક્ષ. વક્તામાં રહેલી આકાંક્ષા (= કહેવાની ઇચ્છા) વાક્યમાં ઉપચારથી (રહેલી જાણવી). તે પ્રકરણ (= સંદર્ભ)ના બળથી નિશ્ચિત થાય છે. ખાસ વિષયવાળા હોવું (તે) તેનું (= તે આકાંક્ષાનું) (લક્ષણ) તે દ્વારા જ નિશ્ચિત થાય છે.

વિષય પણ ત્રણ પ્રકારનો છે. જેમ કે અર્થાન્તર (રૂપ), તે અર્થમાં રહેલો વિશેષ, અથવા તે અર્થના અભાવરૂપ જેમ કે, 'देशः सोऽयं०'.

''આ એ પ્રદેશ છે જેમાં દુશ્મનના લોહીરૂપી જળથી સરોવરો છલકાયાં હતાં...

[કા. શા. શ્લોક ૪૨૯, અધ્યાય ૪, પૃ. ૨૧૫]

વગેરે અહીં સાકાંક્ષ કાકુના પ્રભાવથી ''ततोऽप्यधिकं कुरुते'' – ''તેનાથી પણ વધારે કરે છે'' – વગેરે અર્થાન્તરમાં ગતિ થાય છે.

''તે કે જેની બગલમાં રાવણને દબાવ્યો હતો, તે કે જેનો સાગર પરનો સાંધ્ય વિધિ નિષ્ફળ ન ગયો, તેનો દીકરો અંગદ અહીં લક્ષ્મણે મોકલેલો છે, તો ''ક્યાં છે તે ? ક્યાં છે રાવણ ? હે રાક્ષસો (જલ્દી) કહો !'' (૫૦૦) [ ]

અહીં, 'तदात्मज इहाङ्गदः' ''તેનો દીકરો, અહીં, અંગદ'' એમ સાકાંક્ષ કાકુ વડે પોતાના, વાલિના પુત્ર હોવાના, વિશેષ ધર્મો અર્પિત કરાય છે.

निर्वाणवैरदहनाः (કા. શા. ૩/૩૦૭, પૃ. ૧૬૭) – 'વૈરાગ્નિ નિર્વાણ પામ્યો છે – (વ. ઉદા. માં) અહીં 'भवन्ति' 'થાય છે' એમ સાકાંક્ષ કાકુ 'भवन्तु' એમ ''થવાનો અભાવ'' કહે છે, વચનનું ઉચ્ચારણ અર્થમાં અસંભાવના (= અસંભવિતતા) પૂરે છે (તેથી) નિષેધરૂપી અભાવના વિષય, અર્થાત્ ભાવ (રૂપી અર્થ) અર્પિત કરે છે. न भवन्त्येव – નહિ જ થાય એમ.

**૧૧૨) - ભિન્ન આકૃતિ (= રૂપ)વાળા શબ્દની જાણે કે એકાર્થતા (થવાથી) 'પુનરુક્તાભાસ' (પ્રાપ્ત થાય છે). (૯)**

ભિન્નરૂપવાળા સાર્થક કે અનર્થક શબ્દોનું જાણે કે ઉપર ઉપરથી એકાર્થત્વ વાસ્તવમાં (તેવું) નહિ, (તે) પુનરુક્ત જેવું જણાય (તે થયો) પુનરુક્તાભાસ. જેમ કે,

''હે દેવી ! હૃદયમાં બરાબર રીતે સત્ત્વ (ગુણ)નું પ્રકાશન કરીને (તું) શોભે છે. દુશ્મનોની સેનાને તું કંપાવ.'' (૫૦૧) [દેવીશતક, શ્લોક ૫૫]

હે દેવી ! જેમાંથી રજો વિકાર દૂર થયો છે તેવા હૃદયમાં સત્ત્વ નામે ગુણનું પ્રકાશન કરી તું શોભે છે. દુશ્મનોની નાયક સાથેની ન થાકેલી સેનાની (= સેનાને) તું કંપાવનારી છે. અહીં ''भासि विराजसे'' (द्विषां अरीणां) વગેરે શબ્દો સાર્થક છે. 'उदकंपयः' (उदकं पयः) (એ બે) શબ્દો નિરર્થક છે.

**આચાર્ય શ્રી હેમચન્દ્ર વિરચિત અલંકારચૂડામણિ નામે સ્વોપજ્ઞ એવી કાવ્યાનુશાસનની વૃત્તિમાં ''શબ્દાલંકારવર્ણન'' નામે પાંચમો અધ્યાય (સમાપ્ત થયો).**

## ॥ षष्ठोऽध्यायः ॥

अर्थालङ्काराणामेवकोनत्रिंशतमाह–

**११३) हृद्यं साधर्म्यमुपमा ॥१॥**

कार्यकारणादिकयोरसंभवादुपमानोपमेययोरेव साधर्म्यं भवतीति तयोरेव समानेन धर्मेण सम्बन्ध उपमा । हृद्यं सहृदयहृदयाह्लादकारि । तेन सत्त्वज्ञेयत्वप्रमेयत्वादिसाधर्म्ये नोपमा, तथा 'कुम्भ इव मुखम्' इत्यादि शृङ्गारादौ च । हास्यादौ तु न दोषः । हृद्यग्रहणं च प्रत्यलङ्कारमुपतिष्ठते । साधर्म्यं च देशादिभिर्भिन्नानां गुणक्रियादिसाधारणधर्मत्वम् । अभेदे ह्येकत्वमेव स्यात् । तेन 'पुरुष इव पुरुषः' इति सत्यपि पुरुषद्वयस्य पुरुषत्वानुगमलक्षणे साम्ये नोपमा । यदा तु द्वितीयः पुरुषशब्दः शब्दशक्तिमूलव्यङ्ग्य-परतयावदातकर्मवचनस्तदानीं भिन्नत्वाद्भवत्येव । यथा–

निघ्नन्नभिमुखः शूरोऽनेकशो बहुशः परान् ।
सङ्ग्रामे विचरत्येष पुरुषः पुरुषो यथा ॥५०२॥

[ ]

एवं यत्रासाधारणताप्रतिपादनार्थमेकस्यापि भेदः कल्प्यते तत्राप्युपमा भवति । यथा–

न केवलं भाति नितान्तकान्तिर्नितम्बिनी सैव नितम्बिनीव ।
यावद्विलासायुधलासवासास्ते तद्विलासा इव तद्विलासाः ॥५०३॥

[ ]

तत्र देशेनोपमानोपमेययोर्भेदो यथा–'मथुरेव पाटलिपुत्रमाढ्यजनपदम्' । कालेन यथा–'वसन्त इव हेमन्तः कामिनां सुखहेतुः' । क्रियया यथा–'नृत्तमिव गमनमस्याः सविलासम्' । गुणेन यथा–'गौरीव श्यामा सुभगा' । जात्या यथा–'विप्र इव क्षत्रियः श्रोत्रियः' । द्रव्येण यथा–'तीर्थकर इव गणधरः पूज्यः' । समवायेन यथा–'विषाणित्वमिव दंष्ट्रित्वं हिंस्रम्' । अभावेन यथा–'मोक्ष इव समाधौ दुःखाभावः' ।

**११४) सोपमानोपमेयधर्मोपमावाचकानामुपादाने पूर्णा वाक्ये वृत्तौ च ॥२॥**

सेत्युपमा । प्रसिद्धमुपमानमप्रसिद्धमुपमेयम् । प्रसिद्ध्यप्रसिद्धी च कविविवक्षावशादेव । धर्मो मनोज्ञत्वादिः । उपमावाचका इव–वा–यथा–शब्दाः सदृशसन्निभादयश्च । अमीषामुपादाने पूर्णा । सा च वाक्ये वृत्तौ च भवति ।

## ॥ અધ્યાય - ૬ ॥

હવે ઓગણત્રીસ અર્થાલંકારો કહે છે -

**૧૧૩) સુંદર સાધર્મ્ય (= ઉપમેય અને ઉપમાનનું) તે ઉપમા અલંકાર છે. (૧)**

કાર્ય-કારણાદિમાં (સાધર્મ્ય) સંભવતું ન હોવાથી ઉપમાન અને ઉપમેયમાં જ સાધર્મ્ય (સ્વીકૃત) બને છે. તેથી તેમના જ ( = ઉપમાન અને ઉપમેયના જ) સમાન ધર્મ દ્વારા થતો સંબંધ તે ઉપમા (અલંકાર છે). હદ્ય એટલે સહૃદયોના હૃદયને આહ્લાદ આપનાર. તેથી સત્ત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ વગેરેના સાધર્મ્યમાં ઉપમા સંભવતી નથી. તથા "ઘડા જેવું મુખ" વગેરે (ઉપમા) શૃંગાર વગેરેમાં પણ (સ્વીકારાતી નથી) (જો કે) હાસ્ય વગેરેમાં તો તે દોષરૂપ નથી. "હદ્ય" પદનો સ્વીકાર તો દરેક અલંકારમાં રહેલો છે., અને સાધર્મ્ય એટલે દેશ વગેરે દ્વારા ભિન્ન એવા ગુણ, ક્રિયા વગેરે રૂપ સાધારણ ધર્મવાળા હોવું (તે). અભેદમાં એકત્વ જ હોય છે માટે "પુરુષ જેવો પુરુષ" એમ હોય તો પણ બંને પુરુષોમાં પુરુષત્વનું લક્ષણ સમાન હોતાં ઉપમા નથી. પરંતુ જ્યારે દ્વિતીય પુરુષ શબ્દ શબ્દશક્તિમૂલ વ્યંગ્યપરક એવા "મહાન કાર્ય"નો વાચક હોય ત્યારે ભિન્ન હોવાથી (ઉપમા) બને જ છે.

અનેકાનેક શત્રુઓને સામનો કરી હણતો એવો આ શૂરવીર પુરુષ સંગ્રામમાં પુરુષની જેમ વિચરે છે. (૫૦૨) [ ]

આ પ્રમાણે જ્યાં અસાધારણતાના પ્રતિપાદન માટે એક જ બાબતમાં ભેદ કલ્પવામાં આવે છે ત્યાં પણ ઉપમા સંભવે છે. જેમ કે,

અતિશય કાન્તિયુક્ત આ નિતમ્બિની કેવળ નિતમ્બિની જેવી જ નથી પરંતુ (તેના) જેમાં કામદેવ જાણે નૃત્ય કરે છે તેવા તેના હાવભાવ = સર્વ વિલાસો પણ તેના વિલાસો જેવા છે. (૫૦૩) [ ]

તેમાં દેશ દ્વારા ઉપમાન-ઉપમેયનો ભેદ-જેમ કે, "મથુરાની જેમ પાટલિપુત્ર સમૃદ્ધ નગર છે." કાલથી - જેમ કે, "વસંતની જેમ હેમંત કામીજનો માટે સુખનું કારણ છે" ક્રિયાથી - જેમ કે, "નૃત્યની જેમ આનું ગમન વિલાસયુક્ત છે." ગુણથી - જેમ કે, "ગૌરીની જેમ શ્યામા પણ સુભગા છે." જાતિથી - જેમ કે, "બ્રાહ્મણની જેમ ક્ષત્રિય વેદજ્ઞ છે." દ્રવ્યથી - જેમ કે, "તીર્થંકરની જેમ ગણધર પૂજ્ય છે." સમવાયથી - જેમ કે, "શિંગડાયુક્ત (પ્રાણી)ની જેમ દાઢવાળું (પ્રાણી) હિંસક છે." અભાવથી - જેમ કે, "મોક્ષની જેમ સમાધિમાં દુઃખનો અભાવ છે."

**૧૧૪) તે (= ઉપમા) ઉપમાન, ઉપમેય, સાધારણ ધર્મ, અને ઉપમા(= સાદૃશ્ય)વાચકના ઉપાદાનમાં પૂર્ણા કહેવાય છે; જે વાક્યમાં અને વૃત્તિમાં પણ રહેલી હોય છે. (૨)**

તે એટલે ઉપમા, જે પ્રસિદ્ધ હોય તે ઉપમાન અને અપ્રસિદ્ધ હોય તે ઉપમેય (કહેવાય છે). પ્રસિદ્ધિ અને અપ્રસિદ્ધિ કવિની વિવક્ષા પર આધાર રાખે છે. ધર્મ (એટલે) મનોજ્ઞત્વ વગેરે. ઉપમાવાચક શબ્દો इव, वा, यथा, सदृश, सन्निभ, વગેરે છે. આ બધાં ઉપસ્થિત હોય ત્યારે પૂર્ણ (ઉપમા) બને છે. તે વાક્ય અને વૃત્તિમાં પણ હોય છે.

वाक्ये यथा–

क्षणं कामज्वरोच्छित्त्यै भूयः सन्तापवृद्धये ।
वियोगिनामभूच्चान्द्री चन्द्रिका चन्दनं यथा ॥५०४॥

[उद्भटः काव्यालङ्कार० १.१८]

५ परार्थाभिधानं वृत्तिः । सा च यद्यपि समास–तद्धित–नामधातुभेदेन त्रिविधा लुप्तायामुदाहरिष्यते तथापीह समासतद्धितयोरेव संभवति । यथा–

नेत्रैरिवोत्पलैः पद्मैर्मुखैरिव सरःश्रियः ।
तरुण्य इव भान्ति स्म चक्रवाकैः स्तनैरिव ॥५०५॥

[उद्भट १.१९]

१० अत्रेवेन नित्यसमासः ।

गाम्भीर्यमहिमा तस्य सत्यं गङ्गाभुजङ्गवत् ।
दुरालोकः स समरे निदाघाम्बररत्नवत् ॥५०६॥

[का.प्र.१०. श्लो. ३९७]

अत्रेवार्थे तुल्यार्थे च वतिस्तद्धितः ।

## १५ ११५) एकद्वित्रिलोपे लुप्ता ॥३॥

उपमानादीनां मध्यादेकस्य द्वयोस्त्रयाणां वा यथासंभवे लोपे लुप्तोपमा । सा च वाक्ये वृत्तौ च । एकलोपे वाक्यगता यथा–

अनाधिव्याधिसंबाधममन्दानन्दकारणम् ।
न किञ्चिदन्यदस्तीह समाधेः सदृशं सखे ॥५०७॥

२० [ ]

अत्र यद्यपि सदृशशब्दाभिधेयस्योत्कृष्टतरगुणत्वेनाप्राप्यताप्रतिपादनादुपमानत्वं बलदायातं, तथापि तस्य साक्षादनिर्देशादुपमानस्य लोपः । तथा–

धन्यस्यानन्यसामान्यसौजन्योत्कर्षशालिनः ।
करणीयं वचश्चेतः सत्यं तस्यामृतं यथा ॥५०८॥

२५ [का.प्र.१०.३९८]

अत्राह्लादकत्वादिधर्मलोपः । उपमेयोपमावाचकयोस्तु वाक्ये लोपो न संभवति । द्विलोपे यथा–

ढुंढुल्लितुं मरीहसि कंटयकलिआइं केअइवणाइं ।
मालइकुसुमेण समं भमर भमंतो न पाविहिसि ॥५०९॥

[का.प्र.१०.४०८]

વાક્યમાં, જેમ કે,

ચંદનસમી ચન્દ્રની ચાંદની વિરહીજનોના કામજ્વરનો ક્ષણભર નાશ કરનારી અને પછી સંતાપ વધારનારી છે. (૫૦૪) [ઉદ્‌ભટ કા. લં. ૧.૧૮]

વૃત્તિ એટલે બીજો અર્થ કહેવાય તે. તે જો કે સમાસ, તદ્ધિત, નામધાતુ ભેદે ત્રણ પ્રકારની છે, જે લુપ્તા (ઉપમા)માં ઉદાહૃત કરાશે, તો પણ અહીં સમાસ અને તદ્ધિતમાં જ સંભવે છે. જેમ કે,

સરોવરની શોભા આંખ જેવાં કમળો વડે, મુખ જેવાં પદ્મો વડે, અને ચક્રવાક જેવાં સ્તન વડે, તરુણી સમી ભાસે છે. (૫૦૫) [ઉદભટ. ૧.૧૯]

અહીં 'इव' દ્વારા નિત્યસમાસ થયો છે.

તેના ગાંભીર્યનો મહિમા ખરેખર ગંગાના ઉપપતિ (= સમુદ્ર) સમાન છે. યુદ્ધમાં તે ગ્રીષ્મઋતુના આકાશરત્ન (= સૂર્ય)ની જેમ મુશ્કેલીથી જોઈ શકાય છે. (૫૦૬) [કા.પ્ર.૧૦.૩૯૭]

અહીં इव ના અર્થમાં અને तुल्य ના અર્થમાં ''वत्'' તદ્ધિતનો પ્રયોગ થયો છે.

**૧૧૫) આમાંથી એક, બે કે ત્રણનો લોપ હોય (ત્યારે) લુપ્તા કહેવાય છે. (૩)**

ઉપમાન વગેરેમાંથી એકનો, બેનો કે ત્રણનો યથાસંભવ લોપ થતાં લુપ્તોપમા બને છે અને તે (પણ) વાક્યમાં અને વૃત્તિમાં થાય છે.

એકનો લોપ વાક્યને વિષે હોય તેનું ઉદા. જેમ કે,

હે મિત્ર ! સમાધિસમું આધિ, વ્યાધિના આવરણ (અથવા ભય, અથવા ભીડ) રહિત તથા ઘેરા આનંદનું કારણ એવું બીજું કંઈ પણ આ લોકમાં છે નહીં. (૫૦૭)

અહીં જો કે, સદૃશ શબ્દના અર્થનું ઉપમાનત્વ, - ઉત્કૃષ્ટતર ગુણથી અપ્રાપ્યતાનું - પ્રતિપાદન કરવાથી, બળપૂર્વક લાવવામાં આવ્યું છે તો પણ, તેનો સાક્ષાત્ નિર્દેશ ન હોવાથી ઉપમાનનો લોપ છે.

તે જ રીતે -

હે ચિત્ત ! ધન્ય, અનન્ય સાધારણ એવાં સૌજન્યના ઉત્કર્ષયુક્ત અમૃતસમું તેનું વચન સત્ય કરવા યોગ્ય છે. (૫૦૮.) [કા.પ્ર.૧૦.૩૯૮]

અહીં આહ્‌લાદકત્વ વગેરે ધર્મનો લોપ છે. ઉપમેય અને ઉપમા વાચકનો લોપ વાક્યમાં સંભવતો નથી.

બેનો લોપ જેમ કે,

હે ભ્રમર ! તું કેતકીનાં કાંટાળા વનોમાં શોધતો ભલે ફર્યા કરે પણ ભમતા (એવા) તને માલતી પુષ્પ જેવું (સુંદર તત્ત્વ) ક્યાંક નહીં જડે. (૫૦૯) [કા.પ્ર.૧૦.૪૦૮]

अत्र धर्मोपमानयोर्लोपः । वृत्तौ एकलोपे यथा–

अनाधिव्याधिसंबाधममन्दानन्दकारणम् ।
न किञ्चिदन्यदस्तीह समाधिसदृशं सखे ॥५१०॥

[ ]

५ अत्र समासे उपमानस्यानिर्देशः । तथा–

राजीवमिव ते वक्त्रं नेत्रे नीलोत्पले इव ।
रम्भास्तम्भाविवोरू च करिकुम्भाविव स्तनौ ॥५११॥

[काव्यादर्श; २/१६]

अत्रेवेन नित्यसमासे धर्मलोपः । तथा–

१० शरदिन्दुसुन्दरमुखी कुवलयदलदीर्घलोचना सा मे ।
दहति मनः कथमनिशं रम्भागर्भाभिरामोरूः ॥५१२॥

[रुद्रट ८.२०]

अत्र बहुव्रीहौ उपमावाचकलोपः । तथा–

मृधे निदाघघर्मांशुदर्शं पश्यन्ति तं परे ।
१५ स पुनः पार्थसंचारं संचरत्यवनीपतिः ॥५१३॥

[का.प्र.१०/४०५]

अत्र नित्यसमासे 'कर्मकर्त्रोर्णमि' इवलोपः । तथा–

हंसो ध्वाङ्क्षविरावी स्यादुष्ट्रकोशी च कोकिलः ।
खरनादी मयूरोऽपि त्वं चेद् वदसि वाग्मिनि ॥५१४॥

२० [स.कं. ४/५]

अत्र नित्यसमासे कर्तरि णिनि चोपमवाचकलोपः । यथा–

पूर्णेन्दुकल्पवदना मृणालीदेश्यदोर्लता ।
चक्रदेशीयजघना सा स्वप्नेऽपि न दृश्यते ॥५१५॥

[ ]

२५ अत्र तद्धितवृत्तौ धर्मलोपः । इवार्थश्च कल्पबादिभिः साक्षादभिहितः । ईषदपरिसमाप्तः पूर्णेन्दुरिति पूर्णेन्दुसदृशमित्यर्थो न तु पूर्णेन्दुरिवेति ईषदपरिसमाप्तिविशिष्टेऽर्थे कल्पबादीनां स्मरणात् । ईषदपरिसमाप्तः पूर्णेन्दुरिति वचनवृत्त्या यद्यपि रूपकच्छायां भजते तथापि प्रातीतिकेन रूपेणोपमैव । तथा ह्यत्र पूर्णेन्दुसदृशं वदनमित्ययमर्थः प्रतीयते, न त्वीषदपरिसमाप्तः पूर्णेन्दुरिति ।

અહીં ધર્મ અને ઉપમાન બંનેનો લોપ છે. વૃત્તિમાં એકનો લોપ જેમ કે, (૫૧૦)

હે મિત્ર,... [... (જુઓ ઉદા. ૫૦૭)]

અહીં સમાસમાં ઉપમાનનો નિર્દેશ નથી. તે જ રીતે –

તમારું મુખ કમળ જેવું છે. નયનો નીલકમળ જેવાં છે. ઊરુઓ કદલીસ્તંભ જેવાં તથા સ્તન હાથીના ગંડસ્થલ સમા છે. (૫૧૧) [કાવ્યાદર્શ; ૨/૧૬]

અહીં इव દ્વારા થયેલ નિત્યસમાસમાં ધર્મનો લોપ છે.

વળી,

શરદઋતુના ચન્દ્ર જેવાં સુંદર મુખવાળી, નીલકમળ જેવા વિશાળ નયનવાળી અને કદલીના (સ્તંભના) અંદરના સમી સુંદર સાથળોવાળી તે મારા હૃદયને કેમ હંમેશાં બાળે છે ?'' (૫૧૨) [રુદ્રટ–૮.૨૦]

અહીં બહુવ્રીહિમાં ઉપમાવાચકનો લોપ છે. તેમજ –

યુદ્ધમાં શત્રુઓ ગ્રીષ્મઋતુના સૂર્યની જેમ તેને જુએ છે; અને તે (રાજા) પણ અર્જુનની જેમ સંચાર કરતો આવે છે. (૫૧૩) [કા.પ્ર.૧૦.૪૦૫]

અહીં નિત્યસમાસમાં કર્મકર્તાના અર્થમાં णम् પ્રત્યય હોતાં 'इव'નો લોપ છે.

વળી,

તું જ્યારે શબ્દાડંબરપૂર્ણ વચન ઉચ્ચારે છે ત્યારે હંસ કાગડા જેવું બોલનાર, કોયલ ઊંટ જેવા અવાજયુક્ત તથા મોર ગર્દભ જેવા સ્વરે ઉચ્ચારનાર જણાય છે. (૫૧૪) [સ.કં.૪.૫]

અહીં નિત્ય સમાસમાં કર્તામાં णिन् હોતાં ઉપમાવાચકનો લોપ છે.

તેમ જ,

પૂર્ણ ચંદ્ર જેવા મુખવાળી, કમળની દાંડી જેવી બાહુલતાવાળી અને ચકસમા જઘનવાળી તે સ્વપ્નમાં પણ દેખાતી નથી. (૫૧૫)

અહીં તદ્ધિતવૃત્તિમાં ધર્મલોપ છે. इवનો અર્થ કલ્પબ્ વગેરે (=કલ્પ, દેશ્ય, દેશીય) દ્વારા સાક્ષાત્ કહેવાયો છે તથા કંઈક અંશે અપૂર્ણ પૂર્ણેન્દુકલ્પમાં ''લગભગ પૂર્ણચન્દ્ર સમાન'', એવો અર્થ છે, નહિ કે 'પૂર્ણેન્દુ જેવું.' ''પૂર્ણેન્દુ કલ્પ''માં લગભગ પૂર્ણ ચંદ્ર સમાન'' એવો અર્થ છે નહીં કે પૂર્ણચન્દ્ર જેવું પોતે ! કેમ કે કંઈક અપૂર્ણ એવા વિશિષ્ટ અર્થમાં કલ્પપ્ વગેરેનું સ્મરણ થાય છે. જો કે, ''કંઈક અંશે અપૂર્ણ એવો પૂર્ણેન્દુ'' શબ્દ વચનવૃત્તિથી રૂપકની છાયા ગ્રહે છે પરંતુ પ્રતીતિરૂપે તે ઉપમા જ છે. તેથી જ અહીં પૂર્ણેન્દુ જેવું વદન એવો અર્થ જ પ્રતીત થાય છે, નહીં કે ''કંઈક અંશે અપૂર્ણ એવો પૂર્ણચન્દ્ર''

यथा वा– सूर्यीयति सुधारश्मिमनाथति मृतायते ।
मृतस्तु कान्ताविरहे स्वर्गेऽपि नरकीयति ॥५१६॥
[स.कं. ४/७]

अत्र नामधातुवृत्तौ कर्माधाराभ्यां क्यनि कर्तुःक्विपि क्यङि च इवलोपः । द्विलोपे यथा–

५ ढुंढुल्लिंतु मरीहसि कंटयकलिआइं केअइवणाइं ।
मालइकुसुमसरिच्छं भमर भमंतो न पाविहिसि ॥५१७॥ [का.प्र.१०.४०८]

अत्र कुसुमसदृक्षमिति समासे धर्मस्योपमानस्य च लोपः । तथा–

परिपन्थिमनोराज्यशतैरपि दुराक्रमः ।
संपरायप्रवृत्तोऽसौ राजते राजकुञ्जरः ॥५१८॥ [का.प्र.१०.४०७]

१० अत्र समासे धर्मस्येवस्य च लोपः । यथा वा–

अरातिविक्रमालोकविकस्वरविलोचनः ।
कृपाणोदग्रदोर्दण्डः स सहस्रायुधीयति ॥५१९॥ [का.प्र.१०.४०९]

अत्र नामधातुवृत्तौ सहस्रायुधमिवात्मानमाचरतीत्यात्मा उपमेयः । स चेवादिश्च लुप्तः । आचार–लक्षणश्च धर्मः क्यन्प्रत्ययेन साक्षादभिहितः ।

१५ तथा–

सविता विधवति वधुरपि सवितरति तथा दिनन्ति योमिन्यः ।
यामिनयन्ति दिनान्यपि सुखदुःखवशीकृते मनसि ॥५२०॥
[का.प्र.१०.४०६]

अत्र नामधातुवृत्तौ धर्मस्योपमावाचकस्य च लोपः । त्रिलोपे यथा–मृगनयनेति । मृगस्य नयने इति प्रथमं २० तत्पुरुषस्ततो मृगनयने इव नयने यस्या इति उष्ट्रमुखादित्वाद् बहुव्रीहिः । अत्र गुणद्योतकोपमानशब्दानां लोपः । यदा तु मृगशब्द एव लक्षणया मृगनयनवृत्तिस्तदा मृग एव नयने यस्या इति रूपकसमास्यैष विषयो न त्वस्योपमासमासस्येति नास्ति स्थानमुपमायास्त्रिलोपिन्याः । केचित्तु अयःशूलेनान्विच्छ–त्यायःशूलिक इत्यादौ क्रूराचारोपमेयतैक्ष्ण्यधर्मेवादीनां लोपे त्रिलोपिनीमुपमामुदाहरन्ति, तन्न युक्तम् । क्रूरस्याचारस्यार्थान्वेषणोपायादेरयः शूलतयाध्यवसानादतिशयोक्तिरेवेयम् । एवं दाण्डाजिनिक इत्यादिष्वपि द्रष्टव्यम् ।

२५ मालोपमादयस्तूपमाया नातिरिच्यन्त इति न पृथग् लक्षिताः ।

तथा हि–

सोह व्व लक्खणमुहं वणमाल व्व विअडं हरिवइस्स उरं ।
कित्ति व्व पवणतणयं आण व्व बलाइं से वलग्गए दिट्ठी ॥५२१॥
[सेतुबन्ध १.४८] [का.प्र. ४.१९]

અથવા જેમ કે,

ચંદ્રને સૂર્ય જેવો કરે છે, જાણે અનાથ હોય તેવો બને છે, પોતાને મરેલો માને છે. કાન્તાના વિરહમાં મૃત્યુ પામેલો તે સ્વર્ગમાં પણ નરકની જેમ આચરે છે. (૫૧૬)                    [સ.કં.૪/૭]

અહીં નામ ધાતુવૃત્તિમાં કર્મ અને આધારમાં क्यन्, કર્તાના અર્થમાં क्विप् અને क्यङ् દ્વારા इव નો લોપ છે.* બેનો લોપ જેમ કે, (૫૧૭)

અહીં "કુસુમ જેવા" એ સમાસમાં ધર્મ અને ઉપમાનનો લોપ છે. (બાકીનું શ્લોક ૫૦૯ પ્રમાણે જાણવું.)                    [કા.પ્ર.૧૦.૪૦૮]

તેમજ,

યુદ્ધમાં પ્રવૃત્ત થયેલો, વિરોધીઓના સેંકડો મનોરથોથી પણ અજેય એવો તે રાજકુંવર શોભે છે. (૫૧૮)
[કા.પ્ર.૧૦.૪૦૭]

અહીં સમાસમાં ધર્મનો અને इवनो લોપ છે. અથવા જેમ કે,

શત્રુના પરાક્રમને જોઈને પહોળાં થઈ ગયેલ નયનોવાળો તથા તલવારને લીધે ઊંચા ભુજદંડવાળો તે સહસ્રાયુધ જેવું આચરણ કરે છે. (૫૧૯)                    [કા.પ્ર.૧૦.૪૦૯]

અહીં નામધાતુવૃત્તિમાં સહસ્રાયુધની જેમ પોતે આચરણ કરે છે એમ (પોતે =) આત્મા ઉપમેય છે. તે (ઉપમેય) અને इव વગેરે લોપ પામેલ છે.

આચારરૂપી (સાધારણ) ધર્મ છે. તે क्यन् પ્રત્યયથી સાક્ષાત્ કહેવાયો છે.

વળી,

સુખ અને દુઃખને વશ થયેલ મનમાં સૂર્ય ચન્દ્ર સમાન વર્તે છે. ચન્દ્ર પણ સવિતાની જેમ આચરણ કરે છે. તે જ રીતે રાત્રિઓ દિવસ બને છે અને દિવસો પણ રાત્રિ સમાન બને છે. (૫૨૦) [કા.પ્ર.૧૦.૪૦૬]

અહીં નામધાતુવૃત્તિમાં ધર્મનો અને ઉપમાવાચકનો લોપ છે.

ત્રણમાં લોપના - જેમ કે, "મૃગનયના". મૃગનાં નયનો એમ પહેલાં તત્પુરુષ પછી મૃગનાં નયનો જેવાં નયનો જેવાં છે તે, એ પ્રમાણે, ઉષ્ટ્રમુખ વગેરે જેમ, બહુવ્રીહિ (થાય છે). અહીં ગુણને સૂચવતા ઉપમાન (વાચક) શબ્દોનો લોપ થયો છે; પરંતુ જ્યારે 'મૃગ' શબ્દ જ લક્ષણાથી મૃગનયનનો અર્થ આપે ત્યારે "મૃગ જ જેનાં નયનો છે" તેમ રૂપક સમાસનો આ વિષય છે, નહિ કે આ ઉપમાસમાસનો, તેથી ત્રિલુપ્તા ઉપમાનું આ સ્થાન નથી. કેટલાક તો અયઃશૂલ દ્વારા વ્યવહાર કરે છે એ "આયઃશૂલિક" વગેરેમાં ક્રૂર આચાર એ ઉપમેય, તીક્ષ્ણતા એ ધર્મ તથા इव વગેરેનો લોપ હોતાં ત્રિલોપા ઉપમાને ઉદાહૃત કરે છે, તે યોગ્ય નથી. ક્રૂરાચારરૂપી અર્થના અન્વેષણનો ઉપાય વગેરે અયઃશૂલરૂપે અધ્યવસાન પામતા હોઈ આ તો અતિશયોક્તિ જ છે. આ પ્રમાણે+ 'दाण्डाजिनिक' વગેરેમાં પણ જોવું.

માલોપમા વગેરે તો ઉપમાથી જુદા પડતા નથી તેથી (તેમને) અલગ લક્ષિત કર્યા નથી. જેમ કે,

લક્ષ્મણના મુખને જેમ શોભા સુગ્રીવની પહોળી છાતીને જેમ વનમાળા, હનુમાનને જેમ કીર્તિ તેમ તેની દૃષ્ટિ આજ્ઞાની જેમ સૈન્ય પર સ્થિર થાય છે. (૫૨૧)                    [સેતુબંધ-૧.૪૮] [સ.કં.૪.૧૯]

---

* (दण्डाजिनेन अर्थान् अन्विष्यति इति दाण्डाजिनिकः, દંડ અને હરણના ચર્મથી ઇષ્ટ વસ્તુ શોધે છે તે.)

+ હેમચન્દ્ર પ્રમાણે क्यन्, क्विप् અને क्यङ् પ્રત્યયો છે જે પાણિનિ પ્રમાણે क्यप्, क्यङ् અને क्विप् છે.

इयमभिन्ने साधारणे धर्मे ।

ज्योत्स्नेव नयनानन्दः सुरेव मदकारणम् ।
प्रभुतेव समाकृष्टसर्वलोका नितम्बिनी ॥५२२॥

[का.प्र.१०.४१२]

५ इति भिन्नो वा तस्मिन्नेकस्यैव बहूपमानोपादाने मालोपमा । तथा–

याम इव याति दिवसो दिनमिव मासोऽथ मासवद् वर्षम् ।
वर्षमिव यौवनमिदं यौवनमिव जीवितं जगतः ॥५२३॥

[ ]

नभ इव विमलं सलिलं सलिलमिवानन्दकारि शशिबिम्बम् ।
१० शशिबिम्बमिव लसद्द्युति तरुणीवदनं शरत् कुरुते ॥५२४॥

[रुद्रट ८.२८]

अत्र यथोत्तरमुपमेयस्योपमानत्वे पूर्ववदभिन्नभिन्नधर्मत्वे रशनोपमा ।
यथा–

अलिवलयैरलकैरिव कुसुमस्तबकैः स्तनैरिव वसन्ते ।
१५ भान्ति लता ललना इव पाणिभिरिव किसलयैः सपदि ॥५२५॥

[रुद्रट ८.३०]

तथा–

कमलदलैधरैरिव दशनैरिव केसरैर्विराजन्ते ।
अलिवलयैरलकैरिव कमलैर्वदनैरिव नलिन्यः ॥५२६॥

२० [रुद्रट ८.३१]

अत्रोपमानोपमेययोरवयविनोः समस्तविषया । अवयवानां चैकदेशविषया ।

तवाननमिवाम्भोजमम्भोजमिव ते मुखम् ।
निलीनां नलिनीषण्डे कथं नु त्वां लभेमहि ॥५२७॥

[काव्यादर्श २.१८]

२५ अत्रोभयोरुपमेयत्वे उपमानत्वे चोपमेयोपमा ।

त्वन्मुखं त्वन्मुखमिव त्वद्दृशौ त्वद्दृशाविव ।
त्वन्मूर्तिरिव मूर्तिस्ते त्वमिव त्वं कृशोदरि ॥५२८॥

[स.कं.२.२४१; ४.२४]

આ (માલોપમા) સાધારણ ધર્મ એક જ હોય ત્યારે (સંભવે છે)

આ સ્ત્રી ચાંદનીની જેમ નયનોને આનંદ આપનાર, સુરાની જેમ મદ ઉત્પન્ન કરનાર અને પ્રભુતાની જેમ સમગ્ર લોકને આકૃષ્ટ કરનારી છે. (૫૨૨) [કા.પ્ર.૧૦.૪૧૨]

એમાં (સાધારણ ધર્મ) ભિન્ન હોય તો પણ (માલોપમા) સંભવે છે, તેમાં એક જ (ઉપમેય)ને વિષે અનેક ઉપમાન સ્વીકારાતાં હોઈ માલોપમા (કહેવાય છે).

વળી,

પ્રહરની જેમ દિવસ જાય છે. દિવસની જેમ માસ, માસની જેમ વર્ષ, વર્ષની જેમ આ યૌવન, અને યૌવનની જેમ જગતનું જીવન (જાય છે) (૫૨૩) [ ]

આકાશની જેમ જળ સ્વચ્છ છે, જળની જેમ ચંદ્રબિંબ આનંદ આપનાર છે. ચંદ્રબિંબની જેમ ચમકતી કાંતિવાળું તરુણીનું વદન શરદ્ ઋતુ બનાવે છે. (૫૨૪) [રુદ્રટ. ૮.૨૮]

અહીં (પૂર્વનું) ઉપમેય પછી પછીમાં ક્રમ પ્રમાણે ઉપમાનરૂપ થતાં પહેલાંની જેમ અભિન્ન કે ભિન્ન ધર્મ હોતાં રસનોપમા (બને છે).

જેમ કે,

"અલિવલય સમા (ભ્રમરસમૂહોને) લીધે, સ્તન સમા પુષ્પગુચ્છો વડે તથા હાથ જેવી કૂંપળો દ્વારા લતાઓ વસંતઋતુમાં લલનાની જેમ શોભે છે. (૫૨૫) [રુદ્રટ ૮.૩૦]

તેમ જ -

કમલિની અધર સમા કમલદલ વડે, દંતપંક્તિ સમી કેસરો વડે, કેશ સમા ભ્રમરવૃંદ દ્વારા તથા વદન સમા કમળો વડે શોભે છે. (૫૨૬) [રુદ્રટ. ૮.૩૧]

અહીં ઉપમાન અને ઉપમેયના અવયવીઓ સમસ્ત વિષયવાળા છે. અવયવો એકદેશ વિષયવાળા છે.

તારા મુખ સમું કમળ છે ને કમળ સમું તારું મુખ છે. કમલિનીના સમૂહમાં છુપાયેલી તને હું કેવી રીતે પામું ? (૫૨૭) [કાવ્યાદર્શ ૨.૧૮]

અહીં બંનેનું ઉપમેયત્વ અને ઉપમાનત્વ હોવાથી ઉપમેયોપમા છે.

તારું મુખ તારા મુખ જેવું છે, તારી આંખો તારી આંખો જેવી છે. તારી મૂર્તિ તારી મૂર્તિ જેવી જ છે. હે કૃશોદરિ, તું તારા જેવી છે. (૫૨૮) [સ.કં.૨.૪૧; ૪.૨૪]

अत्रैकस्यैवोपमानत्वोपमेयत्वेऽनन्वयः ।

उभौ यदि व्योम्नि पृथक्प्रवाहावाकाशगङ्गापयसः पतेताम् ।
तेनोपमीयेत तमालनीलमामुक्तमुक्तालतमस्य वक्षः ॥५२९॥

[शिशुपाल० ३.८]

५　अत्रासद्भूतस्योपमानसम्भावनादुत्पाद्योपमा ।

तासां तु पश्चात् कनकप्रभाणां काली कपालाभरणा चकाशे ।
बलाकिनी नीलपयोदराजिः पुरःपरिक्षिप्तशतह्रदेव ॥५३०॥

[कुमार० ७.३९]

अत्र यथेष्टं विशेषणैरुपमेयं परिकल्प तादृशमेव सिद्धमुपमानमुपात्तमिति कल्पितोपमेत्यादौ । आसां
१०　हि पृथग्लक्षणकरण एवंविधवैचित्र्यसहस्रसंभवादतिप्रसङ्गः स्यादिति ।

**११६) असद्धर्मसंभावनमिवादिद्योत्योत्प्रेक्षा ॥४॥**

प्राकरणिकेऽर्थेऽसन्तो ये धर्मा गुणक्रियालक्षणास्तदभावलक्षणा वा तेषां सम्भावनं तद्योगोत्प्रेक्षण-मुत्प्रेक्षा। सा च इव–मन्ये–शङ्के–ध्रुवं–प्रायो–नूनम्–इत्यादिभिः शब्दैर्द्योत्यते । यथा–

बलं जगद्ध्वंसनरक्षणक्षमं क्षमा च किं संगमके कृतागसि ।
१५　इतीव संचित्य विमुच्य मानसं रुषेव रोषस्तव नाथ निर्ययौ ॥५३१॥

[　　]

अत्र रोषलक्षणस्य गुणस्योत्प्रेक्षा ।

असन्तोषादिवाकृष्टकर्णयोः प्राप्तशासनः ।
स्वधाम कामिनीनेत्रे प्रसारयति मन्मथः ॥५३२॥

२०　[　　]

अत्र संतोषगुणाभावस्य –

वियति विसर्पतीव कुमुदेषु बहूभवतीव योषिताम् ।
प्रतिफलतीव जरठशरकाण्डविपाण्डुषु गण्डभित्तिषु ॥
अम्भसि विकसतीव हसतीव सुधाधवलेषु धामसु ।
२५　ध्वजपटलपल्लवेषु ललतीव समीरचलेषु चन्द्रिका ॥५३३॥

[　　]

અહીં એક જ વસ્તુનું ઉપમાનત્વ અને ઉપમેયત્વ હોતાં અનંન્વય અલંકાર છે.

જો આકાશમાં આકાશગંગાના જળના બે અલગ પ્રવાહ પડે તો તે દ્વારા તમાલ જેવા નીલ અને સહેજ ઝૂલતી મોતીઓની માળાયુક્ત એના વક્ષઃસ્થલની ઉપમા આપી શકાય. (૫૨૯) [શિશુપાલ૦ ૩.૮.]

અહીં અદ્ભુત એવા ઉપમાનની સંભાવના કરી હોવાથી ઉત્પાદ્યોપમા છે.

સુવર્ણના જેવી કાન્તિવાળી તેમની (સાત માતૃકાઓ) પાછળ (શ્વેત) કપાલોથી વિભૂષિત એવી કાલિકા પ્રગટ થઈ તે જાણે બગલીઓવાળી અને જેની આગળ વીજળી (ચમકે) છે, તેવી કાળાં વાદળોની ઘટા હોય. (૫૩૦) [કુમાર૦ ૭.૩૯]

અહીં વિશેષણો દ્વારા યથેષ્ટ એવું ઉપમેય કલ્પીને તે જ પ્રમાણે સિદ્ધ એવું ઉપમાન ઉપસ્થિત કરાયું છે તેથી કલ્પિતોપમા - વગેરેમાં. આનાં જુદાં જુદાં લક્ષણ કરવામાં આ પ્રકારે હજારો વૈચિત્ર્ય સંભવતાં હોઈ અતિપ્રસંગ થશે.

**૧૧૬) અસત્ ધર્મની સંભાવના, इव વગેરેથી દ્યોતિત થાય, (તે) ઉત્પ્રેક્ષા છે. (૪)**

પ્રાકરણિક અર્થમાં અસદ એવા જે ધર્મો ગુણ અને ક્રિયારૂપ છે તેનાથી યુક્ત અથવા તેમનું સંભાવન (એટલે કે પ્રાકૃતમાં) તેના યોગનું ઉત્પ્રેક્ષણ (- કલ્પના) તે ઉત્પ્રેક્ષા છે અને તે इव-मन्ये-शङ्के-ध्रुव-प्रायः-नूनम् વગેરે શબ્દો વડે દ્યોતિત થાય છે. જેમ કે,

જગતનો ધ્વંસ તથા રક્ષણ કરવામાં સમર્થ એવું (એનું) બળ છે જેણે અપરાધ કર્યો છે તેવા (संगमक =) સાથે લઈ જનાર વિષે ક્ષમા છે - એ પ્રમાણે જાણે કે વિચારીને હે (મહાવીર) સ્વામી તમારો રોષ રૂઠેલી નારીની જેમ મનનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. (૫૩૧) [ ]

અહીં રોષરૂપી ગુણની ઉત્પ્રેક્ષા છે.

જાણે કે અસંતોષને લીધે કાન સુધી ખેંચાયેલ (નેત્રોને વિષે), જેણે શાસન પ્રાપ્ત કર્યું છે તેવો કામદેવ પોતાનું તેજ કામિનીનાં નેત્રમાં પ્રસારિત કરે છે. (૫૩૨) [ ]

અહીં સંતોષ ગુણના અભાવની (કલ્પના છે).

પવન વાતાં, ચાંદની આકાશમાં જાણે કે ફેલાય છે, કુમુદોમાં જાણે કે વિસ્તરે છે. જૂના 'શર'વૃક્ષના થડ જેવા ફિક્કા એવા સ્ત્રીઓના વિશાળ ગાલ ઉપર જાણે કે પ્રતિફલિત થાય છે, પાણીમાં જાણે કે વિકસે છે, ચુનાથી (ધોળવાને કારણે) સફેદ ઘરોમાં જાણે કે હસે છે અને પવનથી ફરફરતા ધજાના વસ્ત્રના છેડા ઉપર જાણે લહેરાય છે. (૫૩૩) [ ]

---

* संगमक-નો અર્થ પ્રો. આર. બી. આઠવલે સાહેબ (પૃ. ૧૮૯ કા.શા.વો.૨), (the minor god) એવો કરે છે. અર્થાત્ ગૌણ દેવતા, જેણે ભગવાન મહાવીરનો અપરાધ કર્યો છે. તેને વિષે મહાવીરસ્વામી ક્ષમા ધરાવે છે.

अत्र क्रियायाः।

कपोलफलकावस्याः कष्टं भूत्वा तथाविधौ ।
अपश्यन्ताविवान्योन्यमीदृक्षां क्षामतां गतौ ॥५३४॥

[उद्भट ३.३]

५ अत्र दर्शनक्रियाभावस्य । एवं च–

हिरण्मयी साललतेव जङ्गमा च्युता दिवः स्थास्नुरिवाचिरप्रभा ।
शशाङ्ककान्तेरधिदेवताकृतिः सुता ददे तस्य सुताय मैथिली ॥५३५॥

[भट्टि० २.४७]

तथा–

१० 'अकालसन्ध्यामिव धातुमत्ताम्' ॥५३६॥ [कुमार० १.४]

तथा–

आवर्जिता किंचिदिव स्तनाभ्यां वासो वसाना तरुणार्करागम् ।
सुजातपुष्पस्तबकावनम्रा संचारिणी पल्लविनी लतेव ॥५३७॥

[कुमार० ३.५४]

१५ तथा–

अचिराभामिव विघनां ज्योत्स्नामिव कुमुदबन्धना विकलाम् ।
रतिमिव मन्मथरहितां श्रियमिव हरिवक्षसः पतिताम् ॥५३८॥

[कुट्टनीमत २५८]

तथा–

२० 'स्थितः पृथिव्या इव मानदण्डः' ॥५३९॥

[कुमार० १.१]

इत्यादावुत्प्रेक्षाबुद्धिर्न विधेया । यद्यप्येषु स्वरूपतो विशेषणतश्चोपमानं कल्पितं तथाप्युपमैव । उपमानोपमेययोः साधर्म्यस्य तद्वाचकानां च प्रतीयमानत्वात् ।

**११७) सादृश्ये भेदेनारोपो रूपकमेकानेकविषयम् ॥५॥**

२५ सादृश्ये निमित्ते सति भेदेन विषयविषयिणोर्निर्देशेन आरोपोऽतथाभूतेऽपि तथात्वेनाध्यवसायो रूपयत्येकतां नयतीति रूपकम्, आरोप्यमाणरूपेणारोपविषयस्य रूपवतः क्रियमाणत्वात् । सादृश्यग्रहणं कार्यकारणभावादिनिमित्तान्तरव्युदासार्थम् । तेनायुर्घृतमित्यादौ न रूपकम् । भेदग्रहणमभेदारोपनिरासार्थम् । तत्र ह्यतिशयोक्तिर्वक्ष्यते । तच्च एकमनेकं चारोपस्य विषयो यत्र तत्तथा ।

અહીં ક્રિયાની (ઉત્પ્રેક્ષા છે)

આના કપોલ તે પ્રમાણેના બનીને જાણે કે એકબીજાને ન જોતા હોઈને, અરે રે, આવી ફીકાશને પામ્યા છે. (૫૩૪) [ઉદ્ભટ ૩.૩]

અહીં દર્શનક્રિયાના અભાવની (ઉત્પ્રેક્ષા છે). એ જ પ્રમાણે –

જાણે કે સાલવૃક્ષની જંગમલતા હોય, આકાશમાંથી ચ્યુત થયેલી જાણે કે અગ્નિની પ્રભા હોય, ચન્દ્રની કાન્તિની અધિદેવતા રૂપ હોય તેવી પુત્રી મૈથિલી તેના પુત્રને આપી. (૫૩૫) [ભટ્ટિ૦ ૨.૪૭]

વળી,

જાણે કે ધાતુમયી અકાલ સન્ધ્યા હોય... (૫૩૬) [કુમાર૦ ૧.૪]

અને વળી,

સ્તનના ભારથી જાણે કે કંઈક ઝૂકેલા શરીરવાળી, પ્રાતઃકાળના સૂર્યસમા લાલ વસ્ત્રને ધારણ કરેલી, પાર્વતી, ઉત્તમ પુષ્પોના ગુચ્છથી નમેલી, સંચાર કરતી પલ્લવોવાળી લતા ન હોય તેવી લાગતી હતી. (૫૩૭)
[કુમાર૦ ૩.૫૪]

વળી,

વાદળ વગરની વિદ્યુત આભા હોય, કુમુદના બંધનવાળી કલારહિત ચાંદની હોય, કામદેવ વગરની રતિ હોય અને હરિના વક્ષઃસ્થલ પરથી પડી ગયેલ લક્ષ્મી હોય (તેવી તે હતી). (૫૩૮) [કુટ્ટનીમત ૨૫૮]

વળી,

પૃથ્વીના માપદંડની જેમ રહ્યો છે. (૫૩૯) [કુમાર૦ ૧.૧]

વગેરેમાં ઉત્પ્રેક્ષાબુદ્ધિ રાખવી નહીં. જો કે આમાં સ્વરૂપથી અને વિશેષણથી ઉપમાન કલ્પિત છે, તો પણ ઉપમા જ છે; કેમકે ઉપમાન અને ઉપમેયનું સાધર્મ્ય અને તેના વાચકો પ્રતીત થાય છે.

**૧૧૭) સાદૃશ્ય હોય ત્યારે ભેદ દ્વારા આરોપ તે રૂપક (અલંકાર છે); તે એક વિષયવાળો તથા અનેક વિષયવાળો છે. (૫)**

સાદૃશ્ય નિમિત્ત હોતાં, ભેદ દ્વારા (એટલે કે) વિષય અને વિષયીના નિર્દેશ દ્વારા જે આરોપ અર્થાત્ તેવું ન હોવા છતાં તેવું હોવાનો નિશ્ચય (થાય છે) – તે રૂપિત કરે છે, એકત્વ પમાડે છે, તેથી રૂપક (કહેવાય છે) કેમ કે, (તેમાં) આરોપ કરાતી વિગત રૂપે આરોપનો વિષય બનતી વિગત રૂપયુક્ત કરાય છે. અહીં "સાદૃશ્ય" (પદ)નો સ્વીકાર કાર્યકારણ ભાવાદિરૂપ અન્ય નિમિત્તોને દૂર કરવા માટે છે તેથી, 'आयुर्घृतम्' વગેરેમાં રૂપક નથી. "ભેદ" (પદ)નું ગ્રહણ અભેદારોપને દૂર કરવા માટે છે. કેમ કે, તેમાં તો (= અભેદ હોતાં) અતિશયોક્તિ (થાય છે તે આગળ) કહેવાશે. તે (= રૂપક) જ્યાં આરોપનો વિષય એક છે તથા અનેક છે તેવો (એટલે કે એક વિષયવાળો અને અનેક વિષયવાળો કહેવાય છે).

तत्रैकविषयं यथा–

कुरङ्गीवाङ्गानि स्तिमितयति गीतध्वनिषु यत्
सखीः कान्तोदन्तं श्रुतमपि पुनः प्रश्नयति यत् ।
विनिद्रं यच्चान्तः स्वपिति तदहो वेद्म्यभिनवां
प्रवृत्तोऽस्याः सेक्तुं हृदि मनसिजः प्रेमलतिकाम् ॥५४०॥

[का.प्र.१०.४२४]

यत्र चैकस्मिन् विषयेऽनेकान्यारोप्याणि, तदप्येकविषयम् । यथा–

सौन्दर्यस्य तरङ्गिणी तरुणिमोत्कर्षस्य हर्षोद्गमः
कान्तेः कार्मणकर्म नर्मरहसामुल्लासनावासभूः ।
विद्या वक्रगिरां विधेरनवधिप्रावीण्यसाक्षात्क्रिया
प्राणाः पञ्चशिलीमुखस्य ललनाचूडामणिः सा प्रिया ॥५४१॥

[का.प्र.१०/४२५]

यत्र चैकत्रविषये आरोप्यं श्रौतं विषयान्तरे तु गम्यं तदप्येकविषयम् । यथा–

जस्स रणंतेउरए करे कुणंतस्स मंडलग्गलयं ।
रससम्मुही वि सहसा परम्मुही होइ रिउसेणा ॥५४२॥

[का.प्र.१०/४२३]

अत्र रणस्यान्तःपुरत्वारोपः श्रौतः, मण्डलाग्रलताया नायिकात्वं रिपुसेनायाश्च प्रतिनायिकात्वमर्थसामर्थ्यादवसीयते ।

अनेकविषयं यथा–

यस्या बीजमहंकृतिर्गुरुतरोर्मूलं ममेति ग्रहो
नित्यत्वस्मृतिरङ्कुरः सुतसुहृज्ज्ञात्यादयः पल्लवाः ।
स्कन्धो दारपरिग्रहः परिभवः पुष्पं फलं दुर्गतिः
सा मे त्वच्चरणार्हणापरशुना तृष्णालता लूयताम् ॥५४३॥

[स.कं.४/३९]

यथा वा–

इन्द्रस्त्वं तव बाहू जयलक्ष्मीद्वारतोरणस्तम्भौ ।
खड्गः कृतान्तरसना रसना च सरस्वती राजन् ॥५४४॥ [रुद्रट - ८.५५]

एवं च येऽन्ये रूपकप्रभेदा वर्ण्यन्ते । यथा–

ललना सरोरुहिण्यः कमलानि मुखानि केसरैर्दशनैः ।
अधरैर्दलैश्च तासां नवबिसनालानि बाहुलताः ॥५४५॥

[रुद्रट - ८.४३]

તેમાં એકવિષયવાળું (રૂપક) જેમ કે,

ગીતધ્વનિના વખતે જે હરિણીની જેમ અંગો સંકોરી લે છે, સાંભળેલું હોવા છતાં પ્રિયતમનું વૃત્તાંત જે ફરીથી સખીને પૂછે છે, નિદ્રા વગર જ એકાન્તમાં સૂઈ રહે છે. તેથી માનું છું કે આના હૃદયમાં નવીન એવી પ્રેમલતાને સિંચવાને કામદેવ પ્રવૃત્ત થયો છે. (૫૪૦) [કા.પ્ર.૧૦.૪૨૪]

જ્યાં એક જ વિષયમાં અનેક આરોપ થતા હોય તે પણ એક વિષયવાળું (રૂપક છે) જેમ કે,

તે પ્રિયા સૌંદર્યની નદી, યૌવનના ઉત્કર્ષનો આનંદાવિર્ભાવ, કાન્તિનું વશીકરણ કર્મ, ક્રીડા રહસ્યોના ઉલ્લાસનું નિવાસસ્થાન, વક્રવાણીની વિદ્યા, બ્રહ્માના નિરવધિ નૈપુણ્યનો સાક્ષાત્કાર, કામદેવના પ્રાણ અને લલનાઓનો ચૂડામણિ છે. (૫૪૧) [કા.પ્ર.૧૦.૪૨૫]

જ્યાં એક વિષયમાં આરોપિત કરાતી વિગત શ્રૌત (= શાબ્દ) હોય પણ અન્ય વિષયમાં તે ગમ્ય હોય તે પણ એકવિષય (રૂપક) જેમ કે -

જે રાજાના રણરૂપી અંતઃપુરમાં તલવારને હાથમાં લેતાં જ રસથી ભરેલી હોવા છતાં પણ શત્રુસેના પરાઙ્મુખી બને છે. (= પીછેહઠ કરે છે) (૫૪૨) [કા.પ્ર.૧૦.૪૨૩]

અહીં રણ ઉપર અન્તપુરત્વનો આરોપ શ્રૌત છે, મંડલાગ્રલતા (= તલવાર)નું નાયિકાત્વ તથા શત્રુસેનાનું પ્રતિનાયિકાત્વ અર્થના સામર્થ્યથી સમજાય છે.

અનેક વિષયવાળો રૂપક (અલંકાર) જેમ કે,

જેનું બીજ અહંકાર છે, વિશાળ વૃક્ષનું મૂળ "મારું છે" એવો આગ્રહ છે. નિત્યત્વનું સ્મરણ તે અંકુર છે, પુત્ર, મિત્ર, જાતિ વગેરે કૂંપળો છે. પત્નીનો સ્વીકાર તે થડ છે, અપમાન તે પુષ્પ છે અને દુર્ભાગ્ય તે ફળ છે તે મારી તૃષ્ણારૂપી લતા તમારા ચરણની પૂજારૂપી પરશુથી કપાઈ જાય. (૫૪૩) [સ.કં.૪.૩૯]

અથવા જેમ કે,

હે રાજા, તું ઇન્દ્ર છે, તારી બંને ભુજાઓ જયલક્ષ્મીના દ્વારના બે તોરણસ્તંભ છે. (તારી) તલવાર યમની જિહ્વા છે અને (તારી) જિહ્વા (સાક્ષાત્) સરસ્વતી છે. (૫૪૪) [રુદ્રટ.-૮.૫૫]

આ રીતે જે બીજા રૂપકભેદો (છે, તે હવે) વર્ણવાયા છે. જેમ કે,

સ્ત્રીઓ કમલિનીઓ છે, દાંતરૂપી કેસરો વડે અને અધરરૂપી કુંપળો દ્વારા (તેમનાં) મુખ કમળો છે. તેમની બાહુલતાઓ તે નવીન મૃણાલતંતુઓ છે. (૫૪૫) [રુદ્રટ.-૮.૪૩]

इदं सहजावयवं रूपकम् ।

गजो नगः कुथा मेघाः शृङ्खलाः पन्नगा अपि ।
यन्ता सिंहोऽभिशोभन्ते भ्रमरा हरिणास्तथा ॥५४६॥

[ ]

५ इदमाहार्यावयवम् ।

अलिकुलकुन्तलभाराः सरसिजवदनाश्च चक्रवाककुचाः ।
राजन्ति हंसवसनाः सम्प्रति वापीविलासिन्यः ॥५४७॥

[रुद्रट ८.४५]

इदमुभयावयवमित्यादि–ते न लक्षिताः । उक्तलक्षणेनैव संगृहीतत्वाद् । एवंविधवैचित्र्यसहस्र–
१० संभवाच्चातिप्रसङ्गः स्यात् । यदाह–

(३६) न पर्यन्तो विकल्पानां रूपकोपमयोरतः ।
दिङ्मात्रं दर्शितं धीरैरनुक्तमनुमीयतामिति ॥

[काव्यादर्श २.९६]

## ११८) इष्टार्थसिद्ध्यै दृष्टान्तो निदर्शनम् ॥६॥

१५ इष्टस्य सामान्यरूपस्य विशेषरूपस्य वा प्राकरणिकस्यार्थस्य सिद्ध्यै यो दृष्टान्तः स निदर्श्यते । प्राकरणिकोऽर्थोऽत्रेति निदर्शनम् ।

यथा–

होइ न गुणाणुराओ जडाण णवरं पसिद्धिसरणाण ।
किर पण्हुवइ ससिमणी चंदे ण पियामुहे दिट्ठे ॥५४८॥

२० [ ]

यथा वा–

उपरि घनं घनपटलं दूरे दयिता तदेतदापतितम् ।
हिमवति दिव्यौषधयः कोपाविष्टः फणी शिरसि ॥५४९॥

[स.कं. - ३.८७]

२५ यथा वा–

देवीभावं गमिता परिवारपदं कथं भजत्येषा ।
न खलु परिभोगयोग्यं दैवतरूपाङ्कितं रत्नम् ॥५५०॥

[रत्नावली० ] [का.प्र.१०.४५४]

આ સહજાવયવ રૂપક છે.

હાથી પર્વત છે. (તેની) ઝૂલ તે મેઘ છે. સાંકળો તે સર્પો છે. મહાવત તે સિંહ છે તેમ જ ભમરો તે હરણો રૂપે શોભે છે. (૫૪૬)

આ આહાર્યાવયવ (રૂપક છે).

ભમરોના સમૂહરૂપ કેશપાશવાળી, કમળરૂપી મુખવાળી, ચક્રવાકરૂપી સ્તનવાળી, હંસરૂપી વસ્ત્રવાળી વાપીરૂપી વિલાસિનીઓ અત્યારે શોભે છે. (૫૪૭) [રુદ્રટ.-૮.૪૫]

આ ઉભયાવયવ (રૂપક છે) તે (બધા) લક્ષિત કર્યા નથી. કેમ કે, કહેવામાં આવેલ લક્ષણ દ્વારા જ તે સંગૃહીત થઈ જાય છે. આ પ્રકારનાં હજારો વૈચિત્ર્ય સંભવતાં હોઈ અતિપ્રસંગ થાય. જેમ કે,

કહ્યું છે કે, -

(૩૬) ''રૂપક અને ઉપમાના ભેદોનો કોઈ પાર નથી આથી. દિશાસૂચનાર્થે જ (કેટલાક ભેદ) દર્શાવ્યા છે. વિદ્વાનોએ ન કહેલા (ભેદો) અનુમાનથી વિચારી લેવા.'' [કાવ્યાદર્શ-૨.૯૬]

**૧૧૮) ઇષ્ટ અર્થની સિદ્ધિ માટે (અપાતું) દૃષ્ટાંત તે નિદર્શન (નામે અલંકાર છે). (૬)**

ઇષ્ટ એટલે સામાન્ય અથવા વિશેષરૂપ એવો જે પ્રસ્તુત અર્થ હોય, તેની સિદ્ધિ માટે જે દૃષ્ટાંત તે નિદર્શિત કરાય છે, પ્રસ્તુત અર્થ અહીં; તે (થયું) નિદર્શન છે. જેમ કે,

કેવળ પ્રસિદ્ધિનું જ શરણ લેતા જડોને ગુણાનુરાગ હોતો નથી. ચન્દ્રકાન્તમણિ ચન્દ્ર હોતાં દ્રવિત થાય છે (પણ) પ્રિયામુખને જોતાં નહીં. (૫૪૮)

અથવા જેમ કે,

ઉપર ઘનઘોર વાદળ છવાયાં છે અને પ્રિયતમા દૂર છે ને આ આવી પડ્યું. દિવ્ય ઔષધિ હિમાલય ઉપર છે અને માથા પર ક્રોધે ભરાયેલો નાગ છે. (૫૪૯) [સ.કં.૩.૮૭]

અથવા જેમ કે,

દેવીભાવને (રાણીપણાને) પામેલી આ સેવકપદને કઈ રીતે પામે ? દિવ્યરૂપથી અંકિત રત્ન ખરેખર ભોગવવાને યોગ્ય નથી હોતું. (૫૫૦) [રત્નાવલી...] [કા.પ્ર.૧૦.૪૫૪]

यथा वा–

क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः ।
तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ॥५५१॥

[रघुवंश १.२]

५ यथा वा–

अत्युच्चपदाध्यासः पतनायेत्यर्थशालिनां शंसत् ।
आपाण्डु पतति पत्रं तरोरिदं बन्धनग्रन्थेः ॥५५२॥

[ ]

एते साधर्म्येण निदर्शनप्रकाराः ।

१० वैधर्म्येण यथा–

गुणानामेव दौरात्म्याद् धुरि धुर्यो नियुज्यते ।
असंजातकिणस्कन्धः सुखं जीवति गौर्गलिः ॥५५३॥

[स.कं.४.१२५]

तवाहवे साहसकर्मनर्मणः पाणिं कृपाणान्तिकमानिनीषतः ।
१५ भटाः परेषां विशरारुतामगुर्दधत्यवाते स्थिरतां हि पांसवः ॥५५४॥ [का.प्र.१०.४५७]

इति ।

**११९) प्रकृताप्रकृतानां धर्मैक्यं दीपकम् ॥७॥**

बहुवचनं समस्तव्यस्तपरिग्रहार्थम् । तेन प्रकृताप्रकृतानां प्राकरणिकाप्राकरणिकानामर्थादुपमानोपमेयत्वेन प्रकृतानामप्रकृतानां च केवलानां धर्मः क्रियादिर्यदैक एव प्रयुज्यते तदा
२० दीपवदेकस्थानस्थमनेकदीपनाद् दीपकम् । यथा–

चंदमऊहेहिं निसा णलिणी कमलेहिं कुसुमगुच्छेहिं लया ।
हंसेहिं सरयसोहा कव्वकहा सज्जणेहिं कीरई गरुई ॥५५५॥

[ ]

अत्र काव्यकथा प्रकृता शेषाण्यप्रकृतानि । गुरुकीकरणमेका क्रिया । यथा वा–

२५ मदो जनयति प्रीतिं सानङ्गं मानभङ्गुरम् ।
स प्रियासङ्गमोत्कण्ठां सासह्यां मनसः शुचम् ॥५५६॥

[भामह २.२७]

અથવા જેમ કે,

ક્યાં સૂર્યથી ઉત્પન્ન થયેલો વંશ અને ક્યાં અલ્પ વિષયવાળી બુદ્ધિ ? મોહને લીધે નાના હોડકાથી હું મુશ્કેલીથી તરવા યોગ્ય સાગરને તરવાની ઇચ્છા રાખું છું. (૫૫૧) [રઘુવંશ-૧.૨]

અથવા જેમ કે,

અત્યંત ઉચ્ચપદે બેસવું તે પતનને માટે છે એવું અર્થવેત્તાઓને કહેતું વૃક્ષનું આ સહેજ ફીકું પાંદડું બન્ધનરૂપી ગ્રંથિમાંથી (નીચે) પડે છે. (૫૫૨) [ ]

આ બધા સાધર્મ્યથી થતા નિદર્શનના પ્રકારો છે. વૈધર્મ્યથી (નિદર્શન) જેમ કે,

ગુણો હોવાના દોષને લીધે જ, જવાબદારી સંભાળવા યોગ્ય વ્યક્તિને કાર્યભારને વિષે જોતરવામાં આવે છે જ્યારે ગળિયો બળદ ખાંધે આંટણ વગર સુખેથી જીવે છે. (૫૫૩) [સ.કં.૪.૧૨૫]

યુદ્ધમાં સાહસભર્યાં કાર્યો કરવામાં જેને આનંદ આવે છે તેવા તથા તલવાર પાસે હાથને લઈ જવા ઇચ્છતા તારા શત્રુઓના સૈનિકો વેરણછેરણ થઈ ગયા. પવન ન વાય ત્યારે જ (= ત્યાં સુધી જ) રજકણો સ્થિર રહે છે. (૫૫૪) [કા.પ્ર.૧૦.૪૫૭]

**૧૧૯) પ્રકૃત અને અપ્રકૃત પદાર્થોનું એક ધર્મવાળા હોવું તે દીપક છે. (૭)**

(પ્રકૃત અને અપ્રકૃતોનું) (એ) બહુવચન સમસ્ત અને વ્યસ્તના ગ્રહણ માટે છે. તેથી પ્રકૃત અને અપ્રકૃતોનું એટલે કે પ્રાકરણિક અને અપ્રાકરણિક અર્થાત્ ઉપમાન અને ઉપમેયત્વરૂપે પ્રસ્તુત અને અપ્રસ્તુત વિગતોનો ધર્મ, કેવળ ક્રિયા વગેરે રૂપ એક જ (ધર્મ), પ્રયોજાય ત્યારે ત્યાં દીવાની જેમ એકસ્થાને રહી અનેકને પ્રકાશિત કરનાર કોઈ દીપક (કહેવાય છે) જેમ કે,

ચન્દ્રનાં કિરણોથી રાત્રિ, કમલોથી નલિની, કુસુમગુચ્છોથી લતા, હંસોથી શરદઋતુની શોભા અને સજ્જનોથી કાવ્યકથા મહાન બને છે. (૫૫૫) [ ]

અહીં કાવ્યકથા પ્રસ્તુત છે, બાકીનાં અપ્રસ્તુત છે. મહાન કરવારૂપી એક જ ક્રિયા છે.

અથવા જેમ કે,

મદ પ્રેમને જન્માવે છે. તે (= પ્રેમ) માન ભંગ કરનાર કામને (જન્માવે છે) તે (= કામદેવ) પ્રિયાના સંગમની ઉત્કંઠાને (જન્માવે છે) અને તે (= ઉત્કંઠા) અસહ્ય એવી માનસિક વેદનાને (જન્મ આપે છે). (૫૫૬) [ભામહ ૨.૨૭]

अत्र मदादौ यत् प्राकरणिकतया विवक्ष्यते तदुपमेयं शेषाण्युपमानानि । न च क्रमिकत्वमुपमां रुणद्धीति वाच्यम्–

राम इव दशरथोऽभूद्दशरथ इव रघुरजोऽपि रघुसदृशः ।
अज इव दिलीपवंशश्चित्रं रामस्य कीर्तिरियम् ॥५५७॥

५ [ ]

इत्यादौ क्रमिकत्वेऽप्युपमादर्शनात् । प्रकृतानां धर्मैक्यं यथा–'पाण्डु क्षामं वदनम्' इति । यथा वा–

हंसाण सरेहिं सिरी सारिज्जइ अह सराण हंसेहिं ।
अण्णोण्णं चिअ एए अप्पाणं नवर गरुअंति ॥५५८॥

[सप्तशतकम् ९५३]

१० अप्रकृतानां यथा–

कुमुदकमलनीलनीरजालिर्ललितविलासजुषोर्दृशोः पुरः का ।
अमृतममृतरश्मिरम्बुजन्म प्रतिहतमेकपदे त्वदाननस्य ॥५५९॥

[ ]

स्विद्यति कूणति वेल्लति विचलति निमिषति विलोकयति तिर्यक् ।
१५ अन्तर्नन्दति चुम्बितुमिच्छति नवपरिणया वधूः शयने ॥५६०॥ [का.प्र.१०.४५९]

इत्यादौ तु जातेरेव चमत्कारो न दीपकस्येति कारकदीपकं न लक्ष्यते ।

**१२०) सामान्ये विशेषे कार्ये कारणे प्रस्तुते तदन्यस्य तुल्ये तुल्यस्य चोक्तिरन्योक्तिः ॥८॥**

सामान्ये प्रस्तुते तदन्यस्य विशेषस्य, विशेषे सामान्यस्य, कार्ये कारणस्य, कारणे कार्यस्य, सदृशे सदृश-
२० स्य चान्यस्याप्रस्तुतस्योक्तिरभिधानमन्योक्तिः । अप्राकरणिकस्याभिधानेन प्राकरणिकस्याक्षेप इत्यर्थः । यथा–

ऐरावणं स्पृशति मन्त्रयते मरुद्भि–
र्वज्रं परामृशति पश्यति योधसार्थान् ।
मेरोस्तटानि विषमीकुरुते महेन्द्र–
स्त्वच्छङ्कया निशि न याति नरेन्द्र निद्राम् ॥५६१॥ [ ]

२५ अत्र त्वय्युद्युक्ते न कश्चित् सुखं शेत इति सामान्ये प्रस्तुते विशेष उक्तः ।

अहो संसारनैर्घृण्यमहो दौरात्म्यमापदाम् ।
अहो निसर्गजिह्मस्य दुरन्ता गतयो विधेः ॥५६२॥

[ ]

અહીં મદ વગેરેમાં જે પ્રાકરણિકરૂપે વિવક્ષિત છે તે ઉપમેય છે, અને બાકીનાં ઉપમાન છે. ક્રમિકત્વ (ક્રમમાં ગોઠવાવું) ઉપમાને રોકે છે એમ ન માનવું.

રામ જેવા દશરથ થયા. દશરથ જેવા રઘુ અને રઘુ જેવા અજ, અજ જેવો દિલીપનો વંશ.

અહો, આશ્ચર્ય ! રામની આ કીર્તિ છે. (૫૫૭) [ ]

આમાં ક્રમ હોવા છતાં ઉપમા જણાય છે. પ્રકૃતોનું ધર્મૈક્ય જેમ કે – ફીકું મુખ વગેરે.

અથવા જેમ કે –

હંસોની શોભા સરોવરોથી અને વળી સરોવરોની (શોભા) હંસોથી ફેલાય છે. એ બંને એકબીજાનું અને પોતાનું જ ગૌરવ કરે છે. (૫૫૮) [સપ્તશતક-૯૫૩]

અપ્રકૃતોનું (ધર્મૈક્ય) જેમ કે,

હે પ્રિયે ! મનોહર કટાક્ષ કરનારાં તારાં નેત્રો આગળ શ્વેત કમળ, રક્ત કમળ અને નીલકમળોની હારમાળાની શી વિસાત ? અને તારા મુખ આગળ અમૃત, અમૃતમય કિરણોવાળા (ચન્દ્ર) અને કમળ એક સાથે જ પરાસ્ત થાય છે. (૫૫૯) [ ]

નવોઢા વધૂ શયનમાં પરસેવે રેબઝેબ થઈ જાય છે, અંગો સંકોરે છે, મોં ફેરવી લે છે, પાસું ફરી જાય છે, આંખો બીડી દે છે, તીરછી નજરે જુએ છે, અંતરમાં આનંદ પામે છે, ચુંબન કરવા ઇચ્છે છે. (૫૬૦) [કા.પ્ર.૧૦.૪૫૯]

વગેરેમાં તો સ્વભાવોક્તિનો જ ચમત્કાર છે, દીપકનો નહીં; તેથી કારકદીપક લક્ષિત કરાતું નથી.

**૧૨૦) સામાન્ય, વિશેષ, કાર્ય અને કારણ પ્રસ્તુત હોતાં તેનાથી ભિન્ન (એટલે કે વિશેષ, સામાન્ય કારણ અને કાર્ય)ની તથા તુલ્ય પ્રસ્તુત હોતાં તુલ્યની ઉક્તિ તે અન્યોક્તિ છે. (૮)**

સામાન્ય પ્રસ્તુત હોતાં તેથી ભિન્ન (એટલે કે) વિશેષનું, વિશેષ (પ્રસ્તુત હોતાં) સામાન્યનું, કાર્ય (પ્રસ્તુત હોતાં) કારણનું અને કારણ (પ્રસ્તુત હોતાં) કાર્યનું અને તુલ્ય (પ્રસ્તુત હોતાં) તુલ્ય એવા બીજા અપ્રસ્તુતનું કથન તે અન્યોક્તિ છે. અપ્રસ્તુતના અભિધાનને લીધે પ્રસ્તુતનો આક્ષેપ થાય છે એ અર્થ છે. જેમ કે,

ઇન્દ્ર ઐરાવતને સ્પર્શે છે, દેવતાઓ સાથે મંત્રણા કરે છે, વજ્રને પકડે છે અને યોદ્ધાઓનું નિરીક્ષણ કરે છે. મેરુનાં શિખરોને વિષમ બનાવે છે. રાત્રે તારી શંકાથી (= હે રાજા, તું યુદ્ધ કરીશ એ શંકાથી) નિદ્રાને પામતો નથી. (૫૬૧) [ ]

અહીં તું તત્પર થતાં કોઈ સુખેથી સૂતું નથી એ સામાન્ય બાબત પ્રસ્તુત હોતાં વિશેષ કહેવાયું છે.

અરે સંસારની કઠોરતા, અરે આપત્તિઓની દુરાત્મતા, અરે પ્રકૃતિથી કુટિલ, વિધિની ગતિઓ મુશ્કેલીથી પાર પડે તેવી છે. (૫૬૨) [ ]

अत्र क्वापि वस्तुनि विनष्टे विशेषात्मनि प्रस्तुते दैवस्वातन्त्र्यं सर्वत्र सामान्यरूपमप्रस्तुतं वर्णितम् ।

ये यान्त्यभ्युदये प्रीतिं नोज्झन्ति व्यसनेषु च ।
ते बान्धवास्ते सुहृदो लोकः स्वार्थपरोऽपरः ॥५६३॥

[ ]

अत्र जरासंघः कार्यरूपां श्रद्धेयवचनतां प्रस्तुतामात्मनोऽभिव्यङ्क्तुं सुहृद्बान्धवरूपत्वकारणमप्रस्तुतं वर्णयति ।

सग्गं अपारिआयं कुत्थुहलच्छिविरहिअं मसुमहस्स उरं ।
सुमरामि महणपुरओ अमुद्धयंदं च हरजडापब्भारं ॥५६४॥

[सेतुबन्ध ४.२०]

अत्र जाम्बवान् वृद्धसेवाचिरजीवित्वव्यवहारकौशलादौ मन्त्रिताकारणे प्रस्तुते कौस्तुभलक्ष्मीविरहित-हरिवक्षःस्मरणादिकमप्रस्तुतं कार्यं वर्णयति ।

तुल्ये प्रस्तुते तुल्यस्याभिधाने द्वौ प्रकारौ श्लिष्टविशेषणता सादृश्यमात्रं वा तुल्यान्तरस्याक्षेपहेतुः । यथा–

नालस्य प्रसरो जडेष्वपि कृतावासस्य कोशे रुचि-
र्दण्डे कर्कशता मुखे च मृदुता मित्रे महान् प्रश्रयः ।
आमूलं गुणसंग्रहव्यसनिता द्वेषश्च दोषाकरे
यस्यैषा स्थितिरम्बुजस्य वसतिर्युक्तैव तत्र श्रियः ॥५६५॥

[शार्ङ्गधरपद्धतौ]

अत्राप्रस्ततेनाम्बुजेन तुल्यविशेषणबलात्तुल्यः सत्पुरुष आक्षिप्यते ।

आदाय वारि परितः सरितां मुखेभ्यः
किं तावदर्जितमनेन दुरर्णवेन ।
क्षारीकृतं च वडवावदने हुतं च
पातालकुक्षिकुहरे विनिवेशितं च ॥५६६॥

[औचित्यविचारचर्चायां (पृ. १३९) (भट्टेन्दुराजस्य]

अत्रार्णवस्य गर्हणयाऽन्यायोपार्जितधनत्वादिप्रतीयमानसादृश्यः कश्चित् पुरुषविशेष आक्षिप्यते ।

विशेष्यश्लिष्टता तु अन्योक्तिप्रयोजकतया न वाच्या । यथा–

पुंस्त्वादपि प्रविचलेद् यदि यद्यधोऽपि
यायाद् यदि प्रणयने न महानपि स्यात् ।
अभ्युद्धरेत्तदपि विश्वमितीदृशीयं
केनापि दिक् प्रकटिता पुरुषोत्तमेन ॥५६७॥

[भल्लट० ७९]

અહીં ક્યાંક નાશ પામતી વિશેષ એવી વસ્તુ પ્રસ્તુત હોતાં સદા દૈવની સ્વતંત્રતારૂપ સામાન્ય એવી અપ્રસ્તુત બાબત વર્ણવાઈ છે.

જેઓ ઉત્કર્ષમાં રાજી થાય છે તથા દુ:ખમાં (સાથ) છોડી દેતા નથી, તે બાંધવો છે, મિત્રો છે. બીજા લોક (= બીજા બધા) સ્વાર્થપરક છે. (૫૬૩) [ ]

અહીં જરાસંધ કાર્યરૂપ પ્રસ્તુત એવી પોતાનાં વચનોની શ્રદ્ધેયતાને વ્યક્ત કરવા માટે મિત્ર, બાન્ધવત્વના અપ્રસ્તુત કારણરૂપ નિરૂપે છે.

હું મંથન પહેલાંના પારિજાત વગરના સ્વર્ગને, કૌસ્તુભ અને લક્ષ્મી રહિત વિષ્ણુના ઉરને તથા મુગ્ધ ચંદ્રવિહીન શંકરની જટાના આગળના ભાગને યાદ કરું છું. (૫૬૪) [સેતુબંધ ૪.૨૦]

અહીં જાંબવાન વૃદ્ધોની સેવા, લાંબું જીવન, વ્યવહારકૌશલ વગેરે રૂપ મંત્રીપણાના કારણ પ્રસ્તુત હોતાં કૌસ્તુભરહિત હરિના વક્ષ:સ્થલના સ્મરણ વગેરે રૂપ અપ્રસ્તુત કાર્ય વર્ણવે છે.

તુલ્ય પ્રસ્તુત હોતાં તુલ્યનું કથન હોય ત્યારે બે પ્રકારો– શ્લિષ્ટ વિશેષણ અને સાદૃશ્ય માત્ર (ને કારણે), – જે બીજા તુલ્યના આક્ષેપમાં નિમિત્ત બને છે. જેમ કે,

નાળનો (= દાંડીનો) પ્રસાર (આળસનો પ્રસાર નહીં) જડ=જળમાં પણ નિવાસ કરનારની કોશમાં પ્રીતિ, દંડમાં (નાલદંડ અને સજા) કર્કશતા, મુખમાં મૃદુતા, મિત્ર (= મિત્ર અને સૂર્ય) પ્રત્યે અત્યંત સ્નેહ, મૂળપર્યંત ગુણ સંગ્રહ (= તંતુ અને ગુણો)નું વ્યસન, દોષાકર (ચંદ્ર અને દોષની ખાણ) પ્રત્યે દ્વેષ, આ કમળની જે સ્થિતિ છે ત્યાં લક્ષ્મીનો નિવાસ યોગ્ય જ છે. (૫૬૫) [શાર્ઙ્ગધરપદ્ધતિમાં]

અહીં અપ્રસ્તુત એવા કમળ દ્વારા તુલ્ય વિશેષણના બળે તુલ્ય એવો સત્પુરુષ(રૂપી અર્થ) આક્ષિપ્ત થાય છે.

ચારે તરફથી નદીઓના મુખમાંથી પાણી લઈને આ દુષ્ટ સમુદ્રે શું મેળવ્યું ? (તેને) ખારું બનાવ્યું, વડવાના મુખમાં હોમી દીધું અને પાતાળની કૂખ જેવા ખાડામાં નાખી દીધું. (૫૬૫)

[ઔચિત્ય વિચારચર્ચામાં (પૃ. ૧૩૯) (ભટ્ટેન્દુરાજનું ૬)]

અહીં સમુદ્રની નિંદા દ્વારા અન્યાયથી પ્રાપ્ત કરેલ ધન વગેરે રૂપ પ્રતીયમાન સાદૃશ્યવાળો કોઈક વિશિષ્ટ પુરુષ આક્ષિપ્ત થાય છે.

વિશેષ્યની શ્લિષ્ટતા તો અન્યોક્તિની પ્રયોજક તરીકે ન કહેવી. જેમ કે –

જો પુરુષત્વમાંથી વિચલિત થઈ જાય, જો નીચે પણ ચાલ્યા જાય, જો યાચના કરવામાં મહાન ન પણ બને, (= અર્થાત્ વામનરૂપે રહે), તો પણ વિશ્વનો ઉદ્ધાર કરે એવી આ દિશા કોઈક પુરુષોત્તમે પ્રકટ કરી છે. (૫૬૭)

[ભલ્લટશતક–૭૯]

अत्र पुरुषोत्तमशब्दस्यार्थद्वयवाचकत्वेऽपि सत्पुरुषचरितस्य प्रस्तुतत्वादभिधा एकत्र नियन्त्रितेति सत्पुरुष एव वाच्यो न विष्णुस्तच्चरितस्याप्रकृतत्वात् । तत्प्रतिपत्तिस्तु शब्दशक्तिमूलाद् ध्वनेरेव । यद्यपि च सत्पुरुषस्य विष्णोरिव विश्वोद्धरणे शक्तिर्नास्ति तथापि गुणवृत्त्या संभवतीति न दोषः ।

अन्योक्तिश्च क्वचित् स्तुतिरूपा । यथा–'नालस्य प्रसरः' (पृ. २७२) इति । क्वचिद् निन्दारूपा ।
५ यथा–'आदाय वारि' (पृ. २७२) इति ।

क्वचिदुभयरूपा । यथा–

निष्कन्दामरविन्दिनीं स्थपुटितोद्देशां स्थलीं पल्वले
जम्बालाविलमम्बु कर्तुमितरा सूते वराकी सुतान् ।
दंष्ट्रायां चतुरर्णवोर्मिपटलैराप्लावितायामियं
१० यस्या एव शिशोः स्थिता विपदि भूः सा पुत्रीणी पोत्रिणी ॥५६८॥

[ ]

अत्र पूर्वार्धे निन्दा, उत्तरार्धे तु स्तुतिः ।

क्वचिदनुभयरूपा यथा–

इतो वसति केशवः पुरमितस्तदीयद्विषा–
१५ मितोऽपि शरणागताः शिखरिपक्षिणः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै–
रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥५६९॥

[नीतिशतक ६७]

अत्र निन्दा स्तुतिर्वा विस्मयोक्तावेवास्तमयत इत्यनुभयरूपा

२० **१२१) व्यङ्ग्यस्योक्तिः पर्यायोक्तम् ॥९॥**

व्यङ्ग्यस्य प्रतीयमानस्यार्थस्याभिधानं यत् तत् पर्यायेण भङ्ग्यन्तरेण कथनं पर्यायोक्तम् । अत एव चान्योक्तेरस्य भेदः । न हि तत्र गम्यामानस्यार्थस्य भङ्ग्यन्तरेणाभिधानम्, अपि त्वप्रस्तुतद्वारेण तस्याक्षेप इति । यथा–

शत्रुच्छेददृढेच्छस्य मुनेरुत्पथगामिनः ।
२५ रामस्यानेन धनुषा देशिता धर्मदेशना ॥५७०॥

[ ]

अत्र 'भीष्मेण भार्गवो जित' इति व्यङ्ग्यस्य 'देशिता धर्मदेशना' इत्यनया भङ्ग्या भणनम् ।

**१२२) विशेषविवक्षया भेदाभेदयोगायोगव्यत्ययोऽतिशयोक्तिः ॥१०॥**

અહીં "પુરુષોત્તમ" શબ્દનું બે અર્થનું વાચકત્વ હોવા છતાં સત્પુરુષચરિત પ્રસ્તુત હોવાથી એકને વિષે અભિધા નિયંત્રિત થઈ જાય છે. તેથી સત્પુરુષ જ વાચ્ય છે, વિષ્ણુ નહીં, કેમ કે તેમનું ચરિત્ર પ્રસ્તુત નથી. તેનું જ્ઞાન તો શબ્દશક્તિમૂલ ધ્વનિ દ્વારા જ થાય છે. જો કે, સત્પુરુષની વિષ્ણુની જેમ વિશ્વનો ઉદ્ધાર કરવામાં શક્તિ હોતી નથી તો પણ ગૌણરૂપે તે સંભવે છે તેથી દોષ નથી.

અન્યોક્તિ ક્યારેક સ્તુતિરૂપ હોય છે જેમ કે, नालस्य प्रसरः... વગેરે.

ક્યારેક નિંદારૂપ (હોય છે) જેમ કે, आदाय वारि... વગેરે; ક્યારેક ઉભયરૂપ - જેમ કે,

"એક વરાકી (= અભાગણી માદા ભૂંડ) બચ્ચાંને, - કમલિનીને કંદ વગરની બનાવવા, ખાબોચિયામાં જમીનને ખાડાટેકરાવાળી કરવા, જળને સેવાળવાળું (ગંદુ, ડહોળેલું) બનાવવા - જન્મ આપે છે; પણ ચાર સાગરનાં મોજાંથી ભીંજાતી જેના શિશુની દાઢમાં પૃથ્વી સંકટ સમયે રહે છે તે (બીજી માદા ભૂંડ જ પુત્રવતી છે." (૫૬૮) [ ]

અહીં પૂર્વાર્ધમાં નિંદા છે તો ઉત્તરાર્ધમાં સ્તુતિ. ક્યારેક (તે) અનુભયરૂપા (પણ હોય છે) જેમ કે,

અહીં કેશવ વસે છે. અહીં તેના શત્રુઓનું નગર છે. અહીં જ શરણે આવેલાં શિખર પરનાં પક્ષીઓ રહ્યાં છે. અહીં બધા જ સંવર્તકોની સાથે વડવાનલ - અહો ! સાગરનું શરીર વિશાળ, બળવાન તથા ભાર સહેનારું છે. (૫૬૯) [નીતિશતક-૬૭]

અહીં નિંદા કે સ્તુતિ વિસ્મયની ઉક્તિમાં જ અસ્ત પામે છે તેથી અનુભયરૂપા (અન્યોક્તિ છે).

**૧૨૧) વ્યંગ્યની ઉક્તિ તે પર્યાયોક્ત છે. (૯)**

વ્યંગ્યનું એટલે કે પ્રતીયમાન અર્થનું જે કથન (કરાય), તે પર્યાય વડે, એટલે કે અન્ય પ્રકારે કથન, તે પર્યાયોક્ત. આથી જ અન્યોક્તિથી તેનો ભેદ છે. ત્યાં (અન્યોક્તિમાં) ગમ્યમાન વિગતનું પ્રકારાન્તરે કથન નથી હોતું, પરંતુ અપ્રસ્તુત દ્વારા તેનો આક્ષેપ હોય છે.

જેમ કે,

શત્રુઓના નાશની દઢ ઇચ્છાવાળા, ખોટા રસ્તે ગયેલા મુનિને, રામના આ ધનુષ્યે ધર્મદેશના આપી. (૫૭૦) [ ]

અહીં ભીષ્મે ભાર્ગવને જીત્યા એ વ્યંગ્યનું "ધર્મદેશના આપી" એ રીતે કથન (થયું) છે.

**૧૨૨) વિશેષ કહેવાની ઈચ્છાથી ભેદ, અભેદ, યોગ અને અયોગનો વ્યત્યય (એ) અતિશયોક્તિ છે. (૧૦)**

प्रकृतस्यार्थस्य विशेषवर्णनेच्छया भेदस्य व्यत्ययोऽभेदाभिधानं यत्तदतिशयाभिधानादेकातिशयोक्तिः । यथा–

सुधाबद्धग्रासैरुपवनचकोरैरनुसृतां
किरञ् ज्योत्स्नामच्छां लवलिफलपाकप्रणयिनीम् ।
उपप्राकाराग्रं प्रहिणु नयने तर्कय मनाग्
अनाकाशे कोऽयं गलितहरिणः शीतकिरणः ॥५७१॥

[विद्धशालभञ्जिका १.३१]

अत्र मुखचन्द्रयोर्भेदेऽप्यभेदः । यथा वा–

अइ दिअर किन्न पेच्छसि आयासं किं मुहा पुलोएसि ।
जायाए बाहुमूलम्मि अद्धयंदाण परिवाडिं ॥५७२॥

[सप्तशतकम् ५७१; गाथासप्तशती ६.७०]

अत्र नखार्धचन्द्राणाम् ।

अभेदस्य व्यत्ययो भेदो द्वितीया । यथा–

अन्नं लडहत्तणयं अण्ण च्चिय कावि वत्तणच्छाया ।
सामा सामण्णपयावइस्स रेह च्चिय न होइ ॥५७३॥

[ ]

अत्र लटभत्वादेरभिन्नस्यैव भेदेनाभिधानम् ।

योगस्य संबन्धस्य व्यत्ययोऽसम्बन्धस्तृतीया, यथा–

मल्लिकामालभारिण्यः सर्वाङ्गीणार्द्रचन्दनाः ।
क्षौमवत्यो न लक्ष्यन्ते ज्योत्स्नायामभिसारिकाः ॥५७४॥

[काव्यादर्श २.२१५]

अत्राभिसारिकाणां लक्षणक्रियायोगेऽपि ज्योत्स्नाबाहुल्योत्कर्षविवक्षयाऽयोग उक्तः । यथा वा–

अपाङ्गतरले दृशौ मधुरवक्रवर्णा गिरो
विलासभरमन्थरा गतिरतीव कान्तं मुखम् ।
इति स्फुरितमङ्गके मृगदृशां स्वतो लीलया
तदत्र न मदोदयः कृतपदोऽपि संलक्ष्यते ॥५७५॥

[का.प्र.१०/५४७]

પ્રકૃત અર્થના વિશેષ વર્ણનની ઇચ્છાથી ભેદનો વ્યત્યય - અભેદનું અભિધાન જે (કરવામાં આવે) તે અતિશયનું અભિધાન હોવાથી એક (પ્રકારની) અતિશયોક્તિ છે. જેમ કે,

ચાંદનીના કોળિયા કરતા ઉપવનના ચકોરો વડે અનુસરાતી, લવલી ફલના પાકને (= સફેદીને) પસંદ કરતી સ્વચ્છ જ્યોત્સનાને ફેલાવતો, જેમાંથી હરણ જતું રહ્યું છે અને જે શીતળ કિરણોવાળો છે તે આ કયો ચન્દ્ર આકાશ વિના રહેલો છે તે (જોવા) મહેલની અટારીએ દષ્ટિ નાખો અને સહેજ વિચારો. (૫૭૧)

[વિદ્ધશાલભંજિકા-૧.૩૧]

અહીં મુખ અને ચંદ્રનો ભેદ હોવા છતાં પણ અભેદ દર્શાવ્યો છે.

અથવા જેમ કે,

અરે દિયરજી, શા માટે આકાશને જોતા નથી અને પત્નીના બાહુમૂલમાં અર્ધચંદ્રોની હારમાળાને વ્યર્થ જ જુઓ છો ? (૫૭૨) [સપ્તશતક ૫૭૧; ગાથાસપ્તમી-૬.૭૦]

અહીં નખ રૂપી અર્ધચંદ્રોનો (ભેદ હોવા છતાં અભેદ વર્ણવાયો છે)

અભેદનો વ્યત્યય ભેદ હોતાં બીજી (અતિશયોક્તિ) બને છે જેમ કે,

આનું સૌકુમાર્ય કંઈક ઓર જ છે અને તેની ચમક પણ કંઈક જુદી જ છે. આ શ્યામા કોઈ સામાન્ય પ્રજાપતિની રચના ન હોઈ શકે. (૫૭૩)

અહીં અભિન્ન એવા લટભત્વ વગેરેનું (= સૌકુમાર્યનું એક હોવા છતાં) ભેદ હોય તે રીતે કથન થયું છે. યોગ એટલે કે સંબંધનો વ્યત્યય (અર્થાત્) - અસંબંધ કહેવાતાં તૃતીય પ્રકારની (અતિશયોક્તિ છે) જેમ કે,

સર્વ અંગો પર આર્દ્રચંદનથી યુક્ત તથા મલ્લિકાની માલાના ભારવાળી અભિસારિકાઓ શ્વેત ચાંદનીમાં જણાતી નથી. (૫૭૪) [કાવ્યાદર્શ-૨.૨૧૫]

અહીં અભિસારિકાઓનો જણાતી હોવા છતાં (= તે દષ્ટિગોચર થતી હોવા છતાં) ચાંદનીની બહુલતારૂપી ઉત્કર્ષની વિવક્ષાથી અયોગ કહ્યો છે (= જણાતી-દેખાતી નથી એમ કહ્યું છે).

અથવા જેમ કે,

નયનો ખૂણા તરફ ચંચળ છે, વાણી મધુર અને વક્ર વર્ણવાળી છે, ગતિ વિલાલને લીધે મંથર છે, મુખ અત્યંત સુંદર છે એ પ્રમાણે મૃગનયનીનાં અંગોમાં સ્વાભાવિક લીલાનું સ્ફુરણ થાય છે, એટલે, એમાં મદના ઉદયનો પ્રવેશ થયો હોવા છતાં જણાતો નથી. (૫૭૫) [કા.પ્ર.૧૦.૫૪૭]

अत्र मदोदयस्य लक्षणेऽपि स्वाभाविकविभ्रमाणामुत्कर्षविवक्षया लक्षणस्यायोग उक्तः एवम्–

एंतो वि ण सच्चविओ जीसे पसरंतपल्लवारुणराओ ।
मज्जणतंबेसु मओ तह मयतंबेसु लोअणेसु अमरिसो ॥५७६॥ इति

[स.कं. ३.१२६ पृ. ३७२]

५ अयोगस्य व्यत्ययो योगश्चतुर्थी । यथा–

पश्चात् पर्यस्य किरणानुदीर्णं चन्द्रमण्डलम् ।
प्रागेव हरिणाक्षीणामुदीर्णो रागसागरः ॥५७७॥

[काव्यादर्श २.२५७]

अत्रानुद्गते चन्द्रे रागसागरवृद्धेरयोगेऽपि चन्द्रस्योद्दीपनविभावतातिशयप्रतिपादनार्थं योग उक्तः । यथा वा–

१० पुराणि यस्यां सवराङ्गनानि वराङ्गना रूपपुरास्कृताङ्ग्यः ।
रूपं समुन्मीलितसद्विलासमस्त्रं विलासाः कुसुमायुधस्य ॥५७८॥

[नवसाहसाङ्कचरित १.२२]

तथा–

न तज्जलं यन्न सुचारुपङ्कजं
१५ न पङ्कजं तद् यदलीनषट्पदम् ।
न षट्पदोऽसौ कलगुञ्जितो न यो
न गुञ्जितं तन्न जहार यन्मनः ॥५७९॥ [भट्टि० २.१९]

अत्र वराङ्गनादीनां पङ्कजादीनां च निःशेषतया पुरजलादिव्याप्तेरयोगेऽपि योग उक्तः । यथा वा–

उदयति विततोर्ध्वरश्मिरज्जावहिमरुचौ हिमधाम्नि याति चास्तम् ।
२० वहति गिरिरयं विलम्बिघण्टाद्वयपरिवारितवारणेन्द्रलीलाम् ॥५८०॥

[शिशुपालवध ४.२०]

अत्र वारणेन्द्रलीलां गिरिर्वहतीत्यसंबन्धेऽपि संबन्धः यद् वा गिरिवारणेन्द्रगतयोर्लीलयोर्भेदेऽप्यैक्य-मध्यवसितमिति । यथा वा–

दिवमप्युपयातानामाकल्पमकल्पमनल्पगुणगणा येषाम् ।
२५ रमयन्ति जगन्ति चिरं कथमिव कवयो न ते वन्द्याः ॥५८१॥

[रुद्रट ९.६]

अत्र दिवङ्गतकविगुणानां रमणायोगेऽपि योग उक्तः । तथा–

हृदये चक्षुषि वाचि च तव सैवाभिनवयौवना वसति ।
वयमत्र निरवकाशा विरम कृतं पादपतनेन ॥५८२॥

३० [रुद्रट ९.८]

અહીં મદોદય લક્ષિત હોવા છતાં સ્વાભાવિક વિભ્રમોના ઉત્કર્ષની વિવક્ષાને કારણે (તેના) લક્ષણનો અયોગ કહ્યો છે. (અર્થાત્ જણાતો નથી એમ કહ્યું છે). એ જ રીતે, સવારે પ્રસરતી પલ્લવની અરુણવર્ણી શોભા જેવો, જેનાં બે, (જળમાં) મજ્જનને કારણે લાલ થયેલાં લોચનોનો મદ, તથા મદથી લાલ થયેલાં લોચનોનો રોષ જણાયો નહિ. (૫૭૬) [સ.કં.૩.૧૨૬, પૃ.૩૭૨]

અયોગનો વ્યત્યય તે યોગ. તે છે ચતુર્થી (અતિશયોક્તિ) જેમ કે,

ચારે તરફથી કિરણો ફેલાવીને ચંદ્રમંડલ પછી ઉદિત થયું. પણ પહેલાં હરિણાક્ષીઓમાં પ્રેમનો સાગર ઊછળ્યો. (૫૭૭) [કાવ્યાદર્શ ૨.૨૫૭]

અહીં ચંદ્ર ઊગ્યો ન હોવાથી રાગરૂપી સાગરની વૃદ્ધિનો અયોગ હોવા છતાં ચંદ્રનો ઉદ્દીપક વિભાવરૂપે અતિશય કહેવા માટે યોગ કહ્યો છે. અથવા જેમ કે,

જેમાં નગરો સુંદર સ્ત્રીઓવાળાં છે. સુંદર સ્ત્રીઓ રૂપાળાં અંગોવાળી છે. રૂપ વિલાસ પ્રગટ કરનારું અને વિલાસો કામદેવના શસ્ત્ર રૂપ છે. (૫૭૮) [નવસાહસાંક ચરિત ૧]

તેમ જ,

તે જળ નથી (= ન કહેવાય) જે સુંદર કમળયુક્ત નથી (= ન હોય); તે કમળ નથી જેમાં ભ્રમર બેઠો ન હોય; તે ભ્રમર નથી જે મધુર ગુંજારવ ન કરતો હોય; અને તે ગુંજન નથી જે મનને હરી ન લે. (૫૭૯)

[ભટ્ટિકા વ્ય-૨.૧૯]

અહીં વરાંગના વગેરેનો અને પંકજ વગેરેનો નગર, જલ વગેરે સાથેના સંબંધનો અયોગ હોવા છતાં યોગ કહેવાયો છે.

અથવા જેમ કે,

ઊંચે ફેલાયેલાં કિરણોરૂપી દોરીવાળો સૂર્ય જ્યારે ઉદય પામી રહ્યો છે અને શીતળ કાન્તિવાળો ચંદ્ર અસ્ત પામી રહ્યો છે ત્યારે આ (= રૈવતક) પર્વત લટકતા બે ઘંટોથી યુક્ત ગજરાજની શોભાને ધારણ કરે છે. (૫૮૦) [શિશુપાલવધ-૪.૨૦]

અહીં પર્વત વારણેન્દ્રલીલાને ધારણ કરે છે એમ સંબંધ ન હોવા છતાં પણ સંબંધ (વર્ણવ્યો છે). અથવા, ગિરિ અને શ્રેષ્ઠ હાથીગત લીલાનો ભેદ હોવા છતાં પણ ઐક્ય નિશ્ચિત કરાયું છે. અથવા જેમ કે,

સ્વર્ગે ગયેલા હોવા છતાં, જેમના અનેક ગુણોનો સમૂહ કલ્પના અંત સુધી, લાંબા સમય સુધી જગતને આનંદ આપે છે, તે કવિઓ શા માટે વંદનીય ન હોય ? (૫૮૧) [રુદ્રટ-૭.૬]

અહીં સ્વર્ગે ગયેલા કવિઓના ગુણોનો આનંદ સાથે સંબંધ ન હોવા છતાં સંબંધ કહેવાયો છે. તેમજ,

તારા હૃદયમાં, નયનોમાં અને વાણીમાં તે નવયૌવના જ રહે છે. અમે તો અહીં નકામા જ છીએ તેથી બસ કર, પગે પડવાનું રહેવા દે. (૫૮૨) [રુદ્રટ-૭.૮]

अत्रैकस्य युगपदनेकवृत्तित्वायोगेऽपि योग उक्तः । एवंविधे च सर्वत्र विषयेऽतिशयोक्तिरेव प्राणत्वेनावतिष्ठते । तां विना प्रायेणालङ्करणत्वायोगादिति न सामान्यमीलितैकावलीनिदर्शनाविशेषाद्यलङ्कारोपन्यासः श्रेयान् ।

**१२३) विवक्षितस्य निषेध इवोपमानस्याक्षेपश्चाक्षेपः ॥११॥**

विशेषविवक्षयेत्यनुवर्तते । वक्तुमिष्टस्य प्राकरणिकत्वात् प्रधानस्याशक्यवक्तव्यत्वमतिसिद्धत्वं वा
५ विशेषं वक्तुं निषेध इव न तु निषेध एव निषेधमुखेन विशेष एव तात्पर्यादित्येक आक्षेपः । उपमानस्य च य आक्षेपस्तिरस्कारः सोऽन्यः ।

निषेधो यथा–

अहं त्वां यदि नेक्षेय क्षणमप्युत्सुका ततः ।
इयदेवास्त्वतोऽन्येन किमुक्तेनाप्रियेण ते ॥५८३॥
१० [भामह २.६९]

अयं वक्ष्यमाणमरणविषयो निषेधात्माक्षेपः ।

उक्तविषयोऽपि यथा–

ज्योत्स्ना मौक्तिकदाम चन्दनरसः शीतांशुकान्तद्रवः
कर्पूरं कदली मृणालवलयान्यम्भोजिनीपल्लवाः ।
१५ अन्तर्मानसमास्त्वया प्रभवता तस्याः स्फुलिङ्गोत्कर–
व्यापाराय भवन्ति हन्त किमनेनोक्तेन न ब्रूमहे ॥५८४॥ [का.प्र.१०.४७३]

उपमानाक्षेपो यथा–

तस्यास्तन्मुखमस्ति सौम्य सुभगं किं पार्वणेनेन्दुना
सौन्दर्यस्य पदं दृशौ यदि च ते किं नाम नीलोत्पलैः ।
२० किं वा कोमलकान्तिभिः किसलयैः सत्येव तत्राधरे
हा धातुः पुनरुक्तवस्तुरचनारम्भेष्वपूर्वो ग्रहः ॥५८५॥ [ ]

यथा वा–

गर्वमसंवाह्यमिमं लोचनयुगलेन वहसि किं भद्रे ।
सन्तीदृशानि दिशि दिशि सरःसु ननु नीलनलिनानि ॥५८६॥
२५ [रुद्रट ८.७८]

अत्र लोचनयुगलस्योपमानीकृतस्याक्षेपः । यथा वा–

अहमेव गुरुः सुदारुणानामिति हालाहल तात मा स्म दृप्यः ।
ननु सन्ति भवादृशानि भूयो भुवनेऽस्मिन् वचनानि दुर्जनानाम् ॥५८७॥
[का.प्र.१०.५५७]

અહીં એકનો, એક સાથે અનેકમાં રહેવું - તે રૂપી, અસંબંધ હોવા છતાં સંબંધ કહેવાયો છે. આ પ્રકારના સર્વ વિષયોમાં અતિશયોક્તિ જ પ્રાણરૂપે રહેલી છે. તેના વિના પ્રાયઃ અલંકારત્વનો યોગ થતો ન હોવાથી સામાન્ય, મીલિત, એકાવલી, નિદર્શના, વિશેષ, વગેરે અલંકારોનું નિરૂપણ ઉચિત નથી.

**૧૨૩) વિવક્ષિત બાબતનો જાણે કે નિષેધ હોય તે રીતે ઉપમાનનો આક્ષેપ કરાય તે આક્ષેપ અલંકાર છે. (૧૧)**

(અહીં) વિશેષની વિવક્ષાને લીધે એ બાબત અનુવૃત્ત થાય છે. કહેવાને માટે ઇષ્ટ તથા પ્રાકરણિક હોવાને લીધે પ્રધાન બાબતનું અશક્ય વક્તવ્યત્વ અથવા અતિ સિદ્ધત્વને વિશેષરૂપે કહેવા માટે, 'જાણે કે નિષેધ', પણ (વાસ્તવિક) નિષેધ નહીં એ રીતે નિષેધ દ્વારા વિશેષને વિષે જ તાત્પર્ય હોતાં એક (પ્રકારનો) આક્ષેપ (અલંકાર), અને ઉપમાનનો આક્ષેપ એટલે કે તિરસ્કાર તે બીજો (આક્ષેપ). નિષેધનું ઉદા. - જેમ કે,

જો હું તને ક્ષણભર પણ ન જોઉં તો તેનાથી ઉત્સુક એવી... અથવા આટલું જ બસ. તને અપ્રિય એવી બીજી બાબત કહેવાથી શું ? (૫૮૩) [ભામહ-૨.૬૯]

અહીં કહેવામાં આવનાર મરણ વિષેનો નિષેધાત્મક આક્ષેપ છે:

ઉક્ત વિષય (આક્ષેપ) જેમ કે,

તેના અંતરમાં પ્રભુત્વ ધરાવતા તારા થકી ચાંદની, મોતીની માળા, ચંદનરસ, ચંદ્રકાંત મણિનો રસ, કપૂર, કદલી, બિસતંતુનાં વલય, કમલિનીનાં પલ્લવ વગેરે અંગારાના ઢગલાનું કાર્ય કરનાર થઈ પડે છે... અરે ! આ કહેવાથી શું ? નથી કહેતા જાઓ. (૫૮૪) [કા.પ્ર.૧૦.૪૭૩]

ઉપમાનનો આક્ષેપ-જેમ એક,

હે સૌમ્ય, તેનું તે સુંદર મુખ છે તો પર્વના (- પૂનમને) ચંદ્રથી શું ? સૌંદર્યના સ્થાનરૂપ તારાં બે નયન જો છે તો નીલોત્પલથી શું ? તેના (મુખ) ઉપર જો બે હોઠ છે તો કોમળ કાન્તિવાળાં કિસલયોથી શું ? અરેરે ! વિધાતાનો એકની એક વસ્તુની રચનાના કાર્યમાં અપૂર્વ એવો આગ્રહ છે. (૫૮૫) [ ]

અથવા જેમ કે,

હે ખંડિતા, વહન ન કરી શકાય તેવા આ ગર્વને બે નયનોમાં શાને ધરે છે ? આવાં નીલકમલો તો દરેક દિશામાં (રહેલાં) સરોવરોમાં છે. (૫૮૬) [રુદ્રટ-૮.૭૮]

અહીં ઉપમાન બનાવાયેલ બે નયનનો આક્ષેપ (=તિરસ્કાર) છે.

અથવા જેમ કે,

હે હળાહળ, ભાઈ, અત્યંત દારુણ વસ્તુઓમાં હું જ શ્રેષ્ઠ છું એવો ગર્વ કરીશ નહીં. તારા જેવાં (ઘાતક) દુર્જનોનાં વચનો આ સંસારમાં, ખરેખર ઘણાં છે. (૫૮૭) [કા.પ્ર.૧૦.૫૫૭]

अत्र हालाहलस्योपमानस्याक्षेप इति न प्रतीपमलङ्कारान्तरम् ।

**१२४) अर्थानां विरोधाभासो विरोधः ॥१२॥**

जातिगुणक्रियाद्रव्यरूपाणां पदार्थानां सजातीयेन विजातीयेन वा वस्तुवृत्त्याऽविरोधेऽपि परस्परप्रतिबन्धलक्षणो व्याघातलक्षणो वा यो विरोधस्तद्वदाभासमानो विरोधः ।

५ तत्र जातेर्जात्या यथा–

एकस्यामेव तनौ बिभर्ति युगपन्नरत्वसिंहत्वे ।
मनुजत्ववराहत्वे तथैव यो विभुरसौ जयति ॥५८८॥

[रुद्रट ९.३७]

गुणेन यथा–

१० द्रोणाश्वत्थामरामेषु श्रुत्वा श्रुत्वा द्वयं स्थितम् ।
ब्राह्मण्यमथ शौर्यं च को न चित्रीयते पुमान् ॥५८९॥

[ ]

क्रियया यथा–'सिंहोऽपि परिभूयते' ।

द्रव्येण यथा–

१५ सृजति च जगदिदमवति च संहरति च हेलयैव यो नित्यम् ।
अवसरवशतः शफरो जनार्दनः सोऽपि चित्रमिदम् ॥५९०॥

[का.प्र.१०.४८६]

गुणस्य गुणेन यथा–

सत्यं त्वमेव सरलो जगति जराजनितकुब्जभावोऽपि ।
२० ब्रह्मन् परमसि विमलो वितताध्वरधूममलिनोऽपि ॥५९१॥

[रुद्रट ९.३५]

क्रियया यथा–

पेशलमपि खलवचनं दहतितरां मानसं सतत्त्वविदाम् ।
परुषमपि सुजनवाक्यं मलयजरसवत् प्रमोदयति ॥५९२॥

२५ [ ]

द्रव्येण यथा–

क्रौञ्चाद्रिरुद्दामदृषद्दृढोऽसौ यन्मार्गणानर्गलशातपाते ।
अभून्नवाम्भोजदलाभिजातः स भार्गवः सत्यमपूर्वसर्गः ॥५९३॥ [का.प्र.१०.४८८]

અહીં હળાહળરૂપી ઉપમાનનો આક્ષેપ છે તેથી પ્રતીપ નામે બીજો અલંકાર નથી.

**૧૨૪) અર્થોનો વિરોધાભાસ તે વિરોધ (અલંકાર છે) (૧૨)**

જાતિ, ગુણ, ક્રિયા અને દ્રવ્યરૂપ પદાર્થોનો સજાતીય અથવા વિજાતીય (પદાર્થ) વડે વાસ્તવિક વિરોધ ન હોવા છતાં પરસ્પર પ્રતિબંધ પામતો કે વ્યાઘાતરૂપ જે વિરોધ તેની જેમ આભાસિત થતો - વિરોધ (અલંકાર છે); તેમાં જાતિનો જાતિ સાથે (વિરોધ) જેમ કે,

એક જ શરીરમાં એક સાથે જે નરપણું અને સિંહપણું ધારણ કરે છે અને તે જ રીતે જે મનુષ્યપણું અને વરાહપણું (ધારણ કરે છે) તે વિભુ જય પામે છે. (૫૮૮) [રુદ્રટ-૯.૩૭]

(જાતિનો) ગુણ વડે (વિરોધ) જેમ કે,

દ્રોણ, અશ્વત્થામા અને રામમાં બ્રાહ્મણત્વ અને શૌર્ય બંને રહેલાં છે એ સાંભળી સાંભળીને કયો પુરુષ આશ્ચર્ય ન પામે ? (૫૮૯) [ ]

(જાતિનો) ક્રિયા દ્વારા (વિરોધ) જેમ કે, સિંહ પણ પરાભવ પામે છે.

(જાતિનો) દ્રવ્યથી (વિરોધ) જેમ કે,

લીલામાત્રમાં જે આ જગતને ઉત્પન્ન કરે છે, રક્ષે છે અને તેનો સંહાર કરે છે તે જનાર્દન અવસરવશાત માછલું પણ બને છે, તે આ આશ્ચર્ય છે. (૫૯૦) [કા.પ્ર.૧૦.૪૮૬]

ગુણનો ગુણ દ્વારા (વિરોધ) જેમ કે,

ખરેખર, જરા (= વાર્ધક્ય)થી કુબ્જભાવ (= વળી જવું) થયો છે છતાં જગતમાં તું જ સરળ છે, હે બ્રહ્મા ! તું અત્યંત વિમળ છે, ફેલાયેલા યજ્ઞના ધુમાડાથી મલિન હોવા છતાં ! (૫૯૧) [રુદ્રટ-૯.૩૫]

(જાતિનો) ક્રિયા દ્વારા (વિરોધ) જેમ કે,

કોમળ એવું પણ દુર્જનનું વચન સજ્જનોના ચિત્તને વધારે બાળે છે. કઠોર એવું સજ્જનનું વચન ચંદનરસની જેમ આનંદ આપે છે. (૫૯૨) [ ]

(ગુણનો) દ્રવ્ય સાથેનો (વિરોધ) જેમ કે,

વિશાળ અને સખત પથ્થરોવાળો આ ક્રૌંચ પર્વત બાણની સતત વર્ષા થતાં જે તાજા કમળદલ સમાન કોમળ બની ગયો તે ભાર્ગવ ખરેખર અપૂર્વ અવતાર છે. (૫૯૩) [કા.પ્ર.૧૦.૪૮૮]

क्रियायाः क्रियया यथा–

बालमृगलोचनायाश्चरितमिदं चित्रमत्र यदसौ माम् ।
जडयति सन्तापयति च दूरे हृदये च मे वसति ॥५९४॥

[रुद्रट ९.३६]

५ द्रव्येण यथा–

सीतां ददाह नैवाग्निर्हिमं दहति भूरुहः ।
ताप्यन्ते शशिना चित्रं विरहे कामिनो भृशम् ॥५९५॥

[ ]

द्रव्यस्य द्रव्येण यथा–

१० समदमतङ्गजमदजलनिःस्यन्दतरङ्गिणीपरिष्वङ्गात् ।
क्षितितिलक त्वयि तटजुषि शंकरजटापगापि कालिन्दी ॥५९६॥

[का.प्र.१०.४९२]

एवं दश भेदाः । एषु परस्परप्रतिबन्धो विरोधः ।

व्याघातो यथा–

१५ अप्यसज्जनसांगत्ये न वसत्येव वैकृतम् ।
अक्षालितविशुद्धेषु हृदयेषु मनीषिणाम् ॥५९७॥

[ ]

अत्र क्षालनाभावे विशुद्धिर्व्याहन्यते । यथा वा–

महर्धिनि कुले जन्म रूपं स्मरसुहृद्वयः ।
२० तथापि न सुखप्राप्तिः कस्य चित्रीयते न धीः ॥५९८॥

[उद्भट ५.५.२]

तथा–

स एकस्त्रीणि जयति जगन्ति कुसुमायुधः ।
हरतापि तनुं यस्य शंभुना न हृतं बलम् ॥५९९॥

२५ [का.प्र.१०.४७७]

तथा–

कर्पूर इव दग्धोऽपि शक्तिमान् यो जने जने ।
नमोऽस्त्ववार्यवीर्याय तस्मै कुसुमधन्वने ॥६००॥

[बालरामायण ३.११]

ક્રિયાનો ક્રિયા સાથેનો (વિરોધ) જેમ કે,

નાના હરણાં સમાં નયનવાળીનું અદ્ભુત આ ચરિત્ર છે કે તે અહીં મને જડ બનાવે છે, સંતાપ આપે છે અને મારા હૃદયમાં ઊંડે નિવાસ કરે છે. (૫૯૪) [રુદ્રટ-૯.૩૬]

(ક્રિયાનો) દ્રવ્ય સાથેનો (વિરોધ) જેમ કે,

સીતાને અગ્નિએ બાળી ન નાખી. હિમ વૃક્ષને બાળે છે. એ આશ્ચર્ય છે કે વિરહમાં કામીજનોને ચંદ્ર દ્વારા અત્યંત સંતાપ આપવામાં આવે છે. (૫૯૫) [ ]

દ્રવ્યનો દ્રવ્યથી (વિરોધ) જેમ કે,

હે પૃથ્વીના તિલક ! તું જ્યારે કિનારે હોય ત્યારે તારા મદયુક્ત હાથીના મદજલથી વહેતી નદીના આલિંગનથી શંકરની જટામાંની નદી (ગંગા) પણ કાલિન્દી (બને છે) (૫૯૬) [કા.પ્ર.૧૦.૪૯૨]

આ રીતે (વિરોધના) દસ ભેદ છે. તેમનું પરસ્પર જોડાણ એટલે વિરોધ.

(હવે) વ્યાઘાત - જેમ કે,

મનીષીઓના નહીં ધોયેલા છતાં વિશુદ્ધ હૃદયમાં દુર્જનની સંગતિમાં પણ વિકાર વસતો નથી જ. (૫૯૭) [ ]

અહીં ક્ષાલન (=ધોવા)ના અભાવમાં (પણ) વિશુદ્ધિ વિરોધ પામે છે અથવા જેમ કે,

મહા કુળમાં જન્મ, રૂપ, યુવાન વય હોય છતાં સુખપ્રાપ્તિ થતી નથી. તો (તે અંગે) કોની બુદ્ધિ આશ્ચર્ય ન પામે ? (૫૯૮) [ઉદ્ભટ. ૫.૫.૨]

વળી,

તે એકલો કામદેવ જ ત્રણેય જગતમાં જય પામે છે. જેનું શરીર હરવા છતાં શંકરે (તેનું) બળ હણ્યું નથી. (૫૯૯) [કા.પ્ર.૧૦.૪૭૭]

અને વળી,

કપૂરની જેમ બળી ગયો હોવા છતાં જે દરેક મનુષ્યમાં શક્તિમાન છે તે, ન વારી શકાય તેવા પરાક્રમવાળા કામદેવને નમસ્કાર હો. (૬૦૦) [બાલરામાયણ-૩.૧૧]

एषु कारणासामग्र्ये फलाभावो व्याहन्यते । यथा वा–

सा बाला वयमप्रगल्भमनसः सा स्त्री वयं कातराः
सा पीनं परिणाहिनं स्तनभरं धत्ते सखेदा वयम् ।
साक्रान्ता जघनस्थलेन गुरुणा गन्तुं न शक्ता वयं
दोषैरन्यजनाश्रितैरपटवो जाताः स्म इत्यद्भुतम् ॥६०१॥

५

[अमरु० ३४]

अत्रान्यदेशस्थेन कारणेनान्यदेशस्थकार्योत्पादो व्याहन्यते । यथा वा–

दिशामलीकालकभङ्गतां गतस्त्रयीवधूकर्णतमालपल्लवः ।
चकार यस्याध्वरधूमसंचयो मलीमसः शुक्लतरं निजं यशः ॥६०२॥

१०

[कादम्बरी श्लो. १८]

अत्र मलीमसेन शुक्लतरीकरणं व्याहन्यते । तथा–

आनन्दममन्दमिमं कुवलयदललोचने ददासि त्वम् ।
विरहस्त्वयैव जनितस्तापयतितरां शरीरं मे ॥६०३॥

[रुद्रट ९.४७]

१५

अत्रानन्ददानं शरीरतापेन व्याहन्यते ।

शिरीषादपि मृद्वङ्गी क्वेयमायतलोचना ।
अयं क्व च कुकूलाग्निकर्कशो मदनानलः ॥६०४॥

[नवसाहसाङ्कचरित १६.१८]

अत्र मार्दवं कार्कश्येन व्याहन्यते । तथा–

२०

विपुलेन सागरशयस्य कुक्षिणा भुवनानि यस्य पपिरे युगक्षये ।
मदविभ्रमासकलया पपे पुनः स पुरस्त्रियैकतमयैकया दृशा ॥६०५॥

[शिशुपाल० १३.४०]

अत्र हीनेन गुरुकार्यकरणं व्याहन्यते । तथा–

किं ददातु किमश्नातु भर्तव्यभरणाकुलः ।
उदारमतिराप्तेऽपि जगत्त्रितयमात्रके ॥६०६॥

२५

[ ]

अत्राधिकेन स्वल्पकार्याकारणं व्याहन्यते । यथा वा–

अहो विशालं भूपाल भुवनत्रितयोदरम् ।
माति मातुमशक्योऽपि यशोराशिर्यदत्र ते ॥६०७॥

३०

[काव्यादर्श २.२१९]

આ (ઉદાહરણો)માં બધાં કારણો હોવા છતાં કાર્યનો અભાવ (હોવાથી) વિરોધ છે. અથવા જેમ કે,

તે બાલા છે પણ અમારું મન ચંચળ બન્યું છે. તે સ્ત્રી છે પણ અમે ડરપોક છીએ. તે પુષ્ટ અને વિશાળ સ્તનભારને ધારણ કરે છે અને અમે થાકેલા છીએ. તે ભારે નિતંબોથી આક્રાન્ત છે, ને અમે જવાને શક્તિમાન નથી. અન્ય લોકને આધારે રહેલ દોષોથી અમે અસ્વસ્થ બન્યા છીએ, તે આશ્ચર્યકારી છે. (૬૦૧)

[અમરુશતક-૩૪]

અહીં જુદા સ્થળે રહેલ કારણ દ્વારા (તેથી) ભિન્ન સ્થળે રહેલ કાર્યની ઉત્પત્તિ વિરોધ પામે છે.

અથવા જેમ કે,

દિશા (રૂપી વધૂ)ના કપાળ પરની કેશરચના (જેવા), (અને) વેદત્રયી રૂપી વધૂના કાનમાં રહેલ તમાલપત્ર જેવા શ્યામ રંગી, યજ્ઞના ધુમાડાનો સમૂહ જેના પોતાના યશને વધારે ઉજ્જ્વળ બનાવે છે. (૬૦૨) [કાદમ્બરી-૧૮]

અહીં મલિનતા દ્વારા વધારે શુક્લ કરવારૂપ કાર્ય વ્યાહત બને છે.

તે જ રીતે,

હે નીલકમલ સમાન નયનવાળી, તું આમ અત્યંત આનંદ આપે છે (પણ) તારાથી જ જન્મેલ વિરહ (=તારો વિરહ) મારા શરીરને વધારે સંતાપ આપે છે. (૬૦૩) [રુદ્રટ-૯.૪૭]

અહીં આનંદ આપવો તે બાબત શરીર સંતાપ દ્વારા વિરોધ પામે છે.

શિરીષથી પણ કોમળ અંગોવાળી ને વિશાળ નયનવાળી આ (નાયિકા) ક્યાં ? અને ક્યાં આ સૂકાં ઠૂંઠાંના અગ્નિ જેવો કઠોર કામાગ્નિ ? (૬૦૪) [નવસાહસાંકચરિત-૧૬.૧૮]

અહીં મૃદુતા કઠોરતા વડે વિરોધ પામે છે. તેમ જ,

યુગના નાશ સમયે સાગરમાં શયન કરનાર, જેણે વિશાળ પેટ વડે ભુવનોને પી લીધાં હતાં તે જ એક નગરની સ્ત્રી દ્વારા મદવિલાસથી અર્ધી ખુલેલી એક આંખથી પી લેવાય છે. (૬૦૫) [શિશુપાલ૦ ૧૩.૪૦]

અહીં હીન દ્વારા મોટું કાર્ય કરવું વિરોધી જણાય છે. વળી,

ભરણપોષણ કરવા યોગ્યનું ભરણપોષણ કરવામાં વ્યસ્ત ઉદાર બુદ્ધિવાળો ત્રણેય જગત પ્રાપ્ત થઈ જાય તો પણ, આપે શું ને ખાય શું ? (૬૦૬) [ ]

અહીં અધિક દ્વારા સ્વલ્પ કાર્ય પણ ન કરવારૂપી કાર્ય અવરોધાય છે. અથવા જેમ કે,

અરે રાજા, ત્રણે ભુવનનું પેટાળ વિશાળ છે, જેમાં સમાવો અશક્ય તેવો તારો યશોરાશિ સમાઈ જાય છે. (૬૦૭) [કાવ્યાદર્શ-૨.૨૧૯]

अत्र मानाशक्यत्वेन मानं व्याहन्यते । तथा–

भवत्संभावनोत्थाय परितोषाय मूर्च्छते ।
अपि व्याप्तदिगन्तानि नाङ्गानि प्रभवन्ति मे ॥६०८॥

[कुमार० ६.५९]

५ अत्राङ्गानामतिविपुलतया परितोषामानं व्याहन्यते । यथा वा–

दृशा दग्धं मनसिजं जीवयन्ति दृशैव याः ।
विरूपाक्षस्य जयिनीस्ताः स्तुवे वामलोचनाः ॥६०९॥

[विद्धशालभञ्जिका १.२]

अत्र दृशैव दाहो जीवनं च व्याहन्यते । यथा वा–

१० धवलो सि जइ वि सुंदर तह वि तए मज्झ रंजिअं हिअयं ।
रायभरिए वि हिअए सुहय निहित्तो न रत्तो सि ॥६१०॥

[सप्तशतकम् ६६७; गाथा० ७.६५]

अत्र धवलेन रञ्जनं रागभूतहृदयेनारञ्जनं च व्याहन्यते । एवं च विभावनाविशेषोक्त्यसंगतिविषमाधिकव्याघातातद्गुणाः पृथगलङ्कारत्वेन न वाच्याः । विरोध एवान्तर्भावात् । उक्तिवैचित्र्यमात्राद् भेदे च
१५ लक्षणकरणेऽलङ्कारानन्त्यप्रसङ्गः ।

**१२५) सहार्थबलाद्धर्मस्यान्वयः सहोक्तिः ॥१३॥**

धर्मस्य क्रियागुणलक्षणस्य सहार्थसामर्थ्याद् योऽन्वयः प्रतिपाद्यतेऽर्थादनेकेषु वस्तुषु सा सहभावस्योक्तिः सहोक्तिः । यथा–

रघुर्भृशं वक्षसि तेन ताडितः पपात भूमौ सह सैनकाश्रुभिः ।
२० निमेषमात्रादवधूय च व्यथां सहोत्थितः सैनिकहर्षनिःस्वनैः ॥६११॥

[रघु० ३.६१]

सह दीर्घा मम श्वासैरिमाः संप्रति रात्रयः ।
पाण्डुराश्च ममैवाङ्गैः सार्धं ताश्चन्द्रभूषणाः ॥६१२॥

[काव्यादर्श ३.३५२]

२५ **१२६) श्लिष्टविशेषणैरुपमानधीः समासोक्तिः ॥१४॥**

श्लेषवद्भिरुपमेयविशेषणैर्योपमानस्य प्रतीतिः सा समासेन संक्षेपेणार्थद्वयकथनात् समासोक्तिः । यथा–

उपोढरागेण विलोलतारकं तथा गृहीतं शशिना निशामुखम् ।
यथा समस्तं तिमिरांशुकं तया पुरोऽपि रागाद् गलितं न लक्षितम् ॥६१३॥

[ध्वन्यालोके (पृ. १०९) पाणिनेः]

અહીં સમાવું અશક્ય હોવાને લીધે સમાવું તે અવરોધાય છે.

વળી,

તમારા સંમાનથી ઉત્પન્ન થયેલો, ફેલાતો હર્ષ દિશાઓ સુધી ફેલાયેલાં મારાં અંગોમાં પણ સમાતો નથી. (૬૦૮) [કુમારસંભવ-૬.૫૯]

અહીં અંગો અતિ વિપુલ હોવાને લીધે આનંદનું ન સમાવું અવરુદ્ધ બને છે. અથવા જેમ કે,

દષ્ટિથી બાળી નાખેલ કામદેવને જે દૃષ્ટિથી જ જિવાડે છે તે ત્રિનયનને જીતનારી સુંદર નયનવાળી સ્ત્રીઓની હું સ્તુતિ કરું છું. (૬૦૯) [વિદ્ધશાલભંજિકા-૧.૨]

અહીં આંખ દ્વારા જ બાળવું તથા જિવાડવું વિરુદ્ધ જણાય છે. અથવા જેમ કે,

હે સુંદર ! જો કે તું ધવલ છે છતાં તેં મારા મનને રંગી દીધું છે પણ હે મિત્ર ! રાગથી ભરેલા હૃદયમાં રહેલો તું રંગાયો નથી. (૬૧૦) [સપ્તશતક-૬૬૭, ગાથા. ૭.૬૫]

અહીં ધવલ દ્વારા રંગાવું તથા રાગથી ભરેલ હૃદય વડે ન રંગાવું તે વિરુદ્ધ જણાય છે. આ જ રીતે વિભાવના, વિશેષોક્તિ, અસંગતિ, વિષમ, અધિક, વ્યાઘાત, અતદ્ગુણ વગેરે સ્વતંત્ર અલંકારરૂપે કહેવા યોગ્ય નથી. (કેમ કે તેમનો) વિરોધમાં જ અંતર્ભાવ થઈ જાય છે. ઉક્તિ વૈચિત્ર્ય માત્રનો ભેદ હોતાં (સ્વતંત્ર) લક્ષણ કરવાથી અલંકારોના આનન્ત્યનો પ્રસંગ આવી પડશે.

**૧૨૫) સહ અર્થના બળે ધર્મનો અન્વય (થાય) તે સહોક્તિ અલંકાર છે. (૧૩)**

ધર્મ કે જે ક્રિયા તથા ગુણરૂપ લક્ષણયુક્ત છે, તેનો સહ અર્થના સામર્થ્યથી જે અન્વય પ્રતિપાદિત થાય છે એટલે કે અનેક વસ્તુઓમાં સહભાવની તે ઉક્તિ તે સહોક્તિ છે. જેમ કે,

તેણે રઘુને છાતી ઉપર પ્રહાર કર્યો (અને તે) સૈનિકોનાં આંસુઓ સાથે ભૂમિ પર પડ્યો. ક્ષણમાત્રમાં વ્યથાને ખંખેરીને સૈનિકોના હર્ષનાદ સાથે (પુનઃ તે) ઊભો થયો. (૬૧૧) [રઘુ. ૩.૬૧]

અત્યારે આ રાત્રિઓ મારા શ્વાસ સાથે દીર્ઘ (થતી જાય છે) (અને) ચન્દ્રના આભૂષણવાળી તે (રાત્રિઓ) મારાં જ અંગોની સાથે ફીકી (બની રહી છે) (૬૧૨) [કાવ્યાદર્શ-૩.૩૫૨]

**૧૨૬) શ્લિષ્ટ વિશેષણો વડે ઉપમાનની બુદ્ધિ (જન્મે) તે સમાસોક્તિ (અલંકાર છે) (૧૪)**

શ્લેષયુક્ત ઉપમેયનાં વિશેષણો વડે ઉપમાનની પ્રતીતિ થાય તે સમાસ વડે એટલે કે સંક્ષેપથી બે અર્થ કહેવાતા હોઈ સમાસોક્તિ છે; જેમ કે

રાગથી ભરેલા ચન્દ્રે ચંચળ તારાઓવાળું રાત્રિનું મુખ તેવી રીતે પકડ્યું કે (જેથી) રાગથી વશ તેનું સમસ્ત અંધકારરૂપી વસ્ત્ર સામે જ સરી પડ્યું પણ તેણે જાણ્યું નહીં. (૬૧૩)

[ધ્વન્યાલોકમાં (પૃ. ૧૦૯), પાણિનિનું પદ્ય]

अत्र निशाशशिनोरुपमेययोरुपोढरागादिश्लिष्टविशेषणबलान्नायकयोरुपमानयोः प्रतीतिः ।

**१२७) स्वभावाख्यानं जातिः ॥१५॥**

अर्थस्य तादवस्थ्यं स्वभावः । स च संस्थानस्थानकव्यापारादिस्तस्य वर्णनं जातिः ।

तत्र संस्थानं यथा–

५ पर्याणस्खलितस्फिजः करतलोत्क्षिप्तोत्तरीयाञ्चला
वल्गद्भिस्तुरगैर्गता विधुरतामज्ञातवल्गाग्रहाः ।
नेपथ्यैः कथयन्ति भूपतनया दुःश्लिष्टसंपादितै–
र्निर्लक्ष्यार्पितचक्षुषः परिचयोपात्तां श्रियं श्रोत्रियाः ॥६१४॥

[ ]

१० स्थानकं यथा–

स दक्षिणापाङ्गनिविष्टमुष्टिं नतांसमाकुञ्चितसव्यपादम् ।
ददर्श चक्रीकृतचारुचापं प्रहर्तुमभ्युद्यतमात्मयोनिम् ॥६१५॥

[कुमार० ३.७०]

व्यापारो यथा–

१५ ऋजुतां नयतः स्मरामि ते शरमुत्सङ्गनिषण्णधन्वनः ।
मधुना सह सस्मिताः कथा नयनोपान्तविलोकितं च तत् ॥६१६॥

[कुमार० ४.२३]

**१२८) स्तुतिनिन्दयोरन्यपरता व्याजस्तुतिः ॥१६॥**

स्तुतेर्निन्दापरता । निन्दायाश्च स्तुतिपरता यत्रोच्यते सा व्याजरूपा व्याजेन वा स्तुतिर्व्याजस्तुतिः ।

२० यथा–

दिनमवसितं विश्रान्ताः स्मस्त्वया मरुकूप हे
परमुपकृतं शेषं वक्तुं ह्रिया वयमक्षमाः ।
भवतु सुकृतैरध्वन्यानामशोषजलो भवान् ।
इयमपि घनच्छाया भूयात्तवोपतटं शमी ॥६१७॥

२५ [ ]

किं वृत्तान्तैः परगृहगतैः किन्तु नाहं समर्थ–
स्तूष्णीं स्थातुं प्रकृतिमुखरो दाक्षिणात्यस्वभावः ।
गेहेगेहे विपणिषु तथा चत्वरे पानगोष्ठ्या–
मुन्मत्तेव भ्रमति भवतो वल्लभा हन्त कीर्तिः ॥६१८॥

३० [सुभाषितावलौ (२५४४) मातङ्गदिवाकरस्य]

અહીં નિશા અને શશીરૂપ ઉપમેયનાં ઉપોઢરાગ વગેરે શ્લિષ્ટ વિશેષણોના બળે નાયક તથા (નાયિકા રૂપ) ઉપમાનની પ્રતીતિ થાય છે.

**૧૨૭) સ્વભાવનું કથન તે જાતિ (અલંકાર છે) (૧૫)**

અર્થની જે તે અવસ્થા હોવી તે સ્વભાવ (કહેવાય છે) અને તે સંસ્થાન, (=સ્વરૂપ) પરિસ્થિતિ, વ્યાપાર વગેરે રૂપ છે, જેનું વર્ણન જાતિ (કહેવાય છે) તેમાં સંસ્થાન (રૂપ સ્વભાવકથન) જેમ કે, રાજકુમારો - કે જે પલાણ ઉપરથી ચલિત બેઠકવાળા છે, હથેળીથી ઉત્તરીયના છેડા ઉપર ચડાવે છે, જેમને લગામ પકડવાની જાણ નથી, લક્ષ્ય વગર આંખ ફેરવતા (રાજકુમારો) બ્રાહ્મણો જેવા જણાતા, મુરકેલીથી સંપાદિત વસ્ત્રો વડે, વારસામાં મેળવેલ લક્ષ્મી સૂચવે છે. (૬૧૪) [ ]

સ્થાનક (=સ્થિતિ) (રૂપ સ્વભાવ કથન) જેમકે,

પોતાની જમણી આંખના ખૂણા સુધી મૂકી પણછ ખેંચી છે તેવા, નમેલા ખભાવાળા, સહેજ વાળેલ ડાબા પગવાળા, સુંદર ધનુષ્યને જેણે ગોળ બનાવ્યું છે તેવા તથા પ્રહાર કરવાને ઉદ્યત એવા સ્વયંભૂ (કામદેવ)ને તેમણે (- શંકરે) જોયો. (૬૧૫) [કુમાર૦ ૩.૭૦]

વ્યાપાર (રૂપ સ્વભાવકથન) જેમ કે,

ખોળામાં ધનુષ્ય રાખ્યું છે તેવા (તથા) બાણને સીધા કરતા તારું વસંતની સાથે સ્મિતપૂર્વક વાત કરતી વખતે પણ (મારી સામે) તીરછી નજરે તે (પ્રકારે) જોવું - હું યાદ કરું છું. (૬૧૬) [કુમાર૦ ૪.૨૩]

**૧૨૮) સ્તુતિ અને નિંદાનું અન્યપરક હોવું તે વ્યાજસ્તુતિ છે. (૧૬)**

સ્તુતિનું નિંદાપરક હોવું તે અને નિંદાનું સ્તુતિપરક હોવું તે જ્યાં કહેવાય છે તે વ્યાજરૂપા (સ્તુતિ) અથવા વ્યાજ (= બહાના) વડે સ્તુતિ તે વ્યાજસ્તુતિ છે. જેમ કે,

દિવસ સમાપ્ત થયો અને અમે થાકી ગયાં છીએ. હે મરુભૂમિના કૂવા ! તેં બહુ ઉપકાર કર્યો. બાકીનું કહેવાને લજ્જાવશ અમે અસમર્થ છીએ. મુસાફરોના સત્કર્મોથી તું ન સુકાયેલાં જળવાળો થા; આ તારા તટ ઉપરનું શમીવૃક્ષ પણ ઘેરી છાયાવાળું બનો. (૬૧૭) [ ]

પારકાના ઘરની વાતોથી શું ? પરંતુ હું ચૂપ રહેવાને શક્તિમાન નથી. દાક્ષિણાત્યોના સ્વભાવ પ્રકૃતિથી જ વાચાળ હોય છે. ઘેરે ઘેર, દુકાનોમાં તથા ચૌટામાં, પાનની ગોષ્ઠીમાં ઉન્મત્ત સ્ત્રીની જેમ તમારી પ્રિયતમા કીર્તિ ભ્રમણ કરે છે. (૬૧૮) [સુભાષિતાવલીમાં (૨૫૪૪), માતંગદિવાકરનું]

**१२९) वाक्यस्यानेकार्थता श्लेषः ॥१७॥**

पदानामेकार्थत्वेऽपि यत्र वाक्यस्यानेकार्थता स श्लेषः । यथा–

दिशः प्रसादयन्नेष तेजोभिः प्रसृतैः सदा ।
न कस्यानन्दमसमं विदधाति विभाकरः ॥६१९॥

५ [ ]

अत्राभिधाया अनियन्त्रणाद् द्वावप्यर्कभूपौ वाच्यौ ।

**१३०) उत्कर्षापकर्षहेत्वोः साम्यस्य चोक्तावनुक्तौ चोपमेयस्याधिक्यं व्यतिरेकः ॥१८॥**

उपमेयस्य प्राकरणिकस्य यदाधिक्यमर्थादुपमानात् स व्यतिरेकः । स चोत्कर्षापकर्षहेत्वोः क्रमेण
१० युगपद् वोपादाने त्रिविधायामुक्तौ युगपदनुपादानेऽनुक्तौ चैकविधायां चतुर्विधः । पुनश्च साम्यवाचकस्योक्तावनुक्तौ वाष्टभेदः । यथा–

यस्यावर्जयतो नित्यं रिपूनप्युज्ज्वलैर्गुणैः ।
लक्ष्यते नेतरस्येव गाम्भीर्यैकनिधेः स्मयः ॥६२०॥

[ ]

१५ अत्र गाम्भीर्यैकनिधित्वमुपमेयोत्कर्षहेतुरुक्तः ।

'तुच्छस्यान्यजनस्येव न स्मयो हन्त लक्ष्यते' ।

इत्यत्रैव एवं पाठे तुच्छत्वमुपमानापकर्षहेतुर्भवति ।

असिमात्रसहायोऽयं प्रभूतारिपराभवे ।
नैवान्यतुच्छजनवत् सगर्वोऽयं धृतेर्निधिः ॥६२१॥

२० [ ]

अत्रोपमानोपमेयगतौ युगपदुत्कर्षापकर्षहेतू उक्तौ ।

शीर्णपर्णाम्बुवाताशकष्टेऽपि तपसि स्थिताम् ।
समुद्वहन्तीं नापूर्वं गर्वमन्यतपस्विवत् ॥६२२॥

[उद्भट २.९]

२५ अत्रोत्कर्षापकर्षहेत्वोर्द्वयोरप्यनुक्तिः । एवं साम्योक्तौ चत्वारो भेदाः ।

साम्यानुक्तौ यथा–

नवीनविभ्रमोद्भेदतरङ्गितगतिः सदा ।
मुखेन स्मितमुग्धेन जयत्येषा सरोरुहम् ॥६२३॥

[ ]

**૧૨૯) વાક્યની અનેકાર્થતા તે શ્લેષ છે. (૧૭)**

પદોનો એક જ અર્થ હોવા છતાં જ્યાં વાક્યની અનેકાર્થકતા હોય તે શ્લેષ છે. જેમ કે,

ફેલાતા તેજ વડે દિશાઓને સદાય પ્રસન્ન કરતો આ વિભાકર (સૂર્ય અને રાજા) કોને અતિશય આનંદ નથી આપતો ? (૬૧૯)  [  ]

અહીં અભિધાનું નિયંત્રણ થતું ન હોવાથી સૂર્ય અને રાજા રૂપી બંને અર્થ વાચ્ય છે.

**૧૩૦) ઉત્કર્ષ અને અપકર્ષના હેતુરૂપ સામ્યની ઉક્તિ કે અનુક્તિમાં ઉપમેયનું આધિક્ય તે વ્યતિરેક છે. (૧૮)**

ઉપમેય એટલે કે પ્રાકરણિક વિગતનું કે આધિક્ય એટલે કે ઉપમાન કરતાં (આધિક્ય) તે વ્યતિરક છે. તે ઉત્કર્ષ અને અપકર્ષના હેતુઓ ક્રમપૂર્વક, અને એક સાથે કથનમાં ત્રણ પ્રકારે ઉક્તિ અને એક સાથે નહોતાં અનુક્તિમાં એક પ્રકારે એમ ચાર પ્રકારનો બને છે. અને વળી, સામ્ય વાચકની ઉક્તિ કે અનુક્તિ હોતાં તે આઠ પ્રકારનો થાય છે. જેમ કે,

ઉજ્જ્વળ ગુણોને લીધે શત્રુઓને પણ હંમેશાં નમાવતા, ગંભીરતાનો એકમાત્ર નિધિ એવા જેનો ગર્વ બીજાની જેમ જણાતો નથી. (૬૨૦)  [  ]

અહીં ગંભીરતાના એકમાત્ર નિધિ હોવું તે ઉપમેયના ઉત્કર્ષનો હેતુ કહેવાયો છે.

બીજા તુચ્છ મનુષ્યની જેમ ગર્વ જણાતો નથી. એમ અહીં જ આ પ્રકારનો પાઠ લેતાં તુચ્છત્વ ઉપમાનના અપકર્ષનો હેતુ બને છે.

અનેક શત્રુઓનો પરાભવ કરવા છતાં તલવારમાત્રની સહાયવાળો તથા ધીરજનો ભંડાર એવો આ (માણસ) બીજા તુચ્છ મનુષ્યની જેમ ગર્વયુક્ત બનતો નથી. (૬૨૧)  [  ]

અહીં ઉપમાન અને ઉપમેયમાં એકસાથે રહેલ ઉત્કર્ષ અને અપકર્ષના હેતુઓ કહ્યા છે.

ખરી પડેલાં પાંદડાં, જળ અને વાયુનો આહાર કરવારૂપ કઠિન એવા તપમાં પણ રહેલી આ (સતી) બીજા તપસ્વીઓની જેમ અપૂર્વ એવા ગર્વને ધારણ કરતી નથી. (૬૨૨)

[ઉદ્ભટ્ટ - ૩૭]

અહીં ઉત્કર્ષ અને અપકર્ષ એ બંનેના હેતુઓ કહેવાયા નથી. આ રીતે સામ્યની ઉક્તિમાં ચાર ભેદ થયા.

સામ્યની ઉક્તિ ન હોય ત્યારે - જેમ કે,

હંમેશાં નવીન વિભ્રમોના ઉદ્ભેદથી તરંગિત ગતિવાળી, આ, મુગ્ધ સ્મિતવાળા મુખ વડે, કમળને જીતી લે છે. (૬૨૩)  [  ]

अत्रोपमेयोत्कर्षः । इवादिपदविरहात् तु साम्यस्यानुक्तिः । अत्रैव 'विडम्बयति वक्त्रेण निश्येव स्मितमम्बुजम्' इति पाठपरिणामे उपमानापकर्षः ।

'आननेनाकलङ्केन जयन्तीन्दुं कलङ्कितम्' ॥६२४॥

अत्र युगपदुत्कर्षापकर्षौ ।

५ अहो विडम्बयत्येषा वदनेन सरोरुहम् ॥६२५॥

अत्रोत्कर्षापकर्षहेत्वोरनुक्तिः । साम्यं त्वाक्षेपात् सर्वत्र प्रतीयते ।

श्लेषव्यतिरेकस्तु सङ्करालङ्कारविषय इति तत्रैवोदाहरिष्यते ।

**१३१) विशेषस्य सामान्येन साधर्म्यवैधर्म्याभ्यां समर्थनमर्थान्तरन्यासः ॥१९॥**

साधर्म्येण वैधर्म्येण वा विशेषो यत्र सामान्येन समर्थ्यते सोऽर्थान्तरस्येव न्यसनमर्थान्तरन्यासः ।

१० तत्र साधर्म्येण यथा–

रथस्थमालोक्य रथाङ्गपाणिं स्थाने स्थिता श्रीरिति सोऽभिदध्यौ ।
वैराणि कार्योपनिबन्धनानि निर्मत्सरा एव गुणेषु सन्तः ॥६२६॥

[ ]

वैधर्म्येण यथा–

१५ अन्ययान्यवनितागतचित्तं चित्तनाथमभिशङ्कितवत्या ।
पीतभूरिसुरयापि न भेदे निर्वृतिर्हि मनसो मदहेतुः ॥६२७॥

[शिशुपालवध १९.२८]

**१३२) स्तुत्यै संशयोक्तिः ससन्देहः ॥२०॥**

स्तुत्यै अलङ्कारान्तरगर्भीकारेण प्रस्तुतवस्तुवर्णनार्थं संशयस्योक्तिर्निर्णयान्ताऽनिर्णयान्ता वा

२० भेदकस्यानुक्तावुक्तौ वा ससन्देहः । यथा–

सरोजपत्रे परिलीनषट्पदे विशालदृष्टेः स्विदमू विलोचने ।
शिरोरुहाः स्युर्नतपक्ष्मसंततेर्द्विरेफवृन्दं नु निशब्दनिश्चलम् ॥६२८॥
अगूढहासस्फुटदन्तकेसरं मुखं स्विदेतद् विकचं नु पङ्कजम् ।
इति प्रलीनां नलिनीवने सखीं विदांबभूवुः सुचिरेण योषितः ॥६२९॥

२५ [किरात० ८.३५–३६]

अत्र रूपकगर्भीकारेण निर्णयान्तः संशयः । यथा वा–

अथ जयाय नु मेरुमहीभृतो रभसया नु दिगन्तदिदृक्षया ।
अभिययौ स हिमाचलमुच्छ्रितं समुदितं नु विलङ्घयितुं नभः ॥६३०॥

[किरात० ५.१]

અહીં ઉપમેયનો ઉત્કર્ષ છે. ઇવ વગેરે પદના અભાવે સામ્યનું કથન તો થયું નથી. અહીં જ ''મુખ વડે રાત્રિમાં સ્મિત કમળની વિડંબના કરે છે.'' એવો પાઠ ફેરવતાં ઉપમાનનો અપકર્ષ (જણાય છે).

કલંકરહિત મુખ વડે કલંકિત ચન્દ્રને જીતે છે. (૬૨૪)

અહીં ઉત્કર્ષ અને અપકર્ષ એકસાથે રહેલા છે.

અહો આ (સ્ત્રી) મુખ વડે કમળની વિડંબના કરે છે. (૬૨૫)

અહીં ઉત્કર્ષ અને અપકર્ષના હેતુઓનું કથન નથી પરંતુ બધે જ આક્ષેપથી સામ્ય તો પ્રતીત થાય છે.

શ્લેષ વ્યતિરેક તો સંકરાલંકારનો વિષય છે તેથી ત્યાં જ ઉદાહૃત કરાશે.

**૧૩૧) વિશેષનું સામાન્યથી સાધર્મ્ય અથવા વૈધર્મ્ય દ્વારા સમર્થન (કરાય) તે અર્થાન્તરન્યાસ (અલંકાર છે). (૧૯)**

સાધર્મ્ય વડે કે વૈધર્મ્યથી જ્યાં વિશેષ (બાબત) સામાન્ય વડે સમર્થિત કરાય તે જાણે કે બીજા અર્થનો ન્યાસ (હોઈ) અર્થાન્તરન્યાસ (કહેવાય છે).

તેમાં સાધર્મ્યથી જેમ કે,

રથમાં બેઠેલા રથાંગપાણિને જોઈને ''લક્ષ્મી (તેના) યોગ્ય સ્થાને બેઠી'' એમ તેણે કહ્યું.

ગુણોને વિષે સજ્જનો મત્સરરહિત હોય છે. (તેમનાં) વેર (જે તે) કાર્યવશાત્ હોય છે. (૬૨૬) [ ]

વૈધર્મ્યથી જેમ કે,

બીજી સ્ત્રીમાં રહેલા ચિત્તવાળા હૃદયનાથને જોઈ શંકિત બનેલી તથા જેણે ખૂબ સુરાપાન કર્યું છે તેવી બીજી સ્ત્રીએ મદ ન કર્યો. ખરેખર આનંદ જ મનના મદનું કારણ છે. (૬૨૭) [શિશુપાલવધ ૧૯.૨૮]

**૧૩૨) સ્તુતિને માટે સંશયની ઉક્તિ તે સસન્દેહ છે. (૨૦)**

સ્તુતિ દ્વારા જેમાં અન્ય અલંકાર રહ્યો હોય તે રીતે પ્રસ્તુત વસ્તુના વર્ણન માટે સંશયની ઉક્તિ નિર્ણયરૂપી અંતવાળી કે નિર્ણયના અંતરહિત અથવા, ભેદની ઉક્તિ કે અનુક્તિ હોતાં, એમ (ચતુર્વિધ) સસન્દેહ થાય છે. જેમ કે,

જેમાં ભ્રમર બેઠા છે તેવાં પેલાં બે કમળપત્રો છે કે વિશાળ નયનવાળીનાં ચંચળ લોચન છે ? ઝૂકેલી પાંપણવાળીના વાળ છે કે નિઃશબ્દ ને નિશ્ચલ એવા ભ્રમરનાં ટોળાં છે ? (૬૨૮)

સ્પષ્ટ હાસ્યથી સ્ફુટ દાંતરૂપી કેસરવાળું આ મુખ છે કે ખીલેલું કમળ ? એ પ્રમાણે નલિનીવનમાં ભળી ગયેલી સખીને લાંબા સમય પછી સ્ત્રીઓએ ઓળખી. (૬૨૯) [કિરાત૦ ૮.૩૫-૩૬]

અહીં રૂપક જેના ગર્ભમાં છે તેવો નિર્ણયના અંતવાળો સંશય છે. અથવા જેમ કે,

પછી તે મેરુ પર્વતના જય માટે અથવા દિશાઓના છેડાને જોવાની ઇચ્છાથી ઉતાવળે અથવા ઊંચા આકાશને ઓળંગવા માટે તે ઊંચા હિમાલય તરફ ગયો. (૬૩૦) [કિરાત૦ ૫.૧]

अत्रातिशयोक्तिगर्भीकारेणानिर्णयान्तः । यथा वा–

अयं मार्तण्डः किं स खलु तुरगैः सप्तभिरितः
कृशानुः किं सर्वाः प्रसरति दिशो नैष नियतम् ।
कृतान्तः किं साक्षान्महिषवहनोऽसाविति चिरं
५ समालोक्याजौ त्वां विदधति विकल्पान् प्रति भटाः ॥६३१॥

[का.प्र.१०.४१९]

अत्र रूपगर्भीकारेण भेदकस्योक्तौ संशयः ।

**१३३) प्रकृताप्रकृताभ्यां प्रकृतापलापोऽपह्नुतिः ॥२१॥**

प्रकृतेन प्रकृतस्यापलाप एका अपह्नुतिः । अप्रकृतेन प्रकृतस्यापलापोऽन्या । तत्राद्या यथा–

१० शैलेन्द्रप्रतिपाद्यमानगिरिजाहस्तोपगूढोल्लसद्–
रोमाञ्चादिविसंस्थुलाखिलविधिव्यासङ्गभङ्गाकुलः ।
हा शैत्यं तुहिनाचलस्य करयोरित्यूचिवान् सस्मितं
शैलान्तःपुरमातृमण्डलगणैर्दृष्टोऽवताद् वः शिवः ॥६३२॥

[का.प्र.१०/५२१]

१५ अत्र गिरिजाकरस्पर्शकारणौ पुलकवेपथू सात्त्विकरूपौ प्रकृतौ प्रकृतेनैव तुहिनाचलशैत्येनापह्नुतौ । द्वितीया यथा–

नेयं विरौति भृङ्गाली मदेन मुखरा मुहुः ।
अयमाकृष्यमाणस्य कन्दर्पधनुषो ध्वनिः ॥६३३॥

[भामह ३.२२]

२० यथा वा–

विलसदमरनारीनेत्रलीलाब्जषण्डा–
न्यधिवसति सदा यः संयमाधःकृतानि ।
न तु ललितकलापे वर्तते यो मयूरे
वितरतु स कुमारो ब्रह्मचर्याश्रियं वः ॥६३४॥

२५ [ ]

यथा वा–'इदं ते केन' (पृ. २००) इति । एवमियं भङ्ग्यन्तरैरप्यूह्या ।

**१३४) पर्यायविनिमयौ परिवृतिः ॥२२॥**

અહીં અતિશયોક્તિયુક્ત અનિર્ણયાન્ત (સંશય છે). અથવા જેમ કે,

શું આ સૂર્ય છે ? તે તો ખરેખર સાત છેડાઓથી યુક્ત છે. શું અગ્નિ છે ? તે તો બધી જ દિશાઓમાં ફેલાય છે. આ તો નિશ્ચિત નથી. શું આ સાક્ષાત્ યમ છે ? તે પાડાના વાહનવાળા છે. એ પ્રમાણે લાંબા સમય સુધી યુદ્ધમાં તને સારી રીતે જોઈને સૈનિકો વિકલ્પો વિચારે છે. (૬૩૧) [કા.પ્ર.૧૦.૪૧૯]

અહીં રૂપકને અંદર રાખીને અને ભેદકની ઉક્તિમાં સંશય છે.

**૧૩૩) પ્રકૃત અને અપ્રકૃત વડે પ્રકૃતનો અપલાપ (= નિષેધ) (કરવામાં આવે) તે અપહ્નુતિ છે. (૨૧)**

પ્રકૃત વડે પ્રકૃતનો નિષેધ તો પ્રથમ અપહ્નુતિ છે અને અપ્રકૃત દ્વારા પ્રકૃતનો નિષેધ તે બીજી (= બીજા પ્રકારની અપહ્નુતિ છે) તેમાં પ્રથમ જેમ કે,

હિમાલય વડે આપવામાં આવતા પાર્વતીના હાથના મિલનથી ઉદ્ભવેલ રોમાંચ વગેરેને લીધે, વિવાહના સમય વિધિમાં વિક્ષેપ પડતાં ગભરાઈ ગયેલા "અરે હિમાલયના હાથ કેવા ઠંડા છે" એમ બોલતા, હિમાલયના અંત:પુરની માતૃમંડલી અને ગણો દ્વારા સ્મિતપૂર્વક જોવાતા તે શિવ તમારું રક્ષણ કરો. (૬૩૨)

[કા.પ્ર.૧૦.૫૨૧]

અહીં પાર્વતીના હાથના સ્પર્શને કારણે જન્મેલ, તથા સાત્ત્વિક ભાવરૂપ રોમાંચ અને કંપ પ્રકૃત છે અને તે પ્રકૃત એવા હિમાલયના શૈત્ય વડે નિષેધ પામે છે.

બીજા પ્રકારની (અપહ્નુતિ) જેમ કે,

આ મદથી વારંવાર મુખરિત થતી ભ્રમરની હારમાળા ગુંજારવ નથી કરતી પરંતુ આ તો ખેંચવામાં આવેલા કામદેવના ધનુષ્યનો અવાજ છે. (૬૩૩) [ભામહ૦ ૩.૧૨]

અથવા જેમ કે,

ચમકતાં, સંયમને લીધે નીચાં કરેલાં, દેવોની સ્ત્રીઓનાં નયનરૂપી લીલા કમળોના સમૂહમાં જે હંમેશાં રહે છે પણ સુંદર કલાપવાળા મયૂરમાં રહેતો નથી તે કુમાર તમને બ્રહ્મચર્યની સમજ આપે. (૬૩૪) [ ]

અથવા જેમ કે, આ તે કોના દ્વારા... વગેરે...

આ પ્રમાણે આ (અપહ્નુતિ) અન્ય પ્રકારે પણ કલ્પી લેવી.

**૧૩૪) પર્યાય અને વિનિમય તે પરિવૃત્તિ છે. (૨૨)**

एकस्यानेकत्रानेकस्य वैकत्र क्रमेण वृत्तिः पर्यायः । समेन समस्योत्कृटेन निकृष्टस्य निकृष्टेनोत्कृष्टस्य वा व्यतिहारो विनिमयः । तावेतौ परिवृत्तिः । यथा–

जो तीएँ अहरराओ रत्तिं उव्वासिओ पिअयमेण ।
सो च्चिअ दीसइ गोसे सवत्तिनयणेसु संकंतो ॥६३५॥

५ [सप्तशती १०६, गाथासप्तशती २.६]

अत्रैकस्यानेकत्र वृत्तिः । रागस्य च वस्तुतो भेदेऽपि एकतयाध्यवसितत्वादेकत्वमविरुद्धम् । 'तद् गेहं नतभित्ति' (पृ. ५४) इति । अत्रानेकं गृहाद्येकत्र द्विजे वर्तते ।

विनिमयः समेन समस्य । यथा–

आदाय कर्णकिसलयमियमस्मादत्र चरणमर्पयति ।
१० उभयोः सदृशविनिमयादन्योन्यमवञ्चितं मन्ये ॥६३६॥

[ ]

यो बलौ व्याप्तभूसीम्नि मखेन द्यां जिगीषति ।
अभयं स्वर्गसद्मभ्यो दत्त्वा जग्राह खर्वताम् ॥६३७॥

[ ]

१५ अत्रोत्कृष्टेनाभयेन निकृष्टस्य खर्वत्वस्य ।

तस्य च प्रवयसो जटायुषः स्वर्गिणः किमिव शोच्यतेऽधुना ।
येन जर्जरकलेवरव्ययात् क्रीतमिन्दुकिरणोज्ज्वलं यशः ॥६३८॥

[स.कं. ३.८१]

अत्र निकृष्टेनोत्कृष्टस्य ।

२० **१३५) हेतोः साध्यावगमोऽनुमानम् ॥२३॥**

अन्यथानुपपत्त्यैकलक्षणाद्धेतोः साध्यस्य जिज्ञासितस्यार्थस्य प्रतीतिर्यत्र वर्ण्यते तदनुमानम् । यथा–

सानुज्ञमागमिष्यन्नूनं पतितोऽसि पादयोस्तस्याः ।
कथमन्यथा ललाटे यावकरसतिलकपङ्क्तिरियम् ॥६३९॥

[रुद्रट ७.५७]

२५ यथा वा–

निर्णेतुं शक्यमस्तीति मध्यं तव नितम्बिनि ।
अन्यथानुपपत्त्यैव पयोधरभरस्थितेः ॥६४०॥

[काव्यादर्श २.२१८]

એકનું અનેક સ્થળે તથા અનેકનું એક સ્થળે ક્રમપૂર્વક રહેવું તે પર્યાય (કહેવાય છે). સમ દ્વારા સમ, ઉત્કૃષ્ટ વડે નિકૃષ્ટ કે નિકૃષ્ટ દ્વારા ઉત્કૃષ્ટની અદલબદલ કરવી તે વિનિમય (કહેવાય છે) તે (= પર્યાય અને વિનિમય) આ (બંને) પરિવૃત્તિ છે. જેમ કે,

જે તેના અધરની લાલાશ રાત્રે પ્રિયતમે દૂર કરી તે જ સવારે સપત્નીઓનાં નયનોમાં સંક્રાન્ત થયેલ જણાય છે. (૬૩૫)                                                     [સપ્તશતી-૧૦૬, ગાથા સપ્તશતી-૨.૬]

અહીં એકનું અનેક સ્થળે રહેવું (દર્શાવ્યું છે). રાગનો વાસ્તવમાં ભેદ હોવા છતાં પણ એકરૂપે અધ્યવસિત કરતો હોઈને (તેનું) એકત્વ વિરોધ પામતું નથી. જેમ કે,

तद्गेहं नतभित्ति... વગેરે.

અહીં અનેક ઘર વગેરે એક સ્થળે, (એટલે કે) દ્વિજમાં રહ્યાં છે.

સમથી સમનો વિનિમય - જેમ કે,

અહીંથી કાનરૂપી કૂંપળને લઈને ચરણ અર્પિત કરે છે. બંનેના એકસરખા વિનિમયથી પરસ્પરને છેતર્યા નથી તેમ હું માનું છું. (૬૩૬)                                                     [          ]

બળમાં પૃથ્વીની સીમાને વ્યાપી વળેલો જે યજ્ઞ દ્વારા દ્યુલોકને જીતવાની ઇચ્છા રાખે છે તેણે સ્વર્ગના ગૃહોને અભય આપીને વિકલાંગતાને લીધી. (૬૩૭)                                                     [          ]

અહીં ઉત્કૃષ્ટ એવા અભય વડે નિકૃષ્ટ એવી વિકલાંગતાનો (વિનિમય છે).

તે વૃદ્ધ જટાયુ સ્વર્ગે ગયા તેમાં હવે શોક પામતા જેવું શું છે ? કેમ કે તેણે જર્જરિત શરીરના નાશ દ્વારા ચન્દ્રકિરણ જેવો ઉજ્જ્વળ યશ ખરીદ્યો છે. (૬૩૮)                                                     [સ.કં.૩.૮૧]

અહીં નિકૃષ્ટ દ્વારા ઉત્કૃષ્ટનો (વિનિમય છે).

**૧૩૫) હેતુના લીધે સાધ્યનું અવગમન તે અનુમાન (અલંકાર છે). (૨૩)**

અન્યથાનુપપત્તિ (=બીજી રીતે ઘટી ન શકાય તે) એકમાત્ર લક્ષણ છે જેનું, તેવા હેતુને લીધે સાધ્ય એટલે કે જાણવાને ઇચ્છિત એવા અર્થની પ્રતીતિ જ્યાં વર્ણવાય છે, તે અનુમાન છે. જેમ કે,

અનુજ્ઞાપૂર્વક આવતો તું ખરેખર તેના ચરણોમાં પડ્યો હશે, નહીં તો લલાટમાં અળતાના તિલકનું આ ચિહ્ન ક્યાંથી હોય ? (૬૩૯)                                                     [રુદ્રટ-૭.૫૭]

અથવા જેમ કે,

હે નિતંબિનિ, તારો મધ્યભાગ (- કમર) છે તેવો નિર્ણય કરવો શક્ય છે. તેમ ન હોત તો સ્તનભારની ઉપસ્થિતિની ઉપપત્તિ જ ન થાત. (૬૪૦)                                                     [કાવ્યાદર્શ-૨.૨૧૮]

यथा वा–

सङ्केतकालमनसं विटं ज्ञात्वा विदग्धया ।
हसन्नेत्रार्पिताकूतं लीलापद्मं निमीलितम् ॥६४१॥

[का.प्र.१०.५३२]

५ अत्र कमलनिमीलनेन निशासमयः प्रतिपाद्यत इत्यनुमानमेवेदम् ।

**१३६) सदृशदर्शनात् स्मरणं स्मृतिः ॥२४॥**

पूर्वोपलब्धस्यार्थस्य तादृशदर्शनात् संस्कारोद्बोधे सति यत् स्मरणं सा स्मृतिः । यथा–

अदृश्यन्त पुरस्तेन खेलाः खञ्जनपङ्क्तयः ।
अस्मर्यन्त च निःश्वस्य प्रियानयनविभ्रमाः ॥६४२॥

[स.कं.३/१३२]

१०

**१३७) विपर्ययो भ्रान्तिः ॥२५॥**

सदृशदर्शनाद् विपर्ययज्ञानं भ्रान्ति । यथा–

नीलेन्दीवरशङ्कया नयनयोर्बन्धूकबुद्ध्याधरे
पाणौ पद्मधिया मधूककुसुमभ्रान्त्या तथा गण्डयोः ।
लीयन्ते कबरीषु बान्धवकुलव्यामोहजातस्पृहा
दुर्वारा मधुपाः कियन्ति भवती स्थानानि रक्षिष्यति ॥६४३॥

१५

[स.कं.३.११५]

न चैतद् रूपकं प्रथमा वातिशयोक्तिः । तत्र वस्तुतो भ्रमस्याभावात् ।

**१३८) क्रियाफलाभावोऽनर्थश्च विषमम् ॥२६॥**

२० न केवलं क्रियाफलाभावोऽर्थात् कर्तुर्यावदनर्थश्च भवति यत्र तद् विषमम् । यथा–

उत्कण्ठा परितापो रणरणको जागरस्तनोस्तनुता ।
फलमिदमहो मयाप्तं सुखाय मृगलोचनां दृष्ट्वा ॥६४४॥

[रुद्रट ७.५५]

अत्र मृगलोचनादर्शने न केवलं सुखं न प्राप्तं, यावत्तद्विच्छेदे उत्कण्ठादिरनर्थः प्राप्तः ।

२५ **१३९) योग्यतया योगः समम् ॥२७॥**

उत्कृष्टम् उत्कृष्टस्य निकृष्टं निकृष्टस्य योग्यमिति योग्यतया योगः समम् । यथा–

धातुः शिल्पातिशयनिकषस्थानमेषा मृगाक्षी
देवो रूपेऽप्ययमनुपमे दत्तपत्रः स्मरस्य ।
जातं दैवादुचितमनयोः संगतं यत्तदस्मिन्
शृङ्गारस्योपनतमधुना राज्यमेकातपत्रम् ॥६४५॥

३०

[ ]

અથવા જેમ કે,

આંખથી સહેજ ઇશારો કરતા તથા સંકેતનો સમય (જાણવા ઇચ્છતા) મનવાળા વિટને જાણીને ચતુર એવી તેણે હસતાં હસતાં લીલા કમળ બીડી દીધું. (૬૪૧)                                                                                          [કા.પ્ર.૧૦.૫૩૨]

અહીં કમળને બીડી દેવાથી રાત્રિનો સમય પ્રતિપાદિત થાય છે એથી આ અનુમાન જ છે.

**૧૩૬) સદૃશના દર્શનથી થતું સ્મરણ તે સ્મૃતિ છે. (૨૪)**

પહેલાં પ્રાપ્ત થયેલ અર્થનું તેના જેવા (અન્ય)ના દર્શનથી સંસ્કારનો ઉદ્બોધ થતાં જે સ્મરણ થાય તે સ્મૃતિ છે. જેમ કે,

પોતાની સામે જ ખંજન પક્ષીઓની રમતને તેણે જોઈ અને નિસાસો મૂકીને પ્રિયાના નેત્રવિલાસોને યાદ કરવા લાગ્યો. (૬૪૨)                                                                                          [સ.કં.૩.૧૩૨]

**૧૩૭) વિપર્યય તે ભ્રાન્તિ છે. (૨૫)**

સદૃશના દર્શનથી વિપર્યયનું જ્ઞાન થાય તે ભ્રાન્તિ (નામે અલંકાર છે). જેમ કે,

નીલકમળની શંકાથી નયનો ઉપર, બન્ધૂક પુષ્પની બુદ્ધિથી અધર ઉપર, કમળની સમજથી હાથ ઉપર, મધુક પુષ્પની ભ્રાન્તિથી ગાલ ઉપર બાંધવકુળના મોહથી જેને સ્પૃહા જાગી છે તેવા (ભ્રમરો) કેશપાશ ઉપર બેસે છે. ભ્રમરો મુશ્કેલીથી વારી શકાય તેવા છે. હે સન્નારી, તું કેટલા સ્થાનોને રક્ષી શકીશ ? (૬૪૩)
[સ.કં.૩.૧૧૫]

આ રૂપક કે પ્રથમ પ્રકારની અતિશયોક્તિ નથી. તેમાં તો વાસ્તવિક ભ્રમનો અભાવ હોય છે.

**૧૩૮) ક્રિયાના ફળનો અભાવ અને અનર્થ તે વિષમ છે. (૨૬)**

માત્ર ક્રિયાના ફળનો અભાવ હોય ત્યારે નહીં અર્થાત્ કર્તાનો જે અનર્થ પણ જ્યાં થાય છે તે વિષમ છે. જેમ કે,

ઉત્કંઠા, સંતાપ, ચિંતા, ઉજાગરો, શરીરની કૃશતા – અરે ! સુખને માટે મૃગલોચનાને જોઈને મેં આ ફલ પ્રાપ્ત કર્યું. (૬૪૪)                                                                                          [રુદ્રટ.-૭.૫૫]

અહીં મૃગલોચનાના દર્શનથી માત્ર સુખ ન મળ્યું (એટલું જ નહીં પણ) તેના વિયોગમાં ઉત્કંઠા વગેરે રૂપ અનર્થ (પણ) મેળવ્યો.

**૧૩૯) યોગ્ય રીતે યોગ (થવો) તે સમ (નામે અલંકાર છે.) (૨૭)**

ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટને તથા નિકૃષ્ટ નિકૃષ્ટને યોગ્ય છે. એ રીતે યોગ્ય રીતે યોગ થાય તે સમ છે. જેમ કે,

બ્રહ્માની શિલ્પકુશળતાની કસોટીના પથ્થર રૂપ આ મૃગનયની છે. આ રાજા પણ અનુપમ જેવા રૂપ ઉપર કામદેવની મહોર પામેલ છે. દૈવયોગે આ બંનેનો ઉચિત સંયોગ જે થયો છે તેથી અહીં – હવે શૃંગારનું એકછત્રી રાજ્ય સ્થપાયું છે. (૬૪૫)                                                                                          [          ]

यथा वा–

चित्रं चित्रं बत बत महच्चित्रमेतद् विचित्रं
जातो दैवादुचितरचनासंविधाता विधाता ।
यन्निम्बानां परिणतफलस्फातिरास्वादनीया
यच्चैतस्याः कवलनकलाकोविदः काकलोकः ॥६४६॥ [का.प्र.१०.५३७]

**१४०) हेतौ कार्ये चैकत्र हेतुकार्यान्तरोक्तिर्युगपद्गुणक्रियाश्च समुच्चयः ॥२८॥**

कस्यचित् कार्यस्य एकस्मिन् हेतौ साधके सति हेत्वन्तराभिधानं कार्ये चैकस्मिन् प्रस्तुते कुतश्चिन्निमित्तात् कार्यान्तराभिधानं च समुच्चयः । युगपद्गुणौ च क्रिये च गुणक्रियाश्च समुच्चयः । बहुवचनं व्याप्त्यर्थम् । हेतौ हेत्वन्तरं यथा–

दुर्वाराः स्मरमार्गणाः प्रियतमो दूरे मनोऽत्युत्सुकं
गाढं प्रेम नवं वयोऽतिकठिनाः प्राणाः कुलं निर्मलम् ।
स्त्रीत्वं धैर्यविरोधि मन्मथसुहृत् कालः कृतान्तोऽक्षमी
नो सख्यश्चतुराः कथं नु विरहः सोढव्य इत्थं मया ॥६४७॥

[सुभाषितावलौ (११५६) भट्टशङ्ककस्य]

अत्र विरहासहत्वं स्मरमार्गणा एव कुर्वन्ति । तेषु सत्सु प्रियतमदूरस्थित्याद्युपात्तम् । यथा वा–

मानमस्या निराकर्तुं पादयोर्मे पतिष्यतः ।
उपकाराय दिष्ट्येदमुदीर्णं घनगर्जितम् ॥६४८॥

[काव्यादर्श २.२९९]

कार्ये कार्यान्तरं यथा–

स्फुरदद्भुतरूपमुत्प्रतापज्वलनं त्वां सृजतानवद्यविद्यम् ।
विधिना ससृजे नवो मनोभूर्भुवि सत्यं सविता बृहस्पतिश्च ॥६४९॥

[ ]

अत्र त्वां सृजतेत्येकस्मिन् कार्ये प्रस्तुते मनोभवादीनां कार्यान्तराणामुपनिबन्धः ।

युगपद्गुणौ यथा–

विदलितसकलारिकुलं तव बलमिदमभवदाशु विमलं च ।
प्रखलमुखानि नराधिप मलिनानि च तानि जातानि ॥६५०॥

[रुद्रट ७.२८]

અથવા જેમ કે,

અરે અરે, આશ્ચર્ય – આશ્ચર્ય, આ વિચિત્ર એવું પરમ આશ્ચર્ય છે કે દૈવયોગે બ્રહ્મા ઉચિત રચના કરનારા બની ગયા છે. કેમ કે, લીમડાનાં પાકાં ફળ આસ્વાદ યોગ્ય છે અને કાગડાઓ એના કોળિયાની કળામાં નિપુણ છે. (૬૪૬) [કા.પ્ર.૧૦.૫૩૭]

**૧૪૦) હેતુ અને કાર્ય એકસાથે હોય ત્યારે બીજા હેતુ અને કાર્યનું કથન તથા એકસાથે ગુણ અને ક્રિયા જયાં હોય તે સમુચ્ચય છે. (૨૮)**

કોઈ એક કાર્યનું એક કારણ સાધક હોય ત્યારે બીજા હેતુનું કથન તથા એક કાર્ય પ્રસ્તુત હોતાં કોઈક નિમિત્તે અન્ય કાર્યનું કથન તે સમુચ્ચય (નામે અલંકાર) છે તથા એકસાથે બે ગુણ અને બે ક્રિયા હોય કે ગુણને ક્રિયા હોય તે પણ સમુચ્ચય છે. ('गुणक्रियाः') એ બહુવચન વ્યાપ્તિને માટે છે. હેતુ હોતાં બીજો હેતુ (કહેવાય તેનું ઉદા.) જેમ કે,

કામદેવનાં બાણ રોકવાં મુશ્કેલ છે. પ્રિયતમ દૂર છે, મન અતિ ઉત્સુક છે, ગાઢ પ્રીતિ છે, નવીન વય છે પ્રાણ અતિકઠોર છે. કુળ નિર્મળ છે. સ્ત્રીત્વ ધીરજનું વિરોધી છે. કામદેવના મિત્ર (= વસંત)નો સમય છે. યમરાજ અસમર્થ છે. ચતુર સખીઓ છે નહીં. આથી આ વિરહ મારે શી રીતે સહેવો ? (૬૪૭)

[સુભાષિતાવલી (૧૧૫૬) ભટ્ટશંકુકનું (પદ્ય)]

અહીં વિરહ ન સહી શકવાપણું કામદેવનાં બાણ જ કરે છે તે હોવા છતાં પ્રિયતમનું દૂર હોવું વગેરે (હેતુ) કહેવાય છે. અથવા જેમ કે,

આનું માન દૂર કરવા પગે પડવા જતાં મારા ઉપકારને માટે સદ્ભાગ્યે આ મોટી મેઘગર્જના થઈ. (૬૪૮) [કાવ્યાદર્શ-૨.૨૯૯]

કાર્ય હોતાં બીજું કાર્ય (કહેવાય તેનું ઉદા.) જેમ કે,

હે રાજન, ચમકતા અદ્ભુત રૂપવાળા, અત્યંત પ્રતાપરૂપી અગ્નિવાળા, નિષ્કલંક વિદ્યાવાળા તને સર્જતાં વિધાતાએ પૃથ્વી પર સાથે જ નવીન કામદેવ, નવો સૂર્ય અને નવા બૃહસ્પતિ સર્જ્યા છે. (૬૪૯) [ ]

અહીં તને સર્જતાં – એમ એક કાર્ય પ્રસ્તુત છે ત્યારે કામદેવ વગેરે બીજાં કાર્યોનો પણ ઉલ્લેખ છે.

એકસાથે બે ગુણો (નું કથન) જેમ કે,

હે રાજા ! સમગ્ર શત્રુસમૂહને કચડી નાખનાર તારું આ સૈન્ય એકદમ જ નિર્મળ થઈ ગયું અને તે દુષ્ટમુખો મલિન થઈ ગયાં. (૬૫૦) [રુદ્રટ-૭.૨૮]

क्रिये यथा–

प्रतिग्रहीतुं प्रणयिप्रियत्वात्त्रिलोचनस्तामुपचक्रमे च ।
संमोहनं नाम च पुष्पधन्वा धनुष्यमोघं समधत्त बाणम् ॥६५१॥

[कुमार० ३.६६]

५ गुणक्रिये यथा–

कलुषं च तवाहितेष्वकस्मात् सितपङ्केरुहसोदरश्रि चक्षुः ।
पतितं च महीपतीन्द्र तेषां वपुषि प्रस्फुटमापदां कटाक्षैः ॥६५२॥

[का.प्र.१०.५१३]

## १४१) पृष्टेऽपृष्टे वा अन्यापोहपरोक्तिः परिसंख्या ॥२९॥

१० पृष्टेऽपृष्टे वा सत्यन्यव्यवच्छेदपरा योक्तिः सा परिसंख्यानात् परिसंख्या । उभयत्रोपमानस्य वाच्यत्वं प्रतीयमानता चेति चत्वारोऽस्या भेदाः ।

पृष्टे यथा–

कोऽलङ्कारः सतां शीलं न तु काञ्चननिर्मितम् ।
किमादेयं प्रयत्नेन धर्मो न तु धनादिकम् ॥६५३॥

१५ [ ]

का विसमा दिव्वगई किं लद्धं जं जणो गुणग्गाही ।
किं सुक्खं सुकलत्तं किं दुग्गेज्झं खलो लोओ ॥६५४॥

[का.प्र.१०.५३०]

अत्र 'दैवगतिरेव विषमा' इत्यादिरन्यापोहः प्रतीयते ।

२० अपृष्टे यथा–

धेहि धर्मे धनधियं मा धनेषु कदाचन ।
सेवस्व सद्गुरुप्रज्ञां शिक्षां मा तु नितम्बिनीम् ॥६५५॥

[ ]

कौटिल्यं कचनिचये करचरणाधरदलेषु रागस्ते ।
२५ काठिन्यं कुचयुगले तरलत्वं नयनयोर्वसति ॥६५६॥

[रुद्रट ७.८१]

यथा वा–

राज्ये सारं वसुधा वसुंधरायां पुरं पुरे सौधम् ।
सौधे तल्पं तल्पे वराङ्गनानङ्गसर्वस्वम् ॥६५७॥

३० [रुद्रट ७.९७]

બે ક્રિયાઓ (એકસાથે કહેવાય તે) જેમ કે,

ભક્તો પ્રિય હોવાથી તેને ( = પુષ્પમાળાને) સ્વીકારવા માટે શિવ ઉન્મુખ બન્યા અને કામદેવે સંમોહન નામે અમોઘ બાણ ધનુષ્ય પર ચડાવ્યું. (૬૫૧) [કુમાર૦ – ૩.૬]

ગુણ અને ક્રિયા (નું એકસાથે કથન) જેમ કે,

હે રાજેન્દ્ર ! તારા શત્રુઓ ઉપર અચાનક જ શ્વેત કમળસમી કાંતિવાળી આંખ ક્લુષિત થઈ અને તેમના શરીર ઉપર આફતોના કટાક્ષ સ્પષ્ટ રીતે પડવા લાગ્યા. (૬૫૨) [કા.પ્ર.૧૦.૫૧૩]

**૧૪૪) પૂછવામાં આવે કે ન આવે, અન્યના નિષેધની ઉક્તિ તે પરિસંખ્યા (અલંકાર) છે. (૨૯)**

પૂછવામાં આવે અથવા ન આવે ત્યારે બીજાનો વ્યવચ્છેદ કરનારી જે ઉક્તિ તે પરિસંખ્યાનને લીધે પરિસંખ્યા (કહેવાય છે). બંને ઠેકાણે ઉપમાનનું વાચ્યત્વ અને પ્રતીયમાનત્વ સંભવે છે તેથી તેના ચાર ભેદ (થાય છે).

પૂછવામાં આવે ત્યારે - જેમ કે,

સજ્જનોનો અલંકાર કયો ? શીલ; નહીં કે સુવર્ણ નિર્મિત (ઘરેણું).

પ્રયત્નપૂર્વક ગ્રહણ કરવા યોગ્ય શું છે ? ધર્મ; નહીં કે ધન વગેરે. (૬૫૩) [ ]

વિષમ શું છે ? દેવગતિ, લાભ કયો ? જે મનુષ્ય ગુણગ્રાહી હોય તે. સુખ કયું ? સારી પત્ની. દુ:ખ કયું ? દુષ્ટ મનુષ્ય. (૬૫૪) [કા.પ્ર.૧૦.૫૩૦]

અહીં દેવગતિ જ વિષમ છે એ પ્રમાણે અન્યનો નિષેધ સમજાય છે. પૂછવામાં ન આવે ત્યારે - જેમ કે,

ધનરૂપી બુદ્ધિને ધર્મમાં જ રાખ, ધનમાં કદી પણ ન (રાખ). સદ્ગુરુએ આપેલ ઉપદેશનું સેવન કર પણ નિતંબિનીનું નહીં. (૬૫૫) [ ]

તારા કેશપાત્રમાં કુટિલતા, હાથ ચરણ અને હોઠરૂપી પત્રોમાં લાલાશ, કુચયુગલમાં કઠોરતા, નયનોમાં ચંચળતા વસે છે. (૬૫૬) [રુદ્રટ–૭.૮૧]

અથવા જેમ કે,

રાજ્યમાં સારરૂપ પૃથ્વી છે, પૃથ્વીમાં નગર, નગરમાં મહેલ, મહેલમાં શયન, શયનમાં કામદેવના સર્વસ્વરૂપ સુંદરી (સારરૂપ છે). (૬૫૭) [રુદ્રટ–૭.૯૭]

दानं वित्तादृतं वाचः कीर्तिधर्मौ तथायुषः ।
परोपकरणं कायादसारात् सारमुद्धरेत् ॥६५८॥

[स.कं. ३.५४]

पोढमहिलाण जं सुट्ठु सिक्खिअं तं रए सुहावेइ ।
५ जं जं असिक्खिअं नववूहण तं तं दिहिं देइ ॥६५९॥

[स.कं. ३.५६; ५.२२३]

एषु कौटिल्यं कचनिचय एव इत्यादि, राज्ये सारं वसुधा एव इत्यादि, वित्तात् सारं दानमेवेत्यादि, प्रौढमहिलानां सुशिक्षितमेवेत्याद्यपोह्यमानस्य प्रतीयमानत्वम् । अन्यापोहाभावे प्रश्नोत्तरोक्तौ न वैचित्र्यं किञ्चिदिति नोत्तरं पृथग् लक्षितम् । उत्तरात् प्रश्नादिप्रतिपत्तिस्त्वनुमानमेव ।

१० यथा–

'वाणिअय हत्थिदंता' (पृ. ३४) ॥६६०॥ इति ।

अत्र विशिष्टोत्तरान्यथानुपपत्त्या प्रश्नानुमानम् ।

तथा–

जं भणह तं सहीओ आम करेहामि तं तहा सव्वं ।
१५ जइ तरह रुंभिउं मे धीरं समुहागए तम्मि ॥६६१॥

[सप्तशती ८९७]

अत्र 'भ्रुकुट्यादिभिर्मानं कुरु' इति सख्याः पूर्ववाक्यमनुमीयते ।

**१४२) यथोत्तरं पूर्वस्य हेतुत्वे कारणमाला ॥३०॥**

उत्तरमुत्तरं प्रति पूर्वस्य पूर्वस्य कारणत्वे कारणमाला । यथा–

२० निर्द्रव्यो ह्रियमेति ह्रीपरिगतः प्रभ्रश्यते तेजसो
निस्तेजाः परिभूयते परिभवान्निर्वेदमागच्छति ।
निर्विण्णः शुचमेति शोकविवशो बुद्ध्या परित्यज्यते
निर्बुद्धिः क्षयमेत्यहो निधनता सर्वापदामास्पदम् ॥६६२॥

[मृच्छकटिक १.१४]

२५ कारणमात्रं तु न वैचित्र्यपात्रमिति न हेतुरलङ्कारान्तरम् ।

**१४३) स्वातन्त्र्याङ्गत्वसंशयैकपद्यैरेषामेकत्र स्थितिः संकरः ॥३१॥**

परस्परं निरपेक्षत्वं स्वातन्त्र्यम् । उपकारकत्वमङ्गत्वम् । एकस्य ग्रहेऽन्यस्य त्यागे साधकबाधक-प्रमाणाभावादनिर्णयः संशयः । एकस्मिन् पदेऽर्थाच्छब्दार्थालङ्कारयोः समावेश ऐकपद्यम् । एभिरेषां पूर्वोक्तानामलङ्काराणामेकत्र वाक्ये वाक्यार्थे वाऽवस्थानं संकीर्यमाणस्वरूपत्वात् संकरः ।

ધનમાંથી દાન, વાણીમાંથી સત્ય તથા આયુષ્યમાંથી કીર્તિ અને ધર્મ, શરીરમાંથી પરોપકાર એ રીતે અસારમાંથી સાર ગ્રહણ કરવો. (૬૫૮) [સ.કં.૩.૫૪]

પ્રૌઢ મહિલાઓમાં જે સારી રીતે શીખેલું છે તે રતિ વિષે સુખ આપે છે અને નવવધૂઓમાં જે જે શીખ્યા વગરનું છે તે તે ધૃતિ આપે છે. (૬૫૯) [સ.કં.૩.૫૬; ૫.૨૨૩]

આમાં (= ઉપરનાં ઉદાહરણોમાં) વક્રતા વાળમાં જ વગેરે, રાજ્યમાં સાર પૃથ્વી જ વગેરે, ધનમાંથી સાર દાન વગેરે, પ્રૌઢ મહિલાઓમાં સારી રીતે શીખેલું જ વગેરે નિષેધ કરતી બાબતનું પ્રતીયમાનત્વ છે. બીજાના નિષેધનો અભાવ હોય અને પ્રશ્નોત્તરની ઉક્તિ હોય ત્યારે તેમનું કશું વૈચિત્ર્ય નથી. તેથી ઉત્તરને પૃથક્ લક્ષિત કરેલ નથી. ઉત્તરમાંથી પ્રશ્ન વગેરેની પ્રતીતિ તો અનુમાન જ છે. જેમ કે,

'હે વણિક, જ્યાં સુધી ચંચળ...' (પૃ. ૩૫) (૬૬૦) [સપ્તશતક-૯૫૧]

અહીં વિશિષ્ટ ઉત્તર બીજી રીતે ઉત્પન્ન ન થતો હોઈ પ્રશ્નનું અનુમાન થાય છે.

તેમ જ,

હે સખીઓ તમે જે કહો છો તે બધું જ તે પ્રમાણે હું કરીશ – જો તે સામે આવે ત્યારે મારી ધીરજને રોકવાને શક્તિમાન થઈશ તો ! (૬૬૧) [સસશતી-૮૯૭]

અહીં ભ્રૂકુટિ વગેરે દ્વારા માન કર એ પ્રમાણે સખીનું પૂર્વવચન અનુમિત થાય છે.

**૧૪૨) ક્રમપૂર્વક પછી પછીની બાબત પૂર્વ પૂર્વનું કારણ હોય તે છે કારણમાલા. (૩૦)**

પછી પછીના પ્રતિ પૂર્વ પૂર્વનું કારણત્વ હોય ત્યારે કારણમાલા (બને છે) જેમ કે,

દ્રવ્યરહિત લજ્જા પામે છે. લજ્જાથી ઘેરાયેલા તેજથી ભ્રષ્ટ થાય છે. નિસ્તેજ બનેલા તિરસ્કૃત થાય છે. તિરસ્કારથી નિર્વેદને પામે છે. નિર્વેદ પામેલા શોકને પામે છે. શોકથી વિવશ બનેલા બુદ્ધિથી ત્યજાય છે. બુદ્ધિ વગરના નાશ પામે છે. અહો ! નિર્ધનતા સર્વ આપત્તિઓનું સ્થાન છે. (૬૬૨)

[મૃચ્છકટિક-૧.૧૪]

એકમાત્ર કારણ હોય તો વૈચિત્ર્ય યોગ્ય હોતું નથી તેથી હેતુ (નામે) બીજો અલંકાર છે નહીં.

**૧૪૩) સ્વાતંત્ર્ય, અંગત્વ, સંશય અને એક પદ્ય દ્વારા (= સ્વતંત્ર હોય તે રીતે, અંગરૂપ હોય તે રીતે, સંશયરૂપ અને એકસાથે હોય તે રીતે, આમાંનું (= અલંકારોનું) એકસાથે હોવું તે સંકર (અલંકાર છે). (૩૧)**

એકબીજાની અપેક્ષા ન હોવી તે સ્વાતંત્ર્ય છે. અંગત્વ એટલે ઉપકારકત્વ. એકને સ્વીકાર કરવામાં કે અન્યનો ત્યાગ કરવામાં સાધક કે બાધક પ્રમાણ ન હોવાથી નિર્ણય ન થાય તે છે સંશય. એક પદમાં અર્થ અને શબ્દના અલંકારોનો સમાવેશ તે એક પદ્ય છે. આ દ્વારા (આ ચાર પ્રકારે) પૂર્વે કહેવાયેલ અલંકારોનું એક વાક્યમાં અથવા વાક્યાર્થમાં હોવું તે સંકીર્ણ સ્વરૂપને લીધે સંકર (કહેવાય છે).

स्वातन्त्र्येण शब्दालङ्कारयोः संकरो यथा–

कुसुमसौरभलोभपरिभ्रद्भ्रमरसंभ्रमसंभृतशोभया ।
चलितया विदधे कलमेखलाकलकलोऽलकलोलदृशान्यया ॥६६३॥

[शिशुपालवध ६.१४]

५ अत्र यमकानुप्रासयोः ।

अर्थालङ्कारयोर्यथा–

लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टिर्निष्फलतां गता ॥६६४॥

[बालचरित १.१५; मृच्छकटिक १.३४]

१० अत्रोत्प्रेक्षोपमयोः ।

शब्दार्थालङ्कारयोर्यथा–

सो नत्थि एत्थ गामे जो एअं महमहंतलायण्णं ।
तरुणाण हिअयलूडिं परिसक्कंतिं निवारेइ ॥६६५॥ [का.प्र.१०.५७०]

अत्रानुप्रासरूपकयोः ।

१५ अङ्गत्वेन संकरो यथा–

कर्कन्धूफलमुच्चिनोति शबरी मुक्ताफलाकाङ्क्षया
क्रुद्धोलूककदम्बकस्य पुरतः काकोऽपि हंसायते ।
कीर्त्या ते धवलीकृते त्रिभुवने क्ष्मापाल लक्ष्मीः पुनः
कृष्णं वीक्ष्य बलोऽयमित्युपहितव्रीडं शनैर्जल्पति ॥६६६॥

२० [स.कं. ३.१३१]

अत्रातिशयोक्तिमपेक्ष्य भ्रान्तिरुद्भूता । तदाश्रयेण चातिशयोक्तिश्चमत्कारहेतुरित्येतयोरङ्गाङ्गिभावः ।

त्वं समुद्रश्च दुर्वारौ महासत्त्वौ सतेजसौ ।
इयता युवयोर्भेदः स जडात्मा पटुर्भवान् ॥६६७॥

[काव्यादर्श २.१८५]

२५ अत्र श्लेषो व्यतिरेकस्याङ्गम् ।

कृष्णार्जुनानुरक्तापि दृष्टिः कर्णावलम्बिनी ।
याति विश्वसनीयत्वं कस्य ते कलभाषिणि ॥६६८॥

[काव्यादर्श २.३३९]

*अत्र श्लेषो विरोधस्याङ्गम् ।*

સ્વાતંત્ર્ય દ્વારા બે શબ્દાલંકારોનો સંકર જેમ કે,

(મુખરૂપી) પુષ્પની સુગંધના લોભથી ભમતા ભમરાને લીધે ગભરાટથી ઉદ્ભવેલ શોભાવાળી, (આમતેમ) ચાલી જતી (= નાસતી) વળતી લટને લીધે ચંચળ નયનવાળી કોઈક સ્ત્રીએ મધુર મેખલાનો રણકાર કર્યો. (૬૬૩) [શિશુપાલવધ-૬.૧૪]

અહીં યમક અને અનુપ્રાસનો (સંકર છે).

બે અર્થાલંકારોનો (સંકર) જેમ કે,

અંધકાર અંગોને જાણે કે લેપે છે. આકાશ જાણે કે કાજળ વરસાવે છે. દુર્જન પુરુષની સેવાની જેમ મારી દૃષ્ટિ નિષ્ફળતાને પામી છે. (૬૬૪) [બાલચરિત-૧.૧૫, મૃચ્છકટિક-૧.૩૪]

અહીં ઉત્પ્રેક્ષા અને ઉપમાનો (સંકર છે).

શબ્દ અને અર્થના અલંકારોનો (સંકર) જેમ કે -

અહીં ગામમાં તેવો કોઈ છે નહીં જે આ ઉભરાતા લાવણ્યવાળી, તરુણોના હૃદયને લૂંટનારી (આ સુંદરી)ને રોકે. (૬૬૫) [કા.પ્ર.૧૦.૫૭૦]

અહીં અનુપ્રાસ અને રૂપકનો (સંકર છે).

અંગરૂપે (અલંકારોનો) સંકર જેમ કે,

મોતીની આશંકાથી ભીલડી કર્કન્ધૂનાં ફળ વીણે છે. ગુસ્સે થયેલ ઘુવડના ટોળાની આગળ કાગડો પણ હંસ બને છે. હે રાજન્, તારી કીર્તિ દ્વારા ત્રણે ભુવન શ્વેત બનાવાયાં છે ત્યારે લક્ષ્મી પણ કૃષ્ણને જોઈને આ બલરામ છે એમ માનીને શરમથી ધીમે ધીમે બોલે છે. (૬૬૬) [સ.કં.૩.૧૩૧]

અહીં અતિશયોક્તિની અપેક્ષાએ ભ્રાન્તિ જન્મી છે અને તેના આશ્રયથી અતિશયોક્તિ ચમત્કારનું કારણ બને છે તેથી તે બંનેનો અંગાંગિભાવ (સંકર છે).

તું અને સમુદ્ર ખાળી ન શકાય તેવા છો, મહાપરાક્રમી (મોટા પ્રાણીઓવાળો)ને તેજસ્વી (વડવાગ્નિવાળો) છો. પરંતુ તમારા બંનેમાં આટલો ભેદ છે. તે જડ (= જલ) આત્માવાળો છે ને આપ ચતુર છો. (૬૬૭) [કાવ્યાદર્શ ૨.૧૮૫]

અહીં શ્લેષ વ્યતિરેકના અંગરૂપ છે.

હે મધુરભાષિણી ! તારી કાળી, શ્વેત તથા સહેજ લાલ (કૃષ્ણ અને અર્જુનમાં અનુરક્ત) એવી પણ કાન સુધી ખેંચેલી, કર્ણના અવલંબનવાળી) દૃષ્ટિ કોની વિશ્વસનીયતાને પામે ? (૬૬૮) [કાવ્યાદર્શ ૨.૩૩૯]

અહીં શ્લેષ વિરોધનો અંગભૂત છે.

आक्षिपन्त्यरविन्दानि मुग्धे तव मुखश्रियम् ।
कोशदण्डसमग्राणां किमेषामस्ति दुष्करम् ॥६६९॥

[काव्यादर्श २.३६१]

अत्र श्लेषोऽर्थान्तरन्यासस्याङ्गम् ।

५ संशयेन संकरो यथा–

निग्गंडदुरारोहं मा पुत्तय पाडलं समारुहसु ।
आरूढनिवडिया के इमीए न कया इह गामे ॥६७०॥

[गाथासप्तशती ५.६८]

अत्र शठतरपोटापाटलयोरन्यतरस्याः प्राकरणित्वाभावान्न ज्ञायते किमियं समासोक्तिरुतान्योक्तिरिति

१० संशयः । तथा–

नयनानन्ददायीन्दोर्बिम्बमेतत् प्रसीदति ।
अधुना विनिरुद्धाशमपि शीर्णमिदं तमः ॥६७१॥

[का.प्र.१०.५७५]

अत्र मुखेन सहाभेदारोपात् किमतिशयोक्तिः, किमेतदिति मुखं निर्दिश्येन्दुसमारोपणाद् रूपकं, किं

१५ मुखनैर्मल्यप्रस्तावेऽन्योक्तिः, अथैतयोः समुच्चयविवक्षया दीपकं, किं प्रदोषवर्णने विशेषणसाम्यात् समासोक्तिः, किं मदनोद्दीपकः कालो वर्तत इति तात्पर्यात् पर्यायोक्तमित्यनेकालङ्कारसंशयः । तथा–

शशिवदना सितसरसिजनयना सितकुन्ददशनपङ्क्तिरियम् ।
गगनजलस्थलसंभवहृद्याकारा कृता विधिना ॥६७२॥

[लोचने अभिनवगुप्तस्य]

२० अत्र रूपकमुपमा वेति संशयः । यत्र तु–

मोहमहाचलदलने साशनिशितकोटिरेकापि ॥६७३॥ [ ]

इत्यादावारोपितकुलिशकोटिरूपाया भक्तेर्मोहस्य महाचलेनोपमितमात्रस्य दलने कर्तृत्वं न हृदयावर्जकं स्यादिति रूपकस्य ।

'ज्योत्स्नेव हास्यद्युतिराननेन्दोः' ॥६७४॥

२५ इत्यादौ मुख्यतयावगम्यमाना हसितद्युतिर्वक्त्र एवानुकूल्यं भजत इत्युपमायाः साधकं प्रमाणमस्ति ।

स्मरन्ति ज्योत्स्नायाः शशिमुखि चकोरास्तव दृशि ॥६७५॥

इत्यादौ तत्त्वारोपे स्मरणानुपपत्ते रूपकस्य ।

राजनारायणं लक्ष्मीस्त्वामालिङ्गति निर्भरम् ॥६७६॥ [का.प्र.१०.५७८]

इत्यादौ सदृशं प्रति प्रेयसीप्रयुक्तस्यालिङ्गनस्यासंभवादुपमायाश्च बाधकं प्रमाणमस्ति, न तत्र संशयः ।

હે મુગ્ધા ! કમળો તારા મુખની શોભાને દૂર કરે છે. કોશ અને દંડથી યુક્ત એમને માટે શું દુષ્કર છે ? (૬૬૯)	[કાવ્યાદર્શ-૨.૩૬૧]

અહીં શ્લેષ અર્થાન્તરન્યાસનું અંગ છે.

સંશય વડે સંકર જેમ કે,

હે પુત્ર ! મુશ્કેલીથી ચડી શકાય તેવા પાટલી વૃક્ષ ઉપર તું ચડીશ નહીં. અહીં ગામમાં કોણ ચડીને પડેલા આનાથી નથી કરાયા ? (૬૭૦)	[ગાથા સપ્તશતી-૫.૬૮]

અહીં શઠતરપોટા (= વધારે શઠ એવી પુરુષ જેવી સ્ત્રી) અને પાટલ એ બેમાંથી પ્રાકરણિકત્વના અભાવને લીધે (અર્થાત્ કોણ પ્રાકરણિક છે તે નક્કી ન થતાં) આ સમાસોક્તિ છે કે અન્યોક્તિ એમ સંશય છે. તેમજ,

નયનને આનંદ આપનાર ચંદ્રનું આ બિંબ (સ્વચ્છ બને છે) અત્યારે દિશાઓને રૂંધનાર આ અંધકાર નાશ પામ્યો છે. (૬૭૧)	[કા.પ્ર.૧૦.૫૭૫]

અહીં મુખ સાથે અભેદનો આરોપ હોઈ શું અતિશયોક્તિ છે ?

કે શું આ એ પ્રમાણે મુખનો નિર્દેશ કરી ચન્દ્રનો આરોપ કરવાથી રૂપક છે ? શું મુખની નિર્મળતા પ્રસ્તુત હોતાં અન્યોક્તિ છે ? કે એ બંનેના સમુચ્ચયની વિવક્ષા હોતાં દીપક છે ? શું પ્રદોષના વર્ણનમાં વિશેષણના સામ્યને કારણે સમાસોક્તિ છે ? કે કામને ઉદ્દીપક એવો સમાસ છે ? એ પ્રમાણે તાત્પર્ય હોવાને લીધે શું પર્યાયોક્ત છે ? એમ અનેક અલંકારોનો સંશય છે.

વળી,

ચંદ્રમુખી, નીલકમળ સમાં નયનવાળી, શ્વેત કુન્દ સમી દંતપંક્તિવાળી, આકાશ, જળ અને સ્થળમાંથી ઉદ્ભવતા મનોહર સ્વરૂપવાળી આ કોણ વિધાતાએ બનાવી છે ? (૬૭૨) [અભિનવગુપ્તનું પદ્ય; લોચનમાં]

અહીં રૂપક છે કે ઉપમા એમ સંશય છે. પરંતુ જ્યાં -

મોહરૂપી મોટા પર્વતને તોડવામાં તે એક વજ્રની તીક્ષ્ણ ધાર જેવી છે. (૬૭૩)	[ ]

વગેરેમાં આરોપિત વજ્રની કોટિરૂપ ભક્તિનું મોટા પર્વત સાથે ઉપમિત થતા મોહને તોડવામાં, કર્તૃત્વ હૃદયાવર્જક (= મનને પ્રસન્ન કરે તેવું) ન બને તેથી રૂપકનો (સંશય છે).

મુખરૂપી ચન્દ્રની ચાંદની જેવી હાસ્યની કાંતિ (૬૭૪) -

વગેરેમાં મુખ્યત્વે પ્રતીયમાન થતી હાસ્યની ચમક મુખને વિષે જ અનુકૂળ બને છે તેથી ઉપમાનું સાધક પ્રમાણ છે.

હે ચંદ્રમુખી ! તારી આંખોમાં ચકોરપક્ષી ચાંદનીનું સ્મરણ કરે છે. (૬૭૫)

વગેરેમાં તાત્ત્વિક આરોપ હોતાં સ્મરણની ઉપપત્તિ થતી નથી તેથી રૂપકનું (સાધક પ્રમાણ છે).

હે રાજરૂપીનારાયણ લક્ષ્મી તને ગાઢ આલિંગન આપે છે. (૬૭૬)	[કા.પ્ર.૧૦.૫૭૮]

વગેરેમાં (પતિને) સદૃશ પ્રતિ પ્રેયસીએ આપેલ આલિંગન સંભવિત ન હોવાથી ઉપમાનું બાધક પ્રમાણ છે તેમાં સંશય નથી.

ऐकपद्येन सङ्करो यथा–

> मेरूरुकेसरमुदारदिगन्तपत्र–
>
> मामूललम्बिचलशेषशरीरनालम् ।
>
> येनोद्धृतं कुवलयं लसता सलील–
>
> मुत्तंसकार्थमिव पातु स वो वराहः ॥६७७॥

[जीवकस्य, सुभाषितावलौ (श्लोक ५४)]

अत्रैकपदानुप्रविष्टौ रूपकानुप्रासौ । यद्यप्यनेकविषयमिदं रूपकमखिलवाक्यव्यापि तथापि प्रतिपदं रूपकसद्भावादेकपदानुप्रवेशो न विरुध्यते । इत्युक्ताः शब्दार्थालङ्काराः ॥

कः पुनरङ्गाश्रितत्वाविशेषेऽप्ययं शब्दस्यालङ्कारोऽयमर्थस्येति विशेषः । उच्यते–दोषगुणालङ्काराणां शब्दार्थोभयगतत्वव्यवस्थायामन्वयव्यतिरेकावेव निमित्तम् । निमित्तान्तरस्याभावात् । ततश्च योऽलङ्कारो यदीयौ भावाभावावनुविधत्ते स तदलङ्कारो व्यवस्थाप्यत इति ।

यद्यपि पुनरुक्तवदाभासार्थान्तरन्यासादयः केचिदुभयान्वयव्यतिरेकानुविधायिनोऽपि दृश्यन्ते तथापि तत्र शब्दस्यार्थस्य वा वैचित्र्यमुत्कटमित्युभयालङ्कारत्वमनपेक्ष्यैव शब्दालङ्कारत्वेनार्थालङ्कारत्वेन चोक्ताः । इह चापुष्टार्थत्वलक्षणदोषाभावमात्रं साभिप्रायविशेषणोक्तिरूपः परिकरो भग्नप्रक्रमतादोषाभावमात्रं यथा-संख्यं दोषाभिधानेनैव गतार्थम् । विनोक्तिस्तु तथाविधहृद्यत्वविरहात् । भाविकं तु भूतभाविपदार्थप्रत्यक्षीकारात्मकमभिनेयप्रबन्ध एव भवति । यद्यपि मुक्तकादावपि दृश्यते तथापि न तत् स्वदते । उदात्तं तु ऋद्धिमद्वस्तुलक्षणं अतिशयोक्तेर्जातेर्वा न भिद्यते । महापुरुषवर्णनारूपं च यदि रसपरं सदा ध्वनेर्विषयः । अथ तथाविधवर्णनीयवस्तुपरं तदा गुणीभूतव्यङ्ग्यस्येति नालङ्कारः । रसवत्प्रेयऊर्जस्विभावसमाहितानि गुणीभूतव्यङ्ग्यप्रकारा एव । आशीस्तु प्रियोक्तिमात्रं, भावज्ञापने गुणीभूतव्यङ्ग्यस्य वा विषयः ।

प्रत्यनीकं च प्रतीयमानोत्प्रेक्षाप्रकार एवेति नालकाङ्कारान्तरतया वाच्यम् ।

इति । **आचार्यश्रीहेमचन्द्रविरचितायामलङ्कारचूडामणिसंज्ञस्वोपज्ञकाव्यानुशासनवृत्तौ**
अर्थालङ्कारवर्णनः षष्ठोऽध्यायः समाप्तः ॥

એક પદ વડે સંકર જેમ કે,

મેરુથી પ્રકાશિત એવા જેણે જાણે માયાના હાર (ગજરો) માટે હોય તેમ રમતમાં પૃથ્વીમંડળ ઊંચકી લીધું તે વરાહ તમારું રક્ષણ કરો -

મેરુ રૂપી કેસર (= પરાગ)વાળું સુંદર દિશાઓના અન્તરૂપી પત્રોવાળું અને, મૂળ સુધી લાંબા ચંચળ (=હાલતા) શેષરૂપી શરીરનાળ (= ધડ)વાળું પૃથ્વીમંડળ છે. (૬૭૭)

[જીવકનો શ્લોક સુભાષિતાવલિ (શ્લોક ૧૪)]

અહીં એક પદમાં પ્રવેશેલ રૂપક અને અનુપ્રાસ અલંકાર છે. જો કે આ રૂપક અનેક વિષયવાળું અને સમગ્ર વાક્યમાં ફેલાયેલું છે તો પણ દરેક પદમાં રૂપક હોવાને લીધે એકપદાનુપ્રવેશ વિરોધ પામતો નથી.

આ રીતે શબ્દ અને અર્થના અલંકારો કહેવાયા.

અંગાશ્રિતત્ત્વ રૂપ ભેદ ન હોવા છતાં આ શબ્દનો અલંકાર અને આ અર્થનો (અલંકાર) એ પ્રમાણે કયો વિશેષ (= ભેદ) છે ? કહેવાય છે કે - દોષ, ગુણ અલંકારોનું શબ્દ અને અર્થ - એમ ઉભયગત હોવાની વ્યવસ્થામાં અન્વય અને વ્યતિરેક જ નિમિત્ત છે કેમ કે અન્ય નિમિત્તનો અભાવ છે. તેથી જે અલંકાર જે ભાવ કે અભાવથી યુક્ત હોય તે તેનો અલંકાર (એ રીતે) વ્યવસ્થિત કરાય છે.

જો કે પુનરુક્તવદાભાસ, અર્થાન્તરન્યાસ વગેરે કેટલાક અલંકારો અન્વય અને વ્યતિરેક બંને વાળા જણાય છે ત્યાં પણ શબ્દનું કે અર્થનું વૈચિત્ર ઉત્કટ હોય છે તેથી ઉભયાલંકાર હોવાપણાને અવગણીને શબ્દાલંકારરૂપે તથા અર્થાલંકારરૂપે કહ્યા છે. અહીં અપુષ્ટાર્થત્વ નામે દોષના અભાવ માત્રરૂપ (તથા) અભિપ્રાય વિશેષણની ઉક્તિરૂપ પરિકર, ભગ્નક્રમતા દોષના અભાવમાત્રરૂપ યથાસંખ્ય, દોષના કહેવાથી જ ગતાર્થ (માનવા). વિનોક્તિ તો તે પ્રકારના હૃદ્યત્વનો અભાવ હોઈ (અલંકાર નથી). ભૂત, તથા ભાવિ પદાર્થને પ્રત્યક્ષ કરવારૂપ ભાવિક તો અભિનેય પ્રબંધમાં જ હોય છે. જો કે, મુક્તક વગેરેમાં પણ તે દેખાય છે તો પણ તે આસ્વાદ્ય બનતો નથી. ઋદ્ધિયુક્ત વસ્તુ એ લક્ષણવાળો ઉદાત્ત તો અતિશયોક્તિ કે જાતિથી જુદો પડતો નથી. અને મહાપુરુષના વર્ણનરૂપ (ઉદાત્ત) એ રસપરક હોય ત્યારે (તે) ધ્વનિનો વિષય છે

અને તે પ્રકારના વર્ણનીય વસ્તુપરક હોય ત્યારે ગુણીભૂત વ્યંગ્યનો (વિષય બને છે) તે અલંકાર નથી. રસવત્ અને પ્રેયસ્, ઊર્જસ્વિ ભાવ સમાહિત (એ ચાર અલંકારો તો) ગુણીભૂત વ્યંગ્યના પ્રકારો જ છે. આશીઃ તો પ્રિયોક્તિ માત્ર છે. અથવા ભાવનું જ્ઞાપન થતું હોઈ (તે) ગુણીભૂત વ્યંગ્યનો વિષય છે.

પ્રત્યનીક તો પ્રતીયમાન ઉત્પ્રેક્ષાનો પ્રકાર જ છે. તેથી જુદા અલંકારરૂપે ન માનવો.

આચાર્યશ્રી **હેમચન્દ્રવિરચિત અલંકારચૂડામણિ** નામે સ્વરચિત કાવ્યાનુશાસનની વૃત્તિમાં
અર્થાલંકારવર્ણન નામે છઠ્ઠો અધ્યાય-સમાપ્ત.

●

## ।। सप्तमोऽध्यायः ।।

इह च काव्यं नायकादिप्रतिबद्धं भवतीति नायकादिलक्षणमुच्यते । तत्र तावदुत्तममध्यमाधमभेदेन पुंसां स्त्रीणां च तिस्रः प्रकृतयो भवन्ति । तत्र केवलगुणमप्युत्तमा । स्वल्पदोषा बहुगुणा मध्यमा । दोषवत्यधमा । तत्राधमप्रकृतयो नायकयोरनुचरा विटचेटीविदूषकादयो भवन्ति । उत्तममध्यमप्रकृतियुक्तस्तु–

**१४४) समग्रगुणः कथाव्यापी नायकः ।।१।।**

५ समग्रगुणो नेतृत्वादिगुणयोगी वक्ष्यमाणशोभादिगुणान्वितश्च । तत्र नेतृत्वादिगुणबाहुल्याद् मध्यमप्रकृतावपि समग्रगुणता । नेतृगुणाश्चेमे–

(३७) नेता विनीतो मधुरस्त्यागी दक्षः प्रियंवदः ।
रक्तलोकः शुचिर्वाग्मी व्यूढवंशः स्थिरो युवा ।।
बुद्ध्युत्साहस्मृतिप्रज्ञाकलामानसमन्वितः ।
१० शूरो दृढश्च तेजस्वी शास्त्रचक्षुश्च धार्मिकः ।।

[दशरूपक २.१–२]

कथा प्रबन्धस्तद्व्यापी । नयति व्याप्नोति–इतिवृत्तं फलं चेति नायकः ।

तस्य सात्त्विकान् गुणानाह–

**१४५) शोभाविलासललितमाधुर्यस्थैर्यगाम्भीर्यौदार्यतेजांस्यष्टौ सत्त्वजास्तद्गुणाः ।।२।।**

१५ इह सत्त्वं देहविकारस्तस्माज्जाताः ।

क्रमेण लक्षयति–

**१४६) दाक्ष्यशौर्योत्साहनीचजुगुप्सोत्तमस्पर्धागमिका शोभा ।।३।।**

यतः शरीरविकाराद्दाक्ष्यादि गम्यते सा शोभेत्यर्थः । दाक्ष्यं यथा–

स्फूर्जद्वज्रसहस्रनिर्मितमिव प्रादुर्भवत्यग्रतो
२० रामस्य त्रिपुरान्तकृद्दिविषदां तेजोभिरिद्धं धनुः ।
शुण्डारः कलभेन यद्वदचले वत्सेन दोर्दण्डक–
स्तस्मिन्नाहित एव गर्जितगुणं कृष्टं च भग्नं च तत् ।।६७८।।

[महावीर० १.५३]

## ॥ અધ્યાય - ૭ ॥

અહીં કાવ્ય નાયક વગેરેથી ગૂંથાયેલું હોય છે તેથી નાયક વગેરેનું લક્ષણ કહેવાય છે. તેમાં ઉત્તમ, મધ્યમ અને અધમ ભેદે પુરુષ (= નાયક) અને સ્ત્રી (= નાયિકા)ના ત્રણ સ્વભાવ સંભવે છે. તેમાં ફક્ત ગુણોથી (જ) યુક્ત તે ઉત્તમ, દોષ ઓછા અને ગુણ વધારે હોય તે મધ્યમ અને દોષયુક્ત તે અધમ (મનાય છે), તેમાં અધમ પ્રકૃતિના વિટ, ચેટી, વિદૂષક વગેરે નાયક-નાયિકાના અનુચરો બને છે જ્યારે ઉત્તમ અને મધ્યમ પ્રકૃતિવાળો -

**૧૪૪) બધા ગુણોવાળો (સમગ્ર) કથામાં વ્યાપી જનાર તે નાયક (છે). (૧)**

'સમગ્ર ગુણ'' એટલે નેતૃત્વ વગેરે ગુણોથી યુક્ત તથા કહેવામાં આવનાર શોભા વગેરે ગુણોથી યુક્ત. તેમાં નેતૃત્વ વગેરે ગુણની બહુલતાને લીધે મધ્યમ પ્રકૃતિવાળામાં પણ બધા ગુણો હોવાનું (મનાય છે). નેતાના ગુણો આ છે -

(૩૭) નેતા વિનયી, મધુર, ત્યાગી, કુશળ, પ્રિય બોલનાર, જેને વિષે પ્રજા અનુરક્ત છે તેવો પવિત્ર, વાચાળ, વ્યાપેલા વંશવાળો, સ્થિર, યુવાન, બુદ્ધિ-ઉત્સાહ-સ્મૃતિ-પ્રજ્ઞા, કલા-માન વગેરેથી યુક્ત, શૂરવીર, દૃઢ, તેજસ્વી, શાસ્ત્રરૂપી નેત્રવાળો અને ધાર્મિક હોય છે. [દશરૂપક-૨.૧-૨]

કથા એટલે પ્રબંધ. તેને વ્યાપી જનાર. દોરી જાય છે - વ્યાપી જાય છે - કથાનક અને ફળને - તેથી (તે) નાયક (કહેવાય છે). તેના સાત્ત્વિક ગુણો કહે છે -

**૧૪૫) શોભા, વિલાસ, લલિત, માધુર્ય, સ્થૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય (અને) તેજ એ આઠ તેના (= નાયકના) સત્ત્વમાંથી જન્મેલ ગુણો છે. (૨)**

અહીં સત્ત્વ એટલે દેહવિકાર. તેમાંથી જન્મેલ (તે સાત્ત્વિક). (તેમને) ક્રમશઃ લક્ષિત કરે છે -

**૧૪૬) દક્ષતા, પરાક્રમ, ઉત્સાહ, નીચ પ્રત્યે જુગુપ્સા અને ઉત્તમ સાથે સ્પર્ધા કરનાર તે શોભા છે. (૩)**

જેને લીધે શરીર વિકાર વડે દક્ષતા વગેરે સમજાય છે તે શોભા એમ અર્થ છે.

દક્ષતા જેમ કે,

અવાજ કરતા હજારો વજ્રથી ઘડેલું હોય તેવું, ત્રિપુરનો નાશ કરનારું, દેવોના તેજથી દીપ્ત ધનુષ્ય રામની આગળ પ્રગટ થાય છે. જે રીતે, હસ્તિબાળ પર્વત ઉપર નાની સૂંઢ ગોઠવે તેમ વત્સે (= રામે) તેની (= ધનુષ્યની) ઉપર હાથ ગોઠવ્યા (ની સાથે) જ અવાજ કરતી પણછવાળા (તે ધનુષ્ય)ને ખેંચ્યું અને ભાંગ્યું.(૬૭૮) [મહાવીર-૧.૫૩]

शौर्यं यथा–

खरेण खण्डिताशेषगात्रेण रणमूर्धनि ।
रामव्याजेन लोकेषु शौर्यमुत्सारितं नृणाम् ॥६७९॥

[ ]

५ उत्साहो यथा–

मूर्ध्ना जाम्बवतोऽभिवाद्य चरणानापृच्छ्य सेनापती–
नाश्वास्याश्रुमुखान्मुहुः प्रियसखान् प्रेष्यान् समादिश्य च ।
आरम्भं जगृहे महेन्द्रशिखरादम्भोनिधेर्लङ्घने
रंहस्वी रघुनाथपादरजसामुच्चैः स्मरन्मारुतिः ॥६८०॥

१० [स.कं.५.२०]

नीचजुगुप्सा यथा–

उत्तालताडकोत्पातदर्शनेऽप्यप्रकम्पितः ।
प्रयुक्तस्तत्प्रमाथाय स्त्रैणेन विचिकित्सति ॥६८१॥

[महावीर० १.३७]

१५ उत्तमस्पर्धा यथा–

एतां पश्य पुरस्तटीमिह किल क्रीडाकिरातो हरः
कोदण्डेन किरीटिना सरभसं चूडान्तरे ताडितः ।
इत्याकर्ण्य कथाद्भुतं हिमनिधावद्रौ सुभद्रापते–
र्मन्दं मन्दमकारि येन निजयोर्दोर्दण्डयोर्मण्डनम् ॥६८२॥ [स.कं.५.१०४]

२० **१४७) धीरे गतिदृष्टी सस्मितं वचो विलासः ॥४॥**

यथा–

दृष्टिस्तृणीकृतजगत्त्रयसत्त्वसारा
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम् ।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
२५ वीरो रसः किमयमेत्युत दर्प एव ॥६८३॥ [उत्तरराम० ६.१९]

**१४८) मृदुशृङ्गारचेष्टा ललितम् ॥५॥**

यथा–

कश्चित् कराभ्यामुपगूढनालमालोलपत्राभिहतद्विरेफम् ।
रजोभिरन्तः परिवेषबन्धि लीलारविन्दं भ्रमयांचकार ॥६८४॥

३० [रघु० ६.१३]

શૌર્ય જેમ કે -

જેનાં બધાં ગાત્રો યુદ્ધમાં ખંડિત થયાં છે તેવા ખર (રાક્ષસ) વડે લોકમાં (= ચૌદે લોકમાં) રામને મિષે મનુષ્યોનું પરાક્રમ ફેલાવાયું. (૬૭૯)

ઉત્સાહ જેમ કે,

મસ્તકથી જામ્બવાનના ચરણોને નમસ્કાર કરીને, સેનાપતિઓની રજા લઈને, અશ્રુપૂર્ણ મુખવાળા પ્રિય મિત્રોને આશ્વાસન આપીને, જેમને મોકલવાના છે તેમને (એ રીતેનો) આદેશ આપીને, રઘુનાથની ચરણરજનું અત્યંત સ્મરણ કરતા વેગવાન મારુતિએ (= હનુમાને) પર્વતની ટોચ પરથી સમુદ્રલંઘનનો આરંભ કર્યો. (૬૮૦) [સ.કં.૫.૨૦]

નીચ પ્રત્યે જુગુપ્સા, જેમ કે,

જેણે તાલવૃક્ષ ઉખેડી નાખ્યું છે તેવી તાડકાનો ઉત્પાત જોયા છતાં, કંપ્યા નથી, (તથા) તેના વધ માટે આજ્ઞા પામેલા (રામ) (તાડકા) સ્ત્રી હોવાને કારણે (આને મારવી કે નહિ તેવા) સંશયમાં પડે છે. (૬૮૧)

[મહાવીર-૧.૩૭]

ઉત્તમ સાથે સ્પર્ધા જેમ કે,

આ સામે, રહેલ (પર્વતનો) ઢાળ જો, કહેવાય છે કે, અહીં ક્રીડા માટે કિરાતનું રૂપ ધારણ કરેલા શિવજીને અર્જુનને ઉતાવળમાં માથાના મધ્યભાગમાં બાણથી માર્યા હતા. એમ હિમાલયમાં અર્જુનની અદ્ભુત કથા સાંભળીને, જેણે ધીરે ધીરે પોતાના બે હાથને વાળ્યા (જાણ કે તે અર્જુનને પડકારવા માગતો હોય તેમ !). (૬૮૨) [સ.કં.૫.૧૦૪]

**૧૪૭) ધીર એવી ગતિ અને દૃષ્ટિ તથા સ્મિતયુક્ત વચન તે વિલાસ (છે). (૪)**

જેમ કે,

તેની દૃષ્ટિ ત્રણે જગતના સત્ત્વના સારને તૃણ સમાન બનાવે છે, ધીર અને ઉદ્ધત ગતિ જાણે કે ધરતીને નમાવે છે. કુમારભાવના હોવા છતાં, પર્વતની માફક ગુરુતા ધારણ કરતો શું આ (સાક્ષાત્) વીરરસ જઈ રહ્યો છે કે (સાક્ષાત્) ગર્વ છે ? (૬૮૩) [ઉત્તરરામચરિત - ૬.૧૯]

**૧૪૮) કોમળ એવી શૃંગારની ચેષ્ટા તે લલિત છે. (૫)**

જેમ કે,

કોઈકે લીલા કમળને (ગોળ ગોળ) ફેરવ્યું. લીલા કમળ કે જેની દાંડી બે હાથથી ઢાંકી દેવાઈ હતી, હાલતાં પાંદડાંથી જેનાથી ભમરાઓ આઘાત પામતા હતા, રજકણોથી જેનો અંતઃપરિવેષ બંધાયેલ છે તેવું. (૬૮૪) [રઘુવંશ-૬.૧૩]

**१४९) क्षोभेऽप्यनुल्बणत्वं माधुर्यम् ॥६॥**

महत्यपि युद्धनियुद्धव्यायामादौ क्षोभहेतौ अनुल्बणत्वं मधुरा चेष्टा माधुर्यम् । यथा–

कपोले जानक्याः करिकलभदन्तद्युतिमुषि
स्मरस्मेरं गण्डोड्डमरपुलकं वक्त्रकमलम् ।
मुहुः पश्यञ् शृण्वन् रजनिचरसेनाकलकलं
जटाजूटग्रन्थिं द्रढयति रघूणां परिवृढः ॥६८५॥

[हनुमन्नाटक ३.५०]

**१५०) विघ्नेऽप्यचलनं स्थैर्यम् ॥७॥**

सत्यपि विघ्ने उद्यमादपरिभ्रंशः स्थैर्यम् ।

यथा–

यथा यथा समारम्भो दैवात् सिद्धिं न गच्छति ।
तथा तथाधिकोत्साहो धीराणां हृदि वर्धते ॥६८६॥

[ ]

**१५१) हर्षादिविकारानुपलम्भकृद्गाम्भीर्यम् ॥८॥**

यस्य प्रभावाद् बहिर्हर्षक्रोधादीनां विकारा दृष्टिविकासमुखरागादयो नोपलभ्यन्ते तन्निस्तिमितदेहस्वभावं गाम्भीर्यम् । यथा–

आहूतस्याभिषेकाय विसृष्टस्य वनाय च ।
न मया लक्षितस्तस्य स्वल्पोऽप्याकारविभ्रमः ॥६८७॥

[स.कं.४.१२१]

**१५२) स्वपरेषु दानाभ्युपपत्तिसंभाषणान्यौदार्यम् ॥९॥**

अभ्युपपत्तिः परित्राणाद्यर्थिनोऽङ्गीकरणम् । परजनविषयं दानादिचेष्टात्मकमेवौदार्यम् । स्वग्रहणं तु दृष्टान्तार्थम् । स्वेष्विव परेष्वपीत्यर्थः ।

दानं यथा–

शिरामुखैः स्यन्दत एव रक्तमद्यापि देहे मम मांसमस्ति ।
तृप्तिं न पश्यामि तवैव तावत् किं भक्षणात्त्वं विरतो गरुत्मन् ॥६८८॥

[नागानन्द ५.१५]

अभ्युपपत्तिर्यथा–

एते वयममी दाराः कन्येयं कुलजीवितम् ।
ब्रूत येनात्र वः कार्यमनास्था बाह्यवस्तुषु ॥६८९॥

[कुमार० ६.६३]

**૧૪૯) ક્ષોભને વિષે પણ ઉગ્રતાનો અભાવ તે માધુર્ય છે. (૬)**

મોટા એવા યુદ્ધ, નિયુદ્ધ, વ્યાયામ વગેરેમાં ક્ષોભના કારણને વિષે પણ ઉગ્ર ન થવું તે મધુર એવી ચેષ્ટા તે માધુર્ય છે.

જેમ કે,

રઘુઓના ઉત્તમ (એવા રામ) જટાના જૂથની ગાંઠ વાળે છે. રામ કે જે રાક્ષસોની સેનાના અવાજને સાંભળતા હતા. અને - હાથીના મદનિયાના દાંતની શોભા હરનારા, જાનકીના ગાલમાં (પ્રતિબિંબિત થતા પોતાના) કામથી ખીલતા રોમાંચિત મુખકમલને વારંવાર જોતા હતા. (૬૮૫) [હનુમન્નાટક-૩.૫૦]

**૧૫૦) વિઘ્નમાં પણ અડગતા તે સ્થૈર્ય છે. (૭)**

વિઘ્ન હોવા છતાં ઉદ્યમમાંથી અટકવું નહીં તે છે સ્થૈર્ય-જેમ કે,

જેમજેમ આરંભ કરેલ કાર્ય દૈવવશાત્ સિદ્ધ થતું નથી તેમ તેમ ધીર જનોના હૃદયમાં ઉત્સાહ વૃદ્ધિ પામે છે. (૬૮૬) [ ]

**૧૫૧) હર્ષ વગેરે વિકારો પ્રાપ્ત ન કરાવનાર તે ગાંભીર્ય છે. (૮)**

જેના કારણે હર્ષ-ક્રોધ વગેરેના-આંખ પહોળી થવી, મોં લાલ થવું વગેરે - બાહ્ય વિકારો જણાતા નથી, તે સ્થિર દેહના સ્વભાવવાળું ગાંભીર્ય છે. જેમ કે,

અભિષેક માટે બોલાવાયેલ તથા વનમાં મોકલાયેલા તેના દેખાવમાં સહેજ પણ ફેરફાર મને જણાયો નહિ. [સ.કં.૪.૧૨૧]

**૧૫૨) પોતાના તથા પારકાને વિષે દાન, (મદદ અથવા) રક્ષણ (અને) સંભાષણ (તે) ઔદાર્ય છે. (૯)**

અભ્યુપપત્તિ એટલે રક્ષણ વગેરે માગનારનો સ્વીકાર (= તેની રક્ષણની માગણી સ્વીકારવી તે). અન્યને વિષે દાન વગેરે ચેષ્ટા તે જ ઔદાર્ય છે. (અહીં) "स्व" (પદ)નું ગ્રહણ તે દષ્ટાંત માટે છે (અર્થાત્) પોતાનાની જેમ પારકાને વિષે પણ, એમ અર્થ છે,

દાન - જેમ કે,

ધોરી નસમાંથી લોહી ટપકે જ છે. આજે પણ મારા દેહમાં માંસ છે. છતાં તને તૃપ્તિ (થઈ હોય તેમ) મને જણાતું નથી. હે ગરુડ, તું ભક્ષણ કરતાં કેમ અટકી ગયો છે ? (૬૮૮) [નાગાનન્દ-૫.૧૫]

રક્ષણ - જેમ કે,

આ અમે, આ પત્ની, આ કન્યા અમારા કુળનું જીવિત છે. જેનાથી કામ હોય તે કહો. બાહ્ય વિગતો વિષે (અમને) આસ્થા નથી. (૬૮૯) [કુમારસંભવ-૬.૬૩]

संभाषणं यथा–

उत्पत्तिर्जमदग्नितः स भगवान् देवः पिनाकी गुरुः
शौर्यं यत्तु न तद्गिरां पथि न तु(?ननु) व्यक्तं यतः कर्मभिः ।
त्यागः सप्तसमुद्रमुद्रितमहीनिर्व्याजदानावधिः
५ सत्यब्रह्मतपोनिधेर्भगवतः किं वा न लोकोत्तरम् ॥६९०॥

[महावीर० २.३६]

**१५३) पराधिक्षेपाद्यसहनं तेजः ॥१०॥**

पराच्छत्रोर्न तु गुरोर्मित्रादेर्वाधिपेक्षापमानादेरसहनं तेजः । यथा–

ब्रूत नूतनकुष्माण्डफलानां के भवन्त्यमी ।
१० अङ्गुलीदर्शनाद्येन न जीवन्ति मनस्विनः ॥६९१॥

[ ]

नायकभेदानाह–

**१५४) धीरोदात्तललितशान्तोद्धतभेदात् स चतुर्धा ॥११॥**

स इति नायकः । धीरशब्दः प्रत्येकमभिसंबध्यते । तेन धीरोदात्तो धीरललितो धीरशान्तो धीरोद्धत
१५ इति । दक्षिणधृष्टानुकूलशठभेदादेकैकश्चतुर्धा । एते शृङ्गाररसाश्रयिणो भेदाः । इति षोडशभेदा नायकस्य ।

धीरोदात्तादींल्लक्षयति–

**१५५) गूढगर्वः स्थिरो धीरः क्षमावानविकत्थनो महासत्त्वो दृढव्रतो धीरोदात्तः ॥१२॥**

गूढगर्वो विनयच्छन्नावलेपोऽविकत्थनोऽनात्मश्लाघापरः । महासत्त्वः क्रोधाद्यनभिभूतान्तस्सत्त्वः दृढव्रतोऽङ्गीकृतनिर्वाहकः । यथा रामादिः ।

२० **१५६) कलासक्तः सुखी शृङ्गारी मृदुर्निश्चिन्तो धीरललितः ॥१३॥**

कलासु गीताद्यास्वासक्तः । सुखी भोगप्रवणः शृङ्गारप्रधानः सुकुमाराकारः । सचिवादिसंविहित-योगक्षेमत्वाच्चिन्तारहितः, यथा वत्सराजः ।

**१५७) विनयोपशमवान् धीरशान्तः ॥१४॥**

यथा मालतीमाधवमृच्छकटिकादौ माधवचारुदत्तादिः ।

२५ **१५८) शूरो मत्सरी मायी विकत्थनश्छद्मवान् रौद्रोऽवलिप्तो धीरोद्धतः ॥१५॥**

मत्सरी असहनः । मन्त्रादिबलेनाविद्यमानवस्तुप्रकाशको मायी । छद्म वञ्चनमात्रम् । रौद्रश्चण्डः । अवलिप्तः शौर्यादिमदवान् । यथा जामदग्न्यरावणादिः ।

સંભાષમ - જેમ કે,

જમદગ્નિથી (આપનો) જન્મ (થયો છે), તે ભગવાન શંકર (આપના) ગુરુ છે, જે શૂરવીરતા છે, તે વાણીનો વિષય બનતી નથી, કેમ કે, (તે) કાર્યથી જ વ્યક્ત થાય છે. સાત સાગરથી અંકિત (એટલે કે વીંટળાયેલી) પૃથ્વીનું (કોઈ પણ) (કીર્તિ વગેરેના) બહાના વગરનું (આપનું) દાન (છે), શક્તિવાળા (અથવા સર્વોત્કૃષ્ટ) બ્રાહ્મણ તપોનિધિ એવા (આપ) પ્રભુનું શું લોકોત્તર નથી ? (૬૯૦)

[મહાવીર.-૨.૩૬]

**૧૫૩) બીજાના તિરસ્કાર વગેરેને સહન ન કરવો તે તેજ છે. (૧૦)**

બીજાના એટલે કે શત્રુના, નહીં કે ગુરુ-મિત્ર વગેરેના તિરસ્કાર, અપમાન વગેરેને સહન ન કરવાં તે તેજ છે. જેમ કે,

નવા કુષ્માંડ ફળનાં જેવાં આ કોણ (સગાં) મનસ્વીઓ (થાય) છે, જે અંગુલિનિર્દેશ (માત્ર)થી જીવતા નથી ? (અર્થાત્ અંગુલિનિર્દેશને મૃત્યુ સમાન માને છે). (૬૯૧)                    [            ]

(હવે) નાયકના ભેદ કહે છે -

**૧૫૪) ધીરોદાત્ત, ધીરલલિત, ધીરશાંત અને ધીરોદ્ધત ભેદે તે (= નાયક) ચાર પ્રકારનો હોય છે. (૧૧)**

તે એટલે કે નાયક. "ધીર" શબ્દ દરેક સાથે જોડાય છે. તેથી ધીરોદાત્ત, ધીરલલિત, ધીરશાંત, ધીરોદ્ધત એમ (સમજવાનું છે). દક્ષિણ, ધૃષ્ટ, અનુકૂલ, શઠ ભેદે તે દરેક પણ ચાર પ્રકારના છે. આ ભેદ શૃંગારરસને આધારે (કહેવાયા છે). આમ નાયકના સોળ ભેદ થયા. ધીરોદાત્ત વગેરેને લક્ષિત કરે છે -

**૧૫૫) છૂપા અહંકારવાળો, સ્થિર, ધીર, ક્ષમાવાન, બડાશ ન મારનાર, મહાપરાક્રમી, દૃઢ વ્રતયુક્ત તે ધીરોદાત્ત (પ્રકારનો નાયક છે). (૧૨)**

ગૂઢ ગર્વ એટલે વિનયથી છુપાયેલ અભિમાનવાળો. અવિકત્થન એટલે આત્મશ્લાઘા ન કરનાર. મહાસત્ત્વ એટલે ક્રોધ વગેરે દ્વારા જેનું અંતઃસત્ત્વ અભિભૂત થયેલ નથી તે. દૃઢ વ્રત એટલે સ્વીકારેલ (વિગત)નો નિર્વાહ કરનાર. જેમ કે, રામ વગેરે.

**૧૫૬) કલામાં આસક્ત, સુખી, શૃંગારી, કોમળ, નિશ્ચિંત (એવો નાયક) ધીરલલિત (પ્રકારનો છે). (૧૩)**

કલામાં એટલે કે ગીત વગેરેમાં રુચિ રાખનાર. સુખી એટલે ભોગ ભોગવનાર, શૃંગારી, કોમળ દેખાવનો. યોગક્ષેમ (ની ચિન્તા) સચિવ વગેરેને સોંપેલ હોવાથી ચિંતારહિત. જેમ કે, વત્સરાજ.

**૧૫૭) વિનય અને ઉપશમયુક્ત તે છે ધીરશાન્ત. (૧૪)**

જેમ કે, "માલતીમાધવ" તથા "મૃચ્છકટિક" વગેરેમાં (અનુક્રમે) માધવ તથા ચારુદત્ત વગેરે.

**૧૫૮) શૂરવીર, મત્સરયુક્ત, માયાવી, બડાઈખોર, કપટી, ક્રોધી અભિમાની તે છે ધીરોદ્ધત. (૧૫)**

મત્સરી એટલે અસહનશીલ (= ઈર્ષ્યાખોર). મંત્ર વગેરેના બળથી, ન હોય તેવી વસ્તુને પ્રગટ કરનાર એવો માયાવી. છલ એટલે દરેક પ્રકારની છેતરપિંડી. રૌદ્ર એટલે ઉગ્ર. અવલિપ્ત એટલે પરાક્રમ વગેરેના અભિમાનવાળો. જેમ કે, જામદગ્ન્ય, રાવણ વગેરે.

(१८) देवा धीरोद्धता ज्ञेयाः स्युर्धीरललिता नृपाः ।
सेनापतिरमात्यश्च धीरोदात्तौ प्रकीर्तितौ ॥
धीरप्रशान्ता विज्ञेया ब्राह्मणा वणिजस्तथा ।
इति चत्वार एवेह नायकाः समुदाहृताः ॥

५ [नाट्यशास्त्र ३४.१८–१९ (C.S.S.); नाट्यशास्त्र २४.१८–१९ (G.O.S.)]

इत्यन्तरश्लोकौ ।

अथ नायकस्य शृङ्गारित्वेऽवस्थाभेदनाह–

**१५९) ज्येष्ठायामपि सहृदयो दक्षिणः ॥१६॥**

कनिष्ठायां रक्तो ज्येष्ठायामपि समानहृदयो दाक्षिण्यशीलत्वाद् दक्षिणः । यथा–

१० प्रसीदत्यालोके किमपि किमपि प्रेमगुरवो
रतक्रीडाः कोऽपि प्रतिदिनमपूर्वोऽस्य विनयः ।
सविश्रम्भः कश्चित् कथयति च किञ्चित् परिजनो
न चाहं प्रत्येमि प्रियसखि किमप्यस्य विकृतम् ॥६९२॥

[धनिकस्य, दशरूपकावलोके (प्र. २. सू. ७)]

१५ **१६०) व्यक्तापराधो धृष्टः ॥१७॥**

यथा–

लाक्षालक्ष्म ललाटपट्टमभितः केयूरमुद्रा गले
वक्त्रे कज्जलकालिमा नयनयोस्ताम्बूलरागोऽपरः ।
दृष्ट्वा कोपविधायि मण्डनमिदं प्रातश्चिरं प्रेयसो
२० लीलातामरसोदरे मृगदृशः श्वासाः समाप्तिं गताः ॥६९३॥

[अमरु० ६०]

**१६१) एकभार्योऽनुकूलः ॥१८॥**

यथा–

इयं गेहे लक्ष्मीरियममृतवर्तिर्नयनयो–
२५ रसावस्याः स्पर्शो वपुषि बहलश्चन्दनरसः ।
अयं कण्ठे बाहुः शिशिरमसृणो मौक्तिकसरः
किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः ॥६९४॥

[उत्तरराम० १.३८]

(૧૮) દેવોને ધીરોદ્ધત જાણવા. રાજાઓ ધીરલલિત હોય છે. સેનાપતિ અને અમાત્ય ધીરોદાત્ત મનાયા છે. બ્રાહ્મણો તથા વણિકોને ધીરપ્રશાન્ત જાણવા. આ પ્રમાણે અહીં ચાર જ નાયકો ઉદાહૃત કરાયા છે.

(નાટ્યશાસ્ત્ર-૩૪.૧૮-૧૯ C.S.S., નાટ્યશાસ્ત્ર-૨૪.૧૮-૧૯ G.O.S.)

આ થયા અંતરશ્લોકો.

હવે નાયકના શૃંગારીપણાને વિષે અવસ્થાભેદ કહે છે -

**૧૫૯) જ્યેષ્ઠ (પત્ની) ને વિષે પણ સહૃદય (નાયક) દક્ષિણ (પ્રકારનો છે). (૧૬)**

નાની (નાયિકા)ને વિષે અનુરાગી (નાયક) જ્યેષ્ઠાને વિષે પણ એકસરખા હૃદયવાળો (હોતાં) દાક્ષિણ્યશીલ હોઈને દક્ષિણ (કહેવાય છે). જેમ કે,

જોતાં પ્રસન્ન થાય છે. (તેની) રતિક્રીડાઓ પ્રેમથી કેવી ય ગરવી છે. રોજે રોજ કોઈ અપૂર્વ એવો એનો વિનય છે. ક્યારેક કોઈ વિશ્વાસુ પરિજન (= દાસી) કંઈક કહે છે પણ હે પ્રિય સખી ! એની કોઈ પણ બુરાઈ (ની વાત)માં મને વિશ્વાસ નથી. (૬૯૨)

[ધનિકનું પદ્ય), દશરૂપકાવલોકમાં (પ્ર.૨, સૂ. ૭]

**૧૬૦) જણાઈ ગયેલ અપરાધવાળો (નાયક) તે ધૃષ્ટ (કહેવાય છે). (૧૭)**

જેમ કે,

કપાળ આગળ અળતાનું નિશાન, ગળા ઉપર કેયૂરની છાપ, મુખ ઉપર કાજળની કાળાશ, બે નયન ઉપર જુદો એવો પાનનો રંગ - પ્રિયતમનું આ કોપકારક ઘરેણું સવારે લાંબો વખત જોઈને, મૃગનયનીના શ્વાસ (= નિસાસા) લીલા કમળની મધ્યમાં સમાપ્ત થઈ ગયા. (૬૯૩) [અમરુ-૬૦]

**૧૬૧) એક પત્નીયુક્ત તે છે અનુકૂળ. (૧૮)**

જેમ કે,

આ ઘરમાં, (રહેલી) લક્ષ્મી છે. આ, નયનોની અમૃતશલાકા છે. એનો આ સ્પર્શ તે શરીર ઉપર (લગાવેલો) ચંદનનો રસ છે. ઠંડો અને લીસો એવો આ હાથ (તે) ગળામાં (પહેરાવેલ) મોતીની માળા છે. એનું શું પ્રિય નથી ? ફક્ત એનો વિરહ (જ) અસહ્ય છે. (૬૯૪)

[ઉત્તરરામચરિત-૧.૩૮]

**१६२) गूढवपराधः शठः ॥१९॥**

यथा–

'एकत्रासनसंगते प्रियतमे' । इति । ६९५ । [अमरु० १९(?)]

नायकविजेयं प्रतिनायकमाह–

५ **१६३) व्यसनी पापकृल्लुब्धः स्तब्धो धीरोद्धतः प्रतिनायकः ॥२०॥**

यथा–रामयुधिष्ठिरयो रावणदुर्योधनौ ।

नायिकालक्षणमाह–

**१६४) तद्गुणा स्वपरसामान्या नायिकाऽपि त्रेधा ॥२१॥**

तद्गुणा यथोक्तसंभविनायकगुणयोगिनी नायिका । सा च स्वकीया, परकीया, सामान्या चेति त्रेधा ।

१० स्वस्त्रीलक्षणमाह–

**१६५) स्वयमूढा शीलादिमती स्वा ॥२२॥**

आदिग्रहणादार्जवलज्जागृहाचारनैपुणादिपरिग्रहः । शीलं यथा–

कुलबालिआए पेच्छह जोव्वणलायण्णविब्भमविलासा ।
पवसंति व्व पवसिए एंति व्व पिए घरमइंते (? घरं एंते) ॥६९६॥

१५ [ ]

**१६६) वयः कौशलाभ्यां मुग्धा मध्या प्रौढेति सा त्रेधा ॥२३॥**

वयः शरीरावस्थाविशेषः, कौशलं कामोपचारनैपुणं, ताभ्यां मुग्धा । एवं मध्या प्रौढा चेति । तत्र वयसा मुग्धा यथा–

दोर्मूलावधिसूत्रितस्तनमुरः स्निह्यत्कटाक्षे दृशौ
२० किञ्चित्ताण्डवपण्डिते स्मितसुधासिक्तोक्तिषु भ्रूलते ।
चेतः कन्दलितं स्मरव्यतिकरैर्लावण्यमङ्गैर्धृतं
तन्वङ्ग्यास्तरुणिम्नि सर्पति शनैरन्यैव काचिद् गतिः ॥६९७॥

[ ]

कौशलेन यथा–

२५ उदितोरुसादमतिवेपथुमत् सुदृशोऽभिभर्तृ विधुरं त्रपया ।
वपुरादरातिशयशंसि पुरः प्रतिपत्तिमूढमपि बाढमभूत् ॥६९८॥

[शिशुपाल० ९.७७]

**૧૬૨) ગૂઢ અપરાધવાળો (નાયક) તે શઠ (કહેવાય છે). (૧૯)**

જેમ કે,

એક જ આસન ઉપર રહેલ બે પ્રિયતમાઓ... વગેરે. (૬૯૫) [અમરુ-૧૯]

નાયક દ્વારા જીતવાયોગ્ય પ્રતિનાયક (વિષે) કહે છે -

**૧૬૩) પ્રતિનાયક વ્યસની, પાપી, લોભી, સ્તબ્ધ ધીરોદ્ધત હોય છે. (૨૦)**

જેમ કે,

રામ અને યુધિષ્ઠિરના (પ્રતિનાયક) (અનુક્રમે) રાવણ અને દુર્યોધન (છે).

નાયિકાનું લક્ષણ કહે છે -

**૧૬૪) તે ગુણવાળી, સ્વ(ની), પર(ની) અને સામાન્યા એમ નાયિકા પણ ત્રણ પ્રકારની છે. (૨૧)**

તે ગુણવાળી એટલે કહેવામાં આવેલ સંભવિત નાયકના ગુણોથી યુક્ત નાયિકા. અને તે સ્વકીયા, પરકીયા અને સામાન્યા એમ ત્રણ પ્રકારની (હોય છે).

સ્વસ્ત્રીનું લક્ષણ કહે છે -

**૧૬૫) જાતે જ પરણેલી, શીલ વગેરેથી યુક્ત તે સ્વા(= સ્વકીયા) (નાયિકા છે). (૨૨)**

આદિ (પદ)ના ગ્રહણ વડે ઋજુતા, લજ્જા, ઘરના આચારમાં નિપુણતા વગેરેનું ગ્રહણ (થાય છે). (તેમાં) શીલ - જેમ કે,

કુળવાન બાલિકાના યૌવન (તથા) લાવણ્ય-(યુક્ત) વિભ્રમ-વિલાસો જુઓ. (પતિ) પ્રોષિત થતાં (= બહારગામ જતાં) (તે વિલાસો) જાણે કે પ્રવાસે જાય છે અને (પતિ) ઘેર આવતાં (જાણે કે) (પાછા) આવે છે. (૬૯૬) [ ]

**૧૬૬) વય અને કૌશલ દ્વારા (= તેના અનુસંધાનમાં) તે (નાયિકા) મુગ્ધા, મધ્યા અને પ્રૌઢા એમ ત્રણ પ્રકારની (બને છે). (૨૩)**

વય એટલે શરીરની વિશેષ અવસ્થા. કૌશલ એટલે કામોપચારમાં નિપુણતા. તે બંને વડે (= તે બંનેના અનુસંધાનમાં) મુગ્ધા. એ જ રીતે મધ્યા અને પ્રૌઢા (પણ સંભવે છે).

તેમાં વયથી મુગ્ધા, જેમ કે,

(તેની) છાતી હાથના મૂળ સુધી બાંધેલા સ્તનવાળી છે, સ્નેહાળ કટાક્ષયુક્ત આંખો છે. સ્મિતસુધાથી ભીંજાયેલ ઉક્તિઓ વખતે નર્તનમાં સહેજ કુશળ એવી બે ભ્રમરો છે. કામના જોડાણથી ચિત્ત ખીલેલું છે, અંગોએ લાવણ્ય ધારણ કર્યું છે. તારુણ્યનો ધીમેથી પ્રસાર થતાં, તન્વઙ્ગીની કોઈ અનેરી જ ગતિ (= સ્થિતિ છે.) (૬૯૭) [ ]

કૌશલથી (મુગ્ધા)એ જ જેમ કે,

પતિ સામે આવતાં, એ સુંદર નયનીનું શરીર ઉરુદ્વયની નિશ્ચેષ્ટતાના ઉદયવાળું (= જેનાં ઉરુદ્વય સ્થગિત થઈ ગયા છે તેવું) લજ્જાથી વ્યાકુલ, પ્રતિપત્તિ (અર્થાત્ કર્તવ્યતા)થી મૂઢ (= કિંકર્તવ્યમૂઢ) બન્યું છતાં (મુખ-નેત્ર વગેરેની પ્રસન્નતાને કારણે) (પ્રિયતમ વિષે) અત્યંત આદર પ્રગટ કરનાર બન્યું. (૬૯૮) [શિશુપાલ-૯.૭૭]

वयसा मध्या यथा–

तरन्तीवाङ्गानि स्खलदमललावण्यजलधौ
प्रथिम्निः प्रागल्भ्यं स्तनजघनमुन्मुद्रयति च ।
दृशोर्लीलारम्भाः स्फुटमपवदन्ते सरलता–
महो सारङ्गाक्ष्यास्तरुणिमनि गाढः परिचयः ॥६९९॥

५

[ ]

कौशलेन यथा–

स्वेदाम्भः कणिकाचितेऽपि वदने जातेऽपि रोमोद्गमे
विस्रम्भेऽपि गुरौ पयोधरभरोत्कम्पे च वृद्धिं गते ।
दुर्वारस्मरनिर्भरेऽपि हृदये नैवाभियुक्तः प्रिय–
स्तन्वङ्ग्या हठकेशकर्षणघनश्लेषामृते लुब्धया ॥७००॥

१०

[सुभाषितावलौ (श्लो. २०७१)]

वयसा प्रगल्भा (? प्रौढा) यथा–

नितम्बो मन्दत्वं जनयति गुरुत्वाद् द्रुतगते–
र्महत्त्वादुद्वृत्तस्तनकलशभारः श्रमयति ।
विकासिन्या कान्त्या प्रकटयति रूपं मुखशशी
ममाङ्गानीमानि प्रसभमभिसारे हि रिपवः ॥७०१॥

१५

[ ]

कौशलेन तथा–

उद्धतैर्निभृतमेकमनेकैश्छेदवन्मृगदृशामविरामैः ।
श्रूयते स्म मणितं कलकाञ्चीनूपुरध्वनिभिरक्षतमेव ॥७०२॥

२०

[शिशुपाल० १०.७६]

**१६७) धीराधीराधीराऽधीराभेदादन्त्ये त्रेधा ॥२४॥**

अन्त्ये मध्याप्रौढे । त्रेधा–धीरा मध्या, धीराधीरा मध्या, अधीरा मध्या । एवं प्रौढापि त्रेधा ।

२५ **१६८) षोढापि ज्येष्ठाकनिष्ठाभेदाद् द्वादशधा ॥२५॥**

मध्याप्रौढयोः प्रत्येकं त्रिभेदत्वात् षड्विधापि ज्येष्ठाकनिष्ठाभेदाद्द्वादशधा स्वस्त्री भवति । तत्र प्रथममूढा ज्येष्ठा पश्चादूढा कनिष्ठा ।

વયથી મધ્યા - જેમ કે,

અંગો જાણે કે ટપકતા સ્વચ્છ લાવણ્યના સાગરમાં તરે છે. વિસ્તાર ( = અંગોનો વિકાસ)ની પ્રગલ્ભતા સ્તન અને જઘનને મુદ્રિત કરે છે. (એ બે અંગો ફાલ્યાં છે). નયનોની લીલાના આરંભ સ્પષ્ટ રીતે સરલતાનો અપવાદ કરે છે. અહો ! મૃગનયનીનો યૌવન સાથે ઘેરો પરિચય (વ્યક્ત થાય છે). (૬૯૯)

કૌશલથી (મધ્યા) જેમ કે,

મુખ સ્વેદજળની કણિકાથી છવાયેલું થયું છતાં, (અને) રુવાડાં ઊભાં થયાં છતાં, ઘેરા એકાંતમાં પણ સ્તનભારનો થથરાટ વૃદ્ધિ પામવા છતાં, વારી ન શકાય તેવા કામ (વેગ)થી ભરેલે હૃદયે, બળપૂર્વક વાળ ખેંચીને ઘેરા આલિંગનના અમૃતમાં લોભાયેલી તન્વંગી વડે પ્રિયજન ઉપર હુમલો ન કરાયો ( = તન્વંગી પ્રિયતમ ઉપર ધસી ન ગઈ). (૭૦૦)

[સુભાષિતાવલિમાં શ્લોક ૨૦૭૧]

વયથી પ્રગલ્ભા ( = પ્રૌઢા). જેમ કે,

વિશાળ હોવાને લીધે નિતંબ ઝડપી ગમનમાં મંદતા આણે છે. મોટાપણાને લીધે ઊંચા ઊઠેલા સ્તનકલશનો ભાર શ્રમિત કરે છે. મુખચંદ્ર વિકસતી, કાંતિથી રૂપ પ્રગટાવે છે. આ મારાં અંગો જ અભિસરણમાં (મારા) બળપૂર્વકના ( = મોટાં) દુશ્મનો છે. (૭૦૧)

કૌશલથી (પ્રૌઢા) જેમ કે,

અનુદ્ધત ( = સૂક્ષ્મ), એકલો, અટકી અટકીને થતો સુંદરીઓનો કંઠરવ ( = ગળામાંથી નીકળતો ઝીણો સીસકારો) ઉદ્ધત ( = મોટેથી થતા), અનેક, અવિતર એવા મીઠા, કંદોરા અને નૂપુરના રણકારથી અક્ષત રહીને ( = ન દબાઈને) સંભળાયો. (૭૦૨)

[શિશુપાલવધ-૧૦.૭૬]

**૧૬૭) છેલ્લી બે ( = મધ્યા અને પ્રૌઢા) (નાયિકા) ધીરા, અધીરા અને ધીરાધીરા ભેદે ત્રણ પ્રકારની (હોય છે). (૨૪)**

છેલ્લી બે એટલે મધ્યા અને પ્રૌઢા. ત્રણ પ્રકારની (એટલે) ધીરામધ્યા, ધીરાધીરા મધ્યા, (અને) અધીરામધ્યા. એ જ રીતે પ્રૌઢા પણ ત્રણ પ્રકારની (હોય છે).

**૧૬૮) છ પ્રકારની પણ જયેષ્ઠા-કનિષ્ઠાના ભેદે (કરીને) બાર પ્રકારની (થાય છે). (૨૫)**

મધ્યા અને પ્રૌઢા પૈકી દરેક ત્રણ પ્રકારની હોવાથી છ પ્રકારની (થાય છે અને તે) પણ જયેષ્ઠા અને કનિષ્ઠા (એવા) ભેદે બાર પ્રકારની સ્વસ્ત્રી બને છે. તેમાં પહેલાં પરણેલી તે જયેષ્ઠા અને પછી પરણેલી તે કનિષ્ઠા.

अथासां क्रोधचेष्टामाह–

**१६९) सोत्प्रासवक्रोक्त्या सबाष्पया वाक्पारुष्येण क्रोधिन्यो मध्या धीराद्याः ॥२६॥**

मध्या धीराद्यास्तिस्रोऽपि यथासंख्यं सोत्प्रासवक्रोक्त्यादिभिः क्रोधं कुर्वन्ति ।

तत्र सोत्प्रासवक्रोक्त्या मध्या धीरा यथा–

५ न खलु वयममुष्य दानयोग्याः
पिबति च पाति च यासकौ रहस्त्वाम् ।
व्रज विटपममुं ददस्व तस्यै
भवतु यतः सदृशोश्चिराय योगः ॥७०३॥

[शिशुपाल० ७.५३]

१० सबाष्पया सोत्प्रासवक्रोक्त्या धीराधीरा यथा–

'बाले नाथ' (पृ. १४८) इति ॥७०४॥ [अमरु० ५७]

वाक्पारुष्येणाधीरा यथा–

धिङ् मां किं समुपेत्य चुम्बसि बलान्निर्लज्ज लज्जा क्व ते
वस्त्रान्तं शठ मुञ्च मुञ्च शपथैः किं धूर्त निर्बाधसे ।
१५ खिन्नाहं तव रात्रिजागरतया तामेव याहि प्रियां
निर्माल्योज्झितपुष्पदामनिकरे का षट्पदानां रतिः ॥७०५॥

**१७०) उपचारावहित्थाभ्यामानुकूल्यौदासीन्याभ्यां संतर्जनाघाताभ्यां प्रौढा धीराद्याः ॥२७॥**

प्रौढा धीराद्यास्तिस्रोऽपि यथासंख्यमुपचारावहित्थादिद्विकत्रयेण क्रोधिन्यो भवन्ति । तत्र धीरा प्रौढा सोपचारा यथा–

२० एकत्रासनसंगतिः परिहृता प्रत्युद्गमाद् दूरत–
स्ताम्बूलानयनच्छलेन रभसाश्लेषोऽपि संविघ्नितः ।
आलापोऽपि न मिश्रितः परिजनं व्यापारयन्त्यान्तिके
कान्तं प्रत्युपचारतश्चतुरया कोपः कृतार्थीकृतः ॥७०६॥

[अमरु० १८]

२५ सैव सावहित्था यथा–

वरं भ्रूभङ्गास्ते प्रकटितगुरुक्रोधविभवा
वरं सोपालम्भाः प्रणयमधुरा गद्गदगिरः ।
वरं मानाटोपप्रसभजनितोऽनादरविधि–
र्न गूढान्तःकोपा कठिनहृदये संवृत्तिरियम् ॥७०७॥

३० [सुभाषितावलौ (श्लो. १६२३)]

હવે તેમની ક્રોધચેષ્ટા વર્ણવે છે -

**૧૬૯) મધ્યા ધીરા વગેરે (નાયિકા) તિરસ્કારયુક્ત વક્રોક્તિ સાથે આંસુ સાથે કઠોર વચન વડે ક્રોધ કરનારી હોય છે. (૨૬)**

મધ્યા ધીરા વગેરે ત્રણ પ્રકારની (નાયિકા) પણ તિરસ્કારયુક્ત વક્રોક્તિ વગેરે દ્વારા ક્રોધ કરે છે. તેમાં તિરસ્કારયુક્ત વક્રોક્તિ વડે મધ્યા ધીરા (નો ક્રોધ) જેમ કે,

અમે આ (પલ્લવના) દાનને યોગ્ય નથી. જે (તારી પત્ની) એકાન્તમાં તને (= તારા અધરને) પીએ છે તથા (બીજેથી = મારાથી તને) બચાવે છે, તેને આ પલ્લવ આપ, જેથી બંને સમાન (વ્યક્તિઓ)નો સમાગમ લાંબા સમય માટે થાય. (૭૦૩) [શિશુપાલવધ-૭.૫૩]

આંસુ સાથે તિરસ્કારભરી વક્રોક્તિથી (ક્રોધની અભિવ્યક્તિવાળી) ધીરાધીરા - જેમ કે, बाले नाथ०

... વગેરે (૭૦૪) [અમરુ-૫૭]

કઠોર વચન વડે અધીરા - જેમ કે,

ધિક્કાર છે, હે નિર્લજ્જ, શા માટે મારી પાસે આવીને બળપૂર્વક (મને) ચૂમે છે ?

હે શઠ, (મારા) વસ્ત્રનો છેડલો છોડ, છોડ !

હે ધૂર્ત, શા માટે સોગંદો ખાઈને (મને) મજબૂર કરે છે ? તારા રાત્રિજાગરણથી હું ખિન્ન છું. તે જ પ્રિયા પાસે જા. કરમાયેલા, છોડી દેવાયેલા પુષ્પોના હારના ઢગલા ઉપર વળી ભ્રમરોની રતિ ક્યાંથી હોય ? (૭૦૫)

**૧૭૦) ઉપચાર, લજ્જા વડે, અનુકૂળતા અને ઉદાસીનતા વડે, તિરસ્કાર અને આઘાત (= ધોલધપાટ) વડે, પ્રૌઢા ધીરા વગેરે (ક્રોધ વ્યક્ત કરે છે). (૨૭)**

પ્રૌઢા ધીરા વગેરે ત્રણે પણ અનુક્રમે ઉપચાર, અવહિત્થા વગેરે બે ત્રણ વિગતો વડે ક્રોધ કરનારી બને છે.

તેમાં, ધીરા પ્રૌઢા ઉપચાર સાથે - જેમ કે,

દૂરથી સામે જઈને મળવા(ને બહાને) એક જ સ્થળે આસનનો (= બેસવાનો) સાથ છોડી દીધો. પાન લાવવાને મિષે જોરથી (લેવાતું) આલિંગન પણ વિઘ્નયુક્ત કર્યું. પરિજન (= દાસી)ને પાસે બોલાવતી (નાયિકા) વાતમાં પણ ન જોડાઈ. પ્રિયતમને વિષે ઔપચારિકતાથી ચતુર (નાયિકા) વડે કોપને કૃતાર્થ કરવામાં આવ્યો. (૭૦૬) [અમરુ. ૧૮]

તે જ (= પ્રૌઢાધીરા નાયિકા) અવિહિત્થાયુક્ત જેમ કે,

જેનાથી ક્રોધ પ્રગટ થાય છે તેવા તારા ભ્રૂભંગો વધારે સારા છે. પ્રણયથી મીઠી, ઠપકાયુક્ત ગદ્ગદ્ વાણી વધારે સારી છે. સ્વમાનના આવેગમાં કરાતો અનાદર (વિધિ) (પણ) વધારે સારો છે. પણ હે કઠણ હૃદયવાળી, છૂપા અંતઃક્રોધવાળી આ સંવૃત્તિ (= ઢાંકપિછોડની વિગત) નથી સારી. (૭૦૭)

[સુભાષિતાવલીમાં શ્લોક-૧૬૨૩]

प्रौढा धीराधीरानुकूला यथा–

यत्पाणिर्न निवारितो निवसनग्रन्थिं समुद्ग्रन्थयन्
भ्रूभेदो न कृतो मनागपि मुहुर्यत्खण्ड्यमानेऽधरे ।
यन्निःशङ्कमिहार्पितं वपुरहो पत्युः समालिङ्गने
मानिन्या कथितोऽनुकूलविधिना तेनैव मन्युर्महान् ॥७०८॥

[शृङ्गारतिलकम् परि. १ का. ४४ अनन्तरम्]

सैवोदासीना यथा–

आयस्ता कलहं पुरेव कुरुते न स्रंसने वाससो
भग्नभ्रूरतिखण्ड्यमानमधरं धत्ते न केशग्रहे ।
अङ्गान्यर्पयति स्वयं भवति नो वामा हठालिङ्गने
तन्व्या शिक्षित एष सम्प्रति कुतः कोपप्रकारोऽपरः ॥७०९॥

[अमरु० १०६]

प्रौढाऽधीरा संतर्जनेन यथा–

तथाभूदस्माकं प्रथममविभिन्ना तनुरियं
ततोऽनु त्वं प्रेयानहमपि हताशा प्रियतमा ।
इदानीं त्वं नाथो वयमपि कलत्रं किमपरं
मयाप्तं प्राणानां कुलिशकठिनानां फलमिदम् ॥७१०॥

[अमरु० ६९]

सैव साघाता यथा–

'कोपात् कोमलबाहुलोल–' (पृ० १६) ॥७११॥ इति ।

परस्त्रीलक्षणमाह–

**१७१) परोढा परस्त्री कन्या च ॥२८॥**

परेणोढा परस्य स्त्री परस्त्री । सा च नाङ्गिनि रसे उपकारिणीति नास्याः प्रपञ्चः कृतः । ऊढेत्युपलक्षणम् । अवरुद्धापि परस्त्रीत्युच्यते । परोढा यथा–

'दृष्टिं हे प्रतिवेशिनि' (पृ० २८) । ॥७१२॥ इति ।

कन्या तु पित्राद्यायत्तत्वादनूढापि परस्त्री । यथा–

दृष्टिः शैशवमण्डना प्रतिकलं प्रागल्भ्यमभ्यस्यते
पूर्वाकारमुरस्तथापि कुचयोः शोभां नवामीहते ।
नो धत्ते गुरुतां तथाप्युपचिताभोगा नितम्बस्थली
तन्व्याः स्वीकृतमन्मथं विजयते नेत्रैकपेयं वपुः ॥७१३॥

[ ]

પ્રૌઢા ધીરાધીરા અનુકૂળ (બનીને ક્રોધ વ્યક્ત કરે) = જેમ કે,

વસ્ત્રની ગાંઠ છોડતો હાથ અટકાવ્યો નહિ, વારંવાર હોઠ કરડતી વખતે ભ્રમર સહેજ પણ સંકોરી નહિ, પતિ સાથે આલિંગનમાં શરીર નિઃશંક ધરી દીધું, માનિનીને તે અનુકૂળ રીતે જ (તે રીતે અર્થાત્ અનુકૂળ બનીને જ) મોટો ગુસ્સો કહ્યો. (= વ્યક્ત કર્યો) (૭૦૮) [શૃંગારતિલક - પરિ. ૧-કા. ૪૪ પછી]

તે જ (= પ્રૌઢાધીરા) ઉદાસીન - જેમ કે,

થાકેલી હોય ત્યારે, વસ્ત્રો દૂર કરવામાં પહેલાંની માફક કલહ કરતી નથી. વાળ પકડવામાં આવે ત્યારે ભ્રૂભંગવાળી તે અત્યંત ખંડિત કરાતા અધરને ધારણ કરતી નથી. બળપૂર્વકના આલિંગનમાં પોતે જ અંગો સમર્પિત કરે છે, વંકાતી નથી (આ) તન્વીએ કોપનો બીજો પ્રકાર હવે ક્યાંથી શીખ્યો છે ? (૭૦૯)

[અમરુ૦-૧૦૬]

પ્રૌઢા અધીરા તિરસ્કાર દ્વારા, જેમ કે,

પહેલાં આપણું આ શરીર એ રીતે અવિભક્ત હતું. પછી તું પ્રિય બન્યો અને હતાશ એવી હું પણ પ્રિયતમા (બની.) હવે તું ''નાથ'' છો અને અમે પત્ની છીએ. બીજું શું ? મેં વજ્ર જેવા કઠોર પ્રાણ (ધરવાનું) આ ફળ મેળવ્યું છે. (૭૧૦) [અમરુ૦-૬૯]

તે જ (= પ્રૌઢાધીરા) આઘાતયુક્ત - જેમ કે, कोपात् कोमललोल० ... વગેરે.

પરસ્ત્રીનું લક્ષણ કહે છે -

**૧૭૧) બીજાને પરણેલી અને કન્યા (એ બે પ્રકારની) પરસ્ત્રી (હોય છે). (૨૮)**

બીજાને પરણેલી-બીજાની સ્ત્રી તે પરસ્ત્રી. તે મુખ્ય રસને વિષે ઉપકારક હોતી નથી. તેથી તેનો વિસ્તાર કર્યો નથી. ''પરણેલી'' તે ઉપલક્ષણ માત્ર છે. (તેથી) રોકવામાં આવેલી પણ પરસ્ત્રી કહેવાય છે.

બીજાને પરણેલી - જેમ કે,

दृष्टिं हे प्रतिवेशिनि०... વગેરે. (૭૧૨)

કન્યા તો પિતા વગેરેને આધીન હોઈ અપરિણીત હોવા છતાં પરસ્ત્રી (કહેવાય છે) જેમ કે,

શૈશવથી મંડિત દૃષ્ટિ પ્રત્યેક ક્ષણ પ્રગલ્ભતા (= ઠાવકાઈ)નો અભ્યાસ કરે છે. છાતી પહેલાંના આકારવાળી છે છતાં સ્તનથી નવી શોભા માટે પ્રયત્ન કરે છે. ગુરુતા ધારણ નથી કરતી છતાં નિતમ્બસ્થલી (= નિતંબનો ભાગ) વધેલા વિસ્તારવાળી (બની) છે, જેણે કામદેવનો સ્વીકાર કર્યો છે તેવું, કેવળ નેત્રથી પાન કરાય તેવું તન્વીનું શરીર વિજય પામે છે. (૭૧૩) [ ]

सामान्यां लक्षयति–

**१७२) गणिका सामान्या ॥२९॥**

कलाप्रागल्भ्यधौर्त्याभ्यां गणयति कलयति गणिका । सामान्या निर्गुणस्य सगुणस्य च साधारणी । केवलधनलाभालम्बनेन कृत्रिमप्रेमत्वात् । यथा–

५ गाढालिङ्गनपीडितस्तनतटं स्विद्यत्कपोलस्थलं
संदष्टाधरमुक्तसीत्कृतलसद्भ्रान्तभ्रु नृत्यत्करम् ।
चाटुप्रायवचो विचित्रमणितं घातै रुतैश्चाङ्कितं
वेश्यानां धृतिधाम पुष्पधनुषः प्राप्नोति धन्यो रतम् ॥७१४॥

[शृङ्गारतिलक परि. १ का. ६८ अनन्तरम्]

१० स्वपरस्त्रीणामवस्था आह–

**१७३) स्वाधीनपतिका प्रोषितभर्तृका खण्डिता कलहान्तरिता वासकसज्जा विरहोत्कण्ठिता विप्रलब्धाभिसारिका चेति स्वस्त्रीणामष्टाववस्थाः ॥३०॥**

रतिगुणाकृष्टत्वेन पार्श्वस्थितत्वात् स्वाधीन आयत्तः पतिर्यस्याः सा तथा । यथा–

सालोए च्चिअ सूरे धरिणी घरसामियस्स घेत्तूण ।
१५ नेच्छंतस्स य चलणे धुयइ हसंती हसंतस्स ॥७१५॥

[सप्तशती १३०; गाथासप्तशती २.३०) इति ।]

कार्यतः प्रोषितो देशान्तरं गतो भर्ता यस्याः सा तथा । यथा–

श्वासा बाष्पजलं गिरः सकरुणा मार्गे च नेत्रार्पणं
केनेदं न कृतं प्रियस्य विरहे कस्यासवो निर्गताः ।
२० सख्येवं यदि तेन नास्मि कलिता पान्थः कथं प्रोषितः
प्राणाः संप्रति मे कलङ्कमलिनास्तिष्ठन्तु वा यान्तु वा ॥७१६॥

[ ]

वनितान्तरव्यासङ्गादनागते प्रिये दुःखसंतप्ताः खण्डिता । यथा–

नवनखपदमङ्गं गोपयस्यंशुकेन
२५ स्थगयसि मुहुरोष्ठं पाणिना दन्तदष्टम् ।
प्रतिदिशमपरस्त्रीसङ्गशंसी विसर्पन्
नवपरिमलगन्धः केन शक्यो वरीतुम् ॥७१७॥

[शिशुपाल० ११.३४]

સામાન્યાને લક્ષિત કરે છે –

**૧૭૨) ગણિકા તે સામાન્યા (નાયિકા છે). (૨૯)**

કલામાં પ્રગલ્ભતા, ધૂર્તતા વગેરે દ્વારા ગણે છે, કલન કરે છે તે ગણિકા. સામાન્યા તે નિર્ગુણ કે ગુણવાન (નાયક) વિષે સમાન છે. કેવળ ધનલાભરૂપ આલંબનને કારણે (તેનો) પ્રેમ કૃત્રિમ હોવાથી (તે બધા વિષે સામાન્ય છે). જેમ કે,

જેમાં ગાઢ આલિંગનથી સ્તનનો ભાગ ભીંસાય છે, ગાલ ઉપર પરસેવો વળે છે, અધર કરડાવાથી સિસકારો થાય છે (તેથી) સંભ્રાન્ત ભ્રમર નર્તન કરે છે, હાથ (પણ) નર્તન કરે છે, (જે) મીઠાં (ખુશામતનાં) વચનવાળું, સુંદર રણકારવાળું, તથા આઘાત અને મીઠા અવાજથી યુક્ત છે તેવું પુષ્પધન્વાની ધૃતિના સ્થાનરૂપ વેશ્યાઓ (સાથે)નું સુરત (= રતિનો આનંદ) ધન્ય (વ્યક્તિ પામે છે). (૭૧૪)

[શૃંગારતિલક - પરિ. ૧-કા. ૬૮ પછી]

સ્વકીયા અને પરકીયા નાયિકાની અવસ્થા કહે છે –

**૧૭૩) સ્વાધીનપતિકા, પ્રોષિતભર્તૃકા, ખંડિતા, કલહાન્તરિતા, વાસકસજ્જા, વિરહોત્કંઠિતા, વિપ્રલબ્ધા અને અભિસારિકા એ આઠ અવસ્થા સ્વકીયા નાયિકાની (હોય છે). (૩૦)**

પ્રેમ તથા ગુણથી આકર્ષાઈને પાસે રહેલ હોવાથી જેનો પતિ પોતાને આધીન લવાયો છે તે (નાયિકા) તે પ્રકારની (= સ્વાધિનપતિકા) (છે). જેમ કે,

સૂર્ય અજવાળાવાળો બને ત્યારે જ (= મોડી સવારે) અનિચ્છા ધરાવતા હસતા એવા ગૃહપતિના ચરણ પકડીને હસતી ગૃહિણી દોડે છે. (૭૧૫)	[સપ્તશતી-૧૩૦, ગાથાસપ્તશતી-૨.૩૦]

જેનો પતિ કાર્યવશાત બહારગામ - બીજા દેશમાં ગયેલ હોય તે તેવી (= પ્રોષિતભર્તૃકા) (કહેવાય છે). જેમ કે,

શ્વાસ, આંસુ, વાણી, રસ્તે મીટ માંડવી (= વાટ જોવી) – આ (બધું) પ્રિયતમના વિરહમાં કોણે નથી કર્યું ? કોના પ્રાણ નીકળી ગયા ? હે સખી, જો આ રીતે તેનાથી હું સમજાઈશ નહિ, તો એ મુસાફર કેમ કરીને ગયો ? કલંકથી મલિન એવા મારા પ્રાણ (હવે) રહે કે જાય (શો ફેર પડે છે) ? (૭૧૬) [ ]

બીજા સ્ત્રીના વ્યાસંગને લીધે પ્રિયતમ ન આવતાં દુઃખથી સંતાપ પામેલી (નાયિકા) ખંડિતા (કહેવાય છે). જેમ કે,

નવા નખોરિયાંથી અંકિત થયેલું અંગ વસ્ત્રથી ઢાંકે છે, દંતક્ષતવાળા હોઠને હાથથી આવરે છે. (પણ) દરેક દિશામાં ફેલાતી, બીજી સ્ત્રી સાથેના સંગને કહેતી (= જાહેર કરતી), નવીન પરિમલ (નામની) સુગંધ કોનાથી છુપાવી શકાય છે ? (૭૧૭)	[શિશુપાલ-૧૧.૩૪]

ईर्ष्याकलहेन निष्क्रान्तभर्तृकत्वात्तत्संगमसुखेनान्तरिता कलहान्तरिता । यथा–

निःश्वासा वदनं दहन्ति हृदयं निर्मूलमुन्मथ्यते
निद्रा नैति न दृश्यते प्रियमुखं नक्तं दिनं रुद्यते ।
अङ्गं शोषमुपैति पादपतितः प्रेयाँस्तथोपेक्षितः
५ सख्यः कं गुणमाकलय्य दयिते मानं वयं कारिताः ॥७१८॥

[अमरु० ९२]

(३९) परिपाट्यां फलार्थे वा नवे प्रसव एव वा ।
दुःखे चैव प्रमोदे च षडेते वासकाः स्मृताः ॥
उचिते वासके स्त्रीणामृतुकालेऽपि वा बुधैः ।
१० द्वेष्याणामथवेष्टानां कर्तव्यमुपसर्पणम् ॥

[नाट्यशास्त्र २२.२०९–२१०]

इति नयेन वासके रतिसंभोगलालसतयाङ्गरागादिना सज्जा प्रगुणा वासकसज्जा । यथा–

तल्पकल्पनविधेरनन्तरं भर्तृमार्गमवलोकते मुहुः ।
१५ दर्पणे क्षणमुदीक्षते वपुर्हर्षभूषणमनिन्द्यभूषणा ॥७१९॥

[ ]

प्रियंमन्या चिरयति भर्तरि विरहोत्कठिता । यथा–

अन्यत्र व्रजतीति का खलु कथा नाप्यस्य तादृक् सुहृद्
यो मां नेच्छति नागतश्च स हहा कोऽयं विधेः प्रक्रमः ।
२० इत्यल्पेतरवकल्पनाकवलितस्वान्ता निशान्तान्तरे
बाला वृत्तविवर्तनव्यतिकरा नाप्नोति निद्रां निशि ॥७२०॥

[का.प्र.४.३३]

दूतीमुखेन स्वयं वा संकेतं कृत्वा केनापि कारणेन वञ्चिता विप्रलब्धा । यथा–

यत् संकेतगृहं प्रियेण कथितं संप्रेष्य दूतीं स्वयं
२५ तच्छून्यं सुचिरं निषेव्य सुदृशा पश्चाच्च भग्नाशया ।
स्थानोपासनसूचनाय विगलत्सान्द्राञ्जनैरश्रुभिः
भूमावक्षरमालिकेव लिखिता दीर्घं रुदत्या शनैः ॥७२१॥ [ ]

ઈર્ષ્યાથી થયેલ કલહને લીધે (બહાર) નીકળી ગયેલ પતિને લીધે સંગમસુખથી અંતરાય પામેલી (નાયિકા) તે કલહાન્તરિતા (છે).

જેમ કે,

નિઃશ્વાસો મુખને બાળે છે, હૃદય નિર્મૂળ માત્ર થાય એ રીતે વલોવાય છે, નિદ્રા આવતી નથી, પ્રિયનું મુખ જોવામાં આવતું નથી, રાતદિવસ રડવામાં આવે છે, અંગો સુકાય છે, ચરણે પડેલા પ્રિયજનને એ રીતે ઉપેક્ષિત કર્યો. હે સખીઓ, કયા ગુણની ગણતરી કરીને વહાલા વિષે અમારા થકી (અભિ)માન કરાવ્યું ? (શેણે અમે માન ધારણ કર્યું ?) (૭૧૮) [અમરુ-૯૨]

(૩૯) પૂર્વની પરિપાટી પ્રમાણે (અર્થાત્ ક્રમ પ્રમાણે), ઋતુકાળમાં (છઠ્ઠે દિવસે), અથવા નવું હોય ત્યારે પ્રસવ વખતે (અર્થાત્ પ્રસવ પછીના થોડા દિવસો પછી), દુઃખમાં કે આનંદમાં એમ છ વાસકો (= રાત્રિને ઉચિત કામોપચારો) કહેવાયા છે. સ્ત્રીઓના ઉચિત વાસકમાં અને ઋતુકાળમાં ડાહ્યા માણસોએ દ્વેષયુક્ત અથવા ઇષ્ટ સ્ત્રીઓનું ઉપસર્પણ કરવું જોઈએ.

[નાટ્યશાસ્ત્ર-૨૨.૨૦૯-૧૦]

એ ન્યાયે ઉચિત દિવસે, રતિસંભોગની લાલસાથી અંગરાગ વગેરેથી સજ્જ થયેલી ઘણા ગુણવાળી તે (થઈ) વાસકસજ્જા.

જેમ કે,

પથારી સજાવવાના વિધિ પછી વારંવાર પતિની વાટ જુએ છે. અનિંદ્ય આભૂષણવાળી તે ક્ષણભર દર્પણમાં હર્ષથી ભૂષિત (પોતાનું) શરીર જુએ છે. (૭૧૯) [ ]

(પોતાની જાતને પતિને) પ્રિય માનતી, પતિ વિલંબ કરે ત્યારે વિરહથી ઉત્કંઠિત થાય તે (વિરહોત્કંઠિતા) છે. જેમ કે,

બીજે જાય એની તો વાત જ ક્યાં ? તેને કોઈ એવો મિત્ર પણ નથી, જે મને પસંદ ન કરતો હોય (છતાં) આવ્યો નહીં. અરેરે ! વિધિનો આ કેવો પ્રક્રમ છે ? – આ રીતે અનેક કલ્પનાઓથી કોરાતા અંતરવાળી બાલા શયનગૃહમાં રાત્રે પાસાં ઘસે છે પણ ઊંઘવા પામતી નથી. (૭૨૦) [કા.પ્ર.૪.૩૩]

દૂતી દ્વારા અથવા પોતે સંકેત આપીને કોઈ પણ કારણસર (ન આવતાં) છેતરાયેલી (નાયિકા) તે વિપ્રલબ્ધા (છે).

જેમ કે,

પોતે જ દૂતીને મોકલીને પ્રિયતમે જે સંકેતસ્થાન કહ્યું હતું તેને લાંબો વખત ખાલી જોઈને પછી સુલોચનીએ હતાશાથી (પોતે) બેઠી હતી તે સૂચવવા ઘેરા કાજળભર્યાં ટપકતાં આંસુથી ખૂબ રડતી તેણે જાણે કે જમીન ઉપર ધીમેધીમે અક્ષરમાલિકા રચી દીધી. (૭૨૧) [ ]

अभिसरत्यभिसारयति वा कामार्ता कान्तमित्यभिसारिका । यथा–

उरसि निहितस्तारो हारः कृता जघने घने
कलकलवती काञ्ची पादौ रणन्मणिनूपुरौ ।
प्रियमभिसरस्येवं मुग्धे त्वमाहतडिण्डिमा
५ यदि किमपरं त्रासोद्भ्रान्ता दिशो मुहुरीक्षसे ॥७२२॥

[अमरु० ३१]

तथा–

न च मेऽवगच्छति यथा लघुतां करुणां यथा च कुरुते स मयि ।
निपुणं तथैवमभिगम्य वदेरभिदूति काचिदिति संदिदिशे ॥७२३॥

१० [शिशुपाल० ९.५६]

अन्वर्थ एवासां लक्षणमित्याहत्य लक्षणं न कृतम् ।

**१७४) अन्यत्र्यवस्था परस्त्री ॥३१॥**

परस्त्रियौ तु कन्योढे । संकेतात् पूर्वं विरहोत्कण्ठिते, पश्चाद् विदूषकादिना सहाभिसरन्त्यावभिसारिके । कुतोऽपि कारणात् सङ्केतस्थानमप्राप्ते नायके विप्रलब्धे इति त्र्यवस्थतैवानयोरिति ।

१५ नायिकानां प्रतिनायिकामाह–

**१७५) ईर्ष्याहेतुः सपत्नी प्रतिनायिका ॥३२॥**

यथा रुक्मिण्याः सत्यभामा ।

दूत्यश्च नायिकानां लोकसिद्धा एवेति नोक्ताः ।

अथ स्त्रीणामलङ्कारानाह–

२० **१७६) सत्त्वजा विंशतिः स्त्रीणामलङ्काराः ॥३३॥**

संवेदनरूपात् प्रसृतं यत्ततोऽन्यद्देहधर्मत्वेनैव स्थितं सत्त्वम् । यदाह–

(४०) 'देहात्मकं भवेत् सत्त्वम्' (नाट्यशास्त्र २४.७. (C.S.S.), २२.६ (GOS) इति । ततो जाताः सत्त्वजाः । राजसतामसशरीरेष्वसंभवात् । चाण्डालीनामपि हि रूपलावण्यसम्पदो दृश्यन्ते न तु चेष्टालङ्काराः । तासामपि वा भवन्त उत्तमतामेव सूचयन्ति । अलङ्काराः देहमात्रनिष्ठा न तु चित्तवृत्तिरूपाः। ते
२५ यौवने उद्रिक्ता दृश्यन्ते बाल्येऽनुद्भिन्ना वार्द्धके तिरोभूताः । ते यद्यपि चैते पुरुषस्यापि सन्ति तथापि योषितां त एवालङ्कारा इति तद्गतत्वेनैव वर्णिताः । पुंसस्तूत्साहवृत्तान्त एव परोऽलङ्कारः । तथा च सर्वेष्वेव नायकभेदेषु धीरत्वमेव विशेषणतयोक्तम् । तदाच्छादितास्तु शृङ्गारादयो धीरललित इत्यादौ ।

કામથી આર્ત બનેલી જે અભિસાર કરે છે કે પ્રિયતમને અભિસાર કરાવે છે, તે છે અભિસારિકા. જેમ કે,

છાતી પર ચમકતો હાર મૂક્યો ( = પહેર્યો), પુષ્ટ જઘન ઉપર કલહલ અવાજ કરતો કંદોરો (પહેર્યો), પગમાં રણકતાં મણિવાળાં ઝાંઝર (પહેર્યાં) – આ રીતે, હે મુગ્ધા, ઢોલ વગાડતી તું જો પ્રિયતમ પાસે અભિસાર કરે છે તો ગભરાઈને બીજી દિશાઓ ( = આજુબાજુ) કેમ વારંવાર જુએ છે ? (૭૨૨) [અમરુ-૩૧]

વળી,

જે રીતે ( = મારો પ્રિયતમ) મારા ઉપર દયા કરે, તથા મારી લઘુતા ન સમજે ( = ધ્યાનમાં ન લે), તે રીતે નિપુણતાથી એની પાસે જઈને કહેજે – આ પ્રમાણે કોઈક (કલહાન્તરિતા નાયિકા)એ દૂતીને સંદેશો આપ્યો. (૭૨૩) [શિશુપાલવધ-૯.૫૬]

આ (બધી નાયિકાઓ)નું લક્ષણ અર્થાનુસારી હોવાથી (જુદું) આપ્યું નથી.

**૧૭૪) છેલ્લી ત્રણ અવસ્થા પરકીયા(ની હોય છે). (૩૧)**

પરકીયા સ્ત્રી બે છે – કન્યા અને પરિણીતા. સંકેતની પહેલાં વિરહોત્કંઠિતા, પછી વિદૂષક વગેરે સાથે અભિસાર કરે છે તેથી અભિસારિકા અને કોઈપણ કારણથી સંકેતસ્થાને નાયક પ્રાપ્ત ન થતાં વિપ્રલબ્ધા એમ ત્રણ અવસ્થા જ આ બે (નાયિકાઓ)ની હોય છે.

નાયિકાની પ્રતિનાયિકા કહે છે –

**૧૭૫) ઈર્ષ્યાના કારણરૂપ સપત્ની ને પ્રતિનાયિકા છે. (૩૨)**

જેમ કે, રુક્મિણીના સત્યભામા.

નાયિકાની દૂતીઓ તો લોકસિદ્ધ હોવાથી કહેવામાં આવી નથી.

હવે સ્ત્રીઓના અલંકાર કહે છે –

**૧૭૬) સત્ત્વથી જન્મેલ વીસ અલંકારો સ્ત્રીના (કહેવાયા છે). (૩૩)**

(૪૦) 'દેહાત્મક હોય, તે છે સત્ત્વ. [નાટ્યશાસ્ત્ર ૨૪-૭ (C.S.S.), ૨૨.૬ (G.O.S.)] તેમાંથી જન્મેલ તે સાત્ત્વિક; રાજસ અને તામસ તે શરીરમાં સંભવતા નથી. ચાંડાલીને વિષે પણ રૂપ, લાવણ્ય વગેરે સંપત્તિ જોવા મળે છે પરંતુ ચેષ્ટાના અલંકાર નહીં. અથવા તેમનામાં પણ જો હોય તો (તેમની) ઉત્તમતા જ સૂચવે છે. અલંકારો દેહમાત્રને વિષે રહેલા છે, નહિ કે ચિત્તવૃત્તિરૂપે. તે ( = અલંકારો) યૌવનાવસ્થામાં ઉદ્રેક પામેલ જણાય છે. બાલ્યકાળમાં ઉદ્ભેદ પામેલ નથી હોતા તથા વાર્ધક્યમાં તિરોભૂત થયેલ હોય છે. તે (અલંકારો) જો કે પુરુષના પણ હોય છે છતાં સ્ત્રીઓને વિષે (માત્ર) તે જ અલંકારો હોય છે. તેથી તેમને ( = સ્ત્રીઓને) વિષે તે વર્ણવાયા છે. પુરુષોમાં તો ઉત્સાહકથન એ જ પરમ/શ્રેષ્ઠ અલંકાર છે અને વળી, બધા જ પ્રકારના નાયકોમાં ''ધીરત્વ'' વિશેષણ-રૂપે કહેવાયેલું છે તેનાથી ઢંકાયેલ શૃંગાર વગેરે ધીરલલિત (વગેરે)માં (છે).

अलङ्काराश्च केचन क्रियात्मकाः केचिद् गुणस्वभावाः । क्रियात्मका अपि केचन प्राग्जन्माभ्यस्तरति-भावमात्रेण सत्त्वोद्बुद्धेन देहमात्रे सति भवन्ति । तेऽङ्गजा इत्युच्यन्ते । अन्ये त्वद्यतनजन्मसमुचित-विभाववशस्फुटीभवद्रतिभावानुविद्धे देहे परिस्फुरन्ति ते स्वाभाविकाः, स्वस्माद् रतिभावाद् हृदयगोचरीभूताद् भवन्ति–इति । तथा हि कस्याश्चिन्नायिकायाः कश्चिदेव स्वभावबलाद् भवति, अन्यस्या अन्यः, कस्याश्चिद् ५ द्वौ, त्रय इत्यादि, अतोऽपि स्वाभाविकाः । भावहावहेलास्तु सर्वा एव सर्वास्वेव सत्त्वाधिकास्तू(सू)-त्तमाङ्गनासु भवन्ति । तथा शोभादयः सप्त । एवमङ्गजाः स्वाभाविकाश्च क्रियात्मानः । शोभादयस्तु गुणात्मानस्ते चायत्नजाः । यत्नाज्जाताः क्रियात्मकाः । इच्छातो यत्नस्ततो देहे क्रियेति पदार्थविदः । ततोऽन्येऽयत्नजाः ।

तान् क्रमेण लक्षयति–

१० **१७७) भावहावहेलास्त्रयोऽङ्गजा अल्पबहुभूयोविकारात्मकाः ॥३४॥**

यद्यपि–

(४१) देहात्मकं भवेत् सत्त्वं सत्त्वाद् भावः समुत्थितः ।
भावात् समुत्थितो हावो हावाद्धेला समुत्थिता ॥

[नाट्यशास्त्र २४.७ (C.S.S.)–२२.६ (GOS)]

१५ इति भरतवचनात् क्रमेणैषां हेतुभावः, तथापि परम्परया तीव्रतमसत्त्वस्याङ्गस्यैव कारणत्वादङ्गजा इत्युक्ताः । एवं च परस्परसमुत्थितत्वेऽप्यमीषामङ्गजत्वमेव । तथा हि–कुमारीशरीरे प्रौढतमकुमार्यन्तर-गतहेलावलोकने हावोद्भवो भावश्चेदुल्लासितपूर्वः, अन्यथा तु भावस्यैवोद्भवः। एवं भावेऽपि दृष्टे हावो हेला वा। यदा तु हावावस्थोद्भिन्नपूर्वा परत्र च हेला दृश्यते तदा हेलातोऽपि हेला। एवं हावाद् हावः भावाद् भाव इत्यपि वाच्यम् । एवं परकीयभावादिश्रवणात् सरसकाव्यादेरपि हेलादीनां प्रयोगो भवतीति मन्तव्यम् । २० एतदन्योन्यसमुत्थितत्वम् । तत्राङ्गस्याल्पो विकारोऽन्तर्गतवासनात्मतया वर्तमानं रत्याख्यं भावं भावयन् सूचयन् भावः । यथा–

दृष्टिः सालसतां बिभर्ति न शिशुक्रीडासु बद्धादरा
श्रोत्रं प्रेषयति प्रवर्तितसखीसंभोगवार्तास्वपि ।
पुंसामङ्कमपेतशङ्कमधुना नारोहति प्राग् यथा
२५ बाला नूतनयौवनव्यतिकरावष्टभ्यमाना शनैः ॥७२४॥

[ ]

કેટલાક અલંકારો ક્રિયાત્મક છે. તો કેટલાક ગુણરૂપ. ક્રિયારૂપ પણ કેટલાક પૂર્વજન્મમાં અભ્યસ્ત રતિભાવમાત્રથી સત્ત્વનો ઉદ્બોધ થતાં દેહમાત્ર હોતાં હોય છે, તે "અંગજ" આંગિક–કહેવાય છે. બીજા તો આ જન્મમાં ઉચિત વિભાવ વડે સ્ફુટ થયેલ રતિભાવથી યુક્ત દેહમાં સ્ફુરે છે તે સ્વાભાવિક (અલંકારો) છે. હૃદયનો વિષય બનતા પોતાના રતિભાવથી (તે) સંભવે છે.

વળી, કોઈક નાયિકાના સ્વભાવને લીધે કોઈક (અલંકાર) જ થાય છે, બીજીને બીજો, કોઈકને બે, ત્રણ વગેરે; તેથી પણ સ્વાભાવિક (કહેવાય છે). ભાવ, હાવ, હેલા વગેરે બધા તો બધી સત્ત્વાધિક્યવાળી ઉત્તમ સ્ત્રીઓમાં થાય છે. શોભા વગેરે ગુણરૂપ સાત છે.

આ રીતે અંગભૂત અને સ્વાભાવિક (એમ વિવિધ અલંકારો) ક્રિયાત્મક છે. શોભા વગેરે તો ગુણાત્મક છે અને તે પ્રયત્નથી જન્મેલ નથી. યત્નથી જન્મેલ તે ક્રિયાત્મક. ઇચ્છાથી પ્રયત્ન અને પછી દેહને વિષે ક્રિયા (થાય છે) એમ પદાર્થવિદો* કહે છે. તેનાથી ભિન્ન (= ગુણાત્મક) અલંકારો યત્નથી જન્મેલ નથી.

તેમને ક્રમપૂર્વક લક્ષિત કરે છે.

**૧૭૭) ભાવ, હાવ, હેલા એ ત્રણ અંગભૂત (અલંકારો) (અનુક્રમે) અલ્પ, બહુ અને વારંવાર (થતા) વિકારરૂપ છે. (૩૪)**

જેમ કે,

(૪૧) દેહાત્મક હોય તે સત્ત્વ. સત્ત્વમાંથી ભાવ ઉદ્ભવે છે, ભાવમાંથી હાવ ઉદ્ભવે છે અને હાવમાંથી હેલા ઉદ્ભવે છે. [નાટ્યશાસ્ત્ર ૨૪.૭ (C.S.S.)-૨૨.૬ (G.O.S.)]

એ ભરતના વચન દ્વારા ક્રમશઃ તેમનામાં કારણભાવ રહેલ છે. તો પણ પરંપરાથી સૌથી તીવ્ર સત્ત્વમાં અંગની હેતુરૂપતા હોઈને તે "અંગજ" એમ કહેવાયેલ છે અને વળી, પરસ્પર દ્વારા ઉદ્ભવતો હોવાથી પણ આમનું અંગભૂતત્વ (જણાય) છે જ. જેમ કે, કુમારીના શરીરમાં સૌથી મોટી કુમારીમાં રહેલ હેલાના અવલોકનમાં "હાવ"નો ઉદ્ભવ (નામે) ભાવ જો પહેલાં ઉલ્લસિત થયો હોય તો (હેલા–હાવ–જન્ય) "ભાવ" (કહેવાય), નહિ તો ભાવનો જ ઉદ્ભવ (ભાવ કહેવાય). આ રીતે, ભાવ જણાતાં "હાવ" અથવા "હેલા" (તજ્જન્ય બને) પણ જો હાવની અવસ્થા પહેલાં ખીલી હોય અને પછી હેલા જણાય તો હેલામાંથી પણ હેલા (સંભવે). આમ, હાવમાંથી હાવ (અને) ભાવમાંથી ભાવ એમ (પણ) કહી શકાય. આમ બીજાના ભાવ વગેરેના શ્રવણથી સ–રસ કાવ્યાદિમાં પણ હેલા વગેરેનો પ્રયોગ થાય છે તેમ માનવું. આ થયું અન્યોન્યમાંથી ઉત્પન્ન થવું તે. તેમાં અંગનો અલ્પ વિકાર (તે) અંતર્ગત વાસનાત્મક હોવાથી રતિ નામે ભાવનું ભાવન–સૂચન કરાવાને કારણે ભાવ (કહેવાય છે) – જેમ કે,

બાળક્રીડામાં જેનો આદર નથી તેવી દૃષ્ટિ સ–અલસ બને છે. સંભોગની વાતોમાં પણ (આડું) ફરી ગયેલી સખી વિષે કાન સેરવે છે. પહેલાંની માફક નિઃશંક (બનીને) પુરુષના ખોળામાં ચડી બેસતી નથી. બાળા નવયૌવનના મિલનથી ધીમેધીમે જકડાયેલી (જણાય) છે. (૭૨૪) [ ]

* પ્રો. આઠવલેસાહેબ પદાર્થવિદ્ એટલે "Psychologists", (પૃ. ૨૪૯, કા.શા.વૉ.૨ આ.૧૯૩૮ ઈ.સ., મુંબઈ) એમ સમજાવે છે.

बहुविकारात्मा भ्रूतारकचिबुकग्रीवादेर्धर्मः स्वचित्तवृत्तिं परत्र जुह्वतीं ददतीं कुमारीं हावयतीति हावः । सा चाद्यापि स्वयं रतेः प्रबोधं न मन्यते केवलं तत्संस्कारबलतस्तथाविकारान् करोति यैर्दृष्टा तथा कल्पयति । यथा–

स्मितं किञ्चिन्मुग्धं तरलमधुरो दृष्टिविभवः
५ परिस्पन्दो वाचामभिनवविलासोक्तिसरसः ।
गतीनामारम्भः किसलयितलीलापरिकरः
स्पृशन्त्यास्तारुण्यं किमिव हि न रम्यं मृगदृशः ॥७२५॥

[सुभाषितावलौ (श्लो. २२३६)]

यदा तु रतिवासनाप्रबोधात्तां प्रबुद्धां रतिमभिमन्यते केवलं समुचितविभावोपग्रहविरहान्निर्विषयतया
१० स्फुटीभावं न प्रतिपद्यते तदा तज्जनितबहुतराङ्गविकारात्मा हेला, हावस्य सम्बन्धिनी क्रिया प्रसरत्ता वेगवाहित्वमित्यर्थः, वेगेन हि गच्छन् हेलतीत्युच्यते लोके इति । एवं चोद्भिद्योद्भिद्य विश्राम्यन् हावः । स एव प्रसरणैकस्वभावो हेलेति । यथा–

'कुरङ्गीवाङ्गानि' (पृ. २६४) ॥७२६॥ इति ।

अत्र ह्यन्तर्गतरतिप्रबोधमात्रमुक्तं न त्वभिलाषशृङ्गार इति मन्तव्यम् । तदेतद्ब्राह्मणस्योपनयनमिव
१५ भविष्यत्पुरुषार्थसद्मपीठबन्धत्वेन योषितामामनन्ति ।

**१७८) लीलादयो दश स्वाभाविकाः ॥३५॥**

विशिष्टविभावलाभे रतौ सविषयत्वेन (? सविशेषत्वेन) स्फुटीभूतायां तदुपबृंहणकृता देहविकारा लीलाविलासविच्छित्तिबिब्बोकविभ्रमकिलिकिञ्चितमोट्टायितकुट्टमितललितविहृतनामानः । एते च प्राप्तसंभोगत्वेऽप्राप्तसंभोगत्वे च भवन्ति । शोभादयश्च सप्त वक्ष्यमाणाः प्राप्तसंभोगतायामेव ।

२० लीलादींल्लक्षयति–

**१७९) वाग्वेषचेष्टितैः प्रियस्यानुकृतिर्लीला ॥३६॥**

प्रियगतानां वाग्वेषचेष्टानां प्रियबहुमानातिशयेन न तूद्भट्टकरूपेणात्मनि योजनमनुकृतिर्लीला । यथा–

जं जं करेसि जं जं च जंपसे जह तुमं निअंसेसि ।
२५ तं तमणुसिक्खिरीए दिअहो दिअहो न संवडइ ॥७२७॥

[सप्तशती ३७८; गाथासप्तशती ४.७८]

ભ્રમર, દાઢી, ડોક વગેરેનો અનેક વિકારરૂપ ધર્મ પોતાની ચિત્તવૃત્તિને અન્યત્ર હોમતી અર્થાત્ આપતી કુમારીને નિમંત્રે છે (તે થયો) હાવ. તે આજ પણ (= હજી પણ) રતિના પ્રબોધને માનતી નથી, કેવળ તેના સંસ્કારના બળથી તે પ્રકારના વિકારો કરે છે, જેમનાથી જોવાઈ તે રીતે કરે છે. જેમ કે,

કંઈક મધુરું સ્મિત, ચંચળ અને મધુર દૃષ્ટિનો વૈભવ, નવનવીન વિલાસોક્તિથી રસયુક્ત એવો વાણીનો પરિસ્પંદ. લીલાઓનો પરિમલ જેમાં કલિકારૂપ થાય છે તેવો ગમનનો આરંભ - તારુણ્યને સ્પર્શતી (એ) મૃગનયનીનું શું રમણીય નથી ? (૭૨૫)                                                    [સુભાષિતાવલિ-શ્લોક ૨૨૩૬]

જ્યારે રતિની વાસનાના પ્રબોધથી તે પ્રબુદ્ધ રતિનું અભિમાન કરાય છે (અને) યોગ્ય વિભાવના ગ્રહણના વિરહમાં નિર્વિષય બનીને સ્ફુટત્વને પ્રાપ્ત કરતી નથી, ત્યારે ત્યારે તે (= રતિ)માંથી જન્મેલ ઘણા અંગવિકારરૂપ (તે) હેલા, (જે) હાવની સાથે સંબંધ ક્રિયા (રૂપ છે) (એટલે કે તેનો) પ્રસાર (અથવા) વેગેથી વહેવું (એ રૂપ છે) એવો અર્થ છે. વેગથી જનારને લોકમાં ''હેલે છે'' (હેલે ચડ્યો છે) એમ કહેવાય છે. આમ ખૂલી ખૂલીને વિશ્રામ લેતો (ભાવ) (તે) ''હાવ'' છે. તે પ્રસરણમાત્રના સ્વભાવવાળો ''હેલા'' (કહેવાય) છે -

જેમ કે, -

कुरङ्गीवाङ्गानि... (પૃ. ૨૬૫) (૭૨૬)

અહીં હૃદયમાં રહેલ રતિનો પ્રબોધમાત્ર કહેવાયેલ છે, અભિલાષ-શૃંગાર નહીં, તેમ માનવું જોઈએ. તે આ (વિગત) બ્રાહ્મણના ઉપનયનની જેમ ભવિષ્યના પુરુષાર્થગૃહની પીઠિકાની માફક યુવતીઓ વિષે (આચાર્યો) કહે છે.

**૧૭૮) લીલા વગેરે દસ સ્વાભાવિક (અલંકારો છે). (૩૫)**

વિશિષ્ટ વિભાવો પ્રાપ્ત થતાં, રતિ સવિશેષરૂપે સ્ફુટ થતાં, તેના સમર્થનથી થતા દેહવિકારો - લીલા, વિલાસ, વિચ્છિત્તિ, બિબ્બોક, વિભ્રમ, કિલિકિંચિત, મોટ્ટાયિત, કુટ્ટમિત, લલિત, વિહ્યત (એવા) નામના છે. તે (વિકારો) સંભોગ પ્રાપ્ત થાય કે ન થાય ત્યારે (પણ) થાય છે. શોભા વગેરે સાત જે (આગળ) કહેવાશે, તે સંભોગ-પ્રાપ્તિમાં જ (થાય છે).

લીલા વગેરેને લક્ષિત કહે છે -

**૧૭૯) વાણી, વેષ, ચેષ્ટા વગેરે દ્વારા પ્રિયનું અનુકરણ તે લીલા (છે). (૩૬)**

પ્રિયનાં વાણી-વેષ-ચેષ્ટાને, પ્રિય પ્રત્યેના અતિશય માનથી, નહીં કે ઠેકડી માટે, પોતાને વિષે યોજવાં અર્થાત્ (તે રૂપ) અનુકરણ, તે છે લીલા. જેમ કે,

જે જે કરે છે, જે જે બોલે છે, જે રીતે તું રહે છે, તે તે શીખવાના શીલવાળીનો દહાડો દહાડો રહેતો નથી. (૭૨૭)                                                    [સપ્તશતી - ૩૭૮, ગાથાસપ્તશતી - ૪.૭૮]

**१८०) स्थानादीनां वैशिष्ट्यं विलासः ॥३७॥**

स्थानमूर्ध्वता । आदिशब्दादुपवेशनगमनहस्तभ्रूनेत्रकर्मपरिग्रहः । तेषां वैशिष्ट्यं विलासः । यथा–

अत्रान्तरे किमपि वाग्विभवातिवृत्तं
वैचित्र्यमुल्लसितविभ्रममायताक्ष्याः।
५ तद्भूरिसात्त्विकविकारविशेषरम्य–
माचार्यकं विजयि मान्मथमाविरासीत् ॥७२८॥

[मालतीमाधव १.२९]

**१८१) गर्वादल्पाकल्पन्यासः शोभाकृद् विच्छित्तिः ॥३८॥**

सौभाग्यगर्वादनादरेण कृतो माल्याच्छादनभूषणविलेपनरूपस्याल्पस्याकल्पस्य न्यासः सौभाग्यमहिम्ना
१० शोभाहेतुर्विच्छित्तिः । यथा–

सिहिपिच्छकण्णऊरा जाया वाहस्स गव्विरी भमइ ।
मुत्ताहलरइअपसाहणाण मज्झे सवत्तीणं ॥७२९॥

[सप्तशती १७३; गाथासप्तशती २.७३]

**१८२) इष्टेऽप्यवज्ञा बिब्बोकः ॥३९॥**

१५ सौभाग्यगर्वादिष्टेऽपि वस्तुन्यनादरो बिब्बोकः यथा–

निर्विभुज्य दशनच्छदं ततो वाचि भर्तुरवधीरणापरा ।
शैलराजतनया समीपगामाललाप विजयामहेतुकम् ॥७३०॥

[कुमार० ८.४९]

**१८३) वागङ्गभूषणानां व्यत्यासो विभ्रमः ॥४०॥**

२० सौभाग्यगर्वाद् वचनादीनामन्यथा निवेशो व्यत्यासो विभ्रमः । वचनेऽन्यथा वक्तव्येऽन्यथा भाषणम् ।
हस्तेनादातव्ये पादेनादानम् । रशनायाः कण्ठे न्यासः । यथा–

चकार काचित् सितचन्दनाङ्के
काञ्चीकलापं स्तनभारपृष्ठे
प्रियं प्रति प्रेषितचित्तवृत्ति–
२५ र्नितम्बबिम्बे च बबन्ध हारम् ॥७३१॥

[स.कं. ५/१५५]

**૧૮૦) સ્થાન વગેરેની વિશિષ્ટતા, તે છે વિલાસ. (૩૭)**

સ્થાન એટલે ઊંચાઈ. આદિ શબ્દ વડે (નજીક) બેસવું, જવું, હાથ, ભમર-નેત્ર વગેરેની ક્રિયાનું ગ્રહણ (થાય છે). તેમની વિશિષ્ટતા, તે છે વિલાસ. જેમ કે,

આ પછી કામદેવનું વિજયી (એવું) ઉપદેશકર્મ (= આચાર્યનું કામ) આવિર્ભાવ પામ્યું જે વાણીના પ્રપંચથી કેવું અતિશયિત શોભાવાળું છે, જેમાં દીર્ઘાક્ષીનો ભાવભેદ પ્રગટ્યો છે, જેમાં સાત્ત્વિક વિકાર ઘણો હોવાથી જે રમ્ય છે. (૭૨૮) [માલતીમાધવ-૧.૨૯]

**૧૮૧) ગર્વને લીધે થોડા સુશોભનનો વિનિયોગ શોભા કરનાર હોવાથી વિચ્છિત્તિ (કહેવાય છે). (૩૮)**

સૌભાગ્યના ગર્વને લીધે અનાદર વડે કરાયેલ માળા, વસ્ત્ર, અલંકાર, વિલેપનરૂપ અલ્પ સુશોભનનો વિનિયોગ, સૌભાગ્યના મહિમાથી શોભાના હેતુરૂપ હોઈ વિચ્છિત્તિ (કહેવાય છે). જેમ કે,

મોરના પીંછાના કર્ણફૂલવાળી શિકારીની ગર્વિષ્ઠ પત્ની મોતીથી સુશોભન રચેલી સપત્નીઓની વચ્ચે ફરે છે. (૭૨૯) [સપ્તસતી-૧૦૩, ગાથાસપ્તશતી-૨.૭૩]

**૧૮૨) ઈષ્ટ તરફ પણ તિરસ્કાર, તે છે બિબ્બોક. (૩૯)**

સૌભાગ્યના ગર્વને લીધે ઈષ્ટ વસ્તુને વિષે પણ અનાદર (કરવામાં આવે), તે છે બિબ્બોક. જેમ કે,

હોઠને વક્ર કરીને પતિની વાણી વિષે તિરસ્કાર સેવતી પાર્વતીએ નજીક રહેલી (સખી) વિજયાને હેતુ વગર (જ કંઈક) કહ્યું. (૭૩૦) [કુમાર.-૮.૪૯]

**૧૮૩) વાણી તથા અંગનાં આભૂષણોને ખોટી રીતે મુકાય છે તે છે વિભ્રમ. (૪૦)**

સૌભાગ્યના ગર્વને લીધે, વચન વગેરેને ખોટી રીતે મૂકવારૂપ વ્યત્યાસ, તે છે વિભ્રમ. વચનમાં જુદું કહેવાનું હોય ત્યારે જુદું જ કહેવું (તે રીતનો વ્યત્યાસ છે). હાથ વડે લેવાનું હોય ત્યારે પગ વડે લેવું (તે અંગ વ્યત્યય). કંદોરાને કંઠમાં પહેરવો – જેમ કે,

જેણે પ્રિયને વિષે ચિત્ત મોકલ્યું છે તેવી કોઈક (નાયિકાએ) શ્વેત ચંદનથી અંકિત સ્તનભાર ઉપર કંદોરાને રાખ્યો અને નિતંબ ઉપર હાર બાંધ્યો. (૭૩૧) [સ.કં.પ.૧૫૫]

**१८४) स्मितहसितरुदितभयरोषगर्वदुःखश्रमाभिलाषसङ्करः किलिकिञ्चितम् ॥४१॥**

सौभाग्यगर्वात् स्मितादीनां सङ्करः किलिकिञ्चितम् । यथा–

रतिक्रीडाद्यूते कथमपि समासाद्य समयं
मया लब्धे तस्याः क्वणितकलकण्ठार्धमधरे ।
५ कृतभ्रूभङ्गासौ प्रकटितविलक्षार्धरुदित–
स्मितक्रुद्धोद्भ्रान्तं पुनरपि विदध्यान्मयि मुखम् ॥७३२॥

[धनिकस्य, दशरूपकावलोके (प्र. २, सू. ३९)]

**१८५) प्रियकथादौ तद्भावभावनोत्था चेष्टा मोट्टायितम् ॥४२॥**

प्रियस्य कथायां दर्शने वा तद्भावभावनं तन्मयत्वम् । ततो योद्भूता चेष्टा लीलादिका सा
१० मदनाङ्गपर्यन्ताङ्गमोटनान्मोट्टायितम् । यथा–

स्मरदवथुनिमित्तं गूढमन्वेतुमस्याः
सुभग तव कथायां प्रस्तुतायां सखीभिः ।
हरति विनतपृष्ठोदग्रपीनस्तनाग्रा
नतवलयितबाहुर्जृम्भितैः साङ्गभङ्गैः ॥७३३॥

१५ [धनिकस्य, दशरूपकावलोके (प्र. २, सू. ४०)]

**१८६) अधरादिग्रहाद् दुःखेऽपि हर्षः कुट्ट (? ट्ट)मितम् ॥४३॥**

अधरस्तनकेशादीनां ग्रहणात् । प्रियतमेनेति शेषः । दुःखेऽपि हर्षः कुट्ट(? ट्ट)मितम् । यथा–

ईषन्मीलितलोललोचनयुगं व्यावर्तितभ्रूलतं
संदष्टाधरवेदनाप्रलपितं मा मेति मन्दाक्षरम् ।
२० तन्वङ्ग्याः सुरतावसानसमये दृष्टं मया यन्मुखम्
स्वेदार्द्रीकृतपाण्डुगण्डपुलकं तत् केन विस्मार्यते ॥७३४॥ [ ]

**१८७) मसृणोऽङ्गन्यासो ललितम् ॥४४॥**

अङ्गानां हस्तपादभ्रूनेत्राधरादीनां मसृणः सुकुमारो विन्यासो ललितम् । यथा–

सभ्रूभङ्गं करकिसलयावर्तनैरालपन्ती
२५ सा पश्यन्ती ललितललितं लोचनस्याञ्चलेन ।
विन्यस्यन्ती चरणकमले लीलया स्वैरपा(या ?)तै–
र्निःसंगीतं प्रथमवयसा नर्तिता पङ्कजाक्षी ॥७३५॥

[धनिकस्य, दशरूपकावलोके प्र. २, सू. ४१]

**૧૮૪) સ્મિત, હાસ્ય, રુદન, ભય, રોષ, ગર્વ, દુઃખ, થાક, અભિલાષ વગેરેનો સંકર અર્થાત્ એકસાથે થાય તે (= મિશ્રણ) કિલિકિંચિત છે. (૪૧)**

સૌભાગ્યના ગર્વથી સ્મિત વગેરેનો સંકર (= મિશ્રણ) તે છે કિલિકિંચિત. જેમ કે,

રતિક્રીડાના દ્યૂતમાં ગમે તેમ કરીને, શરત પાળીને મેં જ્યારે (તેનો) અધર જીતી લીધો, જેણે ભ્રૂભંગ કર્યો છે તથા કલકલ (= મીઠા` કંઠથી અર્ધસ્ફુટ અવાજ કરતી તેવી તેણે પ્રકટિત થયેલા વિશિષ્ટ લક્ષણવાળા થોડા રુદિત, સ્મિત તથા ક્રોધથી ભ્રાન્ત મુખને ફરી મારા તરફ ફેરવ્યું. (૭૩૨)

[ધનિકનું (પદ્ય), દશરૂપક ઉપરના અવલોકમાં, પ્ર.૨, સૂ. ૩૯]

**૧૮૫) પ્રિયની કથા વગેરેમાં તેના ભાવની ભાવનાથી થતી ચેષ્ટા, તે છે મોટ્ટાયિત. (૪૨)**

પ્રિયની કથામાં કે દર્શનમાં તેના ભાવની ભાવના એટલે કે તન્મયતા. તેમાંથી જે લીલા વગેરે ચેષ્ટા ઉદ્ભવે છે તે મદનાંગ (= યોનિ) સુધીનાં અંગોને ચોળવા (= કચડવા) (રૂપ ક્રિયા) તે મોટ્ટાયિત (કહેવાય છે). જેમ કે,

આની કામપીડાનું ગૂઢ નિમિત્ત શોધવા હે સુભગ, સખીઓ વડે જ્યારે તારી વાત માંડવામાં આવી ત્યારે પીઠને વાંકી વાળીને પુષ્ટ સ્તનોના ઊંચા ઉઠાવેલા અગ્રભાગવાળી તે (નાયિકા) હાથ ફેલાવીને, અંગભંગ સાથે આળસ મરડે છે. (૭૩૩)                [દશરૂપક ઉપરના અવલોકમાં, પ્ર. ૨. સૂ. ૪૦ ધનિકનું (પદ્ય)]

**૧૮૬) અધર વગેરેના ગ્રહણથી દુઃખમાં પણ હર્ષ (થાય) છે તે છે કુટ્ટમિત. (૪૩)**

અધર, સ્તન, કેશ વગેરેના ગ્રહણથી, પ્રિયતમ દ્વારા – એમ અધ્યાહૃત છે – દુ:ખમાં પણ હર્ષ (જન્મે) છે, તે છે કુટ્ટમિત. જેમ કે,

સુરતક્રીડા પૂરી થવાને સમયે તન્વંગીનું મુખ કે જેમાં ચંચળ લોચનયુગલ સહેજ બિડાયેલું છે, જેમાં ભ્રૂલતા ફેરવવામાં (= નચાવવામાં) આવી છે, અધરોષ્ઠ કરડાવાથી (થતી) વેદનાથી ''નહિ નહિ'' એમ ધીમા સ્વરે સિસકારાવાળું છે (અને) જે પરસેવાથી ભીંજાયેલા ફિક્કા ગાલવાળું છે તે જે મારાથી જોવાયું તે કોનાથી ભુલાય ? (૭૩૪)                [          ]

**૧૮૭) કોમળ અંગવિન્યાસ તે લલિત (નામે અલંકાર) છે. (૪૪)**

હાથ, પગ, ભ્રમર, આંખ, અધરોષ્ઠ વગેરે અંગોનો કોમળ સુકુમાર એવો વિન્યાસ (= કોમળ નિક્ષેપ) તે છે લલિત. જેમ કે,

હાથ રૂપી કૂંપળના ચલન (અને) ભ્રૂભંગ સાથે આલાપતી, લોચનના છેડેથી મીઠું મીઠું જોતી, સ્વૈરગમનમાં લીલાથી બે ચરણકમળ માંડતી (તે) કમલાક્ષીને સંગીત વગર જ, નવયૌવન વડે, નચાવવામાં આવી. (૭૩૫)                [દશરૂપક ઉપરના અવલોકમાં (પ્ર. ૨. સૂ. ૪૧(ધનિકનું (પદ્ય)]

**१८८) कर्तव्यवशादायाते एव हस्तादिकर्मणि यद् वैचित्र्यं स विलासः ॥४५॥**

यत्र तु बाह्यव्यापारयोग एव न कश्चिदस्ति नादातव्यबुद्धिरथ च सुकुमारकरादिव्यापारणं तल्ललितम् । अन्ये तु (४२) 'लड विलासे' इति पाठं प्रमाणयन्तो विलासमेव सातिशयं ललितसंज्ञमाहुः [ ] ।

**१८९) व्याजादेः प्राप्तकालस्याप्यवचनं विहृतम् ॥४६॥**

५ व्याजो मौग्ध्यादिप्रख्यापनाशयः । आदिग्रहणान्मौग्ध्यलज्जादिपरिग्रहः । ततो भाषणावसरेऽप्यभाषणं विहृतम् । यथा–

पत्युः शिरश्चन्द्रकलामनेन स्पृशेति सख्या परिहासपूर्वम् ।
सा रञ्जयित्वा चरणौ कृताशीर्माल्येन तां निर्वचनं जघान ॥७३६॥

[कुमार० ७.१९]

१० केचित् (४३) बाल्यकुमारयौवनसाधारणविहारविशेषं क्रीडितम्, क्रीडितमेव च प्रियतमविषयं केलिं चालङ्कारौ आहुः (सरस्वतीकण्ठाभरण ५.१६७ कारिकावृत्ति, पृ. ५१९) । यथा–

मन्दाकिनीसैकतवेदिकाभिः सा कन्दुकैः कृत्रिमपुत्रकैश्च ।
रेमे मुहुर्मध्यगता सखीनां क्रीडारसं निर्विशतीव बाल्ये ॥७३७॥

[कुमार० १.२९]

१५ व्यपोहितुं लोचनतो मुखानिलैरपारयन्तं किल पुष्पजं रजः ।
पयोधरेणोरसि काचिदुन्मनाः प्रियं जघानोन्नतपीवरस्तनी ॥७३८॥

[किरात० ८.१९]

**१९०) शोभादयः सप्तायत्नजाः ॥४७॥**

शोभाकान्तिदीप्तिमाधुर्यधैर्यौदार्यप्रागल्भ्यनामानः सप्तालङ्कारा अयत्नजाः ।

२० क्रमेण लक्षयति–

**१९१) रूपयौवनलावण्यैः पुंभोगोपबृंहितैर्मन्दमध्यतीव्राङ्गच्छाया शोभा कान्तिर्दीप्तिश्च ॥४८॥**

तान्येव रूपादीनि पुरुषेणोपभुज्यमानानि च्छायान्तरं श्रयन्तीति सा च्छाया मन्दमध्यतीव्रत्वं क्रमेण संभोगपरिशीलनादाश्रयन्ती शोभा कान्तिर्दीप्तिश्च भवति । शोभा यथा–

करकिसलयं धूत्वा धूत्वा विमार्गति वाससी
२५ क्षिपति सुमनोमालाशेषं प्रदीपशिखां प्रति ।
स्थगयति मुहुर्पत्युर्नेत्रे विहस्य समाकुला
सुरतविरतौ रम्या तन्वी मुहुर्मुहुरीक्षितुः ॥७३९॥ [अमरु० ९०]

**૧૮૮) કર્તવ્યના અનુસંધાનમાં આવી પડેલા હાથ વગેરેના કાર્યમાં જ જે શોભા (જણાય), તે છે વિલાસ. (૪૫)**

જ્યાં કોઈ બાહ્ય ક્રિયાનો યોગ જ ન હોય તથા તેને લાવવાની ઇચ્છા પણ ન હોય તેવો કોમળ એવો હાથ વગેરેનો ક્રિયા વ્યાપાર તે છે લલિત. બીજા તો (૪૨) 'लड विलासे' (= √लड्, શોભા પામવી. - આ ધાતુ 'ललित' અને 'विलास' બંનેમાં એકસરખો રહેલો હોવાથી એવો પાઠ પ્રમાણિત કરતા વિલાસને જ 'અતિશયતા યુક્ત લલિત' માને છે.)

**૧૮૯) વ્યાજ (= બહાનું કાઢીને) વગેરેને લીધે, યોગ્ય સમય હોવા છતાં પણ ન કહેવું તે છે વિહૃત. (૪૬)**

વ્યાજ એટલે મુગ્ધતા વગેરે કહેવાના આશયરૂપ. આદિ શબ્દના ગ્રહણથી મુગ્ધતા, લજ્જા વગેરેનું ગ્રહણ થાય છે. તેનાથી કહેવાને સમયે પણ ન કહેવું, તે છે વિહૃત. જેમ કે,

ચરણોને રંગીને, ''પતિના મસ્તક પરની ચંદ્રકલાને આનાથી સ્પર્શ કરજે'' એમ મશ્કરીથી સખી વડે આશિષ અપાઈ ત્યારે, (પાર્વતીએ) તેને (= પગ રંગીને આશીર્વાદ આપતી સખીને) બોલ્યા વગર (ફૂલની) માળાથી ફટકારી. (૭૩૬) [કુમાર૦-૭.૧૯]

કેટલાક (૪૩) બાલ્ય, કુમાર અને યૌવન અવસ્થામાં સાધારણ એવા ખાસ વિહારને ક્રીડિત કહે છે, અને ક્રીડિત તથા પ્રિયતમ વિષેની કેલિ (= કુમળી રમત) - (એ) બંનેને અલંકારો કહે છે.

[સરસ્વતી કંઠાભરણ-૫.૧૩, ઉપરની વૃત્તિ, પૃ. ૫૧૯)]

જેમ કે,

બાળપણમાં રમતનો આનંદ માણતી હોય તેમ, સખીઓની વચ્ચે રહેલી તે (= પાર્વતી) મંદાકિની (નદી)ની રેતીમાં ઢગલીઓ બનાવીને, (રેતીના) દડા અને બનાવટી ઢીંગલીઓ (= પૂતળીઓ)થી વારંવાર રમી. (૭૩૭) [કુમાર૦-૧.૨૯]

કોઈ ઉન્નત અને પુષ્ટ સ્તનવાળીએ પુષ્પનું પરાગ આંખમાંથી ફૂંક મારીને દૂર કરવામાં નિષ્ફળ એવા પ્રિયને (પોતાના) નારાજ થઈને પયોધરથી છાતીમાં માર્યું. (૭૩૮) [કિરાત૦-૮.૧૯]

**૧૯૦) શોભા વગેરે સાત (અલંકારો) પ્રયત્ન વિના થતા (અલંકારો છે). (૪૭)**

શોભા, કાન્તિ, દીપ્તિ, માધુર્ય, ધૈર્ય, ઔદાર્ય અને પ્રાગલ્ભ્ય નામે સાત અલંકારો યત્ન વિના જન્મે છે.

ક્રમપૂર્વક (તેને) લક્ષિત કરે છે -

**૧૯૧) પુરુષપણાના ઉપભોગથી આણવામાં આવતા (= પ્રેરાતા, પુષ્ટ કરાતા) રૂપ, યૌવન અને લાવણ્યથી થતી મંદ, મધ્યમ અને તીવ્ર એવી અંગછાયા (= શરીરની શોભા) જ (અનુક્રમે) શોભા, કાન્તિ અને દીપ્તિ (નામે અલંકારો) છે. (૪૮)**

એનાં એ જ રૂપ વગેરે, પુરુષ વડે ઉપભોગ કરાતાં, જુદી જ શોભા ધારણ કરે છે. તે શોભા સંભોગના સેવનથી મંદત્વ, મધ્યત્વ અને તીવ્રત્વનો આશરો લેતી, અનુક્રમે શોભા, કાન્તિ અને દીપ્તિ બને છે.

શોભા - જેમ કે,

કરપલ્લવને હલાવી હલાવીને બે વસ્ત્રો શોધે છે. ફૂલની માળાનો શેષભાગ દીવાની જ્યોત તરફ ફેંકે છે. હસીને આકુળ (એવી તે નાયિકા) વારંવાર પતિનાં નયનો દાબી દે છે. ફરીફરી જોનારને માટે સુરત (ક્રીડા) પૂર્ણ થયા પછી, કોમલાંગી રમણીય (જણાય) છે. (૭૩૯) [અમરુ૦-૯૦]

कान्तिर्यथा–

उत्तिष्ठन्त्या रतान्ते भरमुरगपतौ पाणिनैकेन कृत्वा
धृत्वा चान्येन वासो विगलितकबरीभारमंसं वहन्त्याः ।
भूयस्तत्कालकान्तिद्विगुणितसुरतप्रीतिना शौरिणा वः
५ शय्यामालिङ्ग्य नीतं वपुरलसलसद्बाहु लक्ष्म्याः पुनातु ॥७४०॥

[वेणी० १.३]

दीप्तिर्यथा–

आलोलामलकावलीं विलुलितां बिभ्रच्चलत्कुण्डलं
किञ्चिन्मृष्टविशेषकं तनुतरैः स्वेदाम्बुनः शीकरैः ।
१० तन्व्या यत् सुरतान्तकान्तनयनं वक्त्रं रतिव्यत्यये
तत्त्वां पातु चिराय किं हरिहरस्कन्दादिभिर्दैवतैः ॥७४१॥

[अमरु० ३]

## १९२) चेष्टामसृणत्वं माधुर्यम् ॥४९॥

ललितेषु व्रीडादिषु यथा मसृणत्वं चेष्टायास्तथा दीप्तेष्वपि क्रोधादिषु यत्तन्माधुर्यम् । यथा–

१५ कृतो दूरादेव स्मितमधुरमभ्युद्गमविधिः
शिरस्याज्ञा न्यस्ता प्रतिवचनमत्या नतिमति ।
न दृष्टेः शैथिल्यं मिलत इति चेतो दहति मे
निगूढान्तःकोपा कठिनहृदये संवृतिरियम् ॥७४२॥

[अमरु० १४]

## २० १९३) अचापलाविकत्थनत्वे धैर्यम् ॥५०॥

चापलानुपहतत्वमात्मगुणानाख्यानं च धैर्यम् । यथा–

ज्वलतु गगने रात्रौ रात्रावखण्डकलः शशी
दहतु मदनः किं वा मृत्योः परेण विधास्यति ।
मम तु दयितः श्लाघ्यस्तातो जनन्यमलान्वया
२५ कुलमममलिनं न त्वेवायं जनो न च जीवितम् ॥७४३॥

[मालतीमाधव २.२]

કાન્તિ - જેમ કે,

રતિકાર્ય પૂર્ણ થયા પછી ઊઠતી, ઉરગપતિ (શેષનાગ) વિષે એક હાથનો ભાર મૂકીને (= ટેકો કરીને) હાથે વસ્ત્ર (સંકોરતી), અને જેના પરથી અંબોડાનો ભાર દૂર થયો છે તેવો ખભો ધરતી, વારંવાર તે સમયની કાન્તિથી જેની સુરતપ્રીતિ બેવડી થઈ છે તેવા વિષ્ણુ વડે જેનું શરીર ભેટીને શય્યા વિષે ખેંચાયું છે તેવી, અલસ-લસદ્ આળસથી શોભતા હાથવાળું લક્ષ્મીનું શરીર રક્ષણ કરો. (૭૪૦) [વેણી. ૧-૩]

દીપ્તિ--જેમ કે,

હરિ, હર કે સ્કંદ વગેરે દેવતાઓથી શું ? વિખરાયેલી હાલની અલકાવલી (= વાળનો સમૂહ) ધારણ કરતું, હાલતાં કુંડળવાળું, પરસેવાના આછા છંટકાવથી જેનું વિશેષક (= શોભા, સજાવટ) સહેજ ભૂંસાયું છે તેવું, સુંદર જણાતાં નયનોવાળું, કોમલાંગીનું મુખ તારું રક્ષણ કરો. (૭૪૧) [અમરુ૦-૩]

**૧૯૨) ચેષ્ટાની કોમળતા માધુર્ય છે. (૪૯)**

લલિત એવી લજ્જા વગેરેમાં જેમ ચેષ્ટાની કોમળતા (હોય) તેમ દીપ્ત એવા ક્રોધાદિમાં પણ જે (જણાય) તે માધુર્ય છે.

જેમ કે,

દૂરથી જ સ્મિતથી મધુર લાગે તેવો સત્કારવિધિ કર્યો. જવાબ આપવાને માટે (મસ્તક) નમાવવા (ની ક્રિયા) દ્વારા આજ્ઞા માથે ચડાવી. દૃષ્ટિમાં (પ્રીતિજન્ય) શિથિલતા નથી; અંદરનો ગુસ્સો જેણે છુપાવ્યો છે તેવી હે કઠોર હૃદયવાળી આ (તારું) ગોપન મારા ચિત્તને બાળે છે. (૭૪૨) [અમરુ૦-૧૪]

**૧૯૩) ચાપલ્ય તથા આપવડાઈનો અભાવ તે ધૈર્ય છે. (૫૦)**

ચાપલ્યથી યુક્ત ન થવું તથા આત્મગુણો ન કહેવા. તે છે ધૈર્ય. જેમ કે,

ભલે રોજ રાત્રિએ પૂર્ણ કળાવાળો ચંદ્ર આકાશમાં બળે ! મદન ભલે બાળે ! મોતથી વધારે એ શું કરશે ? મારે તો પિતા વહાલા અને પ્રશસ્ય છે અને માતા નિષ્કલંક કુળની છે. કુળ શુદ્ધ છે. ન તો આ વ્યક્તિ કે ન જીવન (મને વિશેષ આવકાર્ય છે) (૭૪૩) [માલતીમાધવ-૨.૨]

**१९४) प्रश्रय औदार्यम् ।।५१।।**

अमर्षेर्ष्याक्रोधाद्यवस्थास्वपि प्रश्रय औदार्यम् । यथा–

भ्रूभङ्गे सहसोद्गतेऽपि वदनं नीतं परां नम्रता–
मीषन्मां प्रति भेदकारि हसितं नोक्तं वचो निष्ठुरम् ।
५ अन्तर्बाष्पजडीकृतं प्रभुतया चक्षुर्न विस्फारितं
क्रोधश्च प्रकटीकृतो दयितया मुक्तश्च न प्रश्रयः ।।७४४।।

[रत्नावली २.२०]

**१९५) प्रयोगे निःसाध्वसत्वं प्रागल्भ्यम् ।।५२।।**

प्रयोगे कामकलादौ चातुःषष्टिके इत्यर्थः । यदाह–

१० (४४) अन्यदा भूषणं पुंसः शमो लज्जेव योषितः ।
पराक्रमः परिभवे वैयात्यं सुरतेष्विव ।।

[शिशुपाल० २.४४]

मनःक्षोभपूर्वकोऽङ्गसादः साध्वसं तदभावः प्रागल्भ्यम् । यथा–

'आशु लङ्घितवतीष्टकराग्रे' (पृ. २३४) ।।७४५।। इति ।

१५ अत्र शोभाकान्तिदीप्तयो बाह्यरूपादिगता एव विशेषा आवेगचापलामर्षत्रासानां त्वभाव एव । माधुर्याद्या धर्मा न चित्तवृत्तिस्वभावा इति नैतेषु भावशङ्कावकाशः । **शाक्याचार्यराहुलादयस्तु** (४५) मौग्ध्यमद-भाविकत्व (? भावविकृत)परितपनादीनप्यलङ्कारानाचक्षते । तेऽस्माभिर्भरतमतानुसारिभिरुपेक्षिताः ।

इति ।। **आचार्यश्रीहेमचन्द्रविरचितायामलङ्कारचूडामणिसंज्ञस्वोपज्ञकाव्यानुशासनवृत्तौ**
२० नायकवर्णनः सप्तमोऽध्यायः समाप्तः ।।

●

**૧૯૪) હળવાશ એ ઔદાર્ય છે. (૫૧)**

અમર્ષ, ઈર્ષ્યા, ક્રોધ વગેરે અવસ્થામાં પણ ઢીલાશ તે ઔદાર્ય છે. જેમ કે,

એકદમ ભવાં ચડ્યાં છતાં મુખ પર પરમ નમ્રતા લાવી મારા તરફ સહેજ (મર્મ) ભેદક હાસ્ય કર્યું પણ નિષ્ઠુર વચન ન કહ્યું. અંદર રહેલાં આંસુથી નયન જડ બન્યું પણ સ્વામિત્વને કારણે પહોળું ન કરાયું. પ્રેયસીએ ક્રોધ પ્રગટ પણ કર્યો અને કુમાશ પણ ત્યજી નહિ. (૭૪૪) [રત્નાવલી-૨.૨૦]

**૧૯૫) પ્રયોગને વિષે અસાધ્વતાનો અભાવ, તે પ્રાગલ્ભ્ય છે. (૫૨)**

પ્રયોગ એટલે ચોસઠ પ્રકારની કામકલા વગેરેને વિષે, કહ્યું છે કે,

(૪૪) (અપમાન સિવાય) બીજા સંદર્ભમાં (વીર) પુરુષ માટે ક્ષમા ભૂષણ છે - જેમ સ્ત્રી માટે (રતિક્રીડા સિવાય) લજ્જા. અપમાન વખતે પરાક્રમ (ભૂષણ છે) - જેમ સુરતક્રીડામાં (સ્ત્રીઓ માટે પણ) ધૃષ્ટતા (ભૂષણ છે). [શિશુપાલવધ-૨.૪૪]

મનમાં ક્ષોભપૂર્વકની અંગપીડા તે સાધ્વસ છે અને તેનો અભાવ તે પ્રગલ્ભતા છે. જેમ કે,

आशुलङ्घितवती... (પૃ. ૧૭૧) વગેરે. (૭૪૫)

અહીં, શોભા, કાંતિ, દીપ્તિ વગેરે બાહ્ય સ્વરૂપમાં રહેલી વિશેષતાઓ છે. (તથા અહીં) આવેગ, ચપળતા, અમર્ષ, ત્રાસ (વગેરે)નો તો અભાવ જ છે. માધુર્ય વગેરે ધર્મો ચિત્તવૃત્તિ-સ્વભાવના નથી (અર્થાત્ ચિત્તવૃત્તિરૂપ નથી). આથી એમને વિષે ''ભાવ''ની શંકાને અવકાશ નથી. શાક્યાચાર્ય, રાહુલ વગેરે તો -

(૪૫) મુગ્ધતા, મદ વગેરે ભાવવિકૃત, પરિતાપ આદિ વિકારોને પણ અલંકારો કહે છે.

ભરતના મતનું અનુસરણ કરતા અમારા વડે તે (અલંકારો) ઉપેક્ષિત કરાયા છે.

**આચાર્ય શ્રી હેમચંદ્રવિરચિત કાવ્યાનુશાસનની અલંકારચૂડામણિ** નામે પોતાની ટીકામાં ''નાયકવર્ણન'' નામે સાતમો અધ્યાય સમાપ્ત થયો.

●

## ॥ अष्टमोऽध्याय ॥

अथ प्रबन्धात्मककाव्यभेदानाह–

**१९६) काव्यं प्रेक्ष्यं श्रव्यं च ॥१॥**

नानृषिः कविरिति कवृ वर्णन (?) इति च दर्शनाद् वर्णनाच्च कविस्तस्य कर्म काव्यम् । एवं च दर्शने सत्यपि वर्णनाया अभावादितिहासादीनां न काव्यत्वमिति तल्लक्षणं न वक्ष्यते । तथा चाह **भट्टतातः**–

५ (४६) नानृषिः कविरित्युक्तमृषिश्च किल दर्शनात् ।
विचित्रभावधर्मांशतत्त्वप्रख्या च दर्शनम् ॥
स तत्त्वदर्शनादेव शास्त्रेषु पठितः कविः ।
दर्शनाद् वर्णनाच्चाथ रूढा लोके कविश्रुतिः ॥
तथा हि दर्शने स्वच्छे नित्येऽप्यादिकवेर्मुनेः ।
१० नोदिता कविता लोके यावज्जाता न वर्णना ॥ इति ॥

प्रेक्ष्यमभिनेयम् । श्रव्यमनभिनेयम् ।

प्रेक्ष्यं विभजते–

**१९७) प्रेक्ष्यं पाठ्यं गेयं च ॥२॥**

तत्र पाठ्यं भिनत्ति ।

१५ **१९८) पाठ्यं नाटकप्रकरणनाटिकासमवकारेहामृगडिमव्यायोगोत्सृष्टिकाङ्कप्रहसन-भाणवीथीसट्टकादि ॥३॥**

तथा च नाटकादीनि वीथ्यन्तानि वाक्यार्थाभिनयस्वभावानि **भरतमुनिनोपदर्शितानि**, सट्टकश्च कैश्चित् । यथा–

(४७) प्रख्यातवस्तुविषयं प्रख्यातोदात्तनायकं चैव ।
२० राजर्षिवंश्यचरितं तथैव दिव्याश्रयोपेतम् ॥१०॥
नानाविभूतिभिर्युतमृद्धिविलासादिभिर्गुणैश्चापि ।
अङ्कप्रवेशकाढ्यं भवति हि तन्नाटकं नाम ॥

[नाट्यशास्त्र १८.१०–११]

## ॥ અધ્યાય - ૮ ॥

હવે પ્રબંધાત્મક કાવ્યભેદો કહે છે -

**૧૯૬) કાવ્ય પ્રેક્ષ્ય અને શ્રવ્ય (એમ બે પ્રકારનું હોય છે). (૧)**

જે ઋષિ નથી તે કવિ નથી તથા कवृ वर्णे (એ સૂત્ર-સિ.કૌ. ૧.૩૮૦) પ્રમાણે દર્શન તથા વર્ણન(ની ક્ષમતા)થી (વ્યક્તિ) કવિ (કહેવાય છે). તેનું કર્મ (તે છે) કાવ્ય. અને વળી, દર્શન હોવા છતાં પણ વર્ણનના અભાવથી ઇતિહાસ વગેરેનું કાવ્યત્વ સંભવતું નથી તેથી તેનું લક્ષણ કહેવાશે નહીં.

ભટ્ટ તાતે (તૌતે ?) કહ્યું છે કે,

(૪૬) જે ઋષિ નથી તે કવિ નથી એમ કહેવાયું છે. કહેવાય છે કે, ''દર્શન''થી (વ્યક્તિ) ઋષિ (કહેવાય છે) દર્શન એટલે સુંદર ભાવો, ધર્મનો અંશ અને તત્ત્વનું જ્ઞાન. તત્ત્વદર્શનને કારણે જ તે (= ઋષિ) શાસ્ત્રો (ના સંદર્ભ)માં ''કવિ'' કહેવાયો છે (જ્યારે) ''દર્શન'' અને ''વર્ણન''થી લોકમાં (વ્યક્તિ) ''કવિ'' કહેવાય છે. જેમ કે, આદિ કવિ (વાલ્મીકિ) મુનિનું ''દર્શન'' સ્વચ્છ (હોવા છતાં) જ્યાં સુધી વર્ણન (રામાયણ રૂપે) જન્મ્યું નહિ ત્યાં સુધી (તેમનું) ''કવિ''પણું ઉદિત થયું નહિ.

પ્રેક્ષ્ય એટલે અભિનેય અને શ્રવ્ય એટલે અનભિનેય (અર્થાત્ અભિનેય નહીં તે) પ્રેક્ષ્યને વિભાજે છે -

**૧૯૭) પ્રેક્ષ્ય (કાવ્ય) પાઠ્ય અને ગેય (એમ દ્વિવિધ છે) (૨)**

તેમાં પાઠ્યના ભેદ આપે છે.

**૧૯૮) પાઠ્ય (કાવ્ય) નાટક, પ્રકરણ, નાટિકા, સમવકાર, ઈહામૃગ, ડિમ, વ્યાયોગ, ઉત્સૃષ્ટિકાંક, પ્રહસન, ભાણ, વીથી, સટ્ટક વગેરે છે. (૩)**

નાટકથી શરૂ કરી વીથી સુધીના (પ્રકારો) વાક્યાર્થના અભિનયરૂપ છે. જેમનો નિર્દેશ ભરતમુનિએ કર્યો છે જ્યારે (બીજા) કેટલાકે સટ્ટકનો (નિર્દેશ કર્યો છે)

જેમ કે,

(૪૭) પ્રખ્યાત વસ્તુરૂપી વિષયવાળું તથા પ્રખ્યાત ને ઉદાત્ત નાયકવાળું, રાજર્ષિના વંશને અનુરૂપ ચરિત્રવાળું, તથા દિવ્યને આશ્રિત કથાનકવાળું, વિભિન્ન વિભૂતિઓથી યુક્ત અને સમૃદ્ધિ વિલાસ વગેરે ગુણોથી સભર અને અંક, પ્રવેશક વગેરેથી શોભતું હોય તે નાટક નામે (ઓળખાય છે)

[નાટ્યશાસ્ત્ર-૧૮.૧૦-૧૧]

(४८) यत्र कविरात्मशक्त्या वस्तु शरीरं च नायकं चैव ।
औत्पत्तिकं प्रकुरुते प्रकरणमिति तद् बुधैर्ज्ञेयम् ॥
यदनार्षमथाहार्यं काव्यं प्रकरोत्यभूतगुणयुक्तम् ।
उत्पन्नबीजवस्तु प्रकरणमिति तदपि विज्ञेयम् ॥
५ यन्नाटके मयोक्तं वस्तु शरीरं च वृत्तिभेदाश्च ।
तत् प्रकरणेऽपि योज्यं सलक्षणं सर्वसंधिषु तु ॥
विप्रवणिक्सचिवानां पुरोहितामात्यसार्थवाहानाम् ।
चरितं यन्नैकविधं तज्ज्ञेयं प्रकरणं नाम ॥
नोदात्तनायककृतं न दिव्यचरितं न राजसंभोगः ।
१० बाह्यजनसंप्रयुक्तं तज्ज्ञेयं प्रकरणं नाम ॥
दासविटश्रेष्ठियुतं वेशस्त्र्युपचारकारणोपेतम् ।
मन्दकुलस्त्रीचरितं काव्यं कार्यं प्रकरणे तु ॥

[नाटचशास्त्र १८.४५–५०]

(४९) प्रकरणनाटकभेदादुत्पाद्यं वस्तु नायकं नृपतिम् ।
१५ अन्तःपुरसंगीतककन्यामधिकृत्य कर्तव्या ॥
स्त्रीप्राया चतुरङ्का ललिताभिनयात्मिका सुविहिताङ्गी ।
बहुनृत्तगीतवाद्या रतिसंभोगात्मिका चैव ॥
राजोपचारयुक्ता प्रसादनक्रोधदम्भसंयुक्ता ।
नायकदेवीदूतीसपरिजना नाटिका ज्ञेया ॥

२० [नाटचशास्त्र १८.५८–६०]

समवकारस्तु–

(५०) देवासुरबीजकृतः प्रख्यातोदात्तनायकश्चैव ॥
त्र्यङ्कस्तथा त्रिकपटस्त्रिविद्रवः स्यात् त्रिशृङ्गारः ।
द्वादशनायकबहुलो ह्यष्टादशनालिकाप्रमाणश्च ॥ इति ।

२५ [नाटचशास्त्र १८.६३–६४]

(૪૮) જ્યાં કવિ પોતાની કલ્પનાથી (કથા) વસ્તુ, શરીર (= વસ્તુના ઉપાયરૂપ સામગ્રી) અને નાયકને ઉત્પન્ન કરે તેને બુધજનોએ પ્રકરણ જાણવું.

જે આર્ષ નથી પણ આહાર્ય છે તથા (મૂળમાં) ન હોય તેવા ગુણોથી યુક્ત, જેનું બીજવસ્તુ ઉત્પન્ન કરેલ છે તેને પણ પ્રકરણ જાણવું.

નાટકમાં જે વસ્તુ, શરીર અને વૃત્તિભેદો મેં કહ્યા છે તે (જે તે) લક્ષણ સાથે પ્રકરણમાં બધી સંધિઓમાં પણ યોજવા.

વિપ્ર, વણિક, સચિવ, પુરોહિત, અમાત્ય, વેપારીનું ચરિત જે એકવિધ નથી તેને પ્રકરણ જાણવું.

ઉદાત્ત નાયક ન હોય તેવું, દિવ્યચરિત તથા રાજાના સંભોગથી રહિત ને બાહ્યજનોથી પ્રયોજાતું હોય તેને પ્રકરણ જાણવું.

દાસ, વિટ, શ્રેષ્ઠીથી યુક્ત, વેશ્યા સ્ત્રી (તેનો) ઉપચાર (= વ્યવહાર) (જેનું) કારણ છે (તેવા શૃંગાર)વાળું મંદકુળની સ્ત્રીના ચરિતવાળું કાવ્ય પ્રકરણમાં કરાય છે.

[નાટ્યશાસ્ત્ર-૧૮.૪૫-૫૦]

(૪૯) પ્રકરણ અને નાટકના ભેદમાંથી ઉત્પાદ્ય (= કલ્પિત) કથાનક (વાળી) રાજા નાયક, અંતઃપુરમાંની સંગીત (શાળા)માં (રહેલી) કન્યાને આધારે કરાતી, ઘણાં સ્ત્રી પાત્રોવાળી, ચાર અંકની લલિત અભિનયવાળી, સારી રીતે નિરૂપિત કરાયેલાં (કૈશિકીનાં ચારેય) અંગોવાળી, નૃત, ગીત, વાદ્ય વગેરે જેમાં વધારે હોય તેવી, રતિપૂર્વકના સંભોગ (રાજ્યપ્રેરિત વગેરેરૂપ)થી યુક્ત રાજા (ને ઉચિત) વ્યવહારોવાળી, પ્રસાદન, ક્રોધ, દંભથી યુક્ત; નાયક, દેવી, દૂતી અને પરિજનવાળી હોય તેને નાટિકા જાણવી.

[નાટ્યશાસ્ત્ર ૧૮.૫૮-૬૦]

સમવકાર (નામનો રૂપકપ્રકાર) તે -

(૫૦) દેવ અને અસુરના બીજ (= ફલપ્રાપ્તિના ઉપાય)વાળો, પ્રખ્યાત ને ઉદાત્ત એવા નાયકયુક્ત (છે), (તેમાં) ત્રણ અંકમાં ત્રિવિધ કપટ, ત્રિવિધ વિદ્રવ (= મુશ્કેલીઓ) તથા ત્રિવિધ શૃંગાર નિરૂપાય છે. (તે) બાર નાયકથી યુક્ત તથા અઢાર નાલિકાના પ્રમાણવાળો (હોય છે)

[નાટ્યશાસ્ત્ર - ૧૮.૬૩-૩૪]

(५१) दिव्यपुरुषाश्रयकृतो दिव्यस्त्रीकारणोपगतयुद्धः ।
सुविहितवस्तुनिबद्धो विप्रत्ययकारणश्चैव ॥
उद्धतपुरुषप्रायः स्त्रीरोषग्रथितकाव्यबन्धश्च ।
संक्षोभविद्रवकृतः संस्फेटकृतस्तथा चैव ॥
५ स्त्रीभेदनापहरणावमर्दनप्राप्तवस्तुशृङ्गारः ।
ईहामृगस्तु कार्यः सुसमाहितकाव्यबन्धश्च ॥
यद् व्यायोगे कार्यं ये पुरुषा वृत्तयो रसाश्चैव ।
ईहामृगेऽपि तत् स्यात् केवलमत्र स्त्रिया योगः ॥

[नाट्यशास्त्र १८.७८–८१]

१० (५२) प्रख्यातवस्तुविषयः प्रख्यातोदात्तनायकश्चैव ।
षड्रसलक्षणयुक्तश्चतुरङ्को वै डिमः कार्यः ॥
शृङ्गारहास्यवर्जं शेषैरन्यै रसैः समायुक्तः ।
दीप्तरसकाव्ययोनिर्नानाभावोपसंपन्नः ॥
निर्घातोल्कापातैरुपरागेणेन्दुसूर्ययोर्युक्तः ।
१५ युद्धनियुद्धाधर्षणसंस्फेटकृतश्च विज्ञेयः ॥
मायेन्द्रजालबहुलो बहुपुस्तोत्थानयोगयुक्तश्च ।
देवभुजगेन्द्रराक्षसयक्षपिशाचावकीर्णश्च ॥
षोडशनायकबहुलः सात्त्वत्यारभटिवृत्तिसंपन्नः ।
कार्यो डिमः प्रयत्नान्नानाश्रयभावसंयुक्तः ॥

२० [नाट्यशास्त्र १८.८४–८८]

(५३) व्यायोगस्तु विधिज्ञैः कार्यः प्रख्यातनायकशरीरः ।
अल्पस्त्रीजनयुक्तस्त्वेकाहकृतस्तथा चैव ॥
बहवश्च तत्र पुरुषा व्यायच्छन्ते यथा समवकारे ।
न तु तत्प्रमाणयुक्तः कार्यस्त्वेकाङ्क एवायम् ॥
२५ न च दिव्यनायककृतः कार्यो राजर्षिनायकनिबद्धः ।
युद्धनियुद्धाधर्षणसंघर्षकृतश्च कर्तव्यः ॥
एवंविधस्तु कार्यो व्यायोगो दीप्तकाव्यरसयोनिः ।

[नाट्यशास्त्र १८.९०–९३(अ)]

(૫૧) દિવ્ય પુરુષને આશ્રયે કરાતું, દિવ્ય સ્ત્રીને કારણે થતા યુદ્ધવાળું, સંશ્લિષ્ટ વસ્તુથી નિરૂપાયેલ, જેમાં વિશ્વાસનાં કારણો દૂર થયાં છે (અર્થાત્, જેના વસ્તુમાં અવિશ્વાસ પ્રવર્તે છે), ઉદ્ધત પુરુષોના બાહુલ્યવાળું, સ્ત્રીના રોષથી ગૂંથાયેલ કાવ્યબંધરૂપ, સંક્ષોભ, વિદ્રવ (= મુશ્કેલી, આફત), સંફેટ (= વિરોધીઓ વચ્ચે વિદ્યા, પરાક્રમ વગેરે વિષેની હોંસાતૂંસી) વગેરેથી યુક્ત, સ્ત્રી નિમિત્તે ભેદન (- ફાટફૂટ,) અપહરણ, અવમર્દન (- દંડ) વગેરેના સંદર્ભમાં પ્રાપ્ત થતા શૃંગારયુક્ત તથા સુસમાહિત કાવ્યબંધવાળું (= વીથ્યંગોના પ્રયોગવાળું કાવ્યવસ્તુ જેમાં છે તેવું) ઇહામૃગ કરવું જોઈએ. વ્યાયોગમાં જે પુરુષો, વૃત્તિઓ અને રસ હોય છે તે ઇહામૃગમાં પણ હોય છે. પરંતુ અહીં (= ઇહામૃગમાં) સ્ત્રીઓ સાથે યોગ (= મિલન) હોય છે.

[નાટ્યશાસ્ત્ર-૧૮.૭૮-૮૧]

(૫૨) પ્રખ્યાત વસ્તુવિષયવાળું તથા પ્રખ્યાત ને ઉદાત્ત નાયકવાળું, છ રસ તથા ચાર અંકવાળું ડિમ કરવું જોઈએ. તેને શૃંગાર અને હાસ્ય સિવાય બાકીના બીજા રસ વડે યુક્ત (જાણવું), દીપ્ત રસથી યુક્ત કાવ્યવાળું, વિવિધ ભાવોથી યુક્ત, નિર્ઘાત, ઉલ્કાપાત, ચંદ્રસૂર્યનાં ગ્રહણ, યુદ્ધ-નિયુદ્ધ (= કુસ્તી), આઘર્ષણ (= બલાત્કારરૂપી પરાભવ), સંફેટ વગેરેથી કરાતું જાણવું જોઈએ. માયા, ઇન્દ્રજાળ વગેરેની બહુલતાવાળું, અનેક પૂતળાં વગેરેવાળું, દેવ, નાગરાજ, રાક્ષસ, યક્ષ, પિશાચ વગેરેથી યુક્ત, સોળ નાયકોવાળું, સાત્વતી, આરભટી વૃત્તિથી યુક્ત, પ્રયત્નપૂર્વક અનેક સ્થળે રહેલ ભાવ વગેરેથી યુક્ત ડિમ કરવું જોઈએ.

[નાટ્યશાસ્ત્ર-૧૮.૮૪-૮૮]

(૫૩) વ્યાયોગને (કાવ્ય) વિધિ જાણનારાઓએ પ્રખ્યાત નાયકવાળું, ઓછાં સ્ત્રીપાત્રોવાળું, એક દિવસના કથાનકવાળું કરવું જોઈએ.

તેમાં સમવકારની જેમ જ અનેક પુરુષો નિરૂપાય છે પરંતુ તેના જેટલા પ્રમાણનું નહીં પણ એક અંકવાળું જ આ (= વ્યાયોગ) કરવું જોઈએ. દિવ્ય નાયકયુક્ત નહીં પણ રાજર્ષિ નાયકથી યુક્ત કરવું જોઈએ. યુદ્ધ, કુસ્તી, આઘર્ષણ (= બલાત્કાર રૂપી પરાભવ), સંઘર્ષ (= શૌર્યાદિ અંગેની સ્પર્ધા) વગેરેથી યુક્ત કરવું જોઈએ. આ રીતે કરાતું વ્યાયોગ દીપ્ત કાવ્યરસયુક્ત હોય છે.

[નાટ્યશાસ્ત્ર ૧૮.૯૦-૯૩એ]

(५४) वक्ष्याम्यतः परमहं लक्षणमुत्सृष्टिकाङ्कस्य ॥
प्रख्यातवस्तुविषयस्त्वप्रख्यातः कदाचिदेव स्यात् ।
दिव्यपुरुषैर्वियुक्तः शेषैरन्यैर्भवेत् पुंभिः ॥
करुणरसप्रायकृतो निवृत्तयुद्धोद्धतप्रहारश्च ।
५ स्त्रीपरिदेवितबहुलो निर्वेदितभाषितश्चैव ॥
नानाव्याकुलचेष्टः सात्त्वत्यारभटिकैशिकीहीनः ।
कार्यः काव्यविधिज्ञैः सततं ह्युत्सृष्टिकाङ्कस्तु ॥
[नाटचशास्त्र १८.९३(ब)–९६)]

(५५) प्रहसनमपि विज्ञेयं द्विविधं शुद्धं तथा च संकीर्णम् ।
१० वक्ष्यामि तयोर्युक्त्या पृथक् पृथग् लक्षणविशेषम् ॥
भगवत्तापसविप्रैरन्यैरपि हासवादसंबद्धम् ।
कापुरुषसंप्रयुक्तं परिहासाभाषणप्रायम् ॥
अविकृतभाषाचारं विशेषभावोपपन्नचरितमिदम् ।
नियतगतिवस्तुविषयं शुद्धं ज्ञेयं प्रहसनं तु ॥
१५ वेश्याचेटनपुंसकविटधूर्ता बन्धकी च यत्र स्युः ।
अनिभृतवेषपरिच्छदचेष्टितकरणं च संकीर्णम् ॥
[नाटचशास्त्र १८.१०१, १०३–१०५]

(५६) आत्मानुभूतशंसी परसंश्रयवर्णनाप्रयुक्तश्च ।
विविधाश्रयो हि भाणो विज्ञेयस्त्वेकहार्यश्च ॥
२० परवचनमात्मसंस्थैः प्रतिवचनैरुत्तरोत्तरग्रथितैः ।
आकाशपुरुषकथितैरङ्गविकारैरभिनयेच्च ॥
धूर्तविटसंप्रयोज्यो नानावस्थान्तरात्मकश्चैव ।
एकाङ्को बहुचेष्टः सततं कार्यो बुधैर्भाणः ॥
[नाटचशास्त्र १८.१०८–११०]

२५ (५७) सर्वरसलक्षणाढ्या युक्ता ह्यङ्गैस्तथा त्रयोदशभिः ।
वीथी स्यादेकाङ्का तथैकहार्या द्विहार्या वा ॥
[नाटचशास्त्र १८.११२]

(૫૪) આ પછી હું ઉત્સૃષ્ટિકાંકનું લક્ષણ કહું છું. કાવ્યવિધિ જાણનારાઓએ ઉત્સૃષ્ટિકાંકને પ્રખ્યાત વસ્તુવાળું, ક્યારેક જ અપ્રસિદ્ધ કથાનકયુક્ત, દિવ્ય પુરુષો સિવાયના બીજા પુરુષોથી યુક્ત, મુખ્યત્વે કરુણરસવાળું, જેમણે યુદ્ધ પૂરું કર્યું છે (તથા જે) ઉદ્ધત પ્રહાર વગેરેથી રહિત છે તેવું (= તેવા પુરુષોવાળું) સ્ત્રીઓના રુદનથી પ્રચુર, નિર્વેદકારક ભાષણવાળું, વિવિધ પ્રકારની વ્યાકુળ ચેષ્ટાઓવાળું, સાત્વતી, આરભટી, કૈશિકીથી રહિત કરવું જોઈએ. [નાટ્યશાસ્ત્ર ૧૮.૯૩બ-૯૬]

(૫૫) પ્રહસનને પણ દ્વિવિધ જાણવું. શુદ્ધ તથા સંકીર્ણ તે બંનેનાં વિશિષ્ટ લક્ષણ અલગ અલગ યુક્તિપુરઃસર કહું છું.

યતિ, વાનપ્રસ્થો તથા (બ્રાહ્મણ) ગૃહસ્થો અને બીજાઓ (એટલે કે શાક્યો વગેરે) વડે પણ કરાતા હાસ્યપ્રધાન વચનથી યુક્ત, કાપુરુષથી પ્રયોજાતું, પરિહાસનાં વચનથી ભરપૂર, વિકૃત ભાષા કે આચારરહિત, વિશેષ ભાવ (= ખાસ વ્યભિચારીઓ)થી યુક્ત ચરિતવાળું, નિયત ગતિ અને વસ્તુવિષયવાળું (= પ્રહસનીય અર્થવાળું) હોય તેને શુદ્ધ પ્રહસન જાણવું.

વેશ્યા, ચેટ, નપુંસક, વિટ, ધૂર્ત, બંધકી જેમાં હોય છે તે, ઘેરા અંગના (ચમકદાર–ભભકદાર) વેષવાળું, (તેવા જ અપ્રચ્છન્ન) દાસજનવાળું, (તેવા જ) વર્તનવાળું (તે થયું) સંકીર્ણ (પ્રહસન).

[નાટ્યશાસ્ત્ર-૧૮.૧૦૧, ૧૦૩-૧૦૫]

પોતે અનુભવેલ વિગત કહેનાર કે બીજાને આધારે કરેલ વર્ણનથી યુક્ત, અનેક પ્રકારના આશ્રયવાળું ભાણ એક જ પાત્રથી (સામાજિકનું હૃદય) હરનારું જાણવું જોઈએ. પારકાના વચનને પોતાનામાં રહેલાં ઉત્તરોત્તર ગૂંથાયેલાં પ્રતિવચનોથી (તેમાં) આકાશભાષિત વડે અંગવિકાર દ્વારા અભિનય કરવો જોઈએ. ધૂર્ત અને વિટ વડે પ્રયોજાતું, અનેક અવસ્થાવાળું, એક અંકનું અનેક ચેષ્ટાવાળું ભાણ બુધજનોએ કરવું જોઈએ.

[નાટ્યશાસ્ત્ર-૧૮.૧૦૮-૧૧૦]

(૫૭) બધા રસ (તથા) (વિભૂષણ વગેરે) લક્ષણોથી સમૃદ્ધ અને તેર અંગોથી યુક્ત વીથી એક અંકની એક કે બે દિવસ (ના વસ્તુ)વાળી, (તથા) એક અથવા બે પાત્રથી યુક્ત હોય છે.

[નાટ્યશાસ્ત્ર-૧૮.૧૧૨]

(५८) विष्कम्भकप्रवेशकरहितो यस्त्वेकभाषया भवति ।
अप्राकृतसंस्कृतया स सट्टको नाटिकाप्रतिमः ॥इति॥
[शृङ्गारप्रकाश, प्रकाश ११ (पृ. ४६६)]

आदिशब्दात् कोहलादिलक्षितास्तोटकादयो ग्राह्याः ।

५ गेयं विभजते–

**१९९) गेयं डोम्बिकाभाणप्रस्थानशिङ्गकभाणिकाप्रेरणरामाक्रीडहल्लीसकरासकगोष्ठीश्रीगदितरागकाव्यादि ॥४॥**

पदार्थाभिनयस्वभावानि डोम्बिकादीनि गेयानि रूपकाणि चिरंतनैरुक्तानि । तद् यथा–

(५९) छन्नानुरागगर्भाभिरुक्तिभिर्यत्र भूपतेः ।
१० आवर्ज्यते मनः सा तु मसृणा **डोम्बिका** मता ॥

(६०) नृसिंहसूकरादीनां वर्णनं जल्पयेद् यतः ।
नर्तकी तेन **भाणः** स्यादुद्धताङ्गप्रवर्तितः ॥

(६१) गजादीनां गतिं तुल्यां कृत्वा प्रवसनं तथा ।
अल्पाविद्धं सुमसृणं तत् **प्रस्थानं** प्रचक्षते ॥

१५ (६२) सख्याः समक्षं पत्युर्यदुद्धतं वृत्तमुच्यते ।
मसृणं च क्वचिद् धूर्तचरितं **शिङ्गकस्तु** सः ॥

(६३) बालक्रीडानियुद्धादि तथा सूकरसिंहजा ।
धवलादिकृता क्रीडा यत्र सा **भाणिका** मता ॥

(६४) हास्यप्रायं **प्रेरणं** तु स्यात् प्रहेलिकयान्वितम् ।

२० (६५) ऋतुवर्णनसंयुक्तं **रामाक्रीडं** तु भाष्यते ॥

(६६) मण्डलेन तु यन्नृत्तं **हल्लीसकमिति** स्मृतम् ।
एकस्तत्र तु नेता स्याद् गोपस्त्रीणां यथा हरिः ॥

(६७) अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतुःषष्टियुगलाद् **रासकं** मसृणोद्धतम् ॥

२५ (६८) गोष्ठे यत्र विहरतश्चेष्टितमिह कैटभद्विषः किञ्चित् ।
रिष्टासुरप्रमथनप्रभृति तदिच्छन्ति **गोष्ठीति** ॥

(६९) यस्मिन् कुलाङ्गना पत्युः सख्यग्रे वर्णयेद् गुणान् ।
उपालम्भं च कुरुते गेये **श्रीगदितं** तु तत् ॥

(७०) लयान्तरप्रयोगेण रागैश्चापि विचित्रितम् ।
३० नानारसं सुनिर्वाह्यकथं **काव्यमिति** स्मृतम् ॥इति॥ [ ]

(૫૮) વિષ્કંભક અને પ્રવેશકથી રહિત, જે એક ભાષામાં હોય છે તે, પ્રાકૃત કે સંસ્કૃતરહિત નાટિકા જેવું સટ્ટક (હોય છે).

[શૃંગારપ્રકાશ-પ્રકાશ-૧૧ (પૃ. ૪૬૬]

"આદિ" પદ દ્વારા કોહલ વગેરેએ લક્ષિત કરેલ તોટક વગેરેનું ગ્રહણ કરવું જોઈએ.

(હવે) ગેયને વિભાજિત કરે છે –

**૧૯૯) ડોમ્બિકા, ભાણ, પ્રસ્થાન, શિંગક, ભાણિકા, પ્રેરણ, રામક્રીડા, હલ્લીસક, રાસક, ગોષ્ઠી શ્રીગદિત, રાગ(વાળું) કાવ્ય વગેરે ગેય છે. (૪)**

પદાર્થાભિનયના સ્વભાવવાળાં, ડોમ્બિકા વગેરે ગેય રૂપકો પ્રાચીનોએ કહ્યાં છે.

તે જેમ કે –

(૫૯) જ્યાં રાજાના ગુપ્ત પ્રેમથી ગર્ભિત ઉક્તિ વડે મનનું આવર્જન થાય છે, તે કોમળ ડોમ્બિકા મનાઈ છે.

(૬૦) નર્તકી, નૃસિંહ, સૂકર (= વરાહ) વગેરેના વર્ણનને કહે છે તેથી ભાણ કહેવાય છે. તે ઉદ્ધત અંગોના પ્રવર્તનથી (= જોરથી હલાવતાં) પ્રયોજાય છે.

(૬૧) ગજ વગેરે જેવી ગતિ કરીને (= ગજગમન જેવી ધીમી ગતિથી) પ્રવાસ કરવો જોઈએ, જેમાં ઓછા વળાંકો હોય અને જે કોમળ (ગમન) હોય તેને "પ્રસ્થાન" કહે છે.

(૬૨) સખીઓ સમક્ષ પતિનું જે ઉદ્ધત ચરિત કહેવાય છે તે કોમળ અને ક્યારેક ધૂર્તચરિત તે શિંગક છે.

(૬૩) બાળકોની ક્રીડા, નિયુદ્ધ (= કુસ્તી) વગેરે તથા સૂકર (=વરાહ) સિંહ વગેરેની ધવલ (= ધ્વજ ?) વગેરેથી કરાતી ક્રીડા જેમાં છે તે થઈ "ભાણિકા".

(૬૪) પ્રહેલિકાથી યુક્ત, હાસ્યથી ભરપૂર તે "પ્રેરણા" છે.

(૬૫) ઋતુઓના વર્ણનથી યુક્ત તે "રામક્રીડા" કહેવાય છે.

(૬૬) ગોળાકારે જે નૃત્ય કરાય તે "હલ્લીસક" મનાય છે. તેમાં એક જ નાયક છે – જેમ ગોપસ્ત્રીઓના હરિ.

(૬૭) અનેક નર્તકીઓથી યોજાતું, સુંદર તાલ અને લયથી યુક્ત, ચોસઠ યુગલોવાળું, (પહેલાં) કોમળ પછી ઉદ્ધત (ઝડપથી જેમાં ઘૂમવામાં આવે છે) તે થયું રાસક (= તે થયો રાસ).

(૬૮) (ગોષ્ઠ = ગમાણમાં રમાતું હોવાથી ગોષ્ઠી) ગાયોની ગમાણમાં વિહરતા કૈટભારિ (= કૃષ્ણ, વિષ્ણુ) નું થોડું ચરિત, જેમાં રિષ્ટાસુર વગેરેનું પ્રમથન આવે છે તેનાથી યુક્ત તે (થઈ) "ગોષ્ઠી" (= તે ગોષ્ઠી પ્રકારનું ઉપરૂપક).

(૬૯) જેમાં કુલસ્ત્રી સખી સામે પતિના ગુણો વર્ણવે અને ગીતમાં ઉપાલંભ કરે, તે છે શ્રીગદિત.

(૭૦) બીજા લયના પ્રયોગથી અને રાગ વડે સુંદર, અનેક રસવાળું (તથા) સારી રીતે નિર્વાહ થઈ શકે તેવા કથાનકથી યુક્ત કાવ્ય મનાયું છે. [ ]

आदिग्रहणात् शम्पाच्छलितद्विपद्यादिपरिग्रहः । प्रपञ्चस्तु ब्रह्मभरतकोहलादिशास्त्रेभ्योऽवगन्तव्यः ।

प्रेक्ष्यमुक्त्वा श्रव्यमाह–

**२००) श्रव्यं महाकाव्यमाख्यायिका कथा चम्पूरनिबद्धं च ॥५॥**

एतान् क्रमेण लक्षयति–

५ **२०१) पद्यं प्रायः संस्कृतप्राकृतापभ्रंशग्राम्यभाषानिबद्धभिन्नान्त्यवृत्तसर्गाश्वास-संध्यवस्कन्धकबन्धं सत्सन्धि शब्दार्थवैचित्र्योपेतं महाकाव्यम् ॥६॥**

छन्दोविशेषरचितं प्रायः संस्कृतादिभाषानिबद्धैर्भिन्नान्त्यवृत्तैर्यथासंख्यं सर्गादिभिर्निर्मितं सुश्लिष्टमुखप्रतिमुखगर्भविमर्शनिर्वहणसंधिसुन्दरं शब्दार्थवैचित्र्योपेतं महाकाव्यम् ।

मुखादयः संधयो भरतोक्ता इमे–

१० (६७) यत्र बीजसमुत्पत्तिर्नानार्थरससंभवा ।
काव्ये शरीरानुगता तन्मुखं परिचक्षते ॥

[नाट्यशास्त्र १९.३९]

बीजस्योद्घाटनं यत्र दृष्टनष्टमिव क्वचित् ।
मुखन्यस्तस्य सर्वत्र तद्धि प्रतिमुखं स्मृतम् ॥

१५ [नाट्यशास्त्र १९.४०]

उद्भेदस्तस्य बीजस्य प्राप्तिरप्राप्तिरेव वा ।
पुनश्चान्वेषणं यत्र स गर्भ इति संज्ञितः ॥

[नाट्यशास्त्र १९.४१]

गर्भनिर्भिन्नबीजार्थो विलोभनकृतोऽपि वा ।
२० क्रोधव्यसनजो वाऽपि स विमर्शः प्रकीर्तितः ॥

[नाट्यशास्त्र १९.४२]

समानयनमर्थानां मुखाद्यानां सबीजिनाम् ।
नानाभावोत्तराणां यद् भवेन्निर्वहणं तु तत् ॥इति॥

[नाट्यशास्त्र १९.४३]

२५ शब्दवैचित्र्यं यथा–असंक्षिप्तग्रन्थत्वम्, अविषमबन्धत्वम्, अनतिविस्तीर्णपरस्परसंबद्धसर्गादित्वम्, आशीर्नमस्कारवस्तुनिर्देशोपक्रमत्वम् वक्तव्यार्थप्रतिज्ञानतत्प्रयोजनोपन्यासकविप्रशंसादुर्जनसुजनस्वरूप-वदादिवाक्यत्वम् दुष्करचित्रादिसर्गत्वम्, स्वाभिप्रायस्वनामेष्टनाममङ्गलाङ्कितसमाप्तित्वमिति ।

''આદિ'' (પદ)ના ગ્રહણથી શમ્પા, છલિત, દ્વિપદી વગેરેનું ગ્રહણ થાય છે. તેનો વિસ્તાર બ્રહ્મ, ભરત, કોહલ વગેરેનાં શાસ્ત્રો દ્વારા જાણવો.

પ્રેક્ષ્યને કહીને (હવે) શ્રવ્ય (વિષે) કહે છે -

**૨૦૦) મહાકાવ્ય, આખ્યાયિકા, કથા, ચંપૂ અને અનિબદ્ધ (= મુકતક) તે શ્રવ્ય છે. (૫)**

તેને ક્રમશઃ લક્ષિત કરે છે.

**૨૦૧) પદ્યમય, મોટેભાગે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ કે ગ્રામ્ય ભાષામાં રચાયેલ, છેલ્લો શ્લોક ભિન્ન છંદમાં હોય તેવા સર્ગ, આશ્વાસ, સંધિ, અવસ્કન્ધક બન્ધવાળું, સુસંધિથી યુક્ત, શબ્દાર્થની શોભાવાળું તે મહાકાવ્ય છે. (૬)**

ખાસ છંદમાં રચાયેલું, મુખ્યત્વે સંસ્કૃત વગેરે ભાષામાં નિબદ્ધ, છેલ્લે જુદા છેદ વડે અનુક્રમે સર્ગ (આશ્વાસ) વગેરે દ્વારા રચાતું, સુશ્લિષ્ટ એવા મુખ, પ્રતિમુખ, ગર્ભ, વિમર્શ ને નિર્વહણ સંધિથી સુંદર તથા શબ્દાર્થની શોભાવાળું મહાકાવ્ય હોય છે.

મુખ વગેરે સંધિઓ (જે) ભરતે કહેલ છે (તે) આ (પ્રમાણે છે) -

(૬૭) કાવ્યમાં જ્યાં અનેક રસમાંથી નિષ્પન્ન થતી એવી બીજની ઉત્પત્તિ થાય છે તે શરીરને અનુસરીને (= શરીરમાં જેમ ''મુખ'' પહેલું જણાય છે તેમ પહેલી હોવાથી) મુખ (નામે સંધિ) કહેવાય છે.

[નાટ્યશાસ્ત્ર-૧૯.૩૯]

જ્યાં મુખ (સંધિ)માં નિરૂપિત બીજનું ઉદ્‌ઘાટન ક્યારેક દષ્ટ છતાં જાણે કે નષ્ટ હોય તેવું જણાય તે પ્રતિમુખ મનાય છે. [નાટ્યશાસ્ત્ર-૧૯.૪૦]

તે બીજનો ઉદ્‌ભેદ, પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ અને પુનઃઅન્વેષણ જ્યાં થાય તે ગર્ભ (સંધિ) જાણવો.

[નાટ્યશાસ્ત્ર-૧૯.૪૧]

ગર્ભસંધિ દ્વારા ઉદ્‌ભિન્ન થયેલ બીજ માટે વિલોભન, ક્રોધ કે દુઃખને લીધે વિમર્શ કરાય તે વિમર્શ (સન્ધિ) કહેવાય છે.

[નાટ્યશાસ્ત્ર-૧૯.૪૨]

બીજયુક્ત મુખસંધિ વગેરે વિવિધ પ્રકારના ભાવોવાળા કથાનકોનું સમાનયન - યોજન જે થાય, તે છે નિર્વહણ.

[નાટ્યશાસ્ત્ર-૧૯.૪૩]

શબ્દ (ગત) શોભા - જેમ કે - ગ્રંથનું સંક્ષિપ્ત ન હોવાપણું વિષમ બંધ (= ગ્રથન) ન હોય તે, બહુ લાંબા નહીં તેવા પણ પરસ્પર સંબંધ સંયોયુક્ત હોવું તે, આશીર્વાદ, નમસ્કાર, વસ્તુનિર્દેશથી ઉપક્રમ થવો, કહેવા માટેના (-અભિષ્ટ) અર્થ (અંગે)ની પ્રતિજ્ઞા (= કથન), તેના પ્રયોજનનો નિક્ષેપ, કવિની પ્રશંસા વગેરે દુર્જન કે સજ્જનતા સ્વરૂપના (નિરૂપણની) માફક રજૂ થાય તેવાં વાક્યોવાળા હોવું, મુશ્કેલ એવા ચિત્ર (અલંકાર) વગેરે પ્રયોજવા, પોતાના અભિપ્રાય, નામ, ઇષ્ટનું નામ, મંગલ (શબ્દ)થી અંકિત (સર્ગ) સમાપ્તિ વગેરે.

अर्थवैचित्र्यं यथा–चतुर्वर्गफलोपायत्वम्, चतुरोदात्तनायकत्वम्, रसभावनिरन्तरत्वम्, विधिनिषेध-व्युत्पादकत्वम्, सुसूत्रसंविधानकत्वम्, नगराश्रमशैलसैन्यावासार्णवादिवर्णनम्, ऋतुरात्रिंदिवार्कास्तमय-चन्द्रोदयादिवर्णनम्, नायकनायिकाकुमारवाहनादिवर्णनम्, मन्त्रदूतप्रयाणसंग्रामाभ्युदयादिवर्णनम्, वन-विहारजलक्रीडामधुपानमानापगमरतोत्सवादिवर्णनमिति ।

५ उभयवैचित्र्यं यथा–रसानुरूपसंदर्भत्वम्, अर्थानुरूपछन्दस्त्वम्, समस्तलोकरञ्जकत्वम्, सदलङ्कार-वाक्यत्वम्, देशकालपात्रचेष्टाकथान्तरानुषञ्जनम्, मर्गद्वयानुवर्तनं चेति ।

तत्र संस्कृतभाषानिबद्धसर्गबन्धं **हयग्रीववधादि**, प्राकृतभाषानिबद्धाश्वासकबन्धं **सेतुबन्धादि**, अपभ्रंशभाषानिबद्धसन्धिबन्धं **अब्धिमथनादि**, ग्राम्यापभ्रंशभाषानिबद्धावस्कन्धबन्धं **भीमकाव्यादि** । प्रायोग्रहणात् संस्कृतभाषयाऽप्याश्वासकबन्धो **हरिप्रबोधादौ** न दुष्यति । प्रायोग्रहणादेव

१० **रावणविजयहरिविजयसेतुबन्धेष्वादितः** समाप्तिपर्यन्तमेकमेव छन्दो भवतीति । गलितकानि तु तत्र कैरपि विदग्धमानिभिः क्षिप्तानीति तद्विदो भाषन्ते ।

**२०२) नायकाख्यातस्ववृत्ता भाव्यर्थशंसिवक्त्रादिः सोच्छ्वासा संस्कृता गद्य-युक्ताख्यायिका ।।७।।**

धीरप्रशान्तस्य गाम्भीर्यगुणोत्कर्षात् स्वयं स्वगुणोपवर्णनं न संभवतीत्यर्थाद् यस्यां धीरोद्धतादिना

१५ नायकेन स्वकीयं वृत्तं सदाचाररूपं चेष्टितं कन्यापहारसंग्रामसमागमाभ्युदयभूषितं मित्रादिष्वाख्यायते, अनागतार्थशंसीनि च वक्त्रापरवक्त्रार्यादीनि यत्र बध्यन्ते, यत्र चावान्तरप्रकरणसमाप्तावुच्छ्वासा बध्यन्ते सा संस्कृतभाषानिबद्धा, 'अपादः पदसंतानो गद्यं' (काव्यादर्श १.२३) तेन युक्ता । युक्त-ग्रहणादन्तरान्तरा प्रविरलपद्यनिबन्धेऽप्यदुष्टा आख्यायिका । यथा हर्षचरितादिः ।

**२०३) धीरशान्तनायका गद्येन पद्येन वा सर्वभाषा कथा ।।८।।**

२० आख्यायिकावन्न स्वचरितव्यावर्णकोऽपि तु धीरशान्तो नायकः तस्य तु वृत्तमन्येन कविना वा यत्र वर्ण्यते, या च काचिद् गद्यमयी यथा **कादम्बरी**, काचित् पद्यमयी यथा **लीलावती**, या च सर्वभाषा काचित् संस्कृतेन काचित् प्राकृतेन काचिन्मागध्या काचिच्छूरसेन्या काचित् पिशाच्या काचिदपभ्रंशेन बध्यते सा कथा ।

प्रबन्धमध्ये परबोधनार्थं नलाद्युपाख्यानमिवोपाख्यानमभिनयन् पठन् गायन् यदेको ग्रन्थिकः

२५ कथयति तद् **गोविन्दवदाख्यानम्** ।

तिरश्चामतिरश्चां वा चेष्टाभिर्यत्र कार्यमकार्यं वा निश्चीयते तत् **पञ्चतन्त्रादिवत्**, **धूर्तविटकुट्टनीमत-मयूरमार्जारिकादिवच्च** निदर्शनम् ।

અર્થગત શોભા - જેમ કે - ચાર વર્ગના ફલના ઉપાયરૂપ હોવું, ચતુર અને ઉદાત્ત નાયકયુક્ત હોવાપણું રસભાવની સભરતા, વિધિ-નિષેધની સમજ આપવી, સુગ્રથિત સંવિધાન હોવું, નગર, આશ્રમ, પર્વત, સૈન્ય, આવાસ, સમુદ્ર વગેરેનું વર્ણન, ઋતુ, રાત્રિ, દિવસ, સૂર્યાસ્ત, ચંદ્રોદય, આદિનું વર્ણન, નાયક, નાયિકા, કુમાર, વાહન વગેરેનું વર્ણન, મંત્ર, દૂત (વિજય માટે) પ્રસ્થાન, સંગ્રામ (નાયકનો) અભ્યુદય વગેરેનું વર્ણન, વનવિહાર, જલક્રીડા, મધુપાન, માન દૂર થવું તે, રતોત્સવ વગેરેનું વર્ણન.

ઉભયગત શોભા - જેમ કે - રસને અનુરૂપ સંદર્ભ હોવો, અર્થને અનુરૂપ છંદોની યોજના, સમગ્ર લોકને રંજક, સારા અલંકારવાળા વાક્યો (નો પ્રયોગ), દેશ, કાલ, પાત્ર, ચેષ્ટા, (વગેરેના વર્ણન) (માટે) કથાન્તર (નું) સંધાન (કરવું), બે માર્ગ (= વિદર્ભ, ગૌડ)નું અનુસરણ વગેરે.

તેમાં સંસ્કૃત ભાષામાં રચાયેલ સર્ગબંધ જેમ કે, હયગ્રીવવધ વગેરે. પ્રાકૃત ભાષામાં રચાયેલ આશ્વાસક બંધ જેમ કે, સેતુબંધ વગેરે, અપભ્રંશ ભાષામાં રચાયેલ સંધિબંધ - જેમ કે, અબ્ધિમંથન વગેરે, ગ્રામ્ય કે અપભ્રંશ ભાષામાં રચાયેલ અવસ્કન્ધકબંધ જેમ કે, ભીમકાવ્ય વગેરે ''प्रायः = ઘણુંખરું'' (શબ્દ)ના ગ્રહણથી સંસ્કૃત ભાષામાં પણ આશ્વાસકબંધ (રચાય), જેમ કે હરિપ્રબોધ વગેરેમાં (તો) દોષ આવતો નથી. ''प्रायः''ના ગ્રહણથી જ, રાવણવિજય, હરિવિજય, સેતુબંધ વગેરેમાં આદિથી અંત સુધી એક જ છંદ છે. (જાતને) વિદગ્ધ માનનારા કેટલાક વડે ત્યાં સ્ખલનો નંખાયાં (= જોવાયાં) છે એમ તદ્વિદો કહે છે.

**૨૦૨) નાયકે કહેલ પોતાના વૃત્તાંતવાળી, ભાવિ અર્થ કહેનાર વક્ત્ર વગેરે (છંદોથી) યુક્ત, ઉચ્છ્વાસયુક્ત, સંસ્કૃતમય, ગદ્યયુક્ત (રચના) આખ્યાયિકા છે. (૭)**

ધીરપ્રશાંત (નાયક)ને વિષે ગાંભીર્ય ગુણના ઉત્કર્ષથી પોતે જાતે પોતાના ગુણોનું વર્ણન (કરે એ) સંભવે નહીં, અર્થાત્, જેમાં ધીરોદ્ધત નાયક દ્વારા પોતાનું વૃત્ત, સદાચારરૂપ ચેષ્ટા, કન્યાનું અપહરણ, સંગ્રામ, સમાગમ, અભ્યુદયથી ભૂષિત ચરિત મિત્રો આગળ કહેવામાં આવે; નહીં આવેલ અર્થાત્ ભાવિ અર્થ કહેનાર વક્ત્ર, અપરવક્ત્ર, આર્યા વગેરે (છંદો) જેમાં ગ્રંથાય, જ્યાં પ્રકરણની સમાપ્તિ માટે ઉચ્છ્વાસોની રચના થાય, તે સંસ્કૃત ભાષામાં રચાયેલ, ગદ્ય એટલે કે શ્લોકના પાદ (કહેતાં ''ચરણ'') વગરની પદોની રચનાથી યુક્ત (તે થઈ આખ્યાયિકા). ''युक्त'' (પદ)ના ગ્રહણથી વચ્ચે વચ્ચે ખૂબ ઓછાં પદ્યનાં નિબંધનથી પણ દોષરહિત એવી આખ્યાયિકા (હોય છે) જેમ કે, હર્ષચરિત વગેરે.

**૨૦૩) ધીરશાંત નાયકવાળી, ગદ્યમાં કે પદ્યમાં, બધી ભાષામાં રચાય છે તે છે કથા. (૮)**

આખ્યાયિકાની જેમ પોતાનું ચરિત વર્ણવનાર નહીં પણ ધીરશાન્ત નાયક (તેમાં) (= કથામાં) હોય છે, પણ તેનું કથાનક બીજા વડે કે કવિ દ્વારા જ્યાં વર્ણવાય અને જે ક્યારેક ગદ્યમય-જેમ કે, કાદંબરી; (તે) ક્યારેક પદ્યમય. જેમ કે લીલાવતી, અને જે બધી જ ભાષામય. ક્યારેક સંસ્કૃતમાં, ક્યારેક પ્રાકૃતમાં, ક્યારેક માગધીમાં, ક્યારેક શૂરસેનીમાં, ક્યારેક પિશાચીમાં, ક્યારેક અપભ્રંશમાં રચાય છે, તે છે કથા.

પ્રબંધમાં બીજાને બોધ કરાવવા માટે નળ વગેરેના ઉપાખ્યાનની જેમ ઉપાખ્યાનનો અભિનય કરતો, પાઠ કરતો, ગાતો, જેમ એક ગ્રંથિક કથન કરે છે તે ગોવિંદ (= ગોવિંદાખ્યાન) ની જેમ આખ્યાન છે.

પશુપંખી કે તે સિવાયનાની ચેષ્ટા દ્વારા જ્યાં કાર્ય કે અકાર્યનો નિશ્ચય કરાય છે તે પંચતંત્ર વગેરેની જેમ તથા ધૂર્ત, વિટ, કુટ્ટનીમત, મયૂરમર્જારિકા વગેરે જેવો ''નિદર્શન'' (નામનો સાહિત્યપ્રકાર) છે.

प्रधानमधिकृत्य यत्र द्वयोर्विवादः सार्धप्राकृतरचिता **चेटकादिवत्** प्रवह्लिका ।

प्रेतमहाराष्ट्रभाषया क्षुद्रकथा **गोरोचना–अनङ्गवत्यादिवन्मन्थल्लिका** । यस्यां पुरोहितामात्यतापसादीनां प्रारब्धानिर्वाहे उपहासः सापि मन्थल्लिका ।

यस्यां पूर्वं वस्तु न लक्ष्यते पश्चात्तु प्रकाश्यते सा **मत्स्यहसितादिवन्मणिकुल्या** ।

५ एकं धर्मादिपुरुषार्थमुद्दिश्य प्रकारवैचित्र्येणानन्तवृत्तान्तवर्णनप्रधाना **शूद्रकादिवत्** परिकथा ।

मध्यादुपान्तो वा ग्रन्थान्तरप्रसिद्धमितिवृत्तं यस्यां वर्ण्यते सा **इन्दुमत्यादिवत्** खण्डकथा । समस्तफलान्तेतिवृत्तवर्णना **समरादित्यादिवत्** सकलकथा । एकतरचरिताश्रयेण प्रसिद्धकथान्तरोपनिबन्ध उपकथा । लम्भाङ्किताद्भुतार्था **नरवाहनदत्तादिचरितवद्** बृहत्कथा एते च कथाप्रभेदा एवेति न पृथग् लक्षिताः ।

१० **२०४) गद्यपद्यमयी साङ्का सोच्छ्वासा चम्पूः ॥९॥**

संस्कृताभ्यां गद्यपद्याभ्यां रचिता, अभिप्रायेण यान्यङ्कानि स्वनाम्ना परनाम्ना वा कविः करोति तैर्युक्ता उच्छ्वासनिबद्धा चम्पूः । यथा **वासवदत्ता दमयन्ती** वा ।

**२०५) अनिबद्धं मुक्तकादि ॥१०॥**

मुक्तकसंदानितकविशेषककलापककुलकपर्याकोशप्रभृत्यनिबद्धम् ।

१५ एषां लक्षणमाह–

**२०६) एकद्वित्रिचतुश्छन्दोभिर्मुक्तकसंदानितकविशेषककलापकानि ॥११॥**

एकेन च्छन्दसा वाक्यार्थसमाप्तौ मुक्तकं यथा–**अमरुकस्य** शृङ्गारशते रसस्यन्दिनो मुक्तकाः । द्वाभ्यां सन्दानितकम् । त्रिभिर्विशेषकम् । चतुर्भिः कलापकम् । एतानि च विशेषानभिधानात् सर्वभाषाभिर्भवन्ति ।

પ્રધાનને ઉદ્દેશીને જ્યાં બે વચ્ચે વિવાદ હોય તે અડધી પ્રાકૃતમાં રચાયેલ (તે) ''ચેટક'' વગેરેની જેમ ''પ્રવહ્લિકા'' છે.

પ્રેતભાષા - મહારાષ્ટ્રભાષા - (= પૈશાચી કે મહારાષ્ટ્રી ભાષા) વડે ક્ષુદ્રકથા (જેમ કે) ગોરોચના તથા અનંગવતી વગેરેની જેમ (થાય છે તે) ''મન્થલ્લિકા'' (નામનો સાહિત્યપ્રકાર) છે. (વળી) જેમાં પુરોહિત, અમાત્ય, તાપસ વગેરેનો, આરંભેલી વસ્તુના અ-નિર્વાહ અંગે મશ્કરી (ઠઠ્ઠો) (કરાય) છે તે પણ ''મન્થલ્લિકા'' છે.

જેમાં પહેલાં વસ્તુ ન જણાય પણ પછી પ્રકાશિત થાય તે મત્સ્યહસિત વગેરેની જેમ ''મણિકુલ્યા'' (કહેવાય છે).

ધર્મ વગેરે પૈકી એક પુરુષાર્થને ઉદ્દેશીને પ્રકારના વૈચિત્ર્ય (= શોભા) દ્વારા મુખ્યત્વે અનંત-વૃત્તાંતના વર્ણનવાળી, શૂદ્રક વગેરેની જેમ ''પરિકથા'' (બને છે).

વચ્ચેથી કે અંત પહેલાં, બીજા ગ્રંથમાં પ્રસિદ્ધ કથાનક જેમાં વર્ણવાય તે ઇન્દુમતી વગેરેની જેમ ખંડકથા છે. સંપૂર્ણ ફલ (પ્રાપ્તિ) રૂપી અંતવાળી કથાનું વર્ણન - (જેમ કે) અમારાદિત્ય વગેરેની જેમ, (તે) સકલકથા છે. ચરિત્રના એક ભાગને આધારે (બીજી) પ્રસિદ્ધ કથાનું નિરૂપણ તે છે ઉપકથા. ''લંભ''થી અંકિત તથા અદ્ભુત અર્થયુક્ત, નરવાહનદત્ત વગેરેના ચરિત્રની જેમ (તે) બૃહત્કથા.

આ (બધા) કથાના જ પ્રભેદો છે તેથી તેને પૃથક્ લક્ષિત કરાયા નથી.

**૨૦૪) ગદ્ય અને પદ્યથી યુક્ત, અંકવાળી અને ઉચ્છ્વાસસહિત (રચના) ચંપૂ (કહેવાય છે). (૯)**

સંસ્કૃતમાં ગદ્ય-પદ્ય દ્વારા રચાયેલ, પોતાના નામે કે બીજાને નામે કવિ (ખાસ) અભિપ્રાયથી જે ચિહ્નો કરે તેનાથી યુક્ત, ઉચ્છ્વાસમાં નિબદ્ધ તે છે ચંપૂ. જેમ કે, વાસવદત્તા કે દમયન્તી.

**૨૦૫) અનિબદ્ધ (રચના) (તે) મુક્તક વગેરે છે. (૧૦)**

મુક્તક, સંદાનિતક, વિશેષક, કલાપક, કુલક, પર્યા, કોશ વગેરે અનિબદ્ધ (રચના) છે.

તેમનાં લક્ષણ કહે છે -

**૨૦૬) એક, બે, ત્રણ કે ચાર છંદ વડે (અનુક્રમે) મુક્તક, સંદાનિતક, વિશેષક અને કલાપક (બને છે). (૧૧)**

એક જ છંદ વડે વાક્યનો અર્થ સમાપ્ત થતાં મુક્તક. જેમ કે, અમરુના શૃંગારશતકમાં રસવાહી મુક્તકો છે. બે (છંદ) દ્વારા (તે) સંદાનિતક. ત્રણ વડે વિશેષક (અને) ચાર વડે કલાપક. આ (પ્રકારો) અંગે ખાસ કહેવાયું ન હોવાથી બધી ભાષાઓમાં સંભવે છે.

**२०७) पञ्चादिभिश्चतुर्दशान्तैः कुलकम् ॥१२॥**

छन्दोभिरिति वर्तते । मुक्तकानामेकप्रघट्टकोपनिबन्धः पर्या । अवान्तरवाक्यसमाप्तावपि वसन्ताद्येकवर्णनीयोद्देशेन मुक्तकानामुपनिबन्धः पर्या । सा कोशेषु प्रचुरं दृश्यते ।

**२०८) स्वपरकृतसूक्तिसमुच्चयः कोशः ॥१३॥**

५ यथा **सप्तशतकादिः** । एकप्रघट्टके एककविकृतः सूक्तिसमुदायो **वृन्दावनमेघदूतादिः** संघातः । विप्रकीर्णवृत्तान्तानामेकत्र सन्धानं **यदुवंशदिलीपवंशादिवत्** संहिता । एवमनन्तोऽनिबद्धगणः । स आदिग्रहणेन गृह्यते ।

इह च सत्सन्धित्वं शब्दार्थवैचित्र्ययोगश्च महाकाव्यवदाख्यायिकाकथाचम्पूष्वपि द्रष्टव्यः ॥

इति–**आचार्यश्रीहेमचन्द्र**विरचितायाम**लङ्कारचूडामणि**संज्ञस्वोपज्ञ**काव्यानुशासन**वृत्तावष्टमोऽध्यायः समाप्तः ॥

●

**૨૦૭) પાંચથી માંડીને ચૌદ (છન્દો) વડે ''કુલક'' (બને છે). (૧૨)**

''છંદ દ્વારા'' તેમ (બધા સાથે જોડાયેલ) છે. મુક્તકોનું એક (જ) નિયમથી (અર્થાત્, એક હેતુથી થયેલું) નિરૂપણ (તે) ''પર્યા'' (કહેવાય છે). બીજું વાક્ય પૂરું થવા છતાં વસંત વગેરે એક વર્ણનીયના ઉદ્દેશથી અનેક મુક્તકોની રચના તે પર્યાય છે. તે કોશમાં ખૂબ જોવા મળે છે.

**૨૦૮) પોતાની તથા બીજાની સૂક્તિનો સમુચ્ચય તે છે કોશ. (૧૩)**

જેમ કે, સપ્તશતક વગેરે. એક જ નિયમમાં (= પ્રયત્નમાં), એક કવિએ રચેલ સૂક્તિનો સમુદાય, જેમ ''વૃંદાવન'', ''મેઘદૂત'' વગેરે (તે) સંઘાત છે. વિવિધ વૃત્તાંતોનું એકસાથે યોજન તે યદુવંશ, દિલીપવંશ વગેરેની જેમ (તે) સંહિતા છે. આ રીતે, અનિબદ્ધ રચના અનંત છે. તે ''आदि'' (પદ)ના ગ્રહણથી સમજાય છે.

અહીં, સંધિયુક્ત હોવું અને શબ્દાર્થની શોભાથી યુક્ત હોવું (તે) મહાકાવ્યની જેમ આખ્યાયિકા, કથા, ચંપૂમાં પણ જોવું.

આ રીતે **આચાર્ય શ્રી હેમચંદ્રવિરચિત કાવ્યાનુશાસનની અલંકારચૂડામણિ નામે સ્વોપજ્ઞવૃત્તિમાં** આઠમો અધ્યાય સમાપ્ત થયો.



# પરિશિષ્ટ-૧

## [1]अकाराद्यनुक्रमेण-अलङ्कारचूडामणिगतानां उदाहरणानामनुक्रमणिका ।

[अत्र क्रमेण श्लोक/पृष्ठ/पङ्क्ति/अध्याय-संख्यानिर्देशः कृतः ।]



---

१. આ અનુક્રમણિકામાં અલંકારચૂડામણિમાં વંચાતાં ઉદાહરણો સૂચિત થયાં છે.

२. શ્લોક સંખ્યા, પૃષ્ઠ સંખ્યા, પંક્તિ સંખ્યા, અધ્યાયસંખ્યા એવો ક્રમ જાણવો.

●

# પરિશિષ્ટ-૨

## प्रमाणत्वेनोदाहृतानां संदर्भाणामकाराद्यनुक्रमणी*



* આગળનો આંકડો સંદર્ભસંખ્યા સૂચવે છે, પાછળના આંકડા પૃષ્ઠ, પંક્તિ, અધ્યાય સંખ્યા દર્શાવે છે.

●

# परिशिष्ट-३

## प्राकृतपद्य-गद्यावतरणानां संस्कृतच्छाया ।

अइ दिअर ५७२।२७६।९।६ [सप्तशतक ५७१; गातासप्तशती ६.७०]

अयि देवर किं न प्रेक्षसे आकाशं किं मुधा प्रलोकसे ।
जायाया बाहुमूले अर्धचन्द्राणां परिपाटीम् ॥

अत्ता एत्थ १४।२२।१८।१ [ध्वन्यालोके (१, पृ. ७१) उद्धृता]

श्वश्रूः अत्र निषीदति[शेते] अत्राहं, दिवसकं प्रलोकस्व ।
मा पथिक रात्र्यन्धक शय्यायामावयोर्निषत्स्यसि ॥

अन्नत्थ वच्च ८५।५२।१।१ [ध्वन्यालोके (३, पृ. ३५२) उद्धृता]

अन्यत्र व्रज बालक स्नान्तीं कस्माद् मां प्रलोकसे ।
एतद् भो जायाभीरुकाणां तीर्थमेव न भवति ॥

अन्नं लडहत्तणयं ५७३।२७६।१४।६ [काव्यप्रकाशे [१०.४५०] उद्धृता]

अन्यद् लटभत्वं अन्यैव कापि वर्तनच्छाया ।
श्यामा सामान्यप्रजापतेः रेखैव न भवति ॥

अहयं उज्जुअ० १७६।११०।२०।२ [गाथासप्तशती २.२७; सप्तशतक १२७]

अहकं[अहं] ऋजुकरूपा तस्यापि उन्मन्थराणि प्रेमाणि ।
सखिकाजनः अनिपुणः, अलं, किं पादरागेण ॥

अहिणवमणहर० २२७।१३८।१६।३ [सरस्वतीकण्ठाभरणे (१.२६.३७) उद्धृता]

अभिनवमनोहरविरचितवलयविभूषा विभाति नववधुका ।
कुन्दलतेव समुत्फुल्लगुच्छपरिलीयमानभ्रमरगणा ॥

आसाइयं० १६।२४।४।१ [सप्तशतक ९५८; सरस्वतीकण्ठाभरणे (४, पृ. ५४९) उद्धृता]

आसादितमज्ञातेन यावत् तावता बधान धृतिम् ।
उपरम वृषभेदानीं रक्ष्यते गृहपतिक्षेत्रम् ॥

उच्चिणसु २०।२४।२७।१ [सप्तशतक ९५९]

उच्चिनुष्व पतितकुसुमं मा धुनीहि शेफालिकां हालिकस्नुषे ।
एषोऽवसानविरसः श्वशुरेण श्रुतो वलयशब्दः ॥

